ॐ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

અધિપતિ–પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઈ છોટાભાઈ દેસાઈ.
સદ્વિદ્યાલંકાર ] વ્યવસ્થાપકો–શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઈશ્વરલાલ રાજા

વાર્ષિક લવાજમ : રૂા. ૪-૩-૦ ‘ વિશ્વમંગલ ’ કાર્યાલય જૂનાગઢ કિંદ બહાર : રૂા. ૬-૮-૦

## વિષય સૂચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | અભિલાષ [ કાવ્ય ] | શ્રી જયનારાયણ ભટ્ટ | ૩૨૧ |
| ૨ | સમ્પાદકીય | ... | ૩૨૨ |
| ૩ | વિશ્વપ્રેમની પ્રવૃત્તિઓ [કાવ્ય] | શ્રી ‘ પુનિત ’ | ૩૨૩ |
| ૪ | શંકા–સમાધાન | શ્રી જયનારાયણ ભટ્ટ · વેદાન્ત શાસ્ત્રી | ૩૨૪ |
| ૫ | ગોધર્મ | શ્રી. કંચનલાલ ગોકળદાસ કાટાવાળા | ૩૨૬ |
| ૬ | ધર્મનો હેતુ, સમાજ, સહકાર સહૃદયતા | શાસ્ત્રી ગૌરીશંકર ભીમજી પુરોહિત... | ૩૨૭ |
| ૭ | અધ્યાત્મ ભાગવત | પૂ. સ્વામી શ્રી માધવતીર્થ... | ૩૨૯ |
| ૮ | અમીના છાંટા... | સંપાદક–સોમચંદ્ર ડી. શાહ | ૩૩૫ |
| ૯ | જ્યોતિષ અને ધર્મ | જ્યોતિર્વિદ પં. રેવાશંકર બરવાળા | ૩૩૬ |
| ૧૦ | હિન્દુધર્મ તેનું શરીર અને આત્મા .. | અનુ: શ્રી ‘ ચંપેશ ’ | ૩૩૭ |
| ૧૧ | અભેદ દર્શન એ જ માનવ ધર્મ | શ્રી. રણછોડદાસ મહેતા બી.એ.એસ.ટી સી. | ૩૪૫ |
| ૧૨ | ગીતાજી એક નીતિ ધર્મ શાસ્ત્ર | શ્રી દલસુખભાઈ ન. વ્હોરા | ૩૪૭ |
| ૧૩ | હિન્દુ ધર્મની વિશાલતા વિશિષ્ટતા... | શ્રી. દિનકરરામ જાનરાય વૈષ્ણવ બી.એ. | ૩૪૭ |
| ૧૪ | ધર્મ એક પુરુષાર્થ | શ્રી. ઉમીશંકર જયશંકર મહેતા બી.એ. | ૩૫૦ |
| ૧૫ | ધર્મ... | શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈ. | ૩૫૩ |
| ૧૬ | સર્વ ધર્મોની સામ્યતા .. | શ્રી. નટવરપ્રસાદ શાસ્ત્રી રૂપાલ | ૩૫૪ |
| ૧૭ | આર્યનો માનવધર્મ | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ. | ૩૫૬ |
| ૧૮ | ઉર–જાગૃતિ [ કાવ્ય ] ... | શ્રી. પ્રતાપકુમાર શાહ | ૩૫૬ |


### જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ–સરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ, વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો ગ્રાહક બનવાની સૂચના, મનીઓર્ડર વિગેરે—અધિપતિ. ‘ વિશ્વમંગલ ’ C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. ઓ. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવો જોઈએ

પ્રકાશક પં મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય, હવેલી લેન–જુનાગઢ

મુદ્રક. રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ–સરકલ ચોક–જુનાગઢ

# વિશ્વમંગલ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. વૈશાખ-૨૦૦૨ મે-૧૯૪૬ અંક ૨ જો

## અ ભિ લા ષ

જ્યાંહથી વિશ્વ અનેક વિકાસતાં;
જ્યહિં રહી રવિરાજ પ્રકાશતા;
જ્યહિં મુમુક્ષુ-મહામન પ્હોંચતાં;
જ્યહિંથી મેઘ જલો વરસાવતાઃ

જ્યહિં સમુદ્ર સુધાકર તારકો
પવન પર્વત વ્યોમ દિગન્તરો
સુર નિશાચર ભૂચર ખેચરો
સકલ ભૂતગણો જગ-મણ્ડલો
અહ હ ! કાલ કરાલ વહાવતો
વિલય થાય વરેણ્ય પ્રદીપ્તિમાં.

એ શાન્ત એકાન્ત અનન્ત સિન્ધુમાં,
નિશ્ચિન્ત નિવૃત્તિવિનોદ ખેલશું;
અત્યન્ત આનંદ બધે નિહાળતા
વિરાજતા એક જ આત્મસિન્ધુમાં.

—જયનારાયણ ભટ્ટ.




## ધર્માંકનો ભવ્ય સત્કાર

પરમકૃપાલુ પરમાત્માની અગાધ કૃપાથી દશમા વર્ષમાં પ્રવેશ પામતા વિશ્વમંગલ માસિકના ધર્માંકથી ગુજરાતી ધાર્મિક સાહિત્યમાં એક અદ્વિતીય ઉમેરો થવા પામ્યો છે. ગુજરાતી ભાષાભાષી જનતાએ એને સત્કાર્યું છે, સાક્ષરોએ એને સન્માન્યું છે અને સામયિકોએ એને ભાવભીનો આદર આપ્યો છે, એમ જાણીને અમોને અનેરો આનંદ થઈ રહ્યો છે.

અનેક વિદ્વાનોએ આ અંક પ્રકાશિત કરવા માટે અમોને અભિનંદનો પાઠવ્યાં છે, મુરબ્બી શુભેચ્છકોએ શુભેચ્છાઓ વ્યક્ત કરીને અમોને ધન્ય બનાવ્યા છે. આ જાણીને અમારૂં હૈયું થનગની રહ્યું છે.

ધન્યવાદને પાત્ર તો એ ધર્માધિપતિ વિશ્વમ્ભર છે, કે જેઓની પરમ કૃપાથી માનવ જીવનનું પરમસાધ્ય તત્ત્વ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ. એમના કૃપાકટાક્ષથી આપણે કર્તવ્યપથપર વિચરીએ છીએ. અમો પણ અમારા કર્તવ્યમાર્ગપર આરૂઢ બનીને જનતા—જનાર્દનની સેવા બજાવતા રહી—નિરપેક્ષ શ્રદ્ધાપૂર્વક ધાર્મિક સાહિત્યની વિશેષતર ઉન્નતિના નિમિત્ત બનીએ એ ભગવદનુગ્રહ વિના બીજું શું છે?

"ધર્માંક પ્રશંસાને પાત્ર બન્યો છે; એની સર્વાંગી ધાર્મિક—સાહિત્યકૃતિ સૌને—સર્વધર્માનુયાયી સજ્જનોને રુચિકર બની છે. આવો સર્વાંગસુંદર વિશેષાંક અત્યારસુધીના ધાર્મિક સાહિત્યમાં એક અગત્યની પૂર્તિ કરે છે" ઇત્યાદિ શબ્દોથી પત્રકાર—મિત્રોએ ધર્માંકની જે કદર કરી છે તેઓના અમો ઋણી છીએ.

આવી પ્રશંસાઓથી વર્તમાન વર્ષમાં અમારે અમારા કર્તવ્યમાર્ગમાં દૃઢ વળગી રહેવાની અમોને દિવ્ય પ્રેરણા મળી છે—વિનમ્રભાવે આ માસિકને વિશેષ લોકભોગ્ય બનાવવામાં અમોને ઉત્તેજન મળ્યું છે અને ચાલુ વર્ષમાં ગયા વર્ષ કરતાં વિશેષ ઉચ્ચ સામગ્રી આપવાનો અમોએ નિશ્ચય કર્યો છે:

## ગ્રાહકો સત્વર કરે!

વિશ્વમંગલના ધર્માંકની નકલો છાપવામાં અમોએ ગયા વર્ષના ગ્રાહકોની સંખ્યા લક્ષ્યમાં રાખી હતી, એટલે કે ગયા વર્ષમાં જેટલા ગ્રાહકો હતા, તેથી દોઢી સંખ્યામાં ધર્માંકની નકલો પ્રકાશિત કરવામાં આવી હતી, પરંતુ માત્ર એક જ માસમાં ગ્રાહકોની સંખ્યામાં સવાગણો ઉમેરો તો થઈ જ ચૂક્યો છે, એટલે એકાદ માસમાં જ ધર્માંક ખલાસ થવાનો સંભવ તો અત્યારથી જ જણાય છે, ધર્માંક મેળવવા માટે ગ્રાહકોનો દરોડો ચાલુ જ છે. એટલે જેઓને ગ્રાહક બનવું હોય તેઓએ વિના વિલંબે તુરત જ લખી જણાવવું જોઈએ.

## નહિં તો શું બનશે?

૩૫૦ પૃષ્ઠો અને ૧૦૦ ચિત્રોવાળા ધર્માંકને પુન: પ્રકાશિત કરવામાં લગભગ બે માસ જેટલો સમય ચાલ્યો જવા સંભવ છે, એટલે ધર્માંકની પ્રથમાવૃત્તિ ખલાસ થઈ ગયા બાદ નવા થનારા ગ્રાહકોને ચાલુ માસના અંકો મળ્યા કરશે, અને ધર્માંક છપાઈ જાય ત્યાંસુધી તેની રાહ જોવી પડશે: આવા સંયોગોમાં ધર્માંક મેળવવા માટે પ્રેમી પાઠકોએ જલદીમાં જલદી ગ્રાહક બની જવું જોઈએ: અને તેમ નહિં કરનારાઓને—આલસ્યમાં રહી જનારાઓને કદાચ ધર્માંકની બીજી આવૃત્તિ પ્રકાશિત થાય ત્યાંસુધી ધૈર્યપૂર્વક રાહ જોવી પડશે:

## વિશેષ—

ધર્માંક માટેના લેખો અતિશય પ્રમાણમાં આવી પડતાં સ્થલાભાવને લીધે રહી ગએલા તેમજ વિલમ્બથી પ્રાપ્ત થએલા લેખોને ઉપયોગી આ અંકને પણ ધર્માંકના પૂર્તિ—અંકના રૂપમાં તૈયાર કરવામાં આવ્યો છે.

આવતા અંકથી વિશ્વમંગલના ૬ઠ્ઠા વર્ષથી ૮મા વર્ષ સુધી બહુ પ્રશંસા પામેલો 'કાવ્ય કલાપ'નો વિભાગ 'કાવ્યકુંજ'ના નામથી આપવાની ઇચ્છા છે. આવતા અંકથી આ વિભાગ કાવ્યરસિક જનતાનું એક અનેરું આકર્ષણ બનશે.

## શ્રી કલ્યાણ ગ્રન્થમાલાના સમ્બન્ધમાં

શ્રી કલ્યાણ ગ્રન્થમાલાના ગ્રાહકોને નમ્ર નિવેદન કે–'હિન્દુધર્મ ક્રાન્તિ' નામના ગ્રન્થમાલાના ત્રીજા પુસ્તકના લેખનકાર્યમાં અનિવાર્ય કારણોથી વિલંબ થયો છે, તેમજ કાર્યાલયનો તમામ સ્ટાફ પણ 'વિશ્વમંગલ'ની વ્યવસ્થાના કાર્યમાં રોકાયેલો હોવાથી ગ્રન્થમાલાના ત્રીજા પ્રકાશનમાં વિશેષ વિલમ્બ થવા પામ્યો છે, આથી 'હિન્દુધર્મ ક્રાન્તિ'ને બદલે 'પુષ્પાંજલિ' નામનું એક ધાર્મિક નવલિકાઓનું પુસ્તક આપવાનો નિર્ણય કરવો પડ્યો છે, એના લેખક પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, સદ્વિદ્યાલંકાર છે. આ પુસ્તકમાં સંગ્રહેલી ઉત્તમ ધાર્મિક વાર્તાઓ અત્યન્ત રુચિકર અને બોધપ્રદ નિવડશે એવો અમોને દૃઢ વિશ્વાસ છે. આ પુસ્તક બહુ જ ટુંક સમયમાં ગ્રન્થમાલાના ગ્રાહકોની સેવામાં મોકલવામાં આવશે. અકસ્માત થયેલા આ વિલમ્બ માટે પ્રેમી પાઠકો અમોને ક્ષમા કરશે એવી આશા છે.

મુંબઈથી મંગાવેલા કાગળો સમયસર નહિં આવવાથી ન છૂટકે આ અંકમાં કામચલાઉ ઝાંખા કાગળોનો ઉપયોગ કરવો પડ્યો છે.

સંભવ છે કે વિશ્વમંગલના ગ્રાહકોને 'ધર્માંક' ક્રમસર રજીસ્ટર્ડ કરવામાં એકાદ માસ મોડું થવાના કારણથી આ બીજો અંક પહેલાં મળે અને ધર્માંકનું રજીસ્ટર્ડ પાછળથી મળે: તો થોડી શાન્તિ જાળવીને 'ધર્માંક'ની રાહ જોવા નમ્ર વિનતિ છે, પોસ્ટ ઑફીસમાં અમુક નિયમિત સંખ્યામાં જ રજીસ્ટર્ડ પેકેટો લેવાતાં હોઈને આ નિવેદન કરવું જરૂરી છે. એટલે કૃપાળુ ગ્રાહકોએ આ બાબતના પત્રવ્યવહારમાં **ઊતરવા પહેલાં શાન્તિપૂર્વક ધર્માંકની રાહ જોવી જરૂરી છે.**

વિનીત નિવેદકો

| **પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી** | **દેસાઈ મગનભાઈ છોટાભાઈ** |
|---|---|
| તંત્રી : વિશ્વમંગલ | સહતંત્રી : વિશ્વમંગલ |

## વિશ્વપ્રેમીની પ્રવૃત્તિઓ

(કૃપા–કિરણો જ્યાં પ્રભુનાં પડે છે એ–રાગ)

જગત–પ્રેમ જેના હૃદયમાં વસે છે,<br>
સદા લોક–કલ્યાણ કાજે ધસે છે—જગત–પ્રેમ....(૧)

કરી સત્ય–આગ્રહ બધાને બચાવે,<br>
ધરી પ્રેમ–દોરી બધાને નચાવે,<br>
મુકુટ વિણુ રાજા બનીને હસે છે—જગત–પ્રેમ....(૨)

વિના શસ્ત્ર સંગ્રામ માંહી ઝુકાવે,<br>
જગતનાં જે કષ્ટો તે પોતે ઉઠાવે,<br>
છતાં એક ડગલું ન પાછું ખસે છે—જગત–પ્રેમ....(૩)

કદિ કર્મ–પંથે જો મૃત્યુ જ આવે,<br>
કરી મુખ હસતું એ મૃત્યુ વધાવે,<br>
ભરી લોક–સેવા તો નસે નસે છે—જગત–પ્રેમ....(૪)

અમર–ગીત એના જગત નિત્ય ગાતું,<br>
ખરું એજ જીવન તો 'પુનિત' થાતું,<br>
ધરી નિજ કાયા પરાર્થે ઘસે છે—જગત–પ્રેમ....(૫)

—શ્રી 'પુનિત'



# શંકા–સમાધાન

લે. શ્રી જયનારાયણ ભટ્ટ: વેદાન્ત શાસ્ત્રી

શંકા એ કોઈ અજાણી વસ્તુ નથી. કોઈને કોઈ પણ પ્રકારની શંકા ન હોય એવું સંભવતું નથી. જ્યારે સઘળી શંકાઓનું સમાધાન થઈ જાય છે ત્યારે તે જીવનો મોક્ષ થાય છે એવો સિદ્ધાન્ત એક બાજુ પડી રહેલો છે. એટલે શંકા એ સ્વાભાવિક વસ્તુ છે. ૬૪ અર્થની ધાર્મિક ભૂમિકાઓમાં શંકાનો ઇતિહાસ અને વર્તન બહુ મહત્ત્વભર્યો છે. વૈદિક કાળમાં પણ શંકાઓ થએલી જોવામાં આવે છે: ગાર્ગીએ યાજ્ઞવલ્ક્ય પાસેથી સમાધાન મેળવ્યાં છે; અર્જુને પણ ગીતામાં કંઈ થોડી શંકાઓ નથી કરી. અને જો શ્રીકૃષ્ણને એ એક પછી એક શંકાઓ પૂછતો ન ગયો હોત તો ઘાણી દૂરે એવી ઝડપથી પાઠ કરવા છતાં બ્રાહ્મણોનો કલાક સવા કલાક ખગડે એવી મોટી ભગવદ્‌ગીતા રચાઈ ન હોત. જો કે આ ગીતાના શ્રેષ્ઠ ગણાતા તત્ત્વજ્ઞાનમાં પણ અર્વાચીન પ્રાચ્ય–પાશ્ચાત્ય વિદ્વાનોને ઘણી શંકાઓ અને મતભેદો છે; અને ઘણાએ તેના મનનમાં જિંદગીનો મોટો ભાગ ગુમાવે છે, કે જેટલા વખતમાં ફુનેહબાજ વેપારીઓ સાધારણમાંથી લાખોપતિ થઈને બેસી જાય છે. છતાં તેઓને માટે પણ શંકા એ સાવ નિરુપયોગી વસ્તુ નથી. પૈસાદાર થવા છતાં પણ પ્રતિષ્ઠા–કીર્તિ સહેલાઈથી મેળવી શકાતી નથી; તેને માટે પણ ધાર્મિક ક્ષેત્રોમાં માથાં મારવાં પડે છે; થોડા ઘણા પૈસા બગાડવા પડે છે; ભક્તિ પણ કરવી પડે છે; સાધુ–સંન્યાસીઓ પાસે જવું પડે છે; કથાઓ સાંભળવી પડે છે...વગેરે. કથા સાંભળતી વખતે પણ કેવળ પ્રતિક્ષણ માથું હલાવ્યા કર્યે ચાલતું નથી; કોઈ કોઈવાર શંકા પણ કરવી પડે છે, અને તે પણ અમુક જાતની મર્યાદામાં રહીને જ. તે માટે શંકાઓ કરવાની પદ્ધતિથી પહેલાં જાણકાર થવું પડે છે. દાખલા તરીકે કોઈ એવી શંકા કરે, કે: રાવણે તેના શત્રુ રામજી હતા, સીતાજી ન હોતાં, છતાં રામજીનું હરણ ન કરતાં સીતાજીનું હરણ શા માટે કર્યું? તો તે શંકા અયોગ્ય કરી ગણાય; કારણ કે શાસ્ત્રમાં સ્પષ્ટ કર્યું છે કે રાવણે સીતાનું હરણ કર્યું. અને શાસ્ત્રોમાં કહેલા ગહન વિષયો ઉપર શંકાની નજરે જોનાર મનુષ્ય નાસ્તિક ગણાવા સાથે મહાપાપી થઈ જાય છે. હા...એવી શંકા ભાવિક જનો કરી શાસ્ત્રના વિષયોનો તોડ કાઢે તો ઘટતું છે, જેમકે: કોઈ શ્રોતા પૂછે છે કે, ગુરુમહારાજ! આપે શાસ્ત્રની કથા કહી તેમાં આવ્યું હતું–રાવણે સીતાજીનું હરણ કર્યું, તો પછી તે સીતાજી હરણમાંથી પાછાં માણસમાં ક્યારે બન્યાં તેનું મને સમાધાન કરવા કૃપા કરશો. આવી રીતે જ્યારે શંકા કરવાની પદ્ધતિની ખબર ન હોય તે વખતે ભલભલાઓની સ્થિતિ વિષમ બની જાય છે. શંકા ન કરે તો જ્ઞાન પોપટિયું ગણાય છે અને શંકા કરતાં આવડે નહિં તો ઉલટી અપ્રતિષ્ઠા થાય છે અથવા પોકળ ફૂટી જાય છે. આવી સ્થિતિમાંથી બચવાનો ઉપાય કોઈ કોઈને જ હાથ આવી જાય છે, અને તે એ કે કથા ધ્યાન સાથે (સહિત), સાંભળવી. આ પદ્ધતિમાં આંખો બંધ રાખવાની હોય છે, એટલે તેમાં શંકા બાબતનો ભય મોટે ભાગે દૂર રહે છે. એટલે એકાગ્રતા પણ સચવાય છે ને નિદ્રાની ઊણપ હોય તો તે પણ દૂર થઈ જાય છે. કથામાં રસ પડતો હોય તેવું પણ દેખાય છે અને કોઈ વખત સમાધાન વધુ થતાં ક્ષવણ રસનો સાક્ષાત્કાર થવાનો પણ સંભવ રહે છે. ઉપરાંત શંકા કરનારાઓ આગળ ટકી રહેવાનું શસ્ત્ર પણ તેઓને મળી જાય છે: संशयात्मा विनश्यति। અને પોતે શંકા કરનારાઓ કરતાં ઊંચા દરજ્જામાં–ઊર્ધ્વભૂમિકામાં વિહરે છે; કારણ કે શંકા એ અજ્ઞાનની સૂચક છે અને પોતે શંકાથી નિર્લેપ અવસ્થામાં–જલકમલવત્ રહે છે. અલબત્ત વાચસ્પતિ મિશ્રે સંશય અને પ્રયોજનને જિજ્ઞાસાનાં કારણ જણાવ્યાં છે; છતાં જિજ્ઞાસા-અવસ્થા એ એકડિયા જેવી છે, જ્યારે પોતે ઘણીવાર

પૂર્ણબ્રહ્મથી પણ અમુક ડગલાં આગળ જઈ શકે છે, અને ધાર્મિક વર્ગમાં અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કરે છે.

શંકાના વિષયમાં જોવા જતાં આવાં આવાં વમળો અનેક જગાએ દેખાશે. આજે આપણે એવાં વમળોમાંથી બહાર નીકળી આ લેખના નિમિત્તભૂત શંકાનું સમાધાન કરવા સંક્ષેપમાં પ્રયત્ન કરીશું.

વિશ્વમંગલના ૧૯૪૫ ના સાતમા અંકમાં પૃષ્ઠ ૧૧૦ ઉપર 'આકાશથી સૃષ્ટિની ઉત્પત્તિ' એવો લેખ છે. એક મહાશયના જણાવવા પ્રમાણે એ લેખ શંકાનું કારણ ઊભું કરે છે. કારણ કે, "તેનો અર્થ એવો નીકળી શકે છે કે પૃથ્વી વગેરે પાંચ ભૂતોમાંનું જે આકાશ છે તેનાથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે અને તે જ પરમાત્મા-પરમેશ્વર છે. અને ગીતામાં તો પાંચ તત્ત્વોની ગણતરી અપરા પ્રકૃતિમાં કરેલી છે; જેમકે-

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च** **अपरेयमिति।** આમ ગીતા પ્રમાણે આકાશ એ અપરા પ્રકૃતિમાં આવે છે. પરમેશ્વર પરમાત્મા તો સર્વ દૃશ્ય પદાર્થો-પાંચ ભૂતોથી પર છે. તેમજ **नैनं छिन्दन्ति०** આ શ્લોક-ગીતામાં આત્માને લાગુ પડે છે અને આ લેખમાં આકાશને!-એવું કહ્યું છે.' મતલબ કે આ લેખ શંકાનું કારણ ઊભું કરે છે." હવે આ ઉપર આપણે વિચારીએ, કે આમને આ લેખ ઉપર શંકા થવામાં કારણ એકમાત્ર ગીતા છે, અને નૈયાયિકોનો એવો નિયમ છે કે કારણનો નાશ થાય તો કાર્યનો પણ નાશ થઈ જાય: એટલે જો ગીતાનો નાશ થાય તો શંકાનો નાશ થઈ શકે. પણ આપણે શંકાનો નાશ કરવાનો નથી; આપણે તો શંકાનું સમાધાન કરવાનું છે. ગીતામાં જ કહ્યું છે કે **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।** એટલે જો શંકા છે તો તેનો અભાવ-નાશ કોઈ દિવસ મેળવી શકાતો નથી; હા, સમાધાન મેળવી શકાય છે, અને 'મેળવી શકાય છે' એમાં પણ કોઈ હાથમાં આવવાની વસ્તુ હોતી નથી. અર્થાત્ શંકા હોય છે અને તેનું સમાધાન હોય છે. શંકા જિજ્ઞાસુની પાસે હોય છે અને સમાધાન જ્ઞાનીની પાસે હોય છે; છતાં બન્નેની પાસે કંઈ હોતું નથી, કારણ કે સમાધાન થયા પછી શંકા બેસી રહેતી નથી અને સમાધાન એ આત્મસ્વરૂપથી કોઈ જુદી વસ્તુ નથી. છતાં એક ત્રીજી વસ્તુ રહી જાય છે. જો **नासतो विद्यते भावो०** એ શ્લોક પ્રમાણે કોઈ વસ્તુનો અભાવ સંભવતો નથી તો પછી અભાવ શબ્દને કઈ વસ્તુનો વાચક સમજવો? કારણ કે દરેક શબ્દો હયાતી ધરાવતી વસ્તુઓના જ વાચક હોય છે :: તો અહિં આપણને સમાધાન મળશે કે જે જિજ્ઞાસા વગરના અજ્ઞાની માણસો છે, તેમની પાસે નથી શંકા, કે નથી સમાધાન; પણ છે માત્ર શંકાનો નાશ. અભાવ શબ્દનો અર્થ નાશ થાય છે. **णश अदर्शने मस्यते इति नाशः।** અદર્શન અર્થાત્ અવ્યક્ત હોવું. એટલે શંકાનો નાશ અજ્ઞાનીમાં હોય છે, જન્મ જિજ્ઞાસુમાં હોય છે અને જ્ઞાની જન્મમરણથી મુક્ત-સમાધાનમાં હોય છે. માટે શંકાથી મુક્ત થવા માટે સમાધાનની જરૂર છે; શંકાનો નાશ કરવાની કે શંકાનું કારણ બનનારી ગીતાનો નાશ કરવાની જરૂર નથી. શંકાનો નાશ એ મરણાવસ્થા છે, શંકાનો જન્મ એ જીવન-અવસ્થા છે અને સમાધાન એ મુક્તાવસ્થા છે. જે લોકોને શંકાઓ હોતી નથી તેઓ મરેલા છે. ગીતા વગેરે શાસ્ત્રો તેમને જીવતા બનાવી મુક્ત કરે છે. છતાં જેઓ બુદ્ધિના સ્વાભાવિક પ્રવાહને અટકાવી માત્ર શાસ્ત્રોના આધારે જ શંકાઓ મેળવે છે, તેઓ ગુલામ જીવન જીવે છે. સંપૂર્ણ સંસાર એ શંકાનું જ ક્ષેત્ર છે, એ કોઈ સત્ય વસ્તુ નથી. વાસનાથી મુગ્ધ બનેલા જીવો સંસારના દેખતા વિષયોને સત્ય માની તેઓને ભોગવવામાં રચ્યાપચ્યા રહે છે. તેઓ કોઈ દિવસ સંતોષ અર્થાત્ સમાધાન પ્રાપ્ત કરી શકતા નથી. જેઓ વિષયો પાછળ દોડવામાં પાછું વળીને જુએ છે અને તટસ્થ વૃત્તિથી તેઓના સ્વરૂપનો વિચાર કરે છે તેઓને મુગ્ધ અવસ્થામાં સત્ય લાગતા તમામ વિષયોનું સ્વરૂપ શંકાસ્પદ લાગવા માંડે છે. અને વિવેકબુદ્ધિવાળા આવા વિચારશીલ પુરુષો, સામે દેખાતા સંપૂર્ણ સંસારને પોતાના આત્મસ્વરૂપમાં જ અજ્ઞાનને લીધે દેખાતો જોઈ શકે છે અને તેઓને જોનાર અને દેખનાર વચ્ચેનો કાલ્પનિક ભેદ દૂર થઈ એક જ આત્મતત્ત્વના નિશ્ચયરૂપે સમાધાન થાય છે:-

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥**

આવા વિચારકોને જ્યારે સંસારના સ્વરૂપના જ્ઞાનમાં ગુંચવણ ઊભી થાય છે ત્યારે શાસ્ત્ર તેમને માત્ર માર્ગદર્શક બને છે-મદદકર્તા બને છે. નહીં તો -

**यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम्।**
**लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥**

(આગળ આવતા અંકે)

છે. એ આખું પ્રકરણ, અન્તર્ગત સંવાદ, વિચાર, શીલ અને ચિન્તનપરાયણ માણસોને રુચિકર લાગશે જ. તેમાં સંસારમાં કેવી રીતે ધર્માચરણ કરવાથી માનવને સુખ મળે, ધર્મ એટલે શું? વગેરે વિગતો જણાવવામાં આવી છે. વિવિધ ધર્મો બાબત યક્ષે પૂછ્યું—

किं स्विद्धर्मं परंलोके कश्च धर्मः सदाफलः।
किं नियम्य न शोचन्ति कैश्च सन्धिर्न जीर्यते॥

આ લોકમાં શ્રેષ્ઠ ધર્મ કયો? નિત્યફળવાળો ધર્મ કયો? કોને નિયમમાં રાખવાથી માણસને શોક કરવો પડતો નથી? અને કોની સાથે કરાયેલી સંધિ તૂટતી નથી? યુધિષ્ઠિરે જવાબ દીધો કે—

आनृशंस्यं परंधर्मं त्रयीधर्मः सदाफलः।
मनो यस्य न शोचन्ति, सन्धिः सद्भिर्न जीर्यते॥

નિર્દયતા અથવા દયા એ ઉત્તમ ધર્મ છે. ત્રણ વેદને અનુસરી પળાયલો ધર્મ સર્વદા ફળ આપે છે. મનને વશમાં રાખવાથી શોક થતો નથી અને સજ્જન સાથે કરેલી મૈત્રી ( સંધિ ) કદાપિ તૂટતી નથી. મનુષ્યમાત્રે પ્રાણી તરફ દયાળુ અન્તઃકરણ રાખવું એ જ સર્વશ્રેષ્ઠ ધર્મ છે.

યક્ષ કહે છે કે—

कः शत्रुर्दुर्जयः पुंसां कश्च व्याधिरनन्तकः।
कीदृशश्च स्मृतः साधुरसाधुः कीदृशःस्मृतः॥

પુરુષનો અજેય શત્રુ કોણ, કયો વ્યાધિ અન્ત વગરનો, સાધુ કોને કહેવાય અને અસાધુ કોને જાણવો?

યુધિષ્ઠિર કહે છે કે—

क्रोधः सुदुर्जयः शत्रुर्लोभो व्याधिरनन्तकः
सर्वभूतहितः साधुरसाधुर्निर्दयः स्मृतः

ક્રોધરૂપી દુશ્મન માણસનો શત્રુ છે, લોભ એ અન્ત વિનાનો વ્યાધિ છે. દરેક પ્રાણીનું હિત ચાહે-કરે એ સાધુ અને તદ્દન નિર્દયને અસાધુ જાણવો-(સરખાવો त्रिविधं नरकस्येदं० सर्वभूतहितेरताः )

યક્ષ કહે છે—

को मोदते किमाश्चर्यं कः पन्था का च वार्तिका।
वद मे चतुरः प्रश्नान्मृता जीवन्तु बान्धवाः॥

કયો મનુષ્ય સુખી છે, આશ્ચર્યકારક વસ્તુ કઈ છે, માર્ગ કયો, અને વાર્તા એટલે શું?

યુધિષ્ઠિર કહે છે—

હે યક્ષ—જે પુરુષ કરજ વિનાનો છે એટલે કે દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ, એમ ત્રણ ઋણ જેણે ચૂકવ્યાં હોય તે જ કરજ વિનાનો ગણાય. જે પ્રવાસ કરનારો નથી. અને પાંચમે કે છઠ્ઠે દિવસે શાક, કે જે કંઇ મળે તેમાં જ આનંદ માની આજીવિકા ચલાવનાર સુખી ગણાય; અર્થાત્ अर्थमनर्थं भावय नित्यम् એ હિસાબે અર્થને અનર્થકારક માની સંપત્તિની વૃદ્ધિ માટે એ પ્રવાસે જતો નથી; પરંતુ નીતિ અને ધીરજથી સુક્કો રોટલો, પાંચ છ દિવસે મળે અથવા તો રોજ દિવસના પાંચમા કે છઠ્ઠા ભાગમાં એટલે કે સાંજના મળે તે ખાઈને સંતોષ રાખે તે સુખી છે. મોટી આશ્ચર્યકારક વસ્તુ એ કે સમાસંબંધીના મૃત્યુ બાદ શબને પોતાની ખાંધ ઉપર જઈને બાળી ભસ્મ કરે છે, અને નામ તેનો નાશ પોતાની આંખોએ જોવા છતાં સદાકાળ સ્થિર થઈને રહીશું એવી અપેક્ષા રાખે છે એથી વિશેષ આશ્ચર્ય શું? માર્ગ કયો? દેશ-કાળનો વિચાર કરી ડાહ્યા મોટેરા અને સદાચરણી અનુભવી લોકો જે માર્ગે ચાલતા હોય તે જ માર્ગે આપણે ચાલવું એ જ માર્ગ કહેવાય.

વિસ્મયકારક વાર્તા કઈ? આ મારું, આ તારું વગેરે સ્વાર્થી ભાવના રાખી અંદર અંદર લડી મરે છે. જીવનનું કંઈ શ્રેય કરતા નથી કોઈ પણ જાતની સેવા આપતા નથી અને કાળની દાઢમાં પડી કચડાઈ ભસ્મ થઈ જાય છે છતાં ચેતે નહિં એ જેવી વિસ્મયકારક વાર્તા છે.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः

ધર્મ એટલે શું? ધર્મરાજા યુધિષ્ઠિર કહે છે કે—

ધર્મનો જો નાશ કર્યો હોય તો તે નાશકર્તાનો નાશ કરે છે, અને ધર્મનું રક્ષણ કર્યું હોય તો તે રક્ષણકર્તાનું રક્ષણ કરે છે.

યક્ષનું સ્વરૂપ ધારણ કરનાર ધર્મે યુધિષ્ઠિરની ધાર્મિક પરીક્ષા કરતી વેળાએ આવા સુંદર પ્રશ્નોત્તર થયા છે. બાકી તો કુટુંબધર્મ, સમાજ ધર્મ, માનવધર્મ, વગેરે ધર્મો રચાય છે.

ધર્મનો પ્રયાસ પરસ્પર સમજ સહૃદયતા અને સહકાર સાધવાનો છે.

ભાગવત ૧, ૨, ૧૩ માં કહે છે કે—

જે સારી રીતે પાળેલા ધર્મથી હરિ સંતુષ્ટ થાય એ એની સફળતા છે. ધર્મનો અર્થ અનુભવ અથવા મનોવૃત્તિ છે. તે મનની કલ્પના નથી પણ એક શક્તિ છે.

ધર્મપ્રેમી કે ધર્મિષ્ઠ વ્યક્તિ વાગ્જાળ રચનારી નથી હોતી. તર્કવાદી કે દલીલબાજી કરનાર પણ નથી હોતી. પરંતુ જીવતી જાગતી સહૃદયતાની મૂર્તિરૂપ હોય છે.

સંપૂર્ણ.

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

( ધર્માંકના પૃષ્ઠ ૧૬૦ થી ચાલુ )

## પુરંજન–આખ્યાન

પૃથુરાજાના વંશમાં એક પ્રાચીનબર્હિ નામના રાજા થયા. તે યજ્ઞ વગેરે કર્મકાંડમાં તથા યોગાભ્યા-



પ્રાચીનબર્હિ રાજા અને નારદજી.

સમાં કુશળ હતા. તેમણે બ્રહ્માજીના કહેવાથી સમુદ્રની કન્યા શતદ્રુતિની સાથે વિવાહ કર્યો હતો. તેનાથી પ્રાચીનબર્હિને પ્રચેતા નામના દશ પુત્રો થયા. શતદ્રુતિએ પોતાના નૂપુરના ઝંકારથી દેવ, અસુર, ગન્ધર્વ, મુનિ, સિદ્ધ અને મનુષ્ય વગેરેને પોતાને વશ કરી લીધા હતા; તેથી એ સમુદ્રની કન્યા સમજવાની નથી પણ કર્મકાંડની અથવા યોગની સિદ્ધિ સમજવાની છે. કેટલાક યોગીઓ પોતાની યોગશક્તિથી કેટલાકને મુગ્ધ કરી નાખે છે તેવો આ પ્રસંગ સમજવાનો છે.

આ પ્રાચીનબર્હિ રાજા કામ્ય કર્મો–પશુમેધાદિ યજ્ઞો કરવામાં રોકાયેલો હતો, તેને એવાં કર્મોથી નિવૃત્ત કરવા માટે એક વખત નારદજી ફરતા ફરતા પ્રાચીનબર્હિ રાજા પાસે આવી ચઢ્યા: નારદજીએ તેને દિવ્ય દૃષ્ટિદ્વારા યજ્ઞમાં હણાયેલાં પશુઓ બતાવ્યાં, અને સમજાવ્યું કે તારા યજ્ઞમાં હણાયેલાં આ પશુઓ તીક્ષ્ણશૃંગથી તારા મરણ બાદ તારા સૂક્ષ્મદેહને મારવાનાં છે, કારણ કે કરેલાં કર્મનો બદલો જન્માન્તરે પણ ભોગવવો પડે છે.

હે રાજા! આ કર્મોદ્વારા તું કેવા કલ્યાણની ઇચ્છા કરે છે? દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિરૂપ કલ્યાણ તો આ કર્મના માર્ગમાં પ્રાપ્ત થઇ શકતાં નથી. (આજે પણ આપણે જોઇએ છીએ કે જાપાને ઘણાં વર્ષ સુધી ઘણો પુરુષાર્થ કરીને પોતાનું એક સ્વતંત્ર રાજ્ય ઉત્પન્ન કર્યું પણ તે થોડા વખતમાં બીજા રાજ્યના હાથમાં ગયું. જર્મનીનું પણ એવું જ બન્યું. એવી રીતે બીજાં કોઇ રાજ્ય નિર્ભય નથી ) માણસ સુખ માટે પ્રયત્ન કરે છે પણ સુખ મળતું નથી. જે જે વસ્તુ કર્મથી પ્રાપ્ત થાય છે તે અનિત્ય રહે છે. રાજા નારદજીને કહે છે કે

"મારી બુદ્ધિ કર્મથી વ્યાપ્ત થઇ ગઇ છે તેથી મને તે સિવાય બીજો કાઇ માર્ગ સૂઝતો નથી. આપ મને નિર્મલ જ્ઞાનનો ઉપદેશ આપો કે જેથી હું કર્મના બન્ધનમાંથી છૂટી શકું; કારણ કે પુત્ર, સ્ત્રી અને ધનને જ પરમ પુરુષાર્થ માનવાવાળો મૂઢ પુરુષ કપટધર્મવાળા ગૃહસ્થાશ્રમમાં રહીને આવાગમનરૂપ સંસારના માર્ગમાં ભટકતો રહે છે અને પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી." ( ૪-૨૫-૬ )

આના જવાબમાં નારદજી તેને એક પુરંજન નામના રાજાનું આખ્યાન કહે છે. આ આખ્યાનમાં વૈરાગ્ય અને જ્ઞાનનું જોર સારૂં બતાવેલ છે. વળી એ આખું આખ્યાન આધ્યાત્મિક ભાવે ( એટલે સમાધિભાષામાં ) જ સમજવાનું છે; કારણ કે આખ્યાન પૂરૂં કર્યા પછી તરત જ નારદજી તેનો આધ્યાત્મિક અર્થ સમજાવે છે. શ્રીમદ્ ભાગવતની રચના જ એવા પ્રકારની છે કે તેમાં ઘણે ઠેકાણે સાચી હકીકત પાછળના ભાગમાં આપવામાં આવેલ છે. તેથી જો કથાનો પાછળનો ભાગ ધ્યાનમાં રહે તો જ કથાનું ખરૂં સ્વરૂપ સમજાય છે. વાંચનારાઓની સગવડની ખાતર શ્રીમદ્ ભાગવતમાં આ આખ્યાનનો આધ્યાત્મિક અર્થ પહેલાં નીચે આપવામાં આવે છે. તેની સામે પ્રમાણ તરીકે શ્રીમદ્ ભાગવતના અધ્યાયનો શ્લોક-નંબર પણ આપેલ છે. એટલું સમજાયા પછી પુરંજન-આખ્યાન સમજવામાં વધારે સગવડ પડશે.

| સામાન્ય અર્થ | વિશેષ અર્થ | શ્લોકનું પ્રમાણ |
|---|---|---|
| પુરંજન રાજા | જીવ | ૨-૨૯-૨ |
| અવિજ્ઞાત મિત્ર | ઈશ્વર | ૪-૨૯-૨ |
| નવ દ્વારવાળું નગર | શરીર | ૪-૨૯-૩ |
| સ્ત્રી | બુદ્ધિ | ૪-૨૯-૫ |
| દશ સેવક | દશ ઇંદ્રિયો | ૪-૨૯-૬ |
| પાંચ શિખાવાળો (સ્ત્રીનો) રક્ષક | પાંચ પ્રાણ | ૪-૨૯-૬ |
| પાંચાલ દેશ | પાંચ વિષયો | ૪-૨૯-૭ |
| રથ | સ્વપ્નશરીર | ૪-૨૯-૧૮ |
| પ્રવૃત્તિમાર્ગ | દક્ષિણપાંચાલ | ૪-૨૯-૧૩ |
| નિવૃત્તિમાર્ગ | ઉત્તર પાંચાલ | " |
| મૃગયા કરવાનું કર્મ | પાંચ વિષયોનો ભોગ | ૪-૨૯-૨૦ |
| ચંડવેગ ગંધર્વ | કાળરૂપી સંવત્સર | ૪-૨૯-૨૧ |
| ૩૬૦ ગંધર્વ | એક વર્ષના દિવસ | " |
| કાલ કન્યા | વૃદ્ધાવસ્થા | ૪-૨૯-૨૨ |
| યવનરાજ | મૃત્યુ | " |
| સૈનિક | માનસિક અને શારીરિક ક્લેશ | ૪-૨૯-૨૩ |
| બે પ્રકારના તાવ | શીત અને ઉષ્ણ જ્વર | " |
| પુરંજનને સ્ત્રીનો અવતાર | પ્રકૃતિમાં રહેલ જીવ | ૪-૨૯-૨૬ |

નારદજી કહે છે કે-" પૂર્વકાળમાં પુરંજન નામનો એક મોટો કીર્તિશાળી રાજા હતો. તેને અવિજ્ઞાત નામનો મિત્ર હતો. તે મિત્રનાં કર્મ કોઇ જાણી શકતું નહોતું. પુરંજન રાજા પોતાને રહેવા લાયક સ્થાનની શોધમાં પૃથ્વી ઉપર ભટકતો હતો. એક દિવસ તેણે હિમાલયની દક્ષિણે એક નવ દરવાજા વાળું નગર જોયું. તેમાં અનેક પ્રકારનાં બજાર, વિશ્રામસ્થાન વગેરે હતાં. તેમાં રાજાએ એક ઉત્તમ સ્ત્રીને તેના દશ સેવકો સાથે જોઇ, તે સુંદરીની રક્ષા એક પાંચ માથાવાળો સર્પ કરતો હતો. તે સ્ત્રી પોતાને અનુકૂળ એક પતિ શોધતી હતી. પુરંજને તે સ્ત્રીને પૂછ્યું, ' તું કોણ છે ? આ વખતે તું ક્યાંથી આવી છે ? આ તારા સેવક કોણ છે ? આ સર્પ કોણ છે ? હું તારા ઉપર મોહિત થયો છું." સ્ત્રીએ કહ્યું " મને કોણે ઉત્પન્ન કરી તે હું જાણતી નથી. ( બુદ્ધિને ખબર નથી કે તેને કોણે ઉત્પન્ન કરી ?) આ નગર કોણે રચ્યું તેની પણ મને ખબર નથી. ( ૪-૨૯-૩૪ ) જ્યારે હું સૂઇ જાઉં છું, ત્યારે આ સર્પ ( પ્રાણ ) મારી રક્ષા કરે છે. આપને વિષયભોગની ઇચ્છા હોય તો હું આપને ઇચ્છા પ્રમાણે ભોગ આપી શકીશ. આપ આ નવ દ્વારવાળા નગરમાં સો વર્ષ સુધી રહો. આપના સિવાય બીજા ( વિષય ન જાણનાર જીવ ) મારે કામના નથી. આ લોકમાં ગૃહસ્થાશ્રમધર્મમાં જ બધા લાભ છે. માટે હું આપને પતિ તરીકે ખુશીથી સ્વીકારીશ."

આવો જવાબ સાંભળી પુરંજને તે સ્ત્રી સાથે સંબંધ બાંધ્યો. બંને તે નગરમાં એક સો વર્ષ પર્યંત રહ્યાં, અને રાજાએ ખુબ સંસારનું સુખ લીધું. આ પ્રમાણે વિષયોમાં આસક્ત થયેલ ચિત્ત ( અજ્ઞાની જીવ ) પુરંજન રાજા સ્ત્રીની ( બુદ્ધિની ) છેતરપી ઠીધો એવો ફસાઇ ગયો કે જે કામ રાણી કરતી હતી તે પોતે કરવા લાગ્યો. જ્યારે તે દારૂ પીતી હતી ત્યારે તે પણ દારૂ પીતો હતો, જ્યારે તે ખાતી હતી ત્યારે તે ખાતો હતો, જ્યારે તે ગાતી હતી ત્યારે પોતે પણ ગાતો હતો. એ જ જીવના અનર્થનું મૂળ છે કે તે પ્રકૃતિના ધર્મનું અનુકરણ કરવા લાગી જાય છે. ગીતામાં ૧૩મા અધ્યાયમાં પણ કહેલ છે કે પુરુષ પ્રકૃતિમાં રહીને પ્રકૃતિના ગુણો ભોગવવા મંડી જાય છે અને પ્રકૃતિના ગુણનો સંગ તેને જુદી જુદી યોનિઓમાં જન્મ અપાવે

છે. તે સ્ત્રી રોતી ત્યારે પુરંજન રોવા લાગતો, હસતી ત્યારે હસતો અને બોલતી ત્યારે બોલતો, (૪-૨૫-૫૮) તે સ્ત્રી દોડતી ત્યારે તે દોડતો. અને ઊભી રહેતી ત્યારે ઊભો રહેતો. તે સાંભળતી કે દેખતી ત્યારે રાજા સાંભળતો અને દેખતો. તે શોક કરતી તો પોતે શોક કરવા લાગતો. એ પ્રમાણે સ્ત્રીનું અનુકરણ કરનાર રાજા અજ્ઞાનીની માફક પાળેલા પશુની માફક તેની આજ્ઞામાં રહેતો હતો. લગભગ બધા જીવો પોતાની પ્રકૃતિને વશ થઇ જાય છે. એ રૂપમાં આ કથા સમજવાની છે.

એક દિવસ તે રાજા હાથમાં ધનુષ લઇ શીઘ્રગામી રથ ઉપર ચઢી, શિકાર માટે વનમાં ગયો. ત્યાં તેણે ઘણા પશુઓને માર્યાં. પછી રાજા બહુ થાકી ગયો. ઘેર પાછો આવી થોડી વાર નિદ્રા લઇ તેણે થાક ઊતાર્યો અને પછી સ્ત્રીને બોલાવી પણ તે આજે ઘરમાં જોવામાં આવી નહિ; તેથી તે શોકથી બધા સેવકોને પૂછવા લાગ્યો. સેવકોએ કહ્યું કે આ તમારી રાણી બિછાના વગર પૃથ્વી ઉપર અસ્ત વ્યસ્ત હાલતમાં પડી છે. પુરંજન તે સ્ત્રીને કહેવા લાગ્યો કે તું આવી દશામાં કેમ પડી છે? કોઇએ તને દુઃખ આપ્યું હોય તો મને કહે; મેં આજ સુધી તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરેલ નથી; ફક્ત તારી આજ્ઞા લીધા વગર હું વનમાં ગયો એટલી જ ભૂલ મેં કરી છે. એ પ્રમાણે વિનંતી કરવાથી તે સ્ત્રી ફરી હોશમાં આવી ગઇ અને બંન્નેએ સાથે ઘણો વખત રમણ કર્યું: એવી રીતે કેટલો વખત ચાલ્યો ગયો તે બાબત રાજાને ખબર રહી નહિ. (જીવને પણ સંસારના મોહમાં કેટલો વખત ચાલ્યો જાય છે તેની ખબર રહેતી નથી) આ પ્રમાણે પુરંજનની જુવાની પૂરી થઇ. રાજાને તે સ્ત્રીથી ૧૧૦૦ પુત્ર અને ૧૧૦૦ કન્યાઓ પ્રાપ્ત થઇ, અહીં મન સહિત દશ ઇંદ્રિયો મળતાં અગિયારમાં ૧૧૦૦ જેટલો વિષયરસ વધ્યો એમ સમજવાનું છે, તેમાં તેની અર્ધું આયુષ્ય જતું રહી. ખરી રીતે ૫૦ વર્ષની અંદર ૧૧૦૦ પુત્ર થવાનો સંભવ નથી પણ વિષયોની વૃત્તિ તેટલી વધી જાય છે. તેમાં દરેક પુત્રને પાછા સો સો પુત્ર થયા. તેથી પાંચાલ દેશમાં પુરંજનનો વંશ વધી ગયો. ( એટલે વૃત્તિઓ વધી ગઇ; પછી નારદજી બર્હિષદ રાજાને કહે છે તમારી માફક તેણે યજ્ઞ કર્યો અને અનેક પશુઓનું તેમાં બલિદાન દીધું. આ પ્રમાણે પરમાર્થના સાધનમાં સાવધાન ન રહીને પુરંજન કુટુંબમાં આસક્ત થઇ ગયો, અંતે તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ. તે વખતે ચંડવેગ નામનો એક ગંધર્વરાજ (કાળ) ત્રણસો સાઠ ગંધર્વોને લઇને તે નગર ઉપર ચડી આવ્યો; તેણે નગરને લૂંટવા માંડયું ત્યારે સર્પ તેની સામે થયો, છેવટે સર્પ (પ્રાણ) પણ થાકી ગયો; તેથી પુરંજન બહુ ચિંતામાં આવી પડયો.

તે વખતે કાળની એક પુત્રી (વૃદ્ધાવસ્થા) પોતાને યોગ્ય પતિ શોધતી શોધતી ફરતી હતી, તેણે ભય નામના યવનને પોતાના પતિ થવા વિનંતી કરી પણ તેણે જવાબ આપ્યો કે મેં તારે માટે એક પતિ નક્કી કરી રાખેલ છે. તું કર્મજનિત લોકને બળાત્કારથી ગુપ્ત રીતે ભોગવ. તું મારી સેના સહિત (ભયસહિત) જા. તારા દ્વારા સંપૂર્ણ પ્રજાનો નાશ થશે. આ પ્રજ્વાર (તાવ) નામનો મારો ભાઇ છે અને તું મારી બ્હેન છે. તમને બંન્નેને સાથે લઇ આપણે અવ્યક્ત ગતિથી સંપૂર્ણ લોકમાં ફરશું. એમ કહી તેઓ ફરવા લાગ્યા. એક દિવસે એ ત્રણેએ આવી પુરંજનના નગરને ઘેરી લીધું. કાલકન્યા તે શહેરનું સુખ ભોગવવા લાગી. પુરંજન બહુ દુઃખી અને ચિન્તાગ્રસ્ત થયો. પછી તેણે તે નગર છોડવાનો વિચાર કર્યો. પ્રજ્વારે તે શહેરને સળગાવી મૂક્યું. શહેરનો રક્ષક સર્પ (પ્રાણ) પણ બહુ પીડા પામ્યો, અને તે શહેરની રક્ષા કરવા સમર્થ ન થયો. સર્પ ત્યાંથી જવાની તૈયારી કરવા લાગ્યો તે વખતે પુરંજન રાજા એવી ચિંતા કરવા લાગ્યો કે હવે મારા કુટુંબનું શું થશે; તે વખતે ભય નામનો યવન ત્યાં આવ્યો, સર્પ નગરની બહાર નિકળ્યો અને તેની સાથે ચાલ્યો ગયો. તે વખતે તે નગર (શરીર) છિન્ન ભિન્ન થઇ ગયું અને પોતાના કારણમાં મળી ગયું. પુરંજન રાજાને મરતી વખતે સ્ત્રીનું ચિંતન રહેવાથી બીજા જન્મમાં તે વિદર્ભ દેશના રાજાને ત્યાં સ્ત્રી થઇને જન્મી. પછી તે સ્ત્રી મહારાજ મલયધ્વજને પરણી, તેનાથી તેને એક કન્યા અને ૭ પુત્ર થયા. અંતે મલયધ્વજ રાજા પોતાના અંતઃકરણમાં રહેલ વિશુદ્ધ વિજ્ઞાનદીપથી સાક્ષાત્ ભગવાન હરિરૂપ ગુરુના ઉપદેશથી પોતાને સ્વપ્નપ્રપંચના સાક્ષી જાણીને ઉપરામ થઇ ગયા અને છેવટે આત્માને પરબ્રહ્મમાં અને પરબ્રહ્મને આત્મામાં અભિન્નરૂપે જોઇ; એ અભેદચિંતનને પણ ત્યાગી,

સર્વથા શાન્ત થઇ ગયા. તેની સ્ત્રી વૈદર્ભી ઘણી ચિંતા કરવા લાગી.

પછી એક આત્મજ્ઞાની બ્રાહ્મણે તે સ્ત્રીને ઉપદેશ આપવા માંડયો કે તું કોણ છે તે જાણે છે? તું પૂર્વજન્મમાં કોણ જીવ હતો? તારે એક અવિજ્ઞાત મિત્ર હતો. પહેલાં હું અને તું બંન્ને માનસરોવર (અંતઃકરણ)માં રહેવાવાળા હંસ (શુદ્ધસ્વભાવના) હતા. હે મિત્ર તેં વિષય ભોગની ઇચ્છાથી મને છોડી કોઇ સ્ત્રીએ બનાવેલું નગર જોયું. એ નગરમાં (શરીરમાં) પ્રવેશ કરનાર જીવ પોતાને જાણતો નથી. તે સ્ત્રીની (પ્રકૃતિની) સાથે રમણ કરવાથી તારી આ દશા થઇ છે. તું વિદર્ભરાજની પુત્રી નથી અને આ મલયધ્વજ તારો પતિ નથી. તું પોતાને પુરુષ કે સતી સ્ત્રી માને છે તે મારી માયાને લઇને છે. વાસ્તવમાં તું બંન્નેમાંથી કોઇ નથી. હે મિત્ર હું ઈશ્વર છું, તું જીવ છે, છતાં તું મારાથી અન્ય નથી, હું તારો આત્મા જ છુ એવો નિશ્ચય કર. બુદ્ધિમાન પુરુષો જીવ અને ઈશ્વર વચ્ચે કંઇપણ અન્તર દેખાતા નથી. જેમ પુરુષ પોતાના એક જ રૂપને દર્પણમાં અથવા બીજા પુરુષના નેત્રમાં બે પ્રકારનું દેખે છે તેવો ખોટો ભેદ આપણા બંન્ને વચ્ચે છે. (૪-૨૮-૬૩)

આ પ્રમાણે ઈશ્વરરૂપ જ્ઞાની બ્રાહ્મણે જીવરૂપ પુરંજન (કે જે બીજા જન્મમાં સ્ત્રી થયો હતો,) ને સાવધાન કરવાથી તે પોતાના સ્વરૂપમાં સ્થિત થયો અને તેણે મિત્રના વિયોગથી ભૂલી ગયેલ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. હે રાજા! મેં તને આ આત્મજ્ઞાનનું વર્ણન પરોક્ષ રૂપથી સંભળાવ્યું છે; કારણ કે ભગવાનને આવું અપ્રકટ વર્ણન જ પ્રિય છે. (૪-૨૮-૬૫)

પ્રાચીનબર્હિ રાજા નારદજીને કહે છે કે "આપના વચનોના ગૂઢ અભિપ્રાય અમારી સમજમાં આવતા નથી. એ તો વિવેકી પુરુષો જ સમજી શકે, અમારા જેવા કર્મમાં મોહ પામેલા તે ન સમજી શકે. માટે તે કથા સ્પષ્ટ કરીને સમજાવો." તેના જવાબમાં નારદજી કહે છે કે પુરંજનને જીવ સમજો અને અજ્ઞાત નામનો તેનો મિત્ર બતાવ્યો તે ઈશ્વર છે. સ્ત્રીને બુદ્ધિ સમજો અને તેના અનુચરોને ઇંદ્રિયો સમજો વગેરે જે વિશેષ અર્થ આગળ આપેલા છે તે અર્થમાં આખી કથાનો સાર ચોથા સ્કંધમાં ૨૯મા અધ્યાયમાં અધ્યાત્મ ભાવે ફરીથી આપેલ છે. છેવટે કહે છે કે જીવ સ્વયંપ્રકાશ હોવા છતાં આ પ્રમાણે પોતાના આત્મા (પરમગુરુ ભગવાન્) ને જાણતો નથી, તે પ્રકૃતિના ગુણોમાં લિપ્ત થઇ જાય છે અને કર્મ પ્રમાણે ભિન્ન ભિન્ન યોનિઓમાં જન્મ લે છે (૪-૨૯-૨૭) અને તેને છૂટવાનો ઉપાય સૂઝતો નથી. જેમ માથા ઉપર કોઇએ ભાર ઉપાડેલ હોય તે ખભા ઉપર લઇલે ત્યારે માથાનું દુઃખ ઓછું થાય છે પણ ખભાનું દુઃખ વધે છે તેમ જીવ એક દુઃખમાંથી બીજા દુઃખમાં પડે છે.

नैकान्ततः प्रतीकारः कर्मणां कर्म केवलम् ।
द्वयं ह्यविद्योपसृतं स्वप्ने स्वप्न इवानघ ॥
૪-૨૯-૩૪

અર્થ-જેમ સ્વપ્નમાં બીજું સ્વપ્ન આવે એ સ્વપ્નમાંથી છૂટવાનો ઉપાય નથી, તેવી જ રીતે કર્મના ફળના ભોગથી સર્વથા છૂટવા માટેનું સાધન કેવલ કર્મ નથી કારણ કે બન્ને કર્મ અવિદ્યાજન્ય છે.

अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते ।
मनसा लिङ्गरूपेण स्वप्ने विचरतो यथा ॥
૪-૨૯-૩૫

અર્થ-જેમ મનોમય લિંગશરીરથી સ્વપ્નમાં વિચરવાવાળા પ્રાણીને સ્વપ્નના પદાર્થ વાસ્તવમાં ન હોવા છતાં પણ સાચા જેવા ભાસે છે, તેમ દેહ અને અંતઃકરણ-અનાત્મ પદાર્થ વાસ્તવમાં ન હોવા છતાં તેમાં અભિમાન કરનાર જીવનો જન્મમરણરૂપ સંસાર નિવૃત્ત થતો નથી.

अथात्मनोऽर्थभूतस्य यतोऽनर्थपरम्परा ।
संसृतिस्तद्व्यवच्छेदो भक्त्या परमया गुरौ ॥
૪-૨૯-૩૬

અર્થ-જે અજ્ઞાનને લઇને પરમાર્થસ્વરૂપ આત્માને અનેક પ્રકારના અનર્થરૂપ જન્મમરણરૂપી સંસારચક્રમાં ભટકવું પડે છે તે અજ્ઞાનનો નાશ ગુરુદેવમાં પરમભક્તિ વડે થાય છે.

કર્મમાં આગ્રહ રાખનાર માણસ કર્મથી પર આત્માને જાણી શકતો નથી. વળી તે શરીરને હું માને છે અને તેથી શરીરને અનુકૂળ વિષયને આત્માનુકૂલ સમજીને કાર્યમાં પ્રવૃત્તિ કરે છે. પ્રાચીનબર્હિ રાજાને કર્મકાંડમાં બહુ આગ્રહ હતો તે છોડાવવા માટે નારદજી ઉપદેશ આપે છે. જેમાં કર્મ ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ-કે

સંસ્કૃતિ કરવાની હોય ત્યાં ત્યાં કર્મની જરૂર પડે છે. આત્મામાં એ ચારે ન હોવાથી કર્મની જરૂર પડતી નથી. જે મોક્ષનો અધિકારી થયો એટલે મુમુક્ષુ થયો તેને માટે કર્મનો અધિકાર સમાપ્ત થઈ જાય છે. પરીક્ષિત રાજાએ પણ ૭ દિવસ સુધી ભગવાનની કથાઓ સાંભળીને આત્મજ્ઞાન મેળવ્યું હતું, બીજું કોઈ કર્મ કરેલ નથી: વળી કર્મ પુરુષતંત્ર છે અને જ્ઞાન વસ્તુતંત્ર છે. જે વસ્તુતંત્ર છે તેમાં વિધાન બનતું નથી. સંસાર-દશામાં આત્માની સાથે કર્મ રહે છે. જો મોક્ષદશામાં પણ આત્માની સાથે કર્મ રહે: તો સંસાર પણ રહેશે, અને તેથી મુક્તિ સિદ્ધ થશે નહિ. વળી કર્તાભોક્તાવાળો અનાત્મ પદાર્થ આત્માના અજ્ઞાનરૂપ હેતુથી સ્વપ્નની માફક જણાય છે. જેમ સ્વપ્નમાંથી જાગતાં સ્વપ્નનો બધો પ્રપંચ નિવૃત્ત થઈ જાય છે તેમ આત્મજ્ઞાન થતાં સમસ્ત પ્રપંચ નિવૃત્ત થઇ જાય છે.

વળી શ્રુતિમાં કહે છે કે क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे એટલે આત્મજ્ઞાન થતાં બધાં કર્મનો ક્ષય થાય છે; ગીતામાં પણ કહેલ છે કે ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन । એટલે જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મને બાળી નાખે છે દ્વૈતનો જ્યારે અભાવ થાય છે ત્યારે સાધ્યસાધન ભાવ જ નથી રહેતો તો કર્મનાં અંગ કેવી રીતે રહે? વળી જે પોતાને બધાં કર્મોથી અસંગ સમજે છે, તે કર્મ કેવી રીતે કરી શકે? અપ્રાપ્ત વસ્તુમાં ક્રિયા-કારકભાવની અપેક્ષા રહે છે, નિત્યપ્રાપ્તમાં રહેતી નથી. ઇચ્છા વગેરે આત્માથી ઉત્પન્ન થતાં નથી, પણ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. અજ્ઞાનની સાથે જ કર્મના હેતુ વર્ણ, આશ્રમ અને શરીર વગેરેનું અભિમાન પણ રહે છે. અજ્ઞાનનો નાશ થાય ત્યારે તે રહેતું નથી; તેથી જ્ઞાનીને માટે કર્મનું વિધાન બનતું નથી. જ્યાંસુધી કર્મમાં ચિત્ત લાગ્યું રહે છે: 'આટલું કર્યું', આટલું કરવાનું બાકી છે,' ત્યાંસુધી તે વૃત્તિ શુદ્ધ આત્માનું દર્શન કરવા સમર્થ થતી નથી. અવિદ્યા અને તેનો સંબંધ પણ બ્રહ્મમાં તાત્ત્વિક નથી, એટલે કલ્પિત વસ્તુ બ્રહ્મમાં રહે તેથી બ્રહ્મને કોઈ વિરોધ નથી. સર્પમાં દુઃસ્વપ્નનું કલ્પિત અંધારું રહે તેમાં સર્પને કાંઈ નુકશાન નથી. વળી અવિદ્યામાં રહીને એટલે અવિદ્વાન્ થઈને બ્રહ્મ અને અવિદ્યાના સંબંધની કલ્પના બને છે. જેને સાક્ષાત્કાર થયો છે. તેની દૃષ્ટિથી અવિદ્યા નથી, તેથી અવિદ્યાનો કોઈ પણ પ્રકારનો સંબંધ બ્રહ્મમાં સિદ્ધ થઈ શકતો નથી.

આવા જ્ઞાન માટે વૈરાગ્ય જોઇએ અને એ બન્ને ભગવાન વાસુદેવની એકાગ્રતાપૂર્વક ભક્તિ કરવાથી પ્રાપ્ત થાય છે, એમ નારદજી સમજાવે છે. (૪-૨૯-૩૭) રોજ ભગવાનની કથા સાંભળવાથી ભક્તિયોગ તરત પ્રાપ્ત થાય છે. ભક્તોની મંડળીઓમાં ભગવાનના ચરિત્રરૂપ અમૃતથી ભરેલી નદીઓ વહે છે. સગુણ સ્વરૂપ અનંત હોવાથી જીવ પોતાની શક્તિથી ભગવાન સાથે એકતા પામી શકતો નથી, તેથી ઋષિમુનિઓ અને દેવો પણ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને જાણવા સમર્થ થતા નથી; જ્યારે ભગવાન અનુગ્રહ કરે છે ત્યારે તેને જાણી શકાય છે.

यदायमनुगृह्णाति भगवानात्मभावितः ।
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥
૪-૨૯-૪૬

અર્થ—જે વખતે અંતઃકરણમાં ધ્યાન લાગે છે, અને શ્રી ભગવાન જીવના ઉપર કૃપા કરે છે ત્યારે જીવ આ લૌકિક અને વૈદિક કર્મોમાં આસક્ત થયેલ પોતાની બુદ્ધિ છોડી દે છે. એવી બુદ્ધિ છૂટી જાય એ જ અનુગ્રહનું ચિહ્ન છે, માટે હે રાજા જે માત્ર સાંભળવામાં પ્રિય લાગે છે, પણ વાસ્તવમાં પરમાર્થને સ્પર્શ કરતાં નથી અને અજ્ઞાનથી પરમાર્થરૂપ લાગે છે તેવાં કર્મોમાં તમે વસ્તુદૃષ્ટિ ન કરો (૪-૨૯-૪૭) એટલે તેને સત્ય ન માનો. જેઓ વેદને કર્મપર માને છે તેઓ વાસ્તવમાં કર્મનો મર્મ જાણતા નથી. તું મોટો કર્મનો અભિમાની થઈ ગયો છે અને ઉદ્ધત થઇ ગયો છે, પણ વાસ્તવમાં કર્મ અને જ્ઞાનના રહસ્યની તને ખબર નથી. તેથી ટુંકામાં સમજી લે કે:—

तत्कर्म हरितोषं यत्सा विद्या तन्मतिर्यया ।

અર્થ— વાસ્તવમાં તે જ કર્મ છે કે જેથી હરિ સંતોષ પામે અને તે જ વિદ્યા છે કે જેથી હરિમાં ચિત્ત રહે.

આ શ્લોક બહુ ઉપયોગી છે અને નિશાળોના વિદ્યાર્થીઓને ખાસ ભણાવવા જેવો છે. કોઇને એમ પ્રશ્ન થાય કે ત્યારે શ્રીહરિ ક્યાં છે તો નારદજી કહે છે કે—

हरिर्देहभृतामात्मा स्वयं प्रकृतिरीश्वरः

અર્થ–શ્રીહરિ સંપૂર્ણ દેહધારીઓના આત્મા છે, નિયામક છે અને સ્વતંત્ર કારણ છે.

તેથી જેમણે પોતાનું કલ્યાણ કરવું હોય તેમણે તેમના ચરણકમલનો એકમાત્ર આશ્રય લેવો. જેનાથી કોઈને અણુમાત્ર પણ ભય થતો નથી. એ બધાનો પ્રિયતમ આત્મા છે. જે પુરુષ એવું જાણે છે તે જ નિશ્ચય જ્ઞાની છે અને જે જ્ઞાની છે તે જ ગુરુ છે અને સાક્ષાત્ શ્રીહરિ છે. (૪–૨૯–૫૧)

માટે હે રાજા તમે ચિત્તનો નિરોધ કરો અને વૃત્તિઓને ચિત્તમાં સ્થાપન કરો. વળી જ્યાં વિષયી પુરુષોની ચર્ચા થતી હોય એવા ગૃહસ્થાશ્રમને છોડો, પરમહંસોના આશ્રયરૂપ શ્રીહરિને પ્રસન્ન કરો અને ક્રમશઃ સંસારના દુઃખથી ઉપરામ થઈ જાઓ.

(૪–૨૯–૫૫)

પ્રાચીનબર્હિ રાજા કહે છે કેઃ–આપે મને જે આત્મવિદ્યાનો ઉપદેશ આપ્યો, તે મેં બરાબર સાંભળ્યો. મારા મનમાં એવો સંદેહ હતો કે વેદ કર્મપર છે કે જ્ઞાનપર છે? તે આપે દૂર કર્યો. જે બાબત સમજવામાં ઈંદ્રિયોની ગતિ પહોંચી શકતી નથી તેમાં મોટા મોટા ઋષિઓ પણ મોહિત થઈ જાય છે. હવે મને સમજાવો કે જે સ્થૂલ શરીરદ્વારા પુરુષ કર્મ કરે છે તે આંહી છોડી જાય છે અને સૂક્ષ્મ શરીરથી પરલોકમાં આ લોકમાં કરેલ પાપપુણ્યનું ફળ ભોગવે છે. તે સંબંધ કેવી રીતે માનવો? કારણ કે જે જે કર્મ થાય છે તે બીજી ક્ષણમાં જ નષ્ટ થઈ જાય છે, તે કર્મ લોકાન્તરમાં રહેતાં નથી.

નારદજી–જે મનરૂપ લિંગદેહથી મનુષ્ય આ લોકમાં કર્મ કરે છે તેના દ્વારા જ તે પરલોકમાં તેનું ફળ પ્રત્યક્ષ ભોગવે છે. જેમ સ્વપ્નની અવસ્થામાં રહેલ પુરુષ જાગ્રતના શરીરનું અભિમાન છોડીને, બીજા સૂક્ષ્મ શરીરથી મનમાં સંસ્કારરૂપથી રહેલાં કર્મોને સ્વપ્નમાં ભોગવે છે તેમ પરલોકમાં પણ તે જ પ્રમાણે કર્મનાં ફળ ભોગવે છે. ચિત્તની. ભિન્નભિન્ન પ્રકારની વૃત્તિઓથી પૂર્વજન્મના કર્મોનું અનુમાન થઈ શકે છે. કોઈ કોઈ વાર સ્વપ્નમાં એવી વાતો દેખાય છે કે પહેલાં કદી સાંભળી કે જોયેલી ન હોય; તેથી મનની પૂર્વ વાસનાઓના કારણનો અનુભવ થાય છે. જ્યાંસુધી અનાદિકાળથી બનેલા બુદ્ધિ, મન, ઈંદ્રિય, અને શબ્દ વગેરે વિષયરૂપ ગુણોના સંઘાતરૂપ આ લિંગદેહ વર્તમાન છે, ત્યાંસુધી માણસમાં "હું અને મારું" એ ભાવનો અભાવ થતો નથી. સુષુપ્તિ, મૂર્છા, શોક, ભય, મૃત્યુ અને તાવ વગેરેને વખતે પણ અહંકાર સૂક્ષ્મરૂપથી રહે છે. જેમ અમાસના દિવસે ચંદ્ર દેખાતો નથી છતાં અવ્યક્ત રૂપથી હોય છે, તેમ જુવાનીમાં સ્પષ્ટ દેખાતી ઈંદ્રિયો ગર્ભાવસ્થા અને બાળક–અવસ્થામાં પણ હોય છે.

હવે આગળ કહેલી વાત ફરીથી કહે છે.

अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।
ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा ॥

૪–૨૯–૭૩

અર્થ–જેમ સ્વપ્નમાં કોઈ વસ્તુનું અસ્તિત્વ ન હોવા છતાં જાગ્યા વગર અનર્થની નિવૃત્તિ થતી નથી તેમ વિષયોનું ચિંતન કરવાવાળા પુરુષનું જન્મમરણરૂપી સંસારચક્ર (વસ્તુતઃ સાચું ન હોવા છતાં) આત્મજ્ઞાન વગર નિવૃત્ત થતું નથી.

આવો શ્લોક આગળ આ જ પ્રકરણમાં આવેલ છે. આ શ્લોક એટલો ઉપયોગી છે કે શ્રીમદ્ભાગવતમાં તે ૬–૭ વાર છે. એકાદશ સ્કંધમાં ૨૨મા અને ૨૮મા અધ્યાયમાં પણ છે. આંહી કહેવાની મતલબ એવી છે કે સ્વપ્નાની માફક વાસ્તવમાં સંસાર સાચો નથી, છતાં જે સાચો નથી તેનું ધ્યાન જીવ કર્યા કરે તો તે સંસારની નિવૃત્તિ થાય નહિ. તેથી અવિદ્યાની દશામાં અવિદ્યાનો અને કર્મનો નિષેધ થઈ શકતો નથી. વિદ્યાની દશામાં તેની નિવૃત્તિ થાય છે. કલ્પિત વસ્તુ પ્રમાણને સહન કરી શકતી નથી. જે પ્રમાણને સહન ન કરી શકે તેને જ અવસ્તુ કહે છે. છીપમાં ભૂલથી દેખાતું રૂપું અવસ્તુ છે, તેમાં કોઈ પ્રમાણ નથી; તેમ અવિદ્યા પણ અવસ્તુ છે, તેમાં કોઈ પ્રમાણ નથી. જો અવિદ્યા પ્રમાણથી સિદ્ધ થાય તો તેનો નાશ થાય નહિ.

બધાં પ્રમાણ પોતપોતાના વિષયોમાં વ્યવસ્થિત રહે છે પણ અવિદ્યાને માટે કોઈ તાત્ત્વિક પ્રમાણ નથી.

જેમ ઘટમાં માટીનો અભેદ સ્વાભાવિક છે, ભેદ અવિદ્યાવાળો છે; તેમ જીવ અને બ્રહ્મનો અભેદ સ્વાભાવિક છે અને ભેદ અવિદ્યાવાળો છે, નાસ્તિક નથી. અવિદ્યાથી ઉત્પન્ન થયેલ ભેદ જ્ઞાનથી જ નિવૃત્ત થાય.

જેના ચિત્તમાં રાગ વગેરે દોષ છે, તેનામાં તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થતું નથી. જે રાગ વગેરેને આત્મધર્મ માને છે, તેનામાં તત્ત્વજ્ઞાનની સંભાવના જ નથી. તેથી નારદજી પ્રાચીનબર્હિ રાજાને કહે છે કે સોળ તત્ત્વના રૂપમાં વિસ્તૃત થયેલ આ પંચભૂતવાળું લિંગશરીર જ ચેતનાશક્તિથી યુક્ત થઈને જીવ કહેવાય છે. તેની સાથે પરસ્પર અધ્યાસ થઈ જવાથી જીવ ભિન્ન ભિન્ન શરીરને ધારણ કરે છે અને છોડી દે છે. અને તે અધ્યાસને લઈને હર્ષ, શોક, ભય, દુઃખ અને સુખ વગેરેનો અનુભવ કરે છે. જેમ સ્વપ્ન વખતે સ્વપ્ન ખોટું લાગતું નથી તેમ જાગ્રતની ભૂલ વખતે જાગ્રત ખોટું લાગશે નહિ, વાસ્તવમાં મન જ મનુષ્યને જન્મ વગેરેની પ્રાપ્તિ કરાવે છે. (૪-૨૯-૭૭) જ્યાં સુધી જીવ ઇંદ્રિયોથી ભોગવેલા ભોગોનું ચિંતન કરી વારંવાર તેવાં કર્મ કરે છે ત્યાંસુધી તેવાં કર્મ રહેવાથી અનાત્મ વસ્તુમાં આત્માભિમાન કરવાવાળા પુરુષને અવિદ્યારૂપ કર્મના બંધનમાં પડવું પડે છે. માટે એવા કર્મબંધનથી છૂટવા માટે સંપૂર્ણ વિશ્વને ભગવદ્રૂપ સમજીને તન-મનથી શ્રીહરિનું ભજન કરો.

આટલો ઉપદેશ પ્રાચીનબર્હિરાજાને આપી નારદજી ત્યાંથી સિદ્ધ લોકમાં ચાલ્યા ગયા. પાછળથી તે રાજા પણ પોતાના પુત્રોને રાજ્ય સોંપી તપ કરવા કપિલ-આશ્રમમાં ચાલ્યા ગયા. ત્યાં સંપૂર્ણ વિષયોની આસક્તિ છોડીને એકાગ્ર મનથી શ્રીહરિના ચરણકમળનું ભક્તિપૂર્વક ચિંતન કરતા કરતા તેમના જેવા થઈ ગયા. (૪-૨૯-૮૨)



## અમીનાં છાંટા



સંપાદક—સોમચંદ ડી. શાહ

જેમ દુનિયા રોટલાના દાતારની સામે દોડાદોડ કરે છે તેમ ધર્મના દાતારની સામે કોઈ દોડાદોડ કરતું નથી; તેનું કારણ એ જ કે ભોગની રુચિ છે અને ધર્મ પ્રત્યે અરુચિ છે.

આજે દુનિયામાં અભણ માણસ અનીતિ કરતો હશે તેના કરતાં વધુ અનીતિ પેટ માટે ભણેલો કરે છે.

દુનિયામાંથી પરતંત્રતા ચાલી જાય એ સંભવિત નથી; કારણકે દુનિયા એ જ કારાગૃહ છે. માટે જો સ્વતંત્ર થવું હોય તો રાગ તથા દ્વેષ છોડો અને મારું અને પારકું ભૂલી જાઓ.

વિચિત્રતાથી ભરેલી દુનિયામાં એકસરખી સ્થિતિ કોઇ કરવા માગે એ સર્વથા અસંભવિત છે.

ખરેખર સંસારની આરાધના માટે જેવી સ્થિરતા અને ધીરતા છે, તેવી સ્થિરતા અને ધીરજ મોક્ષની સાધના માટે આવી જાય તો મોક્ષ સહેજ પણ દૂર રહે નહિ.

તરવાની ક્રિયામાં કુશળ માણસ પણ જો નદીમાં પડતું મૂકે અને હાથ-પગ ન હલાવે; તો તે ડૂબી જાય, તેવીજ રીતે આત્મસ્વરૂપને જાણનાર તેની ભૂમિકાને ઉચિત આત્મકલ્યાણ કરાવવાળી ક્રિયાઓને ન કરે તો તે તરી જાય કે ડૂબે ?

લક્ષ્મીની મૂર્છા ઊતર્યા વિના દાનધર્મ આવવો મુશ્કેલ છે, શરીર ઉપરની મૂર્છા ઊતર્યા વિના શુદ્ધ સદાચારી થવું મુશ્કેલ છે, લાલસાઓનો ત્યાગ કર્યા વિના તમોગુણ દૂર થવો કઠિન છે અને દુષ્ટ ભાવના ગયા વિના સારી ભાવના આવવી એ મુશ્કેલ છે. આ બધું જીવન માટે સમજવું જરૂરી છે.

જે વાચનથી આત્મા મલિન થાય તે નહિ વાંચતા;ને જે વાચનથી આત્મા પવિત્ર બને તે જ વાંચવું જોઇએ.

પારકાના દોષ કાઢતાં પહેલાં પોતાના દોષોને કાઢતાં શીખો. ગુણીની પ્રશંસા ન થાય તો કાંઇ નહિ, પણ ગુણીની નિંદા ન થાય એની પૂરતી કાળજી રહેવી જોઇએ.

રાખવાના પ્રયત્ન નહિ કરવા છતાં પણ પુણ્યવાન પાસે લક્ષ્મી રહે છે અને રાખવાના પ્રયત્ન કરવા છતાં પણ પુણ્યહીનોની પાસેથી લક્ષ્મી ચાલી જાય છે.

જેને પોતાની જાતને માટે કોઇ બોલે તો લાગી આવે અને જેના વડે પોતે ઉત્તમક્ષમા પામ્યો તેના માટે કોઈ કંઈ બોલે ત્યારે જરાયે મરચી ન આવે; ત્યાં માની લેવું કે, એ ક્ષમા સાચી નથી પણ આડંબરી છે.




લેખક: જ્યોતિર્વિદ્ પં. રેવાશંકર અરદવાળા

આપણાં પ્રાચીન જે ષટ્શાસ્ત્ર છે તે પ્રત્યેક શાસ્ત્ર એકબીજાની સાથે સંકળાએલાં છે યા એક બીજાની પૂર્તિ જ ન કરતાં હોય તેમ કરોઈ રીતે તેમને તપાસતાં લાગ્યા વિના રહેતું નથી. તેમાંયે જ્યોતિષ અને ધર્મશાસ્ત્રને તો ઘણો જ ઘનિષ્ઠ સંબંધ છે. આર્યાવર્તમાં ધર્મ જ મુખ્ય વસ્તુ છે.

જે વસ્તુને ધર્મની મહોર લાગી ન હોય તે અગ્રાહ્ય છે. ધર્મના અનેક અર્થો છે. ધર્મશાસ્ત્ર એ વિશાળ છે છતાં આપણા પ્રાચીન ઋષિમુનિઓનું જ્ઞાન પણ અગાધ હતું. તેમણે દરેક શાસ્ત્રને દરેક દૃષ્ટિબિંદુથી તપાસી તેની ખૂબ જ સમીક્ષા કરી છે. ધર્મશાસ્ત્રની પણ તેવી જ ગૂઢ સમીક્ષા કરવામાં આવી છે. અને એ કારણે જ ધર્મશાસ્ત્રના પણ અનેક ગ્રંથો થયા છે અને ધર્મ માટેના અનેક મતમતાંતરો તથા પંથો એ પણ ધર્મ સંબંધી વિસ્તૃત ચર્ચાનું જ પરિણામ છે.

ધર્મના અનેક અર્થો પૈકી જે કાર્ય કરવાથી ઈષ્ટ વસ્તુની સિદ્ધિ પ્રાપ્ત થાય તેને પણ ધર્મ કહેવામાં આવે છે. આ ઈષ્ટસિદ્ધિમાં પ્રભુપ્રાપ્તિ, મોક્ષપ્રાપ્તિ તથા સ્વર્ગપ્રાપ્તિ પણ આવી જાય છે

આવાં દરેક ધાર્મિક કાર્યો ક્યારે આરંભવાં અગર ક્યારે કરવાં કે જેથી ઈષ્ટની સિદ્ધિ સરળતાથી અને જલ્દીથી થાય, તેમજ તેનું પૂર્ણ ફળ પ્રાપ્ત થાય? તે બધું જ્યોતિષ દર્શાવે છે. એટલે એ બધાના આરંભનો મુખ્ય આધાર જ્યોતિષ ઉપર છે, દાખલા તરીકે લગ્ન એટલે ગૃહસ્થધર્મના પાલનનું મુખ્ય સાધન. ગૃહસ્થાશ્રમ ધર્મને પરિપૂર્ણ રીતે પામી પાર ઉતારી તે વડે સાધવાના ત્રણે ઋણો–દેવઋણ, પિતૃઋણ અને દેહઋણ ક્યારે બરાબર પાળી શકાય કે જ્યારે યોગ્ય સમયે અને યોગ્ય ચોક્કસ યોગમાં આ લગ્ન થયાં હોય. આ યોગ અને સમય કેવળ જ્યોતિષ જ બતાવી શકે છે. તેને માટેનું મુહૂર્ત કેવળ જ્યોતિષી જ કાઢી આપી શકે.

વ્રતો એ પણ ધર્મનું એક અંગ છે. આ વ્રતો ક્યારે પાળવાં તે જ્યોતિષની મદદ વિના નક્કી જ ન થઈ શકે.

આપણાં પંચાંગોનો મુખ્ય ઉદ્દેશ વ્રતો માટેની તિથિઓ તથા સમય નક્કી કરવાનો પણ છે. જ્યોતિષને આધારે નિર્ણય થયા વિના આ વ્રતો નક્કી જ ન થઈ શકે. આ માટે આપણા પ્રાચીન ઋષિ–મુનિઓએ ધર્મસિંધુ અને નિર્ણયસિંધુ નામના બે મહાન ગ્રંથો પણ યોજ્યા છે.

ઘણા આ સ્થળે એવી શંકા ઉપસ્થિત કરશે કે વ્રત એટલે ઇન્દ્રિયનિગ્રહ તેમાં વળી જ્યોતિષને શું સંબંધ? ધર્મના દશ અંગો છે તેમાં યમ–નિયમ પણ આવે છે, આ યમ-નિયમ ઇન્દ્રિયનિગ્રહ મનને આધીન છે; કારણ આ દેહ પંચમહાભૂતમાંથી ઉત્પન્ન થયો છે: પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશ આ પાંચ તત્ત્વોથી બ્રહ્માંડ પણ રચાયું છે, અને આ બધું પરમાત્માના મનથી ઉત્પન્ન થયું છે. એટલે મનથી બ્રહ્માંડનો સંબંધ થઈ શકે છે કારણ એક જ પ્રકારની બે વસ્તુને ભેગી કરવામાં આવે તો તે એકરૂપ થઈ જાય છે.

એટલે દેહને બ્રહ્માંડમય બનાવી દેવા માટે પંચમહાભૂતરૂપી પાંચ તત્ત્વોને ઓળખવાની જરૂર છે. આ તત્ત્વો આપણા દેહમાં ક્રમે ફરીને ફરે છે. દર અઢી કલાકે આપણી નાડીમાં તત્ત્વો બદલાય છે. તેવી જ રીતે દેહની બહાર બ્રહ્માંડમાં પણ આ તત્ત્વોનો પ્રવાહ વહે છે. આ વહેતા પ્રવાહમાં આપણા દેહના પ્રવાહને જ્યારે એકરૂપ કરીએ ત્યારે ઇન્દ્રિયનિગ્રહ થાય અને ત્યારે જ વિરાટ્ સ્વરૂપ સાથે એકતાનતા અનુભવાય. આ તત્ત્વોની એકતાનતા કેવળ જ્યોતિષની મદદ વડે જ જાણી શકાય. જ્યોતિષમાં ગ્રહો રાશિઓ વિગેરે જે છે તથા કુંડલી કરવામાં આવે છે. તે કુંડલી અને આપણા દેહમાં રહેલી કુંડલિની એક જ છે એ બધાની વિસ્તારથી ચર્ચા કરીએ તો એવું સ્વતંત્ર એક પુસ્તક રચાય, પણ અત્રે તો એટલું જ કહેવું બસ થશે કે આ બધાને જાણવા માટે જ્યોતિષ એ જ ઉત્તમ સાધન છે એટલે કે ધર્મમાં જ્યોતિષની બહુ જરૂર છે.

ધર્મ અને જ્યોતિષ એ એકબીજાની પૂર્તિરૂપે જ છે અને તેટલા માટે જ ધર્મમાં જ્યોતિષની ખાસ જરૂર છે. આપણા પૂર્વાચાર્યોએ તે સમજીને જ આપણાં પંચાંગોની રચના દ્વારા જ્યોતિષનો સંગમ કર્યો છે. બન્ને એકબીજામાં ઓતપ્રોત થઈ ગયાં છે તેને જુદાં પાડવાં કઠિન છે.

# હિંદુ ધર્મનું તત્વજ્ઞાન અને આચારો

અનુ: શ્રી 'ચંપેશ'

## ૧ હિંદુ ધર્મ સ્વતંત્રતાપોષક છે

અંત્યેક સત્યાન્વેષીને એ સ્પષ્ટ રીતે જાણીતું છે કે હિંદુધર્મનું સ્વરૂપ એવું નથી કે ઈશ્વર, આત્મા, સૃષ્ટિ, અને માનવજીવનના ધ્યેયના સંબંધમાં કોઈ વાદવિશેષનો સ્વીકાર કરવો, કોઈ વિશિષ્ટ ક્રિયાઓનું અનુષ્ઠાન તથા બાહ્ય આચારોનું પાલન તેમજ ઉપાસનાની વિશિષ્ટ પદ્ધતિઓનું અનુસરણ અથવા કોઈ ખાસ પૈગંબર કે ઈશ્વરીય દૂતને નિર્વિવાદ રીતે પ્રમાણ માનવું. આ બધા પ્રશ્નોના વિષયમાં હિંદુધર્મ માનવીય બુદ્ધિ અને હૃદય બન્નેને પૂર્ણ સ્વતંત્રતા આપે છે. ઈશ્વરને જગતનો કર્તા અને નિયન્તા ન માનવો, આત્માને નિત્ય અને ચેતનતત્ત્વ ન માનવું, તથા મુક્તિને આત્માની શાશ્વત આનંદમયી સ્થિતિ ન ગણાવી એને પણ હિંદુ ધર્મની દૃષ્ટિમાં કોઈ અક્ષમ્ય અપરાધ નથી માનવામાં આવ્યો. હિંદુધર્મે એવા લોકોને પણ અવતાર અથવા ઋષિ માનવામાં આનાકાની નથી કરી કે જેઓએ ઈશ્વર અને આત્માના અસ્તિત્વને ન સ્વીકાર્યું; પણ જેઓ મહાન આધ્યાત્મિક પુરુષ હતા. હિંદુ ધર્મે કદિ એવી બળજબરી નથી કરી કે જેથી માનવીય વિચાર, ભાવના, અને ઈચ્છાશક્તિ ઉપર અયોગ્ય રીતે દબાણ થાય.

એથી વિરુદ્ધ, હિંદુ ધર્મે એ વાત ડંકો વગાડીને કહી છે કે મનુષ્ય સાચા સ્વરૂપમાં બધાં બંધનોથી મુક્ત છે અને પોતાના સ્વતંત્ર પુરુષાર્થના બળથી પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ જ એના જીવનનો સર્વોચ્ચ આદર્શ છે. હિન્દુધર્મની એવી માન્યતા છે કે સ્વતંત્રતા પર મનુષ્યનો જો કે જન્મસિદ્ધ અધિકાર છે, તો પણ આ જગતમાં બાહ્ય આંતરિક, શારીરિક અને માનસિક પરિસ્થિતિઓ દુર્ભાગ્યવશાત્ તેની સ્વતંત્રતાને ઓછી કરનારી છે, તેથી પ્રત્યેક મનુષ્યનું ધ્યેય એ હોવું જોઈએ કે જેટલી સ્વતંત્રતા તેને મળી હોય તેનો તે પૂર્ણ સ્વતંત્રતા—બધા પ્રકારના બંધો અને ઉપાધિઓમાંથી મુક્તિ—મેળવવામાં ઉપયોગ કરે. એટલા માટે જ હિંદુધર્મ માનવીય આત્માના નિર્બાધ વિકાસ પર કોઈપણ પ્રકારનું નિમર્દપૂર્ણ નિયંત્રણ નથી મૂકી શકતો; બલ્કે પ્રત્યેક પુરુષ, સ્ત્રી, અને બચ્ચાની બુદ્ધિને અંધકારમાંથી મુક્ત કરવાનો પ્રયાસ કરે છે. જેથી તે આદર્શ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે પોતાને મળી હોય તેટલી શક્તિનો સમુચિત ઉપયોગ કરી શકે છે: તેથી જ હિંદુધર્મ કોઈ વિશિષ્ટ મત—વાદો, ઉપાસનાના પ્રકારો કે બાહ્ય આચારો ગ્રહણ કરવામાં વિરોધ નથી કરતો: તેને પરિણામે હિંદુધર્મની સીમાની અંદર આપણને અસંખ્ય સંપ્રદાયો જોવા મળે છે, જેના પરાત્પર તત્ત્વ અને પરમોપાસના સંબંધમાં જૂદા જૂદા મત છે: તથા જેમાં સાધનાના જૂદા જૂદા પ્રકાર, જૂદા જૂદા કર્મકાંડ, આચાર, અને રીતરિવાજ હોય છે. પરંતુ શું એનો અર્થ એવો છે કે હિંદુધર્મ આટલા બધા સંપ્રદાયોનો એક નિર્જીવ સમુદાયમાત્ર છે? અને તેમાં એકતા કે સ્વતંત્ર જીવન છે જ નહીં! ના, એવી વાત કદિ નથી. હિંદુ ધર્મને એક શરીર અને એક જ આત્મા છે. એ એક અમર પ્રાણી છે જેના શરીરમાં આ બધા ભેદ સંગઠિત અને સમન્વિત રહે છે અને જેનો આત્મા એ બધાને અનુપ્રાણિત અને પ્રકાશમાન કરી રહે છે. અવયવો શરીર સાથે જોડાયેલા રહીને વિકાસ અને નવીનતા પામે છે. શરીર તેઓને જોડાયેલા રાખે છે અને તેઓ શરીરનું મહત્ત્વ વધારે છે.

## ૨ હિંદુ ધર્મનું શરીર

હિંદુધર્મના શરીર તરફ દૃષ્ટિ નાખવાથી આપણને કોઈ એવાં વિશેષ લક્ષણો દૃષ્ટિગોચર થાય છે જે હિંદુઓના બધા સંપ્રદાયોમાં સમાન રૂપમાં જોવા મળે

છે અને જે તેઓને એક સૂત્રમાં બાંધી રાખે છે. હિંદુ-ધર્મના આત્માએ આ બહાર દેખતાં સામાન્ય લક્ષણોમાં તથા તેની ભીતરમાંથી પોતાને પ્રગટ કરી રાખ્યો છે.

(क) ભારતની રાષ્ટ્રિય સંસ્કૃતિ તરફ આદરભાવ.

પહેલી મુખ્ય વિશેષતા છે હિંદુઓના બધા સંપ્રદાયોમાં ભારતની સદાવિકાસોન્મુખ રાષ્ટ્રિય સંસ્કૃતિ તરફ આદરનો ભાવ. બધા હિંદુઓને વેદોમાં—જેનાપર તેઓનો સમાન અધિકાર છે—અમર વિશ્વાસ છે. પ્રાચીન ભારતીય ઋષિઓએ બુદ્ધિ, નીતિ, કલા, અને અધ્યાત્મના ક્ષેત્રમાં જે સૌથી મોટી કરામતો કરી બતાવી છે તેનું વેદનામ પ્રતીક છે. તેઓનું જીવન સાદું, હૃદય પવિત્ર તથા શરીર અને મન નિષ્પાપ હતું, તેમજ 'सत्यम् शिवम् सुन्दरम्' તથા પૂર્ણ સ્વતંત્રતાને માટે તેઓએ સાચી શોધ કરી હતી. આ બધાં કારણોસર તેઓ મનુષ્યની બૌદ્ધિક ચેતનાની સમક્ષ વિશ્વાત્મા ભગવાનને પ્રગટ કરવા માટે યોગ્ય માધ્યમ બન્યા હતા. વેદોમાં એકજ દિવ્ય માનવ, એક ઋષિ એક અવતાર કે એક પેગંબરનો જ ઉપદેશ નથી, તેનું દર્શન પ્રાચીન ભારતના અનેક પ્રબુદ્ધ આત્માઓને થયું હતું. ભારતના સર્વશ્રેષ્ઠ મેધાવીઓએ તેની પરસ્પર તુલના કરી એની એકવાક્યતા તથા એના અનુભવની પરીક્ષા કરી તેને હિંદુસમાજ, હિંદુધર્મ તથા હિંદુસંસ્કૃતિની સુદૃઢ દીવાલ બનાવી. એ એને પ્રમાણ માનવાનો અર્થ છે: ભારતીય આત્માના વિકાસની આદિમ અને પવિત્રતમ ભૂમિકાઓમાં ભારત માતાની અંદર જે કાંઈ ઉત્તમમાં ઉત્તમ વાતો હતી તેનો નિ:સંકોચ સ્વીકાર કરવો.

પરંતુ ભારતીય પ્રતિભાની આ પ્રાચીનતમ કરામતો તરફ સ્વાભાવિક આદરભાવ જ હિંદુઓની એકતાનું એકમાત્ર કારણ નથી; રામાયણ, મહાભારત, સ્મૃતિગ્રંથ તંત્ર, પુરાણ, અને દર્શનોની તરફ—જે દેશનાં પરવર્તી પ્રબુદ્ધતમ મેધાવીઓની કૃતિઓ છે—હિંદુઓના બધા સંપ્રદાયોનો જેમાં મહાન આદર છે. ભારતીય જીવન અને સંસ્કૃતિના બધા વિભાગોમાં વિચારો અને આદર્શોને લઈને જે કંઈ ઉન્નતિ થઈ છે, ધાર્મિક કલા અને સાહિત્ય. વિજ્ઞાન અને દર્શન, ધર્મશાસ્ત્ર અને કર્મકાંડ તથા પારિવારિક, સામાજિક, રાજનૈતિક તેમજ ધાર્મિક અવસ્થાઓ દ્વારા ભિન્ન ભિન્ન રૂપોમાં ભારતીય આત્માનો જે ક્રમિક વિકાસ થયો છે તેના આ બધા ગ્રંથો પ્રતીક છે. હિંદુજાતિ ભૂતકાળના ગૌરવનો તથા પોતાના પર તેના ઋણનો કદિ અસ્વીકાર નથી કરતી. બીજી તરફ તેણે પ્રાચીન શાસ્ત્રોના શાબ્દિક અર્થ તરફ અથવા પ્રાચીન આચારોના બાહ્યરૂપ તરફ કદિ અનુચિત પક્ષપાત નથી દેખાડ્યો; પણ પોતે પરિવર્તનની સ્થિતિને અનુકૂળ થઈને હંમેશાં સનાતન ધર્મને સચ્ચાઈપૂર્વક અનુસરવા પ્રયત્ન કર્યો છે. હિંદુ લોકો ભૂતકાળના ગૌરવ પાસે શિર ઝૂકાવતા છતાં, વર્તમાનકાળના વિચાર અને ક્રિયાના સ્વાતંત્ર્યની કદાપિ ઉપેક્ષા નથી કરતા; તેમજ પોતાની ધારણા અનુસાર સમુજ્જ્વલ ભવિષ્ય તરફ આગળ વધવાનું પણ નથી ચૂકતા. હિંદુઓની શ્રદ્ધાનું શાસ્ત્રોમાં સ્વરૂપ શું છે ! અત્યંત પ્રાચીનકાળથી માંડીને ભારતીય ઇતિહાસના અત્યંત અર્વાચીન સુજનોન્મુખ કાળ સુધીમાં, ભારતવર્ષે ઉંચામાં ઉંચુ તથા ઉત્તમમાં ઉત્તમ જે કાંઈ પણ કામ કરી બતાવ્યું હોય તેના તરફ પૂર્ણ આદરનો ભાવ તથા તેને નિર્વિવાદપણે પ્રમાણ માનવું તે.

(ख) રાષ્ટ્રના સંતમહાત્માઓ તેમજ વીરપુરુષો તરફ શ્રદ્ધા

મહાન હિંદુ સમાજના બધા વર્ગોમાં, ઉપરોક્ત બળવાન સૂત્ર ઉપરાંત, ભારતના રાષ્ટ્રિય સંતમહાત્માઓ તથા વીરપુરુષો તરફ—એ યશસ્વી ઐતિહાસિક વ્યક્તિઓ તરફ કે જેઓએ ભારતીય પ્રગતિની કોઈપણ ભૂમિકામાં તેના ધાર્મિક, નૈતિક, સામાજિક, રાજનૈતિક અથવા બૌદ્ધિક જીવન પર કોઈ પણ પ્રકારનો સ્થાયી પ્રભાવ પાડ્યો છે—પૂરો વ્યક્તિગત આદરભાવ પણ છે. વસિષ્ઠ અને વિશ્વમિત્ર, મનુ અને યાજ્ઞવલ્ક્ય, નારદ અને કપિલ, પરાશર તેમજ વ્યાસ આદિ પ્રાચીન ભારતના મહર્ષિઓએ, બુદ્ધ અને શંકર, પારશ્વનાથ અને ગોરખનાથ, ચૈતન્ય અને નાનક, રામાનુજ અને રામાનંદ, કબીર અને તુલસીદાસ વગેરે મહાન સંતો—યુગપ્રવર્તકોએ, ભગવાન રામ અને ભગવાન કૃષ્ણ, જનક અને હરિશ્ચન્દ્ર, ભીષ્મ અને અર્જુન, ધ્રુવ અને પ્રહ્લાદ આદિ વિખ્યાત રાષ્ટ્રિય વીરો અને રાજર્ષિઓએ તથા ભગવતી સીતા અને સાવિત્રી, જગજ્જનની સતી અને ઉમા, મૈત્રેયી અને ગાર્ગી વગેરે ભારતની આદર્શ મહિલાઓએ, પોતાને હિંદુ કહેવડાવનાર તમામ પુરુષો અને સ્ત્રીઓનાં હૃદય પર અટળ, નૈતિક અને આધ્યાત્મિક પ્રભુત્વ સ્થાપિત

કરી મૂક્યું છે. સિદ્ધાંતો અને જીવનચર્યામાં બહુવિધ અંતર હોવા છતાં પણ સામાન્ય રીતે હિંદુ માત્ર પ્રેરણાના બધા સર્વસુલભ સંસ્કૃત પ્રવાહોમાંથી જ પ્રેરણા મેળવે છે અને પોતાની જાતને તેઓના કુટુંબી તરીકે અનુભવે છે. આ પ્રકારના તમામ આદર્શ પુરુષો અને દેવીઓની સ્મૃતિ જે દિનપ્રતિદિન, માસપ્રતિમાસ કે વર્ષપ્રતિવર્ષ, જૂદા જૂદા પ્રકારના ઉત્સવો અને ધાર્મિક અનુષ્ઠાનો તથા તેની સાથે સંબંધ ધરાવતા પૌરાણિક આખ્યાનો અને ઐતિહાસિક ઘટનાઓની કથાઓ, યાત્રાઓ, અભિનયો તેમજ અન્ય ઉલ્લાસપૂર્ણ મેળ-સમારંભો દ્વારા—જાગ્રત જ નહિં પણ અધિક જાજ્વલ્યમાન અને તાજી રાખવામાં આવે છે. જે સ્મૃતિઓ, બધા યુગોમાં તથા દેશના બધા ભાગોમાં, હિંદુસમાજ અને ધર્મના બધાં અવયવોમાં, સાંસ્કૃતિક અને અને આધ્યાત્મિક એક્તા સાધે છે તથા તેને વિશેષ સુદૃઢ પણ બનાવે છે, એટલું જ નહિં પણ તેનામાં એવા ભાવને પણ જાગ્રત કરે છે કે સૃષ્ટિના આરંભથી જ તેમાં અમરજીવનની એક અવિચ્છિન્ન ધારા વહ્યા કરે છે. હિંદુજાતિ એ યશસ્વી વ્યક્તિઓને કે જેઓએ સનાતન સત્યોને પોતાના જીવનમાં ઉતાર્યાં છે, તેઓને ખાલી વાદો અથવા કલ્પનાઓના કરતાં એ સત્યોને કારણે. વધારે મહત્ત્વ આપે છે.

(ગ) રાષ્ટ્રિય મહત્તાનાં સ્થાનોનો આદર

હિંદુઓના બધા સંપ્રદાયોમાં એકતા જાગવી રાખનારૂં ત્રીજું સૂત્ર છે ભારતના રાષ્ટ્રિય મહત્ત્વનાં સ્થાનો તરફ પવિત્રતાની બુદ્ધિ. એવાં સ્થાનોને—કે જે આ મહાન દેશના બધા ભાગોમાં: નગરો અને વનોમાં, નદીઓ અને સરોવરોમાં, પર્વતો અને ગુફાઓમાં વિખરાયેલાં પડ્યાં છે તેઓને—તીર્થ માનવામાં આવે છે. પ્રત્યેક હિંદુ, પછી તે ગમે તે સંપ્રદાય કે જાતિનો હોય, પોતાના શરીર અને અંતઃકરણની શુદ્ધિને માટે પોતાની સ્થિતિ અનુસાર બને વધારેમાં વધારે તીર્થોની યાત્રા કરવી તેને પોતાના જીવનનું એક પ્રધાન ધાર્મિક કર્તવ્ય સમજે છે એ તીર્થોની યાત્રા કરવામાં હિંદુ લોકો શૈવ, શાક્ત, વૈષ્ણવ, બૌદ્ધ અથવા જૈન તીર્થોમાં કોઈ ભેદભાવ નથી કરતા. એ બધાં તીર્થો ભારતમાતાના પ્રત્યેક બાળકની દૃષ્ટિમાં પવિત્ર છે.

આ તીર્થો શું છે? અયોધ્યા, મથુરા, કાશી, દ્વારિકા, પુરી, ઉજ્જયિની આદિ કોઈને કોઈ સમયમાં ભારતમાં કેટલાંક મહાન પ્રતાપશાળી રાજાઓની પ્રસિદ્ધ રાજધાનીઓ હતી અને રાજનૈતિક મહત્ત્વ ગુમાવી દીધા પછી પણ આટઆટલી શતાબ્દીઓથી ભારતીય સંસ્કૃતિ તેમજ સભ્યતાના મહાન કેન્દ્રોના રૂપમાં પોતાના ગૌરવને જાળવી રાખ્યું છે અને ભારતીય જીવનની જૂદી જૂદી દિશાઓ ઉપર સ્થાયી રૂપનો જોરદાર પ્રભાવ પાડ્યો છે. બીજા પ્રકારનાં તીર્થ ભારતની મુખ્ય મુખ્ય નદીઓ છે. જે જૂદા જૂદા પ્રાન્તોમાં વહેંચાયેલી છતાં જેમાં પરસ્પર સંબંધ સ્થપાયેલો છે. તથા જે બધા વર્ગના લોકોને માટે સુખ, સમૃદ્ધિ, પવિત્રતા અને જ્ઞાનનું કારણ બની રહી છે. ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિન્ધુ અને કાવેરી, આ સાત પવિત્ર નદીઓનું પ્રત્યેક હિંદુને, રોજ પોતાના ન્હાવાના અથવા પીવાના પાણીમાં આવાહન કરવાનું શીખવવામાં આવે છે દેશના કોઈ ખૂણામાં આવેલા કોઈ તદ્દન નાના ગામમાં તે રહેતો હોય તો પણ તેને એ વાત યાદ રાખવી પડે છે કે હું મહાન અને પવિત્ર ભારતદેશનો નિવાસી છું. તેમજ જે જલમાં હું સ્નાન કરૂં છું અથવા જે હું પીઉં છું અથવા ભગવાનને ચઢાવું છું અથવા જેનાથી મારા પિતૃઓનું તર્પણ કરૂં છું, તે જલ માતૃભૂમિની સંપૂર્ણ પવિત્ર નદીઓનું ભેગું થયેલું જલ છે. એ જ રીતે હિમાલય, વિંધ્યાચલ, નીલગિરિ પર્વતાદિ મહાન પર્વતો જે તેને પોતાની મહાન જન્મભૂમિનાં સૌંદર્ય, ભવ્યતા, અને ગૌરવનું સ્મરણ કરાવે છે. વૃંદાવન, દંડકારણ્ય, નૈમિષારણ્ય આદિ મહાન વન, જેમાં પ્રાચીન તપોવનો અને સુનિશ્ચિત વિશ્વવિદ્યાલયો તથા રાષ્ટ્રિય વીરોનાં સાહસપૂર્ણ કાર્યો તેમજ રાષ્ટ્રિય દેવદેવીઓની આનંદદાયિની ક્રીડાઓની સ્મૃતિઓ સંતાયેલી છે; દ્વૈતવન, પુષ્કર, માનસ, પંપા, નારાયણ, આદિ મહાન સરોવરો જે અનેક રાષ્ટ્રિય ચરિતો અને ધર્મગાથાઓની સ્મૃતિથી પવિત્ર થયેલાં છે; આ બધાંનું તીર્થોના રૂપમાં પ્રત્યેક હિંદુ સ્મરણ કરે છે, જેનું સમગ્ર વાતાવરણ આધ્યાત્મિકતાથી તરબોળ હોય છે.

જે જે સ્થાનવિશેષ ભારતના પૂજ્ય સંતમહાત્માઓની તપસ્યા અથવા આધ્યાત્મિક સાધનાથી પવિત્ર થઈ ગયાં છે અથવા મહાન રાષ્ટ્રિય વીરો કે કાર્યપ્ર

વિદ્વાનોની ઉદાર કૃતિઓથી ગૌરવ પ્રાપ્ત કરી ચૂક્યાં છે અથવા જે રાજનૈતિક, સામાજિક, નૈતિક, બૌદ્ધિક અથવા ધાર્મિક દૃષ્ટિએ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી મોટી ઘટનાઓને કારણે ચિરસ્મરણીય બની ગયાં છે અથવા જેઓએ પોતાના પ્રભાવોત્પાદક પ્રાકૃતિક સૌંદર્ય અને ભવ્યતાથી લોકોનું ધ્યાન ખેંચ્યું છે. એ બધાં સામાન્ય રીતે સઘળા હિંદુઓને માટે તીર્થરૂપ છે, પછી ભલેને તેમના ધાર્મિક સિદ્ધાંત અથવા સામાજિક રીતરિવાજ અથવા આચરણ સંબંધી નિયમો ગમે તેવા હોય. આ રીતે પોતાનાં સઘળાં પ્રાકૃતિક ગૌરવ તથા પોતાનાં ભૂત, વર્તમાન, અને ભવિષ્યને સાંકળતા સમગ્ર ભારતવર્ષના પ્રત્યેક હિંદુની દૃષ્ટિમાં એક આધ્યાત્મિક અર્થ હોય છે. પ્રત્યેક હિંદુ બાળક લગભગ અજાણપણામાં જ ભારતવર્ષને આદરપૂર્વક એક સુંદર અને મહાન સજીવ વ્યક્તિના–પોતાના સંતાનો તરફ વાત્સલ્ય અને કરુણાથી પૂર્ણ તથા તેમને બધા પ્રકારના અનિષ્ટોમાંથી રક્ષા કરવાની શક્તિ અને સાધનોથી સંપન્ન એવાં ભગવતી જગદંબાના–રૂપમાં સ્મરણ કરવાનું શિખી જાય છે. ભારતના સમસ્ત સંપ્રદાયો અને જાતિઓને, હિંદુધર્મની સર્વસંગ્રાહક ભુજાઓની અંદર એક સૂત્રમાં પરોવવામાં તથા તેઓનાં જીવન અને સંસ્કૃતિને એક વિશેષરૂપ દેવામાં આ ભાવ કેટલો પ્રબળ સહાયક છે, તેનું સહેલાઈથી અનુમાન થઈ શકશે.

### ૩ હિંદુધર્મ અને ભારતવર્ષ.

આ રીતે ભારતમાતા તરફની આ સજીવિત બુદ્ધિને હિંદુધર્મનું શાશ્વત અને નિત્યનૂતન શરીર કહી શકાય. હિંદુધર્મનું વ્યાપક રૂપ, જે બધા સંપ્રદાયોના હિંદુઓની બુદ્ધિમાં ઊતરેલું છે અને જેને તેના ધાર્મિક સિદ્ધાંતો, સામાજિક પ્રથાઓ તેમજ દાર્શનિક મતવાદો સાથે કંઈ સંબંધ નથી. એ સ્વરૂપ છે ભારતની નૈતિક, બૌદ્ધિક, લલિત, કલાસંબંધી, સામાજિક, રાજનૈતિક અને ધાર્મિક સંપત્તિઓમાં જે કોઈપણ સારું અને મહાન છે, ઉદાત્ત અને સુંદર છે, તેમજ મહત્ત્વપૂર્ણ અને ઉપયોગી છે, તેને પવિત્ર માનવું તેમજ આધ્યાત્મિક રૂપ દેવું. જે કોઈ પણ ભારતમાતાનો પોતાના જીવનની અધિષ્ઠાત્રી દેવીના રૂપમાં સ્વીકાર કરે છે તે હિંદુ કહેવરાવવાને ન્યાયની રીતે અધિકારી છે. હિંદુધર્મ પોતાના કલેવરમાં, આ દેશની તથા બહારની બધી સભ્ય અને જંગલી જાતિઓ તથા બધા ધાર્મિક સંપ્રદાયો તેમજ સામાજિક સંગઠનોને, તેના ધાર્મિક સિદ્ધાંતો, ભાવનાઓ અને આચારોની તથા તેના સામાજિક વિચારો, રીતિઓ અને રિવાજોની વિશેષતાઓને દૂર કર્યા વિના જ હજમ કરી જવાની શક્તિ ધરાવે છે; તેમજ ભૂતકાળમાં તેણે તેમ કર્યું પણ છે, શરત માત્ર એટલી કે તેઓ ભારતના ગૌરવ પર ગર્વ લેતાં શીખી જાય, તેમની દૃષ્ટિ ખરેખર ભારતીય થઈ જાય અને તેઓ ભારતના આત્માથી, કે જે સામાજિક અને આધ્યાત્મિક સાધનાના ભિન્ન ભિન્ન રૂપોદ્વારા અતિપ્રાચીન કાળથી પોતાને ચરિતાર્થ કરી રહ્યો છે, તેનાથી, અનુપ્રાણિત થાય.

એ સ્પષ્ટ છે કે ભારતને જૂદા જૂદા કઈ ભાગોમાં વિભક્ત કરવાની વાત, કોઈ પણ હિંદુ સ્વીકારવી તો દૂર રહી, શાન્તિપૂર્વક વિચારી પણ નથી શકતો. આ વિચારથી તેના હૃદયને એવો આઘાત પહોંચે છે જેવો આઘાત પોતાની માતાના શરીરના ટૂકડે ટૂકડા કરવાના વિચારથી પહોંચી શકે. આ વિષયમાં તેની ભાવના તેના આત્માના સ્તરમાં ઊંડી ઊતરી ગયેલી છે. ભારતના ટૂકડે ટૂકડા કરી દેવાનો અર્થ છે હિંદુજાતિનું પતન. હિંદુઓનું અસ્તિત્વ જ ભારતની એકતાના ભાવ–ભારત એક સજીવ આધ્યાત્મિક સત્તા છે એવા ભાવ–સાથે જોડાયેલું છે. હિંદુઓ એક બીજા સાથે એક જ માતાના સંતાનોની માફક જોડાયેલા છે. એ માતા, તેઓનાં લૌકિક અને પારલૌકિક જીવનને ઉદાત્ત અને પૂર્ણ બનાવવા, તેઓને ભૌતિક, માનસિક અને આધ્યાત્મિક એમ બધા પ્રકારનું ભોજન આપે છે. ભારતમાતાની પૂજા અને સન્માન તો પોતપોતાની રીતે હિંદુધર્મની અન્તર્ગત રહેલા બધા ધાર્મિક સંપ્રદાયો કરે છે અને તેઓ પોતાની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ અર્થે તેમાંથી પ્રેરણા મેળવે છે. પ્રત્યેક હિંદુનું આધ્યાત્મિક ધ્યેય છેઃ પોતાના વ્યક્તિગત આત્માનો ભારતના આત્માની સાથે ઐક્યભાવ કરવો તે. કારણ કે તેની દૃષ્ટિમાં ભારતનો આત્મા વિશ્વાત્માનું અત્યંત તેજસ્વી પ્રગટ રૂપ છે. હિંદુઓની દૃષ્ટિમાં ભારત એક નરી ભૌતિક દેશ, ભૌતિક જગતનો એક ક્ષુદ્રાંશ જ નથી; પણ વિશ્વાત્માનું એક વિશિષ્ટ શરીર છે અને એ જ રૂપમાં તે આધ્યાત્મિકતાનો સનાતન પ્રવાહ છે. આ દેશમાં ભગવાન પ્રત્યેક યુગમાં ભ્રાન્ત અને મૂઢ જગતને દિવ્ય

પ્રકાશ આપતા તથા તેને શાન્તિ સામંજસ્ય, એકતા અને આનંદનો સાચો માર્ગ દેખાડતા વિશેષરૂપમાં પ્રગટ થાય છે.

## ૪ હિંદુધર્મનો આત્મા

હવે હિંદુધર્મના આત્માના સંબંધમાં થોડા શબ્દો કહીએ. એ સ્પષ્ટ છે કે હિંદુધર્મના આત્માનો મનુષ્યની અપૂર્ણ ભાષામાં પૂર્ણપણે નિર્દેશ કરી શકાય તેમ નથી. બૌદ્ધિક જ્ઞાન, સામાજિક પ્રથા, ધાર્મિક સિદ્ધાંત આદિમાં મોટું અંતર રહેલું હોવા છતાં આપણે એક જ આત્માને બધા સંપ્રદાયોના હિંદુઓની દૃષ્ટિ તથા વ્યાપારને અનુપ્રાણિત અને પ્રકાશમાન કરતો અનુભવી શકીએ; પણ આ બધા ભેદોમાં તથા તેની ભીતરમાંથી પોતાને અભિવ્યક્ત કરનારા આ અમર આત્માની તર્કશાસ્ત્રાનુમોદિત પરિભાષા નથી કરી શકાતી. બીજા સાંપ્રદાયિક ધર્મોની માફક હિંદુધર્મ પણ ખાસ પેગંબરોએ તેણેલા ઉપદેશોથી જ ઉત્પન્ન થયો હોત, વિશિષ્ટ આચાર્યપરંપરાદ્વારા ઉપદેશાયેલા નિશ્ચિત સિદ્ધાંતોના આધાર પર જ તેની સ્થાપના થઈ હોત તો તેના આત્માનો તે ઉપદેશો અથવા સિદ્ધાંતોની ભાષામાં નિર્દેશ કરી શકાત, પરંતુ હિંદુધર્મમાં એવી કોઈ માન્યતાઓ નથી જેને તેનો પ્રાણ કહી શકાય. તેનો આત્મા ઈશ્વરે મોકલેલા કોઈ દિવ્ય માનવદ્વારા સૌને માટે નક્કી કરાયેલો નથી અથવા કોઈ સિદ્ધાંતો કોઈ નિયમો અને કાનુનો, કોઈ વિચારો, ભાવનાઓ તથા ક્રિયાકલાપોની અંદર બંધાયેલો નથી. હિંદુધર્મનો આત્મા પોતે જ પોતાને પ્રગટ કરી રહ્યો છે, પોતે જ ઉન્નત અને પોતે જ વિકસિત થઈ રહ્યો છે. પ્રત્યેક યુગમાં જ્યારે મનુષ્યની બહારની પરિસ્થિતિમાં તથા તેની શારીરિક અને માનસિક યોગ્યતામાં જે કાંઈ પરિવર્તન થાય છે તેને અનુકૂળ થઈને હિંદુધર્મનો આત્મા પોતાની એકતા અને વિશેષતાને ખોયા વગર, વિચારો-ભાવનાઓ અને ક્રિયાકલાપોની સમયોચિત ધારાઓના રૂપમાં, પોતાને પ્રગટ કરતો આવ્યો છે. જો આપણે તેનો, કોઈ એવા દાર્શનિક અથવા ધાર્મિક સંપ્રદાયો, નૈતિક નિયમો અથવા સામાજિક પ્રથાઓની ભાષામાં કે જ્યાં એ બધા તેમાંથી જ નીકળેલ છે અને તેનાથી જ અનુપ્રાણિત અને પ્રકાશમાન છે ત્યાં, નિર્દેશ કરવા ઇચ્છીએ તો નક્કી આપણી એ પરિભાષા એકદેશીય અપૂર્ણ અને ખાલી બની રહેશે આત્માનો અપરોક્ષ અનુભવ થઈ શકે, છે પરંતુ તેનો કોઈ માધ્યમદ્વારા નિર્દેશ નથી કરી શકાતો, જો કે તેના લક્ષણના સર્વદેશીય પ્રકારોનો વિચાર કરવાથી આપણે તેની માનસિક કલ્પના અવશ્ય કરી શકીએ.

### (क) જીવન અને જગતની તરફ આધ્યાત્મિક દૃષ્ટિ

હિંદુધર્મના આત્માનું જે સૌથી પ્રધાન અને વિશિષ્ટ પ્રગટ સ્વરૂપ દેખાય છે, તે છે જીવન અને જગતની દૃષ્ટિએ, હિંદુઓનું જીવન ખાસ કરીને આધ્યાત્મિક જીવન છે. હિંદુઓની દૃષ્ટિમાં મનુષ્ય વિવેક બુદ્ધિ, નૈતિક ભાવના કે આધ્યાત્મિક ભાવનાવાળું પ્રાણી નથી, પણ એ તો સૂક્ષ્મ વિશિષ્ટ સ્થૂલદેહધારી ચેતન આત્મા છે, આધ્યાત્મિક સ્વરૂપને જ મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ માનવામાં આવે છે. આધિભૌતિક સ્વરૂપ, મનોમય સ્વરૂપ, બૌદ્ધિક સ્વરૂપ તથા નૈતિક સ્વરૂપને પણ તેને આધીન માનવામાં આવે છે, કે જે સ્વરૂપો તેના પ્રાગટ્યનાં ક્ષેત્ર છે; આ વૈચિત્ર્યમય જગતમાં તેની સ્વાનુભૂતિ અને ચરિતાર્થતાનાં સાધનો છે, તેની ભીતરમાં છુપાયેલા પરમ આદર્શના અનુગામી છે. બંધન અને અપૂર્ણતા, રાગ અને દ્વેષ, શોક અને ચિન્તા, જન્મ અને મૃત્યુ એ બધાં ઓછાવધતા પ્રમાણમાં સ્થૂલ શરીરની પાછળ લાગેલાં જ છે, પણ આત્મા કે જે આ શરીરનો સ્વામી છે અને જે તેની અંદર તથા તેના દ્વારા સ્વરૂપપ્રાપ્તિ કરે છે, તે શાશ્વત અને અમર છે. તે સાચા સ્વરૂપમાં શુદ્ધ, સુંદર, આનંદમય તથા બધા પ્રકારનાં બંધનો અને સીમાઓથી પર છે. આત્મા આ શરીરને પોતાનું સ્વરૂપ માની બેસે છે તેથી જ તેને દુઃખ થાય છે. આ નાની મોટી સ્થૂલશરીરની સામગ્રીઓને જો આપણે જીવનમાં પ્રધાનતા દેવા માંડીએ, તો અવશ્ય દુઃખ થવાનું છે. આત્માનું ધ્યેય હોવું જોઈએ એ સામગ્રીઓને સંયમમાં રાખવી તથા તેને ઉદાત્ત બનાવવી. જીવનની તમામ સામગ્રીઓને આધ્યાત્મિક આદર્શને અનુકૂળ કરવી તથા ક્રમશઃ આ સંપૂર્ણ શરીરને ચિન્મય કરવું. શરીર મન તેમજ ઈંદ્રિયોનું તેમના સંપૂર્ણ કાર્યક્ષેત્રોમાં આત્મા-દ્વારા જ શાસન થવું જોઈએ, જેથી આધ્યાત્મિક જીવનની અન્તર્હિત રહેલા આદર્શની સિદ્ધિ આ જન્મમાં જ થઈ શકે.

એથી જ હિંદુસંસ્કૃતિના સમસ્ત વિભાગોમાં ધર્મ-દ્વારા શાસન અને સમન્વય થાય છે. ધર્મનો વાસ્તવિક અર્થ છેઃ આ શરીરમાં આત્માના નિરપેક્ષ, સુંદર, આનંદમય અને ચેતન સ્વરૂપનો ક્રમશઃ અનુભવ કરવો તે. કલા અને સાહિત્ય, વિજ્ઞાન અને દર્શન, રાજનીતિ અને અર્થશાસ્ત્ર, પારિવારિક અને સામાજિક સંગઠન, કાનૂન અને રિવાજ, સંપત્તિ તથા શારીરિક સમવડતા-ઓનું ઉત્પાદન અને તેની વ્હેંચણીની રીતો આ બધાને હિંદુઓ સામાન્ય રીતે માનવજાતિની આધ્યાત્મિક જૂદી જૂદી શાખાઓ માને છે અને તેઓના જીવનમાં આ બધાનું સાર્વભૌમ આધ્યાત્મિક આદર્શદ્વારા નિયં-ત્રણ થાય છે. એક ખરા હિંદુ કુટુંબમાં પતિ-પત્નીનો માબાપ અને સંતાનનો, ભાઈ અને બ્હેનનો પરસ્પરનો સંબંધ એ એક આધ્યાત્મિક સંબંધ છે અને તેમને આધ્યાત્મિક દૃષ્ટિથી જ એક બીજા પ્રત્યેના પોતાના કર્તવ્યોનું પાલન કરવાનું શીખવવામાં આવે છે. સામા-જિક અને રાજનૈતિક ક્ષેત્રોમાં પણ સમાજ અને રાજ્યના અંગોનો સંબંધ આધ્યાત્મિક હોય છે અને પ્રત્યેક અંગે પોતાના સામાજિક અને રાજનૈતિક કર્તવ્યોનું પાલન પૂર્ણતાની પ્રાપ્તિ અર્થે જ કરવું પડે છે. અભિ-માનશૂન્ય હૃદયથી સમાજ અને રાષ્ટ્રના હિતસાધનમાં ઉપયોગી થવાથી, તેમજ સમાજરૂપી મહાન શરીરની સેવામાં લૌકિક સ્વાર્થોનું બલિદાન આપવાથી જ મનુષ્ય આધ્યાત્મિક પૂર્ણતાની યોગ્યતા પ્રાપ્ત કરે છે એમ માનવામાં આવે છે.

જડ પ્રકૃતિ કરતાં ચેતન આત્માની, ભૌતિક ઉન્નતિ કરતાં આધ્યાત્મિક ઉન્નતિની પ્રધાનતામાં જ હિંદુઓનો જે સાર્વભૌમ વિશ્વાસ છે એ જ હિંદુ સમાજની વર્ણા-શ્રમ-વ્યવસ્થાની આધારશિલા છે. હિંદુઓની સામાજિક વ્યવસ્થામાં બ્રાહ્મણો અને સંન્યાસીઓ શિર્ષસ્થાનપર હોવાનો એ જ અર્થ છે કે બધા વર્ણના હિંદુઓ ભૌતિક ઉત્કર્ષ કરતાં આધ્યાત્મિક શ્રેષ્ઠતાને સ્વેચ્છાએ ઊંચી માને છે. દેશની રાજનૈતિક, નૈતિક, સૈનિક અને આર્થિક સત્તાઓ સ્વેચ્છાથી સ્વીકારેલી અકિંચનતા તથા આધ્યાત્મિક ઉત્કર્ષના ગૌરવમય મહિમા આગળ નતમસ્તક થઈ તેમની સેવામાં લાગી જાય છે.

હિંદુઓની બુદ્ધિ ભિન્ન ભિન્ન શ્રેણિઓના ચરાચર પ્રાણીઓથી ભરેલા આ સંપૂર્ણ વિશ્વને આધ્યાત્મિક દૃષ્ટિથી જુવે છે. આ જગત ચિન્મય છે, ભગવાનનો વિરાટ્ દેહ છે. જગતની બધી વસ્તુઓ અને ઘટનાઓને ભગવાનનાં જ પ્રગટ સ્વરૂપો માનવામાં આવે છે. ભગ-વાનના વાસ્તવિક સ્વરૂપના સબંધમાં દાર્શનિકો અને સંતો વચ્ચે મતભેદ હોઈ શકે; પરંતુ જન સાધારણનો હાર્દિક વિશ્વાસ તો એ છે કે જગતનું સ્વરૂપ કેવળ જે ઈંદ્રિયોથી અનુભવમાં આવે છે એ જ નથી; પણ તેની પાછળ એક ચિન્મય આધાર છે. પ્રતીયમાન જગતના પ્રત્યેક પદાર્થનો એક આધ્યાત્મિક અર્થ છે, અને જગતમાં કામ કરનારી સંપૂર્ણ શક્તિઓ એક આધ્યા-ત્મિક ઉદ્દેશ્ય દ્વારા નિયંત્રિત છે અને એક ચિન્મય ઇચ્છાશક્તિનાં જ પ્રગટરૂપો છે. બધા હિંદુઓ જગતને અજર-અમર માતાના રૂપમાં નમન કરે છે, જે આવા બધા જીવોને ઉત્પન્ન કરી તેનું પ્રેમ અને આનંદપૂર્વક પોષણ કરે છે. આ પ્રતીયમાન વિશ્વઃ જે અસંખ્ય પ્રકારની વસ્તુઓ અને ઘટનાઓથી બનેલું દેખાય છે, તે હિંદુઓની દૃષ્ટિમાં એક સજીવ વ્યક્તિ છે. જે અસં-ખ્ય રૂપોમાં પ્રગટ થતા એક જ આત્મા, એક જ ઉદ્દેશ્ય અને એક જ નિયમથી અનુપ્રાણિત અને ઓતપ્રોત છે. હિંદુઓ પોતાના હૃદયમાં વિશ્વની મહત્તા અને સૌંદ-ર્યનો અનુભવ કરે છે તથા તેને માતાના રૂપમાં પૂજે છે. વિશ્વના ચિન્મય સ્વરૂપની પૂર્ણ અનુભૂતિ એ જ તેઓના ચિન્મય સ્વરૂપની પૂર્ણતા છે. જીવન અને જગત પ્રત્યે આ આધ્યાત્મિક દૃષ્ટિએ હિંદુધર્મના આત્માનું એક પ્રગટ રૂપ છે.

### (ખ) જગતના નૈતિક શાસનમાં વિશ્વાસ

જગતના આભ્યંતર શાસનમાં નૈતિક વિધાનની પ્રધાનતા હોવાનો હિંદુઓનો વિશ્વાસઃ એ હિંદુધર્મના આત્માનું બીજું મહાન પ્રગટ રૂપ છે. હિંદુમાત્ર આ નૈસર્ગિક વિશ્વાસથી અનુપ્રાણિત છે । એક ન્યાયપૂર્ણ વિધાન જગતના જીવો વચ્ચે, સુખ, દુઃખ, સંપત્તિ અને દરિદ્રતા, બળ અને નિર્બળતા, વિવેક અને મૂઢતા ઉચ્ચ આકાંક્ષાઓ અને નીચ પ્રવૃત્તિઓ, ઉદાત્ત ભાવનાઓ અને નીચ મનોવિકારો તથા અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિ-તિઓની વ્હેંચણી કરે છે. જીવ જગતમાં ભૌતિક કાર્ય-કારણભાવ નૈતિક કાર્યકારણભાવને બધી રીતે આધીન અને તેના દ્વારા નિયન્ત્રિત છે. પ્રત્યેક વ્યક્તિ પોતાના શુભાશુભ કર્મોનું અનિવાર્ય ફળ ભોગવે છે. આથી

પોતાના કર્તવ્યનો માર્ગ નક્કી કરવામાં હિંદુઓ એ વાતનો વિચાર કરે છે કે એ શુભ છે કે અશુભ. તેનું નૈતિક પરિણામ શુભ આવશે કે અશુભ, એ શાસ્ત્રોક્ત નૈતિક નિયમોને અનુકૂળ છે કે નહિ; એ કેવળ તેને વિષે એ વાતનો વિચાર નથી કરતા કે નૈતિક દૃષ્ટિથી તથા ભૌતિક કાર્યકારણભાવના વિચારથી એ કર્મથી તાત્કાલિક લાભ થશે કે હાનિ. એના કર્મોનું નિયંત્રણ વધારે પ્રમાણમાં નૈતિક વિચારથી થાય છે, નહિ કે લૌકિક લાભની દૃષ્ટિથી. નૈતિક કાર્યકારણભાવ કે કર્મના વિધાનમાં વિશ્વાસ એ હિંદુધર્મનો એક મુખ્ય સિદ્ધાંત છે. આ વિશ્વાસનો અર્થ એ છે કે મનુષ્ય પોતે જ પોતાના ભાગ્યનો નિર્માતા છે, તે એકલો જ પોતાના સુખદુઃખને માટે, પોતાની મનોવૃત્તિઓને માટે તથા પોતાના જીવનમાં આવનારા અનુકૂળ અવસરો તથા વિઘ્નોને માટે જવાબદાર છે. આ વિશ્વાસ તેને એ શિખવાડે છે કે જેની પાસે અધિક સંપત્તિ હોય, જે અધિક આરામ ભોગવતા હોય અથવા જેમણે અધિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હોય એવા કોઈપણ બીજાની તરફ દ્વેષ કે વેરનો ભાવ ન રાખવો, કારણ કે એ બધું તેઓના પાછલા કર્મોનું ફળ છે. વળી એવો વિશ્વાસ તેને પોતાની સ્થિતિ સુધારવા માટે બીજાઓ તરફ કટુતાપૂર્ણ પ્રતિસ્પર્ધા કરતાં અટકાવે છે, કારણ કે તે જાણે છે કે પોતાને જે કંઈ અનુકૂળતાઓ મળી છે તેનો અગર જો તે સમુચિત ઉપયોગ કરે અને પોતાના ચરિત્રને ઉન્નત બનાવે તો નૈતિક વિધાન અનુસાર યોગ્ય સમય પર પોતાના શુભ કર્મોનું ફળ તેને અવશ્ય મળશે. જગતના નૈતિક શાસનમાં વિશ્વાસની સાથોસાથ તથા તેની સાથે પૂરેપૂરો મેળ ખાતો હિંદુઓનો બીજો વિશ્વાસ પૂર્વજન્મના સિદ્ધાંતમાં છે. મનુષ્યનું જીવન તેના વર્તમાન ભૌતિક શરીરના જન્મથી જ શરૂ થતું નથી, તેમજ એ શરીરના મૃત્યુની સાથે તેનો અંત આવતો નથી. કર્મનું વિધાન જ પ્રત્યેક જીવનનું નિયંત્રણ કરે છે. વર્તમાન જીવનમાં તેને જે યોનિ, જે યોગ્યતાઓ અને જે અનુકૂળતાઓ મળી છે તે બધું તેના અગાઉના નૈતિક કર્મોનું ફળ છે. તેનાં જે કર્મો વર્તમાન જીવનમાં ફળીભૂત થતાં નથી, તે ભાવિ જન્મોમાં ફળીભૂત થશે. પ્રત્યેક વ્યક્તિને આત્મવિકાસ અને આત્માની પૂર્ણતા માટે વારંવાર તક આપવામાં આવે છે. આ વિશ્વાસ પ્રત્યેક હિંદુને પૂર્ણતા અને આનંદની આશાઓથી ભરી દે છે, અને તેને વર્તમાન જીવનની વિપત્તિઓ સહન કરવાની શક્તિ આપે છે.

### (ગ) મુક્તિનો સિદ્ધાંત

હિંદુ ધર્મનો આત્મા એક બીજા ઉચ્ચ સિદ્ધાંતના રૂપમાં પોતાને પ્રગટ કરે છે, એ સિદ્ધાંત અનુસાર માનવી આત્માની અંતિમ આકાંક્ષા એટલી ઊંચી છે કે તે આ પરિવર્તનશીલ જગતના મર્યાદિત ભોગોથી પૂર્ણ નથી થઈ શકતી. તથા એની સ્થાયી પૂર્તિ કર્મબંધનથી પ્રતીયમાન જગતનાં સુખદુઃખોથી તથા બધા પ્રકારની સીમાઓ અને ઉપાધિઓથી બધી રીતે છૂટવામાં જ છે. હિંદુઓના વિશ્વાસ અનુસાર, બધા પ્રકારની સીમાઓને ઓળંગી જવું, જગતના નૈતિક શાસનથી તથા તેના ફળ સ્વરૂપ જન્મ-મૃત્યુ અને આપેક્ષિક સુખદુઃખોના ચક્રથી છૂટી ઈશ્વરી પૂર્ણતા—નિરતિશય આનંદની નિત્યસ્થિતિ—પ્રાપ્ત કરવી એ માનવી આત્માનો નૈસર્ગિક અધિકાર છે. પોતાની સંસારયાત્રાનો અંત આણવા માટે તથા પોતાના સાંસારિક જીવનના પરમ ઉદ્દેશ્યને પૂર્ણ કરવા માટે એ આવશ્યક છે કે માનવીય આત્મા પોતાને અજ્ઞાન અને અહંકારથી, ઇચ્છાઓ અને વાસનાઓથી, સાંસારિક પ્રતિષ્ઠા અને સમૃદ્ધિની આસક્તિથી, ભૌતિક દૃષ્ટિ અને બીજાઓ સાથેના પ્રતિસ્પર્ધાના ભાવથી મુક્ત કરે, તથા નિરતિશય જ્ઞાન, નિઃસ્વાર્થ પ્રેમ અવિચલ શાન્તિ, કલ્મષહીન પવિત્રતા અને સૌમ્યતા તથા સમસ્ત પ્રાણીઓ સાથે અભેદબુદ્ધિ પોતે સંપાદન કરે અને એ રીતે ભગવાનની સાથે અભેદ સ્થાપિત કરે. પ્રત્યેક હિંદુની સર્વોચ્ચ આકાંક્ષા એ જ હોય છે.

### (ઘ) ભગવાનનું સર્વગ્રાહી સ્વરૂપ

અંતમાં, હું હિંદુધર્મનું એક મહત્ત્વપૂર્ણ સ્વરૂપ બતાવી દેવા ઇચ્છું છું જે સ્વરૂપને કારણે ધર્મોન્માદ અથવા ધર્માંધતા હિંદુઓની બુદ્ધિમાં ઊંડી જડ નથી જમાવી શકી. ઈશ્વર અને મુક્તિના સંબંધમાં હિંદુઓની એવી માન્યતા છે કે જેમાં બધા મતોનો સમાવેશ થઈ જાય છે. હિંદુધર્મ અધિકાર પૂર્વક એમ કહી નથી કહેતો કે ઈશ્વરનું સ્વરૂપ બસ આવું જ છે અને એથી જુદા પ્રકારનું નથી એ એવી વાતની ઘોષણા નથી કરતો કે અમુક સંત અથવા પેગંબરની સમ્યગ્દૃષ્ટિ અથવા પ્રજ્ઞાએ પરાત્પર વસ્તુના સ્વરૂપનું પૂર્ણપણે

આકલન કર્યું છે. એ એમ પણ નથી કહેતો કે પરમો- પાસ્ય રૂપથી સાકાર ભગવાનની સત્તામાં વિશ્વાસ કરવો એ આત્માની આધ્યાત્મિક પૂર્ણતા માટે અનિવાર્ય છે.

વળી અવશ્ય એવું પ્રતીત થાય છે કે ઈશ્વરના સ્વરૂપના સંબંધમાં ત્રણ મુખ્ય સિદ્ધાંતો છે. જે હિંદુ સંસ્કૃતિના પ્રભાવમાં જન્મેલા અને ઉછરેલા પ્રત્યેક પુરુષ અને સ્ત્રીના હૃદયમાં–પછી તે વિદ્વાન હોય અથવા અભણ–કામ કરે છે. પહેલી માન્યતા છે નિર્વિશેષ બ્રહ્મ પરની. આ રૂપમાં જ સૌ કોઈને એકમાત્ર તત્ત્વ માનવામાં આવે છે. એક પરમાત્મા સિવાય બીજો પરમાત્મા નથી. માત્ર એટલી જ વાત નહિં પણ એક પરમાત્મા સિવાય બીજા કોઈની સત્તા જ નથી. બધી સોપાધિક સત્તાઓ એ એક નિરુપાધિક સ્વતઃસિદ્ધ સત્તાનો આભાસમાત્ર છે. અંદર અને બહાર, સર્વત્ર જે કંઈ પ્રતીત થાય છે તેમાં એકમાત્ર તેને જ જોવો એ જ સાચું જ્ઞાન છે. એ નિર્ગુણ છે કારણકે ગુણોની સાથે સંબંધીનું હોવું અનિવાર્ય છે અને જ્યાં સંબંધ છે ત્યાં તેની સાથે બંધાયેલી બીજી વસ્તુઓ પણ હોવી જ જોઈએ. જે એક અને અદ્વિતીય છે તે નિર્ગુણ, નિત્ય, અપરિચ્છિન્ન અને નિર્વિશેષ તો હશે જ. બધી પ્રાતિભાસિક સત્તાઓ સ્વરૂપતઃ તેનાથી અભિન્ન છે.

બીજી માન્યતા છે પરમેશ્વરના વિષયમાંઃ આ રૂપમાં તે સમસ્ત જીવો અને ઇન્દ્રિયગોચર પદાર્થોના તથા અનંત ભેદોથી યુક્ત એવા અખિલ વિશ્વના અધીશ્વર છે. આ સાપેક્ષરૂપમાં તેઓ જગતની સંપૂર્ણ પરિચ્છિન્ન અને અનિત્ય વસ્તુઓના ઉત્પાદક, નિયંતા અને સંહારક છે. તેઓ અનંતશક્તિ, જ્ઞાન અને સૌમ્યતા તથા અનંત પ્રકારના ઉત્તમ ગુણોથી સદા સંપન્ન છે. એને કારણે બધા સત્પુરુષો ગાઢ ભક્તિ અને શ્રદ્ધાથી તેની વંદના કરે છે. પરંતુ તેનું કોઈ નિશ્ચિત નામ અથવા રૂપ નથી. એ સમસ્ત નામરૂપાત્મક છે, કારણ કે નામ અને રૂપની સહાયતા વગર મનુષ્યને માટે ચિંતન કરવું સંભવિત નથી અને તેનું ચિંતન અને ઉપાસના કરવા માટે મનુષ્ય કોઈપણ નામ અથવા રૂપનો ઉપયોગ કરી શકે છે. કોઈપણ નામ અથવા રૂપને, કે જે મનુષ્યના ચિત્તમાં જગદીશ્વર ભગવાનના સર્વ ઐશ્વર્યપૂર્ણ સ્વરૂપની સ્ફુરણા કરાવી શકે છે તેને, હિંદુઓ ભગવન્નામ અથવા ભગવદ્રૂપ માની લે છે. પ્રત્યેક હિંદુને વિશ્વાસ છે કે એવાં બધાં રૂપ તે અતીન્દ્રિય ભગવાનનાં ઇંદ્રિયગોચર રૂપ છે. ભગવાનના વિષયમાં કઈ માન્યતા કેટલા પ્રમાણમાં પૂર્ણ છે એ ભાગવતમાં સ્વાભાવિક રીતે જ તે માન્યતાનો બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસ ક્યાં સુધી થયો છે એ વાત ઉપર આધાર રાખે છે.

ત્રીજું, બધા હિંદુઓનો એવો નૈસર્ગિક વિશ્વાસ છે કે એક જ પરમેશ્વર આ જગતમાં અનેક દેવતાઓના રૂપમાં પોતાને પ્રગટ કરી રહે છે. એમાંથી પ્રત્યેક દેવતાના સંબંધમાં એવું માનવામાં આવે છે કે સાક્ષાત્ પરમેશ્વર જ એક વિશિષ્ટ શરીર ધારણ કરીને તેના રૂપમાં પ્રગટેલા છે અને એ શરીરમાં તેનાં ઐશ્વર્ય, જ્ઞાન, સૌમ્યતા, શ્રી, સૌંદર્ય, અને તેજની વિશિષ્ટ કલાઓ પ્રગટી રહે છે. આ દેવતાનાં જુદાં જુદાં નામો તેમજ જુદાં જુદાં રૂપો થઈ શકે છે. અને તેઓ દ્વારા જુદી જુદી શક્તિઓ અને ગુણોનો પ્રકાશ થઈ શકે છે. પરંતુ સ્વરૂપતઃ તેઓ એક બીજાથી અભિન્ન છે, કારણ કે એ બધામાં એક જ પરમાત્માનો નિવાસ છે તેમજ એક જ પરમાત્મા તેઓમાં તથા તેઓ દ્વારા, ભિન્ન ભિન્ન લીલાઓ કરે છે. હિંદુઓની દૃષ્ટિમાં આ બધાં રૂપો વિજ્ઞાનમય અને ચિન્મય જગતમાં ઓછામાં ઓછાં એટલાં જ સાચાં છે જેટલા આ પ્રતીયમાન જગતના પરિચ્છિન્ન જીવ અને ઇંદ્રિયગોચર પદાર્થો સાચા છે. એથી કોઈ વ્યક્તિ અથવા સમુદાય અથવા જાતિ ભલે કોઈપણ દેવતાઓની ઉપાસના કરે અથવા જગદીશ્વરની કોઈપણ નામ–રૂપથી આરાધના કરવામાં આવે, હિંદુઓ આવા પ્રકારની કોઈ ઉપાસના અથવા આવા પ્રકારના કોઈ ઉપાસક તરફ દ્વેષનો ભાવ નથી રાખી શકતા. એ કારણસર ધર્મોન્માદ જે ખાસ કરીને નીચાતિનીચ પાશવ વિકારો કરતાં પણ અધિક નીચે પછાડનારો અને ભયાવહ છે, તે હિંદુઓના ચિત્તમાં કદી જડ નથી ઘાલી શકતો.

આ પ્રકારે હિંદુધર્મનો આત્મા પોતે જ પોતાને સાર્વભૌમ ધાર્મિક દૃષ્ટિના રૂપમાં તથા ઈશ્વર સંબંધી બધી વિવેકપૂર્ણ માન્યતાઓ તથા બધા પ્રકારની આધ્યાત્મિક સાધનાઓના સમાદરના રૂપમાં પ્રગટ કરે છે. એથી હિંદુધર્મજ વિશ્વધર્મનો સાચો નમૂનો છે.+

+શ્રી અક્ષયકુમાર બંદોપાધ્યાયના હિંદી લેખ ઉપરથી.

# અભેદ–દર્શન એ જ માનવ ધર્મ

લેખક:—રણછોડદાસ મહેતા. બી. એ. એસ. ટી. સી.



જ્ઞાની પુરુષો વદી ગયા છે કે સૌ કોઈમાં ઈશ્વરી અંશ છે; એટલું વદી નથી ગયા, પરંતુ તેમણે પોતાની જીવન-લીલા દરમિયાન તે ઈશ્વરીઅંશ સર્વમાં વ્યાપી રહેલો છે અને તેનો સાક્ષાત્કાર કરેલો છે. મહમદ પયગમ્બરે રખડતી ટોળીઓનો ઉદ્ધાર કરવા બીડું ઝડપેલું, ક્રાઈસ્ટે પતિતોનો ઉદ્ધાર કરવા કમ્મર કસેલી; હિંદુઓના અવતારી પુરુષોત્તમોએ પતિતોનો ઉદ્ધાર કર્યો છે એ તેમના અનેક ધર્મગ્રંથોમાંથી જડે છે. અનેક સંતોએ, મહાત્માઓએ, બાપ્પી બાવાઓએ. સામાન્ય સુધારકોએ, જનતાના મહાનેતાઓએ, પોતપોતાની રીતે જગતના પ્રદેશોમાં વિચરી નાનામોટાનો ખ્યાલ રાખ્યા વગર રાય કે રંકનો વિચાર કર્યો વગર, રાજા કે ભિખારીનો ભેદ જોયા વગર, સ્ત્રી કે પુરુષને અલગ અલગ દૃષ્ટિએ નીહાળ્યા વગર સૌના આત્માને ઉન્નતિને માર્ગે વાળવા સતત પ્રયત્નો કર્યા છે.

દરેક મહાત્માઓએ સંપ્રદાયો, વાડાઓ, મર્યાદિત બંધનો તોડી જગતના વિશાળ મંદિરમાં સૌને નોતર્યા છે. સૌ ખુદાનાં સંતાનો છે, ખુદાના બંદાઓ છે, સૌ એક માબાપના ફરજંદો છે એમ એમણે પોકારી પોકારીને કહ્યું છે.

છતાં! દેશ દેશ વચ્ચે લડાઈઓ જાગ્યા કરી છે. ધર્મને બહાને ઝઘડાઓ થયા છે. કોઈએ મૂર્તિ ઘડી, તો કોઈ તે જ મૂર્તિનો ભંજક બન્યો, કોઈ ખ્રિસ્તી બન્યો, કોઈ મુસ્લીમ બન્યો, કોઈ સનાતની બન્યો, કોઈ વૈષ્ણવ બન્યો. કોઈ નાસ્તિક બન્યો, કોઈ ગોરખપંથી બન્યો, કોઈ આ બન્યો, કોઈ તે બન્યો. જુદા જુદા સૂરો સૌમાંથી નીકળવા લાગ્યા ને સૌએ પોતાના પંથના પોથાઓ કે પોથીઓનું મહત્ત્વ વધારી દીધું. ખૂબ મતમતાન્તરો વધી ગએલાં છે, એ જ્ઞાની સજ્જન ને સુવિદિત છે. વિસ્તારથી અત્રે તેનું કથન કરવાની આવશ્યકતા નથી.

એક મુદ્દો આગળ તરી આવે છે. જે બધો જગતમાં ઉપસ્થિત થયા છે. તેનો કર્તા પરમાત્મા જ છે એમ એક રીતે કહી શકાય. નાસ્તિકવાદથી માંડી અનેક દેવ દેવીઓની ઉપાસના સુધી બધી પ્રણાલિકાઓ અધિકારરૂપે ઉદ્ભવી એમ ઘડીભર માની લઈએ; પરંતુ એ બધાંથી પર જોનાર, એ બધામાંથી સાર કાઢનાર માનવી સાંપ્રદાયિક મતોમાં શું કામ લપટાયો? નાના બાળકને રડતો અટકાવવા માબાપ ઘંટડી વગાડે છે, ઘુઘરો ખખડાવે છે કે પીપરમીંટ આપી સમજાવે છે, તેમ માનવી અજ્ઞાન-દશામાંથી પૂર્ણજ્ઞાની દશામાં પરિણમે તે પહેલાં એના આત્માને પ્રકાશ મળે તે માટે સંપ્રદાયો, પંથો, મંદિરો, દેવળો રચાયાં: પરંતુ માનવી ત્યાં જ જો પડ્યો રહે ને એનાં જ્ઞાનચક્ષુઓ ખોલે નહિ, તો એ અટવાઈ મરવાનો, એ મતાગ્રહી બનવાનો ને તેમાંથી દુરાગ્રહી પણ તેટલો જ થવાનો.

હજારો વર્ષોથી પૂર્વગ્રહો, મતાગ્રહો અને દુરાગ્રહો, હઠાગ્રહો જેટલા આગ્રહો હોય તેટલા આગ્રહોથી માનવી વીંટળાઈ ગયો છે ને એની આંખ ટૂંકી દૃષ્ટિ-વાળી બની ગઈ છે. એની બુદ્ધિ શુદ્ધ રહેવાને બદલે ભ્રમિત બની ગઈ છે ને એ એક જ દૃષ્ટિથી–પોતાની જ દૃષ્ટિએ જોઈ રહ્યો છે. બીજી પણ દૃષ્ટિ છે તેનો એને ખ્યાલ આવતો નથી.

કેમ એને ખ્યાલ નથી આવતો? મનુષ્યો પાસે તાંબાના કે નીકલના જ સિક્કા મૂકવામાં આવ્યા છે. એણે નમદ ચાંદીનો રૂપિયો જોયો જ નથી: એને એ અસલી ચાંદીનો સિક્કો દેખાડવામાં જ નથી આવ્યો. એના કહેવાતા ધર્મગુરુઓ તરફથી એને સાચો માર્ગ મળ્યો નથી અને એ ગલીઓમાં–ભૂલભૂલામણીમાં પડી રહ્યો છે.

રાજમાર્ગે વળવા માટે આજના યુગમાં સૌ કોઈને–જગતભરના કોઈપણ માનવીને મહાન તક છે. દુનિયામાં આધુનિક વૈજ્ઞાનિકોએ અનેક શોધો કરી છે. માનવીના

ઉપયોગ માટે અનેક સાધનો વધ્યાં છે ને વધે છે. દેશદેશના લોકો એકબીજાના સંપર્કમાં આજના સમયમાં વધુ ને વધુ આવતા જાય છે. એક બીજાના વિચારો જાણવાને, એક બીજાની મુસીબતો સમજવાને, એકબીજાનાં દુઃખો ટાળવાને આજે અસંખ્ય સાધનો માનવી સમક્ષ ખડાં છે; પરંતુ જગતભરનો માનવી ભૂલ્યો. એણે એ સાધનોનો પોતાના પુરતો જ ઉપયોગ કરી દેવાનો સંકુચિત વિચાર રાખ્યો, તે 'હું, બાવો ને મંગળદાસ' જેવી વૃત્તિઓ કામે લાગી ગઈ. માનવી માનવીને મારતો, દુઃખ આપતો, રંજાડતો રાક્ષસી પ્રાણી બન્યો.

માનવીને જગતમાં જન્મી દેવ બનાનું હતું, પરંતુ એ બન્યો પશુ. માનવધર્મની દીક્ષા એને મળી નહિ; એને દીક્ષા મળી સ્વાર્થની, અહમની. મારો દેશ, મારો ધર્મ, મારો પંથ, મારા દેશના લોકો, મારો પહેરવેશ વગેરે એ પરિમિત જગતમાં ગોળાં ખાતો થઈ ગયો અને પરદેશનું કાંઈપણ હેય તે ભિતરનું, તુચ્છ જાતું, મૂર્ખાઈ ભરેલું દેખાવા માંડ્યું.

એક અંગ્રેજ દેશભક્ત હોઈ શકે, પરંતુ તે જ અંગ્રેજને જો કોઈ હિંદી દેશભક્ત બની દેશનું કાર્ય કરે, તો તેમાં એને રાજદ્રોહ દેખાય!

એક ખ્રીસ્તી ખરો ખુદાનો ભક્ત હોઈ શકે; પરંતુ એક મુસ્લીમ કે એક હિંદુ અખ્રિસ્તી હોવાથી ખુદાનો પ્રિયજન ન હોઈ શકે. આમ દુનિયા ચાલી છે, ને દુનિયાના ડુંગરો વધી ગયા છે. એ મટવાનો ઉપાય એક જ છે કે માનવ ધર્મનો સચોટ ખ્યાલ આપણા જગતમાં ઉદ્ભવે એવી સૌએ પરિસ્થિતિ ઊભી કરવી જોઈએ. પોતાના પંથમાં, સંપ્રદાયમાં રહેવા છતાં અન્ય પંથીઓ પાસે પણ સત્ય દર્શન ભરેલું છે, એ આજના યુગમાં સૌ કોઈએ સમજી લેવું જોઈએ.

એવા માનવધર્મનું સત્યદર્શન કેવી રીતે થાય! માનવી ગમે તે જાતિમાં જન્મ્યો હોય, ગમે તે પંથમાં દીક્ષિત થયો હોય, ગમે તે દેશમાં એ અવતર્યો હોય; પરંતુ એનો જેવો જીવ છે, એની જેવી લાગણીઓ છે, એને જેવી ભૂખ તરસ લાગે છે, એને જેવા આનંદો છે, અને જે જે સુખ દુઃખના અનુભવો થયા છે તેવું બધું અન્ય માનવીઓને પણ થએલું છે. તેનો દરેક વ્યક્તિએ રોજ બરોજ ખ્યાલ રાખવો જરૂરી છે. 'યાદૃશી ભાવના યાદૃશી સિદ્ધિઃ' એ ન્યાયે જોઈએ તો એમ લાગે છે કે આપણી ભાવના એટલી બધી વિશાળ દૃષ્ટિની બનાવી દેવી જોઈએ, આપણું હૃદય એટલી બધી વિશાળતા અનુભવતું થઈ જવું જોઈએ કે એમાં મર્યાદાને અવકાશ જ મળે નહિ. પહેલાં તો દરેક વ્યક્તિ ભાવનાના જગતમાં વિચરવાની જરૂર છે. આપણી ભાવના એટલી બધી ઉચ્ચતર હોવી જોઈએ કે જગતની દેશના માનવીઓ પણ આપણી ભાવનાના પ્રભાવે સરકારી બને. એકને 'નાપાક' કહેવો, બીજાને 'નાસ્તિક' કહેવો, ત્રીજાને 'અધર્મી' ગણવો, ચોથાને 'પાપી' માનવો. એમાં જ જગતના માનવીની પડતી છે. જે માનવી ભેદ–ભેદમાં પડ્યો છે તેના આત્માનો ઉદ્ધાર થઈ શકતો નથી. અભેદ દર્શન કરવા માટે દરેક વ્યક્તિએ ઉમદા ભાવના પોષવી જોઈએ.

એ અભેદ દર્શન ક્યારે થાય! માનવી જ્યારે મિથ્યાભિમાની મટી અહંકારનો જપ છોડી, અદ્વૈતતા અનુભવે, વિશ્વપ્રેમનો જપ કરે ત્યારે જ એ અભેદદર્શન પામે. 'सर्वे जनाः सुखीनो भवन्तु' એ શુભેચ્છા સાથે દરેક વ્યક્તિ, કોઈપણ પંથમાં રહેવા છતાં, કોઈ પણ દેશમાં નિવાસ કરવા છતાં, પોતાની રોજ બરોજની કાર્યો આદરે તો જગતને એ સ્વર્ગ બનાવવા સમર્થ બને.

આજના યુગમાં કોઈપણ એક યા બીજા પંથોનો પ્રચાર કાર્યો કરવા કરતાં જો દુનિયાના શાની માણસો માનવધર્મનો ફેલાવો કરવા મિશનો સ્થાપે, માનવધર્મના સ્થાપન માટે દરેક ધર્મના મિશનરીઓ પોતપોતાનાં ધર્મકાર્યો આદરવા છતાં માનવધર્મનું બીજું ઝડપે, તો એક દિન એવો ઊગે કે જ્યારે સૌ ખુદાના બંદાઓ એક એકની નજીક આવી દિવ્ય સંપર્ક સાધે ને 'Love thy Neighbour' 'તારા પાડોશી પર પ્રેમ રાખ' નો મંત્ર સિદ્ધ થાય.

માનવધર્મ સમજનાર પારકી પીડાનો પહેલો ખ્યાલ રાખશે. પારકાના દુઃખોનો એને પ્રથમ ખ્યાલ આવશે. 'વૈષ્ણવ જન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે.' દુનિયાભરમાં જ્યાં દુઃખ છે, જ્યાં જ્યાં રોગના ચાળાઓ છે, જ્યાં જ્યાં ભૂખમરો છે, જ્યાં જ્યાં બેકારી છે, જ્યાં જ્યાં અજ્ઞાન છે, જ્યાં અંધકાર છે, ત્યાં ત્યાં માનવ ધર્મ સમજનાર દોડી જશે. એક દેશમાં લખલૂટ ધન હોય, એક દેશમાં આહાર વિહારનાં અસંખ્ય સાધનો હોય અને બીજા દેશમાં ખાખાખીખી થઈ ગએલું હોય, તે જગત કેવું કદરૂપું દેખાય છે! બીજાની મુશ્કેલીઓ, દુઃખો અને અજ્ઞાન દૂર કરવામાં જે માનવીઓ ખરેખર તૈયાર થઈ જશે, તે જ માનવીઓ દેવોથી બનશે, તે જ માનવીને પરમાત્માની પ્રાપ્તિ થશે. જે ધર્મમાં, જે પંથમાં અભેદ–દર્શન થાય તે જ ધર્મ મહાધર્મ છે, તે જ ધર્મ અમર છે. તે જ ધર્મ સૌ માનવીઓ માટે રાજમાર્ગ છે.



# ગીતાજી એક નીતિ–ધર્મ–શાસ્ત્ર

લેખક: શ્રી રસુલભાઈ ન. વ્હોરા



અનેક જણ કહે છે કે 'ગીતાજી' એ કર્તવ્યપાલનનો શિક્ષાગ્રંથ છે. અંગ્રેજીમાં જેને 'duty' કહે છે, એવો આદેશ એમાં છે. તેઓના મતમાં ગીતાજી એક નીતિશાસ્ત્ર છે. Ethics.

Duty for duty's sake ગીતાજીનો આશય એ છે. મારે મતે તો ગીતાજી એક નીતિશાસ્ત્ર–કર્તવ્ય પાલનનું શાસ્ત્ર છે. તદુપરાંત ગીતાજી ગંભીર અધ્યાત્મ-શાસ્ત્રનો રત્નભંડાર છે.

સમાજમાં માણસો અનેક રીતે એકબીજાના સંસર્ગમાં આવે છે. આથી એકબીજાને એકબીજાની સાથે અનેક કામ કરવાનાં હોય છે. આ કામ કરવામાં પ્રત્યેક પોતાની ફરજ સમજે એને 'duty' કહેવાય. આપણને માબાપે જન્મ આપ્યો છે, આપણું પાલન-પોષણ કર્યું છે, એટલા માટે એમની સેવા કરવી એ સંતાન તરીકેની આપણી ફરજ. અને માબાપે સંતાનોને પાળી–પોષી મોટાં કરવાં, ભણાવવાં ગણાવવાં ને ધંધે વળગાડવાં એ માબાપની ફરજ.

એક વકીલ, પોતાના અસીલનો મુકદ્દમો હાથમાં લે છે. એના બદલામાં એને ફી મળે છે. ફીનો વેપાર કર્યો એટલે વકીલની ફરજ થઈ પડી કે એણે એના અસીલનું હિત જાળવવું. પછી ભલેને એ ચોર, ડાકુ, બદમાશ કે ખૂની હોય. એણે તો અસીલનો કોઈ પણ પ્રકારે બચાવ કરવો રહ્યો.

એક સૈનિકનો દાખલો લ્યો. સૈનિકે કપ્તાનના-કમાંડરના હુકમ પ્રમાણે જ ચાલવું રહ્યું. આપણે દેશસેવક હોઈએ તો, આપણે આપણા નેતાની નેતાગિરી મુજબ ચાલવું રહ્યું.

દેશનું હિત એટલે પ્રજાનું હિત· સમગ્ર રહેવાસીઓનું હિત–કલ્યાણ. આપણે દેશનાં હવાપાણી, દેશનાં ધનધાન્ય, દેશનાં સમાજ, શિક્ષા, દીક્ષા સૌનો ઉપયોગ કરીએ છીએ એટલે દેશના કલ્યાણમાં આપણું સૌનું કલ્યાણ સમાયેલું છે: એટલે દેશનું હિત સાચવવું એ આપણું સૌથી પ્રથમ કર્તવ્ય.

અંગ્રેજ સેનાપતિ નેલ્સને લખ્યું છે કે—

England expects every one to do his duty. યુરોપિયનો આ રીતે કર્તવ્યપાલનનો માર્ગ ગ્રહણ કરે છે.

કર્તવ્ય આગળ તેઓ સુખ દુ:ખ, આહાર, નિદ્રા, બધું જ વિસરી જાય છે. દેશભક્તિનું સૂત્ર એમને શીખવવું પડતું નથી. કર્તવ્યપાલનના શિક્ષણમાં જ એ સઘળું સમાઈ જાય છે.

સંપ, સહકાર અને ભાઈચારો એ સઘળાની સંચાલન–દોરી કર્તવ્યમાં જ સમાઈ જાય છે

ત્યારે કર્તવ્યપાલનનો આદર્શ શો? એ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવશે. કેટલાક કહે છે કે આપણને સુખ મળે એનું નામ કર્તવ્ય. કેટલાક કહે છે કે આપણા વડે બીજાને–પરને–સુખ મળે એનું નામ કર્તવ્ય. કેટલાક કહે છે દેશને સુખ મળે એનું નામ કર્તવ્ય કેટલક કહે છે કે દેશને દુનિયાને સુખ મળે એનું નામ કર્તવ્ય. કેટલાક કહે છે દેશ ખાતર કુરબાની આપે એનું નામ કર્તવ્ય.

કેટલાક કહે છે महाजनो येन गतः स पन्थाः

કેટલાકનું માનવું છે કે પ્રથમ દેશસેવા, પછી દેવ-સેવા. ત્યારે કેટલાક એથી ઊલટું માને છે.

જીવનના કર્મક્ષેત્રમાં અનેક મતમતાંતરો ચાલ્યાં જ કરે છે જેને જેવું શિક્ષણ મળે, વાતાવરણ મળે, ધર્મ, સમાજ અને રહેણીકરણીનો લાભ મળે તેવું તેનું કર્તવ્યપાલનનું નાવ ચાલે, પરંતુ આમ પ્રત્યેકને પોતાને ફાવે એવું કર્તવ્યપાલનનું સૂત્ર ધારણ કરવાની છૂટ આપીએ તો ભારે ગોટાળો થઈ જાય. કારણ માણસ તો સમાજજીવનનું એક માછલું છે.

દેશમાં પ્રત્યેક સમયે કેમ વર્તવું, કોના ઉપર ભરોસો રાખવો એ બધું જ્ઞાન મળવું–મેળવવું મુશ્કેલ થઈ પડે. જેથી નીતિશાસ્ત્રના જ્ઞાન વગર આપણાં ધ્યાન, ધારણા, આદર્શ વગેરે નિરર્થક નીવડે.

વિચારવંટોળે ચડેલા માનવી કપાનો ક્યાંય ગોટાઈ જાય. આવે વખતે 'ગીતા' જ એવો ગ્રંથ છે કે જે શ્રદ્ધાળુને સામે કિનારે લઈ જાય એમ છે. માટે જ એ અમોલું નીતિશાસ્ત્ર છે, રત્નભંડાર છે.

પ્રત્યેક ધર્મધુરંધરોએ પોતપોતાનાં શાસ્ત્રોમાં એકમેકને સમજાઈ જાય એવા કીમિયા મૂક્યા છે. ધર્મ-ગ્રંથો ઊલટાવી જુઓ. વિચાર કરી શોધો, તો તેને ધર્મ-માર્ગ–કર્તવ્યદિશા જડ્યા વગર નથી રહેતાં. પછી ભલેને તે હિંદુ હોય, મુસલમાન હોય, પારસી કે ક્રિશ્ચિયન હોય!

# હિંદુધર્મની વિશાળતાના વિશિષ્ટતા

લે. શ્રી દિનકરરાય જાદવરાય વૈષ્ણવ. બી. એ.

### ૧. પ્રાચીનતા.

હિંદુધર્મ સનાતન ધર્મ કહેવાય છે. એ સૂચવે છે કે એ ધર્મ અનાદિ તેમજ સકલ વિશ્વને માટે સદાકાળને ધર્મ છે; અનાદિ તેમજ અનંત છે. હિંદુધર્મના ગ્રંથો વેદજ્ઞાનરૂપ હોવાથી પરમાત્મસ્વરૂપ છે, અને તેથી તે અનાદિ-અનંત માનવામાં આવ્યા છે. વેદ પરમાત્મસ્વરૂપ અથવા પરમાત્મપ્રેરિત ગ્રંથ છે.

વેદની પ્રાચીનતા પરત્વે વિદ્વાનોમાં મતભેદ છે. તેની સીમા ઇ. સ. પૂર્વે ૧૯૦૦ કે ઇ. સ. પૂર્વે ૪૫૦૦૦ સુધીની બાંધવામાં આવી છે. એ મતભેદોનું સમાધાન થઈ શકે એમ લાગતું નથી, પરંતુ જગતભરમાં કેવલ વેદ અપૂર્વ પ્રાચીન ગ્રંથ ગણાય છે.

### ૨. વિશાલતા.

ઉપર સૂચવ્યા પ્રમાણે હિંદુધર્મ એ ખરું જોતાં માનવધર્મ છે. એ ધર્મનું તત્ત્વ તથા તેનો પ્રધાન સૂર એમ જ છે કે સકલ વિશ્વની અંદર ઇશ્વર જ વિલસી રહ્યો છે, સર્વનો આત્મા એક જ છે. આ મુખ્ય સિદ્ધાંતને લઇને હિંદુધર્મ સહેજે વિશ્વધર્મ બની રહે છે અને આ તેના ગુણને લઇને હિંદુધર્મ અન્ય સર્વ ધર્મનાં તત્ત્વ તથા તેના મુખ્ય સિદ્ધાંત પોતાની અંદર રહેલાં બતાવી શકે છે. તેમજ બીજા મતો-ધર્મોને પોતાની અંદર સમાવી શકે છે. આ ગુણને લીધે હિંદુધર્મમાં અપૂર્વ પરધર્મસહિષ્ણુતા રહેલી છે અને હિંદુધર્મમાં બીજાને દાખલ કરવાનો આકરો નિષેધ નથી એટલું જ નહિં આક્રમણકારી કે કેવળ સ્વાર્થી અને ઝનૂની વટાળપ્રચાર તેને માન્ય નથી. હિંદુધર્મ સ્થિર અને શાંત ઊભો છે તેની વિશાલતાથી.

### ૩. ગહનતા.

હિંદુધર્મ જેટલો વિશાલ છે તેટલો જ ગહન પણ છે. તેના તત્ત્વજ્ઞાનથી વધારે ઊંડે હજુ સુધી કોઇ જઇ શક્યું નથી. બાકી પરધર્મ કે પરદેશનું ઘણામાં ઘણું કે ઊંડામાં ઊંડું જ્ઞાન એવા અંત કે તત્ત્વદર્શીઓએ પ્રમાણ્યું છે કે જેઓ હિંદુધર્મના કે તેના કોઇ એક ધર્મગ્રંથના પ્રેમી કે ઊંડા અભ્યાસી હોય. હિંદુધર્મના અદ્વૈતવાદ કે દ્વૈતવાદ તેનાં ષડ્દર્શન એની અંદર ઇશ્વર અને અન્ય શાસ્ત્ર પ્રતી નાસ્તિકતા કે તટસ્થતા કે ઉપેક્ષાની પણ તર્કબદ્ધ મીમાંસા આવી જાય છે. તેનો તથા તેના સ્મૃતિ, પુરાણ વગેરેમાં તેના અપૂર્વ ભાવવાહી ભક્તિમાર્ગ, નાનાપ્રકારના તેના યોગ, વિધવિધ પ્રકારની તેની વિધિઓ, ધર્મમાં પાકેલા અનેક ભક્ત, જ્ઞાની, યોગી અને કર્મીઓનો વિચાર કરીએ ત્યારે એમ જ લાગે કે હિંદુધર્મ સમક્ષ અન્ય ધર્મો એ રીતે પરખાય કે જેમ માતાપિતા પાસે તેનાં બાળકો.

### ૪. જ્ઞાતિભેદ.

હિંદુધર્મની આવી વિશાલતા અને ગહનતામાંથી જ ગુંચવાડો ઊભો થયો અને ગુણકર્મ પ્રમાણેનું ચાતુર્વર્ણ્ય તે તમામ હિંદુઓ માટે જ નથી; પરંતુ જે સમસ્ત જનસમાજની સદાકાળ સ્વાભાવિક સ્થિતિરૂપ છે, તેનો પલટો જ્ઞાતિ અને અસંખ્ય પેટાજ્ઞાતિઓમાં થયો. અભેદમાં ભેદભાવ પ્રગટયો. તે આજે એટલે સુધી પહોંચ્યો છે કે પરિવર્તન વગર હિંદુધર્મના સૌ સાર તત્ત્વ કદાચ ભૂલાઇ જાય.

### ૫. અખંડતા અને સ્થિતિસ્થાપકતા.

તથાપિ જગતનો માનવ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એવો કોઇ કાળ નહોતો કે જ્યારે હિંદુધર્મ ન હોય અને તેથી ભાવિકો આજે પણ માને છે કે એવો કોઇ કાળ નહિં હોય કે જ્યારે હિંદુધર્મ નહિં હોય. ભિન્નભિન્ન અને પ્રબળ આક્રમણોનો સામનો હજારો

વર્ષોથી હિંદુધર્મ સબળ અને સરળ રીતે કરતો આવ્યો છે અને જ્યારે જ્યારે પોતાની અંદર જ નિર્બળ પડેલા તત્ત્વોને લીધે તેની હસ્તી જોખમાઇ છે, ત્યારે ત્યારે કોઇ પ્રખર સંત, જ્ઞાની કે પ્રચારકે તેના પેટાળમાં પાકી તેની સ્વરૂપતા સાચવી છે.

### ૬. અવતારવાદ.

એટલું જ નહિં, પરંતુ હિંદુધર્મ કે વિશ્વધર્મની ગ્લાનિ થતાં અને અધર્મનું સામ્રાજ્ય પ્રવર્તતાં પરમાત્મા પોતે મનુષ્ય કે અન્ય સ્વરૂપે પૃથ્વી પર પ્રગટીને ધર્મને અને ધર્મપાલકોને બચાવી લે છે, તથા દુષ્ટોનો વિનાશ કરે છે. સર્વ પરમાત્મરૂપ જ છે. પરમાત્મા વિશ્વની અંદર તેમજ ઉપર અખંડ વિલસી રહ્યો છે અને અનંતના ભાગ્ય પડે તો પણ અનંત જ શેષ રહે એવો તર્કબદ્ધ સિદ્ધાંત પ્રતિપાદિત કરનાર હિંદુધર્મને આ માન્યતા જેટલી સરલ છે તેટલી સુગમ પણ છે.

### ૭ આધ્યાત્મિકતા

દીન અને દુનિયા બન્નેને સાચવી શકે એ વ્યવહાર ધર્મ; હિંદુ ધર્મમાં તેનો બાધ કે નિષેધ નથી, પરંતુ હિંદુ ધર્મ એમ સૂચવે છે કે પરમ ધર્મ પ્રાપ્ત કરનારને, જગતની માયા જાણી લેનારને દુનિયાની પડી નથી. આનો અર્થ એમ નથી કે તે આત્મકલ્યાણ અર્થે કે લોકસંગ્રહ કાજે વ્યવહાર કરતો નથી; ઈશ્વર કરાવે તે કરે છે; પરંતુ કનક, કામિની કે કીર્તિ કે દુન્યવી કોઈ પણ લાલસામાં તે ફસાતો નથી, કારણ કે એવી લાલસા કે તેનો લોભ તેના હૃદયમાં પ્રગટેલા જ્ઞાન કે દર્શનના આનંદદાન સમક્ષ પામર બની પીગળી જાય છે; એ રીતે એને દુનિયાની પડી નથી. બાકી તો એ જેટલો પ્રવૃત્ત રહે છે એટલો પ્રવૃત્ત બીજો કોઈ રહી ન શકે; એ જેટલો જાગતો છે તેટલો બીજો કોઇ જાગતો હોઈ ન શકે; આત્મા એ જ શુદ્ધ સનાતન તત્ત્વ છે, તો જ સચ્ચિદાનંદ છે. દેહ નાશવંત છે એટલું જ નહિ, પરંતુ દેહ, પ્રાણ, મન કે વિજ્ઞાન ( સૂક્ષ્મ મન ) એ 'હું' નથી એમ હિંદુ ધર્મ સૂચવે છે. નિઃસ્વાર્થ સેવા કાજે દેહનું બલિદાન કે કષ્ટ કે તપ હિંદુધર્મને માન્ય છે, નહિં કે સ્વાર્થ અને ભોગવિલાસ.

### ૮.આસ્તિક્યવાદ કર્મવાદ અને જન્મ–પુનર્જન્મવાદ

ઉપર સૂચવ્યું તે પ્રમાણે હિંદુધર્મના એકાદ બે દર્શનોમાં ઈશ્વર નથી અથવા હોય તો દુન્યવી વ્યવહારમાં તેનો કંઈ ખપ નથી એવી માન્યતા જો કે રજુ થાય છે ખરી, તથાપિ હિંદુધર્મના સમસ્ત દળનો તો સ્પષ્ટ અને બુલંદ અવાજ એ જ છે કે ઇશ્વર છે એટલું જ નહિ પરંતુ ઇશ્વર સિવાય બીજું કંઇ હોઈ શકે જ નહિં. એ ઇશ્વરને પ્રાપ્ત કરવો એ આપણને પોતાને જ ઓળખવા બરાબર છે. એ ઓળખાણ માટે અનેક પંથ હોઈ શકે; પરંતુ પરમાત્મા કે ઇશ્વર એક જ છે. એક પંથ ભક્તિનો છે, બીજો યોગ કે ધ્યાનનો છે, ત્રીજો જ્ઞાનનો છે, ચોથો નિષ્કામ કર્મનો છે; પરંતુ એ ચારેમાં શરત એક છે, વિરાગની અથવા અનાસક્તિની; ઇશ્વર અનંત અને અવ્યક્ત છે, મનુષ્ય જ્ઞાન તથા પામર છે, માટે ઇશ્વરની ભક્તિ કે તેનું ધ્યાન કે જ્ઞાન પ્રાપ્ત કરવામાં મૂર્તિપૂજા ઉપકારક જણાય તો તેનો નિષેધ નથી. ગીતા તો કહે છે કે અવ્યક્તની ઉપાસના મનુષ્યને સુલભ નથી અને જગતમાં આપણે જોતા પણ ક્યાં નથી કે છબી, અમુક સ્થાન, મૂર્તિ, અગ્નિ કે જળ કે એવું કંઇને કંઇ જે મનુષ્યની આંખે દેખાય છે, તેનું પૂજન કે ધ્યાન સર્વ કરે છે!

દરેક કર્મનું ફળ બરાબર મળે છે, પછી ભલે તે કર્મ માત્ર માનસિક હોય, તથાપિ કર્મનું ફળ ક્યારે અને કેવી રીતે મળશે તે મનુષ્ય જાણતો નથી, મનુષ્યે કર્મ કરવાનાં છે; ફળ આપવું એ અધિકાર ઇશ્વરનો છે, પરંતુ ફળ મળે તો છે જ. કર્મફળ ભોગવવા માટે જ આપણે જન્મ લેવો પડે છે, ઘણાંએ જન્મનાં કર્મ સંચિત થાય છે, તેમાંથી આ જન્મમાં ભોગવવાનું જે મળ્યું તે આપણું પ્રારબ્ધ, સંચિતમાંથી કયું અને કેટલું પ્રારબ્ધ આ જન્મમાં મળે છે તે આપણે જાણતા નથી. સર્વ કર્મનાં ફળ મળી રહે, અર્થાત્ દેહી સંપૂર્ણ નિષ્કામ બની જાય ત્યારે મોક્ષ કે દર્શન મળે છે, જે સ્થિતિ સંપૂર્ણ અને અનંત આનંદની છે. જન્મ માત્ર આ દુનિયામાં જ થતો નથી, દેહ પણ માત્ર મનુષ્યનો જ હોય તેવું નથી; દુનિયા અનેક અને દેહ પણ અનેક એવી હિંદુધર્મની માન્યતા છે.

બારેનું પતન પણ બાર એમ હિંદુધર્મનું બાર પતન થએલું જણાય છે; પરંતુ એ જ ન્યાયે તેનું ઉત્થાન પણ બાર થાશે. એવી શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે વિનમ્ર ભાવે પ્રાર્થના કરી આપણે વિરમીશું.



# ધર્મ એક પુરુષાર્થ

લે૰ શ્રી ઉમાશંકર જયશંકર મહેતા. બી. એ.

"ધર્મ" શબ્દ બહુ વ્યાપક અર્થમાં વપરાય છે, પણ અહીં આપણે ધર્મશાસ્ત્રોમાં એનો કેવો અર્થ કરેલો છે, તે સંક્ષેપમાં જોઈશું. ધર્મ એટલે લક્ષણ, ધર્મ એટલે ફરજ (Duty), એ અર્થ ગૌણ છે. શાસ્ત્રોક્ત "ધર્મ" શબ્દનો અર્થ ध्रियते लोकोऽनेन, धरति लोकम् वा જે વડે આ લોક ધારણ કરાય છે, અથવા જેનાથી આ લોક ટકી રહે છે, તેને ધર્મ કહેવામાં આવે છે અને આ ટુંકા લેખમાં આપણે જોઈશું કે આ જગતના અસ્તિત્વમાં અને તેને ટકાવી રાખવામાં ધર્મ-તત્ત્વ અગત્યનો ભાગ ભજવે છે.

આપણાં શાસ્ત્રોએ धर्मार्थकाममोक्ष—એ ચાર પ્રકારના પુરુષાર્થમાં ધર્મને પ્રથમ સ્થાન આપ્યું છે, અને એ ધર્મના અંતિમ ધ્યેય તરીકે મોક્ષને સ્થાન આપ્યું છે. એટલે મનુષ્યને મોક્ષપ્રાપ્તિ માટે પ્રથમ ધર્મની આવશ્યકતા છે, અને દરેક શાસ્ત્રમાં એ જ વસ્તુનું પ્રતિપાદન કરેલું જણાશે.

એ ધર્મનું સ્વરૂપ અને એનાં લક્ષણો જોતાં પહેલાં ધર્મની શાસ્ત્રકારોએ કેવી વ્યાખ્યા કરી છે, તે આપણે જોઈએ. यतोऽभ्युदयनिःश्रेयःसिद्धिः स धर्मः જેમાંથી અભ્યુદય અને કલ્યાણની સિદ્ધિ તે ધર્મ એમ વૈશેષિક દર્શનમાં કહેવામાં આવ્યું છે. अथातो धर्मजिज्ञासा। वेदविहितत्वे सति अनिन्दितत्वे सति प्रयोजनवदर्थो धर्मः। વેદાધ્યયન પછી ધર્મની જિજ્ઞાસા કરાય છે. વેદમાં કરેલા અનિન્દિત જે વિધિ વાક્યો છે તે વડે પ્રતિપાદન કરાએલો અને પ્રયોજનવાળો તથા પુરુષ વડે પ્રાપ્ત કરવા યોગ્ય અર્થવાળો વ્યાપાર તે ધર્મ, એ મહર્ષિ જૈમિનિની વ્યાખ્યા છે. सर्वभूतानां धारणाद् धर्मः, धर्मैं धार्यते इति वा धर्म. એ શ્રી જગદ્ ગુરુ આદ્યશંકરાચાર્યનું મંતવ્ય છે. શ્રી શંકરાચાર્યે ગીતા ભાષ્યના આરંભમાં જ द्विविधो हि वेदोक्तो धर्मः प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च-પ્રવૃત્તિલક્ષણ અને નિવૃત્તિલક્ષણ એમ બે ધર્મના પ્રકારો બતાવ્યા છે, અને ત્યાં સ્પષ્ટ કર્યું છે કે આ પ્રવૃત્તિલક્ષણ ધર્મ અભ્યુદયાર્થ અભ્યુદય અને લોકસંગ્રહ માટે આચરવામાં આવે છે.

જીવનમાં આપણને અનેક પ્રસંગોએ સુખદુઃખનો અનુભવ કરતાં, છેવટે એક તત્ત્વનો નિશ્ચય થાય છે કે દુનિયાની આ બધી વસ્તુઓ નિત્ય નથી, પણ એક તત્ત્વ એવું છે કે જે નિત્ય છે, અને તે ધર્મ છે, અને તેની પ્રાપ્તિ માટે મનુષ્યને પરમ પુરુષાર્થ કરવો પડે છે. મહાભારતમાં પણ એક સ્થળે એ જ અર્થમાં કહ્યું છે કેઃ—

न जातु कामान्न भयान्न लोभाद्  
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।  
नित्यो धर्मः सुखदुःखे त्वनित्ये  
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥

અર્થાત્ કામ, ભય અને લોભના પ્રસંગોમાં પણ ધર્મનો કોઈ પણ રીતે ત્યાગ કરવો જોઈએ નહિ, કારણ કે ધર્મ નિત્ય છે, અને બીજી બધી વસ્તુઓ જે હેતુરૂપ છે તે અનિત્ય છે. શાંતિપર્વમાં પણ કહેવામાં આવ્યું છે કેઃ—

धर्मं हि यो वर्धयते स पण्डितो  
य एव धर्माच्च्यवते स मुह्यति ।

ધર્મની જે વૃદ્ધિ કરે છે, તે જ પંડિત—વિદ્વાન્ છે, અને જે તેથી ભ્રષ્ટ થાય છે, તે મૂઢ છે. ધર્મનું મહત્ત્વ સમજાવતાં શાસ્ત્રમાં અનેક વચનો છે, જેમાં સામાન્ય વચન આ છેઃ—

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।  
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥  
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।  
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥

શરીરનો નાશ થયા પછી પણ નિત્ય—શાશ્વત—રહેનારી વસ્તુ ધર્મ છે; જેની સહાય વડે મનુષ્ય આ

દુસ્તર અંધકારને તરી જાય છે. માટે એ ધર્મની પ્રાપ્તિને અર્થે મનુષ્યે હંમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ, કારણ કે-

> धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा
> लोके धार्मिष्ठं प्रजा उपसर्पन्ति ।
> धर्मेण पापमपनुदन्ति धर्मे सर्वं प्रतिष्ठितम्
> तस्माद्धर्मं परमं वदन्ति ॥

જગતની પ્રતિષ્ઠા એ ધર્મ છે. દુનિયામાં લોકો ધર્મિષ્ઠની પાસે જાય છે ધર્મથી પાપ દૂર થાય છે. ધર્મમાંજ બધુ સમાયેલુ છે, અને તેથીજ શાસ્ત્રકારો ધર્મને જ પરમ-મહાન્ માને છે.

શાસ્ત્રોમાં નિત્ય, નૈમિત્તિક, જાતિ, કુલ, આપદ્ધર્મ વગેરે અનેક પ્રકારના ધર્મોનું રહસ્ય સમજાવેલુ છે, એ બધુ જોતાં, આપણને સ્હેજે સમજાઈ જશે કે જે વડે જેનું અસ્તિત્વ ટકી રહે છે, તેજ ધર્મ છે, અને એનેજ ધર્મનું સ્વરૂપ કહેવામાં આવે છે. જેનાથી સમાજ ટકી રહે છે, તે સામાજિક ધર્મ છે; જેનાથી રાજ્યની પ્રતિષ્ઠા છે, તે રાજ્યધર્મ છે, જેનાથી કુલ અને જાતિ ટકી રહે છે, તે કુલ અને જાતિના ધર્મો છે,અને એ જ દૃષ્ટિએ વર્ણ અને આશ્રમોના અનેક વિધ ધર્મો-લક્ષણો નક્કી કરવામાં આવ્યા છે. ટુંકમાં, જેના પાલનથી પોતાનું વ્યક્તિત્વ જળવાઈ રહે છે, એ વ્યક્તિના વિકાસ સાથે, સમષ્ટિનો સંબંધ સધાય છે, એ ધર્મનું વ્યાપક લક્ષણ છે. નીતિધર્મ, સમાજધર્મ, શરીરધર્મ એ બધાં ધર્મો-લક્ષણોનો મૂળભૂત હેતુ, વ્યક્તિ અને સમષ્ટિના પરસ્પર આધાર ઉપરજ રહેલો છે. એથી ઉલટું, જ્યાં એ ધર્મનું બંધન હોતું નથી, અથવા એ ધર્મોનું યથોચિત પાલન થતું નથી, ત્યાં તે સમાજ, તે સંસ્થા અથવા તે તંત્ર છિન્નભિન્ન થઈ જાય છે, એનો આપણે હંમેશાં અનુભવ કરીએ છીએ. તેથીજ, સમાજના તંત્રને વ્યવસ્થિત રાખવા માટે કાયદાઓ ઘડવાં પડે છે. મનુષ્યના જીવનને વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ રાખવા માટે જાતિધર્મની રચના કરવી પડે છે. શરીરને ટકાવી રાખવા માટે શરીરશાસ્ત્રના આરોગ્યશાસ્ત્રના નિયમોનું પાલન કરવું પડે છે. એમ પ્રત્યેક વાતના બંધારણમાં, તેના વ્યાવહારિક સંચાલનમાં અને તેની સર્વદેશીય પ્રગતિમાં, તેનાં ધર્મો-લક્ષણો-કાયદાઓને જ પ્રથમ મહત્ત્વ આપવામાં આવે છે, અને એ કાયદાઓનું યથાસ્થિત પાલન થાય છે કે નહિં, તેની કાળજી રાખવામાં આવે છે. સમાજની, રાષ્ટ્રની, દુનિયાની પ્રત્યેક લોકસંઘની પ્રવૃત્તિની ઈમારતનો આધાર આ ધર્મોના પાલન ઉપર જ રહેલો છે, એ નિર્વિવાદ છે. ધર્મ એ જીવન સાથે ઓતપ્રોત થયેલી વસ્તુ છે, એટલે જીવન અને ધર્મ એકબીજાથી સદા અભિન્ન છે, એમ કહીએ તો ખોટું નથી. અને यतो धर्मस्ततो जयः જ્યાં ધર્મ છે, ત્યાં જય છે, સફળતા છે; એ તો આપણે પ્રત્યેક પગે અનુભવીએ છીએ.

હવે આપણે ધર્મનાં સ્વરૂપ કે લક્ષણો વિષે વિચાર કરીએ. વસ્તુતઃ ધર્મ એ સૂક્ષ્મ વસ્તુ છે. अणुरेषो धर्मः (श्रुति) એટલે એનું સ્વરૂપ નક્કી થઈ શકે નહિં, પણ क्रियावान् धर्मः એટલે અમુક ક્રિયાઓ જેમાં રહેલી છે તે ધર્મ, એ જોતાં અને आचारः प्रथमो धर्मः એ શાસ્ત્રવચન જોતાં, આપણને કેટલાંક લક્ષણો મળી આવે છે. મનુસ્મૃતિમાં એ સંબંધમાં ઘણું કહેવામાં આવ્યું છે.

> वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
> एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥

એ લક્ષણો જોતાં, વેદ, સ્મૃતિ, સદાચાર અને જેમાં પોતાનું પ્રિય રહેલું હોય, તે ધર્મ. અહીં ધર્મને બહુ વિશાળ અર્થમાં સમજાવવામાં આવ્યો છે. વેદમાં કહેલા ધર્મો, શ્રુતિ-સ્મૃતિમાં કહેલા અનેક પ્રકારના ધર્મો, અને મનુષ્યના જીવનને ઉન્નત કરે, એવા સદાચારના ધર્મો અને છેવટે, જેનાથી પોતાનું કલ્યાણ થાય, શ્રેયઃ પ્રાપ્તિ થાય એ ધર્મ એટલે यं त्वार्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मो यं गर्हन्ते सोऽधर्मः । જે કાર્યને આર્યો પ્રશંસે તે ધર્મ અને જે કાર્ય નિંદાને પાત્ર મનાય તે અધર્મ, એ આપસ્તંબ ધર્મસૂત્રમાં આપેલુ ધર્મનું સાદામાં સાદું લક્ષણ સમજી શકાય એમ છે. મનુસ્મૃતિ-યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં ધર્મના વિભાગો, ધર્મનાં સાધનોનું બહુ વિસ્તૃત વિવરણ કરેલું છે, જે નીચેનાં અવતરણો ઉપરથી સમજાશેઃ—

> सत्यं दया तपः शौचं तितिक्षा चेति कीर्तिताः ।
> धर्मस्यावयवास्तात ! चत्वारः पूर्णतां गताः ॥
> अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः
> दानं दमो दया शान्तिः सर्वेषां धर्मसाधनम् ॥

સત્ય, દયા, શાંતિ અને અહિંસા એ ચાર ધર્મના

મૂળ સ્થંભે કહી શકાય, અને એના ઉપર જીવનનું, સમાજનું અને રાષ્ટ્રનું બંધારણ થાય તો તે કેટલું સુંદર થાય, એ સમજી શકાય એમ છે. વિસ્તારભયથી એ સંબંધમાં વિશેષ વિવેચન નહિં કરતાં, માત્ર એટલું જ કહેવું બસ થશે કે શાસ્ત્રકારોએ એ સત્યના બાર પ્રકારો, દયાના છ પ્રકારો, શાંતિના ત્રીસ પ્રકારો અને અહિંસાના સાત પ્રકારો, સમજાવેલા છે, જે જિજ્ઞાસુએ જોઈ લેવા.

ધર્મનાં સાધન તરીકે, અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઈંદ્રિયનિગ્રહ, દાન, દયા, દમ, શાંતિ આટલા ગુણો પ્રાપ્ત થાય છે, તો પછી જીવનમાં શું બાકી રહે? અને પછી અધર્મ રહે પણ ક્યાં? જીવનવ્યવહારમાં જે વસ્તુઓની જરૂરીઆત છે, તે આ ધર્મસાધનોથી મળી શકે તેમ છે, અથવા આ ધર્મસાધનો વ્યવહારોપયોગી છે, એટલું તો આપણે સાધારણ રીતે સમજી શકીએ એમ છીએ. મનુસ્મૃતિકારે તો સનાતન ધર્મનું લક્ષણ ટુંકમાં સ્પષ્ટ બતાવી દીધું છેઃ-

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् ब्रूयाद्विसत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेषा धर्मः सनातनः ॥

ટુંકમાં, ધર્મ એ બીજા જન્મમાં પણ ઉપયોગી સાધન છે, એમ શાસ્ત્ર કહે છે. धर्मोवित्तं नृणां प्रेत्य (ભાગવત) એટલે ધર્મ અને ધર્મના આચરણ સંબંધમાં કોઈ પણ બુદ્ધિશાળી મનુષ્યે પ્રમાદ કરવો નહિં स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् । આ ધર્મનું થોડે અંશે પણ પાલન થાય, આચરણમાં મુકી શકાય, તો મોટા ભયમાંથી—આપત્તિમાંથી આપણે બચી જઈ શકીએ છીએ. જીવનમાં અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, ત્યારે આપણે કર્તવ્ય, અકર્તવ્ય, નીતિ, અનીતિ વગેરે સંબંધમાં અનેક પ્રકારના ગુંચવાડામાં પડી જઈએ છીએ. આપણાં મન, અને બુદ્ધિને મોહ અને અસત્યનાં વાદળાં ઘેરી લે છે, તે સમયે માત્ર કર્તવ્યધર્મ જ આપણને આપણા કાર્યમાં પ્રેરે છે; એટલું જ નહિ પણ આપણને મહાન અધર્મમાંથી બચાવી લે છે. શાસ્ત્ર, અને આપ્તજનોનાં અનુભવસિદ્ધ વચનો આપણને આપણો સત્ય ધર્મ બતાવી શકે છે, અને ત્યારે આપણે—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥
(ગીતા)

અર્જુનની માફક, કર્તવ્યપાલન કરી, પ્રાપ્ત ધર્મને બરાબર સમજી, આપણું કાર્ય સફળતાથી પૂર્ણ કરી શકીએ છીએ. આપણા મોહ, સંદેહ, કિંકર્તવ્ય મૂઢતા વગેરે દૂર કરવાને આ ધર્મની જ જરૂર છે, અને એ ધર્મની પ્રાપ્તિ માટે જ, આપણા ઋષિમુનિઓએ શાસ્ત્રમાં અનેકવિધ ઉપદેશ આપેલો છે અને એ જ દૃષ્ટિએ ધર્મને પરમ પુરુષાર્થ અને મોક્ષ પ્રાપ્તિના મુખ્ય સાધન રૂપ માન્યો છે. એમાં જરી પણ શંકા નથી. આપણું એ પરમ કર્તવ્ય છે કે આપણે એ ધર્મના સાધનો બરાબર સમજીએ અને એ સાધનોદ્વારા, ધર્મપ્રાપ્તિ કરીએ અને એ ધર્મની પ્રાપ્તિ થતાં મોક્ષ (ભક્તિ) માટે અધિકારી બનીએ. આપણા જીવનની સઘળી પ્રવૃત્તિઓ ધર્મમય બનાવીએ કે જેથી એ સબંધમાં કોઈને શંકા રહે નહિં. ધર્મ એ આપણો પ્રાણ છે; ધર્મ એ આપણું જીવન છે; મોક્ષનું દ્વાર છે. અને એ ધર્મ જ આપણા જીવનનો પરમ પુરુષાર્થ છે. પરમકૃપાળુ પરમાત્મા આપણને એ સત્ય ધર્મનું માર્ગદર્શન હમેશાં કરાવે અને આપણને ધર્મકાર્યમાં પ્રવૃત્ત કરે, એવી પ્રભુ પ્રાર્થના સાથે, આ ટુંકો લેખ સમાપ્ત કરું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



નબળા ઉપર હથીઆર ચલાવનાર અને બળીયા આગળ માથું નમાવનાર એ શું અહિંસક છે? કહેવું પડશે કે એ અહિંસક નથી પણ કોઈ સામાન્યથી ન કળી શકાય તેવો કારમો હિંસક આત્મા છે.

ભોજન જેવી ચીજ કોઈને ખાવા ન દે તેને ભવાંતરમાં ખાવા નથી મળતું ' જો અનાજનો અંતરાય કરવામાં આટલો ગેરલાભ સમાએલો છે તો ધર્મનો અંતરાય કરનારને કેટલો ગેરલાભ થાય એ વિચારો.

સંસારના રાગને વધારનારી દેશના એ ધર્મદેશના નથી પણ પાપદેશના.





# ધર્મ

-લેખક-શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈ

(ધર્માંક માટે ખાસ લખાયેલ)

માનવ જીવનનાં ત્રણ સત્યઃ વ્યક્તિ, સમાજ અને એ બન્નેને આવરી રહેલી સમષ્ટિ. આ ત્રણ જીવંત બિંદુઓમાંથી રેખા દોરી ત્રણે બિંદુઓને જોડી દેતાં જે ત્રિકોણ રચાય એનું નામ ધર્મ.

જે જીવનમાં ત્રણે બિંદુ સમાંતર હોય એ સાચામાં સાચો ત્રિકોણ—સાચામાં સાચો ધર્મ. વ્યક્તિ તો મહત્ત્વની છે જ; પરંતુ વ્યક્તિને સમાજ સાથે જોડનારી રેખા પણ એટલી જ મહત્ત્વની છે. વ્યક્તિનો સ્વતંત્ર વિકાસ અમુક અંશે શક્ય છે; પરંતુ એ અંશ વીત્યા પછી એ વ્યક્તિનો વિકાસ સમાજ ઉપર જ અવલંબીને રહે છે. નદીકિનારે રહેનાર વ્યક્તિને રણમાં રહેનાર વ્યક્તિ કરતાં તરવાનું શીખવાના વધારે પ્રસંગ આવે છે. નદી કિનારે રહેતો સમાજ હોડીઓ વાપરતો થાય. રણમાં રહેનારને ઊંટ શોધી કહાડવું પડે. હિંદમાં જન્મનારને આઈ. સી. એસની પરીક્ષા પસાર કરવામાં ભારે મુશ્કેલી નડે, કારણ ઇંગ્લંડ જઈ રહેવાનું સાધન એને વધારામાં ઉપજાવવું પડે, ઇંગ્લંડમાં જન્મનારને એ મુશ્કેલી ઓછી. સમાજ વ્યક્તિના ઘડતર ઉપર આમ અસર કરે જ કરે.

એટલે ધર્મ વ્યક્તિને તેમ જ સમાજને સ્પર્શે છે. વ્યક્તિ વિકાસના નિયમો બાંધે છે, નિયમોના પાલન અર્થે આચારપ્રણાલિકાઓ બાંધે છે અને વ્યક્તિ-વ્યક્તિના સંબંધ સુખકર, ઇષ્ટ અને સંવાદી બને એની ઘટના ઊભી કરી માનવ ઘટકને સામાજિક બનાવે છે.

પરંતુ માનવીને સ્પર્શ કરતું ત્રીજું પણ તત્ત્વ છે, જે માનવ કલ્પનાથી જરા દૂર રહ્યું લાગવા છતાં વ્યક્તિ અને સમાજને વીંટળાઈ વળ્યું છે. માનવી પૃથ્વી ઉપર ચાલે છે, ફરે છે, બેસે છે, ઘર બાંધે છે, ખેતી કરે છે. થોડું થોડું હવામાં ઊડતાં શીખ્યો હોવા છતાં, હવા વગર તો એ ક્ષણ પણ રહી શકતો નથી—પ્રાણાયામના પ્રયોગો કરવા છતાં; અને પ્રાણાયામ પણ માનવી માટે હવાની જરૂરિયાત નિયમિત કરનારી કસરત જ છે ને! તો શું એને પાણી વગર ચાલવાનું છે! જીવવા ઉપરાંત સ્વચ્છતા માટે પણ!

પ્રકાશ ન હોય તો પૃથ્વી ઉપર જીવન જ ન હોય! સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો માનો કે પૃથ્વીને સૂર્યની આસપાસ ફરતી માનીએ! સૂર્ય વગર પૃથ્વી પણ નહિ હોય પાણી પણ નહિ હોય અને હવા પણ નહિ હોય! આંખને અને હૃદયને પ્રકાશ અનિવાર્ય છે.

અને એ સૂર્યને, પૃથ્વીને, અણઓળખ્યા ગ્રહો અને તારાઓને પોતામાં સમાવતું આકાશ ઓળખાતું નથી. માત્ર Space સ્થળ જ હશે—છતાં કોઈ ઘુમ્મટ એવો છે કે જે વ્યક્તિને અને સમાજને, અન્ય ન ઓળખાતાં છતાં અત્યંત આવશ્યક તત્ત્વો સાથે સંબંધમાં રાખી કોઈ પ્રકારની એકતાનું ભાન કરાવી સમષ્ટિ સાથેની ગુપ્ત સાંકળમાં સાંકળી લે છે. એ સમષ્ટિ! વ્યક્તિ કરતાં વધારે વિશાળ! સમાજ કરતાં વધારે વિરાટ! આપે છતાં વધારે વ્યાપક!

વ્યક્તિનું વ્યક્તિગત ભાન બહુ જ તીવ્ર. અહં એ જાગ્રતમાં જાગ્રત જ્ઞાન, ભાન, સ્ફુરણ; પરંતુ એ તીવ્ર અહં બહુ બહુ તો સો વર્ષ સુધી ચાલે. પછી એ વીસરાઈ જાય

સમાજનું એક વર્ષ તે વ્યક્તિનાં સો વર્ષ જેટલું, નહિ? હિંદમાં જ્ઞાતિ એ સમાજનું વિશિષ્ટ સ્વરૂપ. આજ આપણને એ ગમે કે ન ગમે છતાં કેટકેટલાં વર્ષોથી એ જીવંત છે! એનો નાશ કરવા મથનારા પણ અંતે તો એક નવી જ્ઞાતિ ઊભી કરીને અળગા રહે છે. એવું એ સામાજિક બળ: જ્ઞાતિ ધરાવે છે! વ્યક્તિને પણ એ આમ જ્ઞાતિબળ કેટલું સજ્જડ વીંટળાઈ વળ્યું હોય છે? હું બ્રાહ્મણ છું: વધારેમાં વધારે સંસ્કારી! હું ક્ષત્રિય છું: શત્રુને ઠાર મારનાર માનવ વીર! બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્નેને જીવતા રાખવાની તાકાત ધરાવનાર હું વ્યાપારી વૈશ્ય—હું નમ ભલે લાગતો હોઉં;

પરંતુ સાચું રાજ્ય તો હું જ કરું છું! અમે તો નીમ્ન વર્ણ! મજૂરીનો અમારો ધંધો! અમને અડતાં અભ-ડાઈ જશો! વારુ આ. અમે છેટે રહ્યાં આ ભાવના સારી છે કે ખોટી એ પ્રશ્ન અસ્થાને છે. એ ભાવના કેટલા બળપૂર્વક વ્યક્તિને વળગી રહે છે અને વ્યક્તિને સમાજ માળાનો એક જીવંત મણકો બનાવે છે એ જ માત્ર આપણે જોવાનું છે.

એ જ સામૂહિક બળ હું ઇંગ્લીશ છું, હું જર્મન છું, હું જપાનીઝ છું, એવું સામાજિક અહં વ્યક્તિને અર્પી સમાજને વ્યક્તિ સાથે જોડી દે છે, અને સામાજિક આચારવિચારના તંતુઓ સર્જે છે.

પરંતુ માનવી ત્યાં જ અટકતો નથી; એને સૂર્ય ચકિત કરે છે; ધૂમકેતુ ચમકાવે છે; તારાનું નિયમિત વર્તન આશ્ચર્યમુગ્ધ કરે છે; બીજમાંથી વૃક્ષ થાય એ ક્રિયા એને બુદ્ધિથી પર રહેલા કોઈ તત્ત્વની ઝાંખી કરાવે છે; આકાશની અગમ્યતા એને નમ્ર બનાવે છે અને સાથે સાથે એ બધાયની સાથેનો પોતાનો શો સંબંધ છે, એ શોધવા તેને પ્રેરે છે. એ સમષ્ટિનો સંબંધ વિચારતાં એને કોઈ સત્તાનું ભાન થાય છે એ સત્તા બુદ્ધિપૂર્વક વિશ્વને રચી રહી છે; આપોઆપ એ રચના રચાયે જાય છે.

સત્તાની શોધમાં એ સૂર્યને પૂજે છે, ચંદ્રને પૂજે છે, પાણીને પૂજે છે, પવનને પૂજે છે, એ સર્વનું નિયમન કરનાર એથી પણ પર રહેલી કોઈ સત્તાને કલ્પનામાં ઉતારે છે. એ સત્તા પૌરુષેય છે! ઋષિ જેવો કે રાજા જેવો ઈશ્વર એની કલ્પનામાં ઊભો થાય છે. એમાં પણ અશુદ્ધિ દેખાતાં કોઈ અકલ્પ્ય, સર્વવ્યાપી, રૂપરહિત, સદસદ્‌નામમાં વર્ણવી શકાય એવી કોઈ શક્તિને તે ઓળખી લાવે છે.

આમ ધર્મનો ત્રિકોણ રચાય છે. વ્યક્તિ, સમાજ અને સમષ્ટિના સંબંધને રચતો, સંબંધને ઓળખાવતો, એ સંબંધને વધારે અને વધારે સુભગ કરવા મથતો વ્યક્તિગત તેમ જ સામાજિક પ્રયત્ન એનું નામ ધર્મ. એમાં વ્યક્તિગત ઉન્નતિના વિધિ-નિષેધ પણ હોય. સાચું બોલો, ચોરી ન કરો! ભોગ-વિલાસની અતિશયતા છોડો! આવા આવા વ્યક્તિ નિયમોનો આગ્રહ પણ ત્યાં હોય! સર્વ ધર્મમાં લગભગ સરખા જ આદેશો છે.

એમાં સામાજિક ઉન્નતિના નિયમો પણ સ્થાપિત હોય. વ્યક્તિની કમાણી ઉપર સમાજનો હક છે! વ્યાજ ન લેશો! ધનિકે 'ધનના માત્ર વાલી બનવું જોઈએ! ગૃહસ્થજીવન માટે ગૃહને મહત્ત્વ આપો! દાન એ ધનિકની ફરજ છે! ભિક્ષા એ બ્રાહ્મણની ફરજ છે! ઝકાત કઢાવી જ જોઈએ! આવી આવી સામાજિક વ્યવસ્થા કરવામાં પણ ધર્મ પોતાનો ભાગ ભજવે છે.

અને અંતે આ જીવનનું–આ સૃષ્ટિનું–આપણને ન સમજાતું સંચાલન કરનાર સત્તાને ઓળખવાના પ્રયત્નમાં વ્યક્તિ અને સમાજને દોરી જનાર પ્રવૃત્તિઓ ધર્મ બની જાય છે. ઈશ્વર છે? હોય તો તે કેવો છે? ક્યાં છે? કેવી રીતે માનવીને અને માનવીની સૃષ્ટિને દોરે છે? ઈશ્વરનું વિરોધી પણ બળ હશે કે કેમ? ઈશ્વર ન હોય એમ પણ કેમ ન બને? આવા પ્રશ્નોના ઊકેલમાં રોકાતી માનવ પ્રવૃત્તિ ધર્મ બની જાય છે જેને આપણે અધ્યાત્મ કહીએ. નાસ્તિક વલણનો પણ એમાં જ સમાવેશ.

બધાય ધર્મો–બંધારણ અને આકાર પામી ચૂકેલા ધર્મોની આ ત્રણ બાજુ. ઊંડે ઊતરીશું તો ઘણું જ સામ્ય સર્વ ધર્મોમાં દેખાશે.

ધર્મના અહં મમત્વમાંથી આગળ વધી સર્વ ધર્મમાં રહેલી એકતા તરફ મન કેન્દ્રિત કરવું એ આજનો સાચો ધર્મ.



# સર્વ ધર્મોની સામ્યતા 

લેખકઃ શ્રી નટવરપ્રસાદ શાસ્ત્રી. રૂપાલ

धर्ता दिवो विभाति तपसस्पृथिव्यां
धर्ता देवो देवानाममर्त्यस्तपोजाः ।
वाचमस्मे नियच्छ देवा युवम् ॥
यजुर्वेद-३७ १६

જગતના આદિ કાળથી માનવ જીવનની ઉત્પત્તિ સાથે સંકળાયેલો માનવ ધર્મ, મનુષ્ય મનુષ્ય પ્રત્યેના અંતઃકરણના આકર્ષણથી ઉત્પન્ન થનારો સ્નેહધર્મ, જીવે જીવ પ્રત્યે ફરજ અદા કરવાનો સિદ્ધાંત સમજાવી ઉપજાવેલો દયાધર્મ, મનુભગવાને રચેલા સ્મૃતિગ્રંથો દ્વારા મનુષ્યની જીવનસ્વચ્છંદતા ઉપર અંકુશ મૂકનારો આચારધર્મ અને એ ચારે પાયાવાળા ધર્મના ઉત્તર અર્વાચીન ભેદોનું પૃથક્કરણ કરી અવલોકતાં સ્પષ્ટ સમજાય છે કેઃ—

ધર્મનું મૂળ શ્રીહરિ છે. અને ભગવાન જ તે ધર્મના ધર્તા છે.

તેમજ वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥
मनुस्मृतिः

તે ધર્મના પ્રમાણ રૂપે સંપૂર્ણ વેદ, વેદજ્ઞોએ રચેલાં ધર્મશાસ્ત્ર, તેમનાં શીલ, આચાર તથા આત્મસંતોષ એ છે. અને ધર્મશાસ્ત્રે,

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
मनुस्मृतिः

આચારને જ પરમધર્મ તરીકે વર્ણવેલો છે અને આર્યોએ આચારને સર્વ ધર્મના મૂળ તથા સર્વ તપના મૂળ રૂપે વર્ણવેલો છે. આચારશુદ્ધિ સિવાય વિચારશુદ્ધિ થતી જ નથી માટે જ મનુભગવાને

सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥

આચારને જ સર્વ તપના મૂળરૂપે ગ્રહણ કર્યો છે. એ આચારશુદ્ધિને પ્રત્યેક આચાર્યોએ, દાર્શનિકોએ તેમજ યોગીઓએ કોઈને કોઈ સ્વરૂપે માન્ય કર્યો છે. યોગમાં યમ, નિયમસ્વરૂપે, વેદાંતે, વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ સ્વરૂપે તથા જુદા જુદા સંપ્રદાયોએ જુદા જુદા સ્વરૂપે એક જ આચારને વર્ણવ્યો છે અને આચારધર્મના પાંચ સ્થંભ સ્વરૂપે પંચમહાવ્રત કે જેના ઉપર જગતના સમસ્ત સંપ્રદાયોનું અવલંબન છે.

ધર્મરક્ષણ માટે યોજાયેલા આચાર્ય વરિષ્ઠો, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ વગેરે નિયમોને આગળ ધરીને કોઈને કોઈ મૂર્તિ અગર કોઈને કોઈ મંત્રનું અવલંબન પોતાના આશ્રિત સેવકોને આપીને ધર્મનું દોરીરણ કરી રહ્યા છે. પછી ભલે તે ગમે તે પ્રકારનાં બાહ્ય ચિહ્નો ધારણ કરવાં સૂચવતા હોય, કિંતુ જગતના પ્રત્યેક ધર્મપ્રચારક અગર ધર્મગોપક મત, પંથ કે સંપ્રદાય કોઈપણ ગ્રંથમાં એવું તો કહેવામાં નહિ જ આવે કે-સત્ય બોલવું નહિ; હિંસા કરવી, વ્યભિચાર કરવો, ચોરી કરવામાં પાપ નથી. અગર અપરિગ્રહ અયોગ્ય છે, આથી તો—

रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम्
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ शि.म.

રુચિઓની વિચિત્ર રચના કારણે ભલે સાંપ્રદાયિક સિદ્ધાંતોમાં ફરક હોય, કિંતુ धर्मा सद्धिमा बहुधा પદ્ધતિ એ અધ્યયનાનુસાર સત્ય વસ્તુ એક જ છે. માનવજીવનના ચંચળ સ્વભાવને અનુસરી પ્રત્યેક જીવની ભાવનાશક્તિ પૃથક્ પૃથક્ હોવાને કારણે આજે જગભરમાં અનેક સંપ્રદાયો સર્જાયા છે. ષટ્દર્શનોના વર્ણનીય વિષયો (દાર્શનિક સિદ્ધાંતો) પૃથક્ હોવા છતાં તેમણે જુદા જુદા પ્રકારે આચારધર્મને સ્વીકૃત કર્યો છે. અષ્ટાદશ પુરાણોના ઉપાસ્ય દેવ જુદા જુદા હોવા છતાં પ્રત્યેક પુરાણે આચારધર્મ, દયાધર્મ, વર્ણાશ્રમધર્મ, માનવધર્મ ઇત્યાદિ ધર્મોને એક જ પ્રકારે પ્રતિપાદિત કરેલા છે. જગતના ધર્મગ્રંથોમાં ઉત્કૃષ્ટ સ્થાન ધરાવતા ગીતાગ્રંથમાં પણ—

अहिंसा सत्यमक्रोधः વગેરે વચનોથી આચારાદિ ધર્મનું મુખ્યત્વે પ્રતિપાદન કરેલું છે. સર્વ ધર્મના આદિમૂળ વેદનારાયણે પણ—

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ॥
देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥
ऋग्वेद ८-८-४९-२

સત્ય લક્ષણયુક્ત ધર્મનું ગ્રહણ કરવા ઉપદેશ આપેલ છે. મતોમાં પણ આચારાદિ ધર્મોને અગ્રસ્થાન આપ્યું છે. ભારતવર્ષના પ્રત્યેક સંતો જેવા કે નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુકારામ, જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ વગેરેએ પોતાનાં કીર્તનો વગેરેમાં સત્યાદિ ધર્મોનું પ્રતિપાદન મુક્ત કંઠે કર્યું છે. અરે! ભારતવર્ષ બહારના ધર્માચાર્યોએ પણ પોતપોતાના રચિત ધર્મગ્રંથોમાં સત્યાદિ ધર્મોને આગળ ધરીને જ પોતપોતાના મતોનું પ્રતિપાદન કરેલું છે. આથી સ્પષ્ટપણે સમજાય છે કે —જગતભરના પ્રત્યેક ધર્મો (સંપ્રદાયો)માં ભલે બાહ્ય દૃષ્ટિએ અસમાનતા દેખાતી હોય, અગર જીવેશ્વરવાદ, અવતાર કે પુનર્જન્મવાદના સિદ્ધાંતોમાં ભિન્નતા દેખાતી હોય, કિંતુ જગતભરનો એવો કોઈપણ ધર્મ નથી જેણે સત્ય, અહિંસા આદિ ધર્મના આધારભૂત સિદ્ધાંતોનો અસ્વીકાર કર્યો હોય અને તેથી સહુ કોઈને અંતે માનવું જ પડશે કેઃ—ધર્મરૂપી દેહનાં બાહ્ય અંગો અસમાન હોય છતાં તેમનો આત્મારૂપી સત્યાદિ ધર્મપાલનનો સિદ્ધાંત એક જ છે અને તેથી જગતભરના તમામ ધર્મોની સામ્યતા જ છે. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

અમર્યાદિત કર્મોમાંથી આપણે આપણા પોતાના જીવનમાં પણ કંઈ ઊતારવાનો પ્રયત્ન ન કરીએ, તો એ પોકળ ગુણગાનનો અર્થ પણ શો છે? એમની તપશ્ચર્યાનો અને એમના ઉપદેશનો પણ શો અર્થ છે? અને આ દૃષ્ટિએ જોઈએ તો આપણા કયા પુરાણ પુરુષે, કયા ઋષિએ, કયા સ્મૃતિકારે, કયા ધર્મસ્થાપકે આપણને એવો ઉપદેશ કર્યો છે કે-અમુક માણસોને હલકા ગાનીને તેમનો તિરસ્કાર કરજો, બીજાઓ ભૂખે મરતા હોય તો મારવા દઈને પણ તમે મિષ્ટાન્ન આરોગજો અને બ્રહ્મભોજનો કરાવજો; બીજાઓની તનતોડ મહેનતનું ફળ ગેળવીને તમે બંગલા બંધાવજો, મોટરો દોડાવજો, પહેલા વર્ગમાં મુસાફરી કરજો, એ જ પૈસા વડે મોટા મોટા યજ્ઞો કરીને અને તીર્થયાત્રાઓ કરીને ધર્માત્માનું બીરુદ મેળવજો, હીરામોતીના દાગીના વસાવજો ને એ જ પૈસા વડે અસહાય અને રંક જનતા ઉપર સત્તા ચલાવજો.

કયા-કયા-કયા પુરાણપુરુષે આવો ધર્મ કહ્યો છે કે શીખવાડયો છે? નહિં જ, કોઈ એ પણ એવું શીખવ્યું નથી. તેઓ એવા સંકુચિત વૃત્તિના નહોતા, કેવળ પોતાનો જ વિચાર કરનારા નહોતા, તેઓ ધર્મની વાતો જ કરનારા નહોતા, પણ સૂક્ષ્મ બુદ્ધિથી અને વિશાળ દૃષ્ટિથી ધર્મની ચર્ચા કરનારા, ધર્મને ચકાસી જોનારા, ધર્મને અનુસરનારા, ધર્મની સ્થાપના કરનારા અને ધર્મ-પ્રવર્તક હતા. એટલે જ તો તેઓ માનવજાતિના સુખને માટે અનેક સંકટો વેઠતા ને તપશ્ચર્યા કરતા. ઋષિઓ 'મને અમુક આપ' એવી પ્રાર્થના નહોતા કરતા. સૌને ખાવાનું આપ, સૌને દૂધ-ઘી આપ, સૌને જ્ઞાન આપ, સૌને પ્રકાશ આપ એવી પ્રાર્થના તેઓ કરતા હતા. અને આ જ વસ્તુ બતાવે છે કે માનવમાત્રને માટે તેમના અંતરમાં સમભાવ હતો અને કોઈને પણ તેઓ તુચ્છ નહોતા માનતા. તેઓ સમાજને રક્ષનારા, સમાજને ધારણ કરનારા હતા.

હવે આજના આપણા આવા સમાજજીવન તરફ દૃષ્ટિ કરીએ તો શું દેખાય છે? ધર્મ યથાવત ચાલે છે! ના; અન્યાય, શોષણ, લૂંટ, તિરસ્કાર, ગુલામી ને ભૂખમરો સર્વત્ર દેખાય છે. કયાંય શાંતિ નથી, આનંદ નથી, ધર્મનું આહ્લાદક મંગલમય વાતાવરણ નથી. માનવ ધર્મના અભાવને કારણે સમાજમાં આવી વિષમતા દેખાય છે. કયાંક ધનના ડુંગર છે, કયાંક નિર્ધનતાની ઊંડી ખાઈ છે, એક બાજુ ભયંકર ભૂખમરો છે, બીજી બાજુ અતિઘણા ખોરાકને લીધે અજીર્ણ થાય છે ને ધાન ઉકરડે નંખાય છે. એક બાજુ કરુણ આક્રંદ છે, બીજી બાજુ રંગરાગ ને ગાનતાનના જલસા છે, અને આટલું જ નથી, આ બધું ન્યાય ને ધર્મને અનુસરીને થતું હોય એવો દેખાવ કરવામાં આવે છે. કોઈ મીલમાલેક, કોઈ કારખાનાવાળો, કોઈ શાહુ-કાર કાળી મજૂરી કરાવીને અથવા ભરપૂર વ્યાજ લઈને લાખો ને કરોડોની કમાણી કરે છે ને છતાં તે લૂંટારો કહેવાતો નથી; પણ એ જ લક્ષાધિપતિને ત્યાં રાતદિવસ વૈતરું કરનાર ગરીબ નોકર શેઠની વાડીમાંથી એકાદ ફુલ લઈ જાય કે શેર કારેલાં તોડી જાય, અથવા તેનું ચીંથરેહાલ બાળક શેઠના બાળકોના રમકડાના ભંડારમાંથી એકાદ રમકડું ઉપાડી જાય તો ચોર ને હરામખોર કહેવાય છે અને "નીચ હલકટ, લોભીઆં, લાલચુડાં," વગેરે વિશેષણનાં અધિકારી બને છે!

ત્યારે સમાજમાં આવી વિષમતા કેમ છે? ચોર ચોરી શા માટે કરે છે? બાળક રમકડું શા માટે ઉપાડી જાય છે? શેર જુવારની, શેર કારેલાંની, એકાદ ફુલની, ફાટેલા લુગડાની અને ભાગ્યા-તૂટયા રમકડાંની એવી તે ચોરી હોતી હશે? એવી ચોરી શા માટે થતી હશે? કારણ કે એ વસ્તુઓ પણ પેલાં માનવીઓને માટે તો દુર્લભ હોય છે. સમાજમાં આવી ભયંકર વિષમતા કેમ છે એનો વિચાર કરવો ઘટે છે. થોડાં માનવીને આવું જીવન અને થોડાને જુદી જાતનું: એવા ભેદ શા માટે? હું દૂધ, ઘી, ફળફળાદિ ખાઉં, પણ પેલાને પેટપૂર રોટલો તો મળવો જોઇએ કે નહિં? હું ભલે બંગલામાં રહું, પણ પેલાને ઝુંપડું તો હોવું જોઇએ કે નહિં? હું રેશમી વસ્ત્રોનાં કબાટ ખડકું, તો પેલાને જાડું પાતળું એકાદ વસ્ત્ર જોઇએ કે નહિં? હું માંદગીમાં દશ ડાકટરને બેસાડી રાખું, તો પેલાને ડાકટરને ઘેર જઈને દવા લાવવાના ચાર આના તો જોઈએ કે નહિં!

પણ ના, આવા બધા વિચાર જ આવતા નથી. કદાચ વિચાર આવે તો યે 'નસિબ બીચારાનું એટલું' બોલીને બેસી રહ્યા સિવાય કોઈને કશું કરવાનું સૂઝતું નથી.

આમ બને છે કારણ કે ધર્મની અને ધર્માચરણની

વાતો કરનારાં આપણે એનું સાચું રહસ્ય સમજવાનો અને તે જીવનમાં ઊતારવાનો પ્રયત્ન જ નથી કરતાં. આપણને એમ લાગવું જોઈએ કે મારા જેવાં જ બીજાં બધાં માણસો છે. મને ખોરાક પાણી ન મળે તો મારો જીવ તાળવે ચઢે છે, મારું કોઈ અપમાન કરે તો મને એનું દુઃખ મરવાથી યે વધુ લાગે છે, મને જ્ઞાન ન હોય, તો તેની શરમ આવે છે, મારી માફક જ બીજાને પણ આવું થતું હશે, મને મન, બુદ્ધિ, હૃદય બીજાંને પણ તે બધું છે, મારાં બાળકો સારી રીતે ઉછરે, તેમનું સારું પોષણ થાય, તેમને સારું શિક્ષણ મળે એમ હું ઇચ્છું છું, બીજાંને પણ એવી જ ઇચ્છા રહે એ સ્વાભાવિક છે. મારો વિકાસ થાય, મને સર્વ પ્રકારનું સુખ મળે એવી મને જેમ ઇચ્છા છે તેવી જ ઇચ્છા બીજા સૌને પણ હશે જ. મારું મસ્તક ઊંચું રહેવું જોઈએ, એ જ પ્રમાણે સૌનાં મસ્તક ઊંચાં રહેવાં જોઈએ અને એમ થાય એ જ યોગ્ય છે. આવી ભાવના આપણને થવી જોઈએ. ધર્મ આ શીખવાડે છે, અને એકવાર આ દૃષ્ટિ ખીલ્યા પછી-હૃદયમાં આ ભાવના દૃઢ થયા પછી, સમાજમાં પ્રવર્તતા અન્યાય તરફ આપણને ચીડ ચઢશે અને એ અન્યાયમાં આપણે તો ભાગીદાર ન જ થવું એ ધર્મનું જ્ઞાન થશે. એ થશે એટલે માનવ ધર્મ આપોઆપ સમજાઈ જશે.

આજનો માનવ ધર્મ આપણને શીખવે છે કે આપણે આપણા સંકુચિત વર્તુળમાંથી બહાર નીકળીને આપણાં લાખો ને કરોડો ભૂખ્યાં ને નિરાધાર ભાંડુઓના તરફ દૃષ્ટિ કરીએ. કોમ કે ધર્મ જુદાં હોવાને કારણે કોઈને તુચ્છ કે આપણાથી હલકા ન માનીએ, હરિજનોને અસ્પૃશ્ય માનીને દૂર ન ધકેલીએ. સૌ ઈશ્વરનાં સંતાન છે ને માનવી તરીકે સૌના સૌ રીતે સરખા હક છે. સમાજની વિષમતા ટાળવી હોય તો આપણા આચાર-વિચારમાં આવા કંઈ કંઈ પરિવર્તન કરવાં પડશે, અને આજનો માનવ ધર્મ શીખવે છે કે એ કર્યે જ છૂટકો છે.

આવા ગંભીર વિષય પર એકાદ નાનકડા લેખમાં પૂરતી ચર્ચા કરવી અશક્ય છે. પણ ટૂંકમાં એટલું જ કહી શકાય કે માનવ ધર્મ એટલે સૌ માનવી પ્રત્યે સમભાવ. આપણે કારણે કોઈને દુઃખ ન આપીએ અને સૌને બનતી સહાય કરવા તત્પર રહીએ; આર્થિક, સામાજિક, ધાર્મિક અન્યાયો ને જુલમોનો પ્રતિકાર કરીએ અને નિર્બળ તેમ જ અસહાય માનવીઓને એમાંથી ઊગારવામાં સાથ આપીએ. માનવ ધર્મનાં આવાં અનેક લક્ષણો છે. એ સાથે આપણા જીવનમાંથી દંભ, દ્વેષ, અસત્ય લોભ, ઈર્ષ્યા એ બધા દુર્ગુણોનો નાશ કરવાને માટે પ્રયત્નશીલ રહીએ, કારણ કે એ તત્ત્વો માનવધર્મનાં વિરોધી લક્ષણો છે. કેવળ માનવ ધર્મનાં જ નહિં પણ ધર્મમાત્રના મૂળમાં કુહાડો મારનારાં એ લક્ષણો છે.

આમ સનાતન ધર્મ પ્રમાણે માનવ ધર્મને અનુસરવા માટે આવું ઘણું ઘણું કરવાની જરૂર છે. એ અતિશય વિકટ કાર્ય છે. સહેલું નથી, કારણ કે એ પણ એકજાતની તપશ્ચર્યા જ છે, પણ માનવી કર્તવ્યબુદ્ધિથી પ્રમાણિક પણે એ વસ્તુ સ્વીકારે અને એ માટે ખંતપૂર્વક પ્રયત્ન કરે તો એ પણ અઘરું નથી.

## ઉર-જાગૃતિ

જાગી ઉર વીણા હો  
ઝંકાર ઝીણા હો.

તૂટી ગયાં એનાં યુગબંધન હો!  
જાગ્યાં જીવનનાં અમૃતાં ચિંતન હો!  
સિદ્ધિ ગીતે ગુંથ્યાં નવજીવન હો!  
મસ્ત લીલે ગીતે છલકાતે પ્રાણે  
શુભ યુગના શાશ્વત મુક્તિના ગાને  
ઝૂમ ઝૂમતા વિશ્વઝાંઝર ગુંજારણે  
જાગી ઉર વીણા હો!  
ઝંકાર ઝીણા હો! ૧

જાગ્યું મુક્તિનું વિરાટ સ્પંદન હો!  
વિશ્વતણાં એ અંતિમ પૂજન હો!  
સત્ય તેજે પામવા નવજીવન હો!

બ્રહ્માંડ કેરા અપૂર્વ છન્દે તાલે  
અનંત અનંત ચિદ્ઘન વિશ્વ રાગે  
અમર આત્મની સંયમ સુધાએ  
જાગી ઉર વીણા હો!  
ઝંકાર ઝીણા હો!—૨

—પ્રતાપકુમાર શાહ

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઇ.

૧ એન. એમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય–કાલબાદેવીરોડ
૩ શ્રી. ડા.રામજી ખીમજી કેસરવાળા ૧૦૭ ગુલાલવાડી.
૪ શ્રી. જગનાદાસ માધવજી ઝવેરીબજાર ખારાકુવાપાસે.
૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો. —પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી કુમ્ભારવાડી, પારસીની
અગીયારી સામે ફરનીચરની દુકાન.
૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઈ, દવે સોપ ડેપો.
કેપેલ્ટ્રા સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઇ ૨
૧૧ શ્રી. વિઠલદાસ વીરચંદ,
શાહ મનસુખલાલ નારાયણદાસ
૧૧૮, કંસારા ચાલ, પહેલો માળ, મુંબાઈ નં. ૨
૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ,
૧૭૭, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧
૧ ડાહ્યાભાઈ વલ્લભભાઇ-દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ–નવસારી
૧ મહેન્દ્ર દ.શુકલ,સરસ્વુ ઔષધકાર્યાલય બાલાજીરોડસુરત
૨ શ્રી. પ્રાણલાલ ભગવાનદાસ મર્ચંટ,
ભાગા તળાવ, પાણીની ભીંત, સુરત
૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, ફતેપોર બજાર–ભરૂચ
૧ પટેલ ચન્દુભાઈ શિવાભાઇ-શ્રી રામકબીર
મંદિર–કોર્ટની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર ઈશ્વરલાલ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૪ શ્રી. મહાકાળી એજન્સી સ્ટોર્સ,
ન્યાય મંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા
૧ મધુસુદન ભાઇલાલભાઇ બુકસેલર પાદરા
૨ પોપટલાલ શોભાણદાસ, પાદરા
૩ રાજરત્ન પટેલ નાથજીભાઇ લાલદાસ મુ. કુરાલ તા.પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેઠાશંકર જંબુસર
૧ વીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ–ડભોઈ
૧ શાન્તિલાલ છોટાલાલ–ઝાલોદ
૧ અંબાલાલ હંસસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી.માધરા
૧ ચરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ–આણંદ
૧ શ્રી.રમણલાલ જેઠારામ શાસ્ત્રી. રેંટીઆપોળ.ઉમરેઠ
૨ શ્રી. મણિલાલ સોમાભાઈ શાહ, દલાલ પોળ, ,,
૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ–ઉમરેઠ
૧ શ્રી. રામુભાઇ શંકરલાલ ભટ, અગ્રપોળ, ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઈ વલ્લભભાઇ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઈ હરિરામ રાવલ–મુ.ખાવડ
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે–સાણંદ
૧ કૃષ્ણા પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઈ કાશીભાઇ બજારમાં–મુ.વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
૨ ડાહ્યાભાઈ મંગળદાસ પટેલ, મોટી ખડકી, ,,
૩ પટેલ ચતુરભાઈ ભાઈલાલભાઇ, સરકારની ખડકી ,,
પટેલ છગનભાઇ નાથાભાઈ, નાવલી
શ્રી. સુણાવ ભજન મંડળ, સુણાવ
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઇ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર માઇનગર ,,
૪ શ્રીમાઇ–બાલ–મંડળ મોટકુંભીયા માઇચોક ,,
૫ શ્રી સૌભાગ્ય કંચન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૬ સી. અમીન કંપની, દેવજીવન સ્ટેશન રોડ ,,
૭ શ્રી. નડીઆદ ભજન મંડળ, ,,
શાહ મધુસુદન ગોરધનદાસ, કોપલા પોળ,
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ગવાડી–ચલોડા
૧ કાલીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક–વસો
૨ કાછીઆ મોતિભાઇ જેઠાભાઈ, વડકુવા પાસે, પેટલાદ
૧ શ્રી. વસો ભજન મંડળ,
પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ શ્રી. પરીખ નટવરલાલ ચીમનલાલ,
કુંભાર ભૂદરનો ટેકરો, ખેડા
૨ વીઠ્ઠલદાસ નાગરદાસ પટેલ કર્મભૂમિ પ્રેસ–ખેડા
૧ શ્રી. મહુધા ભજન મંડળ
રા, સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઈ, મહુધા
૧ શ્રી. મહેતા જ્યંતિલાલ મણિલાલ જોષી, નરસંડા
૧ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી.
ફ્રીડા કોટેજ, ૭/૭૭, વીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઈ બી. પટેલ,
પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ છોટાલાલ દેસાઈ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી. બહેચરદાસ સુર્યરામ દીક્ષીત
સાર્વજનીક લાયબ્રેરી, મુ. ગામડી

## અમદાવાદ

૧ મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની પોળમાં સોનીની પોળના મેડા ઉપર
૨ શ્રી ભક્તિમાર્ગ કમીટી સંચાલિત સાર્વજનિક દવાખાનું, આસ્ટોડીયા રોડ
૩ કુકસેવર્ક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા
૪ ઠક્કર બુક ડેપો, રીચીરોડ, પુલ નીચે
૫ શ્રી પ્રભુદાસ મહારાજ સારંગપુર તળીયાની પોળ
૬ શાહ સોમચંદ અંબાલાલ ખડીયાની હાથીની પોળમાં કમાનવાળી પોળ
૭ નર્મદાશંકર મુળશંકર પંડ્યા રાયપુર કાપડીવાડ
૮ પરમાર પ્રીન્ટીંગ પ્રેસ બાલાહનુમાન પાસે
૯ ચંદુલાલ શકરાભાઈ પ્રજાપતિ કુંભારવાડ ખુસુસાવાડ
૧૦ ધીરજલાલ ખીમજી બળદેવ, ગિરધરનગર નં. ૧૪
૧૧ પટેલ મોહનલાલ જાદવરદાસ મહેતા મશીનીયર શાહપુર-વનમાળી વાંકાની પોળ
૧૨ બાવચાર હીમતલાલ મંગળદાસ શાહપુર- વડીગોટડીની પોળ પાસે, વેણીચંદના ડહેલામાં
૧૩ શંકરરાવ માધવરાવ ગાયકવાડ મીરજાપુર અમદાવાદ ગેરેજ
૧૪ વિનોદચંદ્ર રામજીભાઈ ગીરધરનગર બંગલા નં. ૧
૧૫ વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ ખુસુસાવાડ કુંભારવાડ
૧૬ શ્રી જ્ઞાનવર્ધક પુસ્તકાલય, પટેલ જેસીંગભાઈ છનાલાલ શીરદલાલ, હરિપુર, ખુસુસાવાડ, નવાતળીયાની પોળ
૧૭ શ્રી જ્ઞાનવર્ધક પુસ્તકાલય, પરસોતમદાસ દારકાદાસ ગાંધી, સરસપુર, લવારમેરી, ઘ. નં. ૧૩૮૫
૧૮ શ્રી જ્ઞાનવર્ધક પુસ્તકાલય, માણેકલાલ એમ. ખત્રી સારંગપુર, દોલતખાના, કાગદાપીરી
૧૯ ધાર્મિક પુસ્તકાલય, રીલીફ રોડ
૨૦ અનડા બુક ડેપો, બાલાહનુમાન પાસે
૨૧ દેસાઈ અધર્ષ, લક્ષ્મી વિલાસ હોટલ સામે
૨૨ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર પાસે
૨૩ મણીલાલ અમથાલાલ, માધુપુર-અમદાવાદ
૨૪ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા વાડજ „
૨૫ મહંત માધવદાસજી ગુરુ મોહનદાસજી પીતળીયા બંબા વિષ્ણુમંદીર
૨૬ પ્રોન્સ ગોર્સ ભદ્ર, તાર ઓફીસ
૧ પટેલ છોટાભાઈ ઉજમભાઈ મુ. ધરમજ
૧ શ્રી. શાહ બાલકૃષ્ણભાઈ ચીમનલાલ, કાપડના વહેપારી, ઉંવારસદ
૧ શંકરલાલ ભોળારામ દીક્ષિત રામકથા સત્સંગ મંડળ છત્રપુરા-કપીલ
૧ માધવલાલ કેશવદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ
૧ ઠક્કર કાળીદાસ ગોરધનદાસ-અકુલવરાજી
૧ ગુજરાત જનરલ ટ્રે. કમ્પની-મહેસાણા
૧ શ્રી. ઇશ્વરલાલ વલ્લભરામ જોષી, કબીર સાહેબનું મંદિર, વડનગર
૧ કૃષ્ણારાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ શ્રી. પટેલ નાથાભાઈ નરસીભાઈ, ચાણસ્મા
૧ શ્રી. રતનલાલ નરસીદાસ, બજારમાં, વડનગર
૧ રવિશંકર કાશીનાથ વ્યાસ દેસાઈ પોળ-વીરમગામ
૧ શ્રી. નારણભાઈ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ શ્રી, જેશીંગ સુંદરજી સોની, કોઠ (ધોળકા તાલુકા)
૧ શ્રી. ભવાનભાઈ મગનલાલ દરજી, ગાંગડ (ધોળકા તાલુકા)
૧ ગોરધનદાસ છોટાલાલ, મોઢવાડા શેરી-ધંધુકા
૧ દેસાઈ રાવજીભાઈ ભલાભાઈ, પ્રાંતિજ

### જુનાગઢ

૧ રતિલાલ ગુલાબચંદ દોશી, દોશી પ્રિ. પ્રેસ સરદારચોક
૨ ઇશ્વરલાલ જી. રાજા, હવેલી લેન
૧ કીશનચંદ એન્ડ કો.-સરૈટી, (ઘુમાન્ડા)
૧ જી. એમ. શર્મા હનુમાન વિદ્યાર્થી ભવન નૈરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ ભગત પુંજીરામ મહારાજ, મોમ્બાસા
૧ જેઠાલાલ પી. ભગત ન્યુઝપેપર એજન્ટ-જામનગર
૧ શ્રી. રમણિકલાલ કાળીદાસ ઉપાધ્યાય, ભોજરાજપુરા, ગોંડલ
૧ ડા. કાનજીભાઈ દામજીભાઈ, શાક માર્કેટ-રાજકોટ
૧ મધુસુદન નારણદાસ બુકસેલર-વેરાવળ.
૧ શ્રી. ગીરધરલાલ હરિલાલ દવે, રાવળ ફળીયા, હળવદ
૧ શ્રી. કસ્તુરચંદ પુંજારા, ધી ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ, ધ્રાંગધ્રા
૨ શ્રી. કાનજીભાઈ રામજીભાઈ હોટલવાળા, સ્ટેશન સામે, „
૩ મહંતશ્રી રામબાલકદાસજી પ્રભુદાસજી, ધ્રાંગધ્રા
શ્રી. હરજીવનદાસ પ્રાગજીભાઈ ઠક્કર, બજારમાં, રાજસીતાપુર (ધ્રાંગધ્રા)
૧ દોશી મણીચંદ પુંજાભાઈ, વઢવાણ કેમ્પ.
૨ જગજીવન બુકડીપો, ટાવરચોક-વઢવાણ કેમ્પ.
૧ નટવરલાલ નરસીભાઈ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા, ગુજ. પ્રાથ. સ્કુલ અમરાવતી (બીરાર)
૧ ત્રિવેદી પ્રભાશંકર જટાશંકર ધોળા
૧ મદનમોહનદાસજી; મુરલીધરજીની જગ્યામાં-અમરેલી
૧ માધવજી લક્ષ્મણ C/O. હાટીક મેડીકલ સ્ટોર, દરબારગઢ-ભાવનગર
૧ સાઈ મંડળ-હીમતનગર (એ. પી.)
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનાવાડા-કરાંચી
૧ મેસર્સ બાબુલાલ નરસિંહભાઈ કચ્છ-ભુજ

# સહનની મહત્તા



પિતામહ બ્રહ્માજીની સભામાં એકવાર સુવર્ણ—સોનાએ પ્રત્યક્ષરૂપ ધારણ કરીને પોકાર પાડયો:-

"અન્યાય, અન્યાય! ઘોર અન્યાય!!"

સભાસદો ચોંકી ઊઠ્યા, દેવમંડળ વિસ્મિત થયું, નૃત્યારંભ અટકી ગયો, અને સૌની દૃષ્ટિ એ અન્યાયના પોકાર કરનાર સામે સ્થિર બની ગઈ!

"વત્સ! મારી ઉત્પન્ન કરેલી જડ સૃષ્ટિમા તારૂં શ્રેષ્ઠસ્થાન હોવા છતાં તને અન્યાય કરનાર છે કોણ?" બ્રહ્માજીએ પૂછ્યું:

"—આ સુવર્ણકારો મારા પર આજીવિકા ચલાવતા હોવા છતાં મારી કિમ્મત-મારૂં મૂલ્યાંકન કરવામાં મને અન્યાય કરે છે. એ અન્યાય સહન કરવા કરતાં મને પૃથ્વીપટમાં માતાધરિત્રીની ગોદમાં જ છુપાઈ રહેવા દો, તો પણ મને શાન્તિ રહેશે:"-રડતાં રડતાં સુવર્ણે કહ્યું:

"સભાસદો સહિત બ્રહ્માજી હસી પડ્યા; શાન્તિ સ્થપાયા બાદ બ્રહ્માજીએ આજ્ઞા કરી:-

"વત્સ! દુર્જનોની અને હલકા સ્વભાવના મનુષ્યોની રચના જ સજ્જનોની પરીક્ષા કરવા માટે કરી છે, દુર્જનો ન હોત તો સજ્જનોને ઓળખત કોણ? અંધારાના અસ્તિત્વ વિના પ્રકાશને પીછી કોણ શકત?

કહેવાની જરૂર નથી, કે બ્રહ્માજીના આ શબ્દોથી સુવર્ણને બહુ શાન્તિ મળી. હવે તો તે હથોડાના મારથી પણ ગભરાતું નથી, અગ્નિની જ્વાલાઓથી થરથરતું નથી:

પાઠકો! તમે પણ નિંદાથી ગભરાશો નહિં, કસોટીથી થરથરશો નહિ: તમારી પરીક્ષા કરનાર તમારાથી ઓછી કિમ્મતનો મળી આવે તો તેથી તમારી કિમ્મત ઓછી થવાની નથી એમાં જ તમારી મહત્તા છે.

'શ્રી શાન્ત'

# ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરેઃ હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે


અધિપતિ-પં. મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી . મગનલાલ હીરાભાઇ દેસાઇ

સહિલાવકાર.] —વ્યવસ્થાપકો–શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઇશ્વરલાલ રાજા

'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ : હિંદ બહાર :

રૂા. ૪-૩-૦ રૂા. ૬-૮-૦


## વિષય સૂચિ



| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | દેહમંદિર [ કાવ્ય ] | શ્રી 'પુનિત' | ૩૧૧ |
| ૨ | આશીર્વાદ | ... | ૩૧૨ |
| ૩ | શંકાસમાધાન | શ્રી જયનારાયણ ભટ્ટ વેદાન્તશાસ્ત્રી | ૩૧૩ |
| ૪ | સંજીવન ધર્મ | શ્રી નટવરલાલ સેવકલાલ | ૩૧૪ |
| ૫ | પ્રભાતનાં પુષ્પો | શ્રી વજુ કોટક | ૩૧૭ |
| ૬ | જીવનના પંથમાં [ કાવ્ય ] | ભક્તકવિ ગોવિંદજી રામેશ્વર | ૩૧૮ |
| ૭ | અધ્યાત્મ ભાગવત | લે સ્વામી શ્રી માધવતીર્થજી | ૩૧૯ |
| ૮ | જ્ઞાનયોગી મંકુભાઇ સાથેનો વાર્તાલાપ | સંગ્રાહક–શ્રી. કૃષ્ણશંકર મગનજીભાઇ શુક્લ | ૩૭૪ |
| ૯ | ધર્મનું વિશ્વવ્યાપી સાધન | પ્રેરણા પામનાર–શ્રી ઇશ્વર પેટલીકર બી. એ. | ૩૭૫ |
| ૧૦ | ફરજદાર | લે. શ્રી 'અમર્ત ત્યાગી' | ૩૭૮ |
| ૧૧ | "શ્રી" "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય | લે–શ્રી ગલાશંકર ત્રિ. "ગયાર" | ૩૮૫ |
| ૧૨ | કોઇની વસ્તુ પાછી આપવામાં દુઃખ શાથી? | અનુ શ્રી ચન્દ્રકાન્ત ભટ્ટ | ૩૮૯ |
| ૧૩ | અનુભવમાંથી ઊતરેલું | લેખક —શ્રી 'શૂન્યમ્' | ૩૯૦ |
| ૧૪ | ભક્તિ રત્નાવલી : પ્રથમ પંક્તિ | લે. શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી, M. A. | ૩૯૨ |
| ૧૫ | કાવ્યકુંજ | ... | ૩૯૪ |
| ૧૬ | જ્ઞાન પ્રકાશ | શ્રી. હિતજદાસજી ગુરુ રી. પ્રયાગદાસજી | ૩૯૫ |
| ૧૭ | મૈનાક | શ્રી. ધીરુભાઇ વી. પુરોહિત | ૩૯૮ |



જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને ઢીલ સહિતે મળે છે. વી. પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઓર્ડર વિગેરે–અધિપતિઃ–'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવાં જોઇએ.


પ્રકાશક : પં. મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય, હવેલી ગેટ–જૂનાગઢ.

મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રિન્ટિંગ પ્રેસ જૂનાગઢ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मोद्दीपमनुत्तमं प्रथमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. જ્યેષ્ઠ-૨૦૦૨ જુન-૧૯૪૬ અંક ૩ જો

## દેહમંદિર



શ્રી. 'પુનિત'

(શ્રીમન્ નારાયણનું નામ અમને પ્રાણ પ્યારું છે ..એ રાગ)

શક્તિ-ધૂન મચાવ. ત્હારા દેહ-મંદિરમાં,
પ્રભુ-ધૂન મચાવ, ત્હારાં દેહ-મંદિરમાં.
આ મંદિરીયાનો છે રચનારો, કડીયો કામણગારો,
ત્યાં તો કળા તણો નહિ પાર, ત્હારા દેહ-મંદિરમાં.
અસ્થિ કેરી ઈંટ બનાવી, ચુનો માંસ લગાવી,
પ્લાસ્ટર વિધવિધનાં તો કીધાં, ત્હારા-દેહ મંદિરમાં.
ઠેરઠેર ટેકા મૂક્યા, ક્યારે પણ નહિ ચૂક્યા,
ત્યાં તો તેજ તણો અંબાર, ત્હારા દેહ-મંદિરમાં.
રાતા રાતા રંગ કેરી, જાજમો બિછાવી,
આસન અંતરનું લગાવ્યું, ત્હારા દેહ-મંદિરમાં.
નોબત નાડીઓની ગાજે, ઢોલો ધબકારાનાં બાજે,
મૂર્તિ પોતાની પધરાવી, ત્હારા દેહ-મંદિરમાં.
સત્ય-વચનનાં તોરણ બાંધ્યાં, ભક્તિ દીપ પ્રગટાવ્યા,
ફૂલડાં આનંદનાં વરસાવ્યાં, ત્હારા દેહ-મંદિરમાં.
અવળે રસ્તે જો વિચરાશે, મંદિર મસ્જીદ થાશે,
'પુનિત' સ્થાન ખાલી રહેશે, ત્હારા દેહ-મંદિરમાં




**ધર્માંક માટે**

'વિશ્વમંગલ'ના ધર્માંકના તમામ રજીસ્ટરો આ માસમાં મોકલવાં પૂર્ણ થયાં છે. ગ્રાહકોની પત્ર લખવાની ગેરસમજુતીથી, વ્યવસ્થા વિભાગના કામના અતિશય દબાણના કારણથી તેમજ આ બાજુ મનીઓર્ડર મોકલેલા હોય અને આ બાજુ વી. પી. કરવામાં આવે તેવાં અનેક કારણોથી જેને ડબલ અંકો મોકલાઇ ગયા હોય, તેઓએ તુરત જ કાં તો એ અંકોથી બીજા ગ્રાહકનું નામ નોંધી લવાજમ વસુલ લઇને બધી વિગત જણાવી કાર્યાલયમાં પત્ર લખી દેવો જોઇએ. અથવા તો પોતાને મળેલા બધા અંકો કાર્યાલય તરફ મોકલી આપીને વધારાનું અપાયેલું લવાજમ પાછું મેળવી લેવું જોઈએ.

આવાં બની ગયેલાં કારણોમાં કેટલીક વાર કાર્યાલયને બદલે ગ્રાહકોના જુદી-જુદી રીતે લખાયેલા પત્રો જ જવાબદાર હોય છે. છતાં કેટલાક ગ્રાહક બંધુઓના અમારે કોપ-ભાજન બનવું પડે છે. આવતા વર્ષે એની સમ્પૂર્ણ જુદી જ વ્યવસ્થા કરીને ફરીઆદ તદ્દન નાબૂદ થઇ જાય તેવો અમે વિશ્વાસ આપીએ છીએ.

**ધર્માંકની નકલો હવે વધુ પ્રમાણમાં સિલકમાં નથી. જેઓને ગ્રાહક બની જવું હોય તેઓ જલદીથી વાર્ષિક લવાજમના રૂ. ૪-૩-૦ મોકલીને ગ્રાહક બની જાય. કાગળોની અત્યંત અછતના કારણથી આ વર્ષે બીજી આવૃત્તિ પ્રકાશિત થવાનો બિલકુલ સંભવ નથી.** તેની કૃપાલુ ગ્રાહકો નોંધ લે.

**એજન્ટોને**

જે જે શહેરોમાં એજન્ટો દ્વારા અંકો વહેંચાય છે **તે તે એજન્ટ મિત્રોને નમ્ર સૂચના કે તેઓ ધર્માંકની નકલો પોતાની નોંધમાંના ગ્રાહકોને આપવાની બાકી હોય તેને જલદીથી આપી દેવા કૃપા કરે.**

**નમ્ર સૂચનાઓ**

મોટા શહેરમાં ગ્રાહક બંધુઓ જ્યારે મકાન બદલે છે કે નોકરીઆત વર્ગ શહેર બદલીને બીજે નિવાસ કરે છે, ત્યારે તેઓ પોતાનાં એડ્રેસ બદલવાની સૂચના બહુ મોડી આપે છે. એવા સંયોગોમાં અહીંથી એકાદ બે અંકો જૂના એડ્રેસથી મોકલાઇ ગયા હોય છે. **તેવા ગ્રાહક બંધુઓએ કૃપાપૂર્વક સ્થાનાન્તર થવાની સૂચના વહેલાસર મોકલી આપવા કૃપા કરવી જોઇએ**

ચાલુ માસે પણ સારા કાગળો મેળવવા માટે પુરતો પ્રયત્ન કરવા છતાં કોઈપણ રીતે ન મળી શકવાથી એ જ જાતના કાગળો વાપરવા પડ્યા છે.

જે જે ગ્રાહક બન્ધુઓએ વિશ્વમંગલના પ્રચાર કાર્યને પોતાનું જ માનીને નવા ગ્રાહકો બનાવી આપ્યા છે અને જેઓ નવા ગ્રાહકો બનાવી આપે છે, તે ખરેખર પ્રભુના કૃપાપાત્ર છે.

**કલ્યાણ ગ્રન્થમાલાના સંબંધમાં**

કલ્યાણ ગ્રન્થમાલાનું ત્રીજું પુસ્તક 'પુષ્પાંજલિ' પ્રકાશિત થઈ ચૂક્યું છે અને ગ્રન્થ-માલાના ગ્રાહકોની સેવામાં મોકલાઈ ગયું છે. આ ગ્રન્થમાલા દ્વારા અપાતાં પુસ્તકોની પ્રશંસા અમે કરતા નથી; પરન્તુ વાંચવા અને વસાવવા યોગ્ય આ પુસ્તકો મેળવવા માટે આ ગ્રન્થ-માલાના ગ્રાહક બની જઈ ઉત્તમ ધાર્મિક વાચન મેળવવા નમ્ર સૂચના કરીએ છીએ. જેઓ ગ્રાહક ન બન્યા હોય તેઓ જરૂર ગ્રાહક બની જાય.

વિનીત નિવેદક

**પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી** — તંત્રી : વિશ્વમંગલ

**દેસાઇ મગનભાઈ છોટાભાઈ** — સહતંત્રી : વિશ્વમંગલ



# શંકા—સમાધાન



લે. શ્રી જયનારાયણ ભટ્ટ વેદાન્ત શાસ્ત્રી

(ગતાંક પૃષ્ઠ ૩૨૫ થી ચાલુ)

હવે આપણે પ્રકૃત વિષય ઉપર આવીએ. સ્થલ-સંકોચની મુશ્કેલીને લીધે આ વિષયમાં વધુ સ્વૈર-વિહાર ન કરતાં સંક્ષેપમાં સમજી લેવાનું છે. આપણે પહેલાં એ જાણવું જોઈએ કે સૃષ્ટિ એટલે શું? થોડી વારમાં આપણને માલમ પડશે કે સૃષ્ટિ એટલે સર્જન-ક્રિયા-ઉત્પન્ન થવાની ક્રિયા, ઉત્પત્તિ. હવે આ સર્જન ક્રિયા, એ કંઈ એની મેળે બહાર આવતી નથી; કારણ કે એ ક્રિયા છે; એટલે તેનો કર્તા અવશ્ય હોવો જોઈએ. આપણે દરેક જગાએ જોઈએ છીએ કે દરેક ક્રિયાનો કર્તા હોય છે જ. કર્તા વગર ક્રિયા સંભવી શકતી નથી. એટલે સૃષ્ટિ-સર્જનક્રિયાનો કર્તા ખોળી કાઢવો જોઈએ. હવે કર્તાની શોધ કરવા જતાં માલમ પડશે કે કર્તા તે કહેવાય છે કે જે ક્રિયા કરતો હોય, જે ક્રિયા ન કરતો હોય તેને કર્તા ન કહેવાય: કોઈ પૂછે કે ત્યારે તેને શું કહેવાય? આ પ્રશ્નનો ઉત્તર ઘણો જ ભારે છે, કારણ કે તે જનોઈ પહેરવાની ક્રિયાનો કર્તા ન હોવાથી બ્રાહ્મણ ન કહેવાય. નફાખોરી કરવાની ક્રિયા કરતો ન હોવાથી વૈશ્ય ન કહેવાય. ક્ષત્રિયના કુળમાં જન્મવાની ક્રિયા કરતો ન હોવાથી ક્ષત્રિય ન કહેવાય તેવી રીતે શૂદ્ર પણ ન કહેવાય. પશુ ન કહેવાય, જમીન ઉપર ઊગવાની ક્રિયા કરતો ન હોવાથી વનસ્પતિ પણ ન કહેવાય: ત્યારે શું કહેવાય ઊંઘતો માણસ? ના, તે પણ ઊંઘવાની ક્રિયા કરે છે. મરી ગએલો માણસ? ના, તે પણ જ્યાં ગએલો હશે ત્યાં કંઈક કરતો હશે બહાર ગામ ગએલા માણસની માફક. કોઈ કહેશે કે તે મરીને કોઈ જગાએ જતો નથી, જે મરી ગએલો દેખાય છે તે જ તે છે.:: તો પણ જ્યાંસુધી તે મરી ગએલો દેખાય છે ત્યાં સુધી તે મરી જવાની ક્રિયાનો કર્તા જ રહે છે.:: મરી જવાની ક્રિયા તેણે થોડા વખત પહેલાં કરી હતી; હમણાં કંઈ જ કરતો નથી.:: તો તે આપણને કહેતો નથી કે હું પહેલાં મરી જવાની ક્રિયાનો કર્તા હતો; હાલમાં કોઈ ક્રિયાનો કર્તા નથી. કોઈ કહેશે કે જો કહે તો કહેવાની ક્રિયાનો કર્તા થાય અને કંઈ કરતો નથી એ તો ચોકખું દેખાય છે.: તો પહેલાં મરી જવાની ક્રિયાનો કર્તા હતો તો હાલમાં મરેલો ગણવો ન જોઈએ, છતાં મરેલો ગણાય છે માટે હાલ પણ મરેલો ગણાવાની ક્રિયાનો કર્તા છે.:: હાલ ક્રિયા કરતો નથી; પહેલાંની ક્રિયાનો સંબંધ ચાલુ રહેવાથી મરેલો ગણાય છે.:: તો સંબંધ ચાલુ રહેવાની ક્રિયાનો કર્તા ગણવો જોઈએ. તો ના, સંબંધ ચાલુ રહેવાની ક્રિયા તેને જોનારાઓ કરે છે. તો તો જોનારાઓ મરેલા ગણાવા જોઈએ? નહિ; જોનારાઓ પહેલાં થએલી મરવાની ક્રિયાનો સંબંધ તેને માટે-તેના ઉપર ચાલુ રાખે છે. તેઓ તો સંબંધ ચાલુ રાખવાની ક્રિયાના જ કર્તા છે. મરનાર પોતે ભૂત કાળમાં મરવાની ક્રિયાનો કર્તા હતો; હાલમાં તે ક્રિયાનો કર્તા નથી. માત્ર સંબંધ ચાલુ રહેવાને જ લીધે મરેલો કહેવાય છે.:: તો સંબંધ ચાલુ રહેવાની ક્રિયાના કર્તાઓ-તેને મરેલો જોનારાઓ ન હોય એટલે તે જીવતો થઈ જવો જોઈએ?: અભાવ એ કોઈ મૂર્ત વસ્તુ ન હોવાથી તે કોઈ મૂર્ત વસ્તુના કારણભૂત થઈ શકે નહિ, એથી જોનારાઓના અભાવ માત્રને લીધે તેને જીવતો થઈ જવાની ક્રિયા થઈ શકે નહિ.

અહિં આવા ઘણા લાંબા તર્ક-વિતર્કો શંકા-કુશંકાઓ થઈ શકે એવા રમુજી ક્ષેત્રમાં વિહારી શકાય. પણ સાથે વિવેકી કાન્તદર્શી ભોમિયાની જરૂર રહે છે. તો દરેક દરેક પદાર્થનું સ્ફુટ પરિદર્શન થઈ શકે. નબળો માણસ હોય તો ગુંચવાઈ જઈ ક્યાંય ભૂલો પડી જાય. આવા અપાર્થિવ વિહાર માટે આપણને કાગળનું પાર્થિવ ક્ષેત્ર પગ મૂકવા દેતું નથી માટે સિદ્ધ પક્ષનો ઉલ્લેખ કરી સમાપ્ત કરીએ.

પૂર્વપક્ષીઓ જે મરેલા માણસને કોઈ પણ ક્રિયાનો કર્તા નથી એમ કહે છે તે અન્તિમ નથી; કારણ કે મરેલા માણસને તેઓ જોઈ શકતા નથી; જેને તેઓ જોઈ શકે છે તે (શરીર) તો સડી જવા-ગળી જવા વગેરે ક્રિયાઓ કરે છે. કોઈ કહેશે કે ક્રિયા પોતે કોઈ પણ ક્રિયાનો કર્તા (કર્ત્રી) નથી.:: તો વિચાર કરતાં જણાશે કે ક્રિયા એ કર્તાથી કોઈ જુદી વસ્તુ નથી. અને કર્તા અને ક્રિયા જેવી કોઈ વસ્તુ નથી. સૃષ્ટિ એટલે જ ઉત્પત્તિ; તો સૃષ્ટિની ઉત્પત્તિ શી રીતે થઈ શકે? આકાશ એ જ સૃષ્ટિ છે તો વળી તેનાથી સૃષ્ટિ અને વળી તે સૃષ્ટિની ઉત્પત્તિ થઈ જ શી રીતે શકે? ક્રિયા પોતે કોઈ ક્રિયાનો કર્તા થઈ શકે નહિં તો સૃષ્ટિક્રિયા એ સૃષ્ટિક્રિયાનો કર્તા ન થઈ શકે માટે ખરી રીતે સૃષ્ટિ જેવી અને ક્રિયા જેવી અને કર્તા જેવી તેમજ શંકા જેવી અને સમાધાન જેવી કોઈ વસ્તુ જ નથી: આ સમજાવવા વધુ વિહાર કોઈ વખતે કરવામાં આવશે. (પૂર્ણમદઃ પૂર્ણમિદમ્)




લેખક:-નટવરલાલ સેવકલાલ પરીખ. બી.એ., એલ. એલ. બી.
(પ્રમુખ-સંજીવન સમાજ, અમદાવાદ.)

### ધર્મનો અર્થ

'ધૃ' ધાતુ ઉપરથી ધર્મ શબ્દ થયો છે. 'ધૃ' એટલે ધરવું, ધારણ કરવું, પકડવું, નભાવવું, રક્ષવું અર્થાત્ જે ધારણ કરે છે, પકડી રાખે છે, સાચવે છે, નભાવે છે તે ધર્મ.

આ મૂળ અર્થમાંથી ધર્મનો એક બીજો અર્થ થાય છે, ધર્મ એટલે અમુક સિદ્ધાન્તો, નિયમો કે કાયદાઓ કે જે વડે બધું ધારણ થયું છે-રક્ષાય છે-સચવાય છે. તે અહીં ધર્મ ન્યાયવાચક છે.

ધર્મ શબ્દ ગુણવાચક-પ્રકૃતિવાચક પણ છે. દર્ષ્ટાંત તરીકે દહન એ અગ્નિનો ગુણ છે. વહન એ વાયુનો ગુણ છે.

ધર્મનો એક અર્થ કર્તવ્ય છે. દર્ષ્ટાંત તરિકે પિતૃધર્મ, પુત્રધર્મ, પતિધર્મ, પત્નીધર્મ, સ્વામિધર્મ, સેવકધર્મ વગેરે.

આચારઃ પ્રથમો ધર્મઃ । ધર્મ એટલે આચાર-આચરણીય શું છે તે, વ્યક્તિ તથા સમૂહે કેવી રીતે વર્તવું જોઈએ, તેમના આચરણ-ચર્યા કેવાં હોવાં જોઈએ, તે સંબંધી નિયમો એટલે પણ ધર્મ, અહીં ધર્મ શબ્દ નીતિ-આચારબોધક છે.

### ધર્મ અને તત્ત્વજ્ઞાન

મૂળ તત્ત્વ સંબંધી જ્ઞાન એટલે તત્ત્વજ્ઞાન : જીવ, જગત્ અને ઈશ્વર, પ્રકૃતિ અને પરમેશ્વર, આત્મા અને પરમાત્મા સંબંધી જ્ઞાન એટલે તત્ત્વજ્ઞાન, જુદાં જુદાં તત્ત્વજ્ઞાન કે તત્ત્વજ્ઞાનના જુદા જુદા સિદ્ધાન્તોના કારણે વા તેમને અનુલક્ષીને ધર્મો પણ જુદા જુદા રચાયા છે, રચાય છે. દર્ષ્ટાંત તરીકે વૈદિક તત્ત્વજ્ઞાન અને વૈદિક ધર્મ, જૈન તત્વજ્ઞાન અને જૈન ધર્મ, મુસ્લીમ તત્ત્વજ્ઞાન અને મુસ્લીમ ધર્મ, ક્રિશ્ચિયન તત્ત્વજ્ઞાન અને ક્રિશ્ચિન ધર્મ.

### ધર્મ અને સંપ્રદાય

તત્ત્વજ્ઞાનનો સંબંધ મૂળ સિદ્ધાંતો સાથે છે. જ્યારે ધર્મ એ ક્રિયાપ્રધાન છે. પરન્તુ કોઇ એક જ તત્ત્વજ્ઞાનના આશ્રયે પૃથક્ પૃથક્ ઉપસિદ્ધાંતો નિયમો છે. અથવા ક્રિયાઓમાં ભેદ થાય છે, ત્યારે સંપ્રદાયો થાય છે. દર્ષ્ટાંત તરીકે વૈદિક ધર્મમાં શૈવ સંપ્રદાય, વૈષ્ણવ સંપ્રદાય વગેરે. ક્રિશ્ચિયન ધર્મમાં રોમનકેથોલિક, પ્રોટેસ્ટન્ટ, પ્યુરિટન, વગેરે.

### અનેક ધર્મ

આ જગતમાં પૃથક્ પૃથક્ સ્થળોમાં તથા સમયે, અનેક ઋષિઓ, આચાર્યો, લોકોત્તર વિચારકો થયા અને અર્થ તથા દૃષ્ટિની ભેદોના કારણે તેઓ દ્વારા ભિન્ન ભિન્ન-વિવિધ ધર્મોની રચના-પ્રચારાદિ થયાં.

### એક ધર્મ સામાન્ય ધર્મ

કિન્તુ ધર્મ અનેક રહેવાનાં તેઓમાં વિચાર વા આચાર પરત્વે અલ્પ કે ગંભીર ભેદ હોવા છતાં એ બધામાં કેટલાંક સામાન્ય તત્ત્વો, પણ છે. જેવાં કે સત્ય, ધૈર્ય, પવિત્રતા, પ્રેમ, ક્ષમા, દયા, ઉદ્યોગપરાયણતા વગેરે વગેરે.

શ્રી મનુમહારાજે નીચે પ્રમાણે ધર્મનાં દશ લક્ષણ કહ્યાં છે.

ધૃતિ ક્ષમા દમોઽસ્તેયં શૌચં ઇન્દ્રિયનિગ્રહઃ ।
ધીર્વિદ્યા સત્યમ ક્રોધો દશકં ધર્મલક્ષણમ્ ॥

ધર્મનાં આ દશ લક્ષણો સ્વીકારતાં, એટલું નિર્દિષ્ટ થાય છે કે અનેક ધર્મોમાં, પછી ભલે તેમની પરિભાષા જુદી હોય, આ લક્ષણો સામાન્ય છે. એટલે ધર્મોની અનેકતામાં પણ એકતા છે. યુનિટી ઈન ડાઈવર્સિટી-એમ ફલિત થાય છે.

### ધર્મનાં વૈરાટ્ય અને વ્યાપકતા

પૃથ્વી ઉપર આવો જે સામાન્ય ધર્મ છે. એ વિરાટ અને વ્યાપક છે. એનામાં સકલ શાસ્ત્રોનો સર્વ શુભ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. પ્રાકૃતિક શાસ્ત્રોથી

માંડીને સમાજશાસ્ત્ર સુધીનાં સર્વ શાસ્ત્રોનો એમાં સમાવેશ થાય છે, નેચરલ ફિઝિકલ સાયન્સીઝ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, ઉદ્યોગ શાસ્ત્ર, સાહિત્ય અને સકલ કલા વગેરે એનાં જ અંગો છે.

સૂર્ય વગેરે ગ્રહો, નક્ષત્રો ને તારાગણો વગેરેની સ્થિતિ કે ક્રિયા, રાત્રિ દિવસ તથા ઋતુઓનું તાલબદ્ધ સંક્રમણ, વનસ્પતિથી માંડી તે મનુષ્યાદિમાં સર્જન અને પ્રલયની પ્રક્રિયાઃ એ બધાની પાછળ એક વિરાટ શક્તિ જે નિયમન કરી રહી છે તે નિયમન એટલે ધર્મ.

ધર્મથી જ મનુષ્ય સદ્‌વિદ્યા ગ્રહણ કરી શકે-ધર્મ વડે જ સુખી ગાર્હસ્થ્ય-સુખી સંસાર હોઈ શકે. ધર્મ જ વાનપ્રસ્થને પ્રેરે છે. અને ધર્મજ સંન્યાસીને સૂચવે છે.

### ધર્મના નામે

છતાંય ધર્મના નામે અનેક પાખંડો થાય છે, અનેક અનાચાર, દુરાચાર, કલહ, યુદ્ધ તથા ઘોર સંગ્રામ ખેલાય છે. દ્રવ્ય અને સત્તાના કેટલાય ઈજારદારો હજારો અને લાખોને ખરાબ સ્થિતિમાં રાખીને અધર્મ અને અન્યાયને રસ્તે દ્રવ્યાદિ મેળવે છે અને તેમાંથી કેટલુંક ધર્મકાર્યમાં કે કહેવાના ધર્મકાર્યમાં આપે છે. એવાઓના દાનનો આશ્રય લેનાર સાચી કે ખોટી ધર્મસંસ્થાઓ, ધર્મ પ્રચારકો એવા જનોની પ્રશંસા કરે છે અને એમના અધર્માચરણો ઉપર પડદો પડે છે. કેટલાય ધર્મ-ધર્મસ્થાનો ધર્મવાહકો સ્વતંત્ર રહેવાને બદલે દાનની સત્તા તથા પાશવી વૃત્તિઓનાં પ્યાદાં-દાસ બને છે. અને કેટલીય રૂઢ ધાર્મિક ક્રિયાઓ અને જીવનને કંઈજ પણ સંબંધ નથી અને તો ધર્મ એટલે કાંતો સાધન સમ્પન્ન માનવીઓની એક મોજ છે કે ખલાસ થયેલા જીવોનો એક માનસિક આશરો છે. ધનવાન દેવને પૂજે છે એટલા માટે કે એનું ધન વધે કે ટકી રહે અને નિર્ધન દેવને આરાધે છે. ધનવાન થવા માટે અનેક મંદિરો-ધર્મસ્થાનો થયાં છે અને એમની પ્રવૃત્તિ બહુધા જડતા, નિષ્ફળતા અને નિરુપયોગિતાનાં તરફ જનતાને અવળે રસ્તે દોરે છે. પરિણામે વ્યક્તિ કે સમાજ સુખી થવાને બદલે અનેક દુઃખના દાવાનળમાં પ્રજળે છે.

### ઉપાય

પ્રથમ તો ધર્મ સંબંધી સાચી દ્રષ્ટિ-યથાર્થ ધર્મનું જ્ઞાન અને તે સમ્બન્ધી નિશ્ચય, એ ધર્મ સંસ્થાપના માટે મૂલ આવશ્યકતા છે. આવાં યોગ્ય દ્રષ્ટિ, જ્ઞાન અને નિશ્ચયવાળા શક્તિશાળી જનો દ્વારા ધર્મની આરાધના અને પ્રચાર એ બીજી આવશ્યકતા છે. વ્યક્તિ તેમજ સમાજના જીવનને પ્રફુલ્લ અને પુષ્ટીકારી ઉન્નત કરે, એનું નામ ધર્મ-આ રીતે પ્રફુલ્લ, પુષ્ટ અને ઉન્નત કરવામાં ક્રિયા અને કાર્યક્રમમાં જે જે રાજકિય કે સામાજિક પ્રત્યવાયો આવતા હોય તે સર્વને હટાવી દેવા જોઈએ. અને ધર્મ અને અર્થ વચ્ચે જે વિચ્છેદ છે તેને બદલે બન્નેનો સંયોગ કરવો જોઈએ. અર્થની ઉત્પત્તિ-પ્રાપ્તિ, વિનિયોગ અને ઉપભોગ ધર્મ ઉપર પ્રતિષ્ઠિત હોવાં જોઈએ. અર્થોત્પત્તિ ધાર્મિક હોવી જોઈએ અને ધર્મ અર્થોત્પાદક હોવો જોઈએ. અને ધર્મદ્વારા ઉત્પન્ન-પ્રાપ્ત કરેલો-વહેંચેલો અર્થ કામને સંતોષ આપશે. અને સંતોષ થતાં મોક્ષ પ્રાપ્ત થશે.

### સંજીવન

આ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ જે વડે પ્રાપ્ત થાય એવી વિચારણા તથા વ્યવસ્થા એટલે સંજીવનઃ એ સંજીવન છે માનવતાનો ધર્મ અને વિશ્વ કલ્યાણનો-વિશ્વમંગલનો માર્ગ. એ સંજીવન જે અતિ અલ્પ ક્ષેત્રમાં પ્રકટાવવું-પ્રકટાવવા પ્રયત્ન કરવો એ છે આ લેખકનો નિર્ધાર. કોઈ આખા દેશને જાતિને કે સમસ્ત જગતને સ્વતંત્ર કે સુખી કરી દેવાં એ આ લેખકનો નથી દાવો કે નથી પયગામ. સાચી સ્વતન્ત્રતા સાચા સુખ માટે સાચી દ્રષ્ટિ, સાચી વ્યવસ્થા જોઈએ છે, આવી સાચી દ્રષ્ટિ અને સાચી વ્યવસ્થા માનવતાના વિરાટ દેહના એક અણુમાં લાવવા પ્રયત્ન કરવો. એટલો જ લાભ તો દરો સંજીવનનો યત્ન. કારણ પ્રત્યેક અણુની શુદ્ધિ વિના દેહની શુદ્ધિ હોઈ ન શકે અને એક અણુની શુદ્ધિ દ્વારા બીજા સૌ અણુને શુદ્ધિનું માર્ગદર્શન જરૂર થશે. આ કાર્ય માટે સંજીવન ઇચ્છે છે-યોજે છે-

### સંજીવન સંસ્થાન

### સંજીવન સત્ ચિત્ આનન્દ મંદિર

આનો પ્રત્યેક સંસ્થાનિક-પ્રત્યેક જન-સંસ્થાનના વાસીઓ કરાર પ્રમાણે પોતાની શક્તિ અને બુદ્ધિ અનુસાર કાર્ય કરશે, અને તેનાં ફળ સંજીવન સંસ્થાનને સમર્પણ કરશે. જ્યાં પ્રત્યેક વ્યક્તિની યોગ્ય આત-

સ્વકતાઓને સંસ્થાની શક્તિ અને સાધનો પ્રમાણે પૂરી પાડવામાં આવશે અને સંસ્થાનમાં રહેલા પ્રત્યેક જનનાં દેહ, હૃદય, મન, બુદ્ધિ આદિને શિક્ષિત, સંસ્કારી, પુષ્ટ, પ્રફુલ્લ કાર્યક્ષમ અને ઉન્નત કરવા સંસ્થાન તરફથી પ્રયત્ન થશે. જ્યાં આ પ્રકારની ઉદ્યમશીલતા, વ્યવસ્થા અને નિશ્ચિંતતાનું વાતાવરણ તથા પ્રેમ અને સદાચારની પીઠિકા રચાય, ત્યાં જ શાન્તિનો ઉદ્ભવ થાય, ધર્મનો બોધ થાય અને તત્ત્વચિન્તન તથા તેનાં પરિણામો માટે અવકાશ-અવસર પ્રાપ્ત થાય.

સંજીવનની આ કલ્પનાને સૂક્ષ્મ ભુવનમાંથી સ્થૂલ ભુવનમાં અવતારવાના કાર્યમાં નિજ નિજ અધિકાર અને પાત્રતા અનુસાર ભાગ લેવા સદ્ભાગી થવા આ લેખકનાં સર્વને સપ્રેમ આમંત્રણ.



# પ્રભાતનાં પુષ્પો



લેખકઃ શ્રી વજુ કોટક.

અહા! શું તમારી જાહોજલાલી છે! નોકરચાકર, એશઆરામ, મોટરો અને સમાજમાં મોટા મોટા માણસો સાથે તમારે સંબંધ છે. જાતજાતના જલસાઓ તમારે ત્યાં થાય છે. મનોરંજનનાં અનેક સાધનો તમારા ઓરડાઓમાં પડ્યાં છે અને તમારું રહેજ માથું દુઃખે છે ત્યાં તો ચાર ચાર ડોકટરો દવાના બાટલાઓ લઈ તમારી સેવામાં ઊભા રહે છે. રાત પડે છે અને તમારા બંગલાઓમાં ઝળહળતી રોશની ચમકી ઊઠે છે અને સવાર પડે છે ત્યાં તમારા બાગમાં અનેક જાતનાં પુષ્પો ખીલી ઊઠે છે. આવી જાતનું તમારું જીવન છે. કોઈ વસ્તુની ખોટ નથી છતાં પણ હું જ્યારે તમને મળું છું, ત્યારે તમે એક જ વાત કરો છો કે તમારા જીવનમાં ક્યાંય શાંતિ નથી અને સંતોષ નથી, સાચી વાત છે. લોકો તમને સુખી ગણે છે, પણ હું તમારા નિકટ પરિચયમાં આવ્યો છું એટલે હું જાણું છું કે આટલી સમૃદ્ધિ છતાં પણ તમે દુઃખી છો.

તમારા દુઃખનાં કારણો હું જાણું છું. વધારે પડતું અન્ન ખાવાથી માણસને જેમ અજીર્ણ થાય છે તેમ વધુ પડતી લક્ષ્મી તમારે ત્યાં આવવાથી તમને લક્ષ્મીનું અજીર્ણ થયું છે. તમે સદા ઇચ્છો છો કે તમારી બેન્કમાં દરરોજ વધુને વધુ નાણાં ભરાતાં રહે. તમારે બધું જોઈએ છીએ, સારીયે દુનીઆની દોલત, તમારે જોઈએ છીએ પણ કોઈને એકાદ પૈસો આપવા જતાં તમારા હાથના ધ્રુજારા ધબકારા ગુમ થઈ જાય છે! આમ તો તમે મારી સામે તમારા મોટા મોટા ખર્ચાની વાત કરો છો પણ તે દિવસે તમારે આંગણે હું પેલી સંસ્થા માટે થોડા પૈસા લેવા આવ્યો; તો તમે આડી અવળી વાતો કરવા લાગ્યા અને જણાવવા માંડ્યા કે હમણાં વેપાર ભાંગ્યો છે, લડાઈ પૂરી થઈ ગઈ છે એટલે વેપારમાં કંઈ કસ રહ્યો નથી અને હમણાં નથી અને હમણાં હમણાં તમારી તબિયત પણ ખરાબ રહે છે!

જોયું! કંઈ આપવાની વાત આવતાં તો તમને તાવ આવી જાય છે અને તમારો વેપાર પડી ભાંગે છે. બસ, તમારા જીવનમાં રહેલી અશાંતિનું આ જ મોટામાં મોટું કારણ છે. તમારે લેવું છે પણ દેવું નથી. કુદરતના કાયદાની વિરુદ્ધનું આ તમારું જીવન છે અને દુનિયાનો કોઈપણ ડોક્ટર, યોગી કે સંન્યાસી તમને શાંતિ આપી શકવાનો નથી. કુદરતનો સ્વભાવ એવો છે કે જો તમે એક બીજ જમીનને અર્પણ કરો તો એના બદલામાં એ તમને લાખો ફળ અર્પણ કરશે. કુદરતના આ અદ્ભુત કાનૂનને તમે ભૂલી ગયા છો; તમને ભય લાગે છે કે થોડા પૈસા બીજાના કલ્યાણને માટે ખરચવાથી તમારો ભંડાર ખૂટી જશે. તમારે લેવું છે પણ દેવું નથી. જીવનમાં સદા લેવાની વૃત્તિ રાખવાવાળો માનવી જીવનભર ભિક્ષુક જ રહે છે. પછી ભલે ને એની પાસે કરોડો રૂપિયા હોય.

એક વખત એક ભિક્ષુક ઉપર રાજા પ્રસન્ન થઈ ગયો અને તેને અઢળક દ્રવ્ય આપ્યું, એટલુંજ નહિ પણ શહેરમાં હાથી ઉપર બેસાડીને એની સવારી કહાડી. ભિક્ષુકના ગળામાં હીરા મોતીના હારોના શોભી રહ્યા છે. હાથીની આગળ સૈનિકો ચાલી રહ્યા છે, ઢોલ નગારાં વાગી રહ્યાં છે અને હજારો માણસો આ ભિક્ષુકના નશીબની અદેખાઈ કરી રહ્યા છે. રસ્તામાં અચાનક ભિક્ષુકે હાથી ઊભો રખાવ્યો. રાજાએ પૂછ્યું, "મહારાજ! શો હુકમ છે! હાથી શા માટે ઊભો રખાવ્યો છે."

ભિક્ષુકે જવાબ આપ્યો, "મહારાજા! જુઓ નીચે રસ્તા ઉપર એક પૈસો પડ્યો છે, એ પૈસો મને લાવી આપો અને પછી સ્વારી આગળ ધપાવો."

આ વાત મને એટલા માટે યાદ આવે છે કે તમારા બંગલાની હદમાં એક ગરીબ ભિખારી શાકવાળી રોજ શાક વેચવા બેસે છે અને એની પાસેથી તમે હમણાં મહીને ત્રણ રૂપિયા ભાડું લેવાનું નક્કી કર્યું છે! ખરેખર, તમે પણ હાથી ઉપર બેઠેલા પેલા ભિક્ષુક જેવા જ છો. લોકો તમને 'શેઠ સાહેબ! શેઠ સાહેબ' કહે છે પણ જુઓ, હું તો સાચી વાત કરનારો માણસ છું. 'શેઠ અને શઠ'માં બહુ તફાવત નથી એ વાત તમે યાદ રાખજો.

'મારું છે, મારું છે' હાવવોય કરીને જ તમે તમારી જાતને દુઃખી કરી રહ્યા છો. બાજુમાં જ એક તમારા જેવા શેઠ સાહેબ રહેતા હતા; લાખો રૂપિયા હોવા છતાં પણ ઘાંચી જેવાં કપડાં પહેરતા. આખો દિવસ 'પૈસા, પૈસા અને લાવ લાવ' એ જ એના જીવનનો મંત્ર હતો. ઘરનાં બારણાં પણ બંધ રાખતા; કારણ કે ઘરમાંથી હવા બહાર ચાલી જાય એ એના લોભી સ્વભાવને ગમતું નહિ. એમની લક્ષ્મીનો ઉપભોગ કરવા માટે એમને સંતાન પણ ન હતું. સ્વભાવ એટલે હદ સુધી લોભી હતો કે મંદિરમાં ચાર આના મૂકીને આઠ આના પાછા લઈ લે તો પણ આપણને નવાઈ ન લાગે!

આ શેઠના બંગલાની હદમાં કોઈ ગરીબ ભિખારી ભિખારી સખત તાવને લીધે એક ખુણામાં પડ્યો હતો. વેપાર કરીને શેઠ રાત્રે મોડા આવ્યા; એની નજરે આ ભિખારી ચડ્યો અને ધમકાવવા માંડયા.

'હરામખોર, શું આ બંગલો મેં તારા માટે બંધાવ્યો છે? બંગલામાં એક કલાક રહેવા માટે પણ ભાડું આપવું પડે છે સમજ્યો ?"

શેઠ સાહેબે ભિખારીને કાઢી મૂક્યો. થોડા દિવસ પછી શેઠ અચાનક હૃદય બંધ પડવાથી મૃત્યુ પામ્યા! આજે એમનો બંગલો ખાલી પડ્યો છે. ગઈ કાલે હું એ બંગલો જોવા ગયેલો અને જોયું તો ચારે બાજુ ઓરડામાં વાંદા અને ઉંદર ફરી રહ્યા છે. જો શેઠ જીવતા હોત તો આ લોકો પાસેથી પણ ભાડું ઉઘરાવત.

તમારા જીવનમાં શાંતિ નથી, આનંદ નથી, કારણ કે તમે લક્ષ્મીના ઢગલા ઉપર બેઠા છો અને લક્ષ્મીની ગરમી બહુ જ આકરી છે. ટુંકામાં, મને તમારા બંગલાઓ, રાફડા જેવા લાગે છે અને જ્યારે હું એમાં કોઈ બીજાને માટે એકાદ બે પૈસા માગવા આવું છું; ત્યારે તમે કરડવા દોડો છો! નાગનું ઝેર ઘણીવાર ઉતરી જાય છે પણ પણ તમારા શબ્દોમાં રહેલા મીઠા ઝેરની આ જગતમાં કોઈ દવા નથી.

જેને લેવું છે પણ દેવું નથી એ સદા દુઃખી છે.

# જીવનના પંથમાં



લેઃ-ભક્તકવિ શ્રી ગોવિંદજી રામેશ્વર.

રાગ—વ્હાલા તારો વિયોગ

નંદલાલ તારો આધાર,
જીવનના પંથમાં—ધ્રુ.
આથડું અરણ્ય મોઝાર,
જીવનના પંથમાં.

ઠમલે ને પગલે છે ખાડા ને ટેકરા,
કાંકરા કાંટા અપાર-જીવનના પંથમાં.
નંદલાલ—

વાઘ, વરૂ, સિંહ, રીંછ, સુવર, શિયાળવાં,
કારમા કરતા પોકાર, જીવનના પંથમાં
નંદલાલ—

અંધારી રાત ઘટા ટોપ શિરે વાદળો,
મેહુલો ગાજે લેંકાર, જીવનના પંથમાં
નંદલાલ—

અટપટી કેડીયો મનને મુંઝાવતી,
કેમ કરી પહોંચુ હું પાર, જીવનના પંથમાં.
નંદલાલ—

આપો પ્રકાશ માર્ગ દર્શક થઈ માધવા,
ઉતારો "ગોવિંદ"નો ભાર, જીવનના પંથમાં.
નંદલાલ—



( ગતાંક પૃષ્ઠ ૩૩૫ થી ચાલુ )

# રુદ્રગીત અને પ્રચેતાઓનો સત્સંગ

પુરંજન આખ્યાનમાં ખોટા સંગથી કેટલું નુકશાન થાય છે તે બતાવવામાં આવ્યું. હવે પ્રચેતાઓની કથામાં સત્સંગનો મહિમા કહેવામાં આવશે. સત્સંગ કરતાં કરતાં જરા પણ વાસના ન રહે તેવું જીવન કરવું જોઇએ. જો જરા પણ વાસના રહી જાય અને ભજન ભૂલી જવાય તો કેવી ગતિ થાય તે હકીકત પાંચમા સ્કંધમાં ભરત રાજાની કથામાં આવશે.

વાસનારૂપી દોષોનો સંહાર કરવા માટે અહંકારના દેવ રુદ્રની કૃપાની જરૂર પડે છે. કારણ કે, અહંકારથી વાસના વધે છે તેથી પહેલાં રુદ્રની ભક્તિ કરવાની જરૂર કેટલાક માને છે. શ્રી નરસિંહ મહેતાએ પણ પહેલા ગોપનાથમાં શંકરની ઉપાસના કરી હતી. પછી શંકરે તેને રાસલીલાનાં દર્શન કરાવ્યાં હતાં. શંકર એ અસંગ આત્માનું સ્વરૂપ છે અને રાસલીલા એ સર્વોત્તમભાવ છે. અસંગતા વગર સર્વોત્તમત મળી શકતું નથી. જે માણસ થોડાક સંગથી દૂષિત થયો હોય તેને સર્વોત્તમભાવ મળી શકતો નથી.

પ્રાચીનબર્હિ રાજાને શતદ્રુતિ સ્ત્રીથી પ્રચેતા નામના દશ પુત્ર થયા હતા. તે ધાર્મિક વૃત્તિવાળા હતા. જ્યારે પ્રાચીનબર્હિએ તેમને પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી ત્યારે તેઓએ તપ કરવા માટે સમુદ્રમાં પ્રવેશ કર્યો. ત્યાં ૧૦૦૦૦ વર્ષ તપ કરી તેઓએ ભગવાન વિષ્ણુની આરાધના કરી.

અહીં દશ હજાર વર્ષનું માપ માણસની બુદ્ધિમાં ઉતરે તેવું નથી. તેનો અર્થ ઘણું તપ કર્યું એમ માનવું અથવા તે પૃથ્વીમાં તે વખતના વર્ષનો એવો ક્રમ હશે. જેવી જગ્યા હોય તેવો કાળ બની જાય છે એ શોધ હાલના સાપેક્ષવાદથી થયેલ છે. સમુદ્ર એટલે સંસારસાગર એમ સમજવું તેઓ તપ કરવા જતા હતા ત્યારે રસ્તામાં શ્રી મહાદેવજી તેમને મળ્યા હતા અને તેમણે જે સાધન બતાવ્યું હતું તે પ્રમાણે એકાગ્રતાપૂર્વક 'ધ્યાન, જપ, અને પૂજા કરીને તેઓએ ભક્તિ કરી હતી. કોઈ જિજ્ઞાસુ આત્મસાક્ષાત્કાર માટે સાધન કરવા જતો હોય અને રસ્તામાં તેને કોઈ સત્પુરુષ મળી આવે અને તેને સાધન બતાવે તેવો આ પ્રસંગ હતો. શ્રી મહાદેવજીએ તેમને કહ્યું કે "તમે રાજા બર્હિષદના પુત્ર છો, તમારું કલ્યાણ થાઓ. તમે જે કાંઈ કરવાની ઇચ્છા રાખો છો તેની મને ખબર છે. જે પુરુષ ત્રણ ગુણવાળી માયા અને જીવભાવથી અતીત રહેલ શ્રી ભગવાન વાસુદેવને શરણે જાય છે તે મને પ્રિય લાગે છે. હું તમને પરમ પવિત્ર અને કલ્યાણકારી એક સ્તોત્ર સંભળાવું છું તેનો સ્વચ્છ ઉચ્ચાર કરીને જપ કરજો. તેનું નામ રુદ્રગીત છે. તેનો સાર આ પ્રમાણે છે:–હે પ્રભો! આપનું જીવન ભક્તજનોના કલ્યાણ માટે જ છે, આપ પરમ આનંદમાં સ્થિત છો. એવા આપ સર્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. આપ ભૂતસૂક્ષ્મ અને ઈંદ્રિયોના નિયન્તા છો, શાંત, કૂટસ્થ સ્વયંપ્રકાશ અને કમલનાભ ભગવાન વાસુદેવને અમારા નમસ્કાર છે. સંકર્ષણરૂપે, પ્રદ્યુમ્નરૂપે અને અનિરુદ્ધ રૂપે આપને નમસ્કાર છે.

ભગવાનના એ ચાર સ્વરૂપનું વિશેષ વર્ણન નીચે પ્રમાણે છે.–

૧. વાસુદેવ–કૂટસ્થ, સ્વયંપ્રકાશ, (ચિત્તનું અધિષ્ઠાન)

૨. સંકર્ષણ–અહંકારના દેવ અને સંપૂર્ણ લોકોનો સંહાર કરવાવાળા (અહંકારનું અધિષ્ઠાન)

૩. પ્રદ્યુમ્ન–બુદ્ધિના દેવ કે જે અંતરાત્મા કહેવાય છે (બુદ્ધિનું અનુષ્ઠાન)

૪. અનિરુદ્ધ–ઈંદ્રિયોનું અને (મનનું અધિષ્ઠાન) અથવા તેનાં બીજા નામ પાડવાં હોય તો પરમાત્મા, પ્રત્યગાત્મા, અંતરાત્મા અને જીવાત્મા એવાં ૪ નામ પણ આપી શકાય.

તે પછી રુદ્રગીતમાં કહે છે કે સર્વરૂપે આપને નમસ્કાર છે, અગ્નિરૂપે, જલરૂપે, પૃથ્વીરૂપે, વાયુરૂપે અને આકાશરૂપે આપને નમસ્કાર છે. પ્રવૃત્તિરૂપ નિવૃત્તિરૂપ અને મૃત્યુરૂપ આપને નમસ્કાર છે. સાંખ્ય અને યોગના અધીશ્વર આપ ભગવાન કૃષ્ણને નમસ્કાર છે.

હે પ્રભુ! અમને આપના દર્શનની ઇચ્છા છે તેથી આપ અમને એવું આપનું દર્શન આપો કે જે પોતાના ગુણોથી ઇંદ્રિયોને તૃપ્ત કરવાવાળું છે. સુંદર ૪ ભુજાઓ અને સુધડ મુખારવિંદથી યુક્ત છે. એવા શરત્કાલની કાન્તિ સમાન આપના પ્રભાવથી અમારા હૃદયના પાપ રૂપ અંધકારને દૂર કરો. આપ જ અમારા ગુરુ છો; જેની ઇચ્છા ચિત્તની શુદ્ધિ કરવાની હોય તેણે આપના એ રૂપનું જ ધ્યાન કરવું જોઇએ (૪-૨૦-૧૨) ભક્તિવાળા લોક આપને મેળવી શકે છે. કાળ પણ આપના શરણમાં રહે છે તેથી ખરા ભક્તો તો આપના સિવાય બીજું કંઈ માગતા નથી.

क्षणार्धेनापि तुलये न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गि सङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥
૪-૨૪-૫૭.

અર્થઃ-ભગવાનના ભક્તોની સોબતની અર્ધી ક્ષણની સાથે સ્વર્ગ અને મોક્ષપદની પણ તુલના થઈ શકતી નથી; તો મનુષ્યોના ક્ષણિક ભોગોની તો વાત જ ક્યાં કરવી!

તેથી આપના ભક્તોનો સત્સંગ અમને મળે એવું ઇચ્છીએ છીએ. વળી.

न यस्य चित्तं बहिरर्थविभ्रमं
तमोगुहायां च विशुद्धमाविशत् ।
यद्भक्तियोगानुगृहीतमञ्जसा
मुनिर्विचष्टे ननु तत्र ते गतिम् ॥
૪-૨૪-૫૯.

અર્થઃ-જે વખતે સાધકનું ચિત્ત બહારના વિષયોમાં ભ્રમણ કરતું નથી અને તમરૂપ પ્રકૃતિમાં લીન થતું નથી તથા આપના ભક્તિયોગથી અનુગૃહીત થઇ નિર્મળ થઇ જાય છે તે વખતે મુનિ અનાયાસે આપના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી લે છે.

આ શ્લોકનો અર્થ બરાબર ધારણ કર્યો હોય તો આત્મસાક્ષાત્કારમાં ઉપયોગી થાય છે. આવા અર્થનો એક શ્લોક માંડૂક્ય ઉપનિષદની કારિકામાં પણ આવે છે; તેનો અર્થ એવો છે કે ચિત્ત જ્યારે તમોગુણમાં લય થવા પામે ત્યારે તેને જગાડવું, પછી બહારના વિષયોમાં ભટકે તો તેને શાંત કરવું, તેમાં દોષ રહેલ હોય તો તે તપાસીને કાઢવા અને જ્યારે તે સમભાવને પ્રાપ્ત થાય ત્યારે તેને કોઇ કોઇ કામ માટે ચલાયમાન ન કરવું. ધ્યાન કરવા માટે આ બહુ સારું સાધન છે. ગીતામાં પણ કહેલ છે કે [૬, ૧૮] જ્યારે ચિત્ત આત્મામાં અવસ્થિત થઇ જાય અને સંપૂર્ણ વિષયોથી નિવૃત્ત થઇ જાય ત્યારે જીવ યોગારૂઢ થયેલો અથવા મુક્ત કહેવાય છે.

વળી (મહાદેવજી પ્રચેતાને) કહે છે કે જેમાં આ સંપૂર્ણ જગત દેખાય છે, જે સંપૂર્ણ જગતને પ્રકાશ કરે છે તે આકાશની માફક સમાન વિસ્તૃત પરમ પ્રકાશમય બ્રહ્મતત્વ આપ જ છો. વગેરે વગેરે.

આ રીતે તમે વિશુદ્ધ ભાવથી ધર્મનું આચરણ કરીને ભગવાનમાં ચિત્ત લગાવીને આ સ્તોત્રનો (રુદ્રગીતનો) જપ કરતા રહો અને સર્વભૂતોના અંતઃકરણમાં રહેલ પરમાત્માનું જ પૂજન કરો. લોકમાં સંપૂર્ણ શ્રેયોમાં મોક્ષદાયક જ્ઞાન જ સર્વશ્રેષ્ઠ છે. જ્ઞાનરૂપી નૌકા ઉપર આરૂઢ થઈને પુરુષ આ દુસ્તર સંસારસાગરને અનાયાસે તરી જાય છે. (૪-૨૫-૭૫) આ સ્તોત્રનો શ્રદ્ધાપૂર્વક પાઠ કરનાર જે પુરુષ શ્રી હરિની આરાધના કરે છે, તે જે જે વસ્તુની ઇચ્છા કરે છે તે તેને તરત પ્રાપ્ત થાય છે, આટલું કહી ભગવાન શંકર ત્યાં અંતર્ધાન થઈ ગયા.

પ્રચેતાઓએ સમુદ્રની અંદર (એટલે સંસારની અંદર) ઉપરના સ્તોત્રનો જપ-યજ્ઞ કર્યો અને દશહજાર વર્ષ તપ કરી શ્રી હરિને સંતુષ્ટ કર્યા. તે વખતે શ્રી ભગવાન વિષ્ણુએ ગરુડ ઉપર બેસીને ત્યાં આવીને તેમને દર્શન આપ્યાં (૪-૩૦-૪) અને પ્રચેતાઓને કહ્યું કે "તમારું કલ્યાણ થાઓ, તમારી ભક્તિથી હું પ્રસન્ન થયેલ છું, તમારે જે જોઇએ તે વર માગો. જે માણસો સવારે અથવા સાંજે રુદ્રગીત દ્વારા મારી સ્તુતિ કરશે તેમને હું ઇચ્છાપ્રમાણેનું વરદાન તથા પવિત્ર બુદ્ધિનું દાન આપીશ. તમને એક કીર્તિમાન પુત્ર થશે અને તેની ઘણી પ્રજા થશે. (આગળ જણાવશે કે એ પુત્રનું નામ દક્ષ છે. તે પહેલાં આવી ગયેલ દક્ષનો બીજો અવતાર છે. તે જ પવિત્ર બુદ્ધિનું સ્વરૂપ છે અને તેની પ્રજા એટલે સારી વૃત્તિઓ અનેક થશે.) માટે (ભગવાન કહે છે કે) તમે પ્રમ્લોચા નામની અપ્સરાની કન્યાને પરણો. તે તમારા દશેની પત્ની થશે, તમે હજાર દિવ્ય વર્ષ સુધી પૃથ્વીને ભોગવશો અને અંતે ભોગોથી ઉપરામ પામી મારા ધામને પ્રાપ્ત થશો."

અહીં દશ પ્રચેતાને માટે એક કન્યાનો વિવાહ

જણાવ્યો છે તેથી તે સાચી કન્યા સમજવાની નથી પણ પ્રસ્તોયા એટલે ધાર્મિકદષ્ટિ જેની હોય તેવી વૃત્તિ-એવો અર્થ થઈ શકે છે. દ્રૌપદી ૫ પાંડવને વરી એમ મહાભારતમાં જણાવેલું છે; પણ દ્રૌપદીની ઉત્પત્તિ વેદીમાંથી થએલી છે. તેથી ત્યાં પણ દ્રૌપદી એટલે બુદ્ધિ સમજવાની છે અને તે પાંચ પાંડવને પ્રાપ્ત થઈ શકે છે.

પ્રચેતાઓ ભગવાનને કહે છે કે, "અમે આપને નમસ્કાર કરીએ છીએ. આપનો માર્ગ બધી ઇંદ્રિયોની ગતિથી પર છે.

> शुद्धाय शान्ताय नमः स्वनिष्ठया
> मनस्यपार्थं विलसद्द्वयाय ।
> नमो जगत्स्थानलयोदयेषु
> गृहीतमायागुणविग्रहाय ॥
> ४-३०-२७

અર્થ:-આપ આપના સ્વરૂપમાં સ્થિત હોવાથી નિત્ય શુદ્ધ અને શાંત છો અને અમારા મનમાં સંપૂર્ણ દ્વૈત વૃથા ભાસી રહેલ છે. વાસ્તવમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે આપ માયાના ગુણનો સ્વીકાર કરી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું રૂપ ધારણ કરો છો.

અહીં દ્વૈતને મિથ્યા માનેલ છે. અને જગતની ઉત્પત્તિ વગેરે માયાથી થાય છે એમ જણાવવામાં આવેલ છે. પણ માયામાં સત્તા નથી, તેથી ભગવાને જગત કર્યું એમ કહેવામાં આવે છે. જેમ કોઈ લશ્કર યુદ્ધ જીતે ત્યારે રાજાની જીત થઈ એમ કહેવામાં આવે છે તેવો આ પ્રકાર છે. ભગવાનની રચેલી માયાને તરવા માટે ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે અને તે અનુગ્રહ મેળવવા માટે રુદ્રગીત ઉપર આપવામાં આવેલ છે.

પ્રચેતાઓ કહે છે કે, "આપ બધાંના અંતઃકરણમાં રહેલ હોવાથી બધાંની ઇચ્છા જાણો છો તો અમારા જેવા ઉપાસકની ઇચ્છા કેમ ન જાણી શકો. મોક્ષનો માર્ગ બતાવનાર અને સ્વયં મોક્ષસ્વરૂપ આપ અમારી ઉપર પ્રસન્ન થયા છો તેથી અમારે હવે શું જોઈએ? એટલે કે આપની પ્રસન્નતા એ જ અમારે મન વરદાન છે (૪-૩૦-૩૦) છતાં અમે એક વરદાન માંગીએ છીએ. ભ્રમરને અનાયાસે કલ્પવૃક્ષ મળી જાય તો તે બીજા વૃક્ષનો આશ્રય લેતો નથી તેથી અમે એટલું જ માગીએ છીએ છે કે

> यावत्ते मायया स्पृष्टा भ्रमाम इह कर्मभिः ।
> तावद् भवत्प्रसंगानां सङ्गः स्यान्नो भवे भवे ॥
> ४-३०-३३

અર્થ:-આપની માયાથી મોહિત થઈ અમને જ્યાં સુધી સંસારના ચક્કરમાં ભમવું પડે ત્યાંસુધી દરેક જન્મે અમને આપના ભક્તોનો સંગ પ્રાપ્ત થજો. અમે તો ભગવદ્‌ભક્તોની એકક્ષણની સંગતિની સામે સ્વર્ગ કે મોક્ષને પણ કાંઈ ગણતા નથી; તો મનુષ્યોના ભોગની તો વાત જ શું કરવી! જેના શ્રવણમાત્રથી ભોગની તૃષ્ણા શાંત થઈ જાય છે, એવી ભગવત્ કથાની ચર્ચા જ્યાં થયા કરે છે, જ્યાં પ્રાણિમાત્રમાં કોઈ પ્રકારનું વેર રહેતું નથી, જ્યાં ભયનું નામ નથી, જ્યાં સંન્યાસીઓના એકમાત્ર આશ્રય સાક્ષાત્ ભગવાન નારાયણનું સ્તવન અસંગ મહાત્માઓ વારંવાર કર્યા કરે છે એવા આપના ભક્તોનો સમાગમ સંસારથી ભય પામેલા પુરુષોને કેમ રુચિકર ન થાય? આપના પ્રિયતમ સખા સાક્ષાત્ મહાદેવજીના એક ક્ષણના સમાગમથી આજ અમારા જન્મમરણરૂપી અતિ દુઃસાધ્ય રોગના શ્રેષ્ઠતમ વૈદ્ય આપ પરમેશ્વર પાસે અમે પહોંચી ગયા છીએ. ૪-૩૦-૩૮, અમારા તપથી આપ સંતોષ પામો એવું ઇચ્છીએ છીએ.

અહીં જે ભાવ બતાવેલ છે તે ઉપરથી જણાય છે કે મહાદેવજીનો ઉપકાર સત્સંગ માટે થયો છે અને વરદાનમાં ફરીથી સત્સંગ મળે તેવું પ્રચેતા માગે છે.

જેમ શરીરને આરોગ્ય માટે સારા ખોરાકની જરૂર છે તેમ મનના આરોગ્ય માટે સત્સંગ એ ખરી રીતે સચ્ચિદાનંદનો સંગ છે. પણ સત્સંગ બરાબર કરીને તે પ્રમાણે જીવન ગોઠવવું જોઈએ. હાલ કેટલીક જગાએ સત્સંગ થાય છે; પણ તે સાથે વ્યાવહારિક વાતો પણ ચાલે છે, તેથી સત્સંગનું ફળ મળતું નથી. તે વખતે વ્યાવહારિક વાતો બંધ કરવી જોઈએ અને સત્સંગ પૂરો થયા પછી પણ અર્ધી કલાક મૌન રાખી જે સાંભળેલ હોય તેનું મનન કરવું જોઈએ. વળી સત્સંગ ચાલતો હોય ત્યારે કોઈએ વચ્ચે ચાલવું નહિ. જે પાછળથી આવે તે શાંતિથી પાછળ બેસી જાય. તેમને આગળ બોલાવવા નહિ. બીજો કોઈ અવાજ તે વખતે ન થાય તેની સંભાળ રાખવી જોઈએ. વળી સત્સંગીએ કોઈના ગુણદોષમાં પડવું નહિ અને ખાસ જરૂરની વાતો સિવાય

બીજી વાતો કરવી નહિ. પાંચમા સ્કંધમાં કહેલ છે કે, (૫-૧૨-૧૩) જ્યાં શ્રી હરિના ગુણોની કથા થાય છે ત્યાં ગ્રામ્યકથા એટલે સંસારની વાતો બંધ થાય છે. એકાદશ સ્કંધમાં પણ ભગવાન કહે છે કે (૧૧-૧૨-૧) હું સત્સંગથી જેવો વશ થાઉં છું તેવો યોગ, સાંખ્ય, તપ, ત્યાગ, યમ, નિયમ વગેરેથી થતો નથી. અને નવમા સ્કંધમાં પણ ભગવાન કહે છે કે (૯-૪-૬૮) સાધુઓ મારૂં હૃદય છે, તેઓ મારા સિવાય કંઈ જાણતા નથી અને હું એમના સિવાય કોઈને જાણતો નથી.

પ્રચેતાઓએ ભગવાનની સ્તુતિ પૂરી કરી ત્યારે શ્રી હરિએ પ્રસન્ન થઈને 'તથાસ્તુ' કહ્યું અને પછી પોતાના પરમધામમાં ચાલ્યા ગયા. પછી પ્રચેતાઓ સમુદ્રની બહાર નીકળ્યા, અને જોયું તો પૃથ્વી ઉપર વૃક્ષો ઘણાં થઈ ગયાં હતાં અને તેથી સ્વર્ગનો માર્ગ રોકાઈ ગયો હતો. તેથી માર્ગ સાફ કરવા માટે પ્રચેતાઓએ કોપાયમાન થઈ પૃથ્વી ઉપર અગ્નિ છોડ્યો. તે વખતે બ્રહ્માજી ત્યાં આવ્યા અને પ્રચેતાઓને શાંત કર્યા. પછી વૃક્ષોએ મારિષા નામની કન્યા પ્રચેતાઓને આપી. અહીં મારિષા એ મનનું સ્વરૂપ સમજવાનું છે. તેમના વિવાહથી દક્ષનો જન્મ થયો, તે દક્ષનો બીજો અવતાર છે, તે કર્મ કરવામાં દક્ષ એટલે કુશલ હતો તેથી તેનું નામ દક્ષ પાડ્યું હતું

પછી હજાર દિવ્ય વર્ષ થયા પછી પ્રચેતાઓને વિવેક થયો. તેઓ ભગવાનનાં વચન યાદ કરી પોતાની ભાર્યા મારિષાને પોતાના પુત્ર દક્ષને સોંપી ઘરથી બહાર નીકળી પડ્યા અને સંપૂર્ણ ભૂતમાં એક આત્મા રહેલ છે, એવું જ્ઞાન જે રીતે થાય એવા બ્રહ્મસત્રની દીક્ષા લીધી. તે વખતે તેમણે નારદજીને આવતા જોયા. નારદજી એ સાક્ષીનું સ્વરૂપ હોવાથી આત્મજ્ઞાનમાં પહેલો અનુભવ તે તત્ત્વથી શું થાય છે. પ્રચેતાઓએ નારદજીને પ્રણામ કર્યા અને તેમને કહ્યું કે, હે દેવર્ષિ ! આજ અમારાં મોટાં ભાગ્ય કે આપનાં દર્શન થયાં. બધાં પ્રાણીઓને જ્ઞાનથી અભયદાન આપવાને માટે આપ સૂર્યની માફક બધા લોકમાં ફરો છો. ભગવાન શંકર અને શ્રી વિષ્ણુએ અમને જે ઉપદેશ આપ્યો હતો તે ગૃહસ્થધર્મમાં આસક્ત રહેવાથી અમે ભૂલી ગયા છીએ, માટે એ આત્મજ્ઞાન અમારી અંદર ફરીથી જાગૃત કરી આપો કે જેથી અમે સંસારસાગરને તરી જઈએ. (૪-૩૧-૬).

સાધના કરનારે આ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે. ગૃહસ્થના સગસંગ અને ઘણો ભેદબુદ્ધિવાળા છે અને પ્રચેતાઓની માફક બધામાં એક આત્મા રહેલો છે એવું જ્ઞાન જેમને જોઈએ તેમણે એવા ભેદબુદ્ધિવાળાનો સંગ કરવો ન જોઈએ.

નારદજીએ કહ્યું:—

तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः ।
नृणां येनेह विश्वात्मा सेव्यते हरिरीश्वरः ॥
४-३१-९

અર્થઃ—આ લોકમાં જે જન્મ, કર્મ, આયુ, મન અને વચનથી જગદીશ્વર શ્રી હરિનું સેવન થાય તે જ સાર્થક છે, બીજા સાધનથી શો લાભ છે ? વાસ્તવમાં સંપૂર્ણ શ્રેયની અવધિ આત્મા જ છે. તથા શ્રી હરિ જ બધા પ્રાણીઓનો આત્મા છે. જેમ વૃક્ષના મૂળમાં પાણી નાખવાથી થડ, ડાળ, પાંદડાં વગેરેને પાણી મળે છે, જેમ ભોજનથી પ્રાણોને તૃપ્તિ થવાથી ઇન્દ્રિયો સચેત થઈ જાય છે, તેમ શ્રી હરિનું પૂજન કરવાથી બધાંનું પૂજન થઈ જાય છે.

જેમ સૂર્યની પ્રભા સૂર્યથી ભિન્ન નથી તેમ આ જગત ભગવાનથી ભિન્ન નથી, (૪-૩૧-૧૫) વળી ભગવાનમાં દ્રવ્ય, ક્રિયા અને જ્ઞાનાત્મક ભેદવાળા ભ્રમનો પણ સર્વથા અભાવ છે. હે નૃપતિગણ ! જેમ વાદળાં, અંધકાર અને પ્રકાશ ક્રમશઃ આકાશમાં પ્રગટ થાય છે અને તેમાં લય પામે છે છતાં આકાશ જેમ લિપ્ત થતું નથી તેમ સત્વ, રજ અને તમ એ ત્રણ શક્તિ શ્રીહરિથી ઉત્પન્ન થઈ તેમાં લીન થઈ જાય છે, માટે એવા ગુણપ્રવાહરૂપ પ્રપંચનો તિરસ્કાર કરનારા (ध्वस्तगुणप्रवाहम्) શ્રી હરિને તમે આત્માથી ભિન્ન માન્યા વગર અભેદ ભાવથી ભજો, (૪-૩૧-૧૮)

એનો અર્થ એવો છે કે બ્રહ્મથી અતિરિક્ત વસ્તુનો અભાવ હોવાથી અને બ્રહ્મ પૂર્ણ હોવાથી મુમુક્ષુએ અભેદભાવે તેનું જ અનુસંધાન સદા રાખવું જોઈએ. કેટલાક એવી શંકા કરે છે કે બધું બ્રહ્મરૂપ હોય તો કાર્યના વિકારી ધર્મ પણ બ્રહ્મમાં આવી જાય. તે શંકા દૂર કરવા માટે નારદજીએ ध्वस्तगुणप्रवाहम् એ શબ્દો વાપરેલ છે. શ્રીમદ્ ભાગવતના મંગળાચરણના પહેલા શ્લોકમાં પણ કહેલ છે કે निरस्तकुहकं એનો પણ એ જ અર્થ છે, એટલે કે કાર્ય એ હોય સાચી વસ્તુ નથી.

એકાદશ સ્કંધમાં હંસગીતામાં પણ કહેલ છે કે વસ્તુ એક જ છે, તેથી કાર્યકારણભાવ પણ સાચો નથી. પણ સામાન્ય માણસને આ બાબત તરત ન સમજાય, તેથી કાર્યકારણ ભાવ શરૂઆતમાં માનવામાં આવે છે. જેને સોનાના દાગીનામાં ઘાટ દેખાય છે તેને સોનું અને તેને ઘડનારો એ બેની તપાસ કરવી પડે છે. જેને સોનું જ દેખાય છે તેને બેની શોધ કરવાની જરૂર નથી. એ વાત વેદસ્તુતિમાં પણ સ્પષ્ટ કરેલી છે. સગુણ બ્રહ્મ ભેદ માનીને તેનો અભેદ કરે છે. નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરે છે. બન્ને રીતે અદ્વૈતભાવ સિદ્ધ થાય છે. બન્ને રીતે એક વસ્તુ રહે છે. એવા ભાવથી તન્મયતા રાખવી એ જ અભેદભાવનું ભજન છે.

. આ કથામાં ઉપર જણાવેલ હકીકત ઉપરથી સમજાશે કે પ્રચેતાઓને શ્રી મહાદેવજીએ તથા શ્રી વિષ્ણુએ દર્શન આપ્યાં અને ઉપદેશ આપ્યો, તો પણ તેમનો આત્મકલ્યાણનો માર્ગ નીકળ્યો નહિ. પછી જ્યારે તેમને નારદજી મળ્યા ત્યારે નારદજીને તેમણે કહ્યું કે અમે ગૃહસ્થધર્મમાં આસક્ત રહેવાથી તે ઉપદેશ ભૂલી ગયા છીએ. દશ પ્રચેતાઓ એ દશ ઇંદ્રિયો સમજવાની છે. તેમની વૃત્તિ પહેલાં ધાર્મિક હતી પણ ગૃહસ્થાશ્રમમાં એ દશે ઇંદ્રિયો નબળી થઇ ગઇ હતી. સગુણ ભગવાનનાં દર્શન પણ તેમને જોર આપી શક્યાં નહિ તે ઉપરથી જણાઇ આવશે કે આત્મકલ્યાણને માટે ભક્તિના હિસાબે જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે. વળી ચોથા સ્કંધ પછી પાંચમો સ્કંધ શરૂ થાય છે ત્યાં શરૂઆતમાં જ ઋષભદેવજી ગૃહસ્થાશ્રમ છોડીને તપ કરવા જાય છે એ આખ્યાન આવે છે અને તે પછી તેમના પુત્ર ભરતજી પણ રાજ્ય છોડી જંગલમાં તપ કરવા જાય છે. તેમને છેલ્લી વખતે માત્ર એક હરણમાં પ્રીતિ રહી ગઈ હતી તેથી તે બીજા જન્મમાં હરણ થયા અને એટલું પ્રારબ્ધ પુરું કરી ત્રીજા જન્મમાં જડભરત થયા. તે વખતે તે ગૃહસ્થાશ્રમમાં પાછા જ નહોતા એટલું જ નહિ પણ માણસોનો સંગ પણ કરતા નહોતા. વસુદેવજીને પણ ઘરમાં ભગવાન હોવા છતાં તેમનામાં પુત્રબુદ્ધિ થઇ જવાથી નારદજી પાસે જ્ઞાન લેવા માટે જવું પડ્યું હતું.

આ ઉપરથી સમજી શકાશે કે આત્મજ્ઞાન માટે કેટલી દૃઢતાની જરૂર છે. જે વસ્તુ જોઇએ તે માટે તેની જેટલી કિંમત રાખવામાં આવેલ હોય તેટલી કિંમત આપ્યા વગર તે વસ્તુ મળી શકતી નથી. નારદજીએ પ્રચેતાના પિતા રાજા પ્રાચીનબર્હિને પણ કહેલ છે કે કર્મમાત્ર પુરુષતંત્ર હોવાથી તેમાં પુરુષની બુદ્ધિનો દોષ આવી જવાનો સંભવ રહે છે. તેથી આત્મજ્ઞાનની જરૂર રહે છે. આત્મા વસ્તુતંત્ર છે અને આત્માનું જ્ઞાન જેવી વસ્તુ હોય તેવી બતાવે છે. ભગવાન ગીતામાં પણ બધા ભક્તોમાં જ્ઞાની ભક્તનાં વખાણ કરે છે. જેમ ભોજન જમવાનું ફળ તરત મળે છે તેમ આત્મજ્ઞાનનું ફળ તરત મળે છે. તેને માટે પરલોકમાં જવાની જરૂર નથી. વળી સાંખ્યની માફક આત્મા અનેક નથી. છીપમાં રૂપું દેખાય ત્યાં ખરી રીતે બે જ્ઞાનની સામગ્રી નથી. છીપનું જ્ઞાન થયા પછી એમ ખબર પડી કે છીપ જ ભૂલથી રૂપા તરીકે દેખાતી હતી, વસ્તુતઃ ત્યાં રૂપું હતું નહિ, તેમ આત્મતત્ત્વનું યથાર્થ જ્ઞાન થતાં આત્મા જ દ્વૈતની માફક પહેલાં જણાતો હતો એમ ખબર પડશે. વસ્તુતાએ દ્વૈત થયું જ નહોતું.

પણ પ્રચેતાઓની માફક જેઓને ગૃહસ્થધર્મમાં રહેવું પડે છે તેઓને એક જ્ઞાનથી વ્યવહાર ચાલી શકતો નથી જેમ કોઇ ઠુંઠું જોઇને એવો વિચાર આવ્યા કરે કે તે ઠુંઠું હશે કે પુરુષ હશે! એવી વૃત્તિઓ પ્રમારૂપ નથી, તેનાથી સાક્ષાત્કાર થતો નથી.: પણ ઠુંઠું જ છે, પુરુષ નથી એવી એકાકાર વૃત્તિ જ પ્રમારૂપ છે. કારણ કે ત્યાં બે જ્ઞાનની સામગ્રી નથી. તેવી જ રીતે જગત જગત હશે કે બ્રહ્મરૂપ હશે એવા બે જ્ઞાનની સામગ્રી નથી, કારણ કે વસ્તુ બે નથી. ભ્રાંતિવાળા જ્ઞાનની આવૃત્તિરૂપ ધ્યાન અદ્વૈત બ્રહ્મદર્શનનો ઉપાય નથી. પ્રમાવાળું ધ્યાન જ સાક્ષાત્કારમાં ઉપયોગી છે. તેને જ બ્રહ્માકારવૃત્તિ કહે છે.

પણ જ્યાંસુધી અંતઃકરણની શુદ્ધિ થઈ ન હોય એટલે વૈરાગ્ય બરાબર આવેલ ન હોય ત્યાંસુધી ભક્તિની જરૂર છે. એ વાત એકાદશ સ્કંધમાં ૨૦ મા અધ્યાયમાં ભગવાને સ્પષ્ટ કરેલ છે. ભગવાનને ભક્તિથી પ્રસન્ન કરી શકાય છે. એમ નારદજી પ્રચેતાઓને કહે છે. વળી કહે છે કે પ્રાણીઓ ઉપર દયા રાખવી, જે મળે તેમાં સંતોષ રાખવો અને સંપૂર્ણ ઇંદ્રિયો ઉપર સંયમ રાખવો, બધી વાસનાઓ દૂર થતાં શ્રી હરિ સ્વયં ભક્તને વશ થઇ જાય છે અને હૃદયાકાશની માફક દૂર થતા નથી. એવા ભગવાનનો કયો સુજ્ઞ ત્યાગ કરી શકે?

આટલો ઉપદેશ આપી નારદજી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા અને પ્રચેતાઓ પણ ભગવાનના ચરણકમળનું ચિંતન કરતા કરતા અંતે પરમ પદને પ્રાપ્ત થયા. અપૂર્ણ.



# જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો વાર્તાલાપ×

સંગ્રાહકઃ—શ્રી કૃષ્ણશંકર મૂળજીભાઈ શુકલ

ગુરુ પાસે શિષ્ય જાય, ને હૃદય સમર્પણ કરે તે રીતે શિષ્યે કર્તવ્યનો માર્ગ પૂછ્યોઃ

ચં.—જ્યાં હૃદયસમર્પણ થાય, ત્યાં પરમાત્મા હાજર છે. પરંતુ હું ગુરુ નથી, તમે જ ગુરુ છો. કારણ ભાવ તમારો છે. યોગવાસિષ્ઠમાં શ્રીરામે ગુરુ વસિષ્ઠને કહ્યું "પ્રભુ! આપ જેવા ગુરુના પ્રતાપથી અમને જ્ઞાન મળ્યું, તેથી પ્રતાપ આપનો છે. જવાબમાં ગુરુ વસિષ્ઠે કહ્યું કે—"હે રામ! સર્વ પ્રતાપ તો તમારો એટલે શિષ્યની શ્રદ્ધાનો છે."

સૂર્ય પોતાના સહજ સ્વભાવથી સર્વત્ર એકસરખો પ્રકાશે છે; પરંતુ તેનો ઉપયોગ કરવો એ લોકોના હાથમાં છે. તેનો લાભ દરેક જણ પોતાની ઇચ્છા ને શક્તિ મુજબ લે છે. બાકી સૂર્ય પોતે જો એવો ખ્યાલ (અહં) કરે કે હું પ્રકાશ આપું છું, તો તે જ વખતે તેનું અધઃપતન થાય. તેમ દાતા દાન કરે પણ તે વિષે તેના મનમાં ખ્યાલ પણ ન રહે તો જ તે દાન છે.

આગળ સમજાવતાં કહ્યું કે અધ્યાત્મવિદ્યામાં કંઈ પણ ગુપ્ત નથી. સત્ જેટલું કંઈ સહેલું નથી. અઘરો તો વ્યવહાર છે; પણ આ વસ્તુ આપણે નાનપણથી અવળા સંસ્કારો પડવાથી ભૂલી ગયા છીએ. આંખ ઉઘાડીને આસપાસ થતા બનાવો જુઓ તો પણ એ રોજના વ્યવહારમાંથી સાચું સત્ જ્ઞાન મળી આવે એમ છે. તેને માટે શાસ્ત્રોના ભણતર કે આધારની જરૂર નથી. એ તો સ્વયં સિદ્ધ છે. શાસ્ત્રોની શબ્દજાળમાં બધા ભરમાય છે. આત્મા કંઈ શાસ્ત્રોના વાચનથી મળવાનો નથી. એ તો તેને તમે નથી જાણતા ત્યારે પણ તમારી સાથે જ છે, અને જાણો છો ત્યારે પણ પાસે જ છે. એ તમારા હૃદય (શુદ્ધ અંતઃકરણ) માં જ છે.

ઋષિઓએ પોતાના અનુભવ મુમુક્ષુઓને સમજાવવા શબ્દોમાં ઉતાર્યો અને આ શબ્દોના સાચા અર્થ કાળે કરીને આપણે ભૂલી ગયા, તેથી જ એમાં ગૂંચાયા. બાકી સાચું જોતાં—હું વેદ છું અને જગતનાં બધાં પુસ્તકો મારું ભાષ્ય છે.

I am the text and the books of the world are so many commentaries to explain me.

શાસ્ત્રો તો આત્માનું ભાષ્ય છે, શાસ્ત્રોનું પઠન એ બીજાં ને સમજાવવા માટે છે; બીજાં તમારી વાત ન માને તેથી તમારે શું?

અધ્યાત્મશાસ્ત્રના મુખ્ય ૭ પ્રશ્ન છે ૧ હું કોણ? ૨ પરમાત્મા કોણ? ૩ જગત શું? ૪ મારો અને પરમાત્મા સાથેનો શો સંબંધ? ૫ મારો અને જગતનો શો સંબંધ?

આ પ્રશ્નોના નિરાકરણ મુજબ જીવવું એ અધ્યાત્મ શાસ્ત્ર, આટલું સમજવા સારું ઘર છોડવાની જરૂર નથી. ભગવાથી શું વધુ થવાનું? શ્રીરામને જ્ઞાન આપનાર ગુરુ વસિષ્ઠ શું સંન્યાસી હતા? તેમનું જ્ઞાન મેળવનાર શ્રીરામ સંન્યાસી હતા? અર્જુનને જ્ઞાન આપનાર ગુરુ શ્રીકૃષ્ણ શું સંન્યાસી હતા? જનક સંન્યાસી હતા? શાસ્ત્રો રચનાર ઋષિઓ સંન્યાસી હતા? આ લોકો સંન્યાસી નહોતા તેથી શું તેમનું જ્ઞાન અધૂરું હતું?

તમારી પહેલી ફરજ તમારા સ્ત્રીપુત્ર વગેરે નિમંત્રિત મહેમાનોની પરોણાગત કરવાની છે, તે પછી જ ત્યાગવૃત્તિ.

હા. એક વાત છે કે જેને પોતાની આસપાસનાં બંધનો શિથિલ કરીને જગતની ઉત્તમ સેવા કરવાનો હેતુ છે તે ભલે સંન્યાસી બને, સંન્યાસી એ તો ઉત્તમ સેવક હોય.

શ્રીમત્-શંકરાચાર્યે આઠમે વર્ષે સંન્યાસ લીધો હતો, કારણ તેમની વૃત્તિ ઠેઠ બાળપણથી ઉપરામ થઈ ગઈ હતી, એમણે સંન્યાસ લઈને જ જગતની વધુ સેવા કરી છે.

આપણે આપણું કર્તવ્ય પણ કરવાનું અને ધર્મથી કમાવાનું પણ ખરું, જેથી કુટુંબનું પાલન થાય. કુટુંબનાં માણસોને ભૂખે મારીને ક્યા ઈશ્વરને મેળવશો?

---

× 'જ્ઞાનયોગી ચંદુભાઈ' 'શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય' અમદાવાદ તરફથી છપાય છે. કિં. રૂ. ૩-૦-૦



પ્રેરણા પામનાર—શ્રી ઈશ્વર ધોળકિયા બી.એ.

[ ધર્માંકના પૃષ્ઠ ૪૯ થી ચાલુ ]

ધર્મનો ત્રીજો વિભાગ ! જેમાં વસ્તુની સ્વાભાવિકતા સમાવી છે, તે તે વસ્તુના વર્ણન તે તે બાબતના જ્ઞાનના પુસ્તકો વાંચવાથી યા અનુભવવાથી જાણી શકાય છે.

પ્રભુની સકલ સૃષ્ટિમાં માનવ શરીર તો ઉત્તમમાં ઉત્તમ છે. દેવોને પણ આત્મિક કલ્યાણ માટે માનવ તન લેવું પડે છે. માટે માનવ શરીર પ્રાપ્ત કર્યા પછી દરેક વ્યક્તિનો પ્રથમ ધર્મ પોતાના સ્રષ્ટાને યા પ્રભુને—આત્માને પારખવાનો છે. ધર્મપાલન એ જ માનવ દેહની સફળતા છે. ઉપર ગણાવ્યા તે ધર્મના ત્રણ વિભાગ પાડ્યા પછી બીજા અનેક વિભાગ પાડવા હોય તો પાડી શકાય: જેવા કે માનવધર્મ, સમાજધર્મ, સ્વદેશધર્મ, જાતિધર્મ, કુળધર્મ વગેરે.

પ્રથમ દરેકને જે જન્મ મળ્યો હોય તે જન્મનું સાર્થક કરવું તે ધર્મ થયો. આપણે માણસ છીએ માટે માણસ થવા રૂપ ધર્મ આપણો છે. મનુષ્યદેહે ઘણાં કાગડા, કુતરાં, બિલાડાં, ગધેડાં, વાંદરા, બગલા વગેરેનાં રૂપો ધારણ કરી જીવન જીવે છે. માટે માનવ દેહને પ્રાપ્ત કર્યો પછી આચારઃ પ્રથમો ધર્મઃ બને છે એટલે કે આચાર વિચાર બહુ જ સારા રાખવા જોઈએ. આચારના નિયમો દરેક વર્ણ માટે શાસ્ત્રમાં લખેલા છે, તે વર્ણાશ્રમધર્મ બહુએ પાળવો જોઈએ. પછી જગતના ઉચ્ચ ગણાતા સર્વ ધર્મમાં અહિંસા એટલે સર્વ પ્રત્યે પ્રેમઃ વિશ્વપ્રેમને પરમધર્મ માન્ય કરવામાં આવેલ છે. જગતના દરેક માનવો માટે એક જ ધર્મ જો કરવો હોય તો તે પ્રેમ—ધર્મ છે, ઊંચ, નીચ કે નાતજાતના ભેદ વગર તે પ્રેમ દરેક માનવ હૃદયે કેળવી શકે છે. તેથી "પ્રેમ તે પ્રભુ અને પ્રભુ તે પ્રેમ" તે વાક્ય સર્વાંશે સત્ય છે.

ધર્મ કેવી રીતે પાળવો ? તેનો ઉત્તર તો શાસ્ત્રની આજ્ઞાઓ પ્રમાણે વર્તવું તે છે. ધર્મનું પાલન કરનારા કોઈ સારા સંત યા ગુરુ પાસેથી શાસ્ત્ર સમજી તેમ વર્તવું. સત્ય અને અહિંસાનું પ્રતિપાદન થયું હોય તે પછી તે જ શાસ્ત્રમાં વિરોધાભાસ જણાય તો વિરોધી વાક્યો ક્ષેપક ગણી સત્ય ને અહિંસાનું જ પાલન થવું જોઈએ. દેશકાળને અનુસરીને અક્ષરે અક્ષર શાસ્ત્રના વચનનું પાલન ન થઈ શકે તો વાંધો નહિ, પણ ધર્મના મહાન સિદ્ધાંતો તો પાળવા જ જોઈએ.

ધર્મની કદિ પડતી થઈ નથી ને થવાની નથી, ફક્ત ધર્મપાલનમાં શિથિલતા આવે તે પડતીરૂપે ગણાય તેટલું જ. ધર્મના સ્થાપન માટે તો યુગે યુગે પ્રભુ અવતાર ધારણ કરે છે. તેવું ગીતાજી કહે છે. જ્યાં ધર્મના પ્રભુ રક્ષક, ત્યાં પડતીની ભીતિ હોય જ નહિ; કારણ ધર્મના આધારે જ પ્રભુ જગતનું ચક્ર ચલાવે છે. ગીતારૂપી ધર્મશાસ્ત્રના આધારથી તો પ્રભુ ત્રિલોકનું પાલનપોષણ કરે છે, એમ ભગવાને કહ્યું છે.

ધર્મપાલનમાં હાલનો જમાનો "સાપ ગયા ને લીસોટા રહ્યા." તેવું વર્તન બતાવે છે. સવારે સ્નાનાદિ ક્રિયા કરી—પૂજા—પાઠ કરવાં, દેવમંદિર દર્શન કરવાં, દાન કરવાં તેટલામાં જ માનવ ધર્મનું પાલન સમજે છે. બાકી સ્ત્રી ને ધન માટે અસત્ય બોલાય, પ્રપંચ કરાય. કોઈનાં ગળાં પણ કપાય—આવી રીતે પળાતો ધર્મ તે ઉપલકીયો : આવા દંભી ધર્મથી કંઈ વળે નહિ, શ્રેય થાય નહિ. દરેક સંપ્રદાયના લગભગ ઘણા અનુયાયીઓ આવો ઉપર ચોટીયો ધર્મ પાળતા જણાય છે. વળી પાશ્ચાત્ય કેળવણી ને સ્વચ્છંદી પવને સુધરાઈના બહાને ઘણો કુઠારો કર્યો કે ઉપરચોટીયો પણ ધર્મ પળાતો બંધ થયો. સુધરેલા સજ્જનો, ઘણા શ્રીમંતો ને કોલેજીયનો તો ધર્મને ધતીંગ માની સીધી રીતે જ ધર્મદ્રોહી બનેલા છે. ભલે તેઓ સાંપ્રદાયિક ધર્મમાં ન જોડાય, પરંતુ તેઓએ નીતિધર્મના નિયમોનું પાલન જેવાં કે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, સદાચાર વગેરે પાળવા જોઈએ. આટલા સદ્‌ગુણોનું જીવનમાં ચૂસ્ત રીતે પાલન થાય ત્યારે પશુતા ટળે ને માનવતા મળે. આટલું કર્યા પછી પ્રભુપ્રાપ્તિ માટેના આત્મધર્મમાં આગળ વધવું જોઈએ. ધર્મપાલન કઠિન લાગે છે, પણ તે જેવું મનાય છે તેવું અઘરું નથી. જો ધર્મપાલનમાં સ્વાર્થ સમજાય, તો જેમ બીજાં સર્વે સ્વાર્થી કાર્યો સહેલાં લાગે છે, તેવું જ ધર્મપાલન સહેલું થઈ

જશે. જગતમાં અનેક સુખસામગ્રી હોવા છતાં જન-સમાજનો મોટો ભાગ દુઃખ–દારિદ્રયમાં સબડી રહ્યો છે આનું કારણ સ્વાર્થ અને અધર્મ છે. જ્યારે ધર્મના ઉપદેષ્ટા બ્રાહ્મણો કે ધર્મના આચાર્યો ખુદ વૈભવ–વિલાસ કે વ્યસનોમાં રમણ કરતા હોય, ત્યાં ધર્મપાલનમાં પ્રગતિ કે પ્રચાર થવો અઘરો છે. લોભી ગુરુને લાલચુ ચેલાની દૃષ્ટિએ સહુ સહુની સ્વાર્થ સિદ્ધિ સારૂ ઉપર ચોટીયો ધર્મ પળાય છે. "યથા રાજા તથા પ્રજા." એટલે કોઈ કોઈને સુધરવાની પ્રીતિ રહેતી નથી. ધર્મના આચાર્યોએ આટલેથી જ પ્રમાદનો ત્યાગ કરવો જોઈએ.

ધર્મનો વિષય મહાન ને ગહન છે. જેમ પ્રભુનું પૂર્ણ વર્ણન અશક્ય તેમ ધર્મનું યથાર્થ નિરૂપણ પણ અશક્ય. માટે પ્રભુસ્વરૂપી ધર્મનું આલેખન કરી શકાતું નથી, છતાં માનવો ધર્મને વર્તનમાં મૂકી શકે, તેટલા માટે કેટલાક મહાન પંડિતો ને ઋષિઓએ ધર્મને નાના સ્વ-રૂપમાં સમજાવી પુસ્તક આકારે લાવી જનસમાજ પર ભારે કૃપા વર્ષાવી છે. દયા ધર્મનું મૂળ છે, ધર્મનું વૃક્ષ આ આખું વિશ્વ છે ને શાસ્ત્રવચનો ધર્મનો પ્રાણ છે.

"ગાયો મારીને કુતરા ધરવવા", "એરણની ચોરી ને સોયનાં દાન." આવી રીતનો ધર્મ કરવાની શાસ્ત્રોમાં મનાઈ કરી છે, તેમા કંઈ અર્થ નથી. વળી ધર્મનું ફળ પણ શાસ્ત્રમાં પ્રત્યક્ષ કહેલ છે, "ધર્મો જય ને પાપે ક્ષય." આમ જ્યાં જ્યાં સાચા સુખની જયઘોષણા પ્રવર્તે છે, ત્યાં ત્યાં તેનું મૂળ ધર્મ છે. કરોડો માનવોના–જીવોના–સંહાર, કરોડો દુઃખ એ અધર્મનાં ફળ છે.

મહાન રાજ્યો પણ ધર્મધુરાથી જ નભે છે. અધ-ર્મની શરૂઆત થઈ કે મહાન સલ્તનતના પાયા ડગ-મગવા માંડશે. માનવમાં અસાધારણ શક્તિ વ્યક્ત કરીને યા પોતે અવતાર લઈને પ્રભુ ધર્મનું પાલન કરાવે છે. અધર્મની પૂર્ણતામા રાજ્યોનો સર્વનાશ થાય છે. ધર્મ જ નવા રાજ્યનું પ્રતિપાદન કરે છે. પ્રલયકાળે પરમાત્મા અધર્મ અને પાપને ફીંખેડી નવી સૃષ્ટિને સરજે છે. ધર્મ એ જ સર્વની ઉત્પાતીનું કારણ છે, ધર્મ પાળે તે જીવ્યો, જીત્યો, એમ સાર છે. ધર્મ એ જ જગ-તનું સર્વસ્વ છે, બીજું કંઈ નથી. જગતમાંથી બધું ચાલ્યું જાય ને ફક્ત ધર્મ જ રહે તો પણ બસ છે.

મહાન સંતોએ તેથી પ્રાણાન્તે પણ ધર્મને તજ્યો નથી. વળી બીજા સર્વે સદ્‌ગુણો તપ, વ્રત, જપ જે કહો તે સર્વે ધર્મને જ આધીન છે. ધર્મની સર્વોપરિ સત્તા ભાવે છે, કારણ ધર્મને માટે પ્રભુના અવતાર અને પ્રભુનાં દર્શન ધર્મ–પ્રેમીઓ સારૂં જ થાય છે.

ધર્મનું સાર્વભૌમી રાજ્ય જાણ્યા પછી એટલું જ્ઞાન મળે છે કે જગતમાં ધર્મ અને મૃત્યુ એ બે જ સર્વ પર સત્તા ચલાવે છે. ધર્મનું પાલન એટલે જીવન ને ધર્મ તજે તે નાશ, એટલે મૃત્યુના મોંમાં પેસવાનું. મૃત્યુ પછી જે ફરી કર્મજનિત જન્મ ધરવો પડે છે, તે ધર્મના પાલન માટે જ . ધર્મપાલનની પરીક્ષામાં જે સોએ સો ટકા ઉત્તીર્ણ થાય, તે જ મૃત્યુની બીકથી બચે. એટલે અમરપાને પ્રાપ્ત કરે. ધર્મનું પાલન ભવ-ભ્રમણરૂપી મૃત્યુનો નાશ કરે છે. એટલે અંતે જગતમાં એક ધર્મ રહે છે. માને તેને માટે આ નિયમ છે અને ન માને તેને માટે પણ એક જ કાયદો લાગુ પડે છે. માને તેને સરલતા પડે ને ન માને તેને શિક્ષા મળ્યા પછી, ગધ્ધા-પચીસીમાં પસાર થયા પછી, ભવાટવીમાં ઠેબા ખાધા પછી જન્મમરણના ચાકડે ચડ્યા પછી પણ તે ધર્મને જ આધીન થવું પડે છે.

દુઃખ એ અધર્મના ફળરૂપે હોય અથવા તો ધર્મની કસોટીરૂપે દુઃખ આવે છે. શ્રીરામ, સીતાજી, હરિશ્ચંદ્ર વગેરેને ધર્મની કસોટીરૂપે દુઃખ આવેલ. તેઓએ ધર્મ સાચવવા માટે સર્વસ્વનો આત્મભોગ આપેલો, જેથી તેઓ આલમમાં ગવાયા ને પ્રભુરૂપે પૂજાયા આ હિસાબે ધર્મ એ કેટલો બધો કિંમતી ને અમૂલ્ય છે કે ધર્મ માટે કરોડો માનવીઓએ પોતાના પ્રાણ અર્પ્યા છે. શિયળધર્મ પાળવા માટે ચિતોડમાં સાતસો સ્ત્રીઓ સતી થઈ અને જીવતી બળી મરી. આવાં મૃત્યુ તો અમરતા આપે. રઘુકુળના રાજવીઓએ પ્રાણાન્તે પણ પોતાના વચનનું પાલન કર્યું. આમ વચનપાલન એ પણ ધર્મ. ધર્મસ્થાપન માટે પ્રભુ અવતાર લે છે. તે સૂચવે છે કે પ્રભુને ધર્મ કેટલો બધો વ્હાલો છે. શ્રીરામ ભગવાને ધર્મપાલન માટે પોતાની પત્ની સીતા કે ભાઈ લક્ષ્મ-ણને શિક્ષા કરવામાં પાછી પાની કરી નથી. જ્યાં આટલો બધો ધર્મ પ્રભુને વ્હાલો ત્યાં જગત પ્રભુમય-ધર્મમય જ છે, તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. ભગવાન પોતે કર્તા, અકર્તા, અન્યથા કર્તા છતા પોતે અક્ષરશઃ ધર્મનું પાલન કરે છે.

ધર્મનું પૂર્ણ સ્વરૂપ પ્રભુ પોતે જ છે. તે ગીતામાં પ્રભુએ જણાવ્યું છે કે "સર્વ ધર્મો ત્યાગીને મારું શરણુ લેવું જેથી શ્રદ્ધા થશે." આ પ્રમાણે જગતમાં બીજી પંચાત મૂકીને એક પ્રભુમય જ રહેવું, તે મહાન માનવધર્મ શ્રેય અર્પે છે.

"જ્યાં મન ત્યાં માર્ગ" એ કહેવતથી કાર્ય સિદ્ધ થાય. કેટલાક માણસો ધર્મને એક જાદુ કે કીમિયો ગણી પોતાનો સ્વાર્થ સાધવા ધર્મ પાળે છે, પણ ધર્મનાં ફળ એવાં નથી કે પાળે કે તુરત લાભનાં લેખાં દે. સ્વાર્થી દૃષ્ટિએ ધર્મનું પાલન અધર્મનો ફેલાવો કરે છે. સ્ત્રી, ધન, પુત્ર, યશ વગેરેની પ્રાપ્તિ અર્થે પળાતો ધર્મ તે તો ધર્મનું વેચાણ. એટલે તેવો વેપારી ધર્મ આત્માનું શ્રેય અર્પતો નથી. મયૂરધ્વજ રાજાની પેઠે માથે કરવત મુકાવવાની શક્તિ, હિંમત, ને પ્રેમ આવે ત્યારે જ ધર્મનાં મીઠાં ફળ જે પરમાત્મદર્શન છે તે ચાખી શકાય છે.

ગીતાજીમાં ભગવાને કહ્યું કે, "પરધર્મ આચરવો ભયકારક છે, સ્વધર્મે મોત આવે તે શ્રેય છે." સ્વધર્મનો અર્થ પોતાનું કર્તવ્ય-ફરજ છે. ઘણા સ્વાર્થી, સંકુચિત મનવાળા, ધર્મ ઘેલછાવાળા, અંધશ્રદ્ધાળુઓ સ્વધર્મનો અર્થ સાંપ્રદાયિક ધર્મો ને સ્વધર્મ માની, તેને માટે પરધર્મની નિંદા કરી-વિરોધ કરી, તન, મન, ધનનો આત્મભોગ આપી પોતાને ધર્મપ્રેમી ગણી, આત્મસંતોષ લેવો, બાપના કુવામાં ડૂબી મરવા જેવો ધર્મ લગભગ બધી ઠેકાણે પાળે છે. જ્યારે મૃત્યુનો ભય કે પીડા આવી પડે ત્યારે તેમાંથી બચવા દરેક જીવ-પ્રાણી પોતાના ક્ષણિક રક્ષણ માટે ધર્મ જાણવે છે. જ્યારે સૂત્ર ને શિક્ષિત માનવો . અને ભક્તિને માટે જ ભેખ લીધેલા સાધુઓ પણ માયિક પ્રપંચમાં અટવાઈ પોતાના જીવનને કાયમ રીતે રક્ષીભરાવી અમર પદ આપવા મથતા નથી. એ બારે દીવાલોરી સામે અગત્યો અર્પે છે.

નિસ્વાર્થ સેવાથી "આત્મવત્ સર્વભૂતેષુ" એ મહાન ધર્મમંત્ર જીવનના આચરણમાં ઊતરતાં પ્રભુની પ્રાપ્તિ સહેજે થઈ જાય છે. કામ ક્રોધ, લોભાદિ પોતાના અંતર શત્રુઓને દૂર કરવા તે આત્મસેવા આત્યંતિક કલ્યાણમાં ઉપયોગી છે.

ગીતાજીની શરૂઆતમાં "ધર્મક્ષેત્ર" શબ્દ આવે છે. કૌરવ પાંડવો કુરુક્ષેત્રની રણભૂમિમાં લડવા ભેગા થયા તે સ્થળને પણ ધર્મસ્થળ તરીકે સંબોધ્યું છે. અન્યાય સામે સત્યાગ્રહના મોરચા માંડી હિંસક કે અહિંસક લડાઈઓ કરવી તે ધર્મ છે. અન્યાય એટલે અધર્મ; તેથી અધર્મના નાશ માટે થતાં દરેક કાર્યો ધર્મ છે. તેથી તો ધર્મપ્રેમી કર્મયોગી મહાન ભક્તિઓ તે ધર્મને આચરી જગતમાં આદર્શ માર્ગદર્શન થઈ પડે છે. એકલી ધર્મની વાતો કરવાથી તે મનુષ્ય ધર્મી ગણાતો નથી.

"વાત કરે તે વેવલા, વર્તે તે વિદ્વાન;
વર્તન હીણા માનવો, સર્વે મૂર્ખ સમાન."

માટે થોડું પણ ધર્મનું જ્ઞાન મેળવી વર્તનમાં ઊતાર્યું તે જ કામનું છે, હાથે તે સાથે અને તે જ ધર્મરૂપી નગદ નાણું કાયમ માટે કામ લાગે છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે,

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

ક્ષત્રિયધર્મ વા જાતિધર્મપાલન માટે ભગવાને અર્જુનને બોધ આપ્યો અને તેથી ગીતાજી જેવો મહાન ધર્મગ્રંથ અસંખ્ય જીવો-માનવોની ઉન્નતિ માટે સર્જાયો છે.

ગીતાજીમાં ધર્મનું બહુ જ માહાત્મ્ય કહ્યું છે, માનવમાં રહેલ પશુસ્વભાવ દૂર કરી, સાચી માનવતા મેળવી, સર્વપ્રત્યે પ્રેમભાવી બની, પરમાત્મપદની પ્રાપ્તિ કરવી તે ધર્મનું રહસ્ય છે. દરેક વ્યક્તિની આત્મોન્નતિ પ્રેરતો સર્વમાન્ય ને અજોડ ગ્રંથ જગતમાં એક જ ગીતાજી છે.

ઈશ્વર સદ્‌ગુરુ સદ્‌બુદ્ધિ પ્રેરી પ્રેમી બનાવે તેવી પ્રાર્થના કરી વિરમું.





# કરજદાર

લે. શ્રી 'ગગનવિહારી'



[ આજના યુગધર્મમાં ગોપાલન એ એક મહત્ત્વનો ધર્મ છે, જેટલો શ્રમ મનુષ્ય બીજાની નોકરીમાં ઉઠાવે છે, તેટલો જ શ્રમ જો ગોસેવામાં લે, તો અવશ્ય એક ગાય એક માણસનું સમ્પૂર્ણ પોષણ આપી શકે. સં. ૧૯૯૭માં પટના જિલ્લામાં બનેલી આ ઘટના એ ગોસેવાના મહત્ત્વ પર અને માનવહૃદયની વિશાળતા પર સુંદર પ્રકાશ પાડે છે. સમ્પાદક ]

[ ૧ ]

ભારતવર્ષમાં જેટલી 'ખોરી'ઓ છે, તેમાં જો કે વ્યાજખોરીને ગણવામાં આવી નથી, છતાં નશાખોરી, દગાખોરી, ઈર્ષ્યાખોરી વિગેરેમાં વ્યાજખોરી પણ પ્રથમ નંબરે મૂકવા યોગ્ય 'ખોરી' છે; મુદ્દલ રકમ બમણી-ત્રણમણી ભરપાઈ થઈ ગયા છતાં કરજદાર કરજના બોજામાંથી મુક્ત થઈ શકતો નથી. મુસલમાન ધર્મમાં વ્યાજ ખાવાનું હરામ માનવામાં આવ્યું હોય તો તેનું એ જ કારણ હોઈ શકે કે એમાં ગરીબોને ખૂબ જ ચૂસાવું પડે છે.

વ્યાજખોરીના દલાલો પણ માલદાર બની જાય છે. વ્યાજે રકમ આપનારને એમાં હાથ દેવાનું હોતું નથી. એની દલાલી પણ વ્યાજે લેનારને જ આપવી પડે છે. સેંકડે ૫-૧૦ ટકા અને ઘણી વાર તો ૨૫ ટકા જેવી રકમ એકીસાથે પ્રથમથી જ એ દલાલદેવો સ્વાહા કરી જાય છે. ગરીબ બીચારો દેવાદાર જિંદગી પર્યન્ત એમાંથી મુક્તિ મેળવી શકતો નથી.

પટનાના લાલાજી દયાલદાસ પણ એ જ પંક્તિના મહાજન હતા. કચેરીમાં જઈને, જે દેવાદાર ઉપર કેસ ચાલતો હોય, તેની મુખત્યારગીરીનું કામ પણ તેઓ કરતા હતા એમાં તેઓ સેંકડે ૨૫ ટકા જેટલું વ્યાજ મેળવી લેતા; તેઓનો વ્યવહાર ખાસ કરીને ગરીબ લોકો સાથે રહેતો. મૂળ રકમ કરતાં વિશેષ વધારું તો એને વ્યાજ હતું તેઓ મિત્રોની સાથે ગપ્પાં મારતા; ત્યારે કહેતાઃ—

"લાલાજી, ધનિક કે કાયરથ લોકોને કર્જ ધીરવા એ તો રૂપિયાને હાથે કરીને કૂવામાં નાખી દેવા જેવું છે, એ લોકો તો ઓછે વ્યાજે મુદ્દલસર ભરપાઈ કરી નાખે છે, એના કરતાં ગરીબોને ધીરવું સારું કે જેથી તેઓ બીચારા પેટે પાટા બાંધીને વ્યાજની રકમ તો આપતા રહે!"

આમ તેઓ અનાયાસે મળતી ગરીબોની સેવા કરવાનો યશ મેળવી લેતા. લાલાજીના મિત્રો પણ હા મા હા મેળવીને એની વ્યાજખોરીને ઉત્તેજિત કર્યે જતા; એમ ન કરે તો લાલાજીને ત્યાં, મોજ ઉડાવવાનું પણ કેમ બની શકે!

એક વાર લાલાજી કચેરીમાંથી ઘર તરફ આવ્યા આવતા હતા. રસ્તામાં તેઓએ એક વિચિત્ર ઘટના જોઈ! બજાર ચોકમાં ઊભીને એક મુસલમાન પોતાની ગાય વેચી રહ્યો હતો, ગાયનું લીલામ થઈ રહ્યું હતું, પંદર.. વીસ. પચીસ...એમ ટોળામાંથી અવાજ આવતો હતો, ગરીબ મુસલમાનની આંખમાં ઝળઝળીયાં હતાં અને હૃદયમાં ગાયના વિયોગનો શોક હતો.

ભરાઉદાર અને ચમકદાર શરીર ને સુંદર રૂપાળી વાળી ગાયની આગળ ઊભેલો સફેદ હૃષ્ટપુષ્ટ વાછડો માથું ધરીને ઊભો હતો. અનુપમ વાત્સલ્યથી ગાય એને ચાટી રહી હતી. ગરીબ મુસલમાનની અશ્રુભીની આંખો ઘડીમાં ગાય તરફ અને ઘડીકમાં ગાયના ઘરા ચડાવાની રકમ તરફ ફર્યા કરતી હતી. લાલાજી એ ટોળા પાસે આવ [illegible] પૂછ્યું:—

[illegible] છે!"

મુસલમાને લાલાજીના સામે જોયું અને આશા ભરી દષ્ટિથી કહ્યું–

"જી હજુર."

લાલાજીએ પૂછ્યું—"ક્યાંથી લાવ્યો છે? તારું નામ શું છે?"

મુસલમાને હાથ જોડીને કહ્યું—"જી હજુર, અહીંથી ત્રણ ચાર કોસ દૂર 'પસોલી' ગામે હું રહું છું, મારું નામ રહેમાન છે."

"ગાય દૂધ આપે છે?"

"હજુર, એક ટંકે પાકું ત્રણ શેર દૂધ દોહી લો, નાનું છોકરું પણ દોહી શકે એવી તો એ સીધી–સાદી છે."

"હજુર, આપને જોઇતી હોય તો આપ જે આપો તે લઇ લઈશ, આ લોકો તો મારી અને ગાયની મશ્કરી કરે છે. ગયા વર્ષમાં જ્યારે એ પહેલી વાર વીયાઈ હતી, ત્યારે એની પોણોસો રૂપિયાથી માગણી થયેલી, પણ મને એ મારા દીકરા કરતાં પણ વહાલી છે, આજે એને વેચવાનો વખત આવ્યો છે. આ લોકો તો આની પચીસ—ત્રીસ રૂપિયા માગણી મૂકી રહ્યા છે! આપ એને લઇ જાઓ. આ ગાય એવી ભલી છે, કે જેને ત્યાં જાય તે દુઃખી થતો નથી, અને વળી એ આપને ત્યાં હશે તો એને પણ સુખ થશે હું પણ કોઇ વાર એને જોઈ શકીશ. આ લોકો તો ગાયને..." રહેમાનનું ગળું ભરાઇ ગયું, એ આગળ બોલી ન શક્યો.

ગાયના સ્વરૂપ ઉપર શેઠ મુગ્ધ બની ગયા હતા, રહેમાનને રૂપિયાની જરૂર હતી એટલે છેવટે ૪૫ રૂપિયામાં સોદો પતી ગયો. ઘડીભર રહેમાન પણ નીચું મુખ રાખીને ઊભો રહ્યો, પછીથી ગાય અને વાછડાને દોરીને લાલાજીની પાછળ ચાલી નીકળ્યો.

જતાં જતાં એક માણસે રહેમાનને અટકાવ્યો, અને કહ્યું–

"હું પચાસ રૂપિયા આપું છું."

લાલાજીએ પાછું વાળીને જોયું, ત્યાં તો એ જ માણસે બીજીવાર કહ્યું–

"લે, આ પંચાવન, પછી છે વાંધો?

રહેમાને આંખો આડો હાથ રાખીને કહ્યું–

"ના ના, હવે લાખ આપો તોય નહિ, રૂપિયા કરતાં...મારી ગાય...મને કોઈ વાર જોવા મળશે તોય મને લાભ છે"

લાલાજી અને રહેમાન દૂર નીકળી ગયા હતા, ચાલતાં ચાલતાં રહેમાને કહ્યું–

"હજુર, આપ ઠીક મોકાસર આવી ગયા. આ કસાઈ લોકો મારા હાથમાંથી જબરજસ્તીથી ગાયને ખેંચાવી જાત; બહુ વિપત્તિમાં આવ્યો છું સરકાર! નહિં તો મારા ઘરની 'લક્ષ્મી'ને હું ન વેચું, હા, હજુર અમે આનું નામ લક્ષ્મી રાખ્યું છે, આપ પણ આને લક્ષ્મી જ કહેજો, એને લીલી મકાઈ બહુ ભાવે છે, જેટલો વધારે ચારો દેશો તેટલું એ દૂધ પણ વધારે દેશે;...અને શું એનું મીઠું દૂધ છે! ભેંસ કરતાં પણ સરસ! છતાં મારી એક અરજ મંજુર રાખજો, ચારવા વાળાને કહી દેજો કે એ લક્ષ્મીને કોઇ વખત મારે નહિં, મેં મારી લક્ષ્મી ઉપર હાથ પણ નથી ઉગામ્યો સરકાર!"

લાલાજીએ રહેમાનના સામું જોયું, અને તેઓ મનમાં બોલ્યા—

હે ભગવન્! એક મુસલમાનમાં પણ કેટલું સૌજન્ય! દૂધ ઓછું થઇ ગયા બાદ આજે ગાયનું રક્ષણ કરનાર ક્યાં છે? વેપાર–ધંધામાં લાખોનું નુક-શાન સહન કરવા છતાં ગાયને માટે પૈસો વાપરનાર આજે કેટલા છે? અને આ ગરીબ મુસલમાને દશ-પંદર રૂપિયા નુકશાન વેઠીને પણ મને જ ગાય આપી! કેટલો સરસ! કેટલો નમ્ર!"

ઘેર આવીને લાલા રૂપાગદાસે રૂપિયા ગણી આપ્યા, રહેમાને એને રૂમાલને છેડે બાંધી લીધા, ફરી એક વાર ગાયને શરીરે હાથ ફેરવી, સલામ કરીને તે ચાલતો થયો.

[ ૨ ]

પટનાથી ચાર કોસ દૂર 'પસોલી' ગામમાં ઘણા ઘરો મુસલમાનોનાં હતાં, રહેમાન પણ ત્યાં જ રહેનારો એક ગરીબ મુસલમાન ખેડૂત હતો. ગરીબને દુશ્મનો પણ હોય છે, ગામના જમીનદારે રહેમાન પર ગુસ્સે થયેલી તમાત્તોનો દાવો માંડ્યો હતો, એને ભરપાઈ કરવા માટે જ એને પોતાની પ્રિય ગાય લક્ષ્મી વેચી નાખવી પડી હતી, ઘરમાં બે બળદો સિવાય બીજી સંપત્તિ હવે ન હતી

પણ અમલમાં બંધ થયેલો મકાનો કમો હમણાં

જ ખુલ્લો થયો હતો, ગામનાં ઘણાં-સ્ત્રી-પુરુષો આ વર્ષે મક્કા શરીફ હજ પઢવા માટે જવાનાં હતાં, રહેમાનની બુઢ્ઢી માતાએ પણ હઠ લીધી:

"રહેમાન! બેટા, મારો આ છેવટનો સવાલ છે, એક વાર મને મક્કા શરીફ હજ પઢવા મોકલ, અંતકાળનું મારું આ અરમાન પૂરું કર, ખુદા તારી નેકીનો બદલો આપશે."

જ્યારે જયારે માતાના આ શબ્દો કાને પડતા, ત્યારે રહેમાન મુંઝાઈ જતો, કોઈ વાર એની માતૃભક્તિ ઉછાળો મારી જતી. જે માતાએ પોતાને બચપણમાંથી આવડો મોટો કર્યો, વૈધવ્યનું કષ્ટ વેઠીને પણ પોષણ કર્યું; તે માતા માટે તે શું આટલું પણ ન કરી શકે?

આજે માતાએ ફરીવાર રહેમાન આગળ હજ પઢવા જવાની વાત કરી, રહેમાને વિચાર કર્યો, ક્યાંયથી વ્યાજે મળે તો માતાની ઉમ્મીદ પૂરી પાડું, પરંતુ બીજી જ પળે એને વિચાર આવ્યો.

અહીંના વાણીઆઓ તો કસાઈથી પણ બૂરા છે, એ તો ગરદન કાપવામાં જ હોશિયાર! એને પલ્લે પડી જવાશે તો જીંદગીભર છૂટાશે નહિં. એને એક બીજો વિચાર આવ્યો. લાલાજી પણ લેણ-દેણનું કામ કરે છે, આ કમબખ્ત વાણીઆઓ કરતાં તો એ મારી નાખે તોયે સારું. હું જઈને એને પગે લાગીશ, બમણા લખાવીશ, માતાની મુરાદ તો જરૂર પૂરી પાડીશ. વિચારમાં ને વિચારમાં એણે પાંચ-છ દિવસો તો કાઢી નાખ્યા, શું કરવું? લાલજીનો સ્વભાવ પણ તીખો છે, કઈ ઓળખાણથી એના પાસે રૂપિયા માગવા જવું? મુદત પૂરી થયે ન આપી શકાય તો? અને પછી એ દાવો કરે તો? ઘરમાં તો આ બળદની જોડી જ છે પણ પછી?...

હજ પઢવા જવાની મુદત નજીકમાં આવી પહોંચી. આખરે માતાની જીદ આગળ રહેમાને શિર ઝૂકાવ્યું, એ લાલાજીની પાસે પટના ઉપડી ગયો, અને જઈને સલામ કરીને ઊભો રહ્યો.

લાલા દયાળદાસજી ચોપડામાં નજર ફેરવી રહ્યા હતા, મોટો લઠ્ઠ લઈને એનો ચપરાસી પાસે ઊભો હતો, રહેમાનને આવેલો જોઈને લાલાજીએ ઊંચે જોયું અને તરત ઓળખી ગયા.

"કેમ રહેમાન! કેશું?"

રહેમાને માતાની હઠ કહી સંભળાવી, પોતાની ગરીબાઈ અને માતાનો પોતા પ્રત્યેનો પ્રેમ પણ ગ્રામ્યભાષામાં રજુ કર્યો; અને તેણે રૂ. ૨૦૦ વ્યાજે માગ્યા.

લાલાજીએ પોતાનાં ચશ્માં આંખો ઉપરથી કપાળ પર લીધાં, જાણે હવે નજર કરવાનું કામ કપાળને સોંપ્યું ન હોય!, તેઓએ કહ્યું:—

"રૂપિયા તો હું આપીશ, પણ મારા કાયદાની તને ખબર છે ને! વાયદો પૂરો થશે એક પાઈ પણ બાકી નહિં રાખું, બતાવ, ક્યારે દઈ શકીશ?"

રહેમાને આંગળીના વેઢાથી મનમાં ને મનમાં કંઈક ગણી લીધું, ને કહ્યું—

"સરકાર! બે વર્ષની મુદત આપો."

"હા, તો પચીસ રૂપિયા સેંકડે થશે, અને સમયસર ન થયું તો સેંકડે બત્રીસ રૂપિયા થઈ જશે; તું ઇમાનદાર છે એટલે વળી તારો જામીન નથી લેતો." લાલાજીએ મહેરબાની બતાવી.

"જેવી આપની મરજી સરકાર! આપના હાથની વાત છે, બે, હું ક્યાં ચાલ્યો જવાનો છું, આપ મહેરબાન છો."

રહેમાનને ૨૦૦ના બદલામાં ૧૮૦ રૂપિયા મળ્યા. કંઈક ટીકીટ ખર્ચ, થોડી દલાલી અને લખામણીનો ખર્ચ કપાઈ ગયો, રૂપિયા લઈને તે ઘેર આવ્યો, ઘરમાં થોડો ગોળ પાક્યો હતો, એને વેચીને તે માતાને લઈ ને હજ પઢવા ચાલી નિકળ્યો.

[ ૨ ]

મુદત પૂરી ગયા બાદ લાલાજીએ રહેમાનને તેડાવ્યો ને કઠોર સ્વરથી કહ્યું—

"હજી તારી મુદત પૂરી નથી થઈ?"

રહેમાને નમ્ર સ્વરે કહ્યું—

"હજુર! બહુ જ તકલીફમાં છું, અમ્મા હજ કરી આવીને તરત જ બીમાર પડી ગઈ છે, એની દવા-દારૂમાં દોડધામ થતી હોવાથી ચાલુ સાલનો પાક પણ આવ્યો નથી, ઘરમાં જે કાંઈ હતું તે ગવાઈ ગયું છે. ખેતરમાં શેરડી વાવી હતી, તે પણ સૂકાઈ ગઈ છે, થોડા દિવસ મારી ઓરતે પણ એને પાણી પાયું, ત્યાં રોટી પકાવવાની મુસીબત પડવા લાગી, ખુદા જાણે છે સરકાર, એક વરસની મુદત વધારી આપો, આપની પાઈએ પાઈ ચૂક્તે કરી દઈશ."

લાલાજીએ કહ્યું–"બત્રીસ રૂપિયા ચડશે "

" જેવી આપની મરજી, કહીને રહેમાન ઘેર આવ્યો, જોયું ત્યાં માતાનો અંતિમ સમય નજીક જ હતો; તેણે રહેમાનની સામે એકવારવાત્સલ્યભરી નજરે જોઈ લીધું, ને સદાને માટે આંખો બંધ કરી દીધી !

અત્યાર સુધી તો રહેમાન ગરદન સુધી જ પાણીમાં હતો, હવે એના શિર પર પાણી ચડી ગયું ! માતાના કફન માટે તો એ વખતે પાડોશીએ ઉધાર આપ્યું, પણ એના આત્માની શાન્તિ માટે જકાત (ધર્માદા)ની તો જરૂર હતી જ; જે માતાએ પોતાને ઉદરમાં રાખ્યો હતો તે માતાને માટે કબર પણ બંધાવ્યા વિના કેમ ચાલે ? અને બિરાદરોને ખાણું પણ દેવું જ પડેને ? માતૃસેવાનો આ છેલ્લો અવસર હતો, પછી તો રહેવાની હતી માત્ર યાદગાર !

એ વિચારવા લાગ્યો–' અય ખુદા ! આ તે કેવા દિવસો ? મારી ફરીઆદ સાંભળવા માટે કોઈ પણ નહિં ? મારામાંથી એટલું નૂર પણ ઊડી ગયું છે કે હું મારી પ્યારી માતાની પાછળ એટલું પણ ન કરી શકું ?...હા, હવે પાછો જઈને લાલાજીના પગમાં પડું, એ બહુ દયાળુ આદમી છે. એક વાર તેઓની પાસે જઈને મારી કહાણી સંભળાવું, કદાચ એના ધ્યાનમાં આવી જાય તો સો બસો એ એને મન કાંઈ નથી. '

વળી પાછો એ પટના જવા નિકળ્યો, રસ્તામાં એક એક પગ મૂકવામાં જાણે એને ઘણો સમય લાગતો હતો, શું મોં લઈને લાલાજીની પાસે જવું ? હજી તો ત્રણ જ દિવસ થયાં વાયદો વધાર્યો છે, બીજા માગીશ ત્યારે તેઓ શું કહેશે ? એની જગા પર હું હોઉં તો, કદાપિ વધારે ન આપું, લાલાજીને શંકા પડશે કે જરૂર રહેમાનની દાનત બગડી છે, મારી પાસે મિલ્કત પણ શું છે ? કે જેના પર તેઓ નજર નાખે ! આ વખતે ધક્કો ખાઈને બહાર નિકળવું પડશે, અને મારી રહી-સહી આબરૂ પણ ધૂળમાં જશે !

નિરાશાજનક શંકાઓ કરતો કરતો તે ચાલ્યો જતો હતો, જેમ કોઈ અનાથ વિધવા પોલીસ ચોકીપર ફરીઆદ કરવા જતી હોય ! તેમ એના પગ એને અટકાવતા હતા, અને મન લાલાજી પાસે જવા માગતું હતું.

લાલાજી હજી કચેરીમાંથી આવીને ઓફિસમાં બેઠા હતા, એટલામાં રહેમાને આવીને સલામ કરી; કચેરીમાં જ લાલાજી કોઈની સાથે ઝઘડો કરી બેઠા હતો એની રહેમાનને કયાંથી ખબર હોય ? રહેમાનને જોઈને લાલાજી તૂટી પડયા.

" વળી તું આવ્યો જીવ ખાવા ? જા, મને ફુરસદ નથી "

રહેમાનને ખબર હતી કે મોટા માણસોનો જીવ નાના માણસો ખાઈ શકતા નથી છતાં, તે હતાશ બની ગયો, ઘડીભર ઊભો રહીને તે માત્ર આટલું જ ગણ-ગણી શક્યો–

"હે અભાગી હે બદનસીબ રહેમાન ! તારી અક્કલ પર પત્થર પડી ગયો હતો કે તું અહીં આવ્યો ! ખાઈ લે હજી વધારે ખતા, તારા ભાગ્યમાં એ સિવાય બીજું છે પણ શું ?..." અને તેની આંખમાંથી પાણીની ધારા ચાલી નીકળી !

લાલાજીએ જ્યારે ઊંચું જોયું ત્યારે તો રહેમાન સીઢી ઊતરી રહ્યો હતો; પરંતુ રહેમાનના ગણગણાટના શબ્દો હજી તેના કાનમાં ચચરાઈ રહ્યા હતા. લાલાજીનું દિલ પીગળી ગયું, નરમ અવાજે તેણે રહેમાનને પાછો બોલાવ્યો, ધીમે પગલે રહેમાન પાછો આવી નીચે મુખે ઊભો રહ્યો, એટલે લાલાજીએ પૂછ્યું–

" કેમ ભાઈ. શું કામ આવ્યો હતો ? "

ગળગળા પડીને રહેમાન રડી પડયો, અને તેણે કહ્યું:–

" સાહેબ, હું તો સલામ કરવા આવ્યો હતો ? "

" ના ભાઈ ના, ચાર ગાઉથી તું એકલી સલામ જ કરવા આવે ને રડી પડે, એમ હું ન માનું, હું તારા પર ઊતરી પડયો એનું માઠું લગાડીશ નહિં, બોલ શું કામ હતું ? "

રહેમાન કંઈ જ બોલી ન શક્યો. ઉલટો પોકેપોક રડી પડયો; લાલાજીએ અનુમાન કરી લીધું કે આની મા મરી ગઈ લાગે છે, તેણે પૂછયું–

" શું તારી મા ગુજરી ગઈ ? "

" હા હજુર, આજે ત્રીજો દિવસ થયો. "

" તો મારા ભાઈ ! રડવાથી શું એ પાછી આવે તેમ હતી ? કિરતારને જે મંજુર હતું તે બન્યુ, તારે હાથે એની માટી ઠેકાણે પડી ગઈ, એ ભાગ્યશાળી થઈ ગઈ."

રહેમાને આંસુ લૂછી નાખ્યાં અને તે બોલ્યો–

" હજુર, કંઈક અરજ કરવાનો હતો, પણ કહેતાં જીભ ઊપડતી નથી, હજી પાછળનું ઋણ ચૂકવી શકયો

નથી, ત્યાં કયે મોઢે માગી શકું ? કોઇ ઠેકાણેથી એક પાઇ પણ મળવાની આશા નથી, અને કામ-એવું પડ્યું છે કે જે ન કરું તો જિંદગીભરનો પસ્તાવો રહી જાય; આપને હું કાંઇ નથી કહેતો, પણ હજુર, દયા કરો તો એમ માનીને કરો કે બસો રૂપિયાની રકમ આપ કૂવામાં ફેંકી રહ્યા છો, જો હું જીવતો રહીશ તો આપની પાઇએ પાઇ દૂધમાં ધોઇને આપી દઇશ."

લાલાજીએ રહેમાનની સામે જોયું અને બોલ્યા–

"ત્રણસોની રકમ થઇ ગઇ છે ને બીજા બસો માગવા આવ્યો છે? બે વર્ષમાં તો પાંચસોના સાતસો થઇ જશે; તેની કાંઇ ખબર છે?"

રહેમાન હાથ જોડીને બોલ્યો—

"ગરીબ પરવર! અગર ખુદા દેશે તો મારી ચાર વીઘા જમીનમાંથી એક જ વર્ષમાં પાંચસો મળી રહેશે. મુદતથી યે પહેલાં આપનાં નાણાં ચૂકતે કરી દઇશ."

લાલાજીએ બીજું ખત કરાવ્યું, આ વખતે તેણે ખર્ચની કોઈ રકમ કાપી નહિં, અને ૨૦૦ રૂપિયા ગણી આપ્યા; મનમાં રાજી થતો રહેમાન ઘેર આવ્યો; તે માતાના ઋણમાંથી મુક્ત થયો, જે માણસો લાલાજીને અને રહેમાનને ઓળખતા હતા, તેઓ તો લાલાજીની ઉદારતા ઉપર મુગ્ધ થઇ ગયા! રહેમાન ઉપરની લાલાજીની રહેમ ઘણાને ખૂંચી પણ ખરી!

[ ૪ ]

ખેતીની હાલત અનાથ બાળકના જેવી હોય છે, જ્યારે તે હવા અનુકૂલ હોય તો અનાજના ઢગલા થઇ પડે છે અને હવા-પાણી પ્રતિકૂળ બન્યાથી કપટી મિત્રોની જેમ દગો આપી દે છે. આગ, તીડ, ગરદી, ચોર વિગેરેથી બચી જવાય તો તો એને ફસલ કહેવામાં આવે છે, નહિં તો ફસલને બદલે ફેસલ બની જાય છે. રહેમાને ચાલુ સાલની ફસલ લેવા માટે રાત-દિવસ એક કરી નાખ્યાં, તેની વહુએ પણ તનતોડ મહેનત ચાલુ કરી, તેને બે નાનાં બચ્ચાઓ હતાં, તો પણ તે દરેક કાર્યમાં રહેમાનને મદદ કરવા ઊભી રહેતી. આ બધાના પરિશ્રમના સ્વરૂપે રહેમાનના ખેતરમાં શેરડી એટલી બધી વધી પડી કે—એના વાડની વચમાં હાથી ચાલ્યો જાય તો પણ તે દેખાય નહિં. આખું યે ગામ રહેમાનના વાડ તરફ જોઇને કહેતું કે આ સાલમાં પોબાર પડ્યા છે, ફેંકી દેશે તો યે વાડના સાતસોમાંથી નહિ જાય.

રહેમાન પણ બે ત્રણ વાર લાલાજીને ત્યાં શેરડી લઇને પહોંચી ગયો હતો, વાતવાતમાં તે વારંવાર કહેતો:–નામદાર! વાડ પાકે ને ગોળ તૈયાર થાય કે તરત જ કાંઈ આવશે તે આપના ચરણમાં ધરી દઇશ; આપ આપને હાથે બે-પાંચ રૂપિયા આપશો તો જ છોકરાંઓને કપડાં કરાવી દઇશ, નહિંતર આવતી સાલે વાત; દાણા-પાણી માટે તો જોઈ લેવાશે.

...પરન્તુ મનુષ્ય કંઇક અન્ય વિચાર કરે છે ને ભાગ્ય જુદો જ વિચાર કરે છે, એક દિવસ રહેમાન વાડના શેઢાપર શેરડીનાં સૂકાયેલાં પત્તાં સળગાવીને તાપી રહ્યો હતો; શીયાળાની રાત હતી, ઓઢવાનું પૂરું સાધન તો હતું નહિં, આખી રાત વાડની રખેવાળી પણ કરવાની જ હતી.

બળદો ઊભા ખેતરમાં લીલું છમ ઘાસ ચરી રહ્યા હતા, તેઓ ક્યાંય ચાલ્યા ન જાય, એટલા માટે બે-ચાર શેરડીના છોડ ભેગા કરીને તેની સાથે તેઓને બાંધી રાખ્યા હતા, અર્ધી રાત વીતી રહી હતી.

બેઠાં બેઠાં રહેમાનને ઝોકું આવ્યું, અર્ધનિદ્રિત અવસ્થામાં એ પોતાનાં બાળકોને રમકડાં આપી રહ્યો હતો!

હવાનો વંટોળીઓ આવ્યો ને રહેમાનની આગળનો આગનો ભડકો વિખરાઇ ગયો, રહેમાને આંખો ખોલીને જ્યારે વાડના સામે જોયું ત્યારે આખો યે વાડ ભડકે બળી રહ્યો હતો. તે એકદમ ઊભો થઇને દોડ્યો. વાડ તો સળગી જ રહ્યો હતો, એની એને ચિન્તા ન હતી, એને તો ચિન્તા હતી અંદર બાંધેલા બળદોની! ચારે તરફ લાગી ગયેલા અગ્નિને ન ગણકારતાં તે વાડની અંદર ઘુસી ગયો! અને જોયું ત્યાં બન્ને બળદો છેવટનો શ્વાસ લઈ રહ્યા હતા, હતાશ થઈને એ પાછો વળ્યો. ગામમાંથી માણસો પણ દોડી આવ્યાં, પરન્તુ લોલાલમ વાડને કોઇ બચાવી શક્યા નહિં! લીલી હરીયાળી રાખના ઢગલામાં ફેરવાઇ ગઇ. રહેમાનને પણ થોડી ઇજા થઇ, એ એના હાથ-પગના ફોલ્લાઓને ગણકારે તેમ ન હતો, આજે તો એના દિલમાં ફોલ્લા પડ્યા હતા! આજે એની દશા એક અનાથ-અસહાય જેવી બની ગઇ હતી! એના હાથ-પગ આજે ઢીલા બની ગયા હતા, એની પીરસેલી થાળી આજે છિનવાઇ ગઇ હતી!

એને પોતાની ફીકર ન હતી, બાલબચ્ચાંની ફીકર પણ ન હતી, ભૂખે મરવું અને અર્ધનગ્ન ફરવું એમાં તો એ અને એનું કુટુમ્બ તાલીમ પામેલું હતું, એને ફીકર હતી એના કરજની; બે ચાર જ દિવસમાં લાલાજીનો ચપરાસી આવવાનો જ હતો, એને શું મોં બતાવવું ? કદાચ વાડ બળી ગયાની તો એને ખબર પડી જશે, પણ મુદત પૂરી થઈ ગઈ છે એનું શું ?

એણે વિચાર કર્યો:–કદાચ ત્યાં જઈને લાલાજીને પગે પડીને એકાદ વર્ષની મુદત માગવી, પણ એક બીજા વિચારે તેને પાછો વાળી દીધો, એથી તો વ્યાજના નવસો થઈ જવાના અને એમાં તેઓ અદાલતે ચડે તો !......એક હ...જા...ર પૂરા !......પછી ક્યા ઝાડેથી એ હજાર રૂપિયા આપી દેવા ! બાપ રે બાપ ! એથી તો મરણ સારું ! અને ક્યાંક કેદ...થાય...તો ! આ વિચારે એ ધ્રૂજી ગયો !

બીચારા લાલાજી કેવા ભલા આદમી છે ! ત્રણસો રૂપિયા તો અહીં જ ગયા હતા, ને બીજા બસો કાઢી આપ્યા ! પચાસ રૂપિયાના વ્યાજથી પણ મને ફોગ આપે એમ હતું ? હવે તો મારી ઇજ્જત ખુદાતાલાને હાથ છે.

સવારનો વખત હતો. પોતાના ખેતરની બરાબર સામે તૂટીફૂટી ઝૂંપડીની આગળ ઊભો રહીને રહેમાન પોતાની બરબાદીનું દસ્ય જોઈ રહ્યો હતો; જાણે એ આગના ભડકાઓ,બુઝાઈ બુઝાઈને પોતાના અંતઃકરણમાં લાગી રહ્યા હતા, એના સ્વરૂપે હતા એના અંતરના ઊના ઉચ્છ્વાસો અને આંખોમાં ચોધાર આંસુધારા; છતાં એ આંસુધારા એના અંતરની આગ બુઝાવવામાં આજે અસમર્થ હતી.

એણે ખેતરની પશ્ચિમ દિશામાં જોયું, ત્યાં લાંબી લાકડી લઈને ચપરાસી ચાલ્યો આવતો હતો, એને જોઈને રહેમાનના પ્રાણ સૂકાવા લાગ્યા ! "યા ખુદા ! યા રહેમાન ! હવે રહેમ કરજે; ક્યાંક આ ચપરાસી આવતાં વાર જ મારો બાંધવા ન લાગી જાય !"

ચપરાસીએ આવતાં વાર જ નિશ્ચલ ઊભેલા રહેમાનનો હાથ પકડ્યો, અને જરા હલાવીને તે કહેવા લાગ્યો:—

"કેમ રે બેઈમાન ! પચાવી પાડવાનો વિચાર છે કે શું ? અઈ કાલે મુદત વીતી ગઈ, છતાં મોં પણ બતાવવા આવતો નથી ? શું હજી હજુરને ઓળખતો નથી, તેઓ ક્યાંક કોર્ટે કરી બેસશે તો શું કરીશ ?"

રહેમાન કંપી ગયો, વિચારતંદ્રામાંથી જાગૃત થઈને તે બોલ્યો:–

"જુઓ છો ને ભાઈ ! મારી આ કમનસીબી !"

ચપરાસીએ દમ ભરાવ્યો –"હાલ હવાલ જાણવા એ મારું કામ નથી, સીધી રીતે પૈસા,આપી જા, તારા ખેતરનો કાંઈ અમે ઠેકો–ઇજારો નહોતો લીધો, હવે તો બધો જવાબ હજુરને આપજે, ચાલ–"

કહીને તેણે રહેમાનને ઉપાડ્યો; પાઘડી બાંધવાનો યે વખત રહેવા ન દીધો ! એ મૂર્ખ–ચપરાસીને એનું કાંઈ સાંભળવાની ફુરસદ પણ ન હતી !

[ ૫ ]

ચાર કોસનો રસ્તો કપાઈ ગયો, રહેમાને એકવાર પણ માથું ન ઊંચકાવ્યું; ઊંડે ઊંડે એના હૃદયમાં "યા અલી ! મદદ કરજે" એટલું જ મુશ્કેલીથી બોલાયા કરતું હતું, હવે એનો એક જ આધાર હતો, જો એવા શબ્દો એના આર્ત અંતઃકરણમાં ન હોત તો એ કદાચ રસ્તામાં જ બેભાન થઈને પડી જાત, જ્યારે મનુષ્યની હાલત બહુ ગંભીર હોય ત્યારે 'निरबलके बल राम' સિવાય બીજો આધાર પણ ક્યો હોય ?

લાલા દયારામજી આંગણામાં ટહેલી રહ્યા હતા, આવતાં વેંત જ રહેમાને એના ચરણોમાં પાઘડી નાંખી દીધી, એની આંખમાંનાં આંસુઓનું સ્થાન હવે માત્ર આર્દ્રતાએ લીધું હતું, લાલજીએ પોતાને જ હાથે રહેમાનને ઊભો કર્યો, અને કહ્યું:—

"શુ છે રહેમાન ? બધી ખેરડી બળી ગઈ ? અને બળદો પણ ?"

"હજુર, સાંભળી ચૂક્યા છો કે શું ! શું કહું સરકાર ! મારાપર આફતનો ડુંગર પડી ગયો છે, બીજું કાંઈ નહિ, જો વાડ બચી ગયો હોત તો હું આપનો કરજદાર મટી જાત, પાઈએ પાઈ ચૂકાવી દેત, અને મારાં બચ્ચાંઓ........."

રહેમાન કાંઈ આગળ બોલે તે પહેલાં તો લાલાજી તાડૂકી ઊઠ્યા.

"......હવે શું વિચાર છે ? રૂપિયા આપી દેવા છે કે કેદખાનાની હવા ખાવી છે ?"

"આપ જે કાંઈ કરવા ધારો તે કરવા મુખત્યાર

છો. હું જ કમનસીબ છું, મેં બે વાયદાઓ કર્યા તેમાં હું જ ખોટો પડયો, ઓછામાં ઓછી મારી હવે એક જ અરજ છે, મને એક વરસ બચાવી લો, આ વખતે વાયદો નહિ કરું, ઉપરે મારો......"

"હાં...હાં, શું કહે છે, તારાં? શું તારાં! હવે ટૂંકામાં પતાવી દે ને, તારી છેલ્લી ઉમ્મીદ શું છે?"

લાલાજીના શબ્દોમાં જાણે બળી ગયેલી શેરડીનો રસ ટપકતો હોય, એવું રહેમાનને લાગ્યું, તે હાથ જોડીને બોલ્યોઃ-

"મારો છેલ્લીમાં છેલ્લી અને મોટામાં મોટી ઉમ્મીદ એ જ છે કે હું આપનો કરજદાર ન રહું, સરકાર એક વરસ..... "

"તો સમજી લે રહેમાન, તું કરજમાંથી મુક્ત થઈ ગયો." લાલાજીએ રહેમાનની પીઠ થાબડી.

"પણ કેવી રીતે સરકાર! હું એક પાઈ પણ સાથે લાવ્યો નથી."

"રહેમાન તું મારો કરજદાર નથી, આજે ૪-૫ વર્ષથી, હું તારો જ કરજદાર બની બેઠો છું."

લાલાજીના શબ્દોનું રહસ્ય સમજવાની રહેમાનમાં શક્તિ ન હતી, એ તો ખુલ્લી આંખોએ લાલાજીના સામે જોઈ જ રહ્યો હતો, લાલાજી બોલી રહ્યા હતા.

"રહેમાન! હવે કરજની ચિન્તા કરવાનું કાંઈ કારણ નથી, એ તો ભરપાઈ થઈ ચૂક્યું-ક્યારનું થઈ ચૂક્યું, લે આ તારા ખાતાનાં પાનાઓ." કહીને લાલાજીએ ચોપડીમાંથી રહેમાનના ખાતાવાળાં પાનાં પર ચોકડી મૂકી દીધી.

"સરકાર, એમ ન કરશો, આપને હું નહિ આપું તો આવને જન્મે આપવું પડશે."

લાલાજી હસીને બોલ્યાઃ—

"રહેમાન, બધા જન્મના કરજમાંથી આજે તને છૂટો કરું છું, કરજદાર લોકો કરજ કરતી વખતે જેટલી ગરજ બતાવે છે તેટલી જ એની દાનત બૂરી હોય છે, દરેક વખતે એ જુદાં જુદાં બહાનાં જ કાઢતા હોય છે, ખરી રીતે તો એ બહાનાં નામનાં જ હોય છે, મને એવા 'ગરીબ-બદમાસ' ઉપર ચીડ છે, પરંતુ મેં દરપળે તારી પરીક્ષા કરી છે. તું પાકો ઈમાનદાર છે.

અને સાચું કહું તો રહેમાન, તું મારો કરજદાર જ નથી રહ્યો, હું તારો કરજદાર બની બેઠો છું. તારી લછમી ગાય હજી મારી પાસે કાયમ છે, તેણે મને આજ દિવસ સુધીમાં ઓછામાં ઓછું આઠસો રૂપિયાનું દૂધ દીધું છે, મેં ગરીબોને છાશ આપી એ જુદી, અને ઉપરાન્ત સંગાના-મોટા બે વાછડા તો ખેતીમાં લઈ શકાય તેમ તૈયાર જ છે.

મને ખબર છે કે તેં પંદર રૂપિયા નુકશાન વેઠીને કસાઈઓના હાથે ચાલી જતી એ ગાય મને આપી હતી, જો પંદર રૂપિયા વધારે લઈને તેં આ ગાય કસાઈઓને આપી હોત તો મને આ ગો-સેવાનો અને બીજો લાભ કયાંથી મળત!

જ્યારે આટલી ગરીબીમાં પંદર રૂપિયાની કદર ખાઈને પણ તેં તારો ધર્મ બજાવ્યો, ત્યારે તારાથી લાખો ગણી મિલ્કત ધરાવનારો હું ચારસો રૂપિયા જેવી મામુલી કદર ખમવા જેટલી ફરજ પણ બજાવી ન શકું!

મેં જે રૂપિયા આપ્યા હતા, તે તો ધર્મના કામમાં વાપરવા જ આપ્યા હતા. હું બધી તપાસ ઝીણવટથી કરાવતો રહ્યો છું કે, એ રૂપિયાનો દુરુપયોગ થયો જ નથી વળી મારે ત્યાં એક જ નાનો પુત્ર છે, અને તારે ત્યાં બે-ત્રણ બચ્ચાં છે, તારી પાસે તો આજીવિકાનું સાધન પણ નથી.

હવે રહે છે બીજી વાત, પ્રથમના બે વાછડાઓ ખેતીના ઉપયોગમાં આવી શકે તેવડા મોટા થઈ ગયા છે, તું એને કેળવીને ખેતી ચલાવજે, અને આ બસો રૂપિયા વધારાના પણ લેતો જા, એનાથી આખું વર્ષ તું અને તારાં બચ્ચાંઓ નભી શકશો. હવે હું અને તું બન્ને સરખા થયા, કોઈ કરજદાર ન રહ્યું, ખરેખર ભાઈ રહેમાન, તું શરીફ આદમી છે, તારા જેવાઓને મદદ આપવા માટે હું હમેશાં તૈયાર જ છું," કહીને લાલાજીએ બે મોટા વાછડાઓ અને બસો રૂપિયાની રકમ રહેમાનને સોંપી દીધી.

રહેમાનને આ વખતે આભારના શબ્દો તો આવડી ન શક્યા, પણ જાણે કોઈ જુગજુગના આભારના ચોપડા ઉકલતી હોય તેવી તેની આંખો આભારદર્શક બિંદુઓ સારી રહી હતી. તેને લાલાજીને બદલે પોતાની સામે કોઈ દેવદૂત ઊભો હોય તેમ લાગતું હતું તે લાલાજીના પગમાં પડી ગયો અને બોલ્યોઃ—"છતાં સાહેબ, કરજદાર તો......"

—તેને બોલતો અટકાવીને લાલાજીએ કહ્યું-

"કરજદાર તો હજી હું જ છું."

ખરેખર મનુષ્ય ધર્મનિષ્ઠ અને ઉદાર હોય તો તે દેવદૂત જ છે, અને અધર્મી તેમજ કંજુસ હોય તો તે શયતાન છે.

આમ સત્યનિષ્ઠા અને ગોભક્તિનો બદલો રહેમાનને અને લાલાજીને-બન્નેને મળ્યો, ત્યારથી રહેમાન ખુદાનો અને લાલાજીનો અંતઃકરણપૂર્વકનો પૂજારી બની ગયો છે.

સંપૂર્ણ.

# "શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય"

:o:

લેખકઃ—શ્રી ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી. "કાસાર" મુ. સરખેજ અમદાવાદ.

શ્રી સાગર મહારાજ અમદાવાદની પાસેના સરખેજ ગામના વતની હતા. તેમનું મૂળ નામ શ્રી જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી, જ્ઞાતે મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ; તેમનો જન્મ તા. ૭ ફેબ્રુઆરી ૧૮૮૩ મહોદય પર્વના રોજે થએલો. તેમનું જીવનકાર્ય સંપૂર્ણ થતાં તા. ૧૭ ઓગસ્ટ ૧૯૩૬ ને રોજે આ ફાની દુનિયાનો ત્યાગ કરી તેમની પરમપ્રિય શ્રી પરમાત્મા—શ્રી પરિબ્રહ્મ નારાયણની ગોદમાં ત્રેપનમેં વર્ષેજ સમાઈ ગયા, તેમને એક સત્પુત્ર નામે શ્રી યોગીન્દ્ર એમ. એ. થએલ છે, ને તે હાલ વડોદરા રહે છે. તેમના ભાઈ તે શ્રી કવિ "કુંજ" શ્રી ચિમનલાલ દામોદરદાસ ત્રિપાઠી તે હાલ અમદાવાદમાં છે. તેમના બીજા ભાઈ શ્રી મણિભાઈ દામોદરદાસ ત્રિપાઠી તે હાલ પાલનપુર સ્ટેટમાં સારા માનનીય હોદ્દા પર નોકરી કરે છે.

શ્રી સાગર મહારાજ, દેવપુરુષ, સમર્થ તત્ત્વજ્ઞાની, પરમ પ્રેમસ્વરૂપ પ્રણેતા, ને પ્રેમધર્મની પુણ્યશ્લોક પ્રતિકૃતિ હતા. તેમનાં કાવ્યો પ્રેમરંગથી રંગાએલાં, સત્ય ભાવના પ્રેરનારાં, શુદ્ધ સાચાં માર્ગદર્શી, નીડરપણે સત્યને સમજાવનારાં, ભૂલ્યાંને ભાન કરાવનારાં, પરિબ્રહ્મ પરમાત્માની પ્રેમલીલા પ્રસરાવનારાં ભજનો જ કહી શકાય.

કાવ્યો-કવિ તરીકે ગણાવા લખવું, એ એક જુદી વસ્તુ છે, ને સ્વાભાવિક જ્ઞાનના ઉછાળા મારતાં, સ્વયંભૂ સ્ફૂર્તિથી સરીપડતાં હૃદયનાં ઝરણાં કવિતારૂપે રૂપાન્તર પામે તે વસ્તુ જૂદી છે. પૂર્વ જન્મના સંચિતથી અંકિત થએલા જ્ઞાનના મહાસાગર સ્વરૂપે તે જન્મેલા જ. તે તેમની ઘણી જ નાની જીન્દગીથી તેમણે બનાવી આપેલું. સાધારણ ઇંગ્લીશની મેટ્રીક સુધીનું તેમનું ભણતર હતું, છતાં એક સારામાં સારા ગ્રેજ્યુએટના જેવો તેમનો ઇંગ્લીશ ભાષા પર કાબુ હતો. શરીરબળ કરતાં હૃદયબળ એટલું બધું મજબુત હતું કે તેમની ભાષામાં શબ્દે શબ્દે ભાવવાહી નીડર આત્મબળ ઓપતું હતું. તેમની તત્ત્વચિંતનની એટલી બધી ઓજસ્વતા હતી કે મહાન્ મહાન્ જુદી જુદી સત્ય શોધનારી વ્યક્તિઓ તેમની આગળ મહાત થઈ જતી હતી. ને તેમની સચોટ શુદ્ધ ધર્મભાવના પ્રેમાંકિત થએલી તલ્લીનતા મિશ્રિત, સ્નેહ ભક્તિની સતત અમી વર્ષતી વાણીથી અંજાઈ "ૐ પ્રભુજી" ના શબ્દોચ્ચાર સાથે, પ્રેમમય પૂજ્યભાવ પ્રાપ્ત કરી લેતી હતી.

તેમની સાથેના સહેવાસીઓ તેમની મસ્તી ભરેલી દેવવાણીથી પોતાનો દેહાધ્યાસ ઘડીભર માટે તો ત્યાં વીસરી જતા હતા. ને આત્મજ્ઞાન જેવી અમૂલ્ય વસ્તુ અમીદૃષ્ટિના નેત્રપલકારામાં જ પ્રાપ્ત કરી લેતા હતા.

જન્મથી જ વ્યાવહારિક કાર્યો તરફ ઉદાસીનતા સેવનારા, સત્યની શોધમાં દિવસ યા રાત્રિ સતત્ શારીરિક શ્રમની દરકાર કર્યા સિવાય, પ્રેમભરેલી દિવ્ય લગની લાગી જતાં, એકધારું પ્રેમ ભજન કરનારા, ને સ્નેહીઓ, પ્રેમીઓ, પ્રભુભક્તો, ને પવિત્ર પરમાત્માના પ્રભાવનું પુણ્યમય પય પાઈ, આત્મભાન કરાવી, જન ઉદ્ધાર અર્થે સતત લાગણીથી ભારપૂર્વક સત્યને સમજાવનારા, પુણ્યાત્મા એ દેવ હતા.

સોનાને ઓપ ન હોય! ને મારા નાના મોઢે તેમની અગાધ શક્તિનું બ્યાન ન કરી શકાય. તે તો "અગધિ અપાર—સ્વરૂપ મમ લહેરી" જેવું જ છે. પણ યથાશક્તિ તેમનાં પરમ પવિત્ર પ્રેમમય ભજનોમાંથી પ્રેમનું પયઃ પાન કરવા ધારી, પ્રેમસ્વરૂપ પરમાત્માને ઓળખવા પ્રયાસ કરીએ તો તેવી મુમુક્ષુતા ભરેલી વૃત્તિ, જીવનનું સાફલ્ય ગણાય તેમ માનું છું. તેથી જ પરમાત્માનાં દર્શન કરવા-કરાવવા પ્રેરાઉં છું. બન્ધુઓ!! ચાલો!! આપણે હવે તે તરફ પ્રયાસ કરીએ. શ્રી ૐ પ્રભુજી!! આપણને સહાય કરશે જ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે:—

મારામાં ચિત્ત પ્રોએલા, એવાને અલ્પ કાળમાં,<br>
ઓધ્ધારૂં છુંજ, "હું" પાર્થ, મૃત્યુ ને વિશ્વ સિન્ધુથી.

શ્રીમદ્. ભ. ગી. ન્હાનાલાલ.<br>
સમશ્લોકી અ. ૧૨. શ્લો. ૭.

વળી યાદ લાવીએ કે:—

જરા મૃત્યુથી મૂકાવા, મથે જે આશ્રયી મને,
તે જાણે એ ' પૂર્ણબ્રહ્મ' કર્મ અધ્યાત્મ આખું એ.
( શ્રીમદ્. ભ. ગી. ન્હાનાલાલ.
સમશ્લોકી. અ. ૭ શ્લોક. ૨૯ )

એમ સમજી આપણે શ્રી ' સાગર ' મહારાજનું જીવનકવન અવલોકીએ તો તે પ્રભુપ્રીતિમાં તલ્લીન રહેનારા, આખો દિવસને રાત્રિ ભજનની ધુનમાં જ. ઈશ્વર સ્વરૂપના આત્મજ્ઞાનની જાગૃતિ સાથે પોતાની પ્રેમમય ધુનમાં જ જીવન ગાળનારા હતા, ખરેખર ! એ દેવ હતા, મહાત્મા જ હતા.

ઘણા જ પરિશ્રમે પ્રાપ્ત થએલો, પોતાનો આધ્યાત્મિક અનુભવ. તે સતત અવિભાજ્ય દૃઢતાથી વદતા હતા કે'—

હું આત્મા છું ! હું આત્મા છું !
હું કેવલ શુદ્ધ આત્મા છું !
નિરાકારે બધામાં છું ! !
'હું' આત્મા છું ! હું આત્મા છું !
નથી હું શરીર કે ઈન્દ્રિ !
નથી મન કે મનોવૃત્તિ !
નથી હુંકાર કે બુદ્ધિ ! !
'હું' આત્મા છું ! હું આત્મા છું !
નથી ભૂપ યા ન ભીખારી,
નથી ઘરકે ન ઘરબારી !
નથી નર કે તથા નારી,
'હું' આત્મા છું ! 'હું' આત્મા છું !
નથી ધન, માલ કે મિલ્કત,
નથી હું આબરૂ ઈજ્જત,
અહા આનંદ ! ચેતન સત,
'હું' આત્મા છું ! હું આત્મા છું !
નથી 'સાગર' નથી હું નહી !
અસંસક્તિ ! નિજાનંદી !
સદાશિવ, ઘન, સદા શક્તિ,
'હું' આત્મા છું ! હું આત્મા છું !
( દિવાને સાગર. પૃ. ૧–પૃ. ૩૭૭ )

અહો ! આત્મજ્ઞાન પ્રાપ્ત થએલી પ્રેમવાણી કેવી શુદ્ધરૂપે આ ગઝલમાં પ્રકાશી રહી છે !

તેમને એ તો સમજાયું જ હતું કે-પાંચ ફુટના શરીરમાં સમાઈ રહેલો 'હું' જીવ નથી, પણ સર્વવ્યાપી, બ્રહ્માંડાવિર્ભત હું આત્મા છું ! ! હું પુરુષ નથી, હું ઘરનો માલિક નથી, હું તવંગર એક આબરૂદાર ગૃહસ્થ નથી, હું આ લોહી–માંસનું શરીર યા ઇંદ્રિયો નથી. હું તો શુદ્ધ–આત્મા જ છું : બ્રહ્મ છું ! પરિપૂર્ણ પરમાત્માનું સ્વરૂપ જ છું ! ૐ !

આ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મુમુક્ષુઓને સમજાવ્યું છે કેઃ—

ઝીણું ઝીણું મન કરવું, અલખના જોગી !
ઝીણું ઝીણું મન કરવું !
મનને પકડવું ને વાળવું પાછું !
શુદ્ધ સ્વરૂપે ઠેરવવું હો જોગી !
ઓળંગી ભાત, બ્રહ્માત્મક ઘાંટી !
'પીત સળંગ ઓળખવું' હો જોગી !
માયાની ઉપર મૂકવું મીંડું,
લક્ષમાં અક્ષર લખવું હો જોગી !
રસબસ 'સાગર રાજ' વિલસતો,
આઠે પહોર હરખવું, હો જોગી !
( દિવાને સાગર-પૃ. ૧–પૃ. ૩૭૧ ).

મનુષ્યનો મોટામાં મોટો શત્રુ મન છે. તેને જો જીતીએ ને કાબુમાં રાખીએ, તથા તેના ઉપર સામ્રાજ્ય ભોગવીએ તો તે મનુષ્યજીવનની મોટામાં મોટી જીત છે મનને અવળે રસ્તે જતું અટકાવી, શુદ્ધસ્વરૂપ પરમાત્મચિન્તનમાં લગાડવાથી તે પરમ મિત્ર બની જાય છે.

આ આખી આલમ જુદા જુદા સ્વરૂપે દેખાય છે, તે તેવી નથી; પણ શુદ્ધસ્વરૂપે પરમાત્મમય છે. જેમકે એક ચિત્રપટ ઉપર દેવ, રાક્ષસ, ગાય, વાઘ વિગેરે ચીતર્યાં હોય, ને ખરેખર તે તે સ્વરૂપે આંખને દેખાય, પણ તે વિચારી જોતાં ખરેખરાં તે તેવાં સાચાં જ નથી. વાઘને અડકીશું તો તે ઘૂરકતો નથી, ગાયને પાણી ધરીશું તો તે પીતી નથી, રાક્ષસને છંછેડીશું તો તે સામો થતો નથી, કારણ કે તે તો ચિત્રપટ જ છે તેમાં તો તે દેખાવ જ છે. ખરેખરું સાચું તો તે કપડું જ છે. સુતરના તાણા વાણાથી બનેલું તે જુદી જુદી ભાત બતાવનારું કપડું જ છે. એમ આ આખી આલમ બ્રહ્મ સ્વરૂપે છે; ને ભાસ સ્વરૂપે તે જુદી જુદી વ્યક્તિરૂપે ભાસે છે. પણ તેમાં ખરેખરું :સત્ય પરિપૂર્ણ પોતે જ છે. આ જ્ઞાન

શ્રી સાગર-મહારાજને અનુભવસિદ્ધ પ્રાપ્ત થએલું આપણે પ્રમાણી શકીએ છીએ; કારણ કે એ ખરેખર તત્ત્વજ્ઞાની મહાત્મા જ હતા. તે આપણને વળી એક ભજનમાં એવું જ કંઇ સમજાવે છે.

"સનમના ઘરનું પ્રભાત" લખી તેમણે જિજ્ઞાસુ મુમુક્ષુઓને માર્ગ સરલ કરી આપ્યો છે કે—

પિંડ બ્રહ્માંડ આ, એકનો મૂળમાં.
સ્થૂલમાં રૂપ જુજવું જણાતું.
જેમ નર, નાર, પશુ, પક્ષી, તરુવર, સહુ,
ચિત્રપટ એક ભીતર વણાતું.

આ આખું બ્રહ્માંડ ખરેખર એક જ પરિબ્રહ્મ પરમાત્મમય જ છે. મમતાની-અજ્ઞાનતાની દ્રષ્ટિએ જોતાં જુદું જુદું ભાસે છે, તે બરાબર ખરું નથી. તે સમજાવતાં દાખલો આપે છે, કે એક ચિત્રપટ—"જુદાં જુદાં ચિત્રોવાળો પડદો," જોતાં સ્ત્રી-પુરુષ, ગાય, પક્ષી, ઝાડ, વિગેરે તેમાં ચિત્રોરૂપે જૂદાં જૂદાં દેખાય છે; પણ તે પુરુષ, પુરુષ નથી, સ્ત્રી, સ્ત્રી નથી. ગાય દૂધ આપતી નથી; ને પક્ષીઓ ગાયા કરતાં ઊડી જતાં નથી; કારણ કે તે સાચાં જ નથી. તે તો તેનાં જ ચિત્ર છે; પણ ખરેખર જોતાં તે બધું સુતરના તાણાવાણાથી, વણનારની ચતુરાઇથી ઉત્પન્ન થએલો દેખાવ જ છે. તેને પીંખી નાખો! પીંખી જુઓ! બરાબર તપાસ કરી જુવો, તો તે સુતરના દોરા જ છે-સુતર જ છે. એમ આ આખું વિશ્વ દેખાય છે તેવું નથી; પણ તે તો વિચારી જોતાં ખરેખર પરમાત્મમય જ છે, પ્રભુ જ છે. જ્યાં ને ત્યાં તે સચરાચર વ્યાપ્ત છે. તેના સિવાય કોઈ જ નથી. વળી આગળ સમજાવે છે કેઃ—

જ્યાં લગી વાસના બીજ બળતું નથી,
ત્યાં લગી જીવપણું ના તજાતું;
જેમ છે તેમ નીજરૂપ અવલોકવા,
નેત્ર નવ સ્થૂલની પાર જાતું.
પિંડ બ્રહ્માંડ આ-

જ્યાંસુધી વાસના-ઇચ્છાનું બીજ 'હું' અને "મારૂં" એ બળતું-મરતું નથી, ત્યાંસુધી જ 'હું' જીવ છું', 'હું' માણસ છું', 'હું' રાણો છું', એમ રટ્યા કરે છે, ને તે અજ્ઞાનતાની માયાથી જ. જે સાચું છે, ખરેખર છે, તે તેવું પરમાત્માનું વિશ્વરૂપ-સચરાચર વ્યાપેલ બ્રહ્મસ્વરૂપ જોવાને આંખો આ સ્થૂલ સૃષ્ટિ છોડી આગળ વધી શકતી નથી-વિશ્વરૂપ દર્શન કરી શકાતી નથી.

સતત અભ્યાસ વીણ, પ્રેમ વૈરાગ્ય વીણ
જ્ઞાન ચૈતન્ય અમી, ના પીવાતું;
બ્રહ્મ અર્ધાલિંગીતું પૂર્ણ પ્રાકટ્ય નવ
લિંગના ભંગ વીણ અનુભવાતું;
પિંડ બ્રહ્માંડ આ-

પ્રભુના વિશ્વરૂપનાં દર્શન કરવા માટે તો પ્રેમથી તરબોળ થએલો માયાને ફીટાવનારો વૈરાગ્ય જોઈએ ને તેવા પ્રેમ ભરેલા વૈરાગ્યમાં એક 'તુંહિ' 'તુંહિ' નામના સતત અભ્યાસ સાથે દેહાધ્યાસ દૂર થઇ જવો જોઈએ. એ સિવાય અમૃતમય ચૈતન્યપ્રભુ—સાક્ષાત્ નિરંજન નિરાકાર પરિબ્રહ્મ પરમાત્મા જે સચરાચર વ્યાપેલા છે, અને જે એક જ ઠેકાણે કેન્દ્રિત થએલ નથી, તેવા શ્રી વિશ્વવ્યાપી પરમાત્માનું ભાન—જ્ઞાન થઈ શકતું નથી.

એક કેન્દ્રાભિમુખ થાય રવિરશ્મિ ત્યાં
જ્ઞાનના અનલનું બલ ગણાતું;
એ જ બ્રહ્માગ્નિથી દેહને બાળતાં
સહજ બ્રહ્માંડનું પાન થાતું;
પિંડ બ્રહ્માંડ આ-

શ્રી પરમાત્મા તરફ સતત અસ્ખલિત દ્રષ્ટિ એક જ ધ્યાનથી બંધાય, અને તે સ્વરૂપમાં જ દ્રઢ ચોંટી જાય, બીજું કાંઈ પણ તેની નજરે ન આવે, એક જ પરમાત્માને જ જોયા કરે, ત્યારે જ શુદ્ધ જ્ઞાનનો પ્રખર અગ્નિ પ્રગટ થાય છે. ને તેનો પ્રતાપ વધતો જાય છે, અને તે જ દિવ્ય જ્ઞાનાગ્નિ-બ્રહ્માગ્નિથી "હું" પણું વિસરાઈ જતાં, આખું બ્રહ્માંડ દ્વૈતભાવથી જોવું ભૂલાઈ જાય છે ને સહજ સ્વભાવે સહેલાઈથી પરમાત્માના વિશ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

તન ગુરુ ચરણમાં, મન ગુરુ વચનમાં,
જીવ ગુરુ શરણમાં અર્પી રહેવું;
ત્રિગુણપદ તારણી સનમ સાગર તણી,
ગુરુ મુખે જાણી ઘર ઝીલી લેવું.
પિંડ બ્રહ્માંડ આ-

(દિવાને સાગર પુ. ૧. પૃ. ૩૬૭)

આતુરતાવાળા શ્રદ્ધાળુ મુમુક્ષુએ તો સતત શ્રદ્ધા સાથે સદ્ગુરુના ચરણમાં પોતાનું શરીર ધરી દેવું જોઈએ. મનને ગુરુજીના વચનમાં જ જોડી દેવું

જોઈએ. આવી સદ્‌ગુરુ તરફ અગાધ શ્રદ્ધા રાખી, તેમના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી, ત્રણે ગુણોથી પર, "સાગર મહારાજની સનમ." પરમાત્મા-વિશ્વાત્માની સાથે સાચું સ્થાન છે તેને જાણી લેવું જોઈએ.

બ્રહ્માંડાધિભૂપ, વિશ્વંભર, વિશ્વવ્યાપી, પરિપૂર્ણ નારાયણને જ "સાગર મહારાજ" "સનમ" ઉપ નામથી સંબોધતા હતા, તે તેમની જ નીચેની બેતથી સિદ્ધ થાય છે.

હર ચીઝમાં હરદમ દીપે, ઝળકે સનમ સરકારના
'સાગર' અગર ગાજી રહ્યો, હાં, સૂર શો ૐકારના
(દિ. સા. પુ. ૧, પૃ. ૪૯૮)

એથી પણ વધુ સ્પષ્ટ થાય તેવી એક ગઝલ આપણે જોઈએ.

"સનમનું નામ"

નામ છે, નામ છે, નામ છે રે
મારી સનમનું 'ૐ' 'ૐ' નામ છે...નામ છે–
જેના સ્મરણમાં "હું" મુજને ભૂલું છું
મારી એ યાત્રાનું ધામ છે રે...મારી–
પ્રીતિ એ જ ભક્તિ અને પ્રીતિ એ જ જ્યોતિ
પ્રીતિમાં મુક્તિનો મુકામ છે રે...મારી–
મીઠી મઝાઓને, મીઠડું દરદ બસ
એમાં ગમીને તમામ છે રે...મારી–
સાગર સુખી, સુર, ગુરુ પ્રતાપે
સાજનની ધૂનમાં આરામ છે રે...મારી–
(દિ. સા. પુ ૧, પૃ ૨૯૬)

તેમનાં ઘણાં કાવ્યો સૂફિઝમ ને મળતાં છે "ગુજરાતી ગઝલી સ્થાન"ના દિબાચામાં સ્પષ્ટ સમજાવે છે કે:—

"તાત્પર્ય એ છે કે, સૂફી આશક ક્રમે ક્રમે પોતામાંની વાસનાઓનો ક્ષય કરીને મુક્ત થવા તરફ નિશાન રાખવું જોઈએ. તેણે "સાકી" થવું જોઈએ. આસપાસની તમામ સ્થિતિઓથી અલિપ્ત-શુદ્ધ-પ્રેમસ્વરૂપ, બનવાને જ મથવું જોઈએ. અનેક બાબતો તરફ ભટકતી વૃત્તિવાળું ચિત્ત પ્રેમયોગ માટે નાલાયક છે."

(ગુ ગઝલી સ્થાન પૃ. ૨૯)

"તપ અને યોગ દ્વારા, "સૂફી" "સ્થૂલેચ્છાઓને ક્રમે ક્રમે જીતવા મથે છે અને "માટીનું શરીર માટીનું જ છે." જે પદાર્થોમાં સુખ માનવામાં આવે છે, તે પણ માટીના શરીરની પેઠે માટીના જ છે. અને હકીકતમાં માટીની કશી જ મગુના નથી, એ વાત તેના હૈયામાં કાયમને માટે લખાઈ જાય છે.

(ગુ ગઝ. પૃ ૨૧)

"સૂફીઓ" માને છે, કે આત્માથી પરમાત્મા અભિન્ન છે. જીવાત્મા ઈશ્વરમાંથી બનેલો નહિ, પણ ખૂદ ઈશ્વરનો બનેલો છે. અને અગ્નિની ચીનગારીઓ મૂળ અગ્નિથી જેમ જુદી નથી. સમુદ્રના તરંગો જેમ સમુદ્રથી જુદા નથી, તેમ જીવાત્મા પરમાત્માથી જુદો નથી. એવો "સૂફીમત" તત્ત્વ સિદ્ધાન્ત છે.

(ગુ. ગઝ. પૃ. ૧૫)

વળી સાગર મહારાજ "પ્રેમધર્મ" વિષે સમજાવે છે કે,–"પ્રેમધર્મનું શાસન જ માનવ જાતિના જીવનનું મૂળ તત્ત્વ છે.

* * *

પરમાત્મા પ્રેમ સ્વરૂપ છે. અને તેની પ્રાપ્તિ ભક્તિ દ્વારા જેટલી સરળતાથી થઈ શકે, તેટલી કેવળ જ જ્ઞાન કે યોગ દ્વારા થઈ શકે નહિ. એ વાત ચોક્કસ ભાર મૂકીને દુનિયાને વારવાર મહાત્માઓ જણાવે છે.

(ગુ ગઝ પૃ. ૨)

## નવલું વ્હાણું



રશ્મિમ્

તારી રચના નાથ! ન જાણું,
નિશદિન નયને આંસુ આણું—તારી૦

અંધારી રજની નવ ખૂટે,
સંવેદનથી સૌ રગ તૂટે,
ઉરમાં બાંધી હિંમત છૂટે,
શી વિધ જગમાં જીવન માણું?—તારી૦

ઠેલાં ખાતો, હું મારગમાં,
ઝળકે મોતી મારાં દગમાં,
ઊભરે છે અંધારું જગમાં,
ક્યારે ઊઘડે નવલું વ્હાણું?—તારી૦

એક જ આશા, –નયનપિપાસા,
તારા દર્શનની અભિલાષા,
સુણવી તવ મુખની નવ ભાષા,
સાંભળવું, શિવસુન્દર ગાણું,—તારી૦



# કોઇની વસ્તુ પાછી આપવામાં દુઃખ શાથી?

એક ઘણી જ શાન્ત અને વિવેક-વિચારવાળી સ્ત્રી હતી. આ સચરાચર જગત્ અનિત્ય છે, તે એ સારી રીતે જાણતી હતી; પરન્તુ તેનો પતિ મોહમયી માયામાં લપટાયેલો તેમજ સાધારણ વસ્તુ-વાતોને લઈને ખિન્ન થઇ જતો અને રહેતો: પણ પત્ની તેના વિવેકને જાગ્રત્ કરવા વારંવાર પ્રયત્ન કરતી હતી.

એક વખત તે સ્ત્રીનો એકનો એક લાડકવાયો પુત્ર એકદમ બિમાર પડયો અને જોતજોતામાં મરણને શરણ થયો. તે સમયે તેનો પતિ બહાર ગયેલ હતો. સ્ત્રીએ વિચાર કર્યો કે સાંજે ઘેર આવશે તો તેમને આથી ઘણું દુઃખ થશે અને ઘણા અધીર થઈ જશે એટલા માટે એમને સમજાવવા પહેલેથી કોઇ યુક્તિ રચવી જોઇએ. મનમાં કંઈક વિચાર કરીને પુત્રની લાશને કપડાથી એ પ્રમાણે ઢાંકી દીધી કે જેથી ઊંઘી રહેલો જણાય. સાંજે જ્યારે એનો પતિ ઘેર આવ્યો ત્યારે તેણે કહ્યું કે 'આજે તો ઘરમાં ઘણો ઝઘડો થઈ ગયો, સારો ય દિવસ નકામો ગયો'

પતિએ આશ્ચર્યથી પૂછ્યું, 'ઝઘડો શાથી થયો અને કોની સાથે?'

સ્ત્રીએ કહ્યું—કેટલાક દિવસ પહેલાં હું આપણી પાડોશણની પાસેથી એક કિંમતી ઘરેણું લાવી હતી. આજે તે મારી પાસે ઘરેણું માગવા આવી, તો મેં કહ્યું કે—'હું ઘરેણું હમણાં નહિં આપું.'

તેણે કહ્યું 'હું તો હમણાં ને હમણાં લઈશ.' મેં હસીને ના પાડી. એટલે તેનાથી ઝઘડો થઇ ગયો.

પતિએ કહ્યું—તું ગાંડી તો નથી થઇને? એવી તે કંઇ મૂર્ખતા થતી હશે. તારે તેનું ઘરેણું આપી દેવું જોઇએ. આ તારી ભયંકર ભૂલ છે.

સ્ત્રીએ કહ્યું—વાત તો ઠીક છે, કે તેનું ઘરેણું પાછું આપવું જોઇએ, પરંતુ તે ઘણું સુંદર અને મોહક છે; એટલા માટે વાત પાડવાને લીધે મેં કહ્યું કે 'મારા પતિ ઘેર આવે ત્યારે ઘરેણું લઈ જજે.'

પતિએ કહ્યું—ગાંડી! એમાં મારું શું કામ હતું; તને સુંદર લાગ્યું એટલે શું તેને પાછું ન આપવું; જબરજસ્તી તેનું ઘરેણું રાખી લેવું! તારા જેવી બુદ્ધિમતી અને ગુણવતી સ્ત્રીને એટલી પણ બુદ્ધિ નથી! તારી ઘણી ભયંકર ભૂલ છે, કે તેં એની સાથે નકામો ઝઘડો કર્યો તારે તે વખતે જ તેને ઘરેણું પાછું આપવું જોઈએ. કોઈની વસ્તુને જબરજસ્તી લઇ લેવાને તને કયો અધિકાર છે?

સ્ત્રીએ કહ્યું—જેની વસ્તુ હોય, તેને પાછી આપી દેવી અને જરા પણ દુઃખ ન પામવું, એ શું સાચી વસ્તુ છે?

પતિએ કહ્યું—શું એમાં પણ સન્દેહ છે? તું વિચારવાળી થઇને આવી વાત કેવી રીતે પૂછે છે, કે જે વાતને એક નાનું બાળક પણ સારી રીતે સમજી શકે, તેમાં તને સંદેહ થઈ રહ્યો છે!'

પતિની વાત સાંભળીને તેણે કહ્યું-ઠીક, તો નાથ! એ વાત ઉપર તમો નિશ્ચલ રહો. જુઓ, પ્રભુએ આપણને જે ઘરેણું સોંપ્યું હતું, તે આજે તેમણે પાછું લઈ લીધું છે. એટલા માટે હવે જરા પણ શોક ન કરશો. એમ કહીને તેણે લાશ ઉપરથી કપડું ઉતારીને મરી ગયેલા બાળકને બતાવ્યો. પતિને ઘણું દુઃખ થયું, પરંતુ પહેલેથી સમજાવ્યાથી તેણે કલ્પાંત ન કર્યું.

બુદ્ધિમાન સ્ત્રી-પુરુષોએ આનાથી શિક્ષા મહણ કરવી જઇએ.

અનુ. શ્રી. ચન્દ્રકાન્ત ભટ્ટ



# અનુભવમાંથી ઊતરેલું

લેખક—શ્રી 'शून्यम्'



**૧ મૂર્ખ કોણ?**

એક ધનાઢ્ય શેઠ પાસે એક સજ્જન મનુષ્ય આવજા કરતો હતો, એક વાર શેઠની વાતચીતનો તેણે સ્વીકાર કર્યો નહિ, એટલે શેઠે તેના હાથમાં એક લાકડી આપીને કહ્યું:—"તમે મૂર્ખ છો, એટલે તમને આ લાકડી હું આપું છું, જ્યારે તમારાથી કોઇ મોટો મૂર્ખ તમોને મળે ત્યારે આ લાકડી તમે તેને આપી દેજો."

થોડા દિવસ પછી શેઠ બિમાર પડ્યા, એટલે તેમની તબીઅત જોવાને બહાને એ સજ્જન ત્યાં ગયો, અને શેઠને પૂછ્યું:—

"કેમ શેઠજી તબિયત કેમ છે?"

શેઠજી બિમારીથી કંટાળી ગયા હતા, એટલે તેમણે જવાબ આપ્યો:—

"હવે તૈયારી છે."

"તો પછી કાંઈ ભાથાની તૈયારી પણ કરી છે કે નહિ?"

"શાનું ભાથું! તમારા શબ્દો સમજાતા નથી" શેઠે કહ્યું.

"શેઠજી! જ્યારે જ્યારે સામાન્ય મુસાફરીએ આપ નિકળો છો, ત્યારે ત્યારે ન ઊતાવી શકાય તેટલું કૂટ અને નાસ્તાની વ્યવસ્થા આપ ખૂબ જ કરી રાખો છો, તો પછી આટલી લાંબી મુસાફરીમાં આપે ધર્મનું ભાથું બાંધવાનો વિચાર જ કર્યો નથી, તો એથી વધારે બીજી કઈ મૂર્ખતા!

આપની આજ્ઞા મુજબ મને આપેલી લાકડી હવે આપે જ રાખવી જોઈએ, કારણ કે મારા કરતાં મોટા મૂર્ખ આપ જ છો.

શેઠની આંખો ખુલી ગઈ, તેણે પોતાના દ્રવ્યનો ઉપયોગ સુપાત્રોને દાન આપવામાં કરી દીધો.

**૨ શાસ્ત્રો, દેવ, મંત્ર અને કર્મ.**

શ્રીમદ્‌વલ્લભાચાર્યજી એકવાર આર્યાવર્તની પરિક્રમા કરતાં કરતાં શ્રી જગન્નાથજી પધાર્યા, જગન્નાથજીમાં તે વખતે અનેક મત-મતાંતરો હતા, ભિન્ન ભિન્ન મતવાદી પંડિતો એકમત નહિ થવાથી વાદવિવાદ વધી જતો અને વારંવાર એનું પરિણામ કલેશ-કંકાસમાં આવતું.

એ પંડિતોની સભામાં આચાર્યશ્રી પધાર્યા એટલે રાજાએ તેમોને ચાર પ્રશ્નો પૂછયા:—

૧ મુખ્ય શાસ્ત્ર કયું?
૨ મુખ્ય દેવ કયા?
૩ મુખ્ય મંત્ર કયો?
૪ મુખ્ય કર્મ કયું?

આ સભામાં બે પક્ષો હતા, એક શાંકર મત અને બીજો વૈષ્ણવ મત. શ્રી વલ્લભાચાર્યજીએ આપેલા પ્રત્યુત્તરને શાંકરમતવાળા વિદ્વાનો માન્ય ગણતા ન હતા, આખરે નિશ્ચય થયો કે શ્રી જગન્નાથજીના મંદિરમાં કોરા કાગળ, શાહી અને કલમ મૂકી દેવાં અને શ્રી જગન્નાથજી જે નિર્ણય આપે તેને બન્ને પક્ષે માન્ય રાખવો.

આ પ્રમાણે કરીને શ્રી જગન્નાથજીના મંદિરનાં બારણાં બંધ કરીને એની ચાવીઓ રાજાએ લઇ લીધી; જ્યારે બારણાં ખોલવામાં આવ્યાં ત્યારે, શ્રી જગન્નાથજીના હસ્તાક્ષરોથી નીચેનો શ્લોક લખેલો હતો.

एकं शास्त्रं देवकीपुत्रगीतं
एको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि
कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

અર્થાત્ શ્રી કૃષ્ણ ભગવાનના ગુણાનુવાદ એ જ મુખ્ય શાસ્ત્ર છે, દેવકીનંદન શ્રી કૃષ્ણ જ મુખ્ય દેવ

છે, શ્રી કૃષ્ણનાં નામો એ જ મુખ્ય મંત્ર છે અને શ્રી કૃષ્ણની સેવા એ જ મુખ્ય સેવા છે.

૩ મનોમન સાક્ષી

એક શહેરમાં એક સુખડનો મોટો વ્યાપારી રહેતો હતો, એક વાર સુખડના ભાવોમાં બહુ તેજી આવવાથી સુખડ વેચાતી ન હતી અને વેપાર બંધ જેવો થઈ ગયો હતો.

શેઠના મનમાં વિચાર આવ્યો કે આટલો બધો ભાવ'ખરચીને કોઈ સુખડનાં કાષ્ઠો ખરીદતાં નથી, હવે જો આપણા રાજા ગુજરી જાય તો તેને બાળવામાં આ બધી સુખડ વપરાઈ જાય અને આપણાં શેકાયેલાં નાણાં છૂટાં થઇ શકે.

'મન મનનો સાક્ષી છે' એ નિયમ મુજબ રાજાના મનમાં આ શેઠ ઉપર અકસ્માત નારાજી થવા લાગી, રાજા વિચારવાન હતો, તેણે શેઠને બોલાવીને કાંઇ પણ કારણ વિના આમ વૈમનસ્ય થવાનું કારણ પૂછ્યું.

શેઠે પણ સત્ય હકીકત કહી દીધી કે મારા મનમાં આજે બે દિવસથી વિચાર આવ્યો છે કે "જો આપણા રાજા ગુજરી જાય તો આપણું આ ચંદન ઠેકાણે પડી જાય.

સ્પષ્ટ જવાબ સાંભળીને રાજાએ શેઠનું તમામ ચંદન ખરીદી લીધું.

૪ કિરતારનો ન્યાય

રાણીની સાથે આવેલી એક દાસી રાજાને સૂવાનો પલંગ બીછાવવા લાગી, સુખમયી શય્યા અને તેમાંની સુગંધી વિગેરે જોઇ એ દાસીને પલંગપર જરા સૂવાની ઇચ્છા થઈ ગઈ, જેવી તે સૂતી કે તરત જ તેને ઊંઘ આવી ગઈ.

સમય થતાં રાજા એ પલંગપર સૂવા આવ્યો, અને દાસીને પોતાના પલંગપર સૂતેલી જોઇને તેને ક્રોધ ચઢી આવ્યો. આથી દાસીને પચ્ચાસ ફટકા મારવાની સજા કરવામાં આવી.

એક...બે...ત્રણ...જેમ જેમ ફટકા લાગતા ગયા તેમ તેમ દાસી ખડખડ હસવા લાગી. દાસીને હસતી જોઈને રાજાએ પૂછ્યું કે ફટકા લાગવા છતાં કેમ તું હસે છે!

દાસીએ જવાબ આપ્યો કે આ પલંગ પર થોડી મીનીટ સૂવા માટે આપનો ન્યાય મને પચ્ચાસ ફટકા મરાવે છે, ત્યારે કાયમને માટે આ પલંગ પર સૂનારને કિરતારનો ન્યાય શું સજા કરશે! એ વસ્તુ યાદ આવવાથી હું હસી રહી હતી.

અર્જુનની નિર્મોહિતા

વનવાસમાં અનેક કષ્ટો વેઠતાં વેઠતાં એક વાર અર્જુન દેવપુરી-અમરાવતીમાં ગયો, ઇન્દ્રે અર્જુનનું અનેક રીતે સ્વાગત કર્યું અને હવે પછીથી-કાયમને માટે તે અમરાવતીમાં રહે તેવી ઇચ્છાથી તેણે અર્જુનના એકાન્તવાસમાં ઉર્વશી નામની અપ્સરાને મોકલી.

ઉર્વશીએ પોતાનાં લાવણ્ય અને ચાતુર્યદ્વારા અનેક રીતે અર્જુનને મોહપાશમાં નાખવા પ્રયત્ન કર્યો; પરન્તુ અર્જુને એના સામે દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ.

અન્તે ઉર્વશીએ નૃત્ય શરૂ કર્યું, અર્જુને આંખો બંધ કરીને કહ્યું કે "માતા! આપનું નૃત્ય બંધ કરો, આપ તો શરમાતાં નથી, પરન્તુ આપનું નૃત્ય જોઇને હું શરમાઉં છું."

ઉર્વશીએ પૂછ્યું "ધનંજય! અમે અપ્સરાઓ તો સ્વર્ગની વેશ્યાઓ છીએ, મહારાજા ઇન્દ્રની આજ્ઞાનુસાર અમે કાર્ય કરીએ છીએ, છતાં તમે મને માતા શા માટે કહી?

અર્જુને કહ્યું: "તમે મારાં માતા નહિં પરન્તુ વૃદ્ધ પિતામહી છો, આપે પૂર્વે અમારા પૂર્વજ પુરુરવાની સાથે ગાંધર્વવિધિથી લગ્ન કર્યાં હતાં, એ સંબંધથી મેં આપને માતા શબ્દથી સંબોધ્યાં છે."





# ભક્તિ રત્નાવલી : પ્રથમ પંક્તિ

લે.શ્રી.યોગીન્દ્ર જ.ત્રિપાઠી, M.A. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

( ગત વર્ષના પૃ ૬૮૨ થી ચાલુ )



न ह्यच्युतं प्रीणयतो बह्वायासोऽसुरात्मजाः ।
आत्मत्वात्सर्वभूतानां सिद्धत्वादिह सर्वतः ॥ ५२ ॥
(७ । ६ । १९ प्रह्लादः)

હે દૈત્યકુમારો ! તે અચ્યુત ભગવાનને પ્રસન્ન કરવામાં બહુ પરિશ્રમ પડતો નથી; કારણ કે તે ભગવાન સર્વ પ્રાણીઓના આત્મા છે અને સર્વ સ્થળે વ્યાપ્ત છે.

कोऽतिप्रयासोऽसुरबालका हरे-
रुपासने स्वे हृदि छिद्रवत्सतः ।
स्वस्यात्मनः सख्युरशेषदेहिनां
सामान्यतः किं विषयोपपादनैः ॥ ५३ ॥
रायः कलत्रं पशवः सुतादयो
गृहा मही कुञ्जरकोशभूतयः ।
सर्वेऽर्थकामाः क्षणभङ्गुरायुषः
कुर्वन्ति मर्त्यस्य कियत्प्रियं चलाः ॥ ५४ ॥
एवं हि लोकाः क्रतुभिः कृता अमी
क्षयिष्णवः सातिशया न निर्मलाः ।
तस्माददृष्टश्रुतदूषणं परं
भक्त्यैकयेशं भजतात्मलब्धये ॥ ५५ ॥
( ७।७।३८–४० )

હે અસુર બાળકો ! જે ભગવાન આકાશની પેઠે પોતાના હૃદયમાં વસી રહ્યા છે. એમની ઉપાસના કરવામાં શો મહાન પરિશ્રમ છે ? એઓ પોતાના આત્મારૂપ છે અને સમગ્ર પ્રાણીઓના મિત્ર છે. (એમને છોડીને) અન્ય વિષયોનું ઉપાર્જન કરવાથી શું લાભ છે ? કંઈ જ નથી.

ધન, સ્ત્રી, પશુઓ, પુત્રાદિ, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, સંપત્તિઓ, અને બીજી સર્વ ભોગ-સામગ્રીઓ ક્ષણભંગુર આયુષ્યવાળા મનુષ્યનું કેટલું પ્રિય કરી શકે ?

એ જ પ્રમાણે યજ્ઞાદિથી પ્રાપ્ત થતા સ્વર્ગાદિ લોક પણ નાશવન્ત અને વિકારયુક્ત છે, નિર્દોષ તો નથી જ. માટે જેમાં કોઈ જાતનાં દૂષણ જોયાં કે સાંભળ્યાં નથી, એવા પરમેશ્વરનું આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે ભજન કરો.

तस्मादर्थाश्च कामाश्च धर्माश्च यदपाश्रयाः ।
भजतानीहयात्मानमनीहं हरिमीश्वरम् ॥ ५६ ॥
(७।७।४८ प्रह्लादः)

માટે સર્વ અર્થો, કામો તથા ધર્મો જેમને આધીન છે, તે સર્વના આત્મા અને નિઃસ્પૃહ એવા શ્રી હરિનું તમે નિઃસ્પૃહભાવે ભજન કરો.

नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजाः ।
प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥ ५७ ॥
( ७ । ७ । ५१ प्रह्लादः )

હે દૈત્યાત્મજો ! ભગવાન મુકુન્દને પ્રસન્ન કરવામાં બ્રાહ્મણત્વ, દેવત્વ, ઋષિત્વ, સદાચાર, બહુજ્ઞતા શક્તિમાન નથી.

न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥५८॥

તેમ જ દાન, તપ, યજ્ઞ પવિત્રતા કે વ્રતો ભગવાનને પ્રસન્ન કરવાને શક્તિમાન નથી; માત્ર શુદ્ધ ભક્તિથી જ શ્રી હરિ પ્રસન્ન થાય છે. બાકી તો બધું કેવળ નાટક જ છે.

मन्ये धनाभिजनरूपतपःश्रुतौज-
स्तेजःप्रभावबलपौरुषबुद्धियोगाः ।
नाराधनाय हि भवन्ति परस्य पुंसो
भक्त्या तुतोष भगवान् गजयूथपाय ॥५९॥
( ७ । ९ । ९ प्रह्लादः )

હું માનું છું કે ધન, કુલીનતા, રૂપ, તપ, વિદ્યા, ઇન્દ્રિયોની કુશળતા, કાન્તિ, પ્રતાપ, બળ, પુરુષાર્થ, બુદ્ધિ કે અષ્ટાંગ યોગ પણ પરમપુરુષ શ્રી હરિની આરાધના કરવાનાં સાધન થઈ શકતાં નથી. કેવળ ભક્તિથી જ ભગવાન ગજેન્દ્ર ઉપર પ્રસન્ન થઈ ગયા હતા.

चित्रं तवेहितमहोऽमितयोगमाया-
लीलाविसृष्टभुवनस्य विशारदस्य ।
सर्वात्मनः समदृशो विषमः स्वभावो
भक्तप्रियो यदसि कल्पतरुस्वभावः ॥६०॥
( ८ । २३ । ८ प्रह्लादः )

અહો ! આપની લીલા અદ્ભુત છે આપે આપની અપરિમિત યોગમાયા વડે આ સંપૂર્ણ જગત રચ્યું છે; આપ સર્વજ્ઞ છો, સર્વના આત્મા છો અને સમદૃષ્ટિવાળા છો, છતાં [ભક્તજનોના યોગક્ષેમ કરવા માટે] આપનો સ્વભાવ વિષમ છે; કેમકે કલ્પવૃક્ષના જેવો સ્વભાવ હોવા છતાં આપને ભક્તો પ્રિય છે.

स्वमातुः स्विन्नगात्राया विस्रस्तकबरस्रजः ।
दृष्ट्वा परिश्रमं कृष्णः कृपयासीत्स्वबंधने ॥६१॥
एवं सन्दर्शिता ह्यङ्ग हरिणा भृत्यवश्यता ।
स्ववशेनापि कृष्णेन यस्येदं सेश्वरं वशे ॥६२॥
(१० । ९ । १८ । १९ शुकः)

પોતાની માતા, જેનાં ગાત્રો પરસેવાથી રેબ ઝેબ થઈ ગયાં હતાં અને જેના કેશપાશમાં ગૂંથેલી પુષ્પમાળા ચૂંથાઇ ગઈ હતી, તેનો પરિશ્રમ જોઈને શ્રીકૃષ્ણ કૃપાને લીધે બંધાઈ ગયા.

હે રાજન્ ! બ્રહ્મા તથા શંકર સહિત આ જગત જેમને વશ છે એવા શ્રીકૃષ્ણ પોતે સ્વતંત્ર છે, તો પણ શ્રી હરિએ, એ પ્રમાણે ભક્તાધીનતા પ્રદર્શિત કરી હતી.

नेमं विरिञ्चो न भवो न श्रीरप्यङ्गसंश्रया ।
प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप विमुक्तिदात् ॥६३॥
नायं सुलभो भगवान्देहिनां गोपिकासुतः ।
ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥६४॥
(१० । ९ । २०-२१ शुकः)

મુક્તિ આપનાર શ્રીકૃષ્ણ પાસેથી ગોપી યશોદાએ જે અનુગ્રહ સંપાદન કર્યો હતો તે બ્રહ્માએ, શંકરે કે ભગવાનનાં અંગનો આશ્રય કરનાર લક્ષ્મીજીએ પણ સંપાદન કર્યો નથી.

ગોપિકાપુત્ર શ્રીકૃષ્ણ આ લોકમાં ભક્તિ-વાળાઓને જેવા સુલભ છે, તેવા દેહાભિમાની તપસ્વીઓ વગેરેને તથા દેહાભિમાન રહિત આત્મરૂપ જ્ઞાનીઓને પણ સુલભ નથી.

श्रेयः सृतिं भक्तिमुदस्य ते विभो
क्लिश्यन्ति ये केवलबोधलब्धये ।
तेषामसौ क्लेशल एव शिष्यते
नान्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥६५॥
पुरेह भूमन्बहवोऽपि योगिन-
स्त्वदर्पितेहा निजकर्मलब्धया ।
विबुध्य भक्त्यैव कथोपनीतया
प्रपेदिरेऽञ्जोऽच्युत ते गतिं पराम् ॥६६॥
(१० । १४ । ४-५ ब्रह्मा)

હે વ્યાપક દેવ ! અભ્યુદય અને મોક્ષરૂપ કલ્યાણને જ સારી રહેલી આપની ભક્તિનો ત્યાગ કરી જેઓ કેવળ જ્ઞાન સંપાદન કરવા માટે પરિશ્રમ કરે છે, તેમને જેમ (ધાન્ય વિનાનાં) જાડાં ફોતરાં ખાંડનારાઓને કેવળ પરિશ્રમ વિના બીજું કંઈ મળતું નથી, કેવળ પરિશ્રમ જ (ફળ તરીકે) મળે છે.

હે અમાપ ! હે અચ્યુત ! આ લોકમાં પૂર્વે અનેક યોગીઓ પણ યોગદ્વારા જ્ઞાન નહિં મેળવીને પોતાની સર્વ લૌકિક ચેષ્ટાઓને પણ આપ વિષે અર્પણ કરી કર્મ આપ વિષે અર્પણ કરેલાં પોતાનાં કર્મોથી પ્રાપ્ત કરેલી અને આપનું કથા શ્રવણ કરી આપ સમીપે પહોંચાડેલી આપની ભક્તિથી જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આપની પરમ ગતિને પામ્યા છે.

तस्मिन्भवन्तावखिलात्महेतौ
नारायणे कारणमर्त्यमूर्तौ ।
भावं विधत्तां नितरां महात्मन् ।
किं वावशिष्टं युवयोः सुकृत्यम् ॥६७॥
(१० । ४६ । ३३ उद्धवः)

હે મહાત્મન્ ! એ બધાના આત્મા, કારણ તેમજ પૃથ્વીનો ભાર ઊતારવા માટે મનુષ્યરૂપ ધારણ કરનાર શ્રી નારાયણમાં આપ આટલી દૃઢ પ્રીતિ રાખો છો; તો પછી આપને હવે કયું શુભ કર્મ કરવાનું બાકી રહ્યું છે ?

दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥६८॥

દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય અને ઇન્દ્રિયદમન તેમજ બીજાં અનેક કલ્યાણકારક કર્મવડે શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ સિદ્ધ થાય છે.

क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः
कृष्णे क्व चैष परमात्मनि रूढभावः ।
नन्वीश्वरोऽनुभजतोऽविदुषोऽपि साक्षा-
च्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्तः ॥ ६९ ॥
(१० । ४७ । ५९ उद्धवः)

વ્યભિચારને લીધે દુષ્ટ ગણાતી એવી આ વનચર સ્ત્રીઓ ક્યાં ! ને પરમાત્મામાં દૃઢ થયેલો આ ભક્તિભાવ ક્યાં ! ખરેખર ! પીધેલું અમૃત જેમ કલ્યાણ જ કરે છે, તેમ પરમેશ્વર પણ પોતાનું ભજન કરનાર અજ્ઞાની મનુષ્યનું પણ સાક્ષાત્ કલ્યાણ જ કરે છે.

અપૂર્ણ



# કાવ્યકુંજ

[ કાવ્યકુંજનો આ નવો વિભાગ કાવ્યરસિકોને અને ધર્મપ્રેમી સજ્જનોને જરૂર ગમશે એમ ધારીને અમો શરૂ કરીએ છીએ. કાવ્ય ન કરી શકનાર પ્રેમી પાઠકોએ લેખક બનવાની નહિ પણ વાચક બનવાની જ કૃપા કરવી કે જેથી તેમને વિશેષ આનંદ આવી શકે. સારાં કાવ્યો રચનારને આ વિભાગમાં રસ લેવા હાર્દિક આમંત્રણ છે.
—સંપાદક ]

—આ માસની પાદપૂર્તિ—

## ...ભરીને જાય છે

દુઃખી કરીને અન્યને જે ફૂલતો ફરતો હતો,<br>
સત્તા અને સમ્પત્તિથી બહુ પાપ જે કરતો હતો;<br>
માનવ મરીને ક્યાં જતો! એ ભેદ ના સમજાય છે,<br>
એથી જ તો એને અગમનું નામ પણ દેવાય છે:<br>
આજે ગગનથી મેં નિહાળ્યું, સ્પષ્ટ એ દેખાય છે,<br>
એ માનવી મરણાન્તરે લુહારને ત્યાં જાય છે;<br>
ત્યાં જઈ અને એકાદ દાતરડું લઈ લેવાય છે,<br>
નિજકર્મના પાપો લણી–ભારી ભરીને જાય છે!

શ્રી 'ગગનવિહારી'

કાં તો સહુની સાથમાં ટીફીનનું બાસ્કીટ છે,<br>
કાં ખર્ચવાને છૂટથી ધનથી ભર્યું પાકીટ છે;<br>
ભાતાં વિનાનો–દ્રવ્યહીણો ભૂખથી પીડાય છે,<br>
તું શું મુસાફર! સફરમાં ભાતું ભરીને જાય છે?

શ્રી. 'મુસાફર'

એ ભારનું ખચ્ચર હશે,–માનવ નથી,<br>
જે માન ને અભિમાનમાં ફૂલાય છે;<br>
અન્યાયને અભિમાનનો અગ્નિ લઈ,<br>
નાદીરનો હુક્કો ભરીને જાય છે.

શ્રી "નાદીર"

કાળાં બજારોના કણો તો કનક સમ વેચાય છે,<br>
ને કૈંક લક્ષ્મીનંદનોની ખાણમાં ખેંચાય છે;<br>
ભારતતણાં ભોળાં જનો તો ભૂખમાં રીબાય છે,<br>
બાકી બચેલાં બાચકાં વ્હાણો ભરીને જાય છે.

—આવતા માસની પાદપૂર્તિ—

## ...આવતી નિદ્રા નથી

### કાવ્યકુંજના નિયમો

૧. પ્રત્યેક લેખક ઓછામાં ઓછી એક અને વધારેમાં વધારે ૪ કડી રચીને મોકલી શકશે. તેમાંથી એકજ નામે બેથી વધારે કડી છાપી શકાશે નહિં

૨. સારા અક્ષરે, છંદોબદ્ધ અને ધાર્મિક ભાવનાવાળી પાદપૂર્તિને જ વિશ્વમંગલ 'માં સ્થાન મળશે

૩ મોકલેલાં કાવ્યો ન છપાય તો પણ તે પાછાં મોકલવામાં આવશે નહિં માટે મોકલનાર લેખક મહાશયે એ કાવ્યની નકલ પોતાની પાસે રાખીને જ બીજી નકલ અહીં મોકલવી.

૪ કાવ્યો લેવા–ન લેવાનો કે પસંદ કરવાનો નિર્ણય તંત્રી પોતે જ કરશે આ સંબંધમાં કોઈ પણ વાટાઘાટમાં ઊતરી શકાશે નહિ

૫ જેનું કાવ્ય આ વિભાગમાં છપાશે, તે અંકની નકલ લેખક મહાશયને સમયસર મોકલવામાં આવશે, કે જેથી તે બીજા માસના કાવ્યકુંજમાં તુરત ભાગ લઈ શકે.

૬ દરેક કાવ્યમાં પોતાનું નામ (ઉપનામથી લખનારે પણ મૂલ નામ લખવું જોઈએ) એડ્રેસ સાફ અક્ષરોમાં લખવું જોઈએ.

# જ્ઞાન સમ્પ્રદાય



લેખક—જ્ઞાન સમ્પ્રદાય ષષ્ઠમ કુબેરાચાર્ય [ભાવી] શ્રી શિતળદાસજી ગુરુશ્રી પ્રયાગદાસજી મહારાજ. ગુરુગાદી-સારસાપુરી

કૈવલ્ય ધર્મ યા જ્ઞાન સમ્પ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરુ શ્રીમત્ કરુણાસાગર મહારાજ હતા. તેમનું પ્રથમ નામ કુબેરદાસ મહારાજના નામથી કેટલાક સંબોધે છે; પરંતુ તે નામ અશુદ્ધ છે. તે સ્વરચિત, પ્રાચિન હસ્ત લિખિત ધર્મગ્રંથો જોવાથી ભાસ્યમાન થાય છે પરંતુ તેમને કરુણાસાગરના નામથી પોતાના ધર્મના સેંકડો અનુયાયીઓ ઓળખે છે. તે સમ્પ્રદાયની ગુરુગાદી સારસાપુરી તાલુકે આણંદ જીલ્લે ખેડામાં છે. તેનાં મંદિરો તેમજ અનુયાયીઓની અધિક સંખ્યા ગુજરાતનાં શહેરો તથા ગામડાઓમાં છે. તેમજ તેના ત્યાગી સંત સાધુઓ અને ગૃહસ્થી અનુયાયીઓની સંખ્યા ઘણા જ મોટા પ્રમાણમાં છે.

આ જ્ઞાન સમ્પ્રદાયનું વર્ણન આદ્ય ધર્મગુરુ પરમગુરુ શ્રીમત્ કરુણાસાગર મહારાજના જીવન ચરિત્રમાં ઘણું જ ચમત્કારી છે. અર્થાત્ વાચક વર્ગને આશ્ચર્ય ઉપજાવે તેવું છે. સારસાથી ઉત્તર દિશામાં ૭ માઈલ દૂર એટલે ગામ ખજરપુરા અને ગામ કાસર તાલુકે આણંદની વચ્ચે જ્યાં પરમગુરુની પ્રગટભૂમિમાં સંવત્ ૧૯૯૩ની સાલમાં જ્ઞાન સમ્પ્રદાય કેળવણી ખાતા તરફથી આધુનિક ઢબથી બાંધેલું સુંદર "બાલકુબેર દેવળ" દશ્યમાન થાય છે. ત્યાં સંવત્ ૧૮૨૯ ના મહાસુદી ૨ના રોજ બાળક સ્વરૂપમાં પ્રગટ થયા હતા. ત્યાં મહા-બીજને દિવસે મેળો ભરાય છે. સારસાની એક ક્ષત્રિયકુળની હેતબા નામક બાઈ પોતાને પિયેર પોતાના બાળકને લઈને જતાં હતાં. રસ્તામાં તૃષા લાગવાથી સેર તળાવની પાળ ઉપર પોતાના બાળકને મુકીને પાણી પીવા ગયાં. એટલામાં પાછળથી નહાર નામક જનાવર આવીને તે બાળકને વધ કર્યું. બાદ તે બાઈ અત્યન્ત રુદન સાથે પોતાના બાળકને શોધવા માટે તે જંગલમાં નીકળી. ત્યાં તેણે અંતે એક વૃક્ષ નીચે પરમગુરુ કરુણાસાગર બાળ સ્વરૂપમાં દીઠા. પૂર્વજન્મના સંબંધ વિષે ઘણી જ ચર્ચા થયા બાદ તે બાઈ તે કરુણાસાગરને પોતાને ઘેર લઈ ગયાં. તેઓ ત્યાં ઉછરીને મોટા થયા હતા. બાદ તે નાની વય [સાત વર્ષ]માં ઘરથી અલગ થઈને સ્વાનુભવથી પંદર ધર્મગ્રંથો રચીને પોતે કૈવલ્ય ધર્મ યા જ્ઞાન સમ્પ્રદાય સ્થાપીને તેના સેંકડો ત્યાગી ગૃહસ્થી અનુયાયીઓની સંખ્યા પોતાના ઉપદેશ દ્વારા વધારી હતી. તેમજ લોકમાં ચમત્કારી, પ્રગટ પરચા પણ ઘણા આપ્યા હતા. બાદ તેઓ એકસોને પાંચ વર્ષે આલોકમાંથી કૈવલ્ય ધામમાં ગયા. બાદ તે કૈવલ્ય જ્ઞાનના પ્રચારાર્થે પોતે પોતાની પાછળ ગાદી સ્થાપીને આચાર્યશ્રીની સ્થાપના પણ પોતે કરતા ગયા છે. તે ગાદી ઉપર અત્યારે પાંચમા કુબેરાચાર્ય છે. આ સમ્પ્રદાયમાં આચાર્ય તથા સંત સાધુઓ ત્યાગી હોય છે.

આ સમ્પ્રદાય સંવત્ ૧૮૨૯ ની સાલમાં સ્થપાયો. તેમાં પંદર ધર્મગ્રન્થો છે. તે ધર્મગ્રંથોમાં દશ ગ્રંથો આત્મતત્ત્વના જ્ઞાનના વર્ણનથી ભરપુર છે. અને બાકીના પાંચ ધર્મગ્રંથો પિંડ બ્રહ્માંડનાં રજેરજ તત્ત્વોના વર્ણનથી ભરપુર છે. તે સઘળા ધર્મગ્રંથોના રચનાર પરમગુરુ શ્રીમત્ કરુણાસાગર મહારાજ હતા. તેનો સિદ્ધાંત જગતના સર્વ સિદ્ધાંતોથી જુદો છે. અર્થાત્ સિગુંણ નિર્ગુંણથી ઝિત [અધમ] સગતી સિદ્ધાંત છે.

સોહમ્ સ્વાસા સ્વસમદ્દો ।
प्रणव मास्कतम जेद ॥
अखिल लोक अंतर जप ।
पेद पंचम सेद ॥ २ ॥
(પંચમ સહ્મવેદ કંદ ૧)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્માંડમાં ચૌદ લોકના પંચ ભૌતિક દરેક ખાટોમાં સોહંગ રહેલો છે, એ સોહંગ સ્વાસરૂપ જે પ્રણવ છે. તેનું જ નામ પંચમ્ સ્વસમ [સૂક્ષ્મ] વેદ છે. તેની સર્વાંગિ (સમ્પૂર્ણ) ઓળખાણ પરમગુરુના કૈવલ જ્ઞાનથી જ મળી શકે તેમ છે.

सिर्गुण ईष्ट सकल सेतनें भर ।
सोतो कर्ता कारतके ॥
जीनके अनित पदारथके तन ।
अवधिकाल मरतके ॥ १ ॥
(સકત ચિંતામણિ ગ્રંથ. અંગ. ૮)

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, ભવસાગરમાં વસતા ચૌદલોક કૈવલ કર્તાના કર્તાથી જ બનેલા છે. જેથી તેમનાં પંચભૌતિક શરીરો અનિત્ય છે. તેથી જ અવધિકાળે નષ્ટપણાને પ્રાપ્ત થાય છે. જેથી તેમાં ભગવાનપણું માનવું વ્યર્થ છે.

निर्गुण ब्रह्म अकरता अनुचित ।
अंतस विनु संकलपके ॥
सो आभवके करनहारको ।
उपजे किनुं कलपके ॥ २ ॥
( સકત ચિંતામણિ ગ્રંથ. અંગ. ૮ )

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્મ, નિર્ગુણ, અકર્તા, અનુચિત એટલે અંતઃકરણ વિનાનું છે. અર્થાત્ ભિન્ન સંકલ્પી સર્વ વ્યાપક છે. ત્યારે શંકા ઉત્પન્ન થાય છે કે, આ બ્રહ્માંડમાં ચૌદલોકને ઉત્પન્ન કરનાર કોણ હશે! અને કોના સંકલ્પથી આચિત્ર-વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન થઈ હશે!

निजपति परम कैवल कुल याही पर ।
ब्रह्म शकतको कारन करता ॥
अगणित अंस उद्योत अधिपति ।
अखिल अनुकरमनो मरम धरता ॥२॥
(હંસતાલેશ ગ્રંથ. અંગ. ૧૩)

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, અખિલ બ્રહ્માંડના મહાન સકતી નિજપતિ કૈવલ ભગવાન સત્કર્તા બ્રહ્મના કારણરૂપ છે. તે અગણિત અંશોના પ્રકાશકરૂપ અધિપતિ એટલે માલિક થઈને અખિલ બ્રહ્માંડના ચૌદ લોકને ધારણ કરનાર છે.

जीनुं प्रकाश सरवज्ञ चैतनचिद् ।
ब्रह्म आभासनो अनुपसुरीये ॥
आद्य औरु अंत मध्य एक अद्वैत दिव्य ।
उदोत भय अस्तगति लोप तुरीये ॥ ३ ॥
(હંસતાલેશ ગ્રંથ. અંગ. ૧૮)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે, કે જે અનંત બ્રહ્માંડાધીશ કૈવલ કર્તાનો સર્વજ્ઞ, શુદ્ધ, ચિન્મય પરિપૂર્ણ બ્રહ્મરૂપી પ્રકાશ છે. તેનો પ્રકાશ સૂર્યના દષ્ટાન્ત રૂપે (પ્રકાશક સૂર્ય અને પ્રકાશ સર્વનો આભાસ) છે. બ્રહ્માંડના આદ્ય, અંત અને મધ્ય ત્રણ કાળમાં તે એક અદ્વૈત દિવ્ય કૈવલ પદ સૂર્યના દ્રષ્ટાન્તની માફક ઉદયથી તે અસ્ત થતા સુધી દોષારોપણથી રહિત છે.

कोयेहु पयेपान पुनीसान जेही जीव जीनुं ।
तित तिनुं तांही घांही युगल वेता ॥
कहे कुवेट सोही सकल शिर समय ।
ताही पद चिन किनुं सब अचेता ॥ ५ ॥
(હંસતાલેશ ગ્રંથ. અંગ. ૧૩)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્માંડમાં ચૌદ લોકને જ્યાં જ્યાં જેવાં જેવાં ખાનપાન જોઈએ તેવાં તેવાં ખાનપાન તે અનંત બ્રહ્માંડાધીશ કૈવલપતિ આપી રહ્યા છે. તે ચૌદ લોકને માથે મહાન સાશ્રય પદ છે. તે પદ જાણ્યા વિના સર્વ લોક જડ જેવા રહ્યા છે. તેથી જ—

पुनरपि जननं पुनरपि मरणम् ।
पुनरपि जननी जठरे शयनम् ॥

અર્થાત્ કૈવલ મુક્તિ પ્રાપ્ત થતી જ નથી, પરંતુ વારંવાર ભવસાગરમાં ભમવું પડે છે.

तेही माटे निज सात सकलके ।
एक ही सरजनहारे ॥
ब्रह्मा विष्णु महेस शेषवत्युं ।
प्रकृति पुरुष लग सारे ॥ १३ ॥
(અદ્વૈતાદ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથ. અંગ. ૧૦.)

ભાવાર્થ.-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, જેટલા માટે જ બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને શેષ નામની આદ્ય લઈને નિરંજન અને પ્રકૃતિ ( મહમાયા ) સુધી દરેકને ઉત્પન્ન કરનાર એક જ સરજનહાર છે.

तेही पतिसे अब अहंग नमामि मे ।
सुरत सुरत एकताह्य ॥

जेही सकलके परम पुरातन ।

मजत पुरीत अभिलासु ॥ ७० ॥

(વિશ્વભ્રમ વિધ્વંસ-નિધિગ્રંથ. અંગ. ૫૨)

ભાવાર્થ:-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, તે અખંડ કૈવલપતિને હું સુરતા-નુરતા પરોવીને નમસ્કાર કરું છું. જે પરમપુરાતન અનંત બ્રહ્માંડના ધણી છે. તેને જ ભજવાથી ભવભરની તમારી સઘળી અભિલાષાઓ ( ઇચ્છાઓ ) પરિપૂર્ણ થશે.

और भजनसे काज सरतनहि ।

निजपति विना कयेही ॥

सहाँ असंड विना कुण करे काज ।

जेही मरी गये सबेही ॥ ७१ ॥

(વિશ્વભ્રમ વિધ્વંસ-નિધિગ્રંથ. અંગ ૫૨)

ભાવાર્થ:-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, તે નિજપતિ એટલે સગુણ (દેવદેવીઓ) તથા નિર્ગુણ (બ્રહ્મ) થી તિત-સકર્તા સિદ્ધાંત જે અનંત બ્રહ્માંડાધીશ કેવલ ભગવાનના ભજન સિવાય ભવ-સંકટનું મહાન કાર્ય અન્ય દેવદેવીઓથી સિદ્ધ થાય તેમ નથી. કારણકે ભવસાગર તરવા માટે અખંડ કૈવલ ભગવાન સિવાય જે ગુજરી ગયેલાં દેવદેવીઓથી તે બની શકે તેમ નથી.

पण कोइ काळ मही भवतटके ।

चकवे भाग हमेरा ॥

न्याय सहित अनभे अविलोकीत ।

क्यौ ग्रहे कपट कुबेरा ॥ २४ ॥

(વિશ્વભ્રમ વિધ્વંસ નિધિ ગ્રંથ અંગ. ૪૧)

ભાવાર્થ:-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, ચૌદ લોકના નાથ અર્થાત્ ભગવાન વિષે અત્યારે ભવસાગરમાં પૃથક્ પૃથક્ માન્યતા રહેલી જોવામાં આવે છે. કારણકે લૌકિકમાં નાશવંત ચીજો ખરીદતી સમયે જીવો બુદ્ધિથી બરાબર પરીક્ષા કર્યા બાદ ખરીદે છે; પરંતુ અલૌકિક દેશમાં અખંડ અજર અમર ભગવાનને ખરીદતી વખતે બુદ્ધિનો બિલકુલ ઉપયોગ કરતા જોવામાં આવતા નથી. અર્થાત્ ન્યાયથી નિર્ણય કરતા જ નથી; પરંતુ અંધશ્રદ્ધાથી જ ભગવાન ખરીદે છે. અર્થાત્ નિર્ણય કરે છે; પરંતુ કોઈ સમયે (કાળે) મારું કેવલ જ્ઞાન ચાવર્તિ થશે અને જેમાં કોઈપણ પ્રકારનો પક્ષ કે મત નથી તેમાં ફક્ત ન્યાય સહિત અનંત બ્રહ્માંડાધીશ કેવલ કર્તાનો પક્ષ જણાવ્યો છે. માટે માગ કથન પ્રમાણે જે જે અંશો સમજશે તે તે અંસો ભગવાન તરીકે નાશવંતની ઉપાસના કરશે નહિ; પરંતુ અખંડ અજર અમર અનંત બ્રહ્માંડાધીશ કર્તાની જ ઉપાસના (ભજન) કરશે. તેથી જ ભવ સંકટ નષ્ટ થઇને કેવલ મુક્તિને પ્રાપ્ત કરી શકશે.

હવે તે ધર્મગ્રંથોમાં આશ્ચર્યકારક બિના ફક્ત એટલી જ છે કે આદ્ય ધર્મગુરુ પોતે અભણ હોવા છતાં સ્વાનુભવથી પોતાના અનુયાયીઓને આત્મતત્ત્વનું શિક્ષણ અર્પણ કરવા અર્થે પોતે એટલે પરમગુરુ શ્રીમત્ કરુણાસાગર મહારાજે મહાન પરિશ્રમથી પંદર ધર્મગ્રંથો રચ્યા છે. તેનું અસલી અને સત્ય રહસ્ય તો તે ધર્મગ્રંથોના વાચક વર્ગ યા શ્રોતા વર્ગને જ પ્રાપ્ત થાય તેમ છે. તે ધર્મગ્રંથો હસ્તલિખિત મિશ્ર ભાષામાં હતા. તે ગ્રંથો થોડાં જ વર્ષોથી પ્રેસમાં છપાય છે.

આ સમ્પ્રદાયની ગુરુગાદીનું સારસાપુરીમાં ડાકોરના જેવુંજ સુંદર ઘાટનું પત્થરનું મહાન દેવળ છે. તે દેવળ પ્રાચિન સમયમાં પાવાગઢથી પત્થરો લાવીને બાહોશ કારીગરોથી સુશોભિત બાંધવામાં આવ્યું હતું. તેમાં ત્રણ ખંડ છે. વચ્ચેના મહાન ખંડમાં ચાંદીના સિંહાસનમાં શ્યામ આરસની પરમ ગુરુ શ્રીમત્ કરુણાસાગરની મૂર્તિ ખુરશીમાં બેસાડેલી છે. તે મૂર્તિ ગુરુની છે અને ભગવાનની માન્યતા નિરાકાર છે. તેની આજુબાજુ બે છડીદારોની સફેદ આરસની ઊભી મૂર્તિઓ છે, ને તેની આજુબાજુના બન્ને ખંડોમાં ગાદીઓ અને અખંડ ઘીના દીવા બળે છે. ત્યાં દરરોજ ચાર વખત વિધિસર આરતિ, પૂજા થાય છે. દેવળ સિવાયની ગાદીની જગામાં સુંદર મકાનો, સભામંડપ તેમજ બે દરવાજા છે. ત્યાં મોટા દરવાજા ઉપર દરરોજ ચોઘડીયાં વાગે છે. મંદિરની જગા ઘણી જ વિશાળ હોઈ ચોતરફ ફરતો કોટ છે. ત્યાં તે સમ્પ્રદાયની ગાદી ઉપર બેસનાર કુબેરાચાર્ય મહારાજશ્રી તથા સંત સાધુઓ નિવાસ કરે છે. ત્યાં વર્ષમાં બે સમૈયા થાય છે. તે મંદિરની પશ્ચિમ દિશામાં થોડેક દૂર સરસઇ ગામ છે. ત્યાં મુખ્ય ધર્મગુરુ તેમજ તેના આચાર્યોની સમાધિ માટે બંગલો વિગેરે છે. ને ત્યાં પોતાના વૉટર વર્કસની સગવડ હોવાથી મંદિરમાં અહોરાત્રિ જળ આવ્યા કરે છે. તેમજ તેની ચોતરફ

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્માંડમાં ચૌદ લોકના પંચ ભૌતિક દરેક ખોરામાં સોહંગ રહેલો છે, એ સોહંમ શ્વાસરૂપ જે પ્રણવ છે. તેનું જ નામ પંચમ સ્વસમ [સૂક્ષ્મ] વેદ છે. તેની સાંગોપાંગ (સમ્પૂર્ણ) ઓળખાણ પરમગુરુના કેવલ જ્ઞાનથી જ મળી શકે તેમ છે.

सिर्गुण ईए सकल जेतने भर ।
सोतो कर्ता करतके ॥
जीनके अनित पदारथके तन ।
अवधिकाल मरतके ॥ १ ॥
(સકત ચિંતામણિ ગ્રંથ. અંગ. ૮)

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, ભવસાગરમાં વસતા ચૌદલોક કેવલ કર્તાના કર્તથી જ બનેલા છે. જેથી તેમનાં પંચભૌતિક શરીરો અનિત્ય છે. તેથી જ અવધિકાળે નષ્ટપણાને પ્રાપ્ત થાય છે. જેથી તેમ ભગવાનપણું માનવું વ્યર્થ છે.

निर्गुण ब्रह्म अकरता अनुचित ।
अंतस बिनु संकलपके ॥
सो आमवके करनहारको ।
उपजे किनुं कलपके ॥ २ ॥
( સકત ચિંતામણિ ગ્રંથ. અંગ. ૮ )

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્મ, નિર્ગુણ, અકર્તા, અનુચિત એટલે અંતઃકરણ વિનાનું છે. અર્થાત બિન સંકલ્પી સર્વ વ્યાપક છે. ત્યારે શંકા ઉત્પન્ન થાય છે કે, આ બ્રહ્માંડમાં ચૌદ લોકને ઉત્પન્ન કરનાર કોણ હશે ? અને કોના સંકલ્પથી આચિત્ર-વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન થઇ હશે !

निजपति परम कैवल कुल याही पर ।
ब्रह्म अक्रतसो कारन करता ॥
अगणित अंस उद्योत अधिपति ।
अखिल अनुकरमनो मरम धरता ॥३॥
(હંસતાલેશ ગ્રંથ. અંગ. ૧૩)

ભાવાર્થ—પરમગુરુ કરુણાસાગર કહે છે કે, અખિલ બ્રહ્માંડના મહાન સકર્તા નિજપતિ કેવલ ભગવાન સકર્તા બ્રહ્મના કારણરૂપ છે. તે અગણિત અંશોના પ્રકાશકરૂપ અધિપતિ એટલે ધણી થઇને અખિલ બ્રહ્માંડના ચૌદ લોકને ધારણ કરનાર છે.

जीनुं प्रकाश सरवस
ब्रह्म आ...
आद्य और अंत मध्य पर
उदोत भय अस्तगति
(હંસતાલે...

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગ... અનંત બ્રહ્માંડાધીશ કેવલ કર્તાનો સર્વ... પરિપૂર્ણ બ્રહ્મરૂપી પ્રકાશ છે. તેનો... દૃષ્ટાન્ત રૂપે (પ્રકાશક સૂર્ય અને પ્રકાશ સ... છે. બ્રહ્માંડના આદ, અંત અને મધ્ય રૂ... એક અદ્વૈત દિવ્ય કેવલ પદ સૂર્યના દૃષ્ટાન્ત... ઉદયથી તે અસ્ત થતા સુધી રોમારોપણથી ર...

कोयेहु पयेपान पुनीआन जेहो जीव जी...
तित तिनुं यांही यांही मुगल देत
कहे कुवेद सोही सकल शिर सम्रथ ।
ताहो पद बिन बिनुं सब मचेवा ॥ ५ ॥
(હંસતાલેશ ગ્રંથ. અંગ. ૧૨)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, બ્રહ્માંડમાં ચૌદ લોકને જ્યાં જ્યાં જેવાં જેવાં ખાનપાન જોઈએ તેવાં તેવાં ખાનપાન તે અનંત બ્રહ્માંડાધીશ કેવલપતિ આપી રહ્યા છે. તે ચૌદ લોકને માથે મહાન સામર્થ પદ છે. તે પદ જાણ્યા વિના સર્વ લોક જડ જેવા રહ્યા છે. તેથી જ—

पुनरपि जननं पुनरपि मरणम् ।
पुनरपि जननी जठरे शयनम् ॥

અર્થાત્ કેવલ મુક્તિ પ્રાપ્ત થતી જ નથી, પરંતુ વારંવાર ભવસાગરમાં ભમવું પડે છે.

तेही माटे निज तात सकलके ।
एक ही सरजनहारे ॥
ब्रह्मा विशनु महेस शेषयुं ।
प्रकृति पुरुष लग सारे ॥ १३ ॥
(અદ્વૈતાદ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથ. અંગ. ૧૦.)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, એટલા માટે જ બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને શેષ નામની આદ સર્વને નિરંજન અને પ્રકૃતિ ( મહામાયા ) સુધી દરેકને ઉત્પન્ન કરનાર એક જ સરજનહાર છે.

तेही पतिसे अब अहंग ननामि मे ।
सुरत नुरत एकताइ ॥

जेही सकलके परम पुरातन ।
भजत पुरीत अभिलाख ॥ ७० ॥
(વિભ્રમ વિધ્વંસ-નિધિગ્રંથ. અં. ૫૨)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, તે અખંડ કૈવલપતિને હું સુરતા-નુરતા પરોવીને નમસ્કાર કરું છું. જે પરમપુરાતન અનંત બ્રહ્માંડના ધણી છે. તેને જ ભજવાથી ભવભરની તમારી સઘળી અભિલાષાઓ ( ઇચ્છાઓ ) પરિપૂર્ણ થશે.

और भजनसे काज सरतनहि ।
निजपति बिना कयेही ॥
सदा अखंड बिना कुण करे काज ।
जेही मरी गये सबेही ॥ ७१ ॥
(વિભ્રમ વિધ્વંસ-નિધિગ્રંથ. અંક ૫૨)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, તે નિજપતિ એટલે સગુણ (દેવદેવીઓ) તથા નિર્ગુણ (બ્રહ્મ) થી તિત-સરતી સિવાય જે અનંત બ્રહ્માંડાધીશ કેવલ ભગવાનના ભજન સિવાય ભવ-સંકટનું મહાન કાર્ય અન્ય દેવદેવીઓથી સિદ્ધ થાય તેમ નથી. કારણકે ભવસાગર તરવા માટે અખંડ કૈવલ ભગવાન સિવાય જે ગુજરી ગયેલાં દેવદેવીઓથી તે બની શકે તેમ નથી.

पण कोइ काळ मही भवतटके ।
चकथे ज्ञान हमेरा ॥
न्याय सहित अनमे अविलोकीत ।
क्यों ग्रहे कपट कुबेरा ॥ २४ ॥
(વિભ્રમ વિધ્વંસ નિધિ ગ્રંથ અં. ૪૧)

ભાવાર્થઃ-પરમગુરુ કરુણાસાગર કહે છે કે, ચૌદ લોકના નાથ અર્થાત્ ભગવાન વિષે અત્યારે ભવસાગરમાં પૃથક્ પૃથક્ માન્યતા રહેલી જોવામાં આવે છે. કારણકે લૌકિકમાં નાશવત ચીજો ખરીદતી સમયે જીવો બુદ્ધિથી બરાબર પરીક્ષા કરી બાદ ખરીદે છે; પરંતુ અલૌકિક દેશમાં અખંડ અજર અમર ભગવાનને ખરીદતી વખતે બુદ્ધિનો બિલકુલ ઉપયોગ કરતા જોવામાં આવતા નથી. અર્થાત્ ન્યાયથી નિર્ણય કરતા જ નથી; પરંતુ અપક્ષપાતથી જ ભગવાન ખરીદે છે. અર્થાત્ નિશ્ચય કરે છે; પરંતુ કોઈ સમયે (કાળે) મારું કૈવલ જ્ઞાન ચાવર્તિ થશે. અને જેમાં કોઈપણ પ્રકારનો પક્ષ કે મત નથી તેમાં ફક્ત ન્યાય સહિત અનંત બ્રહ્માંડાધીશ કૈવલ કર્તાનો પક્ષ જણાવ્યો છે. માટે મારા કથન પ્રમાણે જે જે અંશો સમજશે તે તે અંશો ભગવાન તરીકે નાશવંતની ઉપાસના કરશે નહિ; પરંતુ અખંડ અજર અમર અનંત બ્રહ્માંડાધીશ કર્તાની જ ઉપાસના (ભજન) કરશે. તેથી જ ભવ સંકટ નષ્ટ થઈને કૈવલ મુક્તિને પ્રાપ્ત કરી શકશે.

હવે તે ધર્મગ્રંથોમાં આશ્ચર્યકારક બિના ફક્ત એટલી જ છે કે આવા ધર્મગુરુ પોતે અભણ હોવા છતાં સ્વાનુભવથી પોતાના અનુયાયીઓને આત્મતત્ત્વનું શિક્ષણ અર્પણ કરવા અર્થે પોતે એટલે પરમગુરુ શ્રીમત્ કરુણાસાગર મહારાજે મહાન પરિશ્રમથી પંદર ધર્મગ્રંથો રચ્યા છે. તેનું અસલી અને પ્રત્ય રહસ્ય તો તે ધર્મગ્રંથોના વાચક વર્ગ યા શ્રોતા વર્ગને જ પ્રાપ્ત થાય તેમ છે. તે ધર્મગ્રંથો હસ્તલિખિત મિશ્ર ભાષામાં હતા. તે ગ્રંથો થોડાં જ વર્ષોથી પ્રેસમાં છપાય છે.

આ સમ્પ્રદાયની ગુરુગાદીનું સારસાપુરીમાં ઓંકારના જેવુંજ સુંદર ઘાટનું પત્થરનું મહાન દેવળ છે. તે દેવળ પ્રાચિન સમયમાં પાવાગઢથી પત્થરો લાવીને બાહોશ કારીગરોથી સુશોભિત બાંધવામાં આવ્યું હતું. તેમાં ત્રણ ખંડ છે. વચ્ચેના મહાન ખંડમાં ચાંદીના સિંહાસનમાં શ્યામ આરસની પરમ ગુરુ શ્રીમત્ કરુણાસાગરની મૂર્તિ ખુરશીમાં બેસાડેલી છે. તે મૂર્તિ ગુરુની છે અને ભગવાનની માન્યતા નિરાકાર છે. તેની આજુબાજુ બે છડીદારોની સફેદ આરસની ઊભી મૂર્તિઓ છે, ને તેની આજુબાજુના બન્ને ખંડોમાં ગાદીઓ અને અખંડ ઘીના દીવા બળે છે. ત્યાં દરરોજ ચાર વખત વિધિસર આરતિ, પૂજા થાય છે. દેવળ સિવાયની ગાદીની જગામાં સુંદર મકાનો, સભામંડપ તેમજ બે દરવાજા છે. ત્યાં મોટા દરવાજા ઉપર દરરોજ ચોઘડીયાં વાગે છે. મંદિરની જગા ઘણી જ વિશાળ હોઈ ચોતરફ ફરતો કોટ છે. આ તે સમ્પ્રદાયની ગાદી ઉપર બેસનાર કુબેરાચાર્ય મહારાજથી તથા સંત સાધુઓ નિવાસ કરે છે. ત્યાં વર્ષમાં બે સમૈયા થાય છે. તે મંદિરની પશ્ચિમ દિશામાં થોડેક દૂર સરસઈ ગામ છે. ત્યાં મુખ્ય ધર્મગુરુ તેમજ તેના આચાર્યોની સમાધિ માટે બંગલો વિગેરે છે. ને ત્યાં પોતાના વોટર વર્ક્સની સગવડ હોવાથી મંદિરમાં અહોરાત્રિ જળ આવ્યા કરે છે. તેમજ તેની ચોતરફ

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું
## લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઈ.

૧ એન. એમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂલજી પુસ્તકાલય–કાલબાદેવીરોડ
૩ શ્રી. ડા. રામજી ખીમજી કેસરવાલા ૧૦૭ ગુલાલવાડી.
૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર ખારાકુવાપાસે.
૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો.—પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી ફણસવાડી, પારસીની અગીયારી સામે ફરનીચરની દુકાન.
૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઈ, દવે સોપ ડેપો. કેથેડ્રલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઈ ૨
૧૧ શ્રી. વિઠલદાસ વીરચંદ, શાહ મનસુખલાલ નારાયણદાસ ૧૧૮, કંસારા ચાલ, પહેલો માળ, મુંબાઈ નં. ૨
૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ, ૧૭૭, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ નં. ૧

૧ ડાહ્યાભાઈ વલ્લવભાઈ–દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ–નવસારી
૧ મહેન્દ્ર દ. શુક્લ, શરદ ઔષધકાર્યાલય બાલાજીરોડ સુરત
૨ શ્રી. બાબુલાલ ભગવાનદાસ મર્ચંટ, ભાગા તળાવ, પાણીની ભીંત, સુરત
૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, ફોપોર બજાર–ભરૂચ
૧ પટેલ ઇન્દુભાઈ શિવાભાઈ–શ્રી રામકબીર પ્રિન્ટર–કોર્ટની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર ઈશ્વરલાલ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૪ શ્રી. મહાકાળી એંજન્સ સ્ટોર્સ, ન્યાય મંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા
૧ મધુસુદન બાપાલાલભાઈ બુકસેલર પાદરા
૨ પોપટલાલ ચોભણદાસ, પાદરા
૩ રાજરત્ન પટેલ નાગજીભાઈ લાલદાસ મુ. કેરાલ તાં. પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ વીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ–ડભોઈ
૧ શાન્તિલાલ છોટાલાલ–ઝાલોદ
૧ અંબાલાલ દલસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી શાધરા
૧ ચરોતર બુક સ્ટોર્સ સ્ટેશન રોડ–આણંદ
૧ શ્રી. રમણલાલ જેશંકરરામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
૨ શ્રી. મણિલાલ સોમાભાઈ શાહ, દલાલ પોળ, ,,
૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ–ઉમરેઠ
૧ શ્રી. રામુભાઈ શંકરલાલ ભટ, બ્રહ્મપોળ, ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઈ વલ્લવભાઈ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઈ હરિરામ રાવલ–મુ. ખાવર
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે–સાણંદ
૧ કૃષ્ણ પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઈ કાશીભાઈ બજારમાં–મુ. વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
૨ ડાહ્યાભાઈ મંગળદાસ પટેલ, મોટી ખડકી, ,,
૩ પટેલ ચતુરભાઈ ભાઈલાલભાઈ, સરકારની ખડકી ,,
પટેલ છગનભાઈ નાથાભાઈ, નાવલી
શ્રી. સુણાવ ભજન મંડળ, સુણાવ
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઈ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર માઇનગર ,,
૪ શ્રીમાઇ–બાલ–મંડળ મોટાણીઆ માઇચોક ,,
૫ શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૬ સી. અમીન કંપેની, દેવભુવન સ્ટેશન રોડ ,,
૭ શ્રી. નડીઆદ ભજન મંડળ, ,, શાહ મધુસુદન ગોરધનદાસ, કોયલા પોળ,
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી–ચલોડા
૧ કાલીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક–વસો
૨ કાછીઆ મોતિભાઈ જેઠાભાઈ, વડકુવા પાસે, પેટલાદ
૧ શ્રી. વસો ભજન મંડળ, પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ ડાહ્યાભાઈ વલ્લવભાઈ દહાણુ રોડ
૨ વીઠ્ઠલદાસ નાગરદાસ પટેલ ખેડા
૧ શ્રી. મહુધા ભજન મંડળ રા. સા. ચંદુલાલ ગણપતરામ દેસાઈ, મહુધા
૧ શ્રી. ગહેતા જ્યંતિલાલ મણિલાલ જોષી, નરસંડા
૨ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી. કેડીયા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઈ બી પટેલ, પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ ઓછવલાલ દેસાઈ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી મહેશ્વરદાસ સુર્યરામ દીક્ષીત સાર્વજનીક લાયબ્રેરી, મુ. ગામડી

# કોઇ એને સત્ય સમજાવે?

વૃક્ષોમાં ફળ આવે છે અને તે ખરી પડે છે, એનાં ફળો ગમે તે ખાય તેમાં એ પ્રસન્ન રહે છે.

નદીઓમાં જલ ઊભરાઈ પડે છે ને બાજુનાં ખેતરોમાં વહી જાય છે, અન્યના ઉપયોગમાં એનું પાણી જાય તો નદીને પણ નારાજ થવાપણું નથી.

ગાયનું દૂધ માનવો ખાય છે, પોતાનાં જ બચ્ચાંને એ દૂધ મળતું ન હોવા છતાં એ માનવો પ્રત્યે કાંઇ ક્રોધ દર્શાવતી નથી:

વૃક્ષો, નદીઓ અને ગાયનું એ અમાપ પુણ્ય હોવા છતાં એ પુણ્યનું પ્રદર્શન કરવાની એમને પરવા નથી.

ફક્ત માનવપ્રાણી એક જ એવું વિચિત્ર પ્રાણી છે કે જેની પાસે ઉપયોગ કરતાં વધારે હોય છતાં એ કોઇને આપવાની વૃત્તિ કરતો નથી, અને એની લાલસા વધારે વધતી રહે છે:

એ ભૂલેચૂકે કોઇને કાંઇ આપે છે તો તે આપ્યાથી હજારગણું કહી બતાવે છે, પુણ્યનું પ્રદર્શન કરે છે: વારંવાર એનું વર્ણન કરીને ફૂલાય છે: યાદ રાખો કે, પુણ્યનું પ્રદર્શન કરવાથી રહ્યું સહ્યું પુણ્ય નાશ પામે છે:

ભલે એ પાપોને છૂપાવે, પુણ્યનું પ્રદર્શન કર્યા કરે, એનાથી એ બચી શકવાનો નથી.

બીચારો દુર્બળ માનવ!

પુણ્ય પાપ અને વૃદ્ધિ ક્ષયની પ્રક્રિયાને એ ઉલટી રીતે જ સમજતો હોય છે.

કોઇ એને સત્ય સમજાવે!

'શરણ્ય'

અધિપતિઃ-પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઇ છોટાભાઇ દેસાઇ
સહિત્યાલંકાર. ] વ્યવસ્થાપકો-શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઇશ્વરલાલ રાજા
'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ :
રૂા. ૪-૩-૦

હિંદ બહાર :
રૂા. ૬-૮-૦

## વિષય સુચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | ચતુરને ચેતવણી [ કાવ્ય ] ... | ... શ્રી 'પુનિત' ... ... ... | ૪૦૧ |
| ૨ | સમ્પાદકીય ... ... ... | ... ... ... ... ... | ૪૦૨ |
| ૩ | ભક્ત પીપાજી ... ... | કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા ... ... | ૪૦૩ |
| ૪ | જ્ઞાનયોગી ચંદુભાઇ સાથેનો વાર્તાલાપ× | સંપાદકઃ-શ્રી. કૃષ્ણશંકર મૂળજીભાઈ શુક્લ ... | ૪૦૫ |
| ૫ | શ્રી સાગર મહારાજ અને તેમનું સાહિત્ય | શ્રી કાળાશંકર ત્રિ. "કાસાર" ... ... | ૪૦૬ |
| ૬ | સંકટનિવારણ ... ... ... | શ્રી. ધનવંતરાય ભૂપતરાય દેસાઈ ... ... | ૪૦૭ |
| ૭ | સેવા (કાવ્ય) ... ... ... | શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા ... ... | ૪૦૮ |
| ૮ | અધ્યાત્મ ભાગવત... ... ... | સ્વામી શ્રી. માધવતીર્થજી ... ... ... | ૪૦૯ |
| ૯ | એકતા (કાવ્ય) ... ... ... | સંત શ્રી સીતારામજી ... ... ... | ૪૧૬ |
| ૧૦ | પ્રેમભક્તિ ... ... ... | કુ. શ્રી રંજન પંડ્યા ... ... ... | |
| ૧૧ | પુણ્ય-સ્મૃતિ ... ... ... | શ્રી મનસુખભાઈ ભગતિયા... ... ... | ૪૧૮ |
| ૧૨ | કર્મનો નિયમ ... ... | શ્રી કાન્તિલાલ લાલભાઈ ઠાકર ... ... | ૪૧૯ |
| ૧૩ | સ્વામી રામતીર્થનો જીવનપરિમલ ... | શ્રી જયન્તીલાલ દવે ... ... ... | ૪૨૦ |
| ૧૪ | શીખવા યોગ્ય ... ... ... | અનુ. 'સિન્ધૂર્મિ' ... ... ... ... | ૪૨૩ |
| ૧૫ | પુનિત ગાથા ... ... ... | શ્રી મગનવિહારી ... ... ... ... | ૪૨૫ |
| ૧૬ | ૐ જ ગાય છે (કાવ્ય) ... ... | શ્રી 'પ્રમુદિત' ... ... ... ... | ૪૨૯ |
| ૧૭ | કાવ્યકુંજ (પાદપૂર્તિ વિભાગ) ... | ... ... ... ... ... | ૪૩૦ |
| ૧૮ | જ્ઞાનીની બારમાસી (કાવ્ય)... ... | ... ... ... ... ... | ૪૩૨ |
| ૧૯ | પતિવ્રત ધર્મનો પ્રભાવ ... ... | શ્રી 'સ્નેહકુંજ' ... ... ... ... | ૪૩૩ |


**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-શિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે–અધિપતિ :– 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવાં જોઈએ.

પ્રકાશક : પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય હવેલી લેન-જુનાગઢ

મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ-સરકલચોક-જુનાગઢ


નરકપ્રાપ્તિ
સંહાર


યજ્ઞપૂજન


કથાશ્રવણ


કીર્તન


અતિથિસેવા


વાનપ્રસ્થાશ્રમ


સંન્યાસાશ્રમ


બ્રહ્મચર્યાશ્રમ


ગૃહસ્થાશ્રમ


વૈશ્ય


શૂદ્ર


બ્રાહ્મણ


ક્ષત્રિય

કામ-ક્રોધ-લોભ-પરિગ્રહ
શાસ્ત્રવિપરીત યથેચ્છાચાર
બીજ
ભોગવાસના
कान्त



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुत्तमं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगळ'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. આષાઢ-૨૦૦૨ જુલાઇ-૧૯૪૬ અંક ૪ થો.



# ચતુરને ચેતવણી

(આજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે ..રાગ.)
(પૂનમ ચાંદનીનો રાગ)

કાયા-વાડીને કરમાતાં નહિ વાર છે રે,
જાણે તૂટી જાતો તંબૂરાનો તાર,...કાયા...(૧)

સાખી—તંબૂરાના તારને, તૂટેલો સંધાય,
પણ 'તૂટીની બુટ્ટી નહિ' ગયા શંકને રાય,
જમ કિંકર-તેડાં ઓચિંતાં નિરધારજો રે,
માટે ભક્તિ કેરું હાથ ગ્રહો હથિયાર...કાયા...(૨)

સાખી—કાપીને બાળી મૂકો, તો પણ વળ નવ જાય,
એવી સ્થિતિ છે આપણી, "મારૂં" ના મૂકાય,
"મારૂં" "મારૂં" કરતાં તારૂં નહિ રહેનાર છે રે,
સઘળી મિલકતનો માલિક છે કિરતાર...કાયા...(૩)

સાખી—નજરેથી જોયાં બહુ, બળી જતાં સમશાન,
છતી આંખે આંધળા, ને ભૂલ્યા શુદ્ધ ને સાન,
ભૂલેલાને માટે ભૂલવણી તૈયાર છે રે,
'પુનિત' ભૂલે નહિ તો ઈશ્વરનો ઉપકાર...કાયા...(૪)

શ્રી 'પુનિત'



# સમ્પાદકીય

### કૃપાલુ ગ્રાહકો પ્રત્યે

'વિશ્વમંગલ'નો આ જુલાઈ માસનો ચોથો અંક ઇરાદાપૂર્વક જૂન માસના વચગાળામાં જ તૈયાર કરી, સમયસર ગ્રાહકોની સેવામાં પહોંચી જાય તેવી વ્યવસ્થા કરવા અમે શક્ય પ્રયાસો કરી રહ્યા છીએ, તેમ છતાં એક બાજુ રેલ્વે હડતાળના ભણકારા વાગી રહ્યા છે અને એને જ અંગે પોસ્ટખાતું પણ બહુ અવ્યવસ્થિત બની જવાનો સંભવ હોઈને આ અંક પ્રત્યેક ગ્રાહકોના હાથમાં ક્યારે પહોંચશે એ કહેવું અસંભવિત છે.

આવતો અંક પણ સમયસર પહોંચે તેવી શક્ય વ્યવસ્થા કરવા માટે વિચારી રહ્યા છીએ, તેમ છતાં ચાલુ વિચિત્ર સંયોગોને વિચારીને પ્રેમી પાઠકો ધૈર્ય રાખે એવી અભ્યર્થના છે.

### ધર્માંક માટે

ધર્માંક નહિ મળવાની ઘણી ફરીઆદો કાર્યાલયમાં આવી હતી. તે ફરીઆદોમાં ગ્રાહકની હાજરી ન હોવાના કારણથી, સ્થાનાંતર થવાથી અથવા એવા જ કોઇ કારણથી ધર્માંકના રજીસ્ટર્ડો પાછાં ફરેલાં હતાં, એ બધા પાછાં આવેલા રજીસ્ટર્ડોને ફરીવાર ક્યાં મોકલવાં એનો નિશ્ચય તો તે તે ગ્રાહકોનો પત્ર આવે ત્યારે જ થઈ શકે તેમ હતું. હવે એ ફરીઆદો લગભગ દૂર થઈ ગઈ છે.

વિશ્વમંગલના ધર્માંકની નકલો હવે બહુ જ અલ્પ સંખ્યામાં રહેલી હોઇને જેઓ ગ્રાહક ન બની **શક્યા હોય તેઓએ જલદીથી ગ્રાહક બની જવુ જોઈએ, કારણ કે ગયા વર્ષની માફક આ વર્ષે ધર્માંકની બીજી આવૃત્તિ પ્રકાશિત કરી શકાય એવી અનુકૂલતા નથી.**

જે બંધુઓ વિશ્વમંગલના ગ્રાહકો બનાવી આપીને અને બીજા પ્રકારે વ્યવસ્થાના કાર્યમાં અમોને પોતાનો બહુમૂલ્ય સહયોગ આપી રહ્યા છે તેઓ એ પ્રકારે પ્રભુસેવા બજાવી રહ્યા છે. અમો તેઓ સર્વેનો અભ્યુદય ઇચ્છીએ છીએ.

### કાવ્યકુંજ વિભાગ

વિશ્વમંગલના કાવ્યકુંજ [ પાદપૂર્તિ ] વિભાગમાં ચાલુ અંક વેલાસર પ્રકાશિત થવાથી ઘણા ભાઈઓનાં આવેલા સરસ કાવ્યો પણ અપ્રકાશિત રહી ગયાં છે, પરન્તુ આથી એમ જણાય છે કે, લેખકવર્ગને આ વિભાગ પર સારી અભિરુચિ ઉત્પન્ન થઈ છે. આથી આ વિભાગ પ્રેમી પાઠકોની સારી રુચિ મેળવી શકશે.

આ વિભાગમા જેઓ બરાબર છંદોબદ્ધ કાવ્યો લખી શકે તેવા બંધુઓએ જ ભાગ લેવો જોઇએ તેવાં યોગ્ય લેખકો અમારા આ કાર્યમાં સહકાર આપે તેવી અમારી માગણી છે.

વિનીત નિવેદકો

**પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી**
તંત્રી વિશ્વમંગલ

**દેસાઇ મગનભાઈ છોટભાઈ**
સહતંત્રી : વિશ્વમંગલ

---

## નવાં પુસ્તકો

**હિન્દુધર્મક્રાન્તિ** [ કલ્યાણ ગ્રન્થમાલાનું ચોથું પુસ્તક ] આ પુસ્તકમાં હિન્દુધર્મમાં વિકાસ પ્રવર્તાવનારા આચાર્યોના જીવનચરિત્રો અને પ્રત્યેક ધર્મનાં રહસ્યો બહુ જ ઓજસ્વી ભાષામાં લખાયેલાં છે. આ પુસ્તક પ્રત્યેક ધર્મપ્રેમી વાચકોએ વાંચવા યોગ્ય છે. મૂલ્ય ૧–૮–૦

**અલખને ઓવારેથી**—ધાર્મિક અને સદ્બોધદાયક જુદા જુદા વિષયો પર લખાયેલા પ્રસંગો આપીને ઉચ્ચ વિચારોનું દિગ્દર્શન કરાવેલું છે. મૂલ્ય ૧–૮–૦

**જીવનસ્મૃતિ**—જુદા જુદા ઉપદેશાત્મક વિષયો અને આધ્યાત્મિક વિચારોને બહુ સુંદર રીતે રજુ કરવામા આવ્યા છે. મૂલ્ય ૦–૧૦–૦

**જીવનયાત્રા**—આ પુસ્તકમાં જીવરૂપી મુસાફરની યાત્રાના પ્રસંગદ્વારા ઉપદેશ આપવામાં આવ્યો છે. સાથે સાથે યોગવિદ્યાના કેટલાંક રહસ્યો પર પણ પ્રકાશ પાડવામાં આવેલો હોઇ પ્રત્યેક ધર્મપ્રેમીને વાંચવા યોગ્ય છે મૂલ્ય ૧–૦–૦

**લખો—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સલાપસક્રોસ રોડ–અમદાવાદ**

# ભક્ત પીપાજી

લેખક- કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા.

[ ગતવર્ષ પૃષ્ઠ ૬૫૩ થી ચાલુ ]

પીપાજી બહારગામ ભજન કરવા જાય તે દરેક દિવસે રાત્રેને રાત્રે પાછા આવતા, પણ આજે ગામની ભક્તમંડલીએ જમાડયા સિવાય નહી જવા દેવાનો આગ્રહ કર્યો છે, જેથી ભક્ત ત્યા રોકાયા છે. અને તેમને પોતાને ઘેર સાધુઓ પીપાજીના સત્સગામૃતનુ પાન કરવા આવીને બેઠા છે. અને ભક્તરાજની રાહ જોતા જય સીયારામની ધૂન જમાવી છે. અસ્તુ

વહાલા આત્માનંદો ! આજે ભક્તરાજ પીપાજીની અને મહાસતી સીતાની પરીક્ષાના આકરાં મંડાણ મંડાયાં છે. સજ્જનો ! ભક્તરાજ પીપાજીના ઘરમાં આજે મૂઠી અન્ન પણ ન મળે અને પચાસ અતિથિઓ આંગણે આવીને બેઠા છે. આજે માતાજીની મુંઝવણોનો પાર નથી; કેમ કે ભક્તરાજને આવતા જેટલો વિલંબ થાય છે તેટલો વિલંબ તેમને યુગ જેવો થઈ પડે છે અને ભક્તરાજના માર્ગમાં માતાજી દોટ ફફડાવતા (રામસ્મરણ કરતા) અનિમિષ દષ્ટિએ નિહાળી રહ્યાં છે. અનુક્રમે સમય સમયનુ કામ કરતો જાય છે. છેવટે મધ્યાહ્નનો સમય થયો અને માતાજી, અને સાધુઓ પણ ભક્તની રાહ જોઈ થાકયા અને ભક્તનાં દર્શન ન થયાં તે ન જ થયાં. માતાજીની પણ ધીરજ ખૂટી ગઈ અને મનમાં (સ્વગત) બોલ્યાં આજે મારે ત્યાં અતિથિઓ ભૂખ્યા બેસી રહેશે ! નહી નહી, કદી નહી, એમ બને જ કેમ ! એમ બોલતાં બોલતાં માતાજી બજારમાં ગયાં, જઈને દરેક દુકાને પચાસ સાધુઓને જમવાની સામગ્રીની માગણી કરવા લાગ્યાં, છતાં કોઈ સામગ્રી આપવા તૈયાર થતું નથી. જ્યારે માતાજીને દુ:ખનો પાર ન રહ્યો અને આંખમાંથી અશ્રુ વર્ષાવતાં મ્લાન મુખે પાછાં ફર્યાં, ત્યાં એક વેપારીની દષ્ટિ માતાજીના મુખકમળ પર પડી. એક તો રાજરાણી, બીજું પ્રભુનું ઓજસ અને ત્રીજું ભક્તિની પ્રભા. આ બધું જોતા તે ભાનભૂલ્યો બન્યો અને તેણે માતાજીને સાદ પાડી પાછાં બોલાવીને કહ્યું: સીતાજી, રડો છો શા માટે ! તમને અને તમારા પતિને ગામમાં મૂઠી અન્ન પણ કોઈ ધીરે તેમ નથી છતાં મને તમને રડતાં જોઈ દયા આવે છે માટે હું કહું તે સરતે સરતને પાળવા કબૂલ હોતો હું તમને પચાસ સાધુનું સીધું આપવા તૈયાર છું.

માતાજી—કઈ શર્તે !

વણિક—શર્ત તો એ છે કે આજે રાત્રે તમે એકલાં મારે ત્યાં આવો તો પચાસ શું સો સાધુની સામગ્રી આપવા તૈયાર છું. માતાજી તેનો મનોભાવ સમજી ગયાં અને તેના શબ્દોના વજ્રાઘાતથી કંપી ગયાં. એ ઘડી સ્થંભિત થઈ ગયાં અને મનમા કંઈક વિચાર નક્કી કરી આકાશ તરફ મીટ માંડી. કરસંપુટ કરી ભગવાનને પ્રાર્થના કરી. અને છેવટે જાણે પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી હોય તેમ પૂર્વવત્ ગંભીર મુખાકૃતિ કરી બોલ્યાં, "ભાઈ બાપ ! હુ વચનથી બંધાઉં છુ કે તારે ત્યાં રાત્રે બાર વાગ્યે એકલી આવીશ. પરંતુ હાલ તો તું મને જલ્દી સાધુઓ ભૂખ્યા બેસી રહ્યા છે માટે સામગ્રી આપ.

સજ્જનો ! જોયુ કે અનન્ય ભગવદ્ ભક્તોને કેવી કસોટીમાંથી પસાર થવું પડે છે વ્હાલા આત્માનંદો ! ભક્તિ કરવી એ નાના બાળકના ખેલ નથી; એક પ્રેમી ભક્તે કહ્યું છે કે—

"ભક્તિ શીશ તણું છે સાટુ
રે આગળ વસમી છે વાટુ."

ભક્તિ એ તો ખાંડાના ખેલ છે. ભક્તિ એટલે જેને આપ ઘેવલાપણું સમજતા ! અને માતાજી માટે આજે એવું જ બન્યુ. સીતા માતા એક સાધારણ સ્ત્રી ન હતાં, એ તો રાજ્યરાણી હતાં અને રાણીના રૂપમાં શું કમીના હોય ! વળી સાક્ષાત્ સતી ! વળી જેણે ભગવત્-સાક્ષાત્કાર કર્યો છે ! એવી અદ્વિતીય સ્વરૂપવતીના સ્વરૂપમા આજે આ નરપશુ મુગ્ધ બન્યો છે અને તેથી જ આવી માગણી કરી છે.

માતાજી—ભાઈ વણિક! રાત્રિના બાર વાગે હું એકલી કોઈ પણ નહિ જાણે તેવી રીતે તારે મંદિરે આવીશ, પણ બાપ ! હાલ તો તું જલદી કર અને મને સો સાધુઓની સામગ્રી દે. માતાજીએ સાધુઓને સર્વ સામગ્રી લેવડાવી અને હાથ જોડી અશ્રુભીની આંખે કહ્યું ! "અતિથી દેવો ! હવે તો પ્રસાદનો સમય પણ વહી ગયો છે અને હું પણ ભક્ત આવવાની આશાએ બેસી

રહી, પણ હવે તો આ બહુ મોંઘી સામગ્રી આવી છે તો બાપલા! પ્રેમપૂર્વક રસોઇ બનાવો, ઠાકોરજીને ભોગ લગાવો ને આપ પ્રેમપૂર્વક પ્રસાદ લો." માતાજીની ઇચ્છાથી સાધુઓ પણ આવેલી સામગ્રીને જોઇને પ્રસન્નચિત્તે રસોઈ બનાવવાના કામકાજમાં પડી ગયા. ત્યારે જે ગામ પીપાજી ભજન કરવા ગયા છે તે ગામથી પીપાજી ટોડા તરફ આવી રહ્યા છે. રસ્તામાંજ પીપાજી પોતાની ભક્તમંડળીને કહે છે બાપલા! તમે હવે ગામમાં જાઓ! મને જરા થાક લાગ્યો છે, તે હું આંબાવાડીયામાં જરા વિશ્રાંતિ લઉં છું. ભક્તમંડળી પ્રણામ કરી ટોડામાં આવી અને સૌ સૌને ઘેર ચાલ્યા ગયા. પીપાજી એક આંબાના વૃક્ષ નીચે સરસ રેતીમાં જરા આડે પડખે થયા, ત્યાં મુખેથી મંત્રજાપ ચાલી રહ્યો છે પણ રેતી સુંદર હતી જેથી પીપાજી સૂતાં સૂતાં હાથથી રેતીને આઘી-પાછી કરવા લાગ્યા પીપાજી સહેજ રમતે ચડયા અને રેતમાં ઊંડો ખાડો ખોદવા લાગ્યા હાથેક ખાડો ખોદાયો ત્યાં તો એમને કંઇક ઢાકણા જેવું માલમ પડ્યું અને નાનો સરખો એક ચરૂ હોય એવું દેખાયું. પીપાજીએ તુરત જ ઢાકણું ઉચકીને જોયું તો એ નાના સરખા ચરૂમાં છલોછલ સુવર્ણ મહોરો ભરેલ દીઠી. પીપાજી મનમાં હસ્યા! અને બોલ્યા; માતાજી! તારાથી તો છોરા જ સારા! અને મારે ઘેર તું ક્યાં ઓછી છે! એમ કહી માથે આટલુ દેવુ હોવા છતાંએ એમાંથી એક મહોર સરખી પણ ન લીધી. અને ચરૂને પાછો પૂર્વવત્ હતો તેમ ઢાકી દીધો ને પીપાજીએ ઘર તરફ ભગવત્ સ્મરણ કરતાં કરતા ચાલવા માંડ્યું ઘેર ગયા તો સાધુઓને જમવા બેઠેલા જોયા, જેથી આત્મા થનગની ઊઠયો અને ત્યાંને ત્યાંજ સાધુઓને દંડવત્ પ્રણામ કર્યા. સાધુઓના જમી રહ્યા બાદ સત્સંગ શરૂ થયો ને સાંજના બધા સાધુઓ ભક્ત અને ભગવાનની જયગર્જના કરી સ્વસ્થાને ચાલ્યા ગયા. હવે પીપાજી અને એમનાં પવિત્ર પત્ની સીતાદેવી બે જણા ઘરમાં બેસી ભગવત્સ્મરણ કરી રહ્યાં છે ત્યાં લગભગ રાત્રિના બારેક વાગ્યાનો સમય થયો; એટલામા છાપરા ઉપર કાઈક ખખડાટ થવા માડયો અને નળીયા ઉથલાવાતાં જોઈ પીપાજી સમજી ગયા કે કોઈ ચોર મેમાન આવ્યા છે. સજ્જનો! પીપાજીની પાસે ઘણા માણસો આવે જાય, જેથી ગામના અમુક ચોરોને લાગેલુ કે પીપાની પાસે પૈસા સારા છે એટલે રાત્રે ચોર આવેલા હતા. અને પીપાજીને તેની ખબર પડવાથી સીતાજીને કહે છે કે તું મને એમ પૂછ કે પેલી સોનાની મહોરો ક્યાં મૂકી છે! એટલામાં તો ચોર નળિયાં આઘાં પાછાં કરી મોભને દોરડું બાંધી નીચે ઊતરવા લાગ્યો એટલે સીતાજી બોલ્યાં, 'દેવ! પેલી સોનાની મહોરો ક્યાં મૂકી છે! પીપાજી કહે—છાનીમાની સૂઇ જા, કોઇક સાંભળી જશે અને વળી અત્યારે તને મહોરો ક્યાંથી સાંભળી!" ચોર ઘરમાં અંધારૂં હતું એટલે બીજું તો કાંઈ દેખી શક્યો નહિ પણ વિચાર કરવા લાગ્યો કે હજુ આ બે જણુ જાગે છે. અને વળી સોનાની મહોરો ક્યાં મૂકી છે એની તકરાર ચાલે છે, માટે હમણાં આપણે ધીરજને ધારણ કરો; એમની તકરારમા આપણું કામ થાય એવું લાગે છે.

સીતા—દેવ! ગમે એમ થાય પણ તમારે મને તો કહેવુ જ પડશે કે સોનાની મહોરો ક્યાં દાટી છે!

પીપાજી—ઓ મૂર્ખ સ્ત્રી તું ખાલી હઠ પકડે છે—જો સાંભળ! મેં મહોરો એવી જગાએ મૂકી છે કે ચોરના બાપને ય જડે એમ નથી.

સીતા—પણ મને તો કહો.

પીપાજી—લે! ધીરે રહીને કહું છું, સાંભળ, કોઇને કહેતી નહિ; સ્ત્રીઓના હૃદયમાં વાત જ ટકતી નથી, સાંભળ! ગામબહાર જે ગેલું આંબાવાડીઉં છે ને, એમાં જે અમુક મોટો આંબો છે એના નીચે પુષ્કળ પ્રમાણમાં રેતી છે, એ રેતીમાં ખાડો કરી બે હાથ ઊંડે હું એ સોનાની મહોરોના નાના ચરૂને દાટી આવ્યો છું. કહે! ચોરના બાપને ય જડે એમ છે? ચોર આ બધું સાંભળી રહ્યો છે. પતિપત્નીની વાત પૂરી થયા પછી ચોર બહાર નીકળ્યો ત્યારે બીજા ચોરોએ કહ્યું, અલ્યા કેમ ખાલી પાછો આવ્યો. ચોર કહે છે મારો વાલો આ ભગત તો પાકો છે.

બીજા ચોર—કેમ!

ચોર—ચાલો ચાલો હું કહું છું એમ કહી ચાલતાં ચાલતાં કહેવા લાગ્યો. દોસ્તો! આપણું ભાગ્ય જ મોટું છે.

બીજા ચોર—અરે પણ કહે તો ખરો કે શું છે!

ચોર—હું ઘરમાં ઊતરતો હતો અને ભક્ત-ભક્તાણી લડતાં હતાં ભક્તાણીએ હઠ પકડી હતી કે સોનાની મહોરનું ઠાટલું બતાવો ભક્ત તો મારોવાલો એવો પાકો હતો કે કહેતો જ ન હતો, પણ સ્ત્રીએ જ્યારે બહુ હઠ પકડી ત્યારે એણે કહ્યું કે અમુક જગાએ દાટી આવ્યો છું. એ જગા મેં સાંભળી લીધી એટલે હું બહાર નીકળ્યો છું; કારણ કે, એ ઘરમાં તો પૈસા રાખ્યા તો નથી અને વળી બે જણ જાગતાં હતાં એટલે ઘરમાં

જવા જેવું ય નહોતું; પણ ચાલો એ સ્થાન મેં દેખ્યું છે. ચરૂ આપણે શોધીએ કાઢીએ. એમ વાતો કરતા કરતા ચારે લોક આંબાવાડીયા, તરફ જાય છે. સજ્જનો ! જોયું ને ! ભક્તદીલ કેવું હોય છે ! ત્યાં સીતાજી પીપાજીને પ્રશ્ન કરે છે. "પ્રભુ તે તમોએ એ બિચારાને એમ કહીને ક્યાં મોકલ્યા ? ભક્તરાજ હસતા હસતા કહે છે-દેવી ! હું કંઈ જૂઠું બોલ્યો નથી. આજે જ બહારગામથી આવતાં જરાક થાક ખાવા બેઠેલો, ત્યાં રેતને આધી-પાછી કરતાં એ ચરૂ પ્રાપ્ત થયો હતો; પણ મેં અંદર સુવર્ણમહોરો જોઈ ચરૂને પાછો એમને એમ જ દાટી દીધો. કારણ કે પારકું ધન આપણે શા કામનું ? વળી એ લક્ષ્મી માતાથી તો છેટા જ સારા. કારણ કે લક્ષ્મીજી જ્યાં આવ્યાં કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ષડ્રિપુઓ માણસને તરત જ વળગી પડે છે, ને તેથી માણસનું અધઃપતન થાય છે. આ બિચારાઓને એ ચરૂ જડશે એટલે એ લોકો ન્યાલ થઈ જશે અને બીજાને ત્યાં ચોરી નહિ કરે. એટલે મેં એ ચરૂ એમને બતાવી દીધો. સજ્જનો ! કંઈ સમજમાં આવે છે ! બાપલા ! પોતાને માથે આટલું દેવું હોવા છતાં ય અનાયાસે પ્રાપ્ત થયેલી સુવર્ણમહોરોને પણ જેણે તજી દીધી ! ધન્ય છે એ ભક્તની ભાવનાને ! અહિઆં ચોર લોકો આંબાવાડિયામાં ગયા, અને નિર્દેશ કરેલા સ્થાન પર જઈ રેતમાં તપાસ કરવા લાગ્યા. શોધતાં શોધતાં નાનો સરખો ચરૂ હાથ તો લાગ્યો, પરંતુ આવેશમાં આવેલા ચોરોને એક ચોરે જરા સમજાવીને કહ્યું કે જો જો મૂર્ખાઈ ન કરતા ! એકદમ અંદર કોઈ હાથ ન નાખશો. એમ કહી એક ચોરે લાકડી વડે ધીરે રહી ચરૂનું ઢાંકણુ ઉંચું કીધું; પણ ત્યાં તો મહોરોને બદલે એક મોટો વિષધર સર્પ બહાર નિકળ્યો.

અપૂર્ણ.

# જ્ઞાનયોગી શ્રી ચંદુભાઇ સાથે વાર્તાલાપ

સંપાદક –
શ્રી કૃષ્ણશંકર મ. શુક્લ

પ્ર.—સમાધિ એટલે શું ?

જ.—બુદ્ધિની સમતા થવી તે. બોધ સહિત બાધા રહિત વાસનાક્ષય-સ્થિતિ. સુષુપ્તિમાં વાસના નથી તેમ જ જગતની-સુખદુઃખ વગેરેની-બાધા રહેતી નથી. પરંતુ તેમાં આત્મબોધ (આત્મજ્ઞાન) નથી રહેતું તેથી તે અજ્ઞાન-અવસ્થા છે. જ્યારે સમાધિમાં આત્મબોધ રહેવો જોઇએ, આત્મબોધ ન રહે તો તે જડ સમાધિ થઇ જાય. તમે જ્યારે લખતા હોવ છો ત્યારે તમે શું લખો છો તેનું તમને ભાન નથી રહેતું; તેવી જ રીતે વાંચો છો તે વેળા વાંચનમાં એકાકાર થઇ જાઓ છો. જ્યારે ભાન થાય છે કે હું લખુ છુ કે વાંચુ છુ તે જ વખતે તમારી લખવાની યા વાંચવાની ક્રિયા બંધ થઈ જાય છે. એકાગ્રતાથી લખતી કે વાંચતી વખતે તમે એક પ્રકારની સમાધિમાં જ છો.

ધ્યાન-સમાધિ માટે આંખ બંધ કરવી એ તો એક પ્રકાર છે. બાકી એની ખાસ જરૂર નથી. જ્યારે ખુલ્લાં નેત્રથી ધ્યાન ને સમાધિ ચાલ્યા જ કરે છે ત્યારે આંખ બંધ કરવાની શી જરૂર ?

પરંતુ ધ્યાન કોણ કરે છે ને કોનું કરે છે ? જગતના સંકલ્પ-વિકલ્પ કરનાર મન છે. ધ્યાન કરવાની ઇચ્છા આથી મનને થાય એટલે મન પોતાના ભાવનું ધ્યાન કરે.

તમે મુંબાઈનો વિચાર કર્યો. ત્યાં કોણ ગયું ? મન, અને તેની સાથે "હું"-સાક્ષી તો છુ જ. કારણ, "હું" મનની સાથે ન હોત તો મન મુંબાઇ ગયું તેની ખબર શી રીતે પડત ! તેથી "હું" સર્વવ્યાપક છે.

"યત્ર યત્ર મનો યાતિ તત્ર તત્ર સમાધય"

ત્રણ વસ્તુ યાદ રાખવાની છે. 'આત્મા, શરીર ને મન દરેક કાર્ય સમયે જાગ્રત (હોશિયાર) રહીને કાર્ય શરૂ કરતાં પહેલાં અને કાર્ય કરી રહ્યા પછી મનને પૂછો કે "કાર્ય કોણે કર્યું, અને હું શું કરું છુ ?" જવાબ આપોઆપ અંદરથી જ મળી રહેશે કે "કાર્ય મને શરીર પાસે કરાવ્યું ને "હું" સાક્ષી રૂપે જોયા કરું છુ."

તમે કોઈ ઠેકાણે જાઓ છો ત્યારે પૂછો કે કોણ જાય છે ? શરીર. તેને કોણ લઇ જાય છે ? પ્રાણ ને મન ? મન પ્રાણને સાથે રાખીને શરીરના મુડદાને લઇ જાય છે અને આત્મા "હું" તો સાક્ષી રૂપે રહ્યો છું. હું સર્વ બીના જાણું છું ને જોયા કરું છુ. આમ દરેક ક્રિયા વિષે છે.

"હું" શરીર અને મનથી જુદો છું. તેથી શરીર અને મન સાથે અહં જોડવાથી જ સુખ-દુઃખ લાગે છે. તેથી અહં ખેંચી લેશો તો શાંતિ અનુભવશો.

બાળકને આપણે બહાર રમવા જવા દઇએ છીએ. પણ તે ખરાબ સોબતે ચડે છે એવુ આપણને લાગે કે તરત આપણે તેને ઘરમાં પાછું બોલાવીએ છીએ. તેવી રીતે મનને આપણે બહારના વિચારો કરવા દઇએ છીએ. પરંતુ તે ફાવે તેમ નિયમ વગર ભટકવા માંડે કે તરત જ તેને ઠેકાણે ખેંચી લાવવું જોઈએ. આજ પુરુષાર્થ છે-તપ છે.

પ્ર.—નિરંજનનો શો અર્થ ?

જ.—અંજન=અજ્ઞાન. મન અને બુદ્ધિને એક કામમાં જ જ્ઞાન થાય છે. પરંતુ "હું" તો જ્ઞાનમય છું તેથી મારે જાણવાનું કંઈ નથી તેથી નિરંજન.

અંતઃકરણને શુદ્ધ વિચારથી સાફ કર્યા કરો અને અનાત્મ વસ્તુમાંથી ઉપાડી આત્મામાં જોડો. એ જ તપ છે, તેથી જ શાંતિ મળશે.

# "શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય"

લેખક.—શ્રી ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી "કાસાર" મુ સરખેજ અમદાવાદ.

[ ગતાંક પૃષ્ઠ ૩૮૮ થી ચાલુ ]

"પ્રેમ એ જ પરમાત્મા છે અને જાતે પ્રેમ થયા સિવાય, પરમાત્મપ્રાપ્તિ સ્વાનુભવસિદ્ધ થતી નથી

(શુ ગઝ પૃ ૯)

"ભક્ત, પોતે, ગોપી બની જઈને, હૃદયની પૂર્ણ આસ્થાથી, પ્રભુને જ, પોતાનો પ્રેમસ્વરૂપ સ્વામી સ્વીકારે છે અને તેની સાથે, હૃદયની લગની લાગતા પ્રેમયોગ–ભક્તિયોગ, જામી જાય છે અને પરિણામે તે તેને પામે છે

(શુ ગઝ., પૃ ૧૦)

વળી "સૂફી"ઓનો સૂફીવાદ–ભક્તિવાદ સમજાવતા 'શ્રી સાગર મહાગાજ" સ્પષ્ટ કરે છે કે

"મીરાં, નરસિંહ તથા શ્રીકૃષ્ણને ઇષ્ટ અને પ્રભુ માનનારા બીજા ભક્તો, જેમ પોતે પોતાને "સખી" ને પ્રભુને "પ્રિયતમ" માને છે, તેમ ઈરાન વગેરેના ભક્તો, પ્રભુને પ્રેમસ્વરૂપ પ્રિયતમા–માશુક ગણે છે કૃષ્ણના ભક્તોની પેઠે જ તેઓ પ્રભુના દર્શન ને હૃદયની લગની લગાડીને પૂર્ણ પ્રેમથી તેની ભક્તિ કરે છે આવા ભક્તો "સૂફી" ઉપનામથી મશહૂર છે

(શુ ગઝ. પૃ. ૧૦)

× × × *

"સૂફી' વાદમાં ભક્ત તે આશક છે, અને પ્રભુ તે 'માશુક' કે 'આશક' અને "માશુક' એટલે "ભક્ત અને પ્રભુ!'

(શુ ગઝ, પૃ. ૧૧)

આટલુ જોયા પછી સાગર મહારાજનાં કેટલાક "સૂફીઝમ"ને મળતાં ભજનો સમજવાં સહેલાં પડે તેમ છે હવે આપણે તે જોઇએ.

ડિયર!! ઓ બસ, કર્માને, બસ બસ,
સનમ હસતી શુ!! ખડખડ ખડ!!
લગામો દિલની. તૂટે બસ,
તૂને જોતાંજ, તડ, તડ, તડ!!!

(દિ સા પુ ૧ પૃ ૪૧૬)

શ્રી પ્રભુજીને સનમ સબોધન આપી ભક્તરાજ સાગર મહારાજ કહે છે કે—"ઓ વ્હાલી! હા! હા!! આમ આવ! આમ આવ! અહા, હા, છેટે રહીને શુ ખડખડ હસે છે મારી આવી હાલત જોઈ તારે દયા લાવવી જોઈએ, એકદમ મારી પાસે આવવુ જોઈએ. દૂર દૂર રહી શુ હસે છે? મારી હાલત તો એવી થઈ છે કે તને જોતાં જ, મારા દીલની કાબુ રાખનારી લગામો તૂટી જાય છે ને દીલ છૂટુ થઈ નિરકુશ બની તને મળવા–ભેટવા ધસી રહે છે

મળ્યા જુગ જુગ ભમી આખર!!
બિછાવ્યુ એકઠું બીસ્તર!!!
છતા, ઓ!! કૂર શુ દીલબર!!!
જલાવે, આગ ભડ! ભડ! ભડ!

(દિ સા પુ ૧ પૃ ૪૧૬)

ઘણા ઘણા પૂર્વજન્મોના ફળ રૂપે, આ જન્મમા તમારી મારે પીછાન–મેળાપ થયો છે અને પૂર્ણપ્રેમથી, હુ તમને ચાહી રહ્યો છુ પ્રેમભક્તિથી અરે! પૂર્ણ ભાવનાથી, હુ તારી ભક્તિ પૂજા કરૂ છુ, ને હવે મને સમજાયુ છે કે—તારૂ ને મારૂ સ્વરૂપ એક જ છે આપણે બન્ને એક જ છીએ, એ જાણ્યુ છે, ને અનુભવ્યુ છે તો ઓ વ્હાલી પ્રિયતમ! ઓ વ્હાલી માશુક!! ઓ વ્હાલા પ્રભુ!! ઓ વ્હાલા વિશ્વેશ્વર!! ઓ પ્યારા પરમેશ્વર!! તુ દૂર થઇ મ્હારાથી કોઈ કોઇ વખત દૂર કેમ જાય છે? તારા વિયોગથી મારા જીગરમાં ભડ ભડ આગ કેમ જલાવે છે! અહો હો! આટલી આટલી વિનતિ કરૂ છુ કરગરૂ છુ!! છતાં તુ દર્શન આપતી નથી, અરે મારી પાસે આવતી નથી, ને બોલ્યા સિવાય જેમ મજાક કરતી હોય, તેમ ખડખડ હસે છે!!

શુ મૂગો માર આ મારે!!
અરે હુ આશરે તારે!!
ઘડી ઘડી!! કૈંક—અર પ્યારે!!
ધડકતુ દીલ!! શુ ફડ ફડ ફડ!!

(દિ સા પુ ૧ પુ ૪૧૬)

અપૂર્ણ

# સંકટ–નિવારણ

લે શ્રી. ધનવંતરાય ભૂપતરાય દેસાઈ વકીલ.



આજે હિન્દ દુષ્કાળના મહાન ખપ્પરમાં ભરાયું છે તે વખતે પદ્મપુરાણમાં જણાવવામાં આવેલી આવી જ દુષ્કાળનિવારણની એક ઉત્તમ રીતિનો અત્રે ઉતારો કરવો એ અસ્થાને નહિં જ લેખાય.

મહાદેવજીએ દેવર્ષિ નારદજીને કહ્યું કે હે દેવર્ષિ! સાંભળો...શનિદેવ દેવતાઓમાં પ્રસિદ્ધ કાલરૂપી મહાન ગ્રહ છે એમના માથાપર જટા છે, અને એમના શરીર પર બહુ રૂંવાટા છે અને તે દાનવોને ભયરૂપ છે. પ્હેલાંના વખતની એક વાત છેઃ રઘુવંશમાં દશરથ નામે મહાન અને પ્રસિદ્ધ રાજા થઈ ગયા. એ રાજા ચક્રવર્તી, મહાન વીર જેવા સાતે દ્વીપોના સ્વામી હતા. એ દિવસોમાં જ્યોતિષીઓએ એવું જાણ્યું કે શનિદેવ કૃત્તિકાની છેવટે આવી પ્હોંચ્યા છે અને રાજાજીને જણાવવું જરૂરનું છે કે મહારાજ! આ વખતે શનિદેવ રોહિણીને ભેદીને આગળ વધશે, અને તેથી અત્યંત ઉગ્ર "શકટભેદ" નામનો યોગ થશે; જે યોગ દેવતાઓ અને અસુરોને માટે ભયંકર છે અને તેથી દુનિયાપર બાર વર્ષનો અત્યંત ભયંકર દુષ્કાળ પડશે. આ સાંભળીને રાજાએ પોતાના મંત્રિઓ સાથે ચર્ચા કરી અને વસિષ્ઠજી વિગેરે ઋષિઓ અને બ્રાહ્મણોને પણ પૂછ્યું કે દ્વિજવરો! આ સંકટથી બચવાનો અને તેને અટકાવવાનો શો ઉપાય છે?" વસિષ્ઠજીએ કહ્યું કે રાજાજી! આ રોહિણી પ્રજાપતિ બ્રહ્માજીનું નક્ષત્ર ને અને તેનેજ જો ભેદવામાં આવે તો પ્રજા કેવી રીતે રહી શકે! બ્રહ્મા અને ઇંદ્ર વિગેરેને માટે પણ આ યોગ વિનાશકારક છે." પછી મહાદેવજી કહે છે કે હે નારદજી! આ વાતપર વિચાર કરી પોતાનું બધું બળ એકઠું કરી પોતાનામાં સાહસ ખેડવાની જે શક્તિ હતી તે બધી એકત્ર કરી અને દિવ્યાસ્ત્રો સાથે દિવ્ય ધનુષ લઇને રથપર સવાર થઇ ઘણીજ ઉતાવળથી નક્ષત્રમંડળ તરફ રાજા દશરથજીએ પ્રયાણ કર્યું. રોહિણી નક્ષત્ર સૂર્યથી સવાલાખ યોજન દૂર છે. ત્યાં પ્હોંચીને રાજાએ પોતાનું ધનુષ્ય કાન સુધી ખેંચ્યું અને તેના પર સંહારશસ્ત્રને સાંધ્યું. આ શસ્ત્ર દેવતાઓ અને અસુરોને માટે પણ ભયકર હતું આ દેખીને શનિદેવ થોડાક ભય પામ્યા અને હસીને બોલ્યા; "રાજેન્દ્ર! તમારો આ મોટો પુરુષાર્થ શત્રુને પણ ડરાવી દે તેવો છે મારી નજર પડતાં દેવતા, અસુર, મનુષ્ય, સિદ્ધ, વિદ્યાધર અને નાગ બધાએ ભસ્મ થઈ જાય છે પણ તમે અદ્ભુત રીતે બચી ગયા છો. આથી મહારાજ! તમારા તેજ અને પુરુષાર્થથી હું સંતોષ પામ્યો છું, માટે તમે વરદાન માગો, તમે તમારા મનથી જે કાંઇ ચાહશો તે હું તમને જરૂરથી આપીસ." દશરથજીએ કહ્યું–શનિદેવ! જ્યાંસુધી નદીઓ અને સમુદ્ર છે, જ્યાં સુધી સૂર્ય અને ચંદ્રમા સહિત પૃથ્વી કાયમ છે ત્યાંસુધી આપ રોહિણી નક્ષત્રને ભેદીને આગળ ન વધજો અને સાથે સાથે બાર વર્ષો સુધીનો દુષ્કાળ પણ ના પાડતાઃ શનિદેવે કહ્યું–" એમ જ બનશે " મહાદેવજી કહે છે આ બન્ને વરદાન શનિદેવ પાસેથી મેળવતાં રાજાને ઘણો જ સંતોષ થયો. તેમને આનંદ થયો અને એમનાં રૂંવાટાં હર્ષથી ઊભાં થઈ ગયાં; અને તેમણે પોતાનું ધનુષ રથમાં નાખીને આ પ્રકારે શનિદેવની સ્તુતિ કરીઃ "જેના શરીરનો વર્ણ કાળો, નીલ તથા ભગવાન શંકર જેવો છે તે શનિદેવને હું નમસ્કાર કરૂં છું. જે જગતને માટે કાલાગ્નિ અને કૃતાન્ત છે તેમને મારા વારંવાર નમસ્કાર છે. જેમને દાઢી મૂછ અને જટા વધી છે એવા શનિદેવને મારા નમસ્કાર છે. જેમની આંખો બોખલાના જેવી છે અને આપની સામે જોવું પણ કઠણ છે. આપ તો ઘોર, રૌદ્ર, ભીષણ અને વિકરાળ છો તેવા આપને હું નમસ્કાર કરૂં છું વિગેરે વિગેરે જણાવીને રાજા દશરથજીએ શનિદેવની ભક્તિ-

ભાવપૂર્ણ સ્તુતિ કરી. મહાદેવજી કહે છે કે રાજાની આ પ્રકારની સ્તુતિ કરવાથી શનિદેવ બોલ્યાઃ—" હે ઉત્તમ-જનના પાલન કરનાર રાજેન્દ્ર ! તમારી આ સ્તુતિથી મને સંતોષ થયો છે. હે રઘુનન્દન ! તમે તમારી ઇચ્છામાં આવે તે વરદાન માગો. હું તમને તે અવશ્ય જ આપીશ." દશરથજીએ કહ્યું "હે સૂર્યનન્દન! આજથી આપ દેવતા, અસુર, મનુષ્ય, પશુ, પક્ષી તથા નાગ–કોઈને પીડા ન આપતા " શનિદેવે જવાબ આપ્યો કે " રાજન્! દેવતા, અસુર, મનુષ્ય, સિદ્ધ, વિદ્યાધર તથા રાક્ષસ આ લોકમાંથી કોઈના પણ મૃત્યુસ્થાનમાં, જન્મસ્થાનમાં અથવા તો ચોથા સ્થાનમાં જો હું રહ્યો હોઉં તો તેને હું મૃત્યુનું દુઃખ આપી શકું છું પરંતુ જો તે પૂર્ણશ્રદ્ધાથી, પવિત્ર થઇ અને એકાગ્રચિત્તે મારી લોઢાની સુંદર પ્રતિમાનું શમીનાં પાંદડાથી પૂજન કરી, તલ નાખેલા અડદ ચોખાનું, લોઢાનું, કાળી ગાયનું, અથવા તો કાળા વૃષભનું બ્રાહ્મણને દાન કરશે અને ખાસ કરીને માગ઼ દિવસે આ સ્તોત્રથી મારી પૂજા કરશે અને પૂજા કર્યા પછી મારા આ સ્તોત્રનો જપ કરશે તો હું તેને કદિ યે પીડા નહિં આપું. ગોચરમાં, જન્મ લગ્નમાં, દશાઓ તથા અંત-દશામાં ગ્રહપીડાનું નિવારણ કરી હું તેનું સદાએ રક્ષણ કરીશ. આ રીતથી આખોયે સંસાર પીડાથી મુક્ત થઇ શકે છે. આ રીતે વરદાન મેળવીને રાજા દશરથે પોતાને કૃતાર્થ માન્યા અને પછી શનિદેવની આજ્ઞા લઈ રથપર સવાર થઈ પોતાને દેશ પાછા આવ્યા.

એટલે આ ઉપરથી જે દશરથ રાજા જેવા ન્યાય-પ્રેમી, લોકહિતૈષી અને પરાક્રમી પવિત્ર પુરુષો હોય છે તેઓના પ્રયત્નથી પ્રજામાં સચ્ચારિત્ર્ય અને વિશ્વબંધુત્વની ભાવના ઉત્પન્ન થતાં બધા સંકટો દૂર થાય છે

સંપૂર્ણ.



# સેવા

ન પેખવા બાહ્ય કદાપિ રંગ,
વિલોકવા અંતરના ઉમંગ;
સેવા વિષે નાનકડું, વડું ક્યાં ?
વિભાગ છે ના, ન તડું ખડું ત્યાં.

મોટાઈમાં સત્ય નથી મહત્તા,
ફુવાબમાં છે ન સમાઈ સત્તા;
વડાઇ છે નમ્રપણે વસેલી,
લચી પડે ફાલ ફૂલેલ વેલી.

ન ટાપટીપે સુરુચિ ખરી છે,
સુલક્ષણે સુંદરતા વરી છે;
પ્રદીપકે જોવી ઘટે જ જ્યોતિ,
નિરર્થ દીવે દ્યુતિ જો ઠરી છે.

શ્રી કૃષ્ણ પ્રાતઃસ્મરણીય લોકમાં,
ગવાય ગીતે પ્રિય પુણ્ય શ્લોકમાં,
પોતે પ્રભુ સર્વબલી મહારથી,
થયા રહ્યે અર્જુનનાજ સારથી.

કહે વિભુ "મુજ જ રાજસૂયે,
દાસાનુદાસત્વ ધરીશું હુંયે,"
છે આપ જે મંગલ પૂજ્યપાદ,
ધોયા સહુના પગના પ્રમાદ.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થ

( ગતાંકના પૃ ૨૭૨ થી ચાલુ )

## પૂર્વચિતિ અપ્સરા

શ્રીમદ્ ભાગવતની કથા એ ૭ દિવસમાં મોક્ષ આપે એવી સુંદર કથા છે. આજે પણ તે કથા કહેવાવાળા જો શુકદેવજી જેવા અવધૂત પરમહંસ હોય અને સાંભળવાવાળા પરીક્ષિત રાજા જેવા તીવ્ર જિજ્ઞાસુ હોય તો જરૂર ૭ દિવસમાં મોક્ષ થાય તેવાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય તેમાં ભરેલાં છે. એ કથામા મુખ્ય સાધન શ્રવણ, મનન અને નિદિધ્યાસન છે. જો બીજું કોઈ કર્મ કરવાનું શુકદેવજી પરીક્ષિત રાજાને કહેત તો તે કર્મનું અનુષ્ઠાન સાત દિવસમાં પૂરું થાય નહિ અને તેનાથી મોક્ષ મળે તેવો સંભવ નહોતો. શ્રવણ વગેરે કરતાં છતાં આત્મસાક્ષાત્કાર ન થાય તો જાણવું કે પાછલા સંસ્કારની સ્મૃતિરૂપ પ્રતિબંધો હજુ પડેલા છે. પાછળના સંસ્કારને પૂર્વચિતિ નામની અપ્સરા કહે છે. જ્યારે સાધક માળા ફેરવવા બેસે અથવા પૂજા કરવા બેસે અથવા કથા સાંભળવા બેસે અથવા ધ્યાન કરવા બેસે ત્યારે એ પૂર્વચિતિ અપ્સરા હાજર થાય છે અને જીવને ખોટા સંકલ્પમાં અને ખોટા મનોરથમાં ઘસડી જાય છે. પાછલા જુના સંસ્કારમાં પડેલી ભૂલો સુધારવી એ કેટલું મુશ્કેલ કામ છે એ બધા સાધક જાણે છે. પૂર્વચિતિનું નામ એકાદશ સ્કંધમાં ૧૬મા અધ્યાયમાં (વિભૂતિઓના વર્ણનમાં) આવે છે અને પાંચમા સ્કંધના બીજા અધ્યાયમાં આવે છે.

પાછલા સંસ્કાર અથવા પૂર્વચિતિનું કારણ ભ્રાંતિવાળું જ્ઞાન છે. તેને અજ્ઞાન પણ કહે છે. ત્રીજા સ્કંધમાં કપિલ ભગવાન માતા દેવહુતિને કહે છે કે બાહ્ય વૃત્તિવાળી ઇન્દ્રિયો દ્વારા એકમાત્ર જ્ઞાનસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ જ ભ્રાંતિથી શબ્દ વગેરે ધર્મયુક્ત પદાર્થોના રૂપમાં ભાસી રહેલ છે. (૩-૩૨-૨૮) શ્રદ્ધા, ભક્તિ અને વૈરાગ્ય સહિત નિરન્તર યોગાભ્યાસ કરવાથી જેનું ચિત્ત એકાગ્ર થઈ ગયું છે એવા અનાસક્ત પુરુષને જ પ્રપંચ અસદ્રૂપ દેખાય છે. બાકીના માણસોને અજ્ઞાનના સંસાર અથવા ભ્રાંતિના સંસ્કાર બહુ નડે છે. એવી ભ્રાંતિ કેટલા પ્રકારની છે અને તેનું સ્વરૂપ કેવું કેવું છે તે બાબત જુદે જુદે ઠેકાણે શુકદેવજી પરીક્ષિત રાજાને સમજાવતા જાય છે. તેનો ટુંકો સાર કાઢીએ તો નીચે પ્રમાણે ૫ પ્રકારની ભ્રાંતિ જોવામાં આવે છે.

### ૧. વિકારની ભ્રાંતિ

જેમ દૂધમાંથી દહિં થાય છે અથવા બીમાંથી ઝાડ થાય છે તેમ બ્રહ્મમાંથી જીવ અને જગત નીકળ્યાં છે એવી જે પ્રતીતિ થાય તેને વિકારની ભ્રાંતિ કહે છે. જગત એ બ્રહ્મનો વિકાર નથી પણ એક પ્રકારનો આરોપ છે અથવા એક પ્રકારની માયા છે એનું સમજાવવા માટે સુત પુરાણી પહેલા સ્કંધના ત્રીજા અધ્યાયમાં શ્લોક ૩૦ થી ૩૩ સુધી ખુલાસો કરે છે. બીજી વાર શુકદેવજી પરીક્ષિત રાજાને બીજા સ્કંધમાં (૨-૧૦-૩૫) કહે છે કે આ સૃષ્ટિ માયાના સંબંધવાળી હોવાથી જ્ઞાની પુરુષો એને સાચી માનતા નથી. ત્રીજી વાર એવો જ પ્રશ્ન જ્યારે વિદુરજી ત્રીજા સ્કંધમાં મૈત્રેયજીને પુછે છે (૩-૭-૨) ત્યારે મૈત્રેયજી જવાબ આપે છે કે વિરુદ્ધ સ્વભાવવાળું આ જગત સ્વપ્નની માફક માયામાત્ર છે (૩-૭-૧૦) અને ચોથા સ્કંધમાં સનત્કુમાર જ્યાં પૃથુરાજાને ઉપદેશ આપે છે (૪-૨૨-૩૮) ત્યાં કહે છે. કે પરમાત્મામાં આ કાર્યકારણરૂપ સમ્પૂર્ણ પ્રપંચ દોરડીમાં ભ્રાંતિથી દેખાતા સર્પની માફક મિથ્યા છે. આ પ્રમાણે જોતાં જગત એ બ્રહ્મનો વિકાર નથી પણ વિવર્ત છે. વિકાર જોવો એ એક પ્રકારની ભ્રાંતિ છે.

### ૨. ભેદ-ભ્રાંતિ

ભેદ પાંચ પ્રકારનો છે. ૧. જીવ-ઈશ્વરનો ભેદ (૨) જીવનો પરસ્પર ભેદ (૩) જડનો પરસ્પર ભેદ. (૪) જીવ-જડનો ભેદ અને (૫) જડ અને ઈશ્વરનો ભેદ. એ પાંચ પ્રકારનો ભેદ જોવો એ ભ્રાંતિ છે. એવી ભ્રાંતિનું ખરું સ્વરૂપ જ્યારે સનકાદિ વૈકુંઠમાં ભગવાનનાં દર્શન કરવા જાય છે અને જય વિજય તેમને દરવાજા આગળ અટકાવે છે ત્યાં આજ્ઞા આપેલું છે. (૩-૧૫-૩૨) ત્યાં

સનકાદિ જય વિજયને કહે છે કે જેની બગલમાં સંપૂર્ણ જગત સ્થિત છે એવા સર્વાત્મા હરિમાં અહીં રહેવાવાળા જ્ઞાની પુરુષ ઘટાકાશ અને મહાકાશની માફક પોતાનો અને કોઈનો ભેદ જોતા નથી તો તમે દેવરૂપધારી હોવા છતાં પ્રભુના વિષયમાં આવો ભેદભાવ કેમ થયો ? પછી સનકાદિએ તેમને શાપ આપ્યો અને જય-વિજયને ત્રણ જન્મ લેવા પડયા એ વાત આગળ આવી ગયેલ છે. બિંબ-પ્રતિબિંબના દૃષ્ટાંતથી પણ આવા ભેદની ભ્રાંતિ દૂર થાય છે, પ્રતિબિંબ જેમ ઉપાધિકાળે દેખાય છે તેમ જીવ પણ ઉપાધિકાળે દેખાય છે.

### ૩. કર્તા-ભોક્તાપણાની ભ્રાંતિ

અંતઃકરણના ધર્મની (કર્તા-ભોક્તાપણાની) આત્મા વિષે પ્રતીતિ થાય તેને કર્તા-ભોક્તાપણાની ભ્રાંતિ કહે છે જેમ લાલ વસ્ત્ર ઉપર સ્ફટિકમણિની માળા રાખેલ હોય તો સ્ફટીકમાં લાલ રંગ સંયોગસંબંધથી ભાસે છે; પરંતુ એ વસ્ત્રનો ધર્મ છે. વસ્ત્ર અને સ્ફટીકનો વિયોગ થાય તો સ્ફટીકમાં લાલ રંગ ભાસતો નથી. તે સ્ફટીકનો ધર્મ નથી પરંતુ ભ્રાંતિથી સ્ફટિકમાં ભાસે છે. તેમ અંતઃકરણનો ધર્મ કર્તા-ભોક્તાપણાનો આત્મામા તાદાત્મ્ય સંબંધથી ભાસે છે. પરંતુ તે અંતઃકરણનો ધર્મ છે. સુષુપ્તિમા (એટલે ગાઢ નિદ્રામા) અંતઃકરણ અને આત્માનો વિયોગ થતાં આત્મામાં એ ધર્મ ભાસતો નથી. માટે તે આત્માનો ધર્મ નથી. આ બાબત ઉપર કપિલ આખ્યાનમાં વારવાર કપિલ ભગવાને માતા દેવહૂતિને સમજાવી આપેલ છે. (૩-૭-૧) ૩-૨૬-૧૬) જડ-ચેતનના ધર્મને જુદા કરવા એ જ સાંખ્ય શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે

### ૪ સગની ભ્રાંતિ

આત્માનો દેહ વગેરેમાં અહંતારૂપ અને ઘર વગેરેમાં મમતારૂપ સબંધ છે. તેને સંગની ભ્રાંતિ કહે છે. એવી ભ્રાંતિને લઈને ધ્રુવે વિષ્ણુ ભગવાન પાસે રાજ્ય માગ્યું અને પછીથી તે પસ્તાય છે. દક્ષયજ્ઞમાં જવા માટે સતીએ હઠ કરી અને શંકર ભગવાનને કહ્યુ કે જો કે આ ત્રિગુણાત્મક જગત આપથી પૃથક્ નથી છતાં મારો સ્ત્રીનો સ્વભાવ હોવાથી મને મારી જન્મભૂમિ જોવાની ઇચ્છા થઇ છે. સંગની ભ્રાંતિ માટે ચોથા સ્કંધમાં પુરંજન-આખ્યાન પણ આગળ આવી ગયેલ છે અને પ્રચેતાએ પણ ગૃહસ્થાશ્રમના સંગથી પોતાને મળેલું જ્ઞાન ભૂલી ગયા હતા (૪-૩૧-૬) સંગની ભ્રાંતિ ઘટાકાશ અને મહાકાશના દૃષ્ટાંતથી દૂર થાય છે. એ દૃષ્ટાંત શુકદેવજીએ પરીક્ષિત રાજાને છેલ્લી વખતે (૧૨ મા સ્કંધમાં), આપેલ છે. ઘટની ઉપાધિવાળા આકાશને ઘટાકાશ કહે છે. તે આકાશ ઘટના સંબંધથી ભાસે છે તો પણ ઉત્પત્તિ, નાશ વગેરે ઘટના ધર્મ છે; આત્માના નથી. તે આકાશને સ્પર્શ કરતા નથી; કારણ કે આકાશ અસંગ છે. આકાશનો સબંધ ઘટની સાથે ભાસે છે તે ભ્રાંતિ છે. તેવી જ રીતે દેહ વગેરે સંઘાતરૂપ ઉપાધિવાળો આત્મા જીવ કહેવાય છે તે આત્મા સંઘાતની સાથે ભાસે છે. પણ જન્મમરણ સંઘાતના ધર્મ છે. તે આત્માને સ્પર્શ કરતા નથી; કારણ કે સંઘાત દશ્ય છે અને આત્મા દ્રષ્ટા છે. આત્મા, સંઘાતથી જુદો છે વળી સંઘાત પંચ મહાભૂતનો છે. માટે તેની સાથે અહંતા-મમતારૂપ સંબંધ એ ભ્રાંતિ છે.

### ૫. બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ

ઉપર પહેલી ભ્રાંતિમાં કહ્યું તેમ જગત બ્રહ્મમાં આરોપિત છે, અથવા કલ્પિત છે. જે વસ્તુ જેમાં કલ્પિત હોય તે વસ્તુ તેનાથી ભિન્ન સિદ્ધ થઈ શકે નહિ. જેમ સ્વપ્ન સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત છે તો તે સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન નથી. રજ્જુમાં સર્પ, છીપમાં રૂપુ વગેરે દૃષ્ટાંતો પણ આમાં લાગુ થઇ શકે છે. કનક-કુંડળનો દૃષ્ટાંત પણ ઘણે ઠેકાણે વપરાય છે કનકથી કુંડળ ભિન્ન નથી. જેમ બ્રહ્મથી જગત ભિન્ન નથી. એ દૃષ્ટાંત દશમ સ્કંધમાં વેદસ્તુતિમાં પણ આપેલો છે. આવા અનેક પ્રકારના અધ્યાસથી અથવા અનેક પ્રકારની ભ્રાંતિથી જીવ ભૂલમાં પડે છે અને પાછલી ભૂલો નવી ભૂલોનું કારણ બને છે તેવી સ્મૃતિને અને તેવા સ્મરણને પૂર્વચિત્તિ નામની અપ્સરા કહે છે એવા સસ્કારને લઇને ભરત રાજા રાજ્ય છોડી જંગલમાં તપ કરવા ગયા તો પણ ત્યાં હરણમાં મમતા રહી ગઈ અને પોતાને હરણ થવુ પડ્યુ એ વાત પાંચમા સ્કંધમાં મુખ્ય કથા રૂપે આવે છે

પાંચમા સ્કંધમાં જે ભાષા આવે છે તેમા ગદ્ય-પદ્યનું મિશ્રણ છે. ભાગવતના બીજા બધા સ્કંધથી આ સ્કંધની ભાષામાં ફેર પડી જાય છે તેથી કેટલાક માણસો એમ માને છે કે પાંચમો સ્કંધ કોઈએ

પાછળથી ભાગવતમાં ઘૂસાડી દીધેલ. હશે; પણ એવું જણાતું નથી. ભાગવતનો મુખ્ય વિષય તેમાં ચાલુ રહે છે. વળી પાંચમા સ્કંધમાં જે ભૂગોળ અને ખગોળનું વર્ણન આપવામાં આવેલ છે તે હાલની ભૂગોળ અને ખગોળને મળતું આવતું નથી; તેથી પણ ઘણા વિદ્વાનોને પાંચમો સ્કંધ સમજવો મુશ્કેલ પડે છે. એ વિષે જ્યાં ભૂગોળનો વિષય આવશે ત્યાં અમે વધારે ખુલાસો કરીશું.

ચોથા સ્કંધમાં છેલ્લા અધ્યાયમાં એવી વાત આવી કે પ્રચેતાઓને રુદ્રે અને વિષ્ણુએ આપેલું જ્ઞાન ગૃહસ્થ-ધર્મમાં રહેવાથી તેઓની સ્મૃતિ બહાર ગયું. તેથી ગૃહસ્થધર્મ કેવો કઠણ છે તે જણાઈ આવે છે. તેના અનુસંધાનમાં પાંચમા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે પરમ ભક્ત પ્રિયવ્રત રાજા આત્મારામ હોવા છતાં ભ્રાંતિ વધારનાર એવા ગૃહસ્થાશ્રમમાં કેમ રહ્યા હતા? એવા મહા પુરુષોને ઘર વગેરેમાં અભિમાન થતું નથી. માટે મને એવો સંદેહ થાય છે કે પ્રિયવ્રતે સ્ત્રી, ઘર અને પુત્રમાં આસક્ત રહીને કેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત કરી અને ભગવાન કૃષ્ણમાં તેને અવિચળ ભક્તિ કેવી રીતે થઈ!

શુકદેવજી કહે છે—હે રાજા! તારું કહેવું ઠીક છે. જેમનું ચિત્ત ભગવાનના ચરણકમળમાં આસક્ત છે તેઓને કોઈ વિઘ્ન આવે તો પણ તેઓ ભગવદ્‌ભક્ત અને પરમહંસોને પ્રિય એવી ભગવાનની કથારૂપ કલ્યાણનો માર્ગ છોડતા નથી. રાજા પ્રિયવ્રત મહાન ભક્ત હતો. તેને નારદજીની સેવાથી સુગમતાથી પરમાર્થ-તત્ત્વનો બોધ થયો હતો તે આત્મચિંતનમાં વખત ગાળવા માટે રાજ્યકારભારમાંથી નિવૃત્ત થઈ જવાની ઇચ્છા કરતા હતા. તેમના પિતા મનુએ તેમને રાજ્ય સોંપ્યું તો પણ અસત્ પ્રપંચથી આત્મસ્વરૂપને આવરણ આવી જશે એવું જાણી તેમણે રાજ્યનો સ્વીકાર કર્યો નહિ. તેથી આ જગતની વૃદ્ધિ કેવી રીતે થશે એમ જાણી બ્રહ્માજી પોતાનો પાર્ષદો સહિત સત્ય લોકથી ઉતર્યા અને રાજા પ્રિયવ્રતની પાસે આવ્યા. ત્યાં નારદજી, મનુ અને પ્રિયવ્રત બેઠા હતા. તેમણે ઊભા થઈ બ્રહ્માનું સન્માન કર્યું. બ્રહ્માએ પ્રિયવ્રતને કહ્યું કે "હું તથા બધા દેવો ભગવાનની આજ્ઞામાં રહી અમારું પ્રારબ્ધ પૂરું કરીએ છીએ; જીવન્મુક્ત પુરુષોને પણ પોતાનું પ્રારબ્ધ ભોગવવું પડે છે પણ તેઓ દેહમાં અભિમાન કરતા નથી અને બીજો દેહ આપનાર સંસ્કારોનો સ્વીકાર કરતા નથી. જેઓ ઇંદ્રિયોને વશ રહે છે તેમને વનમાં પણ ભય રહે છે. જેઓ જિતેન્દ્રિય છે તેઓ આત્મામાં રમણ કરવાવાળા છે. તેમને ગૃહસ્થાશ્રમમાં રહેવાથી કાંઈ નુકશાન થતું નથી. વળી જેમની ઇચ્છા કામ-ક્રોધ જીતવાની હોય તેમને પહેલાં ઘરમાં રહીને તે જીતાઈ ગયા પછી ગમે ત્યાં ફરી શકાય છે. માટે ભગવાને આપેલ ભોગોનો ઉપયોગ કરો અને પછી નિઃસંગ થઈને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાઓ."

પ્રિયવ્રતે (પોતે નાના હોવાથી) વડીલની આજ્ઞા પાળવી જોઈએ એમ માની બ્રહ્માના બોધ પ્રમાણે રાજ્યનો સ્વીકાર કર્યો; પછી બ્રહ્માજી પોતાના લોકમાં ચાલ્યા ગયા પછી પ્રિયવ્રત રાજાએ વિશ્વકર્માની પુત્રી બર્હિષ્મતીની સાથે વિવાહ કર્યો, તેનાથી તેને દશ પુત્ર થયા તે શીલ, ગુણ, કર્મ, રૂપ અને વીર્યમાં પિતાની સમાન હતા. તે ઉપરાંત તેને ઊર્જસ્વતી નામની એક કન્યા પણ થઈ. પ્રિયવ્રત રાજાએ આ પ્રમાણે ઘણાં વર્ષ રાજ્ય કર્યું પણ પોતાની આત્મનિષ્ઠા ચાલુ રાખી હતી. એકવાર તેને એવો વિચાર આવ્યો કે જ્યારે સૂર્ય સુમેરુ પર્વતની પરિક્રમા કરે છે અને જગતને પ્રકાશ આપે છે ત્યારે અર્ધી પૃથ્વીમાં પ્રકાશ પડે છે અને અરધી અંધકારમાં રહે છે તે ઠીક નથી; માટે હું મારી ભક્તિની શક્તિથી રાત્રિને પણ દિવસ કરી નાખું તો ઠીક એવો વિચાર કરી એક જ્યોતિર્મય રથમાં ચડી બીજા સૂર્યની સમાન સૂર્યની પાછળ પાછળ પૃથ્વીની સાતવાર પરિક્રમા કરી. તે વખતે તેમના રથના પૈડાની ધારથી સાત સમુદ્ર થઈ ગયા અને તેથી પૃથ્વીમાં સાત દ્વીપ થઈ ગયા. તે દ્વીપનાં નામ નીચે પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| ૧. જંબુ | ૫. ક્રૌંચ | અહીં બીજો સૂર્ય એટલે જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ કરવાની વાત છે અને સાત દ્વીપ એટલે જ્ઞાન માટે સાત ભૂમિકા સમજવાની છે. |
| ૨. પ્લક્ષ | ૬. શાક | |
| ૩. શાલ્મલિ | ૭. પુષ્કર | |
| ૪. કુશ | | |

આ દરેક દ્વીપ ઉપર એક ઝાડ હતું અને ઝાડના નામ ઉપરથી તે તે દ્વીપનું નામ પડ્યું છે. પોતાના પુત્રમાંથી પ્રિયવ્રતે ૭ પુત્રોને સાત દ્વીપના રાજા બનાવ્યા. આ બધા દ્વીપ વગેરેનો આધ્યાત્મિક અર્થ હવે પછીના લેખોમાં તેના વિસ્તાર વર્ણન પ્રસંગે આવશે.

જેમ યાજ્ઞવલ્કય મુનિને સંસારમાં રહેવાથી પશ્ચાતાપ થયો હતો એમ એક વાર પ્રિયવ્રત રાજાને પણ એમ લાગ્યું કે મારા જીવનમાં બહુ અનર્થ થયો; મારી વિષયલોલુપ ઇન્દ્રિયોએ મને અવિદ્યાવાળા વિષયરૂપી કૂવામાં નાખી દીધો, હવે વિષયભોગ ઘણા થઈ ગયા. સ્ત્રીના ક્રીડામૃગ જેવા મને ધિક્કાર છે એવી ભાવનાથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેણે પોતાનું રાજ્ય પોતાના પુત્ર આગ્નીધ્રને સોંપી નારદજીએ બતાવેલ ભક્તિમાર્ગની સાધના એકાંતમાં શરૂ કરી.

હવે પ્રિયવ્રતના પુત્ર અગ્નીધ્ર રાજગાદી ઉપર બેઠા અને પ્રજાનું પાલન કરવા લાગ્યા. એકવાર પિતૃલોકની કામનાથી (એટલે સત્પુત્રની પ્રાપ્તિ માટે) તે મન્દરાચલ પર્વતની ગુફામાં ગયા અને ત્યાં પૂજાની સામગ્રી લઈ એકચિત્તથી બ્રહ્માજીની આરાધના શરૂ કરી. બ્રહ્માજીએ તેમની ઇચ્છા જાણી પોતાની સભામાં ગાયન કરનાર પૂર્વચિત્તિ અપ્સરાને તેમની પાસે મોકલી. બ્રહ્મા એ રજોગુણનું સ્વરૂપ છે. તેમની સભામાં પણ રજોગુણી વૃત્તિ જ રહે. એવી વૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે જ જીવને પુત્રની પ્રાપ્તિ થાય. પણ એનું જોર એવું છે કે ઘણા માણસો એને જીતવામાં હારી જાય છે. ગીતામાં પણ ભગવાન અર્જુનને કહે છે કે "તું કામરૂપ શત્રુને માર" જેણે કામ જીત્યો તેણે બધુ જીત્યું. જેણે કામ જીત્યો હોય તે સંસારમાં રહે તો યે લેપાતો નથી; પણ એ કેટલું અઘરૂં કામ છે એ બધના અનુભવની વાત છે. એ પૂર્વચિત્તિ નામની અપ્સરા છે. એને લઈને જ બધો સંસાર છે. છોકરાં ઉત્પન્ન થયા પહેલાં પણ તેમને માટે ઘર બાંધવામાં આવે છે, તેમને માટે પૈસો ભેગો કરવામાં આવે છે, તેમને માટે લોકસંબંધ વધારવો પડે છે. એ બધો કામનો પ્રતાપ છે તેના જોરનું વધારે વર્ણન નવમા સ્કંધમાં આવે છે તેનાથી અનાત્મામાં આત્મબુદ્ધિ થાય છે જ્યારે દેહ હું છું એમ લાગે છે. ત્યારે દેહનું સુખ એ આત્માનું સુખ છે એમ પણ માનવામાં આવે છે. પહેલાં જે ભૂલ થઇ તે ભૂલ વારંવાર બીજી એવી ભૂલો કરાવે છે અને તેથી તે વૃત્તિનું બીજું નામ પૂર્વચિત્તિ નામની અપ્સરા છે. છતાં જેને પુત્ર વગેરે જોઇએ તેને તે જાતની વાસના જરૂરની છે. તેથી બ્રહ્માએ પૂર્વચિત્તિ નામની અપ્સરાને આગ્નીધ્રરાજા પાસે ઉપવનમાં મોકલી. તે આશ્રમની નજીકના ઉપવનમાં આવી ફરવા લાગી. તે વનમાં મોર, કોયલ વગેરેના ટહુકા થતા હતા; તળાવની અંદર તળાવના પક્ષીઓ રમતા હતા. પૂર્વચિત્તિના પગના નૂપુરનો અવાજ સાંભળી રાજાએ ધ્યાન છોડી આંખો ખુલી કરી જોયુ તો તેમના જોવામાં પૂર્વચિત્તિ અપ્સરા આવી. તેનું સૌંદર્ય ઘણું હતું; તે દેવો અને મનુષ્યોના મનને પણ હરણ કરે તેવી હતી; તેની ગતિ ક્રીડા, લજ્જા, વિનય, મૃદુવાણી અને અંગની બનાવટથી પુરુષોના હૃદયમાં કામનો પ્રવેશ થતો હતો. એ જ પૂર્વચિત્તિનું ખરૂં સ્વરૂપ છે.

આગ્નીધ્ર રાજાએ તેને પૂછ્યું કે" "તું કોણ છે! તું ભગવાન પરમ પુરુષની કોઈ માયા તો નથી ને? શું તું વિષયાસક્ત જીવોનો શિકાર કરવા નીકળી છે! તું ક્યા લોકમાંથી આવી છે? તારૂં ભોજન શું છે? તારી રમત મારાં નેત્રોને ચચળ કરી દે છે. તેં આવું સુંદર રૂપ ક્યા તપના પ્રભાવથી પ્રાપ્ત કરેલ છે? શું બ્રહ્માજીએ મારા ઉપર પ્રસન્ન થઇને તને મારી પાસે મોકલેલ છે! હવે હું તને છોડનાર નથી; કારણ કે મારાં નેત્ર બીજે જઈ શકતાં નથી. માટે તારી ઇચ્છા જ્યાં જવાની હોય ત્યાં મને લઇ ચાલ અને તારી સખીઓને પણ સાથે લઈ ચાલ."

આ પ્રમાણે રાજાએ વિષયી પુરુષોની સમાન વાતો કરી તે અપ્સરાને પ્રસન્ન કરી અને તે અપ્સરાએ પણ રાજાની બુદ્ધિ, શીલ, રૂપ, અવસ્થા, લક્ષ્મી અને ઉદારતા વગેરે ગુણોથી મોહિત થઈ તેની સાથે એક હજાર વર્ષ સુધી ભોગ ભોગવ્યા. ટુંકામાં, આપણાં પાછલા કર્મનું સ્મરણ એ જ નવા ભોગનું કારણ છે. તેના સંબંધથી રાજાને નવ પુત્ર થયા. એ નવ પુત્ર ઉત્પન્ન થયા પછી પૂર્વચિત્તિ પાછી બ્રહ્માના લોકમાં ચાલી ગઈ. તે નવ પુત્રો મોટા થયા અને પછી પોતાના નામવાળા જંબુદ્વીપના નવ ખંડનુ રાજ્ય કરવા લાગ્યા. રાજા આગ્નીધ્ર સંસારના ભોગથી અતૃપ્ત રહેવાના કારણે અપ્સરાને જ પરમ પુરુષાર્થ માનવાથી, અતે પિતૃલોકને પ્રાપ્ત થયા કે જ્યાં માણસો ઘણા પ્રકારનાં ભોગમાં મસ્ત રહે છે. પછી નવ ભાઇઓએ નવ કન્યા સાથે વિવાહ કર્યો. તેમાં નાભિએ મેરૂની પુત્રી મેરૂદેવીની સાથે લગ્ન કર્યું હતું.

નાભિએ મેરૂદેવી સહિત પુત્રની કામનાથી એકાગ્રતાપૂર્વક ભગવાન યજ્ઞપુરુષનું પૂજન કર્યું. તેના પરિણામે તેને ભગવાને દર્શન આપ્યા. તે વખતે ઋત્વિજો ભગ-

વાનની સ્તુતિ કરતા કહેવા લાગ્યા કે પ્રકૃતિ અને પુરુષથી અતીત આપનુ જે સ્વરૂપ છે, તેનું પ્રાકૃત નામ અને રૂપથી કોણ વર્ણન કરી શકે ! ( સગુણ સ્વરૂપ અનંત હોવાથી માત્ર તેના એકદેશનું જ વર્ણન થઈ શકે છે) ભક્તો જે ભેટ આપે તેનાથી આપ સંતોષ પામો છો અને ભક્તને અનુકૂળ થઇ જાઓ છો. આપને અમારા પાસેથી કાંઈ લાભ લેવાનુ પ્રયોજન નથી આપ પરમ આનંદસ્વરૂપ હોવાથી આપને સંપૂર્ણ પુરુષાર્થનું ફળ સર્વદા અભિન્ન ભાવથી સ્વભાવત પ્રાપ્ત છે, છતા અમે સકામ હોવાથી અમારે આપની ઉપાસના કરવી જ જોઈએ. આપના ગુણોની સ્તુતિ કરવાથી અમને આનંદ મળે છે અને અમારા અંતઃકરણના મેલ ( રાગદ્વેષ વગેરે) ધોવાઈ જાય છે. માટે અમે એટલુ જ માગીએ છીએ કે હરતાં ફરતાં બધી અવસ્થામાં અમે આપનું સ્મરણ કર્યા કરીએ. આ રાજર્ષિ નાભિ આપના જેવા પુત્રની કામનાથી આપની ભક્તિ કરે છે આપની માયાને કોણ તરી શકે! શ્રી ભગવાને કહ્યુ-તમારું માગનું બહુ આશ્ચર્યવાળું છે. મારા સમાન મારા જેવો બીજો કોઈ નથી, તેથી હું જ અંશ-કલાથી નાભિને ત્યાં અવતાર લઈશ.

પછી ભગવાન અંતર્ધાન થઇ ગયા. કેટલોક વખત ગયા પછી મરુદેવીના ગર્ભથી દિગંબર સંન્યાસી અને ઊર્ધ્વરેતા મુનિજનોનો ધર્મ પ્રગટ કરવા માટે શુદ્ધ સત્ત્વમય ભગવાન ઋષભદેવજીનો અવતાર થયો. તે અવતાર ભાગવતમાંના ૨૪ અવતારોમાંનો એક છે અને જૈન ધર્મમાં તેમને પહેલા તીર્થંકર માનવામાં આવેલ છે. તેમનામાં સમતા જ્ઞાન અને વૈરાગ્ય પહેલેથી જ હતાં. તેમજ તેજ, બલ, ઐશ્વર્ય, યશ, વીર્ય અને શૂરવીરતા હોવાથી તેમનું નામ ઋષભ રાખવામાં આવેલ હતું. એકવાર તેમના રાજ્યમાં ઇંદ્રે વર્ષાદ ન કર્યો એટલે ઋષભદેવજીએ પોતાની યોગમાયાથી પોતાના અજનાભ ખંડમાં ખૂબ વરસાદ વરસાવ્યો. પછી ઋષભદેવજી મોટા થતાં તેમને રાજ્ય સોંપી રાજા નાભિ અને રાણી મરુદેવી તપ કરવા બદરિકાશ્રમ ચાલ્યાં ગયાં. ત્યાં ઘોર તપ કરીને તે સમાધિયોગથી ભગવાનના સ્વરૂપમાં લીન થઇ ગયાં.

ઋષભદેવજીએ ઇંદ્રની કન્યા જયન્તી સાથે વિવાહ કર્યો, તેનાથી તેમને ૧૦૦ પુત્ર ઉત્પન્ન થયા. તેમાં મહાયોગી ભરતજી બધાથી મોટા હતા અને ઉત્તમ ગુણવાન હતા. એમના નામથી આપણા દેશને ભારતવર્ષ કહે છે. તેમનાથી નાના નવ રાજકુમાર ભરતના ગુણોને અનુસાર વર્તનારા હતા. બીજા નવ ભાઈઓ નવ યોગેશ્વર થયા. તેની હકીકત એકાદશ સ્કંધમાં આવે છે. તે પરમ ભાગવદ્ભક્ત હતા; બાકીના ૮૧ પિતાની આજ્ઞાનું પાલન કરવાવાળા અને કર્મમાર્ગમાં પ્રવર્તનાર હતા.

ઋષભદેવજી (ભગવાનનો અવતાર હોવાથી) મહાજ્ઞાની અને વૈરાગ્યવાન હતા. એક વખત તેમણે પોતાના પુત્રોને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો —

**नायं देहो देहभाजां नृलोके**
**कष्टान्कामानर्हते विड्भुजां ये ।**
**तपो दिव्यं पुत्रका येन सत्वं**
**शुद्ध्येद्यस्माद् ब्रह्मसौख्यं त्वनन्तम् ॥**
**महत्सेवां द्वारमाहुर्विमुक्ते-**
**स्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ।**
**महान्तस्ते समचित्ताः प्रशान्ता**
**विमन्यवः सुहृदः साधवो ये ॥**
(૫-૫-૧-૨)

હે પુત્રો ! આ મર્ત્યલોકમાં મનુષ્યદેહ પામી મનુષ્યોની ફરજ છે કે દુઃખમય વિષયભોગોમાં ફસી ન જવું. આ શરીરથી તો તપનું આચરણ કરવું જોઈએ કે જેનાથી અંતઃકરણ શુદ્ધ થાય અને બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય મહાપુરુષોની સેવા એ મુક્તિનું કારણ છે. મહાપુરુષ તે જ કહેવાય છે કે જે સમાન ચિત્તવાળા હોય, શાન્ત સ્વભાવવાળા, ક્રોધ વગરના, બધાના મિત્ર અને સદાચારમાં સંપન્ન હોય. મારા ભક્તો સ્ત્રી, પુત્ર, ધન વગેરેમાં આસક્ત થતા નથી અને માત્ર શરીરના નિર્વાહ જેટલો જ વ્યવહાર કરે છે. જે માણસ પ્રમાદી હોય છે તે માત્ર ઇંદ્રિયોને સંતુષ્ટ કરવા માટે કર્મ કરે છે. તે જીવન સારું નથી; કારણ કે વાસ્તવમાં વિષયો અસત્ છે અને આત્માને માટે દુઃખદાયક છે. કર્મથી વાસના ઓછી થતી નથી. તેનાથી વારંવાર શરીરનું બંધન પ્રાપ્ત થાય છે. કર્મની વાસનાને વશીભૂત થયેલ ચિત્ત, મનુષ્યોને વારંવાર કર્મમાં જ પ્રવૃત્ત કરે છે. તેથી જ્યાંસુધી જીવની વાસુદેવમાં પ્રીતિ થતી નથી ત્યાંસુધી દેહના બન્ધનથી છૂટાતું નથી જ્યાંસુધી માણસ ઇંદ્રિયોની ચેષ્ટાને મિથ્યા સમજતો નથી ત્યાંસુધી તે મૂઢ પોતાને બુદ્ધિમાન સમજીને વિવેકહીન થઈને, ઘરના સુખમાં રહી ઘણા પ્રકારના ક્લેશ ભોગવે છે. જ્યારે કોઈ મહાપુરુષના

સંગથી કર્મની વાસનાની ગ્રન્થિ (પૂર્વચિતિ) ઢીલી થઈ જાય છે, ત્યારે, તે સંસારના કારણરૂપ અહંકારને ત્યજી પરમપદને પ્રાપ્ત કરે છે. અહંકારરૂપી લિંગશરીરનો નાશ કરવા માટે નીચેના ઉપાય છે.—

૧. ભગવાનમાં ભક્તિભાવ
૨. તૃષ્ણાનો ત્યાગ
૩. દ્વંદ્વોને સહન કરવાં
૪. સંસારને દુઃખરૂપ જોવો
૫. તપથી અને તત્ત્વજિજ્ઞાસાથી સંસારની ચેષ્ટાનો ત્યાગ કરવો.
૬. મારે માટે કર્મ કરવા
૭. મારી કથા નિત્ય સાંભળવી
૮. મારા ભક્તોનો સંગ કરવો
૯. મારા ગુણોનું કીર્તન કરવું
૧૦. વૈરત્યાગ, સમતા અને ઉપશમ.
૧૧. શરીર અને ઘરમાં હું અને મારાપણાનો ત્યાગ કરવો.
૧૨. આત્મવિચાર અને એકાન્તસેવન.
૧૩. ઇંદ્રિયો અને મનનો સંયમ.
૧૪. ગુરુ અને શાસ્ત્રમાં શ્રદ્ધા
૧૫. બ્રહ્મચર્ય
૧૬. બધે મારી સત્તા જોવી
૧૭. યોગસાધન અને તત્ત્વવિચાર

(૫–૫–૧૦–૧૩)

પછી ઉપરનાં સાધનોથી પણ ઉપરામ પામી જવું અને સ્વરૂપમાં નિષ્ઠા કરવી.

પ્રજાને અને શિષ્યોને પણ એવું શિક્ષણ દેવું કે તેમનો મોહ ન વધે. કર્મમાં પુરુષાર્થ માનવાવાળા અજ્ઞાનીઓને ફરીથી કર્મમાં જોડવા નહિ, કારણ કે આંધળાને ખાડામાં નાખવાથી શો પુરુષાર્થ સિદ્ધ થાય ?

गुरुर्न स स्यात् स्वजनो न स स्यात्
पिता न स स्याज्जननी न सा स्यात् ।
दैवं न तत्स्यान्न पतिश्च स स्या-
न्न मोचयेद्यः समुपेतमृत्युम् ॥

અર્થ—જે મનુષ્ય (ભક્તિનો ઉપદેશ કરીને) માથે આવેલ મૃત્યુથી રક્ષા કરતો નથી, તે ગુરુ ગુરુ નથી, સ્વજન સ્વજન નથી, પિતા પિતા નથી, માતા માતા નથી, ઇષ્ટદેવ ઇષ્ટદેવ નથી અને પતિ પતિ નથી

આ ઉપદેશમાં કર્મ કરતાં ભક્તિની કિંમત વધારે આંકેલ છે. ગીતામાં ભગવાન એક જગ્યાએ કહે છે કે જે અજ્ઞાનીઓ કર્મમાં પડ્યા હોય તેમને અધિકાર વગર જ્ઞાનમાં વાળીને બુદ્ધિભેદ કરવો નહિ અહીં એમ કહેલ છે કે તેવાઓને પણ કર્મમાંથી છોડાવવા શ્રીમદ્ ભાગવતનું કામ ૭ દિવસમાં મોક્ષ આપવાનું છે. તેથી જો માણસને કર્મમાં જોડવામાં આવે તો ૭ દિવસમાં કર્મ પૂરાં થાય નહિ વળી સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ વગેરે કર્મ તરત ખપી જાય તેવું પણ નથી-પણ કર્મનો ધણી કે જે પ્રમાતા અથવા અહંકાર છે તેનો નાશ કરવામાં આવે તો બધા કર્મનો અંત આવી જાય. જેમ કોઈ માણસને ૩ સ્ત્રી હોય અને તે માણસ મરી જાય તો ત્રણે સ્ત્રીમાંથી કોઈ સધવા રહેતી નથી, તેમ અહંકાર અથવા પ્રમાતાનો બાધ કરી શકાય તો સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ બધાં કર્મનો અંત આવી જાય.

ભગવાન શ્રી ઋષભદેવજીએ પુત્રોને આ પ્રમાણે ઉપદેશ આપ્યો. પછી બધામાં જે મોટા ભરત હતા તેમને રાજ્ય સોંપી પોતે, દિગંબર અવસ્થા ધારણ કરી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો પ્રચાર કરવા લાગ્યા. તેમના પરિગ્રહમાં માત્ર તેમનું શરીર જ હતું. તે જડ, અંધ, બહેરા જેવા અને ઉન્મત્તની માફક અવધૂતવેષથી રહેતા હતા, અને લોકો વાતો કરવા આવે તો પણ મૌન રાખતા હતા. લોકો તેમને બહુ રીતે કનડતા હતા અને તેમનું અપમાન કરતા હતા; તો પણ પોતે તેમનો કંઈ ખ્યાલ કરતા નહોતા. મિથ્યા શરીરમાં તેને મમત્વ નહોતું. તે કાર્ય–કારણરૂપ સંપૂર્ણ જગતના સાક્ષીરૂપ પોતાના પરમાત્મસ્વરૂપમાં સ્થિત રહેતા અને પૃથ્વી પર એકલા જ ફરતા.

જ્યારે ભગવાન ઋષભદેવજીએ જાણ્યું કે આ જનસમૂહ તેમની યોગસાધનામાં વિઘ્ન કરે છે; ત્યારે તેમણે અજગરવૃત્તિ ધારણ કરી લીધી; અને બેઠાં બેઠાં જ ખાવાપીવાનું અને મળમૂત્ર ત્યાગ કરવાનું કરવા લાગ્યા. છેવટે તે બ્રહ્મમાં અભિન્ન ભાવથી સ્થિતિ પામ્યા. તેમની અંદર ઘણી સિદ્ધિઓ આવી તો પણ તે તેમણે સ્વીકારી નહિ

ઉપર જણાવેલ પૂર્વચિતિ નામની અપ્સરા (પૂર્વકર્મના સંસ્કાર)માં એટલો મોહ રહેલો છે કે જેમ તે સંસારી માણસોને સંસારના મોહમાં નાખે છે તેમ યોગીઓને યોગસિદ્ધિના મોહમાં નાખે છે. તેથી શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે ખરા મહાત્માઓ મનનો વિશ્વાસ કરતા નથી (૫–૬–૨) મહાદેવજી પણ મોહિનીના રૂપમાં મોહ પામી ગયા હતા. જેમ વ્યભિચારી સ્ત્રી જાર પુરુષોના સંગથી પોતાના ઉપર વિશ્વાસ રાખનાર પતિનો કોઈવાર વધ કરે છે તેમ જેઓ મન ઉપર વિશ્વાસ રાખે છે તેઓનું મન કામ અને લોભ વગેરેને અવકાશ આપે છે અને તેમનો પુરુષાર્થ નષ્ટ કરી નાખે છે. કામ, ક્રોધ, લોભ, મદ, શોક, મોહ અને ભય વગેરે શત્રુઓનું

અને કર્મબંધનનું મૂળ કારણ મન છે, એ જ માયા છે, અને એ જ પૂર્વચિતિ છે.

તેથી ભગવાન ઋષભદેવજી પણ અવધૂતવેશથી ફરતા હતા અને પોતાનો ઈશ્વરી પ્રભાવ છૂપાવતા હતા. છેવટે કર્ણાટક પ્રાંતમાં વાંસના વનમાં ફરતા હતા ત્યાં વાંસના અગ્નિથી ઉત્પન્ન થયેલ અગ્નિમા તેમનું શરીર ભસ્મ થઈ ગયું.

આંહી શુકદેવજી પરીક્ષિત રાજાને એમ કહે છે કે જ્યારે કળિયુગમાં અધર્મની વૃદ્ધિ થશે ત્યારે કુકટ દેશના રાજા અર્હત ઋષભદેવજીના આચરણપ્રમાણે વર્તન કરીને જૈન ધર્મ ફેલાવશે. ઋષભદેવજીએ પોતાના જ્ઞાનના બળથી પોતાની નિષ્ઠા સારી રાખવાને માટે અવધૂતવેશ ધારણ કર્યો હતો તેથી તેમને શરીરને સ્નાન કરાવવાની પરવા નહોતી અને કોઈ વખતે વાળ ખેંચીને પણ કાઢી નાખતા હશે. તેને બદલે હાલમા જૈન ધર્મમાં પાણી વધારે ઢોળવાની મના અને સાધુઓમાં વાળ ખેંચી કાઢવાની પ્રથા ચાલુ થઈ ગઈ છે. જો વાળ ખેંચીને કાઢવાની પ્રથા તે ધર્મમાંથી કાઢી નાખવામાં આવે તો ઘણા વિદ્વાનો અને ગ્રેજ્યુએટો પણ જૈન ધર્મમાં સાધુ થવાનું પસંદ કરે અને તે ધર્મ યથાર્થ રીતે લોકોને સમજાવે. વળી પાણી ઓછું વાપરવાનો રિવાજ મારવાડમાંથી કદાચ આવેલ હોય. ત્યાં પાણીની બહુ તંગી અને કૂવા બહુ ઊંડા હોવાથી ધર્મની ખાતર પણ પાણી ઓછું વાપરવાની આજ્ઞા સાધુઓએ લોકોને કરેલ હોય એવો સંભવ છે. પછી એ ટેવ એટલી બધી વધી ગઈ કે એક જૈન ધર્મવાળા કોઈની સાથે વાતચિત કરતાં એમ કહેતા કે "જુઓ! ધર્મ તો રાખ્યો રખાય, હું એટલી સંભાળપૂર્વક ધર્મ રાખું છું કે, ચાલીશ વર્ષ થયાં ન્હાયો નથી." આવી બાબતમાં કેટલીકવાર એટલી બધી અતિશયતા આવી જાય છે કે વહુને ન્હાવું હોય અને સાસુને પૂછે કે હું ન્હાઉં અને સાસુ હા પાડે તો ન્હાવાનું અને પાણી ઢોળવાનું પાપ સાસુને લાગે. xxxxઆના બીજો અર્થ એમ પણ હોય કે જે પાણીથી (વીર્યથી) માણસની ઉત્પત્તિ થાય છે તે પાણી ઓછું ઢોળવું જોઈએ-એટલે બ્રહ્મચર્ય પાળવું જોઈએ. એ બાબત ઉપર જૈન ધર્મવાળાએ અને બીજાઓએ ખાસ ધ્યાન રાખવું જોઈએ.

જૈન ધર્મમા દેરાવાસી જૈનો ભક્તિમાર્ગને પસંદ કરે છે; સ્નાન પણ કરે છે, મૂર્તિ પાસે અગરબત્તી કરે છે અને આરતી વગેરે પણ કરે છે. હવા, પાણી અને તેજ કે જે ભગવાને આપણને પુષ્કળ પ્રમાણમાં આપેલાં છે તેનાથી દેરાવાસી જૈનો બીતા નથી. તેમના સાધુઓ મુમની પણ કોઈ વખતે જ વાપરે છે. મુમનીમાં એક ગુણ એ લાગે છે કે તેનાથી માણસનું મોઢું દેખાતું નથી તેથી માણસનું રૂપ ઘણે અંશે છૂપાય છે, તેથી મોહ પણ ઓછો થાય છે. એ કારણને લઈને મુસલમાની સ્ત્રીઓ બુરખો રાખે છે અને હિંદુ સ્ત્રીઓમાં પણ કેટલીક મુમતીની માફક લાજ કાઢે છે.

જૈન ધર્મમાં જેઓ દિગંબરી સંપ્રદાયના હોય છે તેઓ જ્ઞાનમાર્ગને પસંદ કરે છે અને ઋષભદેવજીની માફક અવધૂતવેશે રહે છે. તેઓ બિલકુલ વસ્ત્ર પહેરતા નથી અને બહુ કડક નિયમ પાળે છે. જૈન ધર્મના જ્ઞાનની ભૂમિકા શ્રીમદ્‌ભાગવતમાં આપેલી નથી પણ ઋષભદેવજી તેમના પહેલા તીર્થંકર હતા એવું જાણવામા આવે છે. જૈન ધર્મ પ્રમાણે મુખ્ય સાધન આ પ્રમાણે હોય છે.—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, તપ, પરિસહ, વીતરાગપણું, સત્સંગ, શ્રદ્ધા, દાન સમભાવ, વિવેક, વ્રત પચકાણ, નિવૃત્તિ વગેરે. તેઓ નવ તત્ત્વને માને છે તે આ પ્રમાણે છે: જીવ, અજીવ, પાપ, પુણ્ય, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. વળી તેઓ નિશ્ચય—નય અને વ્યવહાર-નય દ્વારા સ્યાદ્‌વાદની પદ્ધતિ સમજાવે છે. તેમનામાં સમયસારનો ગ્રંથ એ ગીતાના જેટલો ઉપયોગી મનાય છે.

વેદાન્તમા જેમ જ્ઞાનમાર્ગની ૭ ભૂમિકા યોગવાસિષ્ઠમાં આપવામા આવેલી છે; તેમ જૈન ધર્મમાં ૧૪ ભૂમિકા છે. તેના નામ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧. મિથ્યા દૃષ્ટિ | ૮. અપૂર્વ કરણ |
| ૨ સાસ્વાદન | ૯. અનિવૃત્તિ બાદર |
| ૩ સમ્યક્ મિથ્યા દૃષ્ટિ | ૧૦. સૂક્ષ્મ સંપાય |
| ૪ અવિરત સમ્યક્ દૃષ્ટિ | ૧૧. ઉપશાંત મોહ |
| ૫. દેશ વિરતિ | ૧૨. ક્ષીણ મોહનીય |
| ૬. પ્રમત્ત સયત | ૧૩. સયોગ ગુણ સ્થાન |
| ૭. અપ્રમત્ત સયત | ૧૪. અયોગ ગુણસ્થાન. |

પૂર્વચિતિ નામની અપ્સરા સાધકને કેટલા પ્રકારના મોહમા નાખે છે તે ઉપરની ૧૪ ભૂમિકા ઉપરથી સમજવામા આવશે. જૈન ધર્મવાળા એમ માને છે કે આપણું જગત ભગવાને રચેલ નથી. ભગવાન આન-

રૂપ છે તેથી તે દુખ અને અજ્ઞાન વાળુ જગત રચે નહિ તેથી તેઓ ચૈતન્ય ઉપરાંત બીજી પર વસ્તુ (એટલે અજીવ અથવા જડ) ને પણ સાચી વસ્તુ માને છે, તેથી તે સમ્પ્રદાય અનેકાન્તિક વાદવાળો મનાય છે આવી પ્રકૃતિ ઘણા તપથી જ વશ થઇ શકે તેથી તેઓએ ૧૪ ભૂમિકા કરીને પ્રકૃતિથી છુટવાનો ક્રમ ઉપર પ્રમાણે જણાવેલ છે

ઋષભદેવનો અવતાર રજોગુણથી ભરેલા લોકોને મોક્ષમાર્ગનો ઉપદેશ આપવા માટે થયો હતો (૬-૫-૧૨) તે પરમહંસધર્મનું આચરણ કરતા હતા એવા પરમહંસોની કથા શ્રીમદ્ ભાગવતમાં આવે છે તેથી ભાગવતને પરમહંસ-સંહિતા કહેવામાં આવે છે શુકદેવજી પોતે જ પરમહંસ છે અને પરીક્ષિત રાજાને કહે છે કે " આવી કથાઓ સાંભળવાથી પુરુષોને ભગવાન વાસુદેવમાં અનન્ય ભક્તિ ઉત્પન્ન થાય છે ' કેટલાક પંડિતજનોને ભક્તિમાં એટલું સુખ લાગે છે કે તેઓ મોક્ષની પણ ઇચ્છા કરતા નથી. કારણ કે ભગવાનના નિજ જન થવાથી તેમના બધા પુરુષાર્થ સિદ્ધ થાય છે હે રાજા પરીક્ષિત ! શ્રી કૃષ્ણ તમારા અને યદુવંશના કોઇવાર રક્ષક થયા છે, કોઇવાર ગુરુ, કોઇવાર ઇષ્ટદેવ કોઇવાર મિત્ર, કોઇવાર કુલપતિ અને કોઇવાર દૂત પણ બન્યા છે ભગવાન પોતાના ભક્તોનાં અનેક કર્મ કરે છે અને તેમને મોક્ષ પણ આપે છે પણ ભક્તિયોગ તો કોઇકને જ આપે છે

**मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् ।**

(૫-૬-૧૮) ભક્તિમાર્ગ કેટલો કઠિણ છે તે હવે પછીના ભરતચરિત્રમાં આપવામાં આવેલ છે ભરતે રાજ્ય છોડ્યુ, તો પણ એક હરણમાં પ્રીતિ રહી જવાથી તેને હરણ થવુ પડ્યુ તેથી જો કે પ્રેમની જરૂર છે પણ તેમાં ભૂલ થાય તો કેવી જાતની માયા લાગે છે અને પૂર્વચિતિ અપ્સરાનું જોર કેવુ છે તે હવે પછીના આખ્યાનમાં વધારે સ્પષ્ટ થાય છે (ચાલુ)



# એકતા

( કલ્યાણ મઝલ ખેમટો )

બધે દેખાય મારા બાપુજીનાં બાલુડા,
સર્વ સૃષ્ટિમાં સોહાય સંતાન એક ઇશનાં રૂડાં.

જુદા ધર્મો તો સત્યના સ્વરૂપ છે, દેશ કાલે પ્રાગટ્ય વિવિધ રૂપ છે,
ભેદભાવ ના ભળાય—મારા બાપુજીના બાલુડા,
જ્ઞાતિ-જાતિના નામ-રૂપ નામના, એક સિન્ધુનાં મોજા પ્રમાણવાં,
એક જીવન જોવાય—મારા બાપુજીના બાલુડા,
નાનાં મોટા ઉચ્ચ-નીચ ભેદ અંજના, વેશ ઉતર્યા કે એક રૂપ-રંગનાં,
સહુ સરખા સમજાય—મારા બાપુજીનાં બાલુડાં,
દેશ ખંડોથી ભાવનાઓ ભિન્ન છે, એક અવનિ આકાશ તો અભિન્ન છે,
ભ્રાતૃભાવ ઊભરાય—મારા બાપુજીના બાલુડા,

બહુ બહુનામી ખેલી રહ્યો, સીતારામ સચરાચર રમી રહ્યો:
એક એકતા કળાય—મારા બાપુજીનાં બાલુડા

—સંત શ્રી સીતારામજી



# પ્રેમ—ભક્તિ.

લેખક—શ્રી. કુમારી રંજન પંડ્યા

(સ્થળ—ઋષીકેશ-સ્વર્ગાશ્રમની ઝાડીમાં; જીવન વ્યતીત કરતા એક સંત મહાત્મા સાથેની વાતચીત)

પ્રેમ— જિજ્ઞાસુ—

મહારાજશ્રી! અત્યારે આ જમાનામાં મનુષ્ય અનેક પ્રકારના સાબુ, ટોઇલેટ-વિગેરેથી શરીરનો બહારનો મેલ કાઢવા અને સુંદર દેખાવા પ્રયત્ન કરી રહ્યો છે, પરંતુ અંદરનો મેલ કાઢવા માટે શું કરવું જોઈએ! જેથી પ્રભુપ્રાપ્તિ થઈ શકે!

જવાબ— સંત—

હે પ્રભુનાં બાળકો! આ બાબતમાં મારે મારું પોતાનું કંઈ કહેવાપણું નથી, કારણ કે પૂ. ગોસ્વામી શ્રી તુલસીદાસજી મહારાજે શ્રીમુખે કહ્યું છે કે.—

"પ્રેમ ભક્તિ" જલબીનુ રઘુરાઈ,
અભ્યન્તરમલ કબહુ ન જાઈ
તવપદપંકજ પ્રીતિ નિરંતર,
સબ સાધન કર ફલ યહ સુન્દર"

તો પરમકૃપાળુ ભગવાન શ્રી રઘુનાથજી તરફ પ્રેમ-ભક્તિ લગાડી તેને રીઝવવા પ્રયત્ન કરો, તો આભ્યન્તર-મેલ તુરત નીકળી જશે અને તેનાથી જે શુદ્ધિ થશે અને જે પ્રકાશ અને તેજ તમારા મુખારવિંદ ઉપર ઝળકશે, તેવી ઝલક અત્યારના કૃત્રિમ પફ-પાવડર અને સાબુઓથી કદી પણ આવશે નહિ.

પ્રભુ તરફ પ્રેમભક્તિમાં લાગ્યા રહેવું, તે જ મનુષ્ય-જન્મનું સાર્થક છે, પરંતુ આ પ્રાપ્ત ક્યારે થાય કે—

"જબ દ્રવ્ય દીનદયાલ રાઘવ, સાધુસંગતિ પાઈએ,
જેહિ દરસ પરસ સમાગમાદિક, પાપરાસી નસાઈએ"

"જબ કંઈક કાલ કરિય સતસંગા,
તબ યહ હોઈ મોહ ભ્રમ ભંગા"
(પૂ. ગો. સ્વામીજી)

જ્યારે સાત્વિક વૃત્તિવાળા મહાત્મા પુરુષના સહ-વાસમાં આવી બહુ જ સત્સંગ કર્યો હોય અને તેથી પરમ પુરુષોત્તમ શ્રી રઘુનાથજીનું સ્વરૂપ સમજ્યું હોય, ત્યારે જ આવી પ્રેમભક્તિ સુલભ થાય છે. અને તેમાં પણ શ્રી રઘુનાથજી તરફ પૂર્ણ અનુરાગ હોવો જોઈએ, કારણ કે—

"મીલહિં ન રઘુપતિ બિનુ અનુરાગા,
કિયે જોગ, જપ, જ્ઞાન, વિરાગા,"
(પૂ. ગો. સ્વામીજી)

..પરંતુ અત્યારનો પામર મનુષ્ય તો પોતાના કુટુંબ કબીલામાં અનુરાગ રાખી રહ્યો છે, જે પરે વખતે તેને નિરુપયોગી નીવડે છે; પરંતુ મોહ અને માયા એવી છે કે તેમાંથી તે છૂટી શકતો નથી.

"યહ સબ માયા કૃત પરિવારા,
પ્રબલ અમિત કો વરણે પારા"
(પૂ. ગોસ્વામીજી)

તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આવા પામરો કામ, ક્રોધ, મદ અને લોભથી ભરેલા હોય છે, અને છેવટ સુધી ગૃહાસક્ત રહે છે. તેવા મર્યાદાપુરુષોત્તમ શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ કેવી રીતે જાણી શકે?

એ તો જેને શ્રીહરિના નામમાં પ્રીતિ હોય, અને બાહ્યાભ્યતર-શુદ્ધિ હોય, તે જ શ્રી રામકૃપાભાજન થઈ શકે. એટલા માટે જ શ્રી કાકભુશુન્ડીજીએ શ્રી ગરુડજીને કહ્યું હતું—

"રામકૃપાભાજન તુમ તાતા, હરિગુણ પ્રીતિ મોહી સુખદાતા" તો સાચું પ્રભુ પ્રાપ્ત કરવાનું જ્ઞાન તો એક જ છે—

"જ્ઞાન અખંડ એક સીતાવર"

બસ..પ્રભુ શ્રીરામ જ આપણું સર્વસ્વ છે, તે સિવાય કોઈ નથી. તેનું અખંડ પ્રેમભક્તિ સહિતનું સ્મરણ રહે તો પ્રભુ જરાપણ દૂર નથી. તે તો હસીને દોડી આવે તેવા છે.

જીવનનો ક્લેશ કોઈ દિવસ હરિભજન સિવાય મટી શકે તેમ નથી.

"ભક્તિહીન ગુણ સુખ સબ ઐસે,
લવણ બીના બહુ વ્યંજન જૈસે"
(પૂ. ગોસ્વામીજી)

માટે આવી નિર્મળ પ્રેમભક્તિમાં રત રહો અને

મન, વચન કર્મથી-શુદ્ધતા સેવો અને જ્યારે જ્યારે બહુ જ વિરહ થાય ત્યારે માગો કે—

"સોઇ નિજ ભક્તિ મોહિ પ્રભુ-દેહુ દયા કરી રામ"

(પૂ ગો. સ્વામીજી)

તો પ્રભુ-જરૂર તમોને તેમાં સહાય કરશે અને જન્મમરણનો ફેરો સફળ થશે આ પ્રેમ-ભક્તિનું સુખ અવર્ણનીય છે, માટે તેમા જ લાગી રહો દુન્યવી જંજાળ એટલી મોટી છે કે તેમાં ગોથાં ખાશો નહિ અને અહિં સુધી જ્યારે તમો આવ્યા તો તો મારો અનુભવ પણ સાંભળો.—

What is wanted is mental Nudity.

Share the mind by removing attachments, Desires, and egoism

Religion is not a matter for discussion on a club-table. It is the realisation of the TRUE SELF. Life without religion is 'real death.

All religions are true and through all of them people can raise 'God' the embodiment of-'TRUTH'.

Om Santi ! Santi !! Santi !!!

અર્થાત્—વાસ્તવિક રીતે મનની નિર્મલતા જરૂરની વસ્તુ છે, મનમાથી રાગ, ઇચ્છા, અને અભિમાનને દૂર કરવાં, ધર્મ એ વાદવિવાદ કરવાની વસ્તુ નથી, તે પોતાની જાતનો સાક્ષાત્કાર કરવા માટે છે ધર્મ વિનાનું જીવન એ ખરેખર મૃત્યુ છે, દરેક ધર્મ સત્ય ને દરેક ધર્મના મારફત ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે છે, જે સત્ય છે

## પુણ્યસ્મૃતિ



લે. શ્રી. મનસુખભાઇ બાલચંદ ભગતીયા

પ્રભાતની કુમળી હવાને સુગંધ અર્પનાર પુષ્પો સરીખી, જગતને અખૂટ પોષક દ્રવ્યો, ને રોગહારી વનસ્પતિ પ્રદાન કરનાર ઋતુરાણી વર્ષા એકભૂરા વાદળારૂપી વિમાન પરથી વિશ્વપાટી પર ઉતરી આવે છે ધોધમાર વરસતો અષાડ માસ પસાર થઇ ગયો હવે નંદલાલની ચિન્તા ગઇ, કારણ કે તેનુ ઘર જીર્ણ હતું તેને દુરસ્ત કરાવવા જેટલા પૈસા તેની પાસે નહોતા. શ્રાવણ માસ આવ્યો ઝીણો ઝીણો મેહ વખતે વખતે આવી જાય એક મનમોહક ચાંદનીમા ઘરની પાસે બગીચામાં નંદલાલ સીતાર વગાડી રહ્યો હતો વ્યોમે પવનના સપાટામા એક વાદળી દોડી રહી હતી નંદલાલને ખબર ન હતી કે આ વાદળી જગવ્યાપક બની અમર્યાદી વૃષ્ટિ ઉતારશે. એ તો સંગીતમા ઓતપ્રોત થઈ ગયો પ્રચંડ મેઘગર્જના, ભયાનક કડકા ને વીજળીના ઝબકારાએ તેને સંગીતના માદક નશામાંથી સ્વસ્થ કર્યો. થોડીવારમાં મુસળધાર વરસાદ પડવા લાગ્યો વાયુ ને મેઘના વિકરાળ તોફાને આજે ધણાના મકાન જમીનદોસ્ત કરી દીધા, નંદલાલ પણ ત્યા ઉભવાતનો ભોગ બન્યો, તેનું મકાન પડી ગયું એ તો ત્યાં ને ત્યાં બગીચાના ઝાડવા નીચે ભરાઇ ગયો કુદરતની ગહન કલા પર રોષતો, પેલી નાની વાદળીને યાદ કરતો, વ્યોમ તથા ધરણીને જલપૂર્ણ શ્યામલ રંગે રંગાયલા જોતો રહ્યો મહોલ્લાના લોકોએ ટોર્ચ લાઇટ નાખી તેને જોયો અને એક બાજુના મજબુત મકાનમાં સહીસલામત બોલાવી લીધો

પ્રભાતનું રમણીય વાતાવરણ અને સુશોભન દશ્ય મૂકી ઘનરાજ ચાલી ગયા તેમનો અધિકાર ઓસર્યો. નંદલાલ બેચાર મિત્રો અને એક બે મજુરો સાથે તૂટેલા કાટમાળ નીચેથી વાસણો, દાણા ને ફર્નીચર કઢાવવા ગયો. બીજાઓ ઉપયોગની અપ્રકટ વસ્તુઓ શોધતા હતા, જ્યારે નંદલાલ તેનાં માતાપિતાની છબી શોધતો હતો ઘણી મહેનતે તેને તે જડ પ્રતિમાના અવશેષો મળ્યા, પરંતુ તે એવા બેડોળ અને નિરાકાર બની ગયા હતા કે તેને પૂર્વ સ્થિતિ પર લાવી ન શકાય. ફ્રેમ અને કાચના ચૂરા થઈ ગયા હતા, કાગળના પત્તા પર ચીતરેલી છબી પાણી અને ભીની માટીમા ધોવાઇ વિકૃત બની ગઇ હતી, છબીની આવી દુર્દશા જોઇ તેને મૂર્છા આવી ગઇ આજે જ એનાં માતાપિતાનું અવસાન થવાનો સમય જણાયો માતાપિતાનો પરમ ભક્ત વર્ષોની આરાધના પછી આજે કર્તવ્યભ્રષ્ટ બન્યો હતો છબીમાં ચિતરાયલા કલેવરો અર્થાત્ જડદેહો આત્માની તખ્તી પર જડાયા. તે વૃદ્ધોની નિર્દોષ પૂજ્ય પ્રતિમાઓને સ્મરણમુકુરમાંથી ન ભૂલ્યો. તે સ્વસ્થ પ્રકૃતિ પામ્યો ઘરના સમારકામમા પડયો. પુણ્યાત્માઓની એક પણ આજ્ઞાનો અનાદર તેણે કદી કર્યો ન હતો, તેઓને પરમ શાન્તિ આપી ઉત્તમ સેવા બજાવી પાવન થયો હતો આજે તેની નજર આગળ જન્મદાતાઓનો વાત્સલ્ય ભર્યો આકાર ન હતો, તે શ્રવણની જેમ રહતો હતો

# કર્મનો નિયમ

(લેખક—શ્રી. કાંતિલાલ લાલભાઈ ઠક્કર)

सुखार्थाः खलु भूतानां मताः सर्वाः प्रवृत्तयः।

દુનિયાના દરેક માનવમાત્રની પ્રવૃત્તિ સુખ મેળવવા માટેની છે; છતાં ભાગ્યે જ કોઈને સુખ મળે છે. સુખ કેમ મળતું નથી તેના કારણો છે અહર્નિશ સુખ મેળવવા મથતો માનવ જ્યારે દુઃખ જ મેળવે છે, ત્યારે બીજાઓને માથે દોષ મૂકે છે. પોતાનું નિરીક્ષણ કરવાની તેને પરવા હોતી નથી. અધ્યાત્મ રામાયણમાં આ બાબતની સ્પષ્ટતા કરતાં લખેલ છે

सुखस्य दुःखस्य न कोऽपि दाता
परो ददातीति कुबुद्धिरेषा ।
अहं करोमीति वृथाभिमानः
स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥

સુખદુઃખ બીજાનાં આપેલાં આવતાં નથી. પોતાનાં જ કર્મનું ફલ માનવમાત્ર ભોગવે છે ગોસ્વામી શ્રી તુલસીદાસજીના શબ્દોથી પણ ઉપરની વાતને સમર્થન મળી રહે છે.

सुख-दुःख नहिं कोउ दाता।
निज कृत कर्म भोग सब भ्राता ॥

એક ભાઈએ એક વાર એક મહાત્માને પ્રશ્ન કર્યો કે જ્યારે કર્મનો આવો અટલ સિદ્ધાંત છે, ત્યારે પૂતના ભગવાનને ઝેરપાન કરાવવા ગઈ ત્યારે ભગવાને તેને માતૃગતિ કેમ આપી? મહાત્માએ જવાબ આપ્યો કે ભગવાનને ત્યાં ભેદભાવ નથી, તેઓ સમાન દૃષ્ટિથી જ બધાંને જુએ છે.—

सकल विश्व यह मम सरजाया।
सब पर मोरी बराबरी दाया ॥

એટલે પૂતનાના કર્મ આગલા જન્મોમાં એવાં હોવાં જોઈએ કે જેથી તેને માતૃગતિ મળી. પૂતનાનો પૂર્વજન્મ સમજાવતા મહાત્માએ કહ્યું, ભાઈ! રાજા બલિની કન્યા જેનું નામ રત્નમાલા હતું તે, રાજા બલિએ યોજેલા યજ્ઞમંડપમાં એક બાજુ બેઠી હતી. તે વખતે ભગવાન વામનનું મનોહર રૂપ જોઈ તે મનમાં વિચાર કરે છે કે આ બાળક મ્હારે હોય તો હું તેને સ્તનપાન કરાવું. રત્નમાલાની અંતરની ભાવના જોર પકડતી ગઈ ને કાલાન્તરે ફળી. આખો પ્રસંગ પદ્મપુરાણમાંથી મહાત્માએ કહી બતાવ્યો—

बलियज्ञे वामनस्य दृष्ट्वा रूपं मनोहरम् ।
बलिकन्या रत्नमाला पुत्रस्नेहं चकार वम् ॥
मनसा मानसं चोके पुत्रस्य सदृशो मम ।
पिबेत् यदि स्तनं कृष्णः करोमि तं च वक्षसि ॥
हरिस्ते मानसं ज्ञात्वा पपौ जन्मान्तरे स्तनं ।
ददौ मातृगतं तस्यै कामपूरः कृपानिधिः ॥

એ જ રત્નમાલા પૂતના થઈ અને ભાવના મુજબ કૃષ્ણને સ્તનપાન કરાવી માતાની ગતિને પામી. કેટલાંક કર્મ તરત જ ફળે છે અને કેટલાંક કાલાન્તરે એ સૃષ્ટિનો નિયમ છે.—

भवति हि जन्तुषु कर्मणां विपाकः।

જેવાં કર્મ (Deeds) કરે તેવું કર્મ (Fate) બને એ સ્પષ્ટ સમજાય તેવી વાત છે કે સુખદુઃખ એ બીજાએ ઊભી કરેલી વસ્તુ નથી, પણ પોતાની કરણીનું પરિણામ છે





# સ્વામી રામતીર્થનો
# જીવન પરિમલ

લેખક શ્રી જયંતીલાલ તુલસીદાસ દવે

[અમદાવાદની હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર' સમિતિ તરફથી સ્વામીરામતીર્થના જીવન અને ઉપદેશો પર ઇનામી નિબંધ લખાવવામાં આવેલા, તેમાં પ્રથમ નંબરે આવેલા શ્રી જયંતીલાલ તુલસીદાસ દવેનો લેખ નીચે રજૂ કરવામાં આવે છે. આ લેખ બદલ શ્રી દવેને સમિતિ તરફથી રૂ-૧૫ નું ઇનામ આપવામાં આવ્યું છે તંત્રી]



**ઓ તીર્થરામ પ્રભુ ! ભારતી દેવ ખાસ,**
**પદવંદના મુજ સ્વીકાર કરો કૃપાલ.**
('જયંતી દવે)

જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિનો વંટોળ ભારતમાં ફેલાઇ રહ્યો હતો, જ્યારે પ્રાચીન સંસ્કૃતિનું પવિત્રધામ આર્યાવર્ત અવનતિને આંગણે રવેશવાને તૈયારી કરી રહ્યો હતો, ધર્મનો પવિત્ર અંચળો ફગાવી દઇ સમાજે દંભનો અંચળો અંગ ઉપર ધારણ કર્યો હતો. ત્યારે જગદુદ્ધારક સ્વામી રામકૃષ્ણ પરમહંસ પધાર્યા, ત્યારે વિવેકાનંદજીએ વેદાન્તનો દિગંત ભરી દેતો જયનાદ કર્યો, અને એ જયનાદને વિશ્વવ્યાપી બનાવવા માટે સંવત્ ૧૯૩૦ ના કાર્તિક સુદ ૧ બુધવાર તા. ૨૨, ૧૦, ૧૮૭૩ ના શુભ દિને ગુજરાનવાલા જીલ્લામાં " "મુરલીવાલા ' મુકામે પૂજ્યપાદ કવિશિરોમણી ભક્ત ગોસ્વામી તુલસીદાસજીના વંશમાં ગોસ્વામી હીરાનંદજીને ત્યાં પ્રભુના સાચા પયગંબર તીર્થરામજી જન્મ પામ્યા.

તીર્થરામજીનાં માતુશ્રી તેમની છેક બાલ્યાવસ્થામાં જ સ્વર્ગવાસી થવાથી તેમના માતામહે માતૃપદ ધારણ કરી તીર્થરામજીનું લાલન પાલન કરવાનું સ્વીકાર્યું. તીર્થરામજી એકવડીઆ બાંધાના અને શરીરે અશક્ત હતા, પણ તેમનો દેખાવ વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવો પ્રભાવશાળી અને તેજસ્વી હતો.

સમાજના કુરિવાજોનો ભોગ તીર્થરામજી પણ બન્યા હતા. છેક ૧૦ વર્ષની નાની ઉંમરમાં જ તેમનાં, લગ્ન કરવામાં આવ્યાં હતાં; પણ પૂર્ણ નિજાનંદી સ્વામીને તેની કંઇ જ પડી ન હતી, મૌલવી મહમ્મદીનને ગુરુપદે સ્થાપીને તેમણે પ્રાથમિક શિક્ષણ શરૂ કર્યું.

વસંત તિલકા—
પશ્ચિમની મલિન સંસ્કૃતિના પ્રભાવે,
મોહાન્ધ ભારત થઇ પ્રભુતા ગુમાવે;
જ્યાં જ્ઞાન, ધ્યાન, ઉર ચિંતનનો અભાવ,
વેદાન્તવારિધિ મહીં નહિ સ્વલ્પ નાવ. (૧)
એવે સમે પ્રભુતણો સુત જન્મ પામે,
"હું બ્રહ્મ છું" નીડર નાદ કર્યો જ રામે;
દઇ ઉન્નતિ, અવનતિ જગની નિવારી,
ને વિશ્વપ્રેમ તણી મારી ઉર કટારી. (૨)

ગુલિસ્તાન અને બેસ્તાન નામના ઉર્દૂ ગ્રંથો અલ્પ સમયમાં મુખપાઠ પણ કરી લીધા.

સ્વામીજીના દ્વિતીય ગુરુ તે ભક્ત ધનારામજી. તેમણે સ્વામીજીને જ્ઞાનમંત્ર આપ્યો અને " **મનુષ્ય સ્વયં બ્રહ્મસ્વરૂપ છે.**" એ મંત્રને અનુસરીને એ પાયા ઉપર સ્વામીજીનું જીવન-ચણતર થયું.

સ્વામીજીએ માધ્યમિક શિક્ષણ શરૂ કર્યું, અને ઈ. સ. ૧૮૮૮ માં અંગ્રેજીની શાળાંત સર્ટિ–પરીક્ષામાં તેઓ ઉત્તીર્ણ થયા. શાળામાં તેઓ પ્રથમ નંબરે અને આખી યુનિ. માં ૩૮ મા નંબરે આવ્યા નિર્ધન સ્થિતિ, અને સાધન સામગ્રીનો અભાવ હોવા છતાં તેમણે અવિરત પ્રયત્ન કરીને આ પદ પ્રાપ્ત કર્યું હતું.

ઉચ્ચ શિક્ષણ માટે લાહોરની " ફોરમન કૉલેજમાં તેઓ દાખલ થયા. સ્વામીજીને ઉર્દૂ ઉપર પ્રેમ ઘણો જ હતો. છતાં મિત્રની સૂચનાને સ્વીકારીને તેમણે ગણિતનો વિષય પસંદ કર્યો. સહાધ્યાયીઓના આશ્ચર્ય વચ્ચે તેઓ સંસ્કૃતમાં પાવરધા બન્યા. દૈવયોગે બી એ ની પ્રથમ પરીક્ષામાં તેઓ નાપાસ થયા, પણ નિરુત્સાહી ન બનતાં ફરી પ્રયત્ન કર્યો, અને સુવર્ણપદક મેળવી બી. એ.માં પ્રથમ પંક્તિમાં પાસ થયા. એ જ રીતે એમ. એ.માં ઈ. સ. ૧૮૯૨ માં પ્રથમ નંબરે પાસ થયા.

ઉપર્યુક્ત સમય દરમિયાન પરિણીત હોવા છતાં તેમણે સાચે જ બ્રહ્મચર્યનું અખંડ પાલન કર્યું હતું. દંડ, આસન અને પ્રાણાયામ એ તેમનો પ્રિય વ્યાયામ હતો અને ટ્યુશન કરીને, સ્વયંપાકી બનીને તદ્દન સાદાઈ સાચવીને અને પોતાના પગ ઉપર ઊભા રહીને આજે ક્યો વિદ્યાર્થી આટલો ઉત્કર્ષ સાધી શકશે ! એમના અભ્યાસકાળની મુશ્કેલીમાં પણ જેમણે ટેક, સત્યપ્રિયતા, સંયમ, પ્રભુસ્તવન, ગુરુભક્તિ, પ્રેમમયતા અને નિજાનંદને એક પળ પણ અળગાં કર્યાં નથી. એવા પુણ્યાત્માને વંદન હજો.'

૨૨ વર્ષની ઉંમરે સ્વામીજી ગૃહસ્થાશ્રમી બન્યા. તેમણે શિક્ષણ-વર્ગ ખોલ્યો, સનાતનધર્મસભાનું મિશનરીપદ મેળવ્યું અને સિયાલકોટની અંગ્રેજીશાળામાં ઉપરી શિક્ષક થયા. બોર્ડિંગ સુપ્રિ. પણ બન્યા. આગળ વધીને ફોરમન કૉલેજમાં પ્રોફેસર તરીકે રહ્યા. આ બધા સમય દરમિયાન પણ તેમની ધાર્મિક લગની જરાએ ઓછી થઈ ન હતી.

સ્વામીજી સંસારી બન્યા, પણ તેમનો આત્મા તો " ચિદાનંદમાં જ વિહાર કરી રહ્યો હતો. તેઓ જીવનને જ્ઞાનસ્વરૂપ ગણતા અને એ રીતે સંસારને આનંદમય બનાવતા. સ્વપત્નીમાં પણ તેમણે આત્મદર્શન જ કર્યું હતું માયાજાળ સ્વામીજીને સ્પર્શી શકે તેમ હતી જ નહિ. સ્વામીજીની કૃષ્ણ-ભક્તિ અવર્ણનીય હતી. સંતસમાગમ, સદ્ગ્રંથવાચન, ધ્યાન, ધારણા અને પૂર્વ જન્મના સંસ્કાર તથા વંશાનુગત ગુણના પ્રભાવે તેઓ ધીમે ધીમે સંસારમાંથી વિરક્ત બનતા ગયા.

ઈ. સ. ૧૮૯૭ માં તેમણે હરદ્વાર પાસે વસવાટ શરૂ કર્યો સત્વશોધન અને આત્મચિંતનમાં સમય વ્યતીત કરવા માંડ્યો. હવે એમને આત્મ–સાક્ષાત્કારની લગની લાગી. તેઓ બ્રહ્મપુરીના તપોવનમાં ગયા અને આત્મમંથન શરૂ કર્યું. તેમના અથાગ પ્રયત્ને અને પ્રભુની કૃપાએ ઈ. સ. ૧૮૯૮ માં તેમને આત્મ-**સાક્ષાત્કાર થયો. સ્વામી વ્યક્તિ મટી ગયા અને વિશ્વસ્વરૂપ તથા દિવ્ય પ્રેમસ્વરૂપ બની ગયા.** સ્વામીજીના પરિવારમાં મદનમોહન અને બ્રહ્માનંદ નામના બે પુત્રો અને એક પુત્રી હતી. સ્વામીજી તેમને પૂર્ણપણે ચાહતા હતા. ખરી રીતે તો તેઓ જગતનાં સર્વ જડ–ચેતન સ્વરૂપોને પણ એટલા જ પ્રેમથી ચાહતા હતા.

**ઈ. સ. ૧૯૦૨ ની શરૂઆતમાં સ્વામીજીએ સંન્યસ્તપદ ધારણ કર્યું. વેદાન્તની ઉજ્જવળ પ્રતિમા** જેવા સ્વામીજી તે પછી પર્યટનમાં પરોવાયા ઈ. સ. **૧૯૦૭માં તેમનાં પત્ની મોક્ષને ધામે પહોંચ્યાં.**

પ્રથમ સ્વામીજીએ હિમાલયપર્યટન કર્યું. તે પછી તેઓ જાપાન ગયા. ત્યાં પુષ્કળ માન મેળવ્યું અને સદુપદેશ આપ્યો ત્યાં તેમને પૂરણજી પ્રાપ્ત થયા. **"યશની ગુરુ કુંચી "** ઉપર તેમણે જાપાનમાં વ્યાખ્યાન આપ્યું. ત્યાંથી અમેરિકા ગયા. ત્યાં અઢી વર્ષ રહ્યા. ત્યાં પૂર્વની સંસ્કૃતિ અને વેદાન્તની સૌરભ પ્રસારી, રામસભાની સ્થાપના કરી અને માનવહૃદયમાં એટલું બધું સ્થાન મેળવ્યું કે તેમના ત્યાંના શિષ્યોએ પૂર્વનામ પલટીને શિવાનંદ; ભૂમાનંદ, આત્માનંદ, બ્રહ્માનંદ વિ. નામ ધારણ કર્યાં. ઈ. સ. ૧૯૦૪ માં સ્વદેશ પાછા પધાર્યા. વશિષ્ઠાશ્રમમાં યોગસાધના કરી, મા ભારતીના સુપુત્ર, પ્રભુના પ્યારા, જનસમાજના ઉદ્ધારક, યોગના તથા બ્રહ્મના **પ્રખર દ્રષ્ટા! વિદેશીઓના પૂજનીય એવા રામ બાદશાહ તા. ૧૭ ઑક્ટોબર ૧૯૦૬, દીપોત્સવીને દિને ફક્ત ૩૩ વર્ષની વયે પતિતપાવની મૈયા ગંગાના પ્રવાહમાં સમાધિસ્થ સ્થિતિમાં દિવ્યદેહે બ્રહ્મીભૂત થયા.**

—. ઉપદેશ દોહન —

सर्वदेशी हूं ब्रह्म हमारा,
एक जगह अस्थान नहिं।
रहा हुं सबमें, मुझसे कोई
भिन्न वस्तु ईन्सान नहिं॥

ઉપર્યુક્ત શ્લોક એ સ્વામીજીનો જીવનમંત્ર હતો. અને એમાં કેટલું સ્વત્વ, સત્ય, આત્મદર્શન અને ઓજસ્ છે તે વેદાન્તી જ સમજી શકે છે એનું પઠન અને અધ્યયન પણ પુણ્યકારી જ છે.

"अहं ब्रह्मास्मि" "वसुधैव कुटुम्बकम" એ એમનાં પ્રિય જીવનસૂત્ર હતાં. "હું રામ છું, હું આત્મારામ છું, હું બાદશાહ છું, હું સર્વવ્યાપક અને બ્રહ્મસ્વરૂપ છું" ઉપરનાં વાક્યો તેઓ વારંવાર કહેતા અને તે જ પ્રમાણે આચરણ કરતા.

અદ્વૈતવાદ અને વેદાન્ત ઉપર તેમને નિસીમ અનુરાગ હતો, તેમનો એ વિદ્યાનો અભ્યાસ પણ અપૂર્વ છે. યોગવાસિષ્ઠ, સામવેદ, પાતંજલભાષ્ય, નિરુક્ત, વિ. નો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો.

શંકરાચાર્ય, કણાદ, કપિલ, ગૌતમ, પતંજલિ, જૈમિની, વ્યાસ, અને કૃષ્ણવિષે તેમણે પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

શેખસાદી, હાફીઝ મૌલાના રૂમ, ઉમ્મર ખય્યામ, સુરદાસ નાનક, કબીર, તુલસીદાસ વિ.ની છાયા તેમના ઉપદેશમાં આવ્યા કરતી હતી ઉપરાંત પરદેશી તત્ત્વ ચિંતકો સ્પેન્સર, ડાર્વિન, હેક્સે, પ્રો. જેમ્સ કાર્લાઈલ વગેરેનો પણ એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો આ બધાંના પરિણામે તેમના બધા જ ઉપદેશો જાત-તપાસ અને જાતઅનુભવની કસોટીમાંથી પસાર થઈને શુદ્ધ સાત્વિક સ્વરૂપે જ પ્રગટ થતા હતા. અને એમના ઉપદેશના એક એક શબ્દે માનવહૃદય ખરેજ ડોલી ઊઠતાં હતા.

વૈદાન્તિક, ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક અને રાજકીય ઉપદેશો એમના એટલા સચોટ અને એટલા અસરકારક છે કે આવા અગાધ જ્ઞાન અને ચિંતનના મહાસાગર સમા સ્વામીજીના ચરણમાં આપણું શિર નમ્રતાપૂર્વક ઢળી પડે છે.

"અંતઃકરણ એ મૂર્તિના આનંદમંદિરનું પ્રવેશદ્વાર અને બુદ્ધિ તેનું નિર્ગમદ્વાર" "સર્વાત્મભાવના પ્રેમામૃતમાં મનુષ્યે ડૂબી જવુ" વેદાન્ત એટલે જ્ઞાનનું અંતિમ સોપાન" "તું મૂર્તિમંત પ્રેમ થઈ રહે." "પ્રેમ એ જ જીવનનો કાયદો છે" ઉપરનાં સૂત્રો એ જ એમનો વેદાન્તનો સદુપદેશ.

"નરના નારાયણ બનવું એ જ ધર્મનું અંતિમ સાધ્ય છે." દરેક મનુષ્યમાં આત્મા વસેલો છે અને સર્વનો આત્મા સમાન છે આત્મદર્શન થયા વિના ભકતની આંખ ઊઘડતી નથી, સત્યદર્શન થતું નથી, પ્રેમનો આનંદ અપ્રાપ્ય બને છે, સ્વત્વનું ભાન થતું નથી, માયા-બંધન તૂટતું નથી. ભિક્ષુકપણું અને ક્ષુદ્રતા નષ્ટ થતાં નથી, અહંકારનો ત્યાગ અને વિશ્વ-પ્રેમની ભાવના જ ધર્મના મુખ્ય પાયા છે. તે વિના ધર્મ ધર્મ નહિ પણ દંભ બને છે.

પ્રાચીન રૂઢિઓને વળગી ન રહો; તેમાં યોગ્ય સુધારા કરો. હિંદ તો સંસ્કૃતિનું ધામ છે. પરદેશીઓ પણ જ્યાંથી સંસ્કાર શીખી જાય છે. ત્યાંના વતનીઓ સંસ્કારી કેમ નહિ! છૂત-અછૂતના ભેદભાવ ઢીલા કરો. ખાસ કરીને સ્ત્રીઓને શિક્ષણ આપો. તેમને અજ્ઞાત કદિ ન રાખો. ગરીબાઈ પ્રભુને પ્યારી છે. ગરીબનું અપમાન અને તિરસ્કાર ન કરો. આળસ તજો અને પ્રયત્નશીલ બનીને **દેશ તથા સમાજના સાચા સેવક બનો.**

શિક્ષણ સ્વતંત્રતાનું જ આપવુ જોઈએ. ધાર્મિક વૃત્તિ બાલ્યકાળમાં જ કેળવવી જોઈએ. પુસ્તકીઆ જ્ઞાનને તજીને અનુભવજન્ય જ્ઞાન આપવામાંજ પ્રવૃત્ત રહો. દરેક દરેક ઇન્સાન શિક્ષણનો અધિકારી છે. ઉચ્ચ નીચના ભેદ શિક્ષણમાં આવે જ નહિ. એ એમનો મુખ્ય ઉપદેશ છે.

જ્યાંસુધી આત્મસ્વાર્થ છે. અહંભાવ છે, અર્થ પ્રાપ્તિની પિપાસા છે ભેદભાવની નીતિ છે, ત્યાંસુધી સ્વરાજ્ય પ્રાપ્ત થવુ દુર્લભ છે. જનસેવા એજ સાચી ઈશ્વર-સેવા છે. સાચા ત્યાગ વિના નેતા થઈ શકાય નહિ.

દરેક દરેક ઉપદેશોમાં તેમનો દિવ્ય વિશ્વપ્રેમ આગળ તરી આવે છે દીનપણાની તેમને બહુ જ સુગ હતી આત્માભિમાનને તેઓ આવરી લેતા. તેમના ઉપદેશ સચોટ, સર્વતોભદ્ર, સાદા, નિરાભિમાની, પ્રેમસભર, આત્મદર્શી, વ્યવહારોપયોગી અને કલ્યાણકારી હતા. એમના લેખો ભગવદાશયાર્થ દીપિકામાં છે. વેદાન્ત-ગિરિ અને આકાશવાણી એ એમના કાવ્યસંગ્રહો છે નારાયણ સ્વામી અને પૂરણજી એમના ખાસ શિષ્યો હતા જ્ઞાન સિવાય મુક્તિ નથી, ગુરુ વિના જ્ઞાન નથી, અને ગુરુ એજ સ્વયં પ્રભુસ્વરૂપ છે, આ એમનો સાર અસ્તુ. "ૐ" શાંતિ!



# શીખવા યોગ્ય

અનુવાદક—સિન્ધૂર્મિ



## કુતરો શ્રેષ્ઠ કે મનુષ્ય

એક વાર કોઈ મહાત્મા બેઠા હતા. તેમની પાસે એક કુતરો આવીને બેસી ગયો. એટલે કોઈ દુષ્ટ માણસે મહાત્માને પૂછ્યું, "તમારા બન્નેમાં શ્રેષ્ઠ કોણ છે?" મહાત્માએ પ્રત્યુત્તર કર્યો જ્યારે હું પ્રભુની સેવાર્થે સત્કર્મ કરી રહ્યો છું ત્યારે તો હું શ્રેષ્ઠ છું પણ જો હું માત્ર ભોગવિલાસમાં મારૂં જીવન વીતાવું તો મારા જેવા સેંકડો માણસો કરતાં તો આ કુતરો જ શ્રેષ્ઠ કહેવાય.

## પ્રભુવિશ્વાસી રાજકન્યા

કરમાન દેશનો રાજા મહાન ભક્ત અને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવા વાળો હતો; તેને ભક્તિમતી નામે એક સુંદર કન્યા હતી. રાજાએ નિશ્ચય કર્યો હતો કે આ કન્યાને હું કોઈ એવા મનુષ્યની સાથે પાણિગ્રહણ કરાવીશ કે જે સાચો ત્યાગી અને અટલ પ્રભુવિશ્વાસી હોય; એવાની રાજા શોધ કરતો હતો.

પરંતુ તેને એવો કોઈ પુરુષ મળ્યો નહિ. આમ કરતાં કરતાં કન્યા ૨૦ વર્ષની થઈ ગઈ સમય જતાં એક દિવસ રાજાને કોઈ એક પ્રસન્ન મુખવાળો ત્યાગી યુવાન મળ્યો. તેના શરીર ઉપર કપડાં ન હતાં ઉપરાંત તેની પાસે કોઈ વસ્તુ હતી નહિ. રાજાએ ભગવાનની મૂર્તિ સામે એકધ્યાનથી જોયું અને મંદિરની બહાર નીકળી તે યુવાનને પૂછ્યું. "તમારૂં ઘર ક્યાં છે?" તેણે જવાબ આપ્યો "પ્રભુ જ્યાં રાખે ત્યાં" રાજાએ પૂછ્યું, "તમારી પાસે કાંઈ મિલકત છે?" તેણે કહ્યું, "પ્રભુની કૃપા એ મારી સંપત્તિ છે" રાજાએ ફરી પૂછ્યું, "તમારૂં કામ કેવું ચાલે છે?" એણે કહ્યું, "જેવું પ્રભુ ચલાવે છે તેવું."

ઉપર પ્રમાણેના વાર્તાલાપથી રાજાને નિશ્ચય થઈ ગયો કે આ પ્રભુવિશ્વાસી અને વૈરાગ્યવાન છે.

આથી હું મારી કન્યાને માટે જેવો પતિ શોધતો હતો તેવો જ મનુષ્ય મને પ્રભુકૃપાથી મળી ગયો છે આને પ્રભુએ જ મોકલ્યો છે.

રાજાએ બહુ આગ્રહ કરીને અને પોતાની દીકરીને તે યુવાનની ત્યાગ અને વૈરાગ્યની સ્થિતિ જણાવીને તેની સાથે સંબંધ કરવા માટે કહ્યું. અને મોટી ધામધુમથી વિવાહ થઈ પણ ગયો.

રાજકન્યા પોતાના પતિદેવ સાથે જંગલમાં એક વૃક્ષની નીચે ગઈ, ત્યાં જઈ જોયું કે વૃક્ષની એક બખોલમાં પાણીની એક ઠીબમાં સુકી રોટલીનો ટુકડો હતો. રાજકન્યાએ પૂછ્યું, "સ્વામિન્ આ રોટી અહીં કેવી રીતે રાખવામાં આવી છે?" નવયુવકે કહ્યું, "આજ રાતના ખાવાના માટે કામમાં આવશે એથી જ મેં કાલે થોડી રોટલી ખાઈને બાકીની અહીં રહેવા દીધી હતી.

ઉપરની વાત સાંભળીને રાજકન્યા રોવા લાગી અને નિરાશ બનીને પોતાને પિયેર જવા માટે તૈયાર થઈ ગઈ આથી તે નવયુવકે કહ્યું. "હું પ્રથમથી જ જાણતો હતો કે તું રાજમહેલમાં ઉછરેલી મારા જેવા દરિદ્રની સાથે કેવી રીતે રહી શકીશ!"

રાજકન્યાએ કહ્યું સ્વામિન! "હું દરિદ્રતાના દુઃખથી પીયેર જવા માટે તૈયાર નથી થઈ; મને તો એ વાત ઉપર શોક થયો કે આપને પ્રભુ પ્રત્યેના વિશ્વાસમાં આટલી કમી છે કે તમે કાલે શું ખાશો એ ચિંતાથી રોટલીનો ટુકડો બચાવી રાખ્યો. હું એટલા માટે જ કુંવારી રહી હતી કે મને કોઈ પ્રભુવિશ્વાસી પતિ મળી જાય. મારા પિતાએ ખૂબ શોધ કરીને તેના પરિણામ રૂપે આપને શોધ્યા અને મને સમજાવ્યું કે આજે મારી સાધના પૂરી થઈ છે; પરંતુ મને ઘણો ખેદ થાય છે કે આપને તો એક ટુકડો રોટલી જેટલો પણ ભગવાન ઉપર ભરોસો નથી."

પત્નીની વાત સાંભળીને એને એના ત્યાગ ઉપર ખૂબ લજ્જા થઈ અને ખૂબ શોકથી કહ્યું, "ખરેખર મેં ખૂબ પાપ જ કર્યું છે માટે તું તેનો એવો રસ્તો બતાવ કે જેના વડે પ્રાયશ્ચિત્ત કરૂં."

રાજકન્યાએ કહ્યું, "પ્રાયશ્ચિત્ત કાંઈ નહિ, જો મને

રાખો તો રોટલીનો ટુકડો નહિ અને રોટલીનો ટુકડો રાખો તો હું નહિં. નવયુવકની આંખ ખુલી ગઈ અને રોટલીનો ટુકડો ફગાવી દીધો.

## ધૂળ પર ધૂળ નાખવામાં શો લાભ ?

રાંકાં વાંકાં એક પતિપત્ની હતાં; એક દિવસ તેઓ કાષ્ઠ લેવા માટે જંગલમાં જઈ રહ્યાં હતાં. પતિ આગળ ચાલતો હતો અને પત્ની પાછળ ચાલી રહી હતી માર્ગમાં રાંકાજીના પગમાં કોઈક વસ્તુ અથડાઈ અને જોયું તો સુવર્ણની મહોરો ભરેલી થેલી માર્ગમાં ખુલ્લી પડી રહી હતી. આથી તેમણે તે થેલી ઉપર એકદમ ધૂળ નાખવા માંડી. એટલામાં વાંકાજી ત્યાં આવી પહોંચ્યાં અને પ્રશ્ન કર્યો ! શું કરી રહ્યા છો ?" રાંકાજીએ પ્રથમ તો ન બતાવ્યું પરંતુ પાછળથી અતિશય આગ્રહને વશ થઈ તેમણે કહ્યું, "તે સુવર્ણ-મુદ્રાઓ હતી." આથી તારૂં મન તેના ઉપર લાગી જાય એટલે તેના ઉપર ધૂળ નાખીને ઢાંકી રહ્યો હતો.

વાંકાએ હસીને કહ્યું," ધૂળ ઉપર ધૂળ નાખવાથી શો ફાયદો ! સોનામાં અને ધૂળમાં શું ભેદ છે કે તેને આપ ઢાંકી રહ્યા હતા !

## સુખદુઃખ સમાન ગણનાર શુકદેવજી

પિતા વેદવ્યાસજીની આજ્ઞાથી શુકદેવજી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે વિદેહરાજ જનકની મિથિલા નગરીમાં ગયા. ત્યાં બગીચામાં હાથી, ઘોડા, રથ અને સ્ત્રી-પુરુષોને જોયા. પરંતુ તેમના મનમાં વિકાર થયો નહિ મહેલના દરવાજા આગળ ગયા ત્યાં જ તેમને દ્વારપાલે અટકાવ્યા અને તેમનો કોઈપણ જાતનો અતિથિ-સત્કાર કર્યો નહિ; તો પણ તેઓ બીલકુલ નારાજ થયા વિના તાપમાં ઊભા રહ્યા. થોડો સમય ગયા પછી બીજો દ્વારપાલ તેમને એક વૃક્ષની શીતળ છાયામાં લઈ ગયો ત્યાં આગળ તે આત્મચિંતન કરવા લાગ્યા. તેમને તાપ અને અપમાનથી કોઈ જાતનો ક્લેશ થયો નહિ.

તે પછી રાજમંત્રી આવીને તેમણે બહુ જ સન્માન-પૂર્વક મહેલમાં લઈ ગયા; ત્યાં પચાસ યુવતીઓ સાથે તેમને ભોજન કરાવ્યું એમને સાથે લઈને યુવતીઓ હસતી ગાતી અને વિવિધ રીતની અને પ્રેમની ચેષ્ટાઓ કરવા લાગી. રાત્રિએ એમના પલંગ ઉપર બહુ જ કીંમતી બિછાનું બિછાવી દીધું; તેઓ પોતાના પગ ધોઈ અને રાતના પહેલા ભાગમાં ધ્યાન કરવા લાગ્યા. મધ્યભાગમાં સૂતા અને ચોથા પહોરમાં ઊઠીને ફરી ધ્યાન ધરવા લાગ્યા. ધ્યાન કરતી વખતે પાંચસો યુવતીઓ એમને ઘેરી બેસી ગઈ; પરંતુ એમને કોઈ પણ રીતે વિકાર પેદા થયો નહિ અને યુવતિઓ કાંઈ કરી શકી નહિ.

આટલું થવા છતાં પણ બીજે દિવસે મહારાજ જનકે આવીને તેમની પૂજા કરી અને ઊંચા આસન ઉપર બેસાડી તેમના ચરણો ધોઈ અને અર્ધ્ય તથા ગોદાન વિ. થી સન્માન કર્યું અને તેમની સાથે વિનયથી વાર્તાલાપ કર્યો.

વાતચીતમાં છેવટે જનકે કહ્યું કે, " આપ સુખ-દુઃખ, લોભ ક્રોધ, નાચગાન, ભય-ભેદ, દરેકથી મુક્ત અને પરમ જ્ઞાની છો. આપ આપના જ્ઞાનમાં અપૂર્ણતા માનો છો એટલી જ આપનામાં કસર છે. આપ પરમ વિજ્ઞાનઘન હોઈને પણ આપનો પ્રભાવ જાણતા નથી. જનકજીના ઉપરોક્ત બોધથી તેમને પોતાના સ્વરૂપનું ભાન થયું.

## કષ્ટમાં પણ ક્રોધ નહિ

ઇટાલિના એક ધર્મયાજક ઉપર મોટાં મોટાં દુઃખ આવી પડ્યાં પરંતુ તેમના મનમાં બીલકુલ અસર થઈ નહિ. લોકો એમને જોઈ ગાળો દેતા અને મશ્કરી કરતા તો પણ તે મીઠા ઉત્તર આપતા. કોઈએ તેમને પૂછ્યું, "તમારામાં આટલી સહનશક્તિ ક્યાંથી આવી ?" ધર્મયાજકે કહ્યું, "હું આકાશ સામે જોઈને કહું છું અને દીલગીર થાઉં છું કે હું તો ત્યાં જવા ચાહું છું માટે ફરી અહિંના કોઈ વ્યવહારથી મારૂં મન શા માટે બગાડું ? નીચે જોઉં છું તો મારે ઊઠવા-બેસવા સૂવા જમીન કેટલી જોઈએ ? આસપાસ જોઉં છું તો મને વિચાર થાય છે કે કેટલા લોકો મારાથી પણ વધુ દુઃખ સહન કરે છે. બસ એજ વિચારોથી મારૂં મગજ શાંત થઈ ગયું છે ને કોઈ પણ દુઃખથી ગરમ થઈ જતું નથી.

*




## પૂર્ણાનંદની પ્રણયરાત્રિ *

લેખક-શ્રી ગગનવિહારી

પુણ્યતોયા સરિત્પ્રવરા કાલિંદીના તટપર એક વિશાળ મહાલય આવેલો હતો, તેની આસપાસનું વાતાવરણ, સુવાસિત પુષ્પોના બગીચાઓ તેમજ રાત્રિના સમયની વિદ્યુતમયી બત્તીઓના ઝગઝગાટ આદિની શોભા વડે તે કોઇ ધનાઢ્ય શ્રીમન્ત કે રાજા-મહારાજાનું નિવાસસ્થાન હોય તેમ સ્હેજે ધ્યાન આવી જાય તેમ હતું રાત્રિના સમયમાં વિદ્યુતની પૂર રોશનીમાં ત્યાં અનેકવિધ વાદ્યયંત્રો સાથે થતાં ગાયનોથી જાણે તે કોઈ ઇન્દ્રભવન હોય તેમ જણાતું હતું.

પરન્તુ વાસ્તવિક રીતે તેમ ન હતું. તે સ્થાન કોઈ શ્રીમન્ત રાજા કે મહારાજાનું અથવા સ્વર્ગસદન પણ ન હતું. તે એક નરકાલય હતું.

ઉપરોક્ત નરકાલયની અધિકારિણીનું નામ પ્રતિમા હતું, એ પાપની પ્રતિમાએ પોતાના સ્વરૂપના આકર્ષણ વડે અનેક શ્રીમન્તોની શ્રીમંતાઇને ધરાશાયી કરી દીધી હતી; અનેક ચારિત્ર્યવાન ધનકુબેરોના પુત્રોના ચારિત્ર્યનું હરણ કરીને તેણે પોતાના શારીરિક વિલાસનાં સાધનો વધાર્યાં હતાં; તેના યૌવનમાં ચંદ્રમાના જેવો વિલાસ અને માધુર્ય હતાં; તેના નવવિકસિત યૌવનમાં વસન્તની મોહકતા હતી.

તે ધનાઢ્ય પણ હતી, બહુમૂલ્ય તિજોરીઓમાં અમૂલ્ય આભૂષણો, ઝવેરાત અને દ્રવ્ય ભરેલું હતું, સર્વ મિલ્કતની તે સ્વતન્ત્ર સ્વામિની હતી; તેની પાસે જગતની દૃષ્ટિએ ઘણું દ્રવ્ય હતું. કારણ કે-તેનો એ વૈભવ પાપકર્મની સાક્ષીરૂપ હતો; તેનાં પ્રત્યેક આભૂષણો, રત્નો અને દ્રવ્યમાં મલિનતાની ગંધ હતી, છતાં તે એક લક્ષ્મીનંદન કરતાં પણ અધિક સુખ ભોગવતી હતી.

( ૨ )

પ્રતિમાના બંગલાથી સામી બાજુમાં-નદીના સામે કાંઠે-એક નાનીશી પર્ણકુટી હતી, તેની ચારે બાજુ સુન્દર પુષ્પવાટિકામાં વિવિધ પ્રકારનાં પુષ્પોની સુવાસ વડે વાતાવરણ પવિત્ર જણાતું હતું. પર્ણકુટિના એક ભાગમાં શ્રીકૃષ્ણની મનોહારિણી શૃંગારમૂર્તિ બિરાજતી હતી, તેની પાસે એક દીપક, પૂજાની સામગ્રી, તથા બીજા એકાદ-બે પુસ્તકો દૃષ્ટિગોચર થતાં હતાં. પર્ણકુટીમાં આખો યે દિવસ મનુષ્યની ભીડ રહેતી, તેમાં નિવાસ કરનારનું નામ પૂર્ણાનંદ હતું; પ્રાતઃકાળમાં ઊઠીને સ્નાન-ધ્યાનથી પરવારીને તે ભગવાન શ્રીકૃષ્ણની પૂજામાં લીન બની જતા હતા. પૂજામાંથી નિવૃત્ત થયા બાદ સામેના શહેરમાંથી ભીક્ષા માગી લાવીને સ્વહસ્તથી રસોઇ બનાવીને ભગવાનને નૈવેદ્ય "સમર્પણ" કર્યા બાદ આગંતુક મનુષ્યોને કથાશ્રવણ કરાવતા; તેઓની વાણીમાં મીઠાશ અને રસિકતા હતાં; તેઓની અવસ્થા માત્ર ત્રીસ વર્ષની હોવા છતાં શ્રોતાગણ તેમના જ્ઞાનવડે મુગ્ધ બની જતો, સાંજના પાંચેક વાગ્યા સુધી એ જ્ઞાનચર્ચા થયા બાદ સાયંકાળે સ્નાન કરીને તેઓ ભગવદ્‌ભજનમાં મગ્ન બની જતા. એ તેઓનો નિત્યનો કાર્યક્રમ હતો.

તેઓ પાસે કોઇ સમૃદ્ધિ ન હતી, કે વસ્ત્ર-અલંકારાદિક કાંઇ ન હતું; છતાં તેઓની પાસે ઘણું હતું, ત્યારે એ શું હતું ?

તેઓના પાસે ક્ષમા, વૈરાગ્ય, સંતુષ્ટ ચિત્તની અને શાંતિની સંપત્તિ અખુટ હતી છતાં એ સંપત્તિ સંભાળવા માટે તેમને તિજોરી કે રક્ષકોની આવશ્યકતા ન હતી !

જ્યારે પ્રતિમા પુણ્યને પાતાલમાં ફેંકતી હતી ત્યારે મહાત્મા પૂર્ણાનંદ અધર્મની ગર્તામાં રખડતા ભારતપુત્રોની શોચનીય દશા જોઈ ક્વચિત આંસુ વહાવતા હતા અને અવકાશ મળ્યે તેઓને જ્ઞાનોપદેશ આપીને પુનઃ પુણ્યના પવિત્રપથે પ્રવાસ કરાવવાનાં સ્વપ્નો સેવતા હતા. પ્રતિમા પોતાના લાવણ્યવડે અન્ય મોહાન્ધ મનુષ્યોને પોતાના દાસ બનાવતી હતી ત્યારે પૂર્ણાનંદ પોતાના જ્ઞાનોપદેશ વડે અને યથાશક્તિ ગરીબ, અસહાય અને અજ્ઞાનીઓની અંતઃકરણથી સેવા કરીને જનતાના સાચા સેવક બનતા હતા. આ પ્રકારે પ્રતિમાનો પંથ પશ્ચિમમાં અને મહાત્મા પૂર્ણાનંદજીનો પંથ પૂર્વમાં પ્રવાહિત થતો હતો.

ટકાવવા અસમર્થ નિવડ્યા! ક્રમે ક્રમે પ્રતિમાને વૃદ્ધાવસ્થા આવી ગઇ.

ઘણાં વર્ષો થયાં સૌંદર્યની અનુપમ પ્રતિમા કુરૂપા બની ગઈ હતી, તેના શરીરમાં વૃદ્ધાવસ્થાને અંગે તાવ ચડી આવતો હતો, એક સમય દેશભરમાં જે પ્રતિમા સર્વથી સુંદર સ્ત્રી તરીકે પંકાતી હતી, તે જ પ્રતિમાનુ મુખ જોવા માટે પણ આજે કોઈ પ્રસન્ન ન હતું.

મહાત્મા પૂર્ણાનંદને તેનુ સૌંદર્ય અને યૌવન વિનષ્ટ થયાના સમાચાર જાણવામાં આવ્યા હતા, તેઓ પોતાના કર્તવ્યમાં નિમગ્ન હોવા છતાં તે દિવસની ઘટનાને ભૂલ્યા ન હતા, પોતાની તપશ્ચર્યાનો ત્યાગ કરીને એક દિવસ તેઓ પ્રતિમાને ત્યાં પધાર્યા.

'કોણ છે આ સમયે! શય્યાગ્રસ્ત પ્રતિમાએ પ્રશ્ન કર્યો.

'માતા! હું એ જ પૂર્ણાનંદ છું કે જેણે પ્રણય-રાત્રિને દિવસે તમારી ઈચ્છા પૂર્ણ કરવાનુ વચન આપ્યુ હતું." મહાત્માજીએ પોતાની ઓળખાણ આપી.

"હવે સમય જતો રહ્યો; કોઈ અન્ય સ્થળે જાઓ!" પ્રતિમાએ કહ્યું.

'નહીં; માતા! આજે જ પ્રણયરાત્રિ છે' મહાત્માજીએ હસતાં હસતાં કહ્યું.

પ્રતિમાએ મહાત્માજીના તરફ પોતાનાં નેત્રો ફેરવ્યા મહાત્માજીનાં ગૂઢ વાક્યોને તે સમજી શકી ન હતી.

'આપ શું કહી રહ્યા છો! જરા સ્ફોટ કરીને કહો' પ્રતિમાએ કહ્યું.

'માતા! જ્યારે સુંદરતા અને વૈભવનો સમય હતો ત્યારે મારી આવશ્યકતા ન હતી, તે દિવસના તમારા મિલાપસમયે આપેલું વચન સત્ય કરવા માટે આજની જ પ્રણયરાત્રિ ઉત્તમ છે, કારણકે તે દિવસે જ તમારી આ અવસ્થા હું થોડા જ સમયમાં થવાની જોઇ રહ્યો હતો, પરન્તુ તે જ દિવસે તેમને સંપૂર્ણ જ્ઞાન આપવા માટે તે સમય અને મારી અવસ્થા મને બાધક બનતી હતી, માટે જ મેં પ્રણયરાત્રિના બ્હાના વડે એવા પ્રકારનો વાયદો કર્યો હતો.

માતા! પૂર્વોપાર્જિત પુણ્યસંચય વિના માનવદેહની પ્રાપ્તિ થઈ શકતી નથી, માટે જ મનુષ્યદેહને પ્રાચીન મહાત્માઓએ દુર્લભ કહ્યો છે.

'આવા દુર્લભ મનુષ્યદેહની પ્રાપ્તિ કરીને એવો કુત્સિત વિચાર કરવો એ પણ પાપ છે, મનુષ્યજીવન પાપને માટે નથી, પરન્તુ અક્ષય્ય પુણ્યપ્રાપ્તિ કરવા માટે છે વ્યભિચાર માટે નથી; પરન્તુ સંયમ માટે છે. વાસના માટે નથી; પરંતુ શુદ્ધ-સાત્વિક પ્રેમને માટે અને ચારિત્ર્યનો સંગ્રહ કરવા માટે છે, અવિદ્યાની ઉપાસના કરવી એ મનુષ્યકર્તવ્ય નથી, પરંતુ નિયમપૂર્વક પરમાત્મચિંતન કરવુ એ જ મનુષ્યજીવનનું સાચું ધ્યેય છે. કારણ કે:—

> लब्ध्वा कथंचिन्नरजन्म दुर्लभं,
> तत्रापि पुंस्त्वं श्रुतिसारदर्शनम् ।
> यस्त्वात्ममुक्त्यै न यतेत मूढधीः
> स आत्महा स्वं विनिहन्त्यसद्ग्रहात् ॥
> [श्रीमद्भागवत]

અર્થાત્—આ દુર્લભ મનુષ્ય દેહ અને વેદજ્ઞાનપૂર્વક પુરુષપણું પ્રાપ્ત થવા છતાં જે મૂઢબુદ્ધિવાળો મનુષ્ય મોક્ષ માટે પ્રયત્ન કરતો નથી તે આત્મઘાતી મનુષ્ય અસત્ સંસારને ગ્રહણ કરીને સ્વયં પોતાનો નાશ કરે છે

સાધ્વી! સંસારનાં અન્ય સુખોની તૃષ્ણા, માન, કીર્તિ આદિની તૃષ્ણા તેમજ ઈંદ્રિયોના અનર્થકારક વિષયોની તૃષ્ણા મનુષ્યોની અધોગતિમાં ફેંકી દેનારી છે. સાચો આત્માનંદ પ્રાપ્ત કરનારા મનુષ્યોએ એવી તૃષ્ણાઓનો દૂરથી જ ત્યાગ કરવો જોઇએ. કારણ કે એવા પ્રકારની તૃષ્ણા વૃદ્ધાવસ્થા, રોગાદિક અને અંતે જન્મમરણની પુનરાવૃત્તિના સાથે ક્વચિત્ નરકપ્રાપ્તિ પણ કરાવી દે છે.

આ સંસાર પણ એક મહારોગ છે. એને દૂર કરવા માટે ભગવન્નામ રૂપ દિવ્ય ઔષધસેવનની અત્યન્ત આવશ્યકતા છે, પરન્તુ એ ઔષધ સેવન કર્યા બાદ જો ભૂલથી પણ વિષયસેવન રૂપ કુપથ્યનું સેવન થઈ જાય તો તે રોગ ભયંકર સંનિપાતનુ સ્વરૂપ ધારણ કરે છે અને ત્યારપછી એ પ્રાણઘાતક રોગનો નાશ થવો કઠિન બની જાય છે.

અનેક જન્મથી આ જીવ ઇન્દ્રિયજન્ય સુખોનો અનુભવ કરતો આવ્યો છે. તથાપિ તેને પરમ સંતોષનો અનુભવ કદાપિ થતો નથી. એથી એ જ નિશ્ચય થાય છે કે વિષયજન્ય સુખ એ સાચું સુખ નથી; પરન્તુ પરમાત્માનું ભજન અને આત્મચિંતનનો દિવ્યાનંદ એ જ સાચું સુખ છે.

મહાત્માજીનાં સંક્ષિપ્ત છતા હિતકર વાક્યોવડે પ્રતિમાનાં હૃદયદ્વાર ખુલી ગયાં અથવા આનો કે-એના

જન્માન્તરના કુસંસ્કારો ઉપર જાદુની અસર થઈ ગઈ. હવે તેને પોતાનાં પૂર્વકર્મોનો સંપૂર્ણ પશ્ચાતાપ થવા લાગ્યો. તેથી તે હૃદયવેધક રુદન કરવા લાગી, અને મહાત્માજીનાં ચરણોમાં પડી ગઈ.

"મહાત્મન્! આપના સદુપદેશવડે આજે મારા હૃદયમાં અદ્ભુત પ્રકાશ પડ્યો છે, પરન્તુ મેં આજ દિવસ પર્યન્ત પાપકર્મ કરવામાં કોઈ પણ જાતની ન્યૂનતા રાખી નથી. અનેક ચારિત્ર્યવાન શ્રીમંતપુત્રોને ચારિત્ર્યભ્રષ્ટ બનાવી તેઓના જીવનને છિન્નભિન્ન કરવામાં હું સહાયક બની છું. આજે તેનો મને સંપૂર્ણ પશ્ચાતાપ થાય છે, મને રૌરવ નરકમાં પણ સ્થાન મળવું કઠિન છે. આપ મારા કલ્યાણમાર્ગના નિર્દેશક બનો અને મારા પર કૃપા કરી મને દીક્ષા આપો" પ્રતિમાએ ગદ્ગદ્ કંઠે મહાત્માજીના ચરણોમાં પ્રણામ કર્યા.

"માતા! અનેકવિધ પાપો કરવા છતાં પણ શુદ્ધ હૃદયપૂર્વક પ્રશ્ચાતાપ કરનાર મનુષ્યને પણ પરમાત્માનું નામ પાવન કરવા સમર્થ છે. શાસ્ત્રમાં કહ્યું છે —

कलावपि हि दोषाढ्ये विषयासक्त मानवः।
कृत्वापि सकलं पापं गोविन्दं संस्मरन् शुचिः॥

અર્થાત્ આ દોષપૂર્ણ કલિયુગમાં પણ વિષયાસક્ત અને સમસ્ત પાપકર્મ કરનાર મનુષ્ય પરમાત્માના નામસ્મરણવડે પવિત્ર બની જાય છે.

ઉપરોક્ત જ્ઞાનામૃતવડે પ્રતિમાના શારીરિક અને માનસિક રોગોનો એકદમ વિનાશ થઈ ગયો. પશ્ચાતાપવડે પવિત્ર થયેલા તેના જીવનને સાર્થક કરવા માટે મહાત્માજીએ તેને ભગવન્નામના મંત્રનો ઉપદેશ આપ્યો.

તે જ દિવસથી પ્રતિમાએ પોતાનો જીવનપ્રવાહ બદલી દીધો. સાધુસેવા, જ્ઞાનપ્રચાર અને ધર્મપ્રચારમાં તેની અખૂટ સમૃદ્ધિનો સદ્વ્યય કરવામાં મહાત્માજીએ સહકાર આપ્યો, અને સત્સંગ તેમજ ભગવદ્-ભજનમાં પ્રતિમાએ પોતાનું શેષ જીવન સમાપ્ત કર્યું.

અને મહાત્મા પૂર્ણાનંદજીએ તે "પ્રણયરાત્રિમાં" એક અપરાધી–પતિત આત્માને પવિત્ર બનાવીને પોતાના નામને સાર્થક કર્યું.

વ્હાલા વાચક! આ **"પૂર્ણાનંદની પ્રણયરાત્રિ"** વાંચ્યા બાદ જો તું કોઈ પણ એવો જ્ઞાની થવાનો દાવો ધરાવતો હોય, તો આવા સાચા સાધુઓના શરણમાં જઈને પછી પ્રણયરાત્રિ ઉજવવાનું શરૂ કરી દેજે.

★

## ૐ જ ગાય છે



લે:—શ્રી પ્રભુચિત્

ઘડીના ઘડનારને, એક જ ઘડી સંભારવો,
હરદમ રહ્યો જે દિલમાં તુંહી તુંહી પોકારવો, ૧
તુંહી તણું તોફાન છે, શું ભાનમાં એ ભાન છે,
સમજી લેવું સાનમાં, શાનાં જો નિશાન છે; ૨
ડંકો બજાવે છે જુઓ, બંદો બધે મેમાન છે,
તેથી જ તેનું નામ છે, એ રામથી આરામ છે; ૩
રામ તારા નામને જપતાં જીવે જીવાય છે,
ઠંડી લ્હેરો વાય છે, 'શિવાય' શું બોલાય છે, ૪
શંકર વિના દુનીઆ બધી, જો વર્ણસંકર થાય છે,
શંકર ભૂલ્યો વર્ણ જ બન્યો, તેથી માયાની માંય છે; ૫
સાગર પસંદે ગાય છે, અમૃતભર્યો પીવાય છે,
ખાલી થતાં આ ખોલકી, મૃત્યુંજયમાં જાય છે, ૬
માબાપ, મારો ના કહો, ચિરંજીવી રહી જાય છે,
ચિરંજીવી મસ્તો કહે, પ્રભુ ચિત્ ૐ જ ગાય છે. ૭





# કાવ્યકુંજ

[ ગતાંકમાં આપેલા કાવ્યકુંજના નિયમોને વાંચ્યા વિના કેટલાક ભાઈઓએ પાદપૂર્તિને બદલે સામાન્ય કાવ્યો મોકલેલાં, માટે આ વિભાગમાં રસ લેતા બંધુઓ ફરીવાર એ નિયમો વાંચી જાય. આ વિભાગને વિકસાવવા માટે અમો વિદ્વાન્ કવિઓને ખાસ આગ્રહ કરીએ છીએ. અને પ્રત્યેક માસની ૨૦મી તારીખની અંદર આગલા માસની પાદપૂર્તિ કાર્યાલયમાં પહોંચી જાય તેવી ગોઠવણ કરવા કૃપા કરે. —સંપાદક. ]

—આ માસની પાદપૂર્તિ—

## ...આવતી નિદ્રા નથી

પૂરી બધી ભાષા ભણ્યો પણ શ્યામથી શરમાય છે,
મંદીરમાં પગ ના ભરે, ક્લબમાં સમયસર જાય છે,
ખર્ચ્યું ઘણું, પણ પાઈએ સત્કાર્યમાં આપી નથી.
એ મૂઢને મૃત્યુ સમય પણ આવતી નિદ્રા નથી.

દુઃખી બન્યા છે દેશના દાતાજનો સંસારમાં.
ને વસ્ત્રના ટુકડા વિના વાંધો પડે વ્યવહારમાં,
શૈયા સુંવાળી શોખની કંટક સમી છે લાગતી,
આજે ભલા ભગવાનને પણ આવતી નિદ્રા નથી.

—'મંગલ'

રાજી કર્યાં પાજીજનોને ત્યાં તને ફુરસદ હતી,
સત્સંગ ને સેવા તણાં કાર્યો વિષે ફુરસદ નથી;
એવા અનર્થો કૈં કર્યા, જાગ્યો છતાં જાગ્યો નથી,
એથી ભલો ભરનિંદમાં શું આવતી નિદ્રા નથી?

શ્રી 'ગગનવિહારી'

સેકન્ડમાં ને ફર્સ્ટમાં રજપૂર પણ ખાલી નથી,
ખાવા તણો તો ખ્યાલ ક્યાં? હાજત તણી ચાલી નથી;
એવી સફર છે આજની જ્યાં જીવનની આશા નથી,
ત્યાં શું કહે છે તું મુસાફર! આવતી નિદ્રા નથી?

શ્રી. 'મુસાફર'

કેનેડીઅન–ઓસ્ટ્રેલીઅન ઘઉં ખાઇને બગડી ગતિ,
જવથી ચલાવ્યું કેંક દિન હમણાં કંઇક આશા હતી,
ત્યાં ગોટલાના રોટલાની હાય મળતી સન્મતિ!
એવા વિચારો આવતાં પણ આવતી નિદ્રા નથી;

રેશન બની રેશન પધાર્યું આજ ભારતવર્ષમાં,
કે કાંકરા–કચરા ભરેલું અન્ન ખાધું હર્ષમાં;
શું આપશે કોઇ હિતેચ્છુ ઘાસ ખાવાની મતિ?
એવા વિચારો આવતાં પણ આવતી નિદ્રા નથી!

શ્રી. 'વિજય'

ભારતતણું ભાવી અરે ! હિન્દીઓ ઘડતા નથી,
આવી કહે છે દુશ્મનો કે કોઈ કંઇ કરતા નથી,
ખાલી જ ખેંચાતાણથી તો ક્યાંય આઝાદી નથી,
જોઈ ગુલામી હિન્દીઓની આવતી નિદ્રા નથી.

એન. જે. ગોળીબાર

અંતર જલાવી નયનમાં હું બેસવા કાજળ બન્યો,
ને તુજ હૃદયમાં સ્થાન કરવા શુદ્ધ ગંગાજળ થયો,
તો પણ કંઇ પરવા નથી; તો શું કરું કહેશો કથી?
ચિન્તા વધી એવી, નયનમાં આવતી નિદ્રા નથી.

'વિયોગી'

આ જગતની જંજાળમાં કાં માનવી ભૂલો પડયો ?
"મારૂં" ગણી આ વિશ્વ ઘેલા જિંદગીભર આથડયો;
અહન છે ગતિ કાળની: જો વિશ્વ તારૂં કે નથી !
શું તોય સ્વાર્થ કુટિલતામાં આવતી નિદ્રા નથી !!

છે બાલ્ય ગમ્મતમાં ગયું કૌમાર વીતી ચાલીયું,
યૌવન તણી મસ્તી મહીં હરિનામ હાથ ન ઝાલીયું;
જગતના સાગર મહીંથી ઝેર કાઢ્યું તેં નથી,
આવ્યો બુઢાપો વેદનામાં આવતી નિદ્રા નથી.

શ્રી. રમણલાલ વ્યાસ

પ્રેમીજનો નિજપ્રેમમાં વિરહે તપેલા છે રહે,
ઋણમુક્ત થાવા કરજદારો નિજહૃદય નિત્યે દહે;
બચવા સદા નિજ વેરિઓથી એમને ચિન્તા થતી,
એ વ્યક્તિઓને રાત દિન પણ આવતી નિદ્રા નથી.

શ્રી. 'સ્નેહયોગી'

નિશદિન નિશાશયને સુતા અજ્ઞાન અંધારે ડૂબ્યા,
જીવો બધા નિજ વાસના સંતોષવા લાગી રહ્યા,
એવે સમે સ્વાનંદમસ્ત થઇ ફરે છે સંયમી,
સ્વાનન્દ જાગૃતિમાં-વિષયમાં આવતી નિદ્રા નથી.

'સંયમી'

ગ્રહીને પાત્ર માટીનું ઘેર ઘેર વળે ફરી,
શ્વાસ શ્વાસ કરી ભેગા બને નિશ્ચિન્ત ભૂખથી,
ફુટપાથે સૂએ રાત્રે કોઇની પરવા નથી
ધનિકો રાજવીઓને આવતી નિદ્રા નથી.

'રમતારામ'

મળું બે ચાર દિ જો તે ક્ષણ 'એક બની જવા,
બહુકાલ સુધી એનાં સ્મરણો નહિ છોડતાં;
ન લાગે મન કાર્યોમાં બહુયે યત્નો થકી,
વ્હાલાની વાટડી જોતાં આવતી નિદ્રા નથી.

'પ્રોષિત'

તરંગોના તડાગેથી પડે ઉપસી અરે જન કો,
નવ નવ વહાવી ઊર્મિઓ, નિજ મગજને કાઢવી,
સત્સંગના ઉપજે વહેણો ગદ્ય પદ્ય સમા કંઇ,
નોંધી લઇ પાનાં પરે સંગ્રહ કરી રાજી રહે;
ઉપકારી એવા સંત-કવિઓ જગતમાં ઝાઝા થયા,
માયાથી પર રહેનારને ક્યી આવતી નિદ્રા નથી.

શ્રી ચૂડગર સાંકળચંદ ભૂલાભાઇ

જન્મી જગતમાં માનવી કર્મો કરી છૂટાય છે,
તૃષ્ણા તણા પૂરમાં વહીને વ્યર્થ એ અથડાય છે;
વૃદ્ધિ થતાં દુર્વાસનાની વૃત્તિઓ બગડી જતી,
એવા જનોને સુખથી કંઇ આવતી નિદ્રા નથી;

શ્રી. ફુલચંદ ગોવર્ધનદાસ શાહ

વરસ્યા પછીની વાદળી સરખી બનેલી આંખડી-
માં અસ્ત આશા સૂર્યની લાલી છવાયેલી હતી;
એવી હજારો આંખડી અનિમેષ માંડી મીંટને
છોડી જતા વ્રજરાજના રથ છત્રને અવલોકતી;
વ્રજભૂમિના જડ-ચેતને હતી વેદના એ અણકથી,
એ દસ્યતરસ્યાં નેત્રમાં બસ આવતી નિદ્રા નથી.

ભક્તકવિ શ્રી ગોવિંદભાઇ

કૈં કૈં અનર્થો આદર્યા, પૌળા ઉપર કાળું કર્યું,
લાખો જનોના રોટલા ખેંચી ઉદર એકજ ભર્યું,
ઇચ્છયું અમ ગજ અવરનું આયુષ્ય પણ એળે જતું ?
જગ છોડતાં હતભાગ્ય જીવને આવતી નિદ્રા નથી.

શ્રી વલ્લભાઇ

જે મોંઘુ માનવ તન ગણી પ્રભુનામ વિસરતો નથી.
સત્કાર્ય કરવા પ્રાણની દરકાર જે કરતો નથી.
જે આત્મભાવે કોઇનું પણ દિલ દુભવતો નથી.
કોણ કહેશે ? એ સુજનને આવતી નિદ્રા નથી.

શ્રી મણીલાલ જેચંદદાસ દોશી.

આવતા માસની પાદપૂર્તિ

......પ્રભુની છે



# જ્ઞાનીની બારમાસી

કારતકે કમળ ખીલ્યું મારે હૈયે,
અનુભવ સુખની સીમા કોને કહીયે;
ચાલો રે સખી જ્ઞાન ગંગાજીમાં નાહીયે,
સખી રે સદ્‌ગુરુ એ બતાવ્યું મને જ્ઞાન–
હું તો ભૂલી મારા શરીરનું ભાન—સખી રે

માગશરે મન મારું મોહ્યું,
દુઃખડું જન્મમરણનું ખોયું;
ત્રિપુટી તોડી ચોથું પદ મેં જોયું—સખી રે

પોષે તો પૂરણ પદને હું પામી,
સુરતા મારી અલખ તખ્ત ઉપર જામી;
હાં રે તમે નવપદના છો સ્વામી—સખી રે

માહે તો મરજાદાઓ મેલી,
અનુભવ સરિતાઓ દશ રેલી;
સખી રે સુખસાગર જોઇ થઇ હું ઘેલી—સખી રે

ફાગણે ફોગટ કીધી આ માયા,
સકળમાં રમતાં દીઠા યદુરાયા,
સ્થૂલ સૂક્ષ્મ કારણ નહિ તારી કાયા—સખી રે

ચૈત્રે ચૌદ વિદ્યા ગુણ પામી,
અનુભવી વિરલા એ રસ લે જાણી;
હરિપદ કહે છે પોતાની વાણી—સખી રે

વૈશાખે વૈરાગ્યના વાયુ વાયા,
સખી રે તત્ત્વને નહીં તારી કાયા;
પ્રતિબિંબ બિંબમાં જઇને સમાયા—સખી રે

જેઠે તે જોયું સકળ સ્વરૂપ,
ગુણાતીત નિર્ગુણ નિત્ય અનુપ;
નિરાકારી નિર્ગુણ સત્ય સ્વરૂપ—સખી રે

અષાડે અખંડ અભય પદ મળીયું,
જગત જુઠું દૃષ્ટિમાંથી ટળીયું,
નિમક જેમ સિંધુમાં જઇને મળીયું—સખી રે

શ્રાવણે સોહં સોહં શબ્દ બોલે,
દ્રષ્ટા દૃષ્ટિ સાધે મધ્યે તેને તોલે;
શબ્દાદિક અનુભવ આનંદ બોલે—સખી રે

ભાદરવે બ્રહ્મ તણો રસ પીધો,
ઉલટ સુલટ સુરતા ઉપર ડેરો દીધો;
પ્રકૃતિ–પુરુષ વળતી અચળગઢ લીધો—સખી રે

આસોએ અવિદ્યા ટળી થયો એક,
બાવનથી બ્હાર રહીને પેખ;
નથી એને રૂપ કે રંગની રેખ—સખી રે

બાર માસ જે કોઇ હૃદયે ધરશે,
અનુભવી આંખો તરત ઉઘડશે;
જીવ ટળી શિવ ભેગો એ ભળશે—સખી રે





# પતિવ્રત ધર્મનો પ્રભાવ

લેખકઃ "સ્નેહકુંજ" ખેડા.



(૧)

આજે વિજ્ઞાન ઠીક ઠીક પ્રમાણમાં માનવ જાતે શોધ્યું છે ને શોધાય છે. એ શોધાયેલા વિજ્ઞાને માનવ જાતના સર્વનાશને નોતર્યો છે કે સુખસાધનો પૂરાં પાડ્યાં છે તેની ચર્ચામાં હું અત્રે ઊતારવા માગતો નથી; પરન્તુ એટલું તો નિર્વિવાદ છે કે એ શોધએલા વિજ્ઞાન પછી આજે પૃથ્વીપરનાં દરેકે દરેક રાષ્ટ્રોની પ્રજામાં સ્વાર્થ, ભય અને સત્તાની લાલસા જન્મવા પામ્યા છે. માનવ જાતના સર્વનાશ સમા સગ્રામના દાવાનળ સળગી ચૂક્યા છે ને આજે સર્વ માનવ જાત ભય અને અવિશ્વાસ વચ્ચે કારમા ભૂખમરાનો ભોગ બની છે, આમ એ શોધાએલા વિજ્ઞાને માનવ જાતને સુખ-સાધનો આપ્યાં છે કે સતાપ ? અનુત્તર રહેલો આ પ્રશ્ન છે; કિન્તુ જ્યારે વિજ્ઞાન વિકસ્યું ન્હોતું; માત્ર તેની શોધ માટે માનવી મથામણો જ શરૂ થઈ હતી તે વખતની આ વાત છે. જે સમયે સબમરીનો કે સ્ટીમરો ન્હોતી સર્જાઈ, મોટરો કે એરોપ્લેનો ન્હોતા ઘડાયાં, વરાળ અને વિદ્યુત્-શક્તિ ભાવિના ગર્ભમા અણુપીછી પડી હતી અને દેશ-દેશની પ્રજાઓ વચ્ચે અમાપ અંતરો હતાં ત્યાં પછી આજની જેમ જગત-સંસ્કૃતિઓના સગ્રામો તો હોય જ ક્યાંથી ?

યુરોપમાં સર્વતોમુખે પ્રાચીન ગણાતી રોમન સંસ્કૃતિના પરમધામ રોમ નગરમાં હું જન્મ્યો હતો મારા પિતા રોમન લશ્કરના કમાન્ડર હતા. સાહસિક પિતાના સાહસિક ગુણો જન્મથી જ મને વર્યા હતા. મારી પાંચ વર્ષની ઉમરે મારી જન્મદાત્રી માતા મૃત્યુ પામી, ને મારા લાલન-પાલનનો ભાર મારા પિતાના શિરે આવી પડ્યો, પરંતુ તે કાર્ય તેમના માટે અશક્ય હતું, જેથી મારા પિતાએ રાજ્ય તરફથી ચાલતી બાલ-ઉછેરની સસ્થામાં મને મૂક્યો. ત્યાં મને યોગ્ય શિક્ષણ પ્રાપ્ત થયું, મારી નસેનસમાં રોમન સસ્કૃતિનું શોણિત વહેવા માંડ્યું ત્યાં મારી અઢાર વર્ષની યુવાવસ્થા-સમયે પિતાનો દેહોત્સર્ગ થયો, અને તેમણે ઉપાર્જિત કરેલી સંપત્તિનો હું માલિક બન્યો. એક સમય મારી શિક્ષણશાળામાં ધર્મગુરુ જગત-સંસ્કૃતિઓનું તેમના અભ્યાસથી તેમને ઉપલબ્ધ થએલા જ્ઞાન મુજબ વર્ણન કરતા હતા, તેમાં તેમણે ભારતની આર્ય સંસ્કૃતિને જગત-સસ્કૃતિઓમાં શ્રેષ્ઠપદે વર્ણવી ભારતને જગત-સસ્કૃતિઓના પિતામહનું પદ આપ્યું. જે સમયે મારું રોમન સંસ્કૃતિથી ગૌરવાન્વિત બનેલું હૃદય ભારતની આર્ય સસ્કૃતિને ગુરુમુખે અપાતું સર્વોચ્ચપદ સાંભળી ક્ષોભાયું, કિન્તુ ધર્મગુરુના કથનમાં યત્કિંચિત્ અસત્યનો તો સચાર જ ન્હોતો, તેમના માટે મારા હૃદયમાં બહુ માન હતું; એટલે બીજી જ ક્ષણે મારા હૃદયનો ક્ષોભ વિલીન થયો; પરંતુ ત્યારથી મારા હૃદયમાં ભારતની પ્રદક્ષિણા કરી આર્ય સસ્કૃતિને નિજનયને નિહાળવાના મનોરથ જાગ્યા, એ મનોરથને સિદ્ધ કરવાના તકની હું રાહ જોતો હતો ત્યા તો પિતાના મૃત્યુએ મને એ તક આપી હું મારી પાસે મારા પિતાના મૃત્યુ બાદ મને પ્રાપ્ત થએલી જે રોકડ રકમ હતી તે એક બેંકમા મને ત્યારે મોકલી આપવાની શરતે જમા કરાવી પગે ચાલી ભારતની મુસાફરીએ જવા તૈયાર થયો. મારા આ સાહસિક પગલા-માટે મારા મિત્રો મને અભિનંદન આપી મારા ઉત્સાહને વધારી રહ્યા હતા, જરૂરી સામાન સાથે એક દિવસ નવરંગી ઉષાના સમયે હું મુસાફરી માટે ઘર




કારતકે કમળ ખીલ્યું મારે હૈયે,
અનુભવ સુખની સીમા કેને કહીયે;
ચાલે રે સખી જ્ઞાન ગંગાજીમાં નાહીયે,
સખી રે સદ્દગુરુ એ બતાવ્યું મને જ્ઞાન—
હું તો ભૂલી મારા શરીરનું ભાન—સખી રે

માગશરે મન મારું મોહ્યું,
ફુલકડું જન્મમરણનું ખોયું;
ત્રિપુટી તોડી ચોથું પદ મેં જોયું—સખી રે

પોષે તો પૂરણ પદને હું પામી,
સુરતા મારી અલખ તખ્ત ઉપર જામી;
હાં રે તમે નવખાના છો સ્વામી—સખી રે

માહે તો મરજાદાઓ મેલી,
અનુભવ સરિતાઓ હથ રેલી,
સખી રે સુખસાગર જોઇ થઇ છું ઘેલી—સખી રે

ફાગણે ફેગટ કીધી આ માયા,
સકળમાં રમતાં દીઠા યદુરાયા,
સ્થૂલ સૂક્ષ્મ કારણ નહિ તારી કાયા—સખી રે

ચૈત્રે ચૌદ વિદ્યા ગુણ પામી,
અનુભવી વિરલા એ રસ લે જાણી;
હરિપદ કહે છે પોતાની વાણી—સખી રે

વૈશાખે વૈરાગ્યના વાયુ વાયા,
સખી રે તત્ત્વને નહી તારી કાયા;
પ્રતિબિંબ બિંબમાં જઇને સમાયા—સખી રે

જેઠે તે જોયું સકળ સ્વરૂપ,
ગુણાતીત નિર્ગુણ નિત્ય અનુપ;
નિરાકારી નિર્ગુણ સત્ય સ્વરૂપ—સખી રે

અષાઢે અખંડ અભય પદ મળીયું,
જગત જુઠું દષ્ટિમાંથી ટળીયું;
નિમક જેમ સિંધુમાં જઇને મળીયું—સખી રે

શ્રાવણે સોહં સોહં શબ્દ બોલે,
દ્રષ્ટા દષ્ટિ સાધે મધ્યે તેને તોલે;
શબ્દાદિક અનુભવ આનંદ ખોલે—સખી રે

ભાદરવે બ્રહ્મ તણો રસ પીધો,
ઉલટ સુલટ સુરતા ઉપર ડેરો દીધો;
પ્રકૃતિ-પુરુષ વળતી અચળગઢ લીધો—સખી રે

આસોએ અવિદ્યા ટળી થયો એક,
બાવનથી બ્હાર રહીને પેખ;
નથી એને રૂપ કે રંગની રેખ—સખી રે

બાર માસ જે કોઇ હૃદયે ધરશે,
અનુભવી આંખો તરત ઉઘડશે;
જીવ ટળી શિવ ભેગો એ ભળશે—સખી રે





# પતિવ્રત ધર્મનો પ્રભાવ



લેખકઃ "સ્નેહકુંજ" ખેડા.

(૧)

આજે વિજ્ઞાન ઠીકઠીક પ્રમાણમા માનવ જાતે શોધ્યું છે ને શોધાય છે એ શોધાયલા વિજ્ઞાને માનવ જાતના સર્વનાશને નોતર્યો છે કે સુખસાધનો પૂરાં પાડ્યાં છે તેની ચર્ચામાં હું અત્રે ઊતારવા માગતો નથી; પરન્તુ એટલું તો નિર્વિવાદ છે કે એ શોધએલા વિજ્ઞાન પછી આજે પૃથ્વીપરનાં દરેકે દરેક રાષ્ટ્રોની પ્રજામાં સ્વાર્થ, ભય અને સત્તાની લાલસા જન્મવા પામ્યાં છે માનવ જાતના સર્વનાશ સમા સગ્રામના દાવાનળ સળગી ચૂક્યા છે ને આજે સર્વ માનવ જાત ભય અને અવિશ્વાસ વચ્ચે કારમા ભૂખમરાનો ભોગ બની છે, આમ એ શોધાએલા વિજ્ઞાને માનવ જાતને સુખ-સાધનો આપ્યાં છે કે સતાપ? અનુત્તર રહેલો આ પ્રશ્ન છે; કિન્તુ જ્યારે વિજ્ઞાન વિકસ્યુ ન્હોતુ; માત્ર તેની શોધ માટે માનવી મથામણો જ શરૂ થઈ હતી તે વખતની આ વાત છે. જે સમયે સબમરીનો કે સ્ટીમરો ન્હોતી સર્જાઈ, મોટરો કે એરોપ્લેનો ન્હોતાં ઘડાયાં, વરાળ અને વિદ્યુત્-શક્તિ ભાવિના ગર્ભમા અણુપીછી પડી હતી અને દેશ-દેશની પ્રજાઓ વચ્ચે અમાપ અતરો હતા ત્યાં પછી આજની જેમ જગત-સંસ્કૃતિઓના સગ્રામો તો હોય જ ક્યાથી?

યુરોપમાં સર્વતોમુખે પ્રાચીન ગણાતી રોમન સંસ્કૃતિના પરમધામ રોમ નગરમાં હું જન્મ્યો હતો મારા પિતા રોમન લશ્કરના કમાન્ડર હતા. સાહસિક પિતાના સાહસિક ગુણો જન્મથી જ મને વર્યા હતા. મારી પાંચ વર્ષની ઉમરે મારો જન્મદાત્રી માતા મૃત્યુ પામી, ને મારા લાલન-પાલનનો ભાર માત્ર પિતાના શિરે આવી પડ્યો, પરંતુ તે કાર્ય તેમના માટે અશક્ય હતું, જેથી મારા પિતાએ રાજ્ય તરફથી ચાલતી બાલ-ઉછેરની સંસ્થામાં મને મૂક્યો. જ્યાં મને યોગ્ય શિક્ષણ પ્રાપ્ત થયુ, મારી નસેનસમાં રોમન સસ્કૃતિનું શોણિત વહેવા માંડ્યું ત્યાં મારી અઢાર વર્ષની યુવાવસ્થા-સમયે પિતાનો દેહોત્સર્ગ થયો, અને તેમણે ઉપાર્જિત કરેલી સંપત્તિનો હું માલિક બન્યો. એક સમય મારી શિક્ષણશાળામાં ધર્મગુરુ જગત-સંસ્કૃતિઓનું તેમના અભ્યાસથી તેમને ઉપલબ્ધ થએલા જ્ઞાન મુજબ વર્ણન કરતા હતા, તેમાં તેમણે ભારતની આર્ય સસ્કૃતિને જગત-સંસ્કૃતિઓમાં શ્રેષ્ઠપદે વર્ણવી ભારતને જગત-સંસ્કૃતિઓના પિતામહનું પદ આપ્યુ. જે સમયે મારૂં રોમન સંસ્કૃતિથી ગૌરવાન્વિત બનેલુ હૃદય ભારતની આર્ય સસ્કૃતિને ગુરુમુખે અપાતું સર્વોચ્ચપદ સાંભળી ક્ષોભાયુ, કિન્તુ ધર્મગુરુના કથનમાં યત્કિંચિત્ અસત્યનો તો સંચાર જ ન્હોતો; તેમના માટે મારા હૃદયમાં બહુ માન હતું; એટલે બીજી જ ક્ષણે મારા હૃદયનો ક્ષોભ વિલીન થયો; પરંતુ ત્યારથી મારા હૃદયમાં ભારતની પ્રદક્ષિણા કરી આર્ય સંસ્કૃતિને નિજનયને નિહાળવાના મનોરથ જાગ્યા, એ મનોરથને સિદ્ધ કરવાના તકની હું રાહ જોતો હતો ત્યાં તો પિતાના મૃત્યુએ મને એ તક આપી. હું મારી પાસે મારા પિતાના મૃત્યુ બાદ મને પ્રાપ્ત થએલી જે રોકડ રકમ હતી તે એક બેંકમાં મને ત્યારે મોકલી આપવાની શરતે જમા કરાવી પગે ચાલી ભારતની મુસાફરીએ જવા તૈયાર થયો. મારા આ સાહસિક પગલા-માટે મારા મિત્રો મને અભિનંદન આપી મારા ઉત્સાહને વધારી રહ્યા હતા, જરૂરી સામાન સાથે એક દિવસ નવરંગી ઉષાના સમયે હું મુસાફરી માટે ઘર

બહાર નીકળ્યો, પૃથ્વીપ્રદક્ષિણા કરવા માટે પગે ચાલી બહાર પડનાર અત્યાર સુધીમાં હું એકલો જ હતો, જેથી રોમ નગરનાં હજારો નર–નારીઓ મને ભાવ-ભીની વિદાય આપવા સારૂ નગરની બહાર નીકળી એક માઈલ સુધી મારી સાથે ચાલ્યા. મેં એ સઘળાં-ને રોકી તેમને મારા પ્રત્યેના સદ્‌ભાવ અને પ્રેમ માટે આભાર પ્રદર્શિત કરી પાછા ફરવા વિનંતિ કરી અને મારી વિનંતિને માન આપી તેઓ સઘળાં સ્ત્રી–પુરુષો મારી મુસાફરી સુખરૂપ અને સફળ નીવડો–ના આશી-વાંદ આપી પાછાં ફર્યાં. એ સમયનો મારો હૃદયાનંદ અનેરો હતો, અને હું માનતો હતો કે જ્યારે હું મારી મુસાફરી પૂરી કરી પાછો ફરીશ ત્યારે સારા ય રોમ નગરનાં એક એક સ્ત્રી–પુરુષો મારો ભાવભીનો સત્કાર-સન્માન કરશે.

(૨)

પ્રિય પાઠક–પાઠિકાઓ ! તમે જાણતાં જ હશો કે વણસંતોષ્યા યૌવનના અભિલાષને સંતોષવા સારૂ યુવાન હૃદય ભાવિની ચિંતા કે તેમાં રહેલી મુશ્કેલી-ઓની પરવાહ કર્યા સિવાય ગમે તેવાં કષ્ટો સહેવાને [illegible]ાર થાય છે; તદનુસાર હું પણ મારા અભિલાષને [illegible]ષવા મુસાફરીનાં જોખમો ખેડવા હસતા વદને [illegible] થઇ બહાર પડ્યો હતો. જોબન, જોમ અને [illegible]લાષ મારા પગે ચાલી પૃથ્વી પર્યટન કરવાના [illegible]હનાં પૂરક બળો હતાં, સપાટ મેદાનો, ભીષણ [illegible]લો અને કૉકેસસની પર્વતમાળાઓ વટાવી લગભગ [illegible] વર્ષે હું ખયબર ઘાટના માર્ગે થઈ ભારતમાં પ્રવે-[illegible]ો. અને જ્યારે સાગર સમી સિંધુ નદીને ઓળંગી કાશ્મીરના મનોમુગ્ધ રમ્ય પ્રદેશમાં પ્રવેશ્યો ત્યારે મને સૃષ્ટિના અમાપ અને અનૂપમ સૌન્દર્યનો ખ્યાલ આવ્યો. ગિરિરાજ હિમાલયનાં હીમાચ્છાદિત ઉન્નત શિખરો, ફળોથી લચી રહેલાં વૃક્ષો અને ફૂલોની સુમધુર ફોરમ ફોરતી વેલીઓમાંથી પસાર થઈ વાતા સમીરણે હૃદયમાં અનેરો આહ્લાદ પેદા કર્યો. બબ્બે વર્ષનો મુસાફરીનો પરિશ્રમ હિમાલયની તળેટીમા કાશ્મીરની કુદરતી સુંદરતાએ હરી લીધો. બે દિવસ જોગંદરની ગુફામાં વિરામ કરી ત્રીજા દિવસના પ્રભાતે મે મુસા-ફરી શરૂ કરી ગિરિકંદરાઓ ચડતાં ઊતરતાં એક ઉંચા શિખર ઉપર જે દૃશ્ય મે જોયુ અને અનુભવ્યું છે તે દૃશ્ય આજે ય મારી દૃષ્ટિથી દૂર ખસતું નથી. લગભગ એક માઈલના ઘેરાવામાં આવેલા નિર્મળ નીરથી ભરેલા એક સરોવરની અંદર અગણિત કમળો વિકસેલાં હતાં અને તે પર થતા ભૃંગોના ગુંજારવ અને સરોવરની ચારે બાજુની પાળોપર ઘટાટોપ વૃક્ષો-ની સરોવરના નીર તરફ ઝુકેલી ડાળોમાંથી કોયલોના થતા સુમધુર અને કર્ણપ્રિય ટહૂકારે આસપાસના પ્રદે-શને ગજાવી આહ્લાદક બનાવ્યો હતો. સરોવરમાંના જળના વાયુવિંજને ઊઠતા તરંગોપર ઊગતા બાલસૂર્ય-નાં પડતાં સોનેરી કિરણોએ તેની સુંદરતામાં સહસ્રધા વધારો કરી મૂક્યો હતો. એ નયન ઠારક દૃશ્યને નિહાળતો હું મંદ ગતિએ સરોવરના કિનારે કિનારે આગળ વધી રહ્યો હતો ત્યાં તો મારી નજર મારાથી લગભગ સો એક કદમ દૂરથી સામે ચાલ્યા આવતા એક મહાભયાનક સિંહપર પડી. એ સિંહને જોતાં જ ભય-મિશ્રિત કંપના આવિર્ભાવથી મારૂં સર્વાંગ ધ્રૂજી ઊઠ્યું. ઠંડા હવામાનમાં પણ ભયના સંચારે મારૂં સારૂં ય બદન પસીનાથી રેબઝેબ થઈ ગયું. મારા ચરણો તો એ કૃતાંત કાળ સમા વનરાજને જોતાં જ જમીન સાથે જાણે જડાઈ ગયા હતા વિચારશક્તિ હણાઈ ગઈ હતી અને તે જ ક્ષણે મે મારા જીવનથી જાણે હાથ ધોઈ નાખ્યા હતા. હું સાચું જ કહું છું કે મેં મારી જિંદગીમાં કદિયે એવો વિકરાળ સિંહ જોયો નથી. મારી જિંદગી રક્ષવાનો કોઈ માર્ગ મને સૂઝ્યો નહિ, અને પેલો સિંહ તો પ્રતિપળે મારી નજીક આવી રહ્યો હતો. એક ક્ષણના ય વિલંબ વિના મેં સરોવરના પાણીમાં કૂદી પડવાનો નિર્ધાર કર્યો; મને તરતાં આવ-ડતું હતું અને હું જેવો પાળપરથી નીચે ઊતરી પાણી-માં પડવા તૈયાર થાઉં છું ત્યાં તો એકાએક મને મારી પાટલૂનના ખીસ્સામાંની રીવોલ્વર યાદ આવી. ઘેરથી નીકળતાં જ સ્વરક્ષણાર્થે તેને મે મારી સાથે લઈ લીધી હતી. તુરતજ મે ખીસ્સામાંથી રીવોલ્વરને બહાર કાઢી. તે ભરેલી જ હતી હવે મને હિંમત આવી અને મેં મારી સામે ધસી આવતા સિંહ સામે નિશાન તાકી ગોળી છોડી; કિન્તુ કમનશીબે મારો ઘા'ર ખાલી ગયો. એટલુજ નહિ પરંતુ ગોળી છૂટતાંની સાથે જ ભયાનક ગર્જના કરી સિંહ ઊછળ્યો. એના એ ગર્જને આસપાસનો ગિરિપ્રદેશ ગાજી ઊઠ્યો એક ક્ષણના ય વિલંબ સિવાય એક મોટા વૃક્ષના થડની પાછળ હું

ભરાઇ ગયો, સમયસૂચકતા વાપરી જો હું વૃક્ષની ઓથે છુપાઈના ગયો હોત તો એ એકજ છલંગે ભયાનક સિંહના પંજાનો શિકાર બની જાત. ઉશ્કેરાએલો સિંહ મને શોધી રહ્યો હતો તે દરમિયાન હું પણ રીવોલ્વરમાં બીજી ગોળી મૂકી થડની ઓથેથી બહાર નીકળ્યો, એ વખતે મારી અને સિંહની વચ્ચે ફક્ત દશ જ કદમનું અંતર હતું અને જો મારો એ બીજો બાર ખાલી જાય તો મારૂં મોત બિલકુલ નજીક હતું. હું ગોળી છોડવાની અણીપર હતો ત્યાં તો મારા કર્ણદ્વારે અવાજ આવ્યો-"સબૂર! હે મુસાફર તું ગોળી ના છોડીશ." અને એ શબ્દો પૂરા થતાંની સાથે જ બાજુની વૃક્ષરાજિમાંથી હાથમાં એક પહોળા મ્હોંના કમંડળ સાથે ધવલવસ્ત્રપરિધાના યુવતિ બહાર આવી પેલા ભયાનક સિંહની કેશવાળી પર તેના કમળનાળ સરીખા હસ્તદંડનું આરોપણ કરી જાણે એ ઉશ્કેરાયલા સિંહના ક્રોધને શાંત કરતી હોય તેમ તેના હાથને સિંહના દેહપર પસારવા લાગી. સિંહનો ક્રોધ શાંત થતાં તે પોતાની યુવતિ પાસેનું દૂધથી ભરેલું કમંડળ સિંહના મુખ સામે મૂકી ઊભી રહી. સિંહ કમંડળમાંનું દૂધ પીવા લાગ્યો, એ દશ્ય મારા સાનંદાશ્ચર્યની અવધિસમું હતું, મેં અનેકવાર સર્કસના સિંહો સાથે માનવીઓને હુકમ કરતા જોયા છે. પરંતુ જેટલી નિર્ભયતા મે એ રમણીને પેલા વિકરાળ સિંહના ક્રોધને શાંત કરવાની ચેષ્ટામાં જોઈ તેટલી નિર્ભયતા કદિ પે સર્કસના સિંહો સાથે ખેલતા માનવીઓમાં નથી જોઈ. ખરે જ તે વખતે મને સમજાયું કે મોરલીના મધુર નાદે મહાવિષધરો પણ મસ્ત બની ડોલે છે, તો ઇશ્વરના અમોઘ સૌન્દર્યની પ્રતિમાસમી રમણીની રમણીયતાના પ્રેમમાં શા સારૂ આ વનરાજ પ્રેમવશ બની ના જાય?

"હે મુસાફર! તમે નિર્ભય છો. શાર્દુલસિંહ કોઈ પણ પ્રાણીને હેરાન નથી કરતા. તેમને જોઈ ભયવિવશ બની તમે ગોળી છોડી ના હોત તો તે તમને કાંઇજ નુકશાન ના કરત, ખેર!"

સર્વાંગસુંદર એ રમણીના ઉક્ત શબ્દોએ મારી વિચારમાળા અટકીઃરૂપાની ઘટડીના મંજુલ સ્વર સમા એ શબ્દોમા સંકળાએલી મારા પ્રત્યેની સહિષ્ણુતા અને સદ્ભાવનાએ મને ઉત્તેજ્યો : હું એ રમણીરત્નને સંબોધી બોલ્યોઃ—

"હે સુભગે! અવિનય માટે હું પ્રથમથી જ આપની ક્ષમાપના ચાહું છું; મને ક્ષમા આપશો. સાનંદાશ્ચર્ય મારૂં જિજ્ઞાસુ હૃદય એ જાણવા માગે છે કે આ ભયંકર હિંસકપ્રાણી આપની કયી ચમત્કારિક શક્તિના યોગે કરી આપને વશવર્તે છે એ આપને હરકત ન હોય તો મને જણાવવા કૃપા કરશો."

મારા આ શબ્દોને સાંભળી મને મારા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એ યૌવનાએ એક દીર્ઘ શ્વાસ ખેંચી આહ નાખી. એ આહમા એના હૃદયના અમાપ દર્દની મને ઝાંખી થઇ, હવે તો મને એના જીવનની કોઈ રહસમય અજ્ઞાત ઘટના જાણવાની તીવ્ર આકાંક્ષા થઈ, શક્ય તેટલી બધી જ માર્દવતા હું મારી જબાનમાં લાવી બોલ્યો.

"હે આર્ય રમણી! મારા પ્રશ્નના જવાબમાં છૂપાએલા તમારા જીવનના કોઈ કરુણ ભૂતકાળની ઘટના સ્મૃતિના પટપર તાજી થતાં જાણે આપના નાજુક હૃદયમાં અમાપ દર્દ થતું હોય તેમ મને જણાય છે. ખરે જ મે પ્રશ્ન પૂછીને આપના કોમળ હૃદયને આઘાત પહોંચાડ્યો છે, જે માટે હું આપની ક્ષમાનો યાચક છું."

"હે મુસાફર! તારી કલ્પના બિલકુલ સાચી છે. ભૂલાયેલા ભૂતકાળનું એ કારમું દશ્ય તેં પૂછેલા પ્રશ્નથી ચક્ષુ સમીપે ખડું થતાં મારા સંતપ્ત હૃદયની વેદનાઓને ઘડીભર વધારી રહ્યું છે; કિન્તુ મારી ક્ષમા માગવાનું કઇજ કારણ નથી. તારો પ્રશ્ન સહજ છે અને એક પૂરા જિજ્ઞાસુ હૃદયની જિજ્ઞાસાને સંતોષવા મારે તને એ સત્ય ઘટના જણાવવી રહે છે; પરંતુ તે રહસ્ય જો તારે જાણવુ જ હોય તો તારે મારી સાથે મારા નિવાસસ્થાને આવવુ પડશે.'"

"ઘણી જ ખુશીની સાથે હું આપની સાથે આપના નિવાસસ્થાને આવવા તૈયાર છુ, મારૂ હૃદય આપની એ રહસ્યપૂર્ણ ઘટના જાણવા આતુર છે. "મેં જવાબ આપ્યો કે તુરત જ એ રમણી પેલા વિકરાળ સિંહ સાથે ચાલવા લાગી પાળેલા કુતરાની જેમ સિંહ એ રમણીની સાથે ચાલતો હતો, જાણે વનદેવી સિંહ સાથે વનવિહાર કરતી હોય તેવું એ દશ્ય હતું. હું પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડેક દૂર ચાલ્યા બાદ એ રમણી એક ઊંચા ગિરિશૃંગની તળેટીમાંની ગુફાના પ્રવેશદ્વાર પાસે આવી ઊભી રહી, સિંહ તો અંદર ચાલ્યો ગયો.

## ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

### લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઇ.

૧ એન. એમ ઠક્કરની કંપની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય–કાલબાદેવીરોડ
૩ શ્રી. દા. રામજી ખીમજી કેશરવાળા ૧૦૭ ગુલાલવાડી.
૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર ખારાકુવાપાસે.
૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો.—પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી ફણસવાડી, પારસીની અગીયારી સામે ફરનીચરની દુકાન.
૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઈ, દવે સોપ ડેપો.
કેથેડ્રલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઇ ૨
૧૧ શ્રી. વિઠલદાસ વીરચંદ,
શાહ મનસુખલાલ નારાયણદાસ
૧૧૮, કંસારા ચાલ, પહેલો માળ, મુંબાઈ નં. ૨
૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ,
૧૭૭, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧
૧ ડાહ્યાભાઈ વલ્લભભાઇ–દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ–નવસારી
૧ મહેન્દ્ર દ. શુક્લ, સસ્તુ ઔષધકાર્યાલય બાલાજીરોડ સુરત
૨ શ્રી. પ્રાણલાલ ભગવાનદાસ મર્ચંટ,
ગામા તળાવ, પાણીની ભીંત, સુરત
૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, કતોપોર બજાર–ભરૂચ
૧ પટેલ ઇન્દુભાઈ શિવાભાઇ-શ્રી રામકબીર
ઈશ્વર-કોટેજની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર ઈશ્વરલાલ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૪ શ્રી. મહાકાળી જેંનરલ સ્ટોર્સ,
ન્યાય મંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા
૧ મધુસુદન ભાઇલાલભાઇ બુકસેલર પાદરા
૨ પોપટલાલ શોભણદાસ, પાદરા
૩ રાજરત્ન પટેલ નાગજીભાઇ લાલદાસ મુઃ કુરાલ તા. પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ વીઠલદાસ એસ. શાહ, ટાવર રોડ–ડભોઈ
૧ શાન્તિલાલ છોટાલાલ–ઝાલોદ
૧ અંબાલાલ હસમુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી. સાવલી
૧ સરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ–આણંદ
૧ શ્રી. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
૨ શ્રી. મણિલાલ સોમાભાઈ શાહ, હલાસ પોળ, ,,
૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ–ઉમરેઠ
૧ શ્રી. રામુભાઇ શંકરલાલ ભટ, પ્રભુપોળ, ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઈ વલ્લભભાઇ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઈ હરિરામ રાવલ–મુ. ખાવડ
૧ દમાળજી પરશોતમ મસીદ પાસે–આણંદ
૧ કૃષ્ણા પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઈ કાશીભાઇ બજારમાં–મુ. વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
૨ કાશીભાઈ મંગળદાસ પટેલ, મોટી ખડકી, ,,
૩ પટેલ ચતુરભાઈ ભાઈલાલભાઇ, સરકારની ખડકી ,,
પટેલ છગનભાઇ નાથાભાઈ, નાવલી
શ્રી. સુણાવ ભજન મંડળ, સુણાવ
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઇ બુક ડેપો, સાંથબીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ કાશીભાઈ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર માઇનગર ,,
૪ શ્રીમાઇ–બાલ–મંડળ મોટાપાડા માઇચોક ,,
૫ શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૬ સી. અમીન કંપની, દેવજીવન સ્ટેશન રોડ ,,
૭ શ્રી. નડીઆદ ભજન મંડળ, ,,
શાહ મધુસૂદન ગોરધનદાસ, કોપલા પોળ,
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી–ચકલાસી
૧ કાશીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક–વસો
૨ કાછીઆ મોતિભાઇ જેઠાભાઈ, વડકુવા પાસે, પેટલાદ
૧ શ્રી. વસો ભજન મંડળ,
ઠે. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ ડાહ્યાભાઈ વલ્લભભાઇ દહાણુરોડ
૨ વીઠ્ઠલદાસ નાગરદાસ પટેલ ખેડા
૧ શ્રી મહુધા ભજન મંડળ
ઠે, સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઈ, મહુધા
૧ શ્રી. મહેતા જયંતિલાલ મણિલાલ જોષી, નરસંડા
૧ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી.
કેડીયા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઈ બી. પટેલ,
પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ છોટાલાલ દેસાઈ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી. બહેચરદાસ સુર્યરામ દીક્ષીત
સાર્વજનીક લાયબ્રેરી,–મુ. આમડી.

## અમદાવાદ

૧ મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની પોળમાં સોનીની પોળના મેડા ઉપર
૨ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સંચાલિત સાર્વજનિક દવાખાનુ, આસ્ટોડીયારોડ નારાયણ નીવાસ
૩ મુકસેલર્સ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા
૪ ઠક્કર બુક ડેપો, રીચીરોડ, પુલ નીચે
૫ શ્રી પ્રભુદાસ મહારાજ સારંગપુર તળીયાની પોળ
૬ શાહ સોમચંદ અંબાલાલ ખડીયાળી ડાહલની પોળમાં કમાનવાળી પોળ
૭ નર્મદાશંકર મુળશંકર પંડ્યા રાયપુર કાપડીવાડ
૮ પરમાર પ્રીન્ટીંગ પ્રેસ બાલાહનુમાન પાસે
૯ પોપટકર ભીખાભાઇ સખારામ અસારવા મ્યુનિ. ના ડબ્બા પાસે દાદાવાસ,
૧૦ ધીરજલાલ ખીમજી ભાલેરાવ, ગિરધરનગર નં. ૧૪
૧૧ પટેલ મોહનલાલ મહેશ્વરદાસ મહેતા સચીનીવર શાહપુર-વનમાળી વાંકાની પોળ.
૧૨ ભાવસાર હીંમતલાલ મંગળદાસ શાહપુર- વડીકોટડીની પોળ પાસે, વેણીચંદના ડહેલામાં.
૧૩ શંકરરાવ માધવરાવ ગાયકવાડ મીરજાપુર અમદાવાદ ગેરેજ
૧૪ વિનોદચંદ્ર રામજીભાઈ ગીરધરનગર બંગલા નં. ૬
૧૫ વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ લુણસાવાડ ટુંકારવાડ
૧૬ ચીમનલાલ છોટાલાલ દલાલ જુના શાકમાર્કેટ જશવંતલાલ એન્ડ કું.
૧૮ ધાર્મિક પુસ્તકાલય, ઘીકાંટા રોડ
૧૭ જનતા બુક ડેપો, બાલાહનુમાન પાસે
૧૯ દેસાઈ બ્રધર્સ, લક્ષ્મી વિલાસ હોટલ સામે
૨૦ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર પાસે
૨૧ બાબુલાલ ચુનીલાલ શર્મા પાનકોર નાકા
૨૨ મણીલાલ અમથાલાલ, માદલપુર-અમદાવાદ
૨૩ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા વાડજ ,,
૨૪ મહંત માધવદાસજી ગુરુ મોહનદાસજી પીતાંબરીયા બંબા વિષ્ણુમંદીર
૨૫ ક્રીન્સ સ્ટોર્સ ભદ્ર, તાર ઓફીસ
૧ પટેલ છોટાભાઈ ઉજમભાઇ મુ. ધરમજ
૧ શ્રી. શાહ બાલકૃષ્ણભાઈ ચીમનલાલ, કાપડના વહેપારી, ઉંવારસદ
૧ શંકરલાલ જેઠારામ દીક્ષિત રામભક્ત સત્સંગ મંડળ જેતપુરા-કલોલ
૧ માધવલાલ દેવજીદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ
૧ ઠક્કર કાનજીદાસ ગોરધનદાસ-બાકુંધરાજી

૧ ગુજરાત જનરલ ટ્રે. કમ્પની-મહેસાણા
૧ શ્રી. ઇશ્વરલાલ વલ્લભરામ જોષી, કબીર સાહેબનું મંદિર, વડનગર
૧ કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ શ્રી. પટેલ નાથાભાઇ નરસીભાઈ, ચાણસ્મા
૧ શ્રી. રતનલાલ નરસીદાસ, બજારમાં, વડનગર
૧ રવિશંકર સોમેશ્વર વ્યાસ દેસાઇ પોળ-વીરમગામ
૧ શ્રી. નારણભાઇ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ શ્રી, જેઠીસન મુલજી સોની, કોઠ (ધોળકા તાલુકા)
૧ શ્રી. ભવાનભાઈ અમરતલાલ દરજી, ગાણદ (ધોળકા તાલુકા)
૧ ગોરધનદાસ છોટાલાલ, મોટવાડા ગેરી-ધંધુકા
૧ હર્ષદરાય મણીલાલ શાહ બુટાભવાડા-મોડાસા.

### જુનાગઢ

૧ રતિલાલ ગુલાબચંદ દોશી. દોશી પ્રિ. પ્રેસ સરદારચોક
૨ ઇશ્વરલાલ જી. રાજા, હવેલી લેન
૧ ફોટલચંદ એન્ડ કો.-સરેદી, (ગુમાન્દા)
૧ હનુમાન આશ્રમ બોક્સ નં. ૧૧૫૧ નૈરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ જેઠાલાલ પી. ભગત ન્યુસપેપર એજન્ટ-જામનગર
૨ હરિદાસ વાળંદ રણજીતચોક જામનગર
૧ શ્રી. રમણિકલાલ કાળીદાસ ઉપાધ્યાય, ભોજરાજપુરા, ગોંડલ
૧ ડા. કાનજીભાઈ રામજીભાઇ, કાપડ મારકીટ-રાજકોટ
૧ મધુસુદન નારણદાસ બુકસેલર-વેરાવળ.
૧ શ્રી. ગીરધરલાલ હરિલાલ દવે, ગાવણ ફળીયા, હળવદ
૧ શ્રી. કસ્તુરચંદ પુંજારા, ધી ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ, ધ્રાંગધ્રા
૨ શ્રી. કાનજીભાઈ રામસીંગ હોટલવાળા, સ્ટેશન સામે, ,,
૩ મહંતશ્રી રામબાલકદાસજી પ્રભુદાસજી, ધ્રાંગધ્રા
શ્રી. હરજીવનદાસ પ્રાગજીભાઇ ઠક્કર, બજારમાં, રાજસીતાપુર (ધ્રાંગધ્રા)
૧ દોશી પ્રવીણચંદ્ર વૃજલાલ, વઢવાણ કેમ્પ.
૨ જગજીવન મુકુંદીપો, ટાવરચોક-વઢવાણ કેમ્પ
૧ નટવરલાલ નરસીભાઇ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા, મુખ્ય. પ્રાય. સ્કુલ અમરાવતી (બીરાર)
૧ ત્રિવેદી પ્રભાશંકર જયશંકર ધોળ
૧ મહંત ગોકળદાસજી: મુગટરામજીની જગ્યા-અમરેલી
૧ માધવજી વસ્રામ C/o. હાઇસ્કુલ મેડીકલ સ્ટોર, ઘરારણબજાર-ભાવનગર
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનાવાડા-કરાંચી
૧ મેસર્સ બાબુલાલ નરસિંહભાઈ કચ્છ-ભુજ

# ત્યારે તું શુ કરીશ ?

બુદ્ધિમાન માનવ !

શરીર રોગોથી ઘેરાઈ જશે. મ્હાત્માઓના ઉપાયો અફળ થશે. વૈદ્ય. ડાક્ટરો પોતાના છેલ્લા ઉપાયો અજમાવી હાથ ખંખેરશે સૌ સ્નેહીઓ ગમગીન બનશે; ત્યારે તું શું કરીશ !

શ્વાસ ઘુંટાશે, નાડીઓના ધબકાર જુદા હશે, કોઈ અનેરા જ બણકારા વાગતા હશે, દશે દિશામા નાખી નજર નહિ પહોંચે ત્યારે તું શું કરીશ ?

પાપના પોટલા બાંધી પેદા કરેલા પૈસા, બંગલા, મોટર, બગીચા કારખાનાઓથી પલકમાં સદાને માટે જુદા પડવાનો અવસર આવી લાગશે ત્યારે તું શું કરીશ ?

પ્રાણથી વ્હાલી મનાતી પ્રેમદા અને કુમળા બાળકોના માનેલા મીઠા સહવાસમાંથી હંમેશાના માટે છુટા પડવાનો અણધાર્યો અવસર આવી પહોંચશે ત્યારે તું શું કરીશ ?

અથવા તો:—

માથે ટાલ પડશે, કાનથી ઓછુ સંભળાશે, આંખે બરાબર સૂઝશે નહિ, પાણી ટપકયા કરશે, નાકમાથી લીંટ ચુયા કરશે, મોંઢામાંથી લાળ ચાલી જતી હશે, ઉધરસ અને દમથી છાતી ભરાઈ ગઈ હશે, હાથ પગની શક્તિ નરમ પડશે, કમર વળી ગઈ હશે, લાકડીના ટેકા વિના ચાલવું ભારે થઈ પડશે, સહુ હડ હડ કરશે, સર્વથા પરવશ બનો પડશ, જીવન અકારૂ લાગશે; સ્વભાવ ચીડીઓ બની જશે અને એકે ધારણા સફળ નહિ કરી શકાય ત્યારે તું શુ કરીશ ?

વિચારક પ્રાણિ !

આવુ બધું રોજ બનતું નજરે દેખાય છે જગતના જીવોની આવી સ્થિતિ બનતી વારા જોવામા આવે છે જુવાનીના જોશમાં અને ધનવાનપણાની મગ્રૂરતામાં મહાલતાના બૂરા હાલ થતા નજરે જોવાય છે તારી આ દશા નહિ જ આવે એવા ભરોસે રખે બેસી રહેતો ! વિષમ અવસ્થા વખતે દીનતા ન આવે, પોકાર ન કરવા પડે અને અશાંતિમાં પણ શાંતિ અનુભવાય એ માટે અત્યારથી કાંઈક વિચાર કરી લે, પાણી પહેલાં પાળ બાંધનાર સમજદાર ગણાય, પાળ બાંધી નહિ અને પાણી ભરાયું, તળાવ ફાટયું અને ચારે બાજુ વહેવા માડ્યા તે વખતે પાળ નહિ બંધાય, ધાર્યું મનમાં રહી જશે, મનોરથો માટીમા મળી જશે. આશા નિરાશામાં ફેરવાઈ જશે તે વખતે પસ્તાવાનો પાર નહિ રહે, માટે સારી અવસ્થામા મળેલી શક્તિઓનો સદુપયોગ કરી લેવા વિચાર કર, સર્વ અવસ્થામાં કામ આવે અને સર્વ સ્થળે નિશ્ચિંત બનાવે એવું ભાતું ભરી લે પ્રમાદ નિદ્રામાંથી ધર્મ જાગરણમાં આવી જા, પછી કોઈ પણ અવસ્થા તને સતાવશે નહિ સદા સુખ અને શાંતિ તને છોડશે નહિ. પૂરેપૂરા આનંદને અનુભવનારો બની જઈશ

મુનિ મહારાજશ્રી દોલતવિજયજી.



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुसरणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. શ્રાવણ-૨૦૦૨ ઓગષ્ટ-૧૯૪૬ અંક ૫ મો.



# હાથ પકડ પ્રભુ મારો!

(શાને બન્યો મસ્તાનો, નંદરાણી, તમારો કાનો—રાગ)

જેવો તેવો પણ તારો! હાથ પકડ પ્રભુ મારો

તારે ભરૂસે જીવન નભતું (૨)
મનડું ચંચળ જ્યાં ત્યાં ભમતું (૨)
કરતું ખોટા વિચારો, હાથ પકડ પ્રભુ મારો...જેવો...(૧)

સમજીને હું આગે પડતો (૨)
માયાનો ભડકો ભડભડતો (૨)
ભડકો નહી બૂઝનારો, હાથ પકડ પ્રભુ મારો...જેવો...(૨)

જ્યાં ચાલુ ત્યાં કાંટા વાગે (૨)
વાગે પણ હું ચાલું આગે (૨)
મારો પાપ વધારો, હાથ પકડ પ્રભુ મારો...જેવો...(૩)

"પુનિત"ની અંતરની વાણી (૨)
અંતરજામી લે તું જાણી! (૨)
એક જ તું છે મ્હારો, હાથ પકડ પ્રભુ મારો...જેવો...(૪)




## અમારી મુશ્કેલીઓ

ગતાંકની સમ્પાદકીય નોંધથી લઈને વર્તમાન અંકના સમ્પાદન સુધીના બરાબર એક માસમાં ગુજરાત–કાઠિયાવાડે અનેક મુશ્કેલીઓનો સામનો કર્યો છે. કાઠિયાવાડનું કારમું રેલસંકટ, અમદાવાદનું કોમી હુલ્લડ અને સમસ્ત હિંદની પોસ્ટલ હડતાલ જેવા પ્રસંગોએ જનતાનું હૃદય વલોવી નાખ્યું છે. વ્યાપારી વ્યવહારની સાથે અનેક વ્યવહારો ગુંચવાઈ જવાથી દરેક સામયિકોની માફક વિશ્વમંગલ-કાર્યાલયનો વ્યવહાર પણ ગુંચવાઈ જવા પામ્યો હતો. એ જ કારણથી વિશ્વમંગલ એક પખવાડિયું મોડું પ્રકાશિત થાય છે. આવાં ઘણાં કારણો હજી મુંઝવી રહ્યાં છે. એને સહન કરવાં રહ્યાં. પ્રભુ સૌને સન્મતિ આપો.

## હડતાલોની પરંપરા

હિન્દુસ્તાનમાં આજે હડતાલોની પરંપરા ચાલી છે. એક બાજુ કારમી મોંઘવારીમાં મધ્યમ વર્ગના નોકરો લાચાર બન્યા છે એમની મુશ્કેલીઓ સાંભળવા માટે પણ જ્યારે દૈવી કાનની જરૂર છે ત્યારે બીજી બાજુ હડતાળોથી ખોરવાઈ જતા વ્યવહારોથી પણ દરેક વર્ગને મુશ્કેલી પડતી જોવામાં આવે છે, અને હડતાળોના સમાધાન રૂપે તે તે નોકર વર્ગને થતો ફાયદો પણ સીધી કે આડકતરી રીતે એ જ મધ્યમ વર્ગ પર આર્થિક નબળાઈની અસર ઉત્પન્ન કરે છે. આમ બન્ને બાજુ વિચારતાં ભાગ્યહીન ભારતવર્ષની દશા પર સહજ ચિન્તાની લાગણી અનુભવાય છે.

## પ્રેમી ગ્રાહકોને

અંકો મોડા મળવાની ફરિયાદોનો અત્યારે એક જ જવાબ આપવાનો રહે છે કે ધૈર્ય રાખો અને રાહ જુઓ. પોસ્ટલ હડતાલ દરમ્યાન જે જે ફરિયાદો આવી છે તે બધી ફરિયાદોના અંકો ફરીવાર મોકલવા માટે કાર્યાલયમાં બંડલો બંધાઈને તૈયાર છે. પુસ્તકોના આર્ડરનું પણ તેમ જ છે. હવે આશા બંધાય છે કે બધાને વ્યવસ્થિત મળી જશે :

**કેટલાક નવા ગ્રાહકોના ગ્રાહકનંબરો બદલાયા છે, માટે ચાલુ માસનું રેપર તપાસી જોઈ લેવા કૃપા કરવી; હવે પછીના પત્રવ્યવહારમાં તે નંબર લખવા ભૂલવું નહિ.**

## વિશ્વમંગલનો ધર્માંક

વિશ્વમંગલનો ધર્માંક જેઓએ જોયો છે તેઓ પણ તેને લેવા લલચાઈને 'વિશ્વમંગલ' નાં ગ્રાહકો બની ગયા છે કાર્યાલયમાં હવે ધર્માંકની મર્યાદિત જ પ્રતિઓ સિલકમાં રહી છે. જેઓને આ બહુમૂલ્ય અંક વસાવવાની ઇચ્છા હોય તેઓ તાત્કાલિક ગ્રાહક બની જાય એ ઇષ્ટ છે.

વિનમ્ર નિવેદકો

| પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી | દેસાઈ મગનભાઈ છોટાભાઈ |
| --- | --- |
| તંત્રી : વિશ્વમંગલ | સહતંત્રી : વિશ્વમંગલ. |

# ભક્ત પીપાજી

લેખક- કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા.

[ ગતાંક પૃષ્ઠ ૪૦૫ થી ચાલુ ]

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ।

જે લોકો વાસનાથી બદ્ધ થએલા હોય છે તેઓ ઇચ્છા અને અજ્ઞાનને વશ થઈ અને પોતાના ભોગને માટે અન્યાયથી ધન મેળવવા પ્રયત્ન કરે છે પરન્તુ તે અન્યાયથી મેળવેલું ધન તેમને પરિણામે ઝેરી સર્પ જેવું દુઃખદાયી થાય છે.

ચોરોએ ધનની આશાએ ચરૂ ઉઘાડયો પણ અન્દરથી સર્પ નીકળતાં તેઓ ગભરાયા અને કહ્યું કે જોયું, ભગત કેવા બદમાસ હોય છે ! ચરૂમા સાપ ભરી ઉપરથી આપણને કેવા બનાવ્યા ! હવે આપણે સારે ખરા કે જ્યારે એ ચરૂને ઉચકી જઇ એના જ ઘરમાં પછાડીએ એટલે એમાંથી સાપ નીકળીને એ બેમાંથી એકાદને તો જરૂર કરડશે. એટલે ભગત પછી કોઇને બનાવશે નહિ. પછી ચોરો એ ચરૂને ઢાંકણું બંધ કરીને મજબૂત બાંધી લઇને પીપાના ઘર આગળ આવ્યા. તે વખતે પણ પતિ પત્નીને સ્મરણ તો ચાલુ જ હતું. ત્યાં પીપાજી પ્રશ્ન કરે છે દેવિ ! તમે આજે સીધું ક્યાંથી લાવ્યા. ત્યાં સીધાની વાત થઇ એટલે દેવી કંપવા લાગ્યાં અને પ્રભુ ! કહી પતિના પવિત્ર પાદારવિંદમા પડ્યાં અને રડવા લાગ્યાં.

પીપાજી—દેવિ ! એમાં રડવાનું શુ પ્રયોજન છે, કહો તો ખરાં કેવી રીતે ને ક્યાંથી લાવ્યાં !

સતી—નાથ, નાથ ! શું કહું—આજ સીધું હું કેવી રીતે લાવી છું એનું મારી જીભથી વર્ણન થઈ શકે એમ નથી. ત્યાં તો મુશળધાર વરસાદ શરૂ થયો.

પીપાજી—દેવિ ! પણ કહો તો ખરાં કે શું થયું છે !

સતી-(અશ્રુભીની આંખે) દેવ ! આજ આપ હાજર નહોતા. ઘરમાં મુઠી અન્ન પણ નહોતું અને અતિથિ-દેવો ભારણે ભૂખે બેસી ભજન કરતા હતા, એ મને પાલવ્યું નહિ. તમારી પણ બહુ વાટ જોઇ, પણ આપનાં દર્શન ન થવાં ને છેવટે થાકી હું પોતે સીધું લેવા ગામમાં ગઇ; પણ કોઈ મુઠી અન્ન પીપાજીના નામ પર ધીરવા તૈયાર નથી, એની મને આજે જ ખબર પડી. ભગવાન ! કોઇએ પણ સીધું ન દીધું. આપ પધાર્યા નહિ અને સાધુઓ ભૂખ્યા બેસી રહ્યા હતા એટલે મારા મનને પારાવાર દુઃખ થયું જેથી સ્વાભાવિક રડી જવાયું અને રડતા રડતાં મેં પ્રભુને પ્રાર્થના કરી કે દેવ ! “શુ આજે મારે ત્યાંથી અતિથિઓ નિષ્ફળ પાછા ફરશે ? ” હુ આ શબ્દો પ્રભુને કહી રહી છું એટલામા એક વણિક મને સીધું આપવાને માટે બોલાવી, પણ સાથે સાથે એણે એક આકરી શરત કરી. હું સમજુ છું કે બાગની આર્ય રમણી આવી શરત ન કરી શકે ! તો પણ અતિથિપ્રેમમાં ઘેલી બનેલી મેં એ વણિકભાઈની શરત કબુલ કરી, એમ કહી માતાજી વધુ રડવા લાગ્યાં. પીપાજીએ આશ્ચર્યમા પડી અને પૂછ્યું. દેવિ! શરત કઈ કરી એ તો કહો !

સાતા—શુ કહું નાથ ! બોલવાની જીભ પણ ઉપડતી નથી. છતા કહુ છુ દેવ ! સાંભળો, સીધુ આપનાર શેઠીઆને હાડ માસ અને રુધિરથી ભરેલા અને ચામડાથી મઢેલા આ દેહ પર કુદૃષ્ટિ થઈ છે એટલે વણિકે એવી શરત કરી છે, કે સીધું તો આપું, પણ તું એકલી રાત્રે બાર વાગ્યા પછી મારે ત્યાં આવે તો. મે એને હા કહી, ને વણિકે મને સીધું આપ્યું. એ સીધાથી સાધુ-સંતોને સંતોષ્યા છે.

પીપાજી—સતિ ! ધન્ય છે તમારી ભાવનાને ! પરંતુ હવે તે તમારા આપેલા વચન પ્રમાણે સમય થઈ ગયો છે તો ચાલો તૈયાર થાઓ !

સતી-(આશ્ચર્યમાં) શું તૈયાર થાઉં પ્રભુ !

પીપાજી—દેવિ ! તમે વચન દીધું છે ત્યાં.

સતી—પણ તે શેઠની તો મારા ઉપર કુદૃષ્ટિ થઈ છે.

પીપાજી—વણિકની ભલે તે દૃષ્ટિ હોય પણ સતિ ! તેં વચન દીધું છે. ત્યારે ત્યાં જવું જ જોઇએ.

સીતા—કંપતી કંપતી કહે છે. પ્રભુ! આપ આ શું બોલો છો અને મને ક્યાં જવાનો આગ્રહ કરો છો!

પીપાજી–સતિ! પ્રતિજ્ઞા લેનાર તો ખુબ હોય,
પણ તે પાળનારા કોક છે.
**પ્રતિજ્ઞા લીધા પછી પાળે નહિ**
**તો જીંદગાની ફોક છે.**

તો સતિ ! તમારે તમારા વચનને પાળવું જ જોઇએ અને આપણે તો રઘુવંશનાં બાળકો કહેવાઈએ એટલે આપણાથી તો વચન મિથ્યા થાય જ નહિ; કારણ

**રઘુકુલ રીતિ સદા ચલી આઇ.**
**પ્રાણ જાય અરુ વચન ન જાઇ.**

માટે ચાલો ! સત્વર તૈયારી કરો. ઈશ્વર જરૂર તમને મદદ કરશે

સતી પતિ–આજ્ઞાને પ્રભુ–આજ્ઞા માની ધડકતા હૈયે ન છૂટકે તૈયાર થયાં એટલામાં જ ચોરોએ ઘર ઉપર ચઢી પેલા ચરૂને ઘરમાં પડતો નાખ્યો, ચરૂ ઊઘડી ગયો અને અંદર ભરેલી સુવર્ણમહોરોનો ઢગલો થયો. પીપાજી હસીને કહે છે મા ! હું તને ના કહું છું ને મારી પાછળ શીદને પડી છે.

સતી-દેવ તમે ગઇ કાલે જોયેલો જ આ ચરૂ છે. તમે તો તેને દાટી દીધો પણ હમણાં આપણે માથે દેવું છે એમ સમજીને જ પ્રભુએ લક્ષ્મીમાતાને અહીંયાં મોકલ્યાં છે. સજ્જનો ! જોયું ને, આનું નામ 'યોગક્ષેમં વહામ્યહમ્'

સતી-પ્રભુ ! આપણે માથે ઘણું જ ઋણ ચઢ્યું છે તો આમાંથી દરેકનું દેવું ચૂકવી દેશો

ભક્ત–જેવી તમારી ઇચ્છા ! પણ હવે ચાલો વિલંબ કરવો એ તમને શોભતો નથી. વરસતા વરસાદમાં પતિ-પત્ની ઘરબહાર નીકળ્યાં અને વાણીઆના ઘર નજીક જઇ પીપાજી એક ઓટલા પર સંતાઈને ઊભા. આ દશ્ય પેલા ચાર ચોરમાંના એક ચોરે નિહાળ્યું. સીતાજી વણિકના ઘર આગળ જઇને ઊભાં રહ્યાં અને બારણું ઠોકયુ વણિક પણ અનેક તર્કવિતર્ક કરતો સીતાની રાહ જોઇ બેઠો હતો, ત્યાં તો બારણું ખખડ્યું ને વણિકે એક હાથમાં દીવો, અને બીજા હાથમા પાણીનો ઘડો લઈ બારણું ઊઘાડયું. સતી તે વખતે નેવાનું પાણી પડતું હતું ત્યાં એની નીચે બરાબર ઊભા હતાં. –

વણિક–સીતા! એક તો તું વરસતા વરસાદમા આવી, બીજું નેવાની નીચે ઊભી છે એટલે તારાં વસ્ત્રો પણ ભીનાં થયાં છે. માટે લે તારા પગ કાદવવાળા થયા હશે તો આ ઘડાના પાણીથી ધોઇ નાખ અને જલદી અંદર આવી કપડા બદલી નાખ, નહિતર તને શરદી લાગશે. માતાજીએ કંપતાં કંપતાં કહ્યું–મારા પગ કાદવવાળા થયા નથી.

વણિક–તો અંદર આવ. માતાજી આકાશ તરફ નજર કરી કરસંપુટ કરી પ્રભુને કહે છે દેવ !

'મારી લાજ તમારે હાથ
હરિ સંભાળજો રે
આ દીન દાસીની દાઝ
દયાનિધિ ધારજો રે—(મારી)

આટલું કહી માતાજી ન છૂટકે ઘરમાં પ્રવેશ કરે છે. જેવાં માજી અંદર પ્રવેશ્યાં તેવાં જ દુર્બુદ્ધિવાન વણિકે દ્વાર બંધ કર્યાં. માતાજી કંપવા લાગ્યાં એટલામાં વણિક માતાજી પાસે આવ્યો અને જેવો વ્હાલી કહી માતાજીના શરીરને સ્પર્શ કરવા જાય છે, ત્યાં તો માતાજીનાં ગાત્રો પણ કંપી રહ્યાં હતા અને વણિક પણ આ પાપકર્મ કરવા તૈયાર થએલો હોવાથી એના ગાત્રો પણ કંપતા હતાં અને એ કંપમાં (ધ્રુજારામાં) વાણીઆનો હાથ માતાજીની પીઠ પાછળ અડી ગયો. હાથ અડતાં જ માતાજી ગભરાઇ ગયાં અને જેનું કોઈ નથી, એના પરમકૃપાળુ પરમાત્મા છે. સાદ દીધો, ભગવાન! આટલુ જ બોલતાં માતાજી અચેતન થઇ જમીન પર પટકાઈ ગયા. ત્યાં વાણીઆને પ્રભુકૃપાએ ભાન થયું, અરે સીતા વરસતા વરસાદમાં પલળતી મારે ઘેર આવી છે, નેવાંની નીચે પલળતાં મે એને મારી નજરો નજર નિહાળી છે. છતાં પણ અરે, તેના વસ્ત્રો કોરાં કેમ છે? જરૂર સીતા અને પીપો એક સાધારણ મનુષ્ય નહિ પણ દેવ–દેવી છે એમ કહી વાણીઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યો એટલામાં માતાજીને શુદ્ધિમાં આવેલાં જોઇ વણિક ચરણમાં પડી ગયો અને કહેવા લાગ્યો, મા! સીતા ! હું તને નહોતો ઓળખતો હું તને જગતની બીજી સ્ત્રીઓ જેવી સાધારણ સ્ત્રી સમજતો હતો. પણ મા! મને આજે જ ખબર પડે છે કે "માનવીએ માનવીએ ફેર હોય છે" તું તો સાક્ષાત્ જગદંબા–સીતા જ છે, તું તો પરમ ભક્તિમતી સતી છે. તો હે જગદંબા! મને માફ કર, મા! એમ કહી વાણીઓ પોતાના પાપનો પસ્તાવો કરી સીતાના ચરણમા મસ્તક મૂકે છે.

આ દશ્ય નિહાળી—એટલે કે વાણીઆનો હૃદય-પલટો જોઇ માતાજી પરમ પ્રસન્ન થયાં અને વાણી-

આને ચરણમાંથી ઊઠાવી અને કહ્યું-બેટા! હું તને ક્ષમા આપું છું, પણ પુનઃ આવું પાપકર્મ નહિ કરવાની પ્રતિજ્ઞા લે એટલે કે હવેથી જગતની કોઈપણ મા, બેન, તરફ કુદૃષ્ટિથી તારે જોવું નહિ. વાણીઆએ માતાજીના ચરણના સોગંદ લઈ અને હવે આવી ભૂલ નહિ કરૂં એ બદલ પ્રતિજ્ઞા લીધી. આથી માતાજી પુષ્કળ પ્રસન્ન થયાં અને "ભગવાન તને સદ્બુદ્ધિ આપો" એવો આશીર્વાદ આપી બહાર નીકળવાની તૈયારી કરી.

વણિક-માતાજી! ઊભાં રહો હું તમને ઘર સુધી મૂકવા આવું.

સીતાજી-મૂકવા આવવાની જરૂર નથી, બહાર ભગતજી ઊભેલા જ છે. એથી તો વાણિકને બહુ જ આઘાત થયો. ત્યાં માતાજીએ દ્વાર ઊઘાડી ભગતને સાદ દીધો એટલે પીપાજી મકાનમાં દાખલ થયા. વાણીઓ લજ્જા ભય, પાપ અને શાપના ડરથી કંપતો હતો ને રડતો હતો ત્યાં માતાજીએ સર્વ હકીકત સમજાવી. અને વણિકે ભગતના ચરણમાં પ્રણામ કરી ક્ષમા માગી. વાણીઆના આ હૃદયપલટાથી ભગતજીને નિરતિશય આનંદ થયો અને ભગવાન પોતાના ભક્તને કેવી રીતે મદદ કરે છે એ જોઈ તેમનો આત્મા થનગની ઊઠયો અને મુક્તકંઠે બોલાઈ જવાયું-

"હરિને ભજતાં હજુ કોઇની
લાજ જતાં નથી જાણી રે;
પ્રભુને ભજતાં હજુ કોઇની
લાજ જતાં નથી જાણી રે.
જેની સુરતી શામળીયાની સાથ
વદે વદે વાણી રે. હરિ.

પછી પતિ-પત્ની પ્રભુનો ઉપકાર માનતાં પોતાને સ્વસ્થાને ગયાં. આ કૃત્ય પેલા ચાર ચોરમાંનો એક ચોર જોઈ ગયો હતો; પણ ઘરમાં શું બન્યું ? એનું એને ભાન નહોતું, એ પણ વિચાર કરતો કરતો પોતાને ઘેર ગયો. બીજા દિવસે પ્રાતઃકાળમાં પીપાજીએ પોતાના લેણદારોને બોલાવ્યા અને પેલી રાત્રે આવેલી સુવર્ણ મોહરોમાંથી દરેકનું દેવું ચુકવી દીધું. હવે માત્ર લેણદારોમાં એક તેલી ઘાંચી જ બાકી રહી ગયો ત્યારે તેલીને ખબર પડી કે પીપાજીએ બધાનું દેવું ભરપાઇ કર્યું છે, ત્યારે એ પણ પોતાનો ચોપડો લઇ પીપાજીને ઘેર ગયો અને ભક્તને કહે છે કે મારા પૈસા મને આપો. પીપાજીની પાસે હવે પૈસા ન હતા, પીપાજીએ શાંતિથી તેલીને સમજાવ્યો, જો ભાઇ બધાય લેણદારોનું દેવું મેં ભરપાઈ કરી દીધું છે હવે તું એકલો જ બાકી રહે છે; પણ બાપા હવે તને આપવા મારી પાસે કાંઈ અવશેષ રહ્યું નથી એટલે ફરી પુનઃ ભગવાન કૃપા કરશે એટલે હું પહેલો જ તને બોલાવી તારૂં દેવું ભરપાઇ કરીશ. માટે તું પણ આ વખત મારા ઉપર દયા કરી થોડા વખત માટે થોભી જા; પણ તેલીએ માન્યું નહિ; કારણ કે હવે એને પીપાજીના વચન પર વિશ્વાસ ન આવ્યો. એને એમ લાગ્યું કે પીપા પાસે પૈસા છે છતાં જાણી જોઇને મને આપતા નથી એટલે એણે કહ્યું કે પૈસા લીધા સિવાય હું તો ઊઠવાનો જ નથી. ત્યારે પીપાજીએ હસતાં હસતાં કહ્યું ઠીક ભાઈ લે ત્યારે આપણા કેટલા પૈસા નીકળે છે એનું ખાતું કાઢ. તરત જ તેલીએ ચોપડો ઉઘાડયો, ચોપડાનાં પ્રત્યેક પાનાં કોરાં જ ભાળ્યાં. તેલી ગભરાયો અને માફી માગીને કહેવા માંડયો કે ભાઇ મારી ભૂલ થઈ છે હું તમારી પાસે મળવા આવ્યો છુ, બાપા! તમારા પૈસા મારે જોઇતા નથી પણ મારા બીજાં ખાતા સરખાં કરી આપો. પીપાજી હસતા હસતા કહે છે-કે જા ઘેર જા! મારે હવે સ્નાન કરવાનો સમય થયો છે. અને હું તળાવે જાઉ છું, જો તારો ચોપડો જેવોને તેવો જ છે. તેલી ઘેર ગયો અને જઈને ચોપડો તપાસે છે તો પૂર્વવત્ ચોપડો હતો તેવો થઈ ગયો હતો. (એટલે કે બધાં ખાતા એને દેખાયા) ત્યારે એને આત્મશાંતિ વળી. હવે પીપાજી તળાવ ઉપર સ્નાન કરવા ગયા છે. એ વખતે આષાઢ મહિનો ચાલતો હતો અને વરસાદ પણ વરસતો હતો. અને પીપાજી તળાવના કેડપૂર પાણીમાં ઊભા રહી અંજલિ જોડી ભગવાનની પ્રાર્થના કરી રહ્યા છે, ત્યાં જ એક બ્રાહ્મણ રડતો રડતો આવ્યો અને પીપાજીને પ્રણામ કરી કરગરવા લાગ્યો.

બ્રાહ્મણ-દેવ! મારા ગરીબનું ધન એકનો એક બળદ હતો તે મરી ગયો છે અને આ આષાઢ મહિનો ચાલે છે, મારો નાથ વરસાદરૂપી આ સાચાં મોતીડાં વરસાવી રહ્યો છે; પણ હું ખેતી કેને કરૂં; કારણકે હું એક ગરીબ બ્રાહ્મણ છુ ને બળદ લાવવાની મારી પાસે શક્તિ નથી તો દયાનિધિ ગમે તેમ કરીને એક બળદ તમે લાવી આપો. પીપાજી હસીને કહે છે-ભાઇ! અહીંયાં જ બપોરે શું ખાઇશું એની ચિંતા છે. ત્યાં હું તને બળદ ક્યાંથી લાવી આપું ? —અપૂર્ણ.

# સંકીર્તન ભક્તિ યોગ :— [ પૂજ્યપાદ સ્વા. શ્રી. શિવાનંદજી મહારાજ ઋષીકેશના પરિચયથી ]

य: सेवते मामगुणं गुणात्परं।
हृदा कदा वा यदि वा गुणात्मकम्।
सोऽहं स्वपादाञ्चितरेणुभि: स्पृशन्।
पुनाति लोकत्रितयं यथा रवि:॥
—શ્રી રામગીતા (૬૧)

જે પુરુષ મારા નિર્ગુણ વા સગુણ સ્વરૂપનું હૃદયપૂર્વક સ્મરણ કરે છે તેને હું મારી પદરજથી—જેમ સૂર્ય તેનાં કિરણો વડે ત્રણે લોકને પ્રકાશિત કરે છે તેવી રીતે—પવિત્ર કરું છું.

આ ઉપરથી જરૂર સમજાશે કે શ્રી સર્વેશ્વરનું નિર્ગુણ અથવા સગુણ સ્વરૂપનું હમેશા સેવન કરવાનું છે. ધનવાનનું ચિત્ત હમેશાં ધનમાં અને ભક્તોનું ચિત્ત હમેશાં ભગવાનમા જ રહે છે, તેથી ભક્તજનોને સતત પ્રભુના પ્યારા નામસ્મરણની અને કીર્તનની જરૂર છે. આ કલિયુગમાં "કલૌ કેશવ-કીર્તનાત્" સંકીર્તન ભક્તિયોગથી વહેલું પ્રભુ પાસે પહોચી શકાય છે અત્યાર સુધીના ઘણા ભક્તોના ચરિત્ર વાચવાથી ખાત્રી થશે કે તેમાંના ઘણાખરા આ સંકીર્તનભક્તિયોગથી જ પ્રભુને પામ્યા છે. તેઓનો સંકીર્તનનો આનંદ આપણે વાંચી વર્ણવી અને અનુભવી શકયા છીએ. (દા તરીકે—નરસિંહ મહેતા, મીરાબાઇ, શ્રી તુલસીદાસજી મહારાજ, સુરદાસજી, કબીરજી, સંત તુકારામજી, અને શ્રી [illegible]ન્ય પ્રભુ તો સાક્ષાત્ સંકોતનયોગપ્રચારક પ્રભુ [illegible]) અત્યારે C.P. U.P. મા તો એટલા બધા સારા અને મોટા પ્રમાણમા સંકીર્તનનો પ્રચાર છે કે જેનો ખ્યાલ આપણને અહિ આવી શકશે નહિ. પરંતુ આવો સુલભ સંકીર્તનયોગ હોવા છતાં દરેકને તેનો પૂરો લાભ મળતો નથી. કારણ—સંકીર્તન તે કાઇ નાટકો અથવા ભજન વસ્તુ નથી; તે તો પ્રભુના પ્યારા નામનો અને ગુણના ગાનનો અબાધિત ધોધ છે, જે રોકયો રોકાઇ શકે તેમ નથી, બાંધ્યો બંધાઇ શકે તેમ નથી, અન તેનું વર્ણન અવર્ણનીય છે આ વસ્તુ તો શુદ્ધ હૃદયના ભક્તો જ સમજી શકે. (sound has Colour, shape and form) જ્યારે સ્વર અને તાલબદ્ધ પૂર્ણભાવ અને પ્રેમથી સંકીર્તન થાય છે ત્યારે આજુબાજુનું વાતાવરણ એટલું શુદ્ધ થાય છ, કે તેનો અનુભવ સંકીર્તન કરનાર અને કરાવનારને જ થાય છે.

"If one does sankirtan from the bottom of his or her heart with full Buav & prem even the Trees, stones, Birds, Beasts, may even the Dumb walls will be deeply influenced. Shri Narada, Shri Hanman, Rishis & Munis visit places where such sankirtan is held. *You can see brilliant Light all around* the pandal."

પરંતુ ઉપર પ્રમાણે થવામાં નિયમોનું પાલન કરવું જોઇએ અને તે થોડા નિયમો પળાય અને તે પ્રમાણે સંકીર્તન થાય તો જરૂર ફાયદો થાય.

A. સંકીર્તનની શરુઆત મહામંત્રથી થવી જોઇએ. (હરે રામ……હરે કૃષ્ણ……)

B- ઓછામાં ઓછો એક ધ્વનિ ૨૦ થી ૩૦ મિનિટ સુધી તો રહેવો જ જોઇએ.

C. આંખો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરી સંકીર્તન થવું જોઈએ.

D. હારમોનીયમ તબલાં વિગેરેની ખાસ જરૂર નથી પરંતુ તાલ, ભાવ અને પ્રેમની જરૂર છે.

E. શુદ્ધ વાતાવરણ અને સંકીર્તન કરનાર તથા કરાવનારની શારીરિક અને માનસિક શુદ્ધતા ઉપર જ આનુરૂપ અને આનંદ સમાયેલ છે.

અત્યારે આપણી બાજુ સંકીર્તન થાય છે પરંતુ ખામીઓ ઘણી જ નજરે પડ છે અને તેથી તેનો લાભ આપણને મળતો નથી. સાચેસાચું જ્યારે સંકીર્તન થાય છે ત્યારે સ્વર્ગ અહિં જ છે તેમ અનુભવાય છે. પરંતુ દીલગીરીની વાત છે કે ઘણાં સંકીર્તન મંડળોએ તો "Contain Sankirtan mandal have assnmed the form of music club a dooing kirtain for recreation only" નાટકી રૂપ જ આપ્યું છે.—

અત્યારના જમાનામાં વંદનીય, પૂજ્ય મહાત્માશ્રી ગાંધીજી પણ શ્રી રામનામનો પ્રતાપ કેવો છે તે હરિજનબંધુમાં વર્ણવે છે.

(Depedance upon God who is bound to listen to our prayers if only we believe in Him. and are ready to sacrifice all for Him:—

Singing the Lord's name is a Mental Tonic. Why do you read many Books. It is of no use, The great Book is within your heart; open the pages of this Inethaustible Book by doing real sankirtan of Lord Hari, you will know every thing. Close the eye, with draw *the senses, mere deep in nam-Sankirtan you* will get all.

May peace be into all ! !
Om Shanti ! Shanti ! ! Shanti ! ! !
Kumari Rangan Pandya
**Junior B A.**



# ભક્તિ રત્નાવલી : પ્રથમ પંક્તિ

લે શ્રી યોગીન્દ્ર જ. ત્રિપાઠી, M.A. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

(ગતાંકના પૃ૪ ૩૯૩ થી ચાલુ)



नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः
स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः ।
रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठ-
लब्धाशिषां य उदगाद् व्रजवल्लवीनाम् ॥

(१० । ४७ । ६० उद्धवः)

રાસક્રીડાના ઉત્સવમાં શ્રી કૃષ્ણના ભુજદંડે જેમના કંઠ ગ્રહણ કર્યા હતા અને તે વડે જ જેમણે સર્વ મનોરથો સિદ્ધ કરી લીધા હતા એવી વ્રજની ગોપીઓએ ભગવાનની જેવી કૃપા પ્રાપ્ત કરી છે તેવી કૃપા તો નિરંતર એમના અંગમાંજ રમણ કરનારાં લક્ષ્મીદેવી ઉપર કે કમળ જેવી સુગંધી તથા કાન્તિવાળી દેવાંગનાઓ ઉપર પણ થઈ નથી; તો પછી બીજી સ્ત્રીઓ વિષે તો કહેવું જ શું ?

आसामहो चरणरेणुजुषामहं स्यां
वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥ ७१ ॥

(१० । ४७ । ६१ उद्धव)

અહો દુઃખથી તજી શકાય એવાં પોતાના સ્વજનોને અને આર્યમાર્ગનો ત્યાગ કરી જે ગોપીઓ વેદોને પણ શોધવા યોગ્ય શ્રી ભગવાનની પદવીને પામી ગઈ તે આ ગોપીઓના ચરણનું સેવન કરનારાં વૃન્દાવનનાં વૃક્ષોનાં ઝુંડો લતાઓ તથા ઔષધિઓમાંથી કોઈપણ જાતમાં હું જન્મું તો કેવું સારું !

न ब्रह्मणः स्वपरभेदमतिस्तव स्यात्
सर्वात्मनः समदृशः स्वसुखानुभूतेः ।
संसेवतां सुरतरोरिव ते प्रसादः
सेवानुरूपमुदयो न विपर्ययोऽत्र ॥ ७२

(१० । ७२ । ६ युधिष्ठिर)

હે પ્રભો ! આપ સર્વાત્મા, સમદર્શી અને આત્માનુભવસ્વરૂપ પરબ્રહ્મ છો. આપમાં "આ મારું અને આ પારકું" એવો ભેદભાવ છે જ નહીં; તેમ છતાં પણ જેવી રીતે કલ્પવૃક્ષનું સેવન કરનારાઓને પોતપોતાની ભાવનાનુસાર ફળ મળે છે તેવી રીતે આપની સેવાને અનુરૂપ ફળ આપની સેવા કરનારાઓને મળે છે. આમ હોવાથી આપનામાં ભેદભાવનો દોષ સંભવતો નથી.

मयि भक्तिर्हि भूतानाममृतत्वाय कल्पते ।
दिष्ट्या यदासीन्मत्स्नेहो भवतीनां मदापनः ॥ ७३॥

(१० । ८२ । ४६ श्रीकृष्णः)

મારા પરની ભક્તિ પ્રાણીઓને મોક્ષ આપવાને સમર્થ થાય છે માટે તમને મારી પ્રાપ્તિ કરાવનારો મારા ઉપર જે સ્નેહ થયો છે તે બહુ સારું થયું છે.

ये वै भगवता प्रोक्ता उपाया ह्यात्मलब्धये ।
अञ्जः पुंसामविदुषां विद्धि भागवतान् हि तान् ॥
यानास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित्
धावन्निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह ॥
कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वानुसृतस्वभावात् ।
करोति यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयेत्तत् ॥ ७६ ॥

(११ । २ । ३४ । ३६ । कविः)

અજ્ઞાની પુરુષોને પણ અનાયાસે આત્મવસ્તુની પ્રાપ્તિ થાય તે માટે ભગવાને જે ઉપાયો દર્શાવ્યા છે તે તમારે ભાગવતધર્મ જાણવો.

હે રાજન્ ! આ ભાગવતધર્મનો આશ્રય કરવાથી મનુષ્ય કદી પ્રમાદી થતો નથી. (યોગસાધના વગેરેમાં જેવાં વિઘ્નો નડે છે તેવાં) ભાગવતધર્મમાં કદી નડતાં નથી. મનુષ્ય આ ભાગવતધર્મમાં આંખો મીંચીને દોડી જાય છતાં પણ નથી ઠોકર ખાતો કે નથી પડતો.

(આ ધર્મનું પાલન કરવા માટે એ અગત્યનું છે કે) શરીરથી વાણીથી, મનની ઇન્દ્રિયોથી, બુદ્ધિના અહંકારથી કે અનુસરાયેલ સ્વભાવથી મનુષ્ય જે જે કર્મ કરે તે તે બધું પરમાત્માને અર્થે જ છે એ પ્રમાણે સમર્પણ કરી દે.

इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् ।
दारान्सुतान्गृहान्प्राणान् यत्परस्मै निवेदनम्

(११ । । ६ २४ प्रबुद्ध)

યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર અથવા જે કંઈ પણ

પોતાને પ્રિય હોય તે તથા સ્ત્રી, પુત્રો ઘર તથા પ્રાણ આ બધું પરમાત્માને અર્પણ કરી દેવું.

भयं द्वितीयाभिनिवेशतः स्या-
दीशादपेतस्य विपर्ययोऽस्मृतिः ।
तन्माययातो बुध आभजेत्तं
भक्त्यैकयेशं गुरुदेवतात्मा ॥ ७८ ॥
( ११ । २ । ३७ कविः )

પરમાત્માની વિમુખ થતાં, એની માયાને લીધે ભગવત્સ્વરૂપની વિસ્મૃતિ થાય છે અને તેને લીધે દેહાત્મભાવનુ વિપરીત જ્ઞાન થાય છે અને. તેથી દ્વૈતબુદ્ધિ થતાં મનુષ્યને ભય થાય છે. માટે જ ગુરુ વિષે ઈશ્વરબુદ્ધિ તથા આત્મબુદ્ધિ કરીને કેવળ એક અવ્યભિચારી ભક્તિથી પ્રભુનું ભજન કરવું જોઈએ.

त्वां सेवतां सुरकृता बहवोऽन्तरायाः
स्वौको विलङ्घ्य परमं व्रजतां पदं ते ।
नान्यस्य बर्हिषि बलीन्ददतः स्वभागा-
न्धत्ते पदं त्वमविता यदि विघ्नमूर्ध्नि ॥
११ । ४ । १० ॥

જેઓ આપની સેવા કરે છે તેમના માર્ગમાં દેવો અનેક વિઘ્નો નાખે છે; કારણ કે તેઓ તેમના સ્વર્ગાદિ સ્થાનને ઉલ્લંઘીને આપના પરમપદ તરફ જઈ રહ્યા છે. પરંતુ જે કેવળ કર્મકાંડમાં જ તૃપ્તિ માનીને યજ્ઞાદિદ્વારા દેવતાઓને તેમના ભાગરૂપ પુરોડાશ વિગેરે આપે છે એમને કંઈપણ વિઘ્ન નડતું નથી; આમ છતાં આપના ભક્તો આપ એમની રક્ષા કરતા હોવાથી વિઘ્નોના માથા ઉપર પગ મૂકીને પરમપદને પામે છે.

मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ।
चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक् ॥ ८० ॥
य एषां पुरुषं साक्षादात्मप्रभवमीश्वरम् ।
न भजन्त्यवजानन्ति स्थानाद्भ्रष्टाः पतन्त्यधः ॥८१॥
( ११ । ५ । २-३ चमसः )

ભગવાન આદિપુરુષના મુખ, બાહુ, સાથળ તથા પગમાંથી ચાર વર્ણો ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર અને ચાર આશ્રમો ( બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત ) ઉત્પન્ન થયા છે. તેમજ એ વર્ણો ગુણો પ્રમાણે ઉત્પન્ન થયા છે. આ વર્ણોમાંથી જેઓ પોતાને ઉત્પન્ન કરનાર પરમેશ્વરનું ભજન કરતા નથી અને તેનો અનાદર કરે છે તેઓ પોતાના વર્ણ તેમ જ આશ્રમના સ્થાનથી ભ્રષ્ટ થઈને નરકમાં પડે છે

घोरे कलियुगे प्राप्ते सर्वधर्मविवर्जिते,
वासुदेवपरा मर्त्यास्ते कृतार्था न संशयः ॥ ८२ ॥

આ ઘોર કલિયુગમાં મનુષ્યો ધાર્મિક ક્રિયાઓ, વ્રતો અને આચારો તજી દેશે એવા કળિકાળમાં જેઓ માત્ર ભગવાનનું ભજન કર્યા કરશે તેઓ જ પરમપદને પ્રાપ્ત કરશે.

संसारकूपे पतितं विषयैर्मुषितं क्षणम् ।
ग्रस्तं कालाहिनात्मानं कोऽन्यस्त्रातुमिहेश्वरः ॥ ८३ ॥
[ ११ । ८ । ८१ पिङ्गला ]

સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોએ હરી લીધેલા વિવેકવાળા અને કાળરૂપી સર્પનો ભોગ બનેલા આ જીવાત્માનુ રક્ષણ કરવાને પરમાત્મા વિના બીજું કોણ સમર્થ છે ! અપૂર્ણ.

## ખુબ વિચારને અંતે

જિંદગી એ એક મહાન યુદ્ધનુ મયદાન છે. ઈન્સાન એ યુદ્ધમાં લડતો સિપાહી છે. દરેક દરેક ઈન્સાનને એ છંદગીના રણક્ષેત્રમાં ઝઝુમતુ જ પડે છે. જે એ લક્ષથી ડર્યો તે પુરુષ (સિપાહી) જિંદગી હારી ગયો. જે સિપાહી હસતે મુખે ઘા ઝીલી લે છે. જે જીંદગી સાથે બાથ ભીડી ઝઝુમે છે તેણે જીંદગી જીવી જાણી તે યોદ્ધો જીત્યો.

x x x

જીંદગી સમુદ્રની મહાન સફર છે. ઈન્સાન એ સફર ખેડનાર ના ખુદો છે. દરેક દરેક ઈન્સાનને એ સફર ખેડવીજ પડે છે- મૃત્યુ સિવાય એ સફરમાંથી અટકવાનો બીજો માર્ગ જ નથી.

તેનું વહાણ સાગરનાં મોજાઓની એક જ થપાટથી ડુબે છે. એ મજલનોને ખેડનાર વિપત્તિઓ સામે ઝઝુમે છે તે સાતે સમુદ્ર હસતાં હસતાં પાર કરે છે. જેને મન પુરુષાર્થ એ જીંદગીનો ખોરાક છે. જેને આપત્તિઓ સામે ઝઝુમવામાં મજા આવે છે, તે જીંદગી જીતે છે હે પ્રવાસી! ધીરતાથી તારા જીવનને પાર ઉતાર. રાતદિવસ સાગરપાર કરવા અવિશ્રાંત સામર્થ્ય, ભરોસો, ચપળતા, ધીરજ, નિડરતા અને કાર્યકુશળતા તારામાં જોઈશે.

- શ્રી. છગનલાલ એમ. દવે.




( ગતાંકના પૃષ્ઠ ૪૧૬ થી ચાલુ )

## ભરતના ત્રણ જન્મ

ગયા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે સાધુજનો પણ પોતાના મનનો વિશ્વાસ કરતા નથી અને બનતાં સુધી એકાન્તમાં (એટલે જનસમુદાયથી અલગ) રહે છે. તે છતાં એકાન્તમાં પણ પોતાના પૂર્વ સંસ્કારો લાવી શકે નહિ તો પૂર્વચિત્તિ નામની અપ્સરાનો ભોગ કેવી રીતે બની જાય છે તેની હકીકત હવે ઋષભદેવજીના પુત્ર ભરતની કથામાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે

મહારાજા ભરત પરમ ભગવદ્ભક્ત હતા. તેને માટે ભાગવતમાં મહાભાગવત વિશેષણ વપરવામાં આવેલ છે. (૫-૭-૧) ઋષભદેવજીની પછી ભરત ગાદી ઉપર આવ્યા. તેણે વિશ્વરૂપની કન્યા પંચજની સાથે વિવાહ કર્યો. જેમ તામસ અહંકારમાંથી શબ્દ, સ્પર્શ વગેરે પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે તેમ રાજર્ષિ ભરતે પંચજનીના ગર્ભથી પાંચ પુત્ર ઉત્પન્ન કર્યા. શ્રીમદ્ ભાગવતમાં જ્યાં આવી ઉપમા આપવામાં આવે છે ત્યાં ધ્યાન રાખીએ તો અધ્યાત્મ ભાવ સ્પષ્ટ જોઈ શકાય છે. દરેક જીવમા તામસ અહંકારથી શબ્દ સ્પર્શ વગેરે તન્માત્રાઓ ઉત્પન્ન થયેલી જોવામાં આવે છે. રાજસ અહંકારમાંથી પાંચ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે અને સાત્વિક અહંકારમાંથી ઇંદ્રિયોના દેવ ઉત્પન્ન થાય છે. એ બધું અહંકારનું પરિણામ છે. અને જ્યાંસુધી અહંકાર છે. ત્યાંસુધી છૂટે તેવું નથી. તેથી ગીતામાં પણ અહંકારને છોડવા તરફ બહુ ધ્યાન રાખવાનું કહેલ છે. કર્મ બંધન કર્તા નથી. પણ "મેં કર્યું" એ ભાવ બંધન કર્તા છે. અહંકાર મૂળ પ્રકૃતિમાંથી બનેલો છે, અને અનાત્માના વિચારથી જ જીવતો રહે છે સ્થિતપ્રજ્ઞના લક્ષણ જણાવતાં ગીતાના બીજા અધ્યાયમાં ભગવાને અર્જુનને કહે છે કે જ્યારે મનની બધી કામનાઓ છૂટી જાય અને આત્માથી આત્મામાં રહેવાય ત્યારે સ્થિતપ્રજ્ઞ દશા પ્રાપ્ત થાય છે. સામાન્ય માણસ અનાત્માના વિચારથી રહે છે તેથી તે દશા પ્રાપ્ત થતી નથી. તેમાં જેવાં વિઘ્ન આવે છે. તે જણાવવા માટે ભરતચરિત્ર પાંચમા સ્કંધમાં મુકવામા આવેલ છે.

મહારાજા ભરત બધાં શાસ્ત્રનો મર્મ જાણવા વાળા હતા. તે વાત્સલ્યભાવથી પ્રજાનું પાલન કરતા હતા તે યજ્ઞ અને શુભકર્મ કરતા હતા. અને તેનું ફળ ભગવાન વાસુદેવને અર્પણ કરી દેતા હતા. આ બાબત યજ્ઞ કરનારના ધ્યાનમાં રહે તેટલા માટે હાલમાં યજ્ઞ કરાવનાર હોતા પોતાના યજમાનને વારંવાર કહે છે કે બોલો "ન મમ" એટલે "આ મારૂં નથી" એટલે ભગવાનનુ છે હાલના કાળમા રોશનીઅને લઈને અને બીજા કારણોથી યજ્ઞો ઓછા થઈ ગયેલ છે. પણ બીજાં જે જે કર્મ આપણા પ્રારબ્ધ પ્રમાણે આપણે કરવાં પડે તેમાં પણ ન મમ એટલે મારા નથી પણ એ ભગવાનનાં છે અને એ કર્મથી ભગવાન પ્રસન્ન થાય એવી ભાવના રાખવી જોઇએ.

ભરત આવી સારી ભાવનાથી કર્મ કરતા હતા તેથી તેના અંતઃકરણની શુદ્ધિ સારી થઈ હતી, અને ભગવાન વાસુદેવમાં દિવસે દિવસે વધે તેવી ભક્તિ તેનામાં ઉત્પન્ન થઈ હતી (૫-૭-૭) આ પ્રમાણે ભરતે દશ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું અને પછી બધી સંપત્તિ પુત્રોને સોંપી રાજ્ય છોડી હરિહર ક્ષેત્રમાં તપ કરવા ચાલી નિકળ્યા. અહીં દશ હજાર વર્ષની વાત માનવામાં ન આવે તો દશે ઇંદ્રિયોનો ભોગ મળે ત્યા સુધી રાજ્ય કર્યું એમ સમજવાનુ છે. હરિહર ક્ષેત્ર ગંડકી નદી ઉપર આવેલુ છે. તેમા ચક્રાકાર શાલિગ્રામ નીકળે છે. તેને વિષ્ણુનું પ્રતીક માની કેટલાક પૂજા કરે છે. વિષ્ણુ એ સ્થિતિ આપનાર તત્ત્વ છે. ખરી રીતે તે આત્મામા સ્થિતિ આવે છે પણ સકામ ભક્તો તેની ઉપાસનાથી કેટલીક સિદ્ધિઓ મેળવે છે

હરિહર ક્ષેત્રમાં પુલહાશ્રમના વનમાં એકલા રહેવાથી અને કન્દ, મૂળ અને ફળ વગેરે ખાઈ ભગવાનની ભક્તિ કરવાથી ભરતજીનું અંતઃકરણ બધા વિષયોની

ઇચ્છાથી મુક્ત થઇ ગયું અને તેનામાં નવો આનંદ ઉત્પન્ન થયો (૫-૭-૧૧) આનંદના પ્રવાહથી તેના તેના શરીરમાં રોમાંચ ઉત્પન્ન થયાં અને પ્રેમાશ્રુઓથી તેમની દ્રષ્ટિ રોકાઈ ગઈ, છેવટે તેનામાં એવી દશા ઉત્પન્ન થઇ કે ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરતાં કરતાં ભક્તિ વધવા લાગી, અને પરમ આનંદથી ભરેલ હૃદયરૂપ ગંભીર સરોવરમાં બુદ્ધિ ડૂબી જવાથી પોતે જે નિયમપૂર્વક ભગવતપૂજા કરતા હતા તેનું સ્મરણ પણ તેમને રહ્યું નહિ (૫-૭-૧૩) આ પ્રેમલક્ષણા ભક્તિના ચિન્હો છે. આવી ભક્તિની સાથે ભક્તિના પુત્ર જ્ઞાન અને વૈરાગ્યની પણ જરૂર છે, તે બન્ને સાથે ન હોય તો ભક્તિ રડતી રહે છે એમ શ્રીમદ્ ભાગવતની શરૂઆતમાં જ કહે છે જ્ઞાન મેળવવા માટે ગાયત્રીની ઉપાસના શરૂઆતમાં સારી મનાય છે. તેથી મહારાજા ભરત હમેશાં સવારે સ્નાન કરી નીચે પ્રમાણે ભગવાન પુરુષોત્તમની પ્રાર્થના કરતા હતા

"ભગવાન સૂર્યનું કર્મફળદાયક તેજ પ્રકૃતિથી પર છે, તેમણે મનથી જ આ જગતની ઉત્પતિ કરેલ છે આ વિશ્વમાં અંતર્યામી રૂપે પ્રવિષ્ટ થઈ પોતાની ચિત્ શક્તિદ્વારા સુખની ઇચ્છાવાળા જીવોની રક્ષા કરે છે. એ બુદ્ધિ પ્રવર્તક તેજની શરણમાં હું જાઉં છું"

જ્યારે શ્રીમદ્ ભાગવતની સપ્તાહ બેસે છે ત્યારે પહેલે દિવસે સાંજે કપિલઆખ્યાન આવે છે અને બીજે દિવસે સાંજે ભરતજીનુ આખ્યાન આવે છે. કપિલઆખ્યાન સાંભળી ભક્તિના પુત્ર જ્ઞાનને જાગ્રત કરવાનો છે અને ભરતજીનુ આખ્યાન સાંભળી ભક્તિનો બીજો પુત્ર વૈરાગ્ય જાગ્રત કરવાનો છે. વૈરાગ્ય વગર જ્ઞાન ટકતું નથી એ વાત ભરતજીના આખ્યાનમાં સ્પષ્ટ કરવામાં આવે છે. એ આખ્યાન પૂરૂં થયા પછી પણ શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે રાજર્ષિ મહાત્મા ભરતજીના જેવો માર્ગ સેવો બહુ મુશ્કેલ છે તેમણે જુવાન અવસ્થામા સ્ત્રી, પુત્ર, મિત્રનો ત્યાગ કર્યો હતો અને રાજ્યની લક્ષ્મીને પણ વિષ્ટાની સમાન માની ત્યાગી દીધી હતી. માણુસ જન્મે છે ત્યારે તેને કોઈ સગાં હોતા નથી, મરે છે ત્યારે કોઇ સાથે આવતું નથી છતાં વચમા એવી માયા લાગી જાય છે કે સગાં કે સબધિવિના ચાલતું નથી. અર્જુન પણ સગાંને ભૂલી શક્તા નહોતા, ઉદ્ધવજી પણ એકાદશ સ્કંધમાં ભગવાનને કહે છે કે સગાંનો સ્નેહ છોડવો બહુ મુશ્કેલ છે છતાં ભરતજીએ એ બધું છોડયું હતું. તેના વૈરાગ્ય માટે ભાગવતમાં કહેલ છે કેઃ—

यो दुस्त्यजान्क्षितिसुतस्वजनार्थदारा-
न्प्रार्थ्यां श्रियं सुरवरैः सदयावलोकम् ।
नैच्छन्नृपस्तदुचितं महतां मधुद्विट्
सेवानुरक्तमनसामभवोऽपि फल्गु ५-२४-४५

જે છોડી ન શકાય તેવા પૃથિવી, પુત્ર, સ્વજન, સંપતિ અને સ્ત્રી તથા લક્ષ્મી કે જેની દેવતાઓ પણ ઇચ્છા કરે છે એવા વૈભવની ભરતે જરાપણ ઇચ્છા કરી નહિ. તેને માટે એ યોગ્ય જ હતું કારણ કે જે મહાપુરુષોનું ચિત્ત ભગવાનની સેવામાં અનુરક્ત થઇ જાય છે તેમની દષ્ટિમાં મોક્ષ પણ અત્યંત તુચ્છ લાગે છે.

આંહી ભક્તિ કરતાં મોક્ષને હલકો માનવામાં આવેલ છે. એ બાબત બરાબર સમજવા જેવી છે. ભક્તો ભગવાનની માયાને સાચી માને છે અને સાચી માયાનો મોક્ષ થાય નહિ. તેથી ભગવાનનો અનુગ્રહ મેળવીને માયામાં ભગવાનને જોઈ શકાય અને ભગવાનમાં માયાને જોઇ શકાય એવી દશા ભક્તો માગે છે પણ એ કેટલું કઠણ કામ છે એ ભરતજીને હરણ ઉપર થએલ મોહ ઉપરથી જણાઈ આવે છે.

જ્ઞાની પુરુષો માયાને સાચી માનતા નથી તેથી માયાનો મોક્ષ એજ મોક્ષ છે આત્મા તો સદા મુક્ત છે તેથી આત્માનો મોક્ષ કરવાનો નથી. પણ અનાત્માનું કલ્પિત બંધન જીવને અજ્ઞાન દશામાં લાગ્યા કરે છે તેથી જ્ઞાનથી અનાત્માનો મોક્ષ કરવાનો છે. તેથી જ્ઞાન માર્ગમાં મોક્ષ શબ્દ વધારે વપરાય છે. તેની વધારે હકીકત એકાદશ સ્કંધમા આવશે. ભક્તિમાર્ગમાં મૂળ પ્રકૃતિ સાચી માનેલ હોવાથી પ્રકૃતિમાં રૂપાંતર કરવા તરફ વધારે ધ્યાન આપેલ છે તેથી જીવમાં શરણાગતિની જરૂર રહે છે શરણાગતિનું ખરૂં સ્વરૂપ અને અનુગ્રહનું ખરૂં સ્વરૂપ દશમસ્કંધમાં ગર્ગલીલામાં આવશે.

એવી દશા પ્રાપ્ત થયા પહેલાં સાધનામાં કેવાં કેવાં વિઘ્નો ઉત્પન્ન થાય છે તે બાબત હવે શુકદેવજી પરીક્ષિત રાજાને ભરતજીના આખ્યાનદ્વારા સમજાવે છે. પરીક્ષિત રાજાને ૭ દિવસમાં જ્ઞાનમાં નિષ્ઠા કરાવવાની છે, તેથી કોઈપણ જાતની ઇચ્છા તેનામાં રહી ન જાય એવી રીતે શુકદેવજી આ પરમહંસની સંહિતા આગળ

ચલાવે છે. વળી રાજાઓના દષ્ટાંત આપવાથી પરીક્ષિત રાજાને ખબર પડે કે રાજ્યને લાયક પ્રકૃતિ હોય તે પણ મોક્ષમાં કામ આવતી નથી.

એક વખત રાજા ભરત ગંડકી નદીમાં સ્નાન કરી નિત્ય નૈમિત્તિક કર્મથી નિવૃત્ત થઈ ૐકારનો જપ કરતા ત્રણ મુહૂર્ત સુધી જળની અંદર બેઠા રહ્યા. તે વખતે એક હરણી તરસથી વ્યાકુળ થવાથી તે જળાશય પાસે આવી જ્યારે તે જળ પીવા લાગી ત્યારે એક ગર્જતા સિંહનો અવાજ સાંભળવામાં આવ્યો હરિણીને બીક લાગી અને ચારે તરફ જોવા લાગી સિંહનો શબ્દ સાંભળતા જ તેનું હૃદય ભયથી વ્યાકુળ થઈ ગયું, અને તે નદીને સામે કિનારે જવા માટે ઉછળી. તે હરિણી ગર્ભિણી હતી તેથી કૂદતી વખતે અત્યંત ભયના કારણથી તેનો ગર્ભ બહાર નીકળી ગયો અને નદીના પ્રવાહમાં પડ્યો. હરિણી, બીકના કારણે અને ગર્ભસ્ત્રાવ થવાથી દોડતી પર્વતની એક ગુફામાં ગઈ અને નબળાઈને લઈને ત્યાં મરણ પામી.

રાજર્ષિ ભરતને નદીમાં પડેલ હરણનાં બચ્ચાં ઉપર દયા આવી અને સ્વજનની સમાન તેના ઉપર પ્રેમ કરી તેને આશ્રમમાં લાવ્યા પછી ધીરેધીરે તેની સંભાળ રાખવામાં તેને અભિમાન થઈ ગયું રોજ તેને માટે ખાવાપીવાનો પ્રબન્ધ કરવો, વાઘ વગેરેથી રક્ષા કરવી, તેને લાડ લડાવવાં, વગેરે બાબતમા તેનું ચિત્ત લાગી જવાથી તે યમ, નિયમ, ભગવત્પૂજા વગેરે સમ્પૂર્ણ આવશ્યક કર્મ છોડવા લાગ્યા અને અંતે એ બધાં કર્મ છૂટી ગયાં. ભરતને એવી ફિકર થવા લાગી કે કેવી ખેદની વાત છે ? આ બિચારું મૃગનું બાલ. ચક્રના વેગથી પોતાના સગાંને છોડી મારા શરણમાં આવેલ છે. આ મને જ માતા, પિતા ભાઈ, જાતિબન્ધુ સમજે છે અને મારા સિવાય બીજા કોઈને ઓળખતું નથી. તેને મારામા જ વિશ્વાસ છે જે પોતાને શરણે આવે તેની ઉપેક્ષા કરવી એમાં કેટલો દોષ છે તે હું જાણું છું. માટે મારે એનું પાલન પોષણ કરવુ જોઈએ શાંત સ્વભાવવાળા દયાળુ લોકો આવા શરણાગતની રક્ષા કરવા માટે મોટા મોટા સ્વાર્થનો પણ ત્યાગ કરે છે.

આ પ્રકારે હરિણના બચ્ચામાં આસક્તિ વધી જવાથી રાજા ભરતનુ ચિત્ત એના સ્નેહપાશમાં એવુ બંધાઈ ગયુ કે બેસતાં, ઉઠતાં, સૂતાં, ફરતા, ખાતાં અને બધા કામ કરતાં તેને જ સાથે રાખતા. જ્યારે જંગલમાં દૂભ, ફૂલ કે લાકડાં લેવા માટે જવુ પડતું ત્યારે પણ તે બચ્ચાને સાથે લઈ જતા હતા. કોઈવાર મોહને લઈને તેને પોતાના ખભા ઉપર ચઢાવી લેતા. કોઈવાર તેને બગલમાં લેતા અને કોઈવાર ખોળામાં લઈને તેને રમાડતા જ્યારે ભરત સંધ્યાપૂજા કરતા હતા ત્યારે પણ વચમાં વચમાં ઉઠીને તે હરણના બચ્ચાને જોઈ આવતા. કોઈ માણસ માળા કરવા બેસે અથવા પૂજા કરવા બેસે છે ત્યારે કેટલીકવાર બીજાને જવાબ દેવા માટે વચમાં ઉઠે છે તેમની દશા પણ ભરતના જેવી થાય છે. એક વાર જ્યારે ઘણો વખત હરણ જોવામા ન આવ્યું ત્યારે ભરત એવો વિલાપ કરવા લાગ્યા કે હવે હું એને ફરીથી ક્યારે જોઈશ, કોઈ વાઘ કે વરુ તેને ખાઈ ગયેલ હશે તો ! હવે તે પાછુ આવી મને ક્યારે આનંદ આપશે ? હું ધ્યાનમાં બેસતો ત્યારે તે મારી પાસે આવીને પોતાના શીંગડાથી મને કેવું ખંજવાળતું હતું. આવી જાતના અનેક સંકલ્પ અને મનોરથ રાજા ભરતના મનમાં વારંવાર આવવા લાગ્યા અને તેનાથી તેનું ચિત્ત એવું વ્યાકુળ થયું કે તે ભગવતની આરાધના રૂપ કર્મથી અને યોગમાર્ગથી ભ્રષ્ટ થઇ ગયા સમાધિભાષામાં નીચેના શ્લોકમાં અર્થ આપેલો છે કે હરણનાં બાળકરૂપ પોતાનું પ્રારબ્ધ-કર્મ ભગવાન્ ભોગવતા હતા.—

**पघमघटमान मनोरथाकुलहृदयो मृगदारका-**
**भासेन स्वारब्धकर्मयोगारम्भणो विभ्रंशितः**
(૫-૮-૨૬ )

એજ પ્રારબ્ધ છે, નહિ તો જેણે પહેલાં દુસ્ત્યજ પુત્ર વગેરેને મોક્ષમાર્ગમાં વિઘ્નરૂપ સમજીને તેનો ત્યાગ કરેલ છે તેને અન્ય જાત વાળા હરણમાં એની આસક્તિ કેમ થાય ? આ પ્રમાણે તેના યોગમાં વિઘ્ન આવ્યુ અને તરત તેને વશ થઈ ગયા એટલું જ નહિ પણ આત્મ-સ્વરૂપને ભૂલી ગયા જેમ કોઈ ઉંદરના દર ઉપર સર્પ આવી પહોંચે તેમ તેની સાધનામાં વિઘ્ન ઉત્પન્ન થયું. છેવટે જ્યારે ભરતનો અંતકાળ આવ્યો ત્યારે સમીપ બેઠેલા મૃગને જોઈ, પુત્રની સમાન શોક કરતા તે એવા આસક્ત થઈ ગયા કે તે શરીર ત્યાગીને તેને હરણનો જન્મ આવ્યો છતાં તેને પહેલાંના જન્મનું સ્મરણ રહ્યું હતુ અને હરણના શરીરમા રહી પોતાની ભૂલનું કારણ

જાણી એવો પશ્ચાત્તાપ કરતા હતા કે "ઘણુ ખેદની વાત છે કે હું વિવેકી પુરુષના માર્ગથી ભ્રષ્ટ થઈ ગયો, મેં બધા પ્રકારની આસક્તિનો ત્યાગ કર્યો અને એકાન્તમાં વનમાં જઈ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. અને મારા ચિત્તને ભગવાન વાસુદેવમાં લગાવ્યુ, તેના ગુણોનુ શ્રવણ, મનન અને કીર્તન કર્યું અને તેની જ આરાધના કરી અને દરેક ક્ષણ સાવધાનતા પૂર્વક તેમાં લગાવી પણ મારા જેવા મૂર્ખનું તેજ ચિત્ત એક હરણના બચ્ચાંના સંગથી પતિત થઈ ગયું. આ પ્રમાણે હરણના શરીરમાં રહેલ તે તપસ્વી ભરતરાજા વિલાપ કરવા લાગ્યા.

આત્મજ્ઞાની પુરુષોએ પણ સંગમાં કેટલી સાવધાનતા રાખવી જોઈએ તે આ પ્રસંગ ઉપરથી ખબર પડે છે. અહીં એટલું અનુમાન થઈ શકે છે કે ભરતને પરોક્ષ જ્ઞાન થયું હતુ પણ દૃઢ અપરોક્ષ જ્ઞાન થયું નહોતુ. દૃઢ અપરોક્ષ જ્ઞાનવાળાને દ્વૈતની પ્રાપ્તિનો અભાવ હોય છે દૃઢ અપરોક્ષ જ્ઞાન તેને હરણ પછીના જન્મમાં એટલે જડભરતના શરીરમાં થયું હતુ. તે તેનું છેલ્લુ શરીર હતું (૫-૯-૨૩) તત્ત્વજ્ઞાનની સાથે વાસનાક્ષય અને મનોનાશની જરૂર પણ શાસ્ત્રકારોએ માનેલી છે. તે સિવાય નિષ્ઠા થતી નથી. જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ વચ્ચે વિરોધ નથી પણ જીવન્મુક્તિ અને પ્રવૃત્તિને વિરોધ છે. માત્ર શ્રીકૃષ્ણ અને શ્રીરામ જેવા કોઈક જ પ્રવૃત્તિ વચ્ચે જીવન્મુક્ત દશા રાખી શકે છે "જીવન્મુક્તિ વિવેક" ના લેખક શ્રી વિદ્યારણ્ય સ્વામીના મત પ્રમાણે તો જેમણે વિદેહમુક્તિ પ્રાપ્ત કરવાની છે તેમણે વિવિદિષાસન્યાસ ધારણ કરવો જોઈએ અને આત્માના સાક્ષાત્કારરૂપ ચોથી ભૂમિકાએ પહોંચી જવુ જોઈએ. ચોથી ભૂમિકાએ પણ મનનો નાશ અને વાસનાનો સંપૂર્ણ ક્ષય થતો નથી, જ્ઞાન થયા પહેલાં જે કર્મથી શરીર બંધાયું હોય તે કર્મો ફળ દેવા આવે છે. તેને પ્રારબ્ધ કર્મ કહે છે. તે હરણનું સ્વરૂપ છે, જે ભાવે જે કર્મ પહેલાં કરેલાં હતા તે ભાવ ઉત્પન્ન કરવા તે કર્મ પ્રયત્ન કરે છે. ભરતરાજામાં દયાનો અંશ હતો તેથી જંગલમાં ગયા પછી પણ મારા વગર હરણનું કોણ રક્ષણ કરશે એવો અપ્રશસ્ત રાગ તેનામાં આવ્યો અને તેથી ફરીથી અભિમાન ઉત્પન્ન થયું ચોથી ભૂમિકાવાળો જ્ઞાની પુરુષ પ્રારબ્ધના ફળમાં બળતો નથી, તેનાં સુખદુઃખ ભોગવે છે પણ તેમાં તેને સત્યત્વ બુદ્ધિ થતી નથી. આવી બુદ્ધિ શરીરના અંત સુધી બરાબર પક્વ રહે અને વિપરીત ભાવના ઉત્પન્ન ન થાય તો તે પુરુષને વિદેહમુક્તિ જરૂર મળે છે પણ શરીર રહે ત્યાંસુધી પ્રારબ્ધના જોર પ્રમાણે મનમાં અને પ્રાણમાં વિક્ષેપ લાગે છે. તેથી નિષ્ઠા બંધાતી નથી અને જો સાવધાન રહેવાય તો ભરતના જેવી દશા થાય છે.

આ બાબતમાં શ્રી વિદ્યારણ્યસ્વામી એમ માને છે છે કે **જે સાધક રાગદ્વેષવાળા હોય છે અને કનક અને કાન્તાનો મનથી પણ ત્યાગ કરી શકતા નથી છતાં પોતાને જનકની માફક જીવન્મુક્ત માને છે તે લોકોને ભૂલાવનાર એ પગના ગંપેડા છે.** તેમનો મત એવો છે કે આત્મજ્ઞાન થયા પછી મનોનાશ અને વાસનાક્ષય માટે વિદ્વત્‌સન્યાસ લેવો જોઈએ અને પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા સુધી પહોંચવાનો ઉત્સાહ રાખવો જોઈએ. જનકના ગુરુ યાજ્ઞવલ્ક્યે પણ વિદ્વત્‌સંન્યાસ લીધો હતો વિવિદિષા સંન્યાસ જ્ઞાનની ઉત્પત્તિ માટે લેવામાં આવે છે અને વિદ્વત્‌સન્યાસ જ્ઞાનની રક્ષા માટે લેવામાં આવે છે. વિવિદિષાસન્યાસ માટે ભગવાં કપડાં પહેરવાની જરૂર છે કે જેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં બહારનો વિક્ષેપ ઓછો થાય પણ જ્ઞાન થયા પછી નિષ્ઠા કરવા માટે જે વિદ્વત્‌સંન્યાસ લેવામાં આવે છે તે માટે ભગવા કપડાં પહેરવાની જરૂર નથી પણ પ્રવૃત્તિ ઓછી કરવાની જરૂર છે ખરી રીતે સસાર છોડવા કરતાં આપણામાંથી સસાર કાઢવાની વધારે જરૂર છે અને આપણામાથી સંસાર નીકળી જાય તેટલા પ્રમાણમાં બહારના ત્યાગની પણ જરૂર છે.

ભરતરાજા રાજ છોડી જંગલમાં ગયા તો ત્યાં પણ હરણના સગથી સસાર જેવુ વાતાવરણ થઈ ગયું. તેથી દિવસે દિવસે વૈરાગ્ય વધે છે કે કેમ તે કાયમ જોતાં રહેવું જોઈએ. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે સાધુઓને માટે પુત્રૈષણા અને વિત્તૈષણા છોડવી સહેલી છે પણ લોકૈષણા છોડવી બહુ મુશ્કેલ છે. આજકાલ સમાજસેવાના વિચાર ઘણાને આવે છે, પણ તેમ કરતાં સગદોષ કેવો થાય છે તેનું ધ્યાન ન રહે તો ભરત રાજાના જેવી દશા ઉત્પન્ન થાય છે. અમને કેટલાક સમાજસેવકો એવા મળ્યા છે કે જેઓ કહે છે કે સમાજસેવાનું કામ હાથમાં લીધા પછી પહેલાં જેવી ભક્તિ થતી હતી તેવી થઈ શકતી નથી, અને સેવા પણ ભક્તિભાવે થઈ શકતી નથી. મહાત્મા ગાંધીજી

પણ ૧૨-૫-૪૬ ના હરિજનમાં (પાનું ૧૩૫) લખે છે કે "માણસ આખા કુટુંબની વચ્ચે હોય તો ગમે તેટલા ઓછા પ્રમાણમાં કાં ન હોય પણ સૂક્ષ્મ રીતે તે તેની અનન્ય સાધનામાં ખલેલ પહોંચાડે જ છે અને આ અણીને સમયે મારે તો ઉપાડેલા ઇશ્વરના કામને સારૂ અનન્ય નિષ્ઠા સાધવી છે...આ મારી ભારે અગ્નિ-પરીક્ષા છે. એમાંથી હું કેવી રીતે પસાર થઇશ એ જોવાનું છે."

એ ઉપરથી જણાય છે કે મ. ગાંધીજીને પણ હજુ અનન્યભાવ સિદ્ધ થયો નથી.

પ્રારબ્ધના જોર પ્રમાણે ધ્યાનનો લાભ ઓછો વધતો મળે છે જ્યારે વૃત્તિ બ્રહ્માકાર થાય અને તે સ્થિતિ છોડવી ન ગમે ત્યારે સારૂં ધ્યાન થયું કહેવાય. જે માણસોને તત્ત્વજ્ઞાનના જોર કરતા પ્રારબ્ધનું જોર વધારે લાગે છે તેમનામાં મન અને વાસનાનો જોઇએ તેટલો ઉપશમ થયો હોતો નથી. તયોગે જે રીતે મનના સંકલ્પો ઓછા આવે તેવા અને વાસનાનો ક્ષય થાય તેવા ઉપાય લેવા જોઇએ નહિતર ગયા અંકમાં જણાવ્યું તે પ્રમાણે પૂર્વચિત્તિ અપ્સરા વિઘ્ન કર્યા વગર રહેશે નહિ માણસ ઘર છોડીને જંગલમાં જાય તો પણ મન તો બેગું જ આવે છે અને ધ્યાન ન રહે તો ભરતના જેવી દશા ઉત્પન્ન થવા લાગે છે ઘરમાં રહીને સાધના કરે છે, તેઓને પણ ઘણા વિક્ષેપ નડે છે, તેથી આ કામમાં ઘણા પુરુષાર્થની જરૂર છે. જે બ્રહ્મજ્ઞાન તરફ વળે છે તેને બ્રહ્મજ્ઞાન થયું છે કે નહિ તેનું એક મુખ્ય લક્ષણ એ છે કે તેનામાં પહેલાંના જેવું સંસારીપણું રહેતું નથી, જેનામાં પહેલાના જેવું સંસારીપણું રહે છે તેને બ્રહ્મજ્ઞાન થયું નથી સંસારના બધા સુખનો આધાર શરીર ઉપર છે અને શરીર એક ક્ષણમાં નાશ પામે તેવું છે. બ્રહ્મ સુખનો આધાર આત્મા ઉપર છે અને તે નિત્ય અખંડ સ્વરૂપ છે. તેથી બન્નેના પ્રમાણમાં ફેર છે.

જે સાધકને સંસારમાં રહીને સાધના કરવી હોય તેને પણ પોતાના અંતઃકરણમાંથી તો સંસારને કાઢવો જોઇએ. એટલે કે કાં તો મનને ફેરવવું અથવા સંજોગો ફેરવવા: મન ફરશે તો સંજોગો ફરવા લાગશે પણ ભરતની માફક સંજોગો ફેરવ્યા છતાં મન ફરે નહિ તો આગળ વધવું મુશ્કેલ પડે છે. તેથી મનોનાશ અને વાસનાક્ષય એ બન્ને તત્ત્વજ્ઞાનના જેટલાં જ ઉપયોગી છે. ભરતની માફક જરા પણ વાસનાનો વા રહી જશે તો જીવન હારી જવાશે.

ભરતના ચરિત્ર ઉપરથી એમ જણાય છે કે તે યોગસાધના કરતા હતા. તેને જ્ઞાનમાર્ગ કોઇએ બતાવેલ ન હતો, યોગમાર્ગમાં માયાને અને પ્રકૃતિને સાચી માનવામાં આવે છે અને તેને વશ કરવી બહુ મુશ્કેલ પડે છે જ્ઞાનમાર્ગમાં માયાને અને પ્રકૃતિને મિથ્યા માનવામાં આવેલ છે અને મિથ્યા માનેલ વસ્તુમાં આસક્તિ થતી નથી. જ્ઞાનમાર્ગમાં બ્રહ્મથી ભિન્ન વસ્તુમાત્રનો બાધ થઇ જાય છે તેથી જ્ઞાની જો સાચો હોય તો ભરતના જેવા પ્રસંગ તેના જીવનમાં આવતા નથી જેવું ઉપાદાન કારણ હોય તેવું નિમિત્ત બહારથી આવે છે, જો કોઇને રક્ષણ આપવાનો અહંકાર પોતામાં રહી ગયેલ હોય તો રક્ષણ માગનાર આવશે, સેવા કરવાની ઇચ્છા રહી ગઇ હશે તો સેવા લેનાર પામે આવશે ક્રોધના બી રહી ગયેલ હશે તો ક્રોધ કરાવનાર મળી આવશે; કામના બી રહી ગયેલ હશે તો કામના ઉત્પન્ન થાય તેવા પ્રસંગ પ્રાપ્ત થશે એ બધા સાધકની કસોટી માટે આવે છે.

ચોથી ભૂમિકાએ પહોંચ્યા પહેલાં જેણે ભગવાનની ભક્તિ સારી કરેલ હોય તેનામાં મનના સંકલ્પો અને વાસનાનું જોર ઘણું ઓછું થઇ ગયા હોય છે તે કૃતોપાસ્તિ જ્ઞાની કહેવાય છે અને કોઇને પહેલાં ઘણી ભક્તિ કર્યા વગર પણ મહાવાક્યનો બોધ થાય તે અકૃતોપાસ્તિ જ્ઞાની કહેવાય છે પહેલા પ્રકારના જ્ઞાનીને જીવન મુક્તિ ઇશ્વરનો અનુગ્રહ સહજ મળ્યા કરે છે બીજા પ્રકારના જ્ઞાનીને ઇશ્વરનો અનુગ્રહ વારંવાર માગવાની જરૂર પડે છે.

શુકદેવજીને જ્ઞાન થયા પછી સંશય થયા હતા તેથી તેને જનક પાસે જવું પડયું હતું અને રામચંદ્રજીને જ્ઞાન થયા પછી સંશય થયા હતા તેથી તેને વસિષ્ઠમુનિ પાસે જવું પડયું હતું જ્યારે જ્ઞાન સ્થિર થતું નથી ત્યારે સંશય થાય છે એટલું જ નહિ પણ બીજી પ્રવૃત્તિઓમાં પડીને મુખ્ય વસ્તુ ભૂલી જવાય છે તે દશામાં જે ચિત્તની અશુદ્ધિ હોય છે તે લોકો તરફથી મળતા વખાણને લઇને તરત પકડી શકાતી નથી. અશુદ્ધ ચિત્તમાં રાગદ્વેષ રહે છે શુદ્ધ ચિત્તમાં વૈરાગ્ય રહે છે એ બાબત ઘણા સાધક બરાબર સમજી શકતા નથી

અને પોતાની પ્રવૃત્તિથી ચિત્ત શુદ્ધ થતું ન હોય તો એ શુદ્ધ થાય છે એમ માની લે છે જે દશામાં અજ્ઞાન હોય છે તે વખતે જે કર્તવ્ય જ્ઞાન થાય છે તે ખરૂં કર્તવ્ય છે એમ માની શકાય નહિ.

ચિદાત્મામાં આરોપિત કર્તવ્ય વિદ્યાથી દૂર થાય છે છતાં અંતઃકરણમાં ચિત્તની છાયા રહેવાથી જ્યાં સુધી અંતઃકરણ શાંત થતું નથી ત્યાં સુધી વિશ્રાંતિ મળતી નથી તેથી જ્ઞાનીએ પણ જીવનમુક્તિનો ક્રમ સ્વીકારી, મનોનાશ અને વાસનાક્ષય તરફ ધ્યાન રાખવું જોઇએ પ્રારબ્ધ અદ્રશ્ય છે અને જ્ઞાનપૂર્વક જીવનમુક્ત દશા મેળવવાનું લક્ષ્ય એ દૃષ્ટ ફળ છે તેથી જો પ્રારબ્ધ ભોગવવામાં જ્ઞાનનું અને વૈરાગ્યનું જોર હોય તો જ્ઞાનની રક્ષા થાય છે અને આત્મામાં સુખ અને શક્તિ વધે છે.

સમાજમા હાલનો ઝગડો નીતિ અને અનીતિ વચ્ચે ખોરાકીની બાબતમા બહુ ગરબડ થઇ જવાથી અનીતિ વધી છે, અને અનીતિનું પૂર એટલું બધુ વધ્યું છે કે મોટા મોટા સમાજસેવક પૂરને રોકવામાં થાકી જાય છે. જ્યારે ખોરાકીનો પ્રશ્ન સરળ થઈ જશે ત્યારે ઘણી અનીતિ ઓછી થઈ જશે તે પછી જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો ઝગડો પતાવવાનો પ્રશ્ન રહેશે. માણસના જીવનમાં બહુ ધ્યાન રહે અને બહુ સમય રહે તો જ આગળ સારૂં જીવન જણાવા લાગે છે અને આત્મા તરફ ભૂલ થાય તો ભરતની માફક માણસ કરતા પણ નીચી યોનીમા જવુ પડે છે.

ભરતને હરણના બચ્ચા ઉપર દયા આવી અને તેણે તે બચ્ચાંની સંભાળ લીધી તેમાં ખોટુ કામ કર્યું ન હોતુ પણ તેમા તેને એવુ અભિમાન થયુ કે મારા વગર આની કોણ સભાળ રાખશે અને એવી આસક્તિ માં તે ભગવાનનુ ધ્યાન વગેરે જે નિત્ય નિયમ કરતા હતા તે ભૂલી ગયા એ બે અપરાધને લઇને તેને હરણનો જન્મ આવ્યો હતો તેવી જ રીતે સમાજ સેવા કરવાનું કોઈને મન થાય તો તે ખોટું નથી પણ મારા વગર એ કામ બીજા કોઈ કરી શકે નહિ એવુ અભિમાન ઉત્પન્ન થાય અને એવી દશામાં ભગવાનનુ સ્મરણ કરવાનો વખત પણ રહે નહિ તો ભરતની માફક બીજો જન્મ લેવો પડે. વળી માયાની રમત એવા પ્રકારની છે કે ઘણીવાર પોતાની ભૂલની પોતાને ખબર પડતી નથી કેટલીક વાર મોટી ઉમરના માણસોની અંદર કામ ક્રોધ વધી જાય છે, તે દશા હવે આવનાર ભવિષ્યના જન્મની સૂચના રૂપે હોય છે. તેનાથી નવો જન્મ કેવો આવશે તેનું અનુમાન થઇ શકે છે.

ભરત રાજાને હરણનો જન્મ આવ્યો, હરણના શરીરમાં પણ તેને આગલો જન્મ (ભરતનો) યાદ આવતો અને વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થતી હતી થોડા વખત પછી તે હરણે પોતાની મા હરણીને છોડી દીધી અને પોતે પોતાની જન્મભૂમિમાં શાલગ્રામ નામના તીર્થમાં પુલસ્ત્ય અને પુલહ ઋષિના આશ્રમમાં ચાલી આવ્યું ત્યાં રહી તે પોતાના કાલની પ્રતીક્ષા કરતું હતું બધાના સંગથી અત્યંત ઉપરામ થઇ તે એકલું વિચાર કરતું તથા સૂકા પાંદડા, ઘાસ અને જે કાંઈ મળે તેનાથી નિર્વાહ કરતુ હતું જે પ્રારબ્ધકર્મથી તેને હરણની યોની પ્રાપ્ત થઇ હતી તે પ્રારબ્ધના ક્ષયની રાહ જોતું હતું અને તે તેજ તીર્થમાં એટલે ગંડકી નદીના જળમાં તેણે પોતાના હરણના શરીરને છોડી દીધું આ હકીકત પાંચમા સ્કંધના અધ્યાયમાં આવે છે તેના અનુસધાનમાં ૮૪ મા અધ્યાયમા (૫-૧૪-૪૫) એમ કહેલ છે કે જ્યારે ભરતજીએ હરણ શરીર છોડયું ત્યારે મોટા સ્વરથી એવું બોલ્યા હતા કે " ધર્મના રક્ષા કરનાર, કર્મના અનુષ્ઠાનમાં નિપુણ યોગથી પ્રાપ્ત થનાર, સાંખ્યશાસ્ત્રના સિદ્ધાંત સ્વરૂપ પ્રકૃતિના પતિ યજ્ઞપુરૂષ નારાયણ શ્રીહરિને નમસ્કાર છે.

હરણના શરીરમાં જેમ ભરત રાજા પોતાનું પ્રારબ્ધ ભોગવતા હતા તેમ આજે પણ હરણના શરીરમાં અથવા બીજા કોઈ પશુના શરીરમા કોઇ મહાત્મા પોતાનુ પ્રારબ્ધ ભોગવતા હોય તેવો સંભવ છે. દશમા સ્કંધમાં કહેલું છે કે ઝાડમાંથી નલકુબર અને મણિગ્રીવ નીકળ્યા, કાચંડામાંથી નૃગરાજ નીકળ્યા, હાથીના શરીરમાં એક દેવ પોતાનુ પ્રારબ્ધ ભોગવતા હતા એમ આઠમા સ્કંધમા ગજેન્દ્ર મોક્ષની કથામાં જણાવેલ છે પત્થરમાંથી અહલ્યા નીકળી હતી તેમ આજે પણ કોઇ પત્થરમાં કોઈ જીવ પોતાનુ પ્રારબ્ધ ભોગવતો હોય તો તે સાધના માણસની દૃષ્ટિથી જાણી શકાય તેમ નથી. તેથી હિંદુધર્મમાં પશુ પક્ષીને પણ પોતાની સમાજના અંગ માનીને તેને ચારો અને ચણ વગેરે નાખવાનું કહેલ છે. યુરોપની સમાજમાં એમ માનેલ છે કે માણસને બચાવવા માટે પશુઓનો વધ કરવો પડે તો કરવો એ મતને આ

ગાંધીજી પણ ટેકો આપે છે. પણ હિંદુની સમાજમાં બધા પશુપક્ષીના આત્માને પણ માણુસ જેટલા સમાન માનેલા છે. તેથી પશુઓમાં પણ પ્રભુ જોવા જોઈએ. પણ મારા વગર એની કોઈ સંભાળ રાખશે એવું થવું ન જોઈએ. થીઓસોફીવાળા એમ માને છે કે માણુસનું શરીર આવ્યા પછી પાછું પશુનું શરીર આવે નહિ પણ ભરતને હરણનો જન્મ આવ્યો તે ઉપરથી જણાય છે કે કર્મ પ્રમાણે નવું શરીર આવે છે. માણસે જો સારાં કર્મ કર્યાં હોય તો દેવલોકમાં જાય અથવા ખોટાં કર્મ કર્યાં હોય તો પશુ પણ થાય. વિષયભોગની બહુ ઈચ્છા રહી ગઈ હોય તો કુતરો અથવા ગધેડો પણ થાય, કારણ કે એવી સગવડ માણુસના જીવનમાં બહુ મળતી નથી.

કોઈ માણુસ મરી જાય છે ત્યારે એમ કહેવામાં આવે છે કે તે પાછો થયો, એટલે તેના સંસ્કાર પ્રમાણે હતો તેવો પાછો થયો. જેમ રાત્રે માણુસ સૂઈ જાય છે અને સવારે તે પાછો થાય છે. તેમ મરણ પછી તેની વાસના પ્રમાણે પાછો થાય છે. લડાઈ પૂરી થયા પછી છોકરા વધારે જન્મે છે અને છોકરીઓ ઓછી જન્મે છે. તેનું કારણ પણ એમ માની શકાય છે કે પોતાના દેશ માટે રાગ અને બીજા દેશના માણુસો પ્રત્યે દ્વેષ રાખી જે જે લડાઈમાં મર્યા હોય છે તેમાંથી ઘણા માણુસો પોતાનું પ્રારબ્ધ ભોગવવા પાછા થાય છે. હિંદુસ્થાનમાં પણ જુઓ ઈ. સ. ૧૯૦૬થી ૧૯૧૦ સુધીની બંગાળની ચળવળ વખતે મરણ પામ્યા તે પાછા થઈને ૧૯૩૦ની સત્યાગ્રહની ચળવળમાં કામ આવ્યા અને ઈ. સ. ૧૯૨૦ની સત્યાગ્રહની ચળવળ વખતે જે મરણ પામ્યા તે પાછા થઈને ઈ. સ. ૧૯૪૨ ની ચળવળમાં કામ આવ્યા તેવીજ રીતે ૧૯૧૪–૧૭ની લડાઈમાં જે મરી ગયા તે પાછા થઈને ૧૯૩૯–૪૫ની લડાઈમાં કામ આવ્યા. આવા ચક્કરનો અંત શી રીતે આવે! એ ચક્કર અટકાવવું હોય તો આખી પૃથ્વીના બધા દેશોનું એક રાજ્ય બનાવવું જોઈએ. તે સિવાય લડાઈ અટકે તેવું નથી. વળી હાલના કાળમાં એક દેશની આખી પ્રજા બીજા દેશની આખી પ્રજાની સામે લડે છે તેથી હિંદુસ્થાનને સ્વરાજ મળ્યા પછી તરત બધા માણુસોને લશ્કરી તાલીમ આપવી પડશે, નહિતર હિંદુસ્થાનની આસપાસના દેશો આહીના માણુસોને સુખેથી રહેવા દેશે નહિ. પણ આખા દેશના બધા માણુસોને લશ્કરી તાલીમ આપવાથી રાગદ્વેષ પણ વધશે અને ફરીથી ભરતની માફક પાછા થવાનો વખત આવશે. એ રીતે કોઈ દેશનું જીવન ઉત્તમ સંસ્કારવાળું થશે નહિ આર્યોના સંસ્કાર પ્રમાણે લડવાનું કામ ફક્ત ક્ષત્રીઓને માથે રાખવાનું હતું પણ વર્તમાનકાળમાં નવા સાયન્સની નવી નવી શોધ માણુસોને મારવા માટે કરવામાં આવે છે તે જોતાં આ દેશમાં પણ અણુબોમ્બ જેવા બોમ્બ બનાવતાં શીખવું જોશે અને ૧૮ વર્ષથી ૪૦ વર્ષ સુધીના બધા માણુસોને લશ્કરી કેળવણી આપવી જોશે. પણ હિંદુસ્થાનના આગેવાનો કદાચ બીજા દેશોના આગેવાનોના જેવા થવાને-બદલે બધા દેશોનું એક રાજ્ય બનાવવાનો પ્રયત્ન કરે તો બધા દેશોને લાભ થાય તેવું છે. હાલના કાળમાં મજુરોના રાજ્ય ઉત્પન્ન થવા લાગ્યાં છે મજુરો મજુરીના વર્ગ શીખવી શકશે, પણ આત્મજ્ઞાન આપી શકશે નહિ. હિંદુસ્થાનમાં ઉત્પન્ન થયેલ રોગી મનભેદનું કારણ પણ અજ્ઞાન છે મજુરોમાં અજ્ઞાન હોવાથી પોતાના હક તરફ વધારે ધ્યાન આપે છે પણ પોતાની જવાબદારી તરફ પૂરતું ધ્યાન આપતા નથી તેથી તેમને નીતિ અને સંયમ સમજાવે તેવા મહાત્માની જરૂર પડે છે. તે પછી જ્યારે પ્રજામાં સંયમ વધશે ત્યારે આત્મજ્ઞાન આપે તેવા મહાત્માઓ જન્મ લેશે એવા મહાત્માઓને જન્મ લેવા માટે શમ, દમ, તપ સ્વાધ્યાય વગેરે જેનામાં હોય તેવા માબાપની પણ જરૂર પડશે.

જે વખતે ભરતજીએ હરણનું શરીર છોડી દીધું તે વખતે દૈવી પ્રકૃતિવાળા અને સંયમવાળા એક બ્રાહ્મણ રહેતા હતા તેનામાં વેદાધ્યયન, ત્યાગ, સંતોષ, તિતિક્ષા વિનય, વિદ્યા વગેરે ગુણ હતા. તે બીજાના ગુણોમાં દોષ દષ્ટિ કરતા ન હતા. આત્મજ્ઞાન અને પ્રસન્નતા વગેરે ગુણોથી યુક્ત એવા તે બ્રાહ્મણને મોટી પત્નીથી નવ પુત્ર થયા અને નાની પત્નીથી એક પુત્ર અને એક કન્યાનો જન્મ થયો એ પુત્ર તે ભગવદ્‌ભક્ત રાજર્ષિ ભરત હતા કે જેણે હરણનું શરીર છોડી આ ઉંચું બ્રાહ્મણનું શરીર લીધું હતું. સાત્વિક બ્રાહ્મણના કુળમાં ભરત જેવા ભક્ત જન્મ લઈ શકે છે પણ હરિજનના વિવાહથી ઉત્પન્ન થતા કુળમાં એવા ભક્ત જન્મ લેશે કે કેમ એ કહી શકાય તેમ નથી. બ્રાહ્મણના કુળમાં જન્મ લઈને ભગવાનની કૃપાથી ભરતને પોતાના પૂર્વજન્મની હકીકત યાદ રહી હતી. તેવી ભરતજીને એવી ચિંતા રહેતી હતી

કે સ્વજનોના સહવાસથી ભગવાનની ભક્તિમાં વિઘ્ન પડી ન જાય. તેથી તે સ્વજનોથી દૂર રહેવા લાગ્યા, અને વૈરાગ્ય ધારણ કરી શ્રી હરિના ગુણોનું શ્રવણ, સ્મરણ અને કીર્તન કરવા લાગ્યા તે વખતે લોકોની દૃષ્ટિમાં તે ઉન્મત્ત જેવા, પાગલ, આંધળા અને બ્હેરાના જેવા જણાવા લાગ્યા. તેના પિતાએ તેને યજ્ઞોપવીત અપાવી શાસ્ત્ર પ્રમાણે ધર્મ-કર્મમાં નાંખ્યા, પણ ભરતજી તેના વિરુદ્ધ આચરણ કરવા લાગ્યા અને કર્મ અને મંત્ર કાંઈ શીખ્યા નહિ, થોડા વખત પછી તેનાં માબાપ પરલોક વાસી થયાં.

ભરતજીના ભાઈઓ અપરા વિદ્યામાં એટલે સંસારની વિદ્યામાં નિપુણ હતા. તેઓને બ્રહ્મવિદ્યાનું જરા પણ ભાન નહોતું. તેઓ ભરતજીનો પ્રભાવ સમજી શક્યા નહિ અને તેને મૂર્ખ માનતા, પણ ભરતજીને માન કે અપમાનનો કોઈ વિચાર નહોતો કોઇ તેને પાગલ કે મૂર્ખ કહેતો પોતે પણ એવું જ આચરણ કરતા જો કોઈ તેને મજુરીનું કામ સોંપતા તો તે મજુરનું કામ પણ કરી લેતા અને માગ્યા વગર જે કાંઈ મળી જાય તેમાંથી નિર્વાહ ચલાવી લેતા. તેની દશાનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે.

नित्यनिवृत्तनिमित्तस्वसिद्ध विशुद्धानुभवा नन्द स्वात्माधिगम· सुखःदुखयोर्द्वन्द्वनिमित्तयो रसंभावित देहाभिमानः ॥ ૫-૯-૯ અર્થ જેની ઉત્પત્તિનું કાઈ કારણ નથી એવા સ્વતઃસિદ્ધ વિશુદ્ધ જ્ઞાન અને આનંદરૂપ આત્મજ્ઞાન તેને પ્રાપ્ત હતું. તેથી હર્ષ શોક વગેરે દ્વંદ્વના નિમિત્તરૂપ સુખ દુઃખ વગેરેમાં તેને દેહના અભિમાનની સ્ફૂર્તિ થતી નહોતી. તે ઠંડી, ગરમી અને વર્ષાદને વખતે બળદની સમાન નગ્ન રહેતા હતા, તેના સંપૂર્ણ અંગ પુષ્ટ હતાં, તેનું શરીર ધૂળથી ઢંકાઇ જતું તો પણ બ્રહ્મતેજથી તે મણિના જેવું ચમકતું હતું. તેની કમરમાં માત્ર એક મેલી જનોઈ પડી હતી. તેથી અજ્ઞાની લોક તેને કોઈ મૂર્ખ બ્રાહ્મણ માનતા હતા, છતાં તે લોકોના મતની પરવાર કર્યા વગર સ્વતંત્ર રીતે વિચરતા હતા. જડભરતની આવી દશા એ જીવનમુક્તની દશા હતી. જીવન્મુક્ત પુરુષોમાં પણ કોઈ અનિચ્છાપ્રારબ્ધથી રહે છે, કોઇ પરેચ્છાપ્રારબ્ધથી રહે છે અને કોઇ સ્વેચ્છાપ્રારબ્ધથી રહે છે. ગયા જન્મમા ભરતના પિતા જે ઋષભદેવજી હતા તે અનિચ્છા પ્રારબ્ધથી રહેતા હતા તેનામાં જ્ઞાન અને વૈરાગ્યનું એટલું બધું જોર હતું કે તેને જે કાંઇ પ્રાપ્ત થાય તેની ના પાડયા કરતાં કોઈ જગ્યાએ કોઇ આમંત્રણ આપે; તો પણ ના પાડતા હતા. તેણે બધી બાબતમાં ના પાડવાનું ચાલુ રાખ્યું હતું. તેને અનિચ્છાપ્રારબ્ધ કહે છે. એવા પુરુષો જ્ઞાની પરમહંસ કહેવાય છે.

જડભરત પરેચ્છાપ્રારબ્ધથી રહેતા હતા એટલે જ્યાં ભગવાનની ઇચ્છા હોય ત્યાં ,શરીર જશે એમ માની જે કોઇ માણુસ જે કામમાં લગાવી દે તે કામ કરવા મંડી જતા હતા. તેથી તેને ભાગવતમાં ભાગવત -પરમહંસ કહેલ છે(૫-૯-૨૦) ગીતાના બારમા અધ્યાયમાં જ્યાં ભગવાનના ભક્તનું વર્ણન આવે છે ત્યાં કહે છે કે તે કોઈ પ્રાણીનો દ્વેષ કરતો નથી, તે સર્વનો મિત્ર છે, કરુણાથી ભરેલો હોય છે, તેનામાં મારાપણું નથી, હું પણું નથી, અને સતત સંતુષ્ટ રહે છે તે સમાધિમાં હોય છે. ત્યારે તેનું મન ઈશ્વરને અર્પિત થયેલું હોય છે. તેથી તે બીજા વિષયોનું અનુસંધાન કરતો નથી. તે સમાધિમાંથી ઉઠયો હોય છે ત્યારે પણ ઉદાસીન વૃત્તિવાળો હોય છે. બીજી સ્મૃતિમાં પણ કહેલ છે કે આવા જીવન્મુક્ત પુરુષે 'એકલા જ રહેવું' બે ભેગા થાય તો જોડું થાય અને વાતો ચાલે, ત્રણ ભેગા થાય તો ગામ જેવું થઈ જાય અને વધારે ભેગા થાય તો નગર જેવું થઇ જાય છે. યોગવાસિષ્ઠમાં પણ કહેલ છે કે લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસનાને લીધે ક્ષુદ્ર જીવને યથાર્થજ્ઞાન થતું નથી. નારદજી કહે છે કે " જે સમૂહથી સર્પની માફક બીએ છે તેને દેવો બ્રાહ્મણ જાણે છે. "

સંસારી માણુસોને એકલા રહેવાથી ભય થાય છે અને આળસ ઉત્પન્ન થાય છે તેથી તેમને જનસમૂહની વચ્ચે રહેવું સારૂં છે પણ યોગીઓને એકાન્તમાં ધ્યાન ધારણા ઠીક થઈ શકે છે.

યુરોપના મહાન ગૂઢવાદી સંત ટોમસ એ કેમ્પસ કહે છે કે " હે પ્રભુ ! જ્યાં કોઈપણ માનવીસંબંધ મારી એકનિષ્ઠ સાધનાને અવરણ રૂપ ન થાય તેવા પદને પહોંચવા સારૂ હું તારી કૃપાને પ્રાર્થું છુ કેમ કે જ્યાં સુધી કોઈ પણ માનવી લાગણી મને પાછો એંચે છે ત્યાં સુધી હું તારી પાસે ઉડીને આવી શકતો નથી. જ્યાં સુધી સાધક બધા ભૌતિક બંધનોથી મુક્ત થતો નથી

ત્યાં સુધી તે અધ્યાત્મને માર્ગે નથી ચડતો અને ત્યાં સુધી માણસ બધાં સંસારના બંધનોમાંથી છૂટો થઇ ઇશ્વરમાં સમાઇ નથી જતો ત્યાં સુધી તેનુ બધું જ્ઞાન અને તેનુ બધું તપ નકામાં છે. એક ઇશ્વરને છોડીને બાકી બધું મિથ્યા છે અને એ પ્રમાણે જ તેની કિંમત અંકાશે.

અમેરીકન તત્ત્વવેત્તા એમરસન પણ કહે છે કે માણસની વચ્ચે રહી માણસના જેવુ થવુ સહેલુ છે, એકલા રહી બ્રહ્મજ્ઞાની થવુ સહેલુ છે પણ માણસની વચ્ચે રહી બ્રહ્મજ્ઞાની થવું બહુ મુશ્કેલ છે માણસની વાતોમાં દ્વૈતભાન હર ઘડીએ આવી જાય છે અને બ્રહ્મજ્ઞાનીને દ્વૈતભાવ પોસાતો નથી આવી મુશ્કેલી જાણીને જડભરત એકલા ફરતા હતા છતા પરેચ્છાપ્રારબ્ધથી કોઇ જગ્યાએ લઈ જાય તો તેમાં દેહનુ અનુસધાન રાખ્યા વગર કામે લાગી જતા હતા હાલનો સમાજસેવક પોતા સિવાય બીજા બધાંને સુધારવાની ઇચ્છા કરે છ જડભરત પોતાની નિષ્ઠાને સંભાળતા હતા અને તેને પરિણામે તે દેશના રાજા રહુગણને પણ સુધાર્યો હતો.

ભક્તિભાવમા અનન્યભાવની સાધના કરવી બહુ મુશ્કેલ છે જ્યારે બીક અને ઇચ્છાના પ્રસગ ઉત્પન્ન થાય છે ત્યારે અનન્યભાવની પરીક્ષા થાય છે કઠોપનિષદમાં કહેલ છે કે જેને અન્ય દેખાય છે એટલે નાનાત્વ દેખાય છે તે મરણને પામે છે. જડભરતમાં જ્ઞાન સારૂં હતું પણ તે જનસમુદાયથી બીતા હતા આ કથા ભાગવતની સપ્તાહમા બીજે દિવસે સાંજે આવે છે તેથી ત્રીજે દિવસે સાંજે શુકદેવજી સાતમા સ્કંધમાં પ્રહ્લાદનું આખ્યાન આપીને એવુ સિદ્ધ કરશે કે રાક્ષસોના કુળમાં જન્મીને રાક્ષસોની વચ્ચે વિરોધી વાતાવરણમાં રહીને પણ અનન્ય ભાવ સાંધી શકાય છતાં પ્રહ્લાદ પણ વિષયોથી બીતા હતા. તેથી ચોથે દિવસે સાંજે વિષયોની વચ્ચે રહેવા છતાં વિષયોથી દબાયા વગર સ્ત્રીઓમા પણ અનન્ય ભાવ સાધી શકનાર શ્રી કૃષ્ણ ભગવાનની નિરોધાત્મક ભક્તિનુ સ્વરૂપ શુકદેવજી પરીક્ષિત રાજા આગળ મુકશે તેવી ભક્તિ ઉત્પન્ન થવા પહેલાં જ્ઞાન અને વૈરાગ્ય બહુ જોઈએ તેવી જડભરતના આખ્યાનથી જ્ઞાન અને વૈરાગ્યનું જોર શરૂ કરવામા આવેલ છે. છેવટે એકાદશ સ્કધમા શુકદેવજી માયાને મિથ્યા કહેશે એટલે તેને જીતવાની જરૂર ન રહે પણ સમજવાની જરૂર રહે. મિથ્યા વસ્તુ ભ્રાંતિ વખતે દેખાય છે અને જ્ઞાન થતા બાધ પામે છે.

અપૂર્ણ.



## બ્રહ્મ બંસરી

ક્યાં રે વાગે હો બ્રહ્મ બંસરી રે;
પરબ્રહ્મ વગાડે રૂડી બંસરી રે,
ક્યાં રે વાગે હો એ બંસરી રે;

એને નાદે નાદે,
એને ગાને ગાને;

શ્રુતિના સ્રોત સ્રવી જાય રે,
સ્મૃતિની સ્મૃતિ ફરી થાય રે,
ક્યાં રે વાગે હો એ બંસરી રે;

પેલા ક્ષિતિજની પાર,
મારા અંતરની પાસ;

તદ્દૂરે તદન્તિકે ગજાવતી રે,
બ્રહ્મ તત્ત્વ સમજાવતી રે,
ક્યાં રે વાગે હો એ બંસરી રે;

એને સાદે સાદે,
એને તાલે તાલે;

સોઽહમ્ કેરા પડઘા પડતા,
તત્ત્વમસિનાં ગીતડાં ગવાતાં,
ક્યાં રે વાગે હો એ બંસરી રે;

શ્રી. રમેશ મહાશંકર શુકલ.



# પતિવ્રત ધર્મનો પ્રભાવ

લેખકઃ શ્રી. "સ્નેહકુંજ" ખેડા.

( ગતાંક પૃ. ૪૩૯ થી ચાલુ )



( ૫ )

હું મારા દુર્ભાગ્ય પર આંસુ વહાવતી કિંકર્તવ્યવિમૂઢ બની સ્તબ્ધ ઉભી જ રહી, જ્યારે શ્રીદેવી એક ક્રૂદ્ધ નજર ફેંકી ત્યાંથી ચાલી ગઇ. કદાચ મેં જો શ્રીદેવીના ચરણોમાં મારા મસ્તકને ઝૂકાવી અશ્રુપૂર્ણ નયને ખોળો પાથરી કાલાવાલા કર્યા હોત તો તેનું નારી હૃદય જરૂર પીગળત અને મારા દુર્ભાગ્યને સદ્‌ભાગ્યમાં ફેરવત એમ હું માનું છું કિન્તુ હું એક ક્ષત્રિય કુલોત્પન્ના હતી જેથી હું મારા સ્વમાનનું એટલી બધી હિણક્ષાએ પતન થવા દેવા સુધીની હિંમત કિંવા દુઃસાહસ ન કરી શકી અને મારા દુર્ભાગ્ય પર મારા ભાવિ જીવનને છોડી દઈ હું મારા સિંહ પતિને સાથે લઈ ઉદ્યાનમાંથી મારા નિવાસસ્થાનમા ચાલી ગઈ.

મારા પતિના મનુષ્યદેહમાંથી પશુદેહમાં થયેલા પરિવર્તનની વાત અમારી જાગીરમાંના કોઈ ખેડુતને કે નોકરચાકરને સ્વમ મારા મુખે તો કે કહી જ ન્હોતી છતાં શ્રીદેવીએ ઉદ્યાનમાંથી મારી પાસેથી ચાલી જઈ તેના પતિને સવિસ્તર ઘટનાનું બ્યાન કહી સંભળાવી એક ક્ષણ પણ એ સ્થળે હવે નહિ થોભવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી, અને પંડિત જગન્નાથ પણ પત્નીના એ પ્રસ્તાવને સ્વીકારી જે સ્થિતિમાં પહેરેલે કપડે આવ્યા હતા તેજ સ્થિતિમાં ત્યાંથી પ્રસ્થાન કરી ગયા. જતી વખતે બન્નેમાંથી એક મારી પાસે આવ્યું નહિ. આમ તેમનું ત્યાંથી એકાએક ચાલ્યા જવું અને મારા પતિદેવની ગેરહાજરીએ ખેડુતો અને નોકરવર્ગમાં સંશય પેદા કર્યો અને અંદરોઅંદર ચર્ચા થવા લાગી. પરિણામે જ્યારે શ્રીદેવી તેના પતિ સન્મુખ ઉપસ્થિત થઈ બની ગએલી બીના જણાવતી રહી હતી ત્યારે શિવાલયના સોપાન પર એક ખેડુત સ્ત્રી બેઠી હતી તેણે જે કાંઇ સાંભળ્યું હતું છતાં પોતે સમજી ન્હોતી તે સાંભળેલી વાત તેણે તેના ધણીને કરી અને એ રીતે મે છુપાવવા ઇચ્છેલો ભેદ ખુલ્લો થવા પામેલો; છતાં પણ મને પૂછતાં મેં તો એ વાતનો સાફ ઇન્કાર જ કર્યો પરંતુ મારો એ ઇન્કાર વાસ્તવિક નથી એમ દરેકને જણાયું, કેમ કે તેના પ્રત્યક્ષ પૂરાવા રૂપે મારા પતિના દેહપરિવર્તનનું પ્રતિક શાર્દુલસિંહને દરેક જોયો. ત્યારબાદ એ વાતની કોઈએ ચર્ચા ન કરી અને દરેક પોતપોતાનું કાર્ય કરવા લાગ્યા. હું પણ તે પછીથી તો શાર્દુલસિંહને સાથે રાખી અમારી જાગીરની જે પ્રમાણે મારા પતિદેવ સંભાળ યાને દેખરેખ રાખતા હતા તેજ પ્રમાણે રાખવા લાગી. હે મુસાફર! તને વધારે આશ્ચર્ય તો એ લાગશે કે મારા પતિદેવના મનુષ્યદેહનું હિંસક પ્રાણીના દેહમાં પરિવર્તન થવા છતા શાર્દુલસિંહ કોઇપણ પ્રાણીનો શિકાર કરતા નહિ એટલુ જ નહિ બલ્કે માંસભક્ષણ પણ નહિ કરતાં માત્ર દૂધ અને વનફળોનો જ આહાર કરતા હતા; અને અદ્યાપિ પર્યંત એજ પ્રમાણે આહાર લે છે. એ રીતે હું મારા પતિદેવની જાગીરમાં મારા દિવસો નિર્ગમન કરી રહી હતી. દિવસો પર દિવસો અને મહિનાઓ પસાર થયે જતા હતા અને તે સમયે પણ ન્હોતી ખબર અને આજેય નથી જ જાણતી કે મારી આ દુર્દશાનો અંત ક્યારે આવવાનો છે.

પ્રિય વાચક, ઉપરનું વાક્ય પુરૂ થતાની સાથે જ એ સર્વાંગ સુંદર ધવલવસ્ત્ર પરિધાના તપસ્વિનીના નયનો સજળ બન્યા, હૃદયના અંતરગમાંથી એક દીર્ઘ આહ નીકળી અને એ આહે હિમાચ્છાદિત એ ગિરિગુફામાં ઉષ્મા પડઘો પાડયો. મારૂં હૃદય પણ એ રમણિની વીતક કથા સાંભળતા, આશ્ચર્યસમેત દ્રવીભૂત બન્યું પાંચેક મિનિટ મૌનસ્ય દશામાં પસાર કરી યુવતીએ પોતાની કહાણી શરૂ કરી.

હે મુસાફર! મારી જિંદગીમાં એક મધુર સ્વપ્નવત્ મને સોંપડેલા મારા ભૂતકાળના થોડા સુખી દિવ-

સોની યાદને ભૂલવા બહુ બહુ પ્રયત્નો કરવા છતાં પણ હું મારા સ્મૃતિનાપટ પરથી તેની યાદને ભૂલી નથી શકતી. જિંદગીના એ દાંપત્યજીવનના સુરમ્ય સુખી દિવસો પુનઃ પ્રાપ્ત કરવા માટે મારી પાસે તેના કોઇ ઉપચાર કે તે માટેનો પુરુષાર્થ તો હતાં જ નહિ. માત્ર એક આશ્વાસન અને તે પણ સ્વયં શ્રદ્ધામાંથી જ મળતું શ્રી પ્રભુનું નામ હતું. દિવસે દિવસે મારી ધર્મ ઉપર શ્રદ્ધા અને પ્રીતી વધતી ગઈ. ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિનું અહર્નિશ ધ્યાન ધરતી એ કરુણાસાગર દયાઘન પાસે માગતી હતી મારા દેહપરિવર્તન પામેલા પતિની પૂર્વાવસ્થા. મને અખંડ શ્રદ્ધા હતી કે કોઇ દિવસ પ્રભુ મારા-એક અબળાના આર્તનાદને સાંભળશે. એ શ્રદ્ધામા દોઢ વર્ષ વીતી ગયુ.

સિંહસ્થનું એ વર્ષ હતું પ્રયાગરાજમાં કુંભમેળો ભરાવાનો હતો. ચંદ્રનગરના ભાવિક સ્ત્રી-પુરુષો પતિતપાવની ગગા મૈયાના પવિત્ર જળમાં સ્નાન કરી કર્મબંધનથી છૂટવા કુંભના મેળામાં જવાના હતાં એ વાત મારા કાને આવી, અને મારૂ હૃદય એ કુંભમેળામાં જવા અધીર બન્યું. મેં મેળામા જવા માટેની મારી ઇચ્છા મારા પતિ શાર્દુલસિંહ પાસે વ્યક્ત કરી અને એમણે માથુ હલાવી મને મેળામા જવા સારૂ રજા આપી. હું તેમના ખાનપાનની વ્યવસ્થા કરી તથા ઘરના નોકર-ચાકરોને જરૂરી સૂચના આપી માઘ-પંચમીના રોજ મેળામાં જવા નીકળી, જતી વખતે મેં મારા સિંહ પતિને પ્રણામ કરી જલ્દીથી પાછી ફરીશ એમ જણાવ્યુ ચંદ્રનગરથી મને મારી જ્ઞાતિના બીજા યાત્રાળુઓનો સાથ મળી ગયો, અને હું ત્રીજે દિવસે સુખપૂર્ણ રીતે કુંભના મેળામાં જઈ પહોંચી. પ્રયાગરાજના આ કુંભમેળામા સંતમહાત્માઓ, સંન્યાસીઓ, પરમહંસો, અવધૂતો, યોગીઓ હજારોની સંખ્યામાં એકત્રિત થયા હતા, અને પવિત્ર જાહ્નવી-ગંગામૈયાના વિસ્તૃત કિનારા ઉપર પર્ણકુટિઓ બાંધી પડયા હતા આ સિવાય લાખ્ખોની સંખ્યામાં સદ્ધર્મ-પ્રેમી ભાવિક સ્ત્રી-પુરુષોથી ગંગામૈયાના બન્ને કિનારા ઉભરાઈ રહ્યા હતા. તદુપરાંત એ મેળામાં દરેક જાતના ધંધાદારીઓ પોતપોતાના માલની દુકાનદારી જમાવીને પડયા હતા મેળો એક મહિના સુધીનો હતો, હજારો યાત્રાળુઓ આવતા અને જતા ઘેરથી નીકળ્યાને આઠમા દિવસનું પ્રભાત હતું, મેળામાં આવ્યાને મને પાચમો દિવસ હતો સાંજની ટ્રેનમાં તે દિવસે મેં મેળામાથી પાછા ફરવાનો મનસુબો કર્યો હતો. હુ સવારમા ગંગા-સ્નાન માટે જઈ રહી હતી આ સમયે એક અતિ ખતરનાક બનાવ બન્યો. કોઇ ઘોડેસ્વાર ગંગામૈયાના વિશાળ પૂલ ઉપરથી સ્હામા કિનારે જઈ રહ્યો હતો, બીજાં હજારો મનુષ્યો પણ પૂલ ઉપરથી પસાર થઈ રહ્યા હતા. બરાબર પૂલની મધ્યમાં આવતાં પેલા ઘોડે-સ્વારનો ઘોડો કોઈ કારણસર ભડક્યો અને સ્વાર એકાએક બની ગયો એટલુ જ નહિ પરંતુ થોડા પગથી એક દડાની માફક ઉછળી ગંગાના અતિ વેગવાળા પ્રવાહમાં જઈ પડયો. આ બનાવ એક નિમિષ માત્રમાં બની ગયો. ગંગાના બન્ને કિનારા પર એકઠાં થએલા લાખ્ખો મનુષ્યો આ કરુણ દશ્ય જોઈ રહ્યા હતા પરંતુ કોઈ જવાંમર્દ ગગામૈયાના અગાધ જળવારિધિમા પડી પેલા હતભાગી મનુષ્યને ડૂબતો બચાવવાની હિંમત ના કરી શક્યો. એક ઘડીના છઠ્ઠા ભાગમા મે નિર્ણય કરી લીધો. મને બહુ સરસ રીતે તરતાં આવડતું હતું એટલે મેં એક ક્ષણનાય વિલંબ વિના પરિધાન કરેલા શાળુનો કછોટો બીડી ઉચા કિનારા પરથી પાણીમાં પડતું મૂક્યુ અને મારા શરીરના સમગ્ર બળને એકઠું કરી પેલા હતભાગી મનુષ્યને બચાવવા પ્રબળ વેગથી તેના તરફ જવા લાગી. પરંતુ ગંગાના અતિ વેગવાન પ્રવાહમા પેલો હતભાગી મનુષ્ય મારાથી આગળ દૂર દૂર જતો હતો. જ્યારે બીજી તરફથીએ અતી ઠંડા ગગા મૈયાના પાણીથી મારૂ સર્વાંગ થીજી ગયુ હતું. છતાં હૃદયમાં પ્રબળ આકાંક્ષા હતી પેલા ડૂબતા માન-વીને બચાવવાની, એટલે પ્રબળ પ્રયત્ન આદરીને પણ હું તેની નજીક જઇ પહોંચી અને જીવન બચાવવા માટે હાથનાં તરફડીયાં મારતા એ મનુષ્યના હાથને બાવડે પકડી હું તેને એક ખડક પાસે ખેંચી ગઈ અને એ એક મીનીટ એ ખડકની ધાર પાસે ઉભા રહી વિશ્રાંતિ લઇ પેલા હતભાગી-અર્ધમૃત સમા દેહધારી મનુષ્યને બાવ-ડામાંથી બરાબર પકડી પુન. પાણીમાં પડી અને મહા-મહેનતે હું તેને લઈ કિનારે આવી પહોંચી. જે કાર્ય માટે હજારો બલ્કે લાખ્ખો માનવીઓમાંથી કોઈ પણ વ્યક્તિ હિંમત કિંવા સાહસ નહોતી કરી શકી એ કાર્ય મેં જીવસટોસટના જોખમે પૂરું કર્યું એ જોઈ મારા કિનારે આવતાંની સાથેજ હજારો મનુષ્યોએ મહાદેવીનો જય હો' ના જયનાદોથી મહામેળો ગજવી મૂક્યો

મેળામાં આવેલા વૈદ્ય–ડોક્ટરો અને અન્ય ઉપચારકો ગેલા શબવત્ પડેલા હતભાગી મનુષ્યના દેહની ચિકિત્સા કરવા મંડી પડયા, કોઈક તેને ઉંધે મસ્તક ઝૂલાવી પીધેલુ પાણી બહાર કાઢી નખાવ્યું અને ત્યારબાદ તેને ગરમ શાલ–દુશાલામાં લપેટી–ઔષધોપચાર શરૂ કર્યા સદ્‌ભાગ્યે દશેક મિનિટના કાલાવધિયા તો તેના દેહમાં ઉષ્ણતા આવી અને તેણે ચક્ષુ ખોલ્યાં બરાબર તેજ સમયે એક બહાવરી જેવી દેખાતી, છૂટા કેશ અને કપડાની પણ અસ્તવ્યસ્ત હાલતમાં દિવાનીની જેમ દૂર હટો દૂર હટો–મને મારા પ્રભુ–પતિદેવના મુખારવિંદના દર્શન કરવા દો.' કહેતી અને મેળાનાં અન્ય માણસોને ધક્કા મારી પોતાનો માર્ગ કરતી એક યુવતી ત્યાં આવી પહોંચી અને આવતાંની સાથે જ તેના પતિના મસ્તકને ખોળામાં લઇ કપાળે હાથ ફેરવવા લાગી. ખરે જ, એ દસ્ય મને મહાકરુણ લાગેલુ, પરંતુ બીજી જ ક્ષણે જ્યારે મે એ યુવતી સ્હામુ જોયુ અને મે તેને એની એ હાલતમાંય પણ ઓળખી! એ હતી શ્રી દેવી–અને શ્રીદેવીને જોતાં જ મારૂં હૃદય હર્ષોન્મત્ત બન્યું, નષ્ટ થતું શ્રીદેવીનું સૌભાગ્ય મારા જ હસ્તે રક્ષાએલું જોઇ મારા હતાશ હૃદયમાં નવીન આશાનો સંચાર થઈ રહ્યો. અને પાએક કલાકમાં તો શ્રીદેવીના પતિ પૂર્ણ શુદ્ધિમાં આવી ગયા એટલે તેમને ચિકિત્સકોએ ત્યાંથી ખસેડવાની તજવીજ કરવા માંડી ચિત્તથી અસ્વસ્થ બનેલી શ્રીદેવી પતિને શુદ્ધિમાં આવેલા જોઇ સ્વસ્થ બની અને પતિના મસ્તકને ખોળામાંથી નીચે મૂકી ઉભા થતાં તેણે મારી સન્મુખ આવી મને આશીર્વાદ આપ્યો 'બ્હેન! પ્રભુ તારૂં કલ્યાણ કરો'

( ૬ )

હે મુસાફર! શ્રી દેવીના એ આશીર્વાદે મારા હૃદયમાં અનેરો ઉલ્લાસ જગાવ્યો હતો હું માનતી હતી કે બસ એ ક્ષણથી જ મારા દુર્ભાગ્યનો જીવન અંધકાર વિલીન થઈ મારા સદ્‌ભાગ્યનો ભાનુપ્રકાશિત થઇ ચૂક્યો હશે, અને હું જ્યારે મેળામાંથી મારા ઘેર–સ્વસ્થાનકે જઈશ ત્યારે મારા પતિદેવ તેમના પૂર્વાવસ્થાના મનુષ્યદેહે મારા ગૃહાગમનની પ્રતીક્ષા કરતા હશે. અહાહા એ વિચાર–એ કલ્પના જ કેટકેટલી આનંદદાયી હતી! અને હું સાંજના બદલે બપોરની જ ટ્રેનમાં મેળામાંથી ઘેર આવવા નીકળી, ૪૫ માઇલની ઝડપની એક્સપ્રેસ ટ્રેનની ગતિ મને તે સમયે બહુ જ મંદ લાગતી હતી. મારી આશાનો ઉદધિ હીલોળા લઈ રહ્યો હતો. શ્રીદેવીના આશીર્વાદે મારા અંધકારાચ્છાદિત જીવનમાં તેજની ઉષા પ્રકટાવી હતી. હું પતિમીલનને માટે અધીર બની હતી. પ્રભુએ જો મને પાંખ આપી હોત તો હું વહેલી તકે ઉડીને જલદીથી ઘેર પહોંચી જઈ મારાં આતુર નયનોને પતિદર્શનથી તૃપ્ત કરત પણ લાચાર! ત્રીજા દિવસના પ્રભાતે એક્સપ્રેસ ટ્રેને મને ચંદનગર ઉતારી. હું ટ્રેનમાંથી ઉતરતાંની સાથે જ ભાડાની ઘોડાગાડી કરી મારી જાગીરમાંના મારા નિવાસસ્થાને આવી કમ્પાઉન્ડના ફાટક નજીક આવી ઘોડાગાડી થોભી, ને હું ઘોડાગાડીમાંથી નીચે ઉતરી મને ખૂબ ખૂબ આશા હતી કે મારા ઘોડાગાડીમાંથી ઉતરતાંની સાથે મારા પતિદેવ નોકર સાથે ઉભેલા મારી દષ્ટે પડશે, પરંતુ અફસોસ! મેં ઘોડાગાડીવાળાને ભાડાના પૈસા ચુકવી આપી વિદાય કર્યો ત્યાં સુધી પણ નતો કોઇ નોકર સરખુંય મારી પાસે આવ્યું. હું સરસામાનને કમ્પાઉન્ડના દરવાજા પાસેજ પડયો રહેવા દઈ કમ્પાઉન્ડમાં પ્રવેશી મારો મનોહારી સુશોભિત બાગ પહેલી જ નજરે ઉજ્જડાએલો લાગ્યો અને જ્યારે હું મારા મકાનમાં પ્રવેશી ત્યારે તો ક્ષણ પહેલાંનો મારા હૃદયનો જે આશાન્વિત આનંદ હતો તે મકાનની અંદરના દસ્યો જોઇ ઘોર નિરાશામાં પરિણમ્યો. અમુક પળો તો હું એ દસ્ય જોતાં જ સ્તબ્ધ બની ગઈ જો દોઢ વર્ષ જીવન અંધકારમાં પસાર કરી મેં મારા કોમળ હૃદયને પત્થરનું બનાવ્યુ ન હોત તો કદાચ એ દસ્ય જોતાની સાથેજ હું બેભાન થઈ જમીન પર ઢળી પડી હોત જે મકાનને મે અનેક વિધ સાજસામગ્રીઓથી સજાવી સુશોભિત બનાવેલું હતુ તે મકાન મને વેરાન જંગલ સમું દેખાયુ, સોના–ચાંદીનાં વાસણો કપડાં લત્તા અને દરદાગીનાની પેટીઓ અને તે સિવાયની કિંમતી ચીજો બધુંજ ચોરાઈ ગયું હતું. ફરનીચર તોડી ફોડી નાખેલુ હતુ અને બારી બારણાએ લટકાવેલા તોરણોને તોડી નાખતાં તેમાંના રંગ બેરંગી મણકાઓ જ્યાં ત્યાં વેરાયલા હતા. અને એ બધાયના સર્વનાશથી મારા હૃદયને જે આઘાત ન થાય તે આઘાત તો મેં મારા પ્રાણાધિક શાર્દુલસિંહને એક પાષાણ સ્થંભની સાથે દોરડાંથી મજબૂત પણે જકડી લીધેલ જોતાં થયો ભૂખ, તરસ અને બંધનની વેદનાઓથી શાર્દુલસિંહનો દેહ દુર્બળ થઇ ગયો હતો ઝગતા અંગારા સમી આંખોની

રોશની નિસ્તેજ બની ગઈ હતી આંખોમાં ખાડા પડી બખોલો બની ગઈ હતી અને કીકીઓ એ બખોલમાં ઉંડી પેસી ગઈ હતી, ગર્જના કરવાની મુદ્દલે શક્તિ નહોતી પરંતુ મને જોતાં જ દીનવદને શાર્દુલસિંહે તેમના લાંબા પૂંછડાને હલાવવા જે વ્યર્થ પ્રયત્ન કર્યો. એ દૃશ્યથી તો હે મુસાફર ! મારૂં હૃદય જેટલું વિદીર્ણ બન્યું એ હૃદયવેદનાને વ્યક્ત કરવા માટે મારી વાણીમાં શબ્દો નથી. એ વેદનાઓને સહી પત્થરનું હૃદય કરી મે પ્રથમ શાર્દુલસિંહના બંધ છોડી નાખી તેમને બંધનમુક્ત કર્યા અને પાણી પાયુ કોઈ નોકર ચાકર તો હતું જ નહિ પરંતુ ખેડુતોના ઝુંપડાં પણ માનવી વિહોણાં હતાં મારા હૃદયને ખાતરી થઈ કે નોકર ચાકરો અને ખેડૂતો બધા જ એક મત થઇ મારા સિંહ પતિને પ્રથમ કબજે કરી મારા મકાનની અંદરની તમામ માલ મિલકત લૂંટી લઈ ચાલી ગયા, હતાશ બની હિંમત હારી જવાથી મારે શિરે આવી પડેલ દુઃખ કોઇપણ રીતે દૂર થાય તેમ તો હતું જ નહિ એટલે તે પછી મે નાહિંમત નહિ બનતાં મારા હાથે હું કમ્પાઉન્ડના દરવાજા પર છોડી આવેલો સર-સામાન ઉચકી લાવી સાથે ફળોનો કરંડીઓ હતો તેમાંથી મે થોડાં ફળો શાર્દુલસિંહને ખવડાવ્યાં ફળાહાર કર્યા પછી તેમનામાં કાંઈક ચેતન આવ્યુ અને તે ઉભા થઈ ટૂંકે પગલે આમ તેમ ફરવા લાગ્યા ત્યારે બીજી તરફ હું એક પાત્ર લઈ અમારી જાગીરથી થોડે દૂર આવેલા એક ગામડામાં પહોંચી જઈ દૂધ લઇ આવી અને શાર્દુલસિંહને પાયું તેજ દિવસે સાંજના અમારી દુર્ગા નામની એક ગાય કે જે ખેડૂતો અને નોકરોના હાથે મકાનની થતી દુર્દશા વખતે નાશીછુટી જંગલમાં ચાલી ગઈ હશે તે આવી અને મને જોતાં જ બરાડી ઉઠી મેં તેના શરીરે હાથ ફેરવી પંપાળી શાંત પાડી દુર્ગાના આવ્યા પછી મારી દૂધ લેવા જવાની તકલીફ દૂર થઇ ગઇ, કેમ કે જોઇતુ દૂધ તે આપતી જ હતી.

હે મુસાફર ! કૃશ બની ગયેલ શાર્દુલસિંહના દેહસ્વાસ્થ્યની ખાતર કેટલાક દિવસો મે અમારી જાગીરમાંના મારા એ નિર્જન સ્થાનમાં પસાર કર્યા પરંતુ તે પછી મને ત્યાં રહેવું ઠીક ન લાગ્યુ. જો કે મારા મકાનમાથી અમારી બધીજ માલમિલ્કત અમારા જ આશ્રિતો લૂટી ચાલ્યા ગયા હતા, પરંતુ મારા પતિદેવે કિંમતી ઝવેરાત અને મારા અમૂલ્ય આભૂષણોનો એક દાબડો એજ મકાનમાં ગુપ્ત સ્થળે છૂપાવી રાખેલો હતો જેની મને પ્રથમથી જ જાણ કરી હતી એ ઝવેરાત મારા જીવનનિર્વાહને જીવનપર્યંત ચલાવવા માટે પૂરતું હતું એટલે કોઇ કુદરતી સૌન્દર્યથી મઢાએલા શુદ્ધ વાતાવરણવાળા પવિત્ર સ્થળે જિંદગીના દિવસો ખૂટાડવાનો મે મારા હૃદયમાં મનસુબો કર્યો અને એક દિવસ પેલા કિંમતિ ઝવેરાતના દાબડા સાથે મારા સિંહ પતિને લઈ મારી જાગીર અને એ મારા મનોહર હર્મ્યને છેલ્લા પ્રણામ કરી હું ત્યાંથી નીકળી પડી કેટલાક દિવસો કાશ્મીરના રમ્ય નિર્જન વનપ્રદેશમાં ભ્રમણ કરતાં કરતાં એક દિવસ હું હિમગિરિની તળેટીમાં આવી પહોંચી, જ્યાં એક ન્હાનકડા જળાશયની બાજુમાં શિવાલય તથા ધર્મશાળા જોઈ, કેટલાય વર્ષો પૂર્વે કોઈ કુદરતી સૌન્દર્યોપાસક વન-વિહારી પરમ શિવભક્ત મહાત્માએ એ સ્થળે શિવાલય તથા ધર્મશાળા બંધાવ્યાં હશે પરંતુ તે પછી એ સ્થળની દેખરેખ કે મરામત કરાવનાર પાછળ કોઈ નહિ હોવાથી અપૂજ શિવાલય અને ધર્મશાળા જીર્ણ હાલતમાં આવી પડેલાં સમયના વહન સાથે કાળવ્યય કરતા એ શિવાલય ઉપર કોઈ સંસારત્યાગી મહાત્માની નજર પડી અને શિવાલયને અપૂજ સ્થિતિમા જોઇ પોતે ત્યાંજ નિવાસ કરી શિવજીની પૂજા કરવાનો સંકલ્પ કર્યો અને ધર્મશાળા તથા શિવાલય વાળી ઝૂડી-સાફસફ કરી પોતે પોતાનો ત્યાંજ સ્થાયી મુકામ કર્યો જે સમયે હુ ભ્રમણ કરતી અને પવિત્ર સ્થળને શોધતી એ સ્થળે જઈ પહોચી તે સમયે એ મહાત્મા ત્યાં જ હતા અહર્નિશ બ્રહ્મમાં લીન રહેવાવાળાએ યોગીમહાત્માની દિવ્ય ભ્રુકૂટિ નીચે ઢંકાએલી આંખોની રોશની જગતના માનવકલ્યાણને વાંચ્છતી હોય તેમ તેમનાં પ્રથમ દર્શને જ મને જણાયું, મેં દૂરથી જ એ સંતને પ્રણામ કર્યા. મને આશીર્વાદ આપતાં એ મહાત્માએ કહ્યું-'બેટી ! તેરા કલ્યાણ હો. તેરા સંતપ્ત હૃદયકો ભગવાન શંકરકી કૃપાસે યહાં શાંતિ મિલ જાયગી. મૈં ચાહતા હુ તું યહાં ઠહર જા, ઔર ભગવાન શંકરકી સેવા કર ! મહાત્માના એ શબ્દો અને મારા પ્રત્યેનો તેમનો વાત્સલ્ય પ્રેમ તથા એ સ્થળની એકાંતિક સુંદરતા જોઈ મને પણ એ સ્થળે સ્થિર થવાની સુરુચિ જાગી, જેથી પ્રત્યુતરમાં મેં જણાવ્યું,-મહાત્મન્ જૈસી આપકી ઇચ્છા, મૈં યહાંહી રહુંગી; ઔર ભગવાન શંકરકી એકનિષ્ઠ સેવા કર મેરે નારીદેહકો સાર્થક કરુંગી. કહી હે-મુસાફર ! મેં તે સ્થળે નિવાસ કર્યો મહાત્મા જ્ઞાની હતા, બ્રહ્મનિષ્ઠ હતા. તેમની યોગશક્તિના પ્રભાવથી તેમણે મારા જીવનના પરિવર્તનશીલ ભૂતકાળને જાણી લીધો હતો

સાંજ-સવાર તેઓ મને જે ઉપદેશ આપતા હતા તેમાં પૂર્વભવના સચિત કર્મથી મનુષ્ય જીવાત્માઓ સુખ દુઃખનો જે અનુભવ કરે છે તે તેમના પૂર્વભવના સંચિત કર્મને જ આભારી છે. તે માટે કોઈ દોષભાજન નથી માત્ર તે તો નિમિત્તજ હોય છે માટે હે બેટી! તારે તારી વર્તમાન સ્થિતિ માટે શોચ નહિ કરતાં આનંદમગ્ન રહી એક ચિત્તે શ્રીહરિનું સ્મરણ-ધ્યાન કરવું. મહાત્માના ઉપદેશનો આ પ્રધાન આશય જ મારા હૃદયને એ જાતની પ્રતીતિ કરાવી આપતો કે જરૂર એ મહાત્મા તેમની યોગશક્તિથી મારા જીવનની થયેલી દુર્દશાને જાણે છે. અને ત્યારપછી તો મારા હૃદયમાં તેમના પ્રત્યે ખૂબ જ પૂજ્ય ભાવ જન્મ્યો. વળી દિવસમાં બે વાર એ મહાત્મા શાર્દુલસિંહના મસ્તક પર તેમનો હાથ ફેરવી આશ્વાસન આપતા હોય તેવી ચેષ્ટા કરતા હું જોતી હતી. સંસારની મોહમયી માયામાં ફસાએલી હું એ મહાત્માના બ્રહ્મોપદેશને સમજી ન્હોતી શકતી માયામાં મોહિત બનેલું મારૂં હૃદય મહાત્માની યોગશક્તિથી આશાન્વિત બનતું હતું મારા હૃદયને વિશ્વાસ હતો કે જો એ મહાત્માની કૃપાદ્રષ્ટિ મારા ઉપર થાય તો જરૂર એ પોતાની યોગશક્તિથી મારા બગડેલા ભાવિને સુધારી શકે કેટકેટલીયે વાર મને એમ થતું કે હું દીન વદને એ મહાત્માને વિનતિ કરૂં પરંતુ એ દિવ્ય મહાત્માની ઓજસ્વિતાને જોતાજ મારી જીભ ઉપડતી ન્હોતી, એક દિવસ રાત્રિના સમયે શાર્દૂલસિંહ સાથે ચાંદનીના પ્રકાશમાં જળાશયના કિનારે એક મોટી પાષાણશિલા ઉપર હું બેઠી હતી. સુમધુર વાયુ લહેરાતા હતા. વાયુના સુમધુર વહન સાથે જળાશયના સ્ફટિકસમા સ્વચ્છ નીરમાંથી પણ તરંગો ઉઠતા હતા અને તેની સંગે જાણે ચમકતી ચાંદની નૃત્ય કરી રહી હોય તેવું અદ્‌ભૂત મનોહારી દશ્ય સર્જાયું હતું, તે સમયે મને મારા સુખી ભૂતકાળના દિવસો યાદ આવ્યા. અને મે તેજ ક્ષણે મક્કમ નિર્ણય કરી લીધો કે સવારે મારા હૃદયની બધી જ નિર્બળતાને ફગાવી દઈ મહાત્માને મારી અસહ્ય હાલતને તેમના યોગબળથી સુધારવા વિનતિ કરવી. એમનું હૃદય દયાળુ છે. જરૂર એ મારી વિનતિનો સ્વીકાર કરશે જ અને મારા દુઃખોને સમુદ્રમાં ફેંકી નાખશે એવી અખૂટ શ્રદ્ધા મારા હૃદયમાં તેમની યોગશક્તિ માટે હતી. આશાના દોર ઉપર કલ્પનાના ઘોડાને વહેતા મૂકી ભાવિ જીવનના સ્વપ્નોને સેવતી હું એ શિલા ઉપર જ ઉંઘી ગઈ જ્યારે હું જાગી ત્યારે પૂર્વમાં ઉષા પ્રગટી ચૂકી હતી ઉષાના જગતને જગાડતી ઉષાના સોનેરી કિરણોથી પર્વત પ્રદેશ આલ્હાદક લાગતો હતો રાત્રિના મારા નિર્ણયને અમલી બનાવવા સારૂ હું પ્રાપ્તકર્મથી નિવૃત્ત થવા માટે તૈયાર થઈ અને શૌચ, દંતધાવન તથા સ્નાન વિધિથી પરવારી શાર્દુલસિંહ સાથે શિવાલયે આવી, શિવાલયનાં સોપાન ચઢી તેની ફરસબંધી ઉપર પગ મૂકતાં જ મને બ્રહ્મનિષ્ટયોગી મહાત્માનું આસન ખાલી જણાયું. મહાત્માને નહિ જોતાં મારા હૃદયમાં અનેક તર્કવિતર્કો શરૂ થયા આસન જ ખાલી હતું એટલું નહિ પરંતુ મહાત્માનાં દંડ, કમંડલ તેમજ કૌપીન સુદ્ધાં પણ ન્હોતાં, દર્ભાસન પર એક કામળી પાથરેલી જેની તે સ્થિતિમાં હતી. અને તે ઉપર એક તાડપત્ર પડ્યું હતું મેં એ તાડપત્ર ઉઠાવ્યું, તેના ઉપર મને સંબોધીને લખેલું હતું-'બેટી! ત્હારા હૃદયની મહેચ્છાઓ મેં જાણી લીધી છે. તું એ ના ભૂલ કે જે પૂર્વભવના સંચિતકર્મથી જે વ્યથા તું ભોગવી રહી છે એ વ્યથાને મિટાવવા પ્રભુ સિવાય કોઈ શક્તિ-કોઈ બળ આ જગત ઉપર અસ્તિત્વ ધરાવતું નથી. એને દૂર કરવાના વ્યર્થ પ્રયત્નો તું હવે પછી પણ ના કરીશ, એ એની મેળેજ દૂર થશે આજદિન સુધીના ત્હારા સહવાસથી મારા હૃદયમાં તારા માટે જે મમત્વ જાગ્યું છે એ તારી દુઃખદ સ્થિતિને જોઈ શકતું નથી એ કારણે જ હું ત્યાંથી પ્રસ્થાન કરી જાઉં છું. પ્રભુ ત્હને તારી વ્યથાઓ સહન કરવાનું બળ આપો, અસ્તુ.

(૭)

હે મુસાફર! એ પત્રને મેં પુન: પુનઃ બે ત્રણ વાર વાંચ્યો, ખરેજ મહાત્માના એ પત્રદ્વારા મને અપાએલા સદુપદેશ પછીજ મારામાં અખૂટ ધૈર્ય આવ્યું. જ્યારે મારા પૂર્વભાવના સંચિત કર્મથીજ આ ભવે એ કર્મોની સજાઓ-રૂપે મને જે શિક્ષા થઈ છે એ મારે ભોગવ્યેજ છૂટકો છે એમ મેં તે પછી માની લીધું અને ત્યાંથી તે અદ્યાપિ-પર્યંત હું મારા જીવનની એ દિશા તરફનો વિચાર સરખોય નહિ કરતાં આત્માલેખરહિત બની જગતનિયંતા શ્રીહરિનું સ્મરણ કરી નિજાનંદમાં કાળક્ષેપ કરી રહી છું, સાથે સાથે શ્રી પ્રભુની ત્રિગુણી માયાપાશના કોઈ કોઈ દિવસ વિચારો આવે છે. સંસારથી વિરક્ત થઇ જે બ્રહ્માનંદ દશા સુધી પહોંચેલા મહાત્માના માયારહિત હૃદયમાં મારા માટે જે મમત્વ જાગ્યું અને એ જ મમત્વે કરીને મારૂં નિસ્સીમ દુઃખ એમનું કોમળ હૃદય ન જોઇ શક્યું તેથી હું તેમની પાસે મારૂં દુઃખ નિવારવા સારૂ અભ્યર્થના કરૂં તે પહેલાં જ કરેલું પ્રસ્થાન પ્રભુની એ માયાનું

પ્રાબલ્ય સૂચવે છે. હૃદયને સ્પર્શતી થોડી પણ માયાના પાશથી બચી યોગભ્રષ્ટ ન થવાય એ સારૂ એમણે કરેલું પ્રસ્થાન એમના ધ્યેયની સિદ્ધિએ પહોંચવા માટેનું કર્તવ્ય હતું. એ કર્તવ્ય કર્મનુ એમણે એ રીતે કરેલું પાલન મારા હૃદયમાં એમના માટે પૂજ્યભાવ જન્માવતું હતું. જો કે તેમના ત્યાંથી ચાલી ગયા પછી એ નિર્જન પર્વત પ્રદેશમાં હું એકલી જ પડી જતી હતી. પરંતુ મહાત્માના પત્રદ્વારા મને સાંપડેલા અંતિમ ઉપદેશથી હું બલરહિત બની ગઈ હતી. જ્યા મનુષ્ય જીવાત્માનું સુખ-દુ ખ નિજકર્મને જ આભારી છે ત્યાં પછી તેને જગતનું અન્ય પ્રાણી કષ્ટ આપનાર જ કોણ છે અને કદાચ જો કોઈ દેખાય તો તે માત્ર નિમિત્ત જ છે એ સત્ય મારા હૃદયને સમજાવ્યા પછી હું નિર્ભય બની ગઈ હતી એટલે એ પવિત્ર સ્થળે ભગવાન શ્રી શંકરની સેવાપૂજા કરી શાર્દુલસિંહ સાથે હું મારા દિવસો નિર્ગમન કરવા લાગી.

કેટલાક દિવસો બાદ એક દિવસ હુ એ પ્રદેશની માહિતગાર બનવા સારૂ મારા પ્રભાતના નિત્યકર્મથી નિવૃત્ત થઈ બહાર નીકળી અને એ નિર્જન પર્વત પ્રદેશમાં કુદરતના અનુપમ સૌન્દર્યને વિલોકતી દૂર સુદૂર નીકળી ગઇ. સહસા મારા ધ્વનિદ્વારે (કાન પર) કોમળ છતાં આર્તનાદ આવી અથડાયો જે દિશામાથી એ અવાજ આવ્યો હતો એ દિશા તરફ મેં મીટ માંડી તો થોડે દૂર ગીચ ઝાડીની અંદર કેટલાક માણસોને કોઈ એકાદ દુર્ભાગી જીવને બાંધી રૂંધી ઢસડી જતા મારા જોવામાં આવ્યા, એ દશ્ય જોતા મારૂ ક્ષત્રિય શોણિત ઉષ્ણ બની જઈ શિરાઓમાં ત્વરિત ગતિથી વહેવા માંડ્યું. જ્યારથી મે ગૃહત્યાગ કર્યો હતો. ત્યારથી મેં સ્વરક્ષણાર્થે મારા પતિદેવનું તીક્ષ્ણ ધારવાળુ ખંજર મારી સાથે લઈ લીધું હતું અને તેને હરહમેશ હું એ નિર્જન પ્રદેશમાં ફરવા નિકળતી ત્યારે મારી પાસે જ રાખતી હતી અને મેં કોઈ પણ જાતનો વિચાર કર્યા સિવાય પેલા અભાગી જીવની મદદે દોડી જવા કમ્મરથી ખંજરને ખેંચી દોટ મૂકી, પરતુ હું તે લોકોને પકડી પાડુ તે પહેલાં તો તે લોકોને પેલા અભાગી મનુષ્ય સાથે મે એક ગુફામાં પ્રવેશતા જોયા. હું પણ તેમની પાછળ ગુફામાં પેઠી અને જ્યારે મે એ વિશાળ ગુફાની અંદરનું ભયંકર દશ્ય મારી નજરો-નજર જોયું ત્યારે ખચિત હું પણ સ્તબ્ધ બની ગઇ, ક્ષણિક એ દશ્યને જોતાં ભયના આવિર્ભાવથી મારૂં સારૂંય બદન પસીનાથી રેબઝેબ બની ગયું. ખરેંજ એ દશ્ય મહાભયાનક હતું. ગુફાની મધ્યના ચોગાનમાં એક મોટો અગ્નિકુંડ હતો અને એ કુંડની મધ્યમાં કોઈ મજબૂત ધાતુની દેવીની ભયાનક મૂર્તિ હતી એ મૂર્તિની ચારે બાજુ અગ્નિકુંડમાં પ્રચંડ અગ્નિ પ્રજ્વલિત બનેલો હોઈ પોતાની અગ્નિશિખાઓ કુંડની ઉપર ફેલાવી રહેલ હતો, પંદરેક મનુષ્યો ત્યાં ઉભા હતા અને એ મરદોની વચ્ચે એક ભીમકાય શ્યામરંગી સ્ત્રી ચંડિકારૂપ ધારણ કરી ઉભી હતી તે પેલા મરદોને કહી રહી હતી, શું જોઇ રહ્યા છો ! જેણે મારા ધણીને બંદૂકની ગોળી મારી ઠાર કર્યો છે એ દુષ્ટાત્માના શરીરમાથી થોડે થોડે માંસને ખેંચી દેવીને તેનું બલિદાન આપો ચાલો જલ્દી કરો ' અને એ પ્રમાણે હુકમ થતાંની સાથે જ પેલા ડાકુઓ જેવા છૂટી જઈ જમીન પર પડી ગયા, અને એ બધા ભયાનક કર્મના કરનારાઓ વિસ્ફારિત નયને મારી સ્હામુ જોઈ રહ્યા, એક શબ્દ સરખોય કોઈ બોલી ના શક્યુ પરંતુ પેલી ભયંનક ચંડિકા સ્વરૂપિણી સ્ત્રી આગળ આવી બોલી-' અરે ! તું કોણ છે અમારા કાર્યની આડે આવનાર ! તું ગમે તે હોય તેની અમને લેશમાત્ર પરવાહ નથી પરંતુ જો તુ તારી સલામતી ચ્હાતી હો તો અહિંથી બહાર નીકળી જા; નહિ તો તારી પણ દુર્દશા થશે. ' એની એ મુર્ખની સતત વહેતી વાગ્ધારાને સાંભળી મેં અટ્ટહાસ્ય કર્યું અને પછી કહ્યું-' એ મુર્ખ સ્ત્રી ! મારી દુર્દશા કર-વાની તારામાં શી તાકાત છે ' એમ ! તારે મારી તાકાત જોવી છે ' એમ મોઢેથી બગડતી મારૂં વાક્ય પૂરૂ થતા પહેલા જ ચીલ ઝડપે દોડી જઈ એક ક્ષણમાં જ ખૂન્ખી તલવાર સાથે મારી સ્હામે આવી ઉભી. ક્રોધ-પૂર્ણ તેના વિશાળ નયનોમાંથી તે વખતે જાણે અગ્નિ-કણો વર્ષી રહ્યા હોય તેમ મને જણાયુ. હું તો સ્વસ્થ ચિત્તે ઉભી ઉભી હવે શુ કરવું એ વિચારી રહી હતી. જ્યારે બીજી તરફ તલવાર સાથે પેલી સ્ત્રી મારી સામે ઉપસ્થિત થઈ મને કાંઈ કહે તે પહેલાં જ ગુફાના દ્વાર પરથી કાનના પડદાને તોડી નાખે તેવી ભયાનક-ઘોર ગર્જના સાથે એકજ તલપે શાર્દુલસિંહ મારી બાજુમાં આવી ઉભા. એમને જોતાંની સાથે જ પેલી પિશાચિની સ્ત્રી સહિત એકએક તેના નરાધમ સાથીદારો ગુફામાંથી છૂ થઇને નાસી ગયા. ગુફામાં રહ્યાં હતા હું, શાર્દુ-લસિંહ અને પેલાં બે અભાગી સ્ત્રી-પુરુષ. અપૂર્ણ.

## —: વિલપન :— ★

[ લે. વેદાન્તતીર્થ, કાવ્યતીર્થ......
કુમારી નિર્મલાદેવી વિદુષી ]

કરુણાસાગર મારા નાથ !

હાય, આ કેવો તોફાની મહાસાગર! ભુદ્બુદો શોક સંતાપના; આવર્તો ભયના દુઃખની તરંગમાળાથી, જોઈ ને શમે! શમે નહિ એક તરંગ, ત્યાં તો ઉછળવે દશ. દશ શમે નહિ ત્યાં સેંકડો તરંગમાળાથી ઉછળવે છે અને ભરે છે. અનંત વેદના ! અનંત વ્યાકુળતા ! કોશીશ કરું મહાદુસ્તર સાગરને તરવાની તેમ તેમ ડૂબતી જાઉં છું! કોણ ઉગારે ! અરે ! કોણ ઉગારે !

तेषामहं समुद्धर्ता
मृत्यु संसारसागरात्

---

પતિતપાવન પ્રભો !

આ જીવાત્માએ અનંત જન્મોમાં અનન્તી વાર અનન્ત પ્રકારનાં અનુભવ્યાં દુઃખો અનુભવાય છે, હજુ પણ! તો પણ ક્યાં છૂટે છે. આ સંસારનો મોહ! સંસારની લાલસાઓ લપાઈ છુપાઈને આવી જાય છે!

પ્રભો ! તેં ગીતામાં ઉપદેશ્યું કે:—

"जन्ममृत्यु जराव्याधि दुःखदोषानु दर्शनम् ।

પણ પ્રભો !

આ તોફાની ઝંઝાવાતમાં મુજ ગરીબડીનું શું જ શું!

" त्राहि मां त्राहि माम् "

—o—

શાસક પરમાત્મન્ !

તારી મહામૂલી બક્ષીસ દુઃખ જ છે! તારા કૃપાપાત્રને કરાવે છે કષ્ટોથી સંસારના સાચા સ્વરૂપનું ભાન!

દુઃખરાશિઓ ભોગવતા છતાં પશુસમ દશા છે. એથી દુઃખ આપે જ નહિ તો ન જાણે આ મોહ મદિરાથી કેવી ઉન્મત્તતા આવી જાય!

ભૌતિક પ્રપંચના કડવા અનુભવો છતાંય ક્યાં જાગે છે સંસારમાં વિરક્તિ! અને ક્યાં તારામાં અનુરક્તિ જાગે છે!

विपदः सन्तु नः शश्वत्
तत्र तत्र जगद्गुरो !
भवतो दर्शनं यत्स्या-
दपुनर्भवदर्शनम्

---

અગમ નિગમથી પણ અગમ આત્મન્!

શા શા પુરુષાર્થો કરું તને પામવા! પ્રયત્નો સઘળા ક્યાં પણ નિરાશા નિરાશા જ!

તું પ્રેમવિહોણા જપ તપ તીર્થથી નથી જ મળતો નથી જ મળતો. ધન્ય છે! શબરીઓને કે મીરાંને! ધન્ય છે મુનિજનોને કે ગોપાંગનાઓને! તારા અમૃતમય પ્રેમનું દાન કર!

પ્રભો ! પ્રભો ! મારા પ્રિયતમ !

વેદ ભૂલું, વેદાન્ત ભૂલું, ભૂલું સઘળી ચતુરાઈ અને ભૂલું શાણપણ, કિન્તુ એક ન ભૂલું તારું નામ ન ભૂલું તારી શામળી સૂરત!

---

હું મારો કોણ ?

મારા કર્ણધાર !
મારા નાથ !
મારા રક્ષક !
મારા તારક ! મારા ઉચ્છ્વાસ !
મારા શ્વાસ !
મારા પ્રાણ ! મારા આત્મા !
મારી ગતિ ! મારું સર્વસ્વ !
સર્વસ્વના સ્વામિન્!
શું અર્પું !

રિક્ત બે કરો; મસ્તક અને મન–પ્રાણ!
તારા ચરણોમાં અર્પિત છે મારા પ્રભો!

" त्वमेव सर्वं मम देव देव "

( —o— )

સત્ય સનાતન પરમાત્મન્ !

અંતરના આધાર !
નયનોના પ્રકાશ ! હૃદયના હીરા !
અંતરના પ્રકાશ ! જીવનચંદ્ર !
જીવનના પ્રભાત ! જીવન–નાવિક–હૃદયનિધિ !
હૃદયના કુસુમ !
હૃદય વિશ્રામ !

વિશ્રામ કરું છું અનન્ત શાન્તિ સાથે તારી આનંદમય ગોદમાં !–વહેતી મૂકું છું નૌકાને તારે આલંબને !

કર્ણધાર !
તાર યા ડૂબાવ !
મારા નાયક ! મારા સુમન !

गतिरिह न भवतः
काचिदन्या ममास्ति ! -

---

# "શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય"

લેખક:—શ્રી ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી. "કાસાર"

[ ગતાંક પૃષ્ઠ ૪૦૬ થી ચાલુ ]

શું : દેખાય નહિ એવો ! આ વગર બોલ્યે માર મારે છે? મને દુઃખી કરે છે? તને સમજ નથી કે હું તારા આધારે જ જીવું છું? તારી રહેમ સિવાય હું ફના થઈ જઈશ તેની તને શું ખબર નથી? હવે દયા કર! દયા કર! નઝર કર ! ઓ પ્યારા પ્રભુ! ઘડી-ઘડીમાં તો મારૂં દિલ ધડકતું! ધડકતું ફડ ફડ ફડ ફાટી જશે— તારા વિયોગે મારૂં હૈયું ચીરાઈ જશે, માટે આવ! આવ! આવ! ઓ વ્હાલા પ્રભુ! આવ! આવ!!

સનમ! આ એ કદરદાની !!
જશે જો આશકો જાણી !!
ન કરશે કોઈ દીલજાની !!
રહને કહેશે—નફ્ફટ ફટ ફટ !!

(દિ. સા. પુ. ૧ પૃ. ૪૧૬)

ઓ વ્હાલી સનમ! ઓ પ્યારા પ્રભુ! તું તારા ભક્ત તરફ બે દરકાર રહી, તેના પ્રેમની કદર નહિ કરે, તો તે તારી બેકદરદાનીને તારા બીજા ભક્તો પણ સમજી જશે, જાણી જશે તો તારી ભક્તિ—તારા તરફ કોઈ પ્રેમ નહિ કરે, અને તને સહુએ, નફ્ફટ—નાલાયક કહીને તારી નિંદા કરશે,

હતું તે સહુ કર્યું હાજર !!
દિલે ખુલ્લો ફરે સાગર !!
અગર શું આ ખૂંચે!! ચાદર !!
ચીરી દઉં તેય ચડ ચડ ચડ !!

(દિ. સા પુ. ૧ પૃ: ૪૧૬)

આ દુનિયાની સુખ, વૈભવ, ભોગ, વિલાસ એ બધું મેં છોડી તારા માટે, તારી ભક્તિ આરંભી છે. ને હવે તો ફકીર જેવો બાવો બની માન—આબરૂ દૂર કરી સાગર ફરે છે. તો પણ તું મારા ઉપર દયા કરી, મારી પાસે આવતો કેમ નથી? આ એક ચાદર મેં હજુ પહેરી રાખી છે,—લંગોટી વાળી ખાખી બાવા જેવો નથી થયો તે શું તને ખૂંચે છે??? તો હવે લે!! લે!!! લો!!! આ લંગોટી વાળી કફની પહેરૂં છું. આ ચાદર—ધોતીને ચડ! ચડ!!! ચીરી નાખું છું તો હવે તો આવ!! આવ!!! ઓ વ્હાલા પ્રભુ!! આવ!! છેટેથી જોઈ મારી મજાક ન કરીશ; આવ! આવ!! આવ! ને જલદી મને ભેટી પડ! મને તારા પ્રેમનું સ્વરૂપ બનાવેલ છે, તો હવે જૂદાઈ વેઠાતી નથી.

આ કેવી પરમપ્રેમ દર્શાવતી પ્રેમભક્તિ! અનંત આતુરતા!! પ્રેમવિરહ કેવો ઝરી રહ્યો છે! ૐ પ્રભુજી પ્રેમભક્તિ તે આનું નામ.

પ્રેમભક્તિથી પ્રભુને ભજનારાં દિલ, પવિત્ર પ્રેમના રસ્તે ચાલતાં, પરિબ્રહ્મ પરમાત્મામાં નિજાનંદ ભોગવે છે. તે સમજાવતા પ્રેમની સફળતા શ્રી સાગર મહારાજ આપણને સંભળાવે છે કે:—

પ્રેમ સુફલ છે તે જીવનો
હાં!! જે જન પ્રેમસ્વરૂપ બન્યો! "પ્રેમ સુફલછે"

(દિ. સા. પુ. ૧ પૃ ૪૩૨

મોહ, માયા, ને હાડચામ પર લગની લગાડી નાચનારા પ્રેમના હથીઆરને અવળે રસ્તે વાપરી દુઃખી થાય છે શ્રી સાગર મહારાજ બુલંદ અવાજે પડઘમ વગાડી પ્રેમની સફળતા સમજાવે છે કે:—

પ્રેમ તો સફળ ત્યારે કહેવાય છે કે, પ્રેમ કરનાર, તે તો ફક્ત પ્રિયતમા અગર પ્રીતમના સ્વરૂપને જ જુવે. ને તે પોતાના પ્રેમનું પાત્ર, તે પ્રિયતમને જોતાં જ પોતાના દેહાધ્યાસને વિસરી જઈ, તે પ્રિયતમના સ્વરૂપ માં જ તન્મય બની જાય. તે પોતાના શરીરના સુખ-દુઃખની દરકાર રાખતો નથી. તે તો પોતાના પ્રેમપાત્ર શ્રી પરમાત્માની પ્રેમમય પવિત્ર જ્યોતિમાં સમાઈ જાય છે. ને અદ્વૈતભાવ નષ્ટ થતાં, પોતે પ્રેમસ્વરૂપ જ બની જાય છે. પરમ પવિત્ર શ્રી મીરાંબાઈ કહે છે કે—

"કૃષ્ણ!! કૃષ્ણ!! કરતી, મેહી કૃષ્ણ બન ગઈ"

અહા!! હા!!! પ્રેમનું શાસ્ત્ર—અરે શસ્ત્ર કેવું સુન્દર છે કે જે દેહાધ્યાસ—"હું" પણ વિસરાવીને, નેતિ!! નેતિ!!—તૂંહિ!! તૂંહિ!!ની ધૂન જગાડી, અંતે પરિબ્રહ્મ પરમાત્માના પ્રેમસાગરસ્વરૂપે બનાવી, એ અગાધ જ્યોતિમાં મિલાવી દે છે. આનું નામ જ "મોક્ષ" ખરા પ્રેમીની અવસ્થા સમજાવતાં કહે છે કે

સંશય શોક વિલાઈ ગયો હાં!
ભક્તિ પ્રજ્ઞાન અભેદ લહ્યો!! પ્રેમ સુફલ છે

(દિ. સા પુ ૨ પૃ, ૪૩૨)

જેને ખરેખરી પરમાત્માની લગની લાગે છે તેને કોઈ પણ જાતનો સંશય, શંકા, શોક, કે દુઃખ દુઃખી કરી શકતાં જ નથી. તે બધું તો આપોઆપ જ ખરી પડે છે. તેને તો જ્ઞાનમય પ્રેમભક્તિ પ્રાપ્ત થતાં અભેદાનંદ અનુભવાય છે.

અને આવું જ ભક્તશિરોમણિ શ્રી નારદજી પણ —ખરેખરી ભક્તિ સમજનારને માટે કહે છે કે:—

ભક્તિનુ જ્ઞાન થતાં તે, મત્ત-ઉન્મત્ત, થાય છે, આશ્ચર્યે સ્તબ્ધતા પામે, ને આત્મારામ થાય છે.

(નારદ—ભક્તિસૂત્ર દિ સા.પુ. ૧ પૃ.૪૮૧) અપૂર્ણ.

# અંતરની આગ ★

લે. શ્રી 'શાન્યમ્'

જંગલમાં આગ લાગે, તે આસપાસની સૃષ્ટિને ભસ્મીભૂત કરવા સમર્થ હોય છે; છતાં કોઈ પ્રયત્નથી એને બુઝાવવી શક્ય બને છે. સમયાન્તરે વિરોધી હવામાન ઉત્પન્ન થતાં પણ ક્વચિત્ એ બુઝાઈ જાય છે. આમ આ દાવાનલને શમાવવાના પ્રયોગો સફલ થાય છે '

પરન્તુ સમુદ્રમાં રહેલો વડવાનલ આખાયે સમુદ્રની સૃષ્ટિને ભસ્મીભૂત કરે, પ્રલય પ્રવર્તાવે તો પણ એને પાણી બુઝાવી શકતું નથી, કોઈ માનવશક્તિ ત્યાં કામ આવતી નથી, કોઈ વિરોધી હવામાન એને શમાવવામાં સફલ થતું નથી, એવો એ વડવાનલ મહા ભયંકર હોય છે.

જંગલની આગને આપણે દાવાનલ કહીએ અને સમુદ્રમાં ઉત્પન્ન થયેલી આગને વડવાનલ તરીકે ઓળખીએ.

માનવહૃદય પણ એક વિશાલ સમુદ્ર છે એના હૃદયમાં એક આગ સર્વદા સળગતી રહે છે, એનું શમન કદાપિ શક્ય નથી.

**એ આગને બુઝાવવા કોઈ ઉપચારો કામ લાગતા નથી, એને બુઝાવનારાઓ સ્વયં બુઝાઈ જાય છે પણ એ આગનું શમન થયું સાંભળ્યું કે જોયું નથી.**

એની આગ તૃષ્ણાની હોય છે, એ ભૌતિક તૃષ્ણામાં જેમ જેમ આહુતિ પડતી જાય છે તેમ તેમ એનો ભડકો વિશેષ પ્રજ્વલિત બનતો જાય છે. એને બુઝાવનારાને-પ્રયત્ન કરનારાને પણ એ ભસ્મીભૂત બનાવી દે છે છતાં એ આગ બુઝાવી શક્ય નથી, કારણ કે એ હૃદયની આગ છે, એને હૃદય જ બુઝાવી શકે, શરીર નહિં.

વર્તમાન મહાયુદ્ધોના તળીયાંઓ તપાસો, કોમી કુલ્લડોના ધબકારાઓ સાંભળો અને એવી જ અન્ય અશાન્તિની પાછળ દૃષ્ટિપાત કરશો તો એમાં ભૌતિક તૃષ્ણાની આગ વિના બીજું કાંઈ જ હોતું નથી. એ આગ બુઝાવવા ઇચ્છનારાઓ પણ એનાથી પર હોતા નથી; એટલે એ આગ જાહેર રીતે બુઝાયેલી લાગે તો પણ એ બુઝાયેલી હોતી નથી, ભયંકર રીતે એ ધુંધવાઈને જ્યારે ફરીવાર પ્રજ્વલિત બને છે ત્યારે અનેકગણા બળથી એ પોતાનું પ્રલયતાંડવ શરૂ કરે છે.

માનવહૃદયમાં કંઈક મેળવવાની તમન્ના કાયમને માટે ઘર કરી રહેલી હોય છે. એ 'કંઈક' હોય છે જૂદું અને માનવપ્રાણી એને જૂદા સ્વરૂપે જુએ છે. વાસ્તવિક-આધ્યાત્મિક સુખને બદલે એ શારીરિક-ભૌતિક સુખની પાછળ ફાંફા મારતો રહે છે એ 'કંઈક'નું સાચું સ્વરૂપ તો જગતનો ઉદ્ધાર કરવા શક્તિમાન હોય છે; પરંતુ માનવીએ નિહાળેલું એ 'કંઈક'-ભૌતિક સુખ મહાન ભયંકર હુતાશનરૂપ બની પોતાને અને જગતને સળગાવી મૂકે છે.

આધુનિક સમાજના સૂત્રધારોની માન્યતા છે કે એવી આગો ઓલવવા માટે વર્ણ-ધર્મ આડે આવે છે અને એ વર્ણ-ધર્મનો ત્યાગ કર્યા બાદ આવી આગો કાં તો ઉત્પન્ન જ થશે નહિં અને કાં તો સહજમાં બુઝાઇ જશે.

આ અખતરો કરવા જેવો નથી, કેમકે પહેલાં જે જે દેશોમાં આવો અખતરો થઈ ચૂક્યો છે તે તે દેશોની આગ બુઝાવા પામી છે કે કેમ? તેને વિચારકોએ સૂક્ષ્મ દૃષ્ટિએ જોવું ઘટે છે.

**વર્ણ અને ધર્મ એ એવી શાશ્વત અને નિત્ય વસ્તુ છે કે તેનો કદાપિ નાશ થવાનો જ નથી, કોઈને કોઈ સ્વરૂપમાં એ રહેવાના જ છે.**

દાખલા તરીકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર વર્ણોનો નાશ કરો, નાશ થયા બાદ ધનવાન-નિર્ધન, રોગી-નીરોગી, સુખી-દુઃખી, કોંગ્રેસી, સમાજવાદી, સામ્યવાદી, ઉદ્દામવાદી આદિ જુદા જુદા વિભાગો પણ વર્ણ-ધર્મ જેવું જ રૂપ પકડશે, એનો નાશ કરવા જતાં એવા જ બીજા વર્ણ-ધર્મો તો ઉત્પન્ન થવાના જ છે એટલે આવી આગો ઉત્પન્ન થવામાં વર્ણ-ધર્મ આડખીલી રૂપ છે એવી એ લોકોની દલીલ નકામી ઠરે છે.

**જરા ઊંડા ઊતરીશું**

આપણે આવા ઘર્ષણો કેમ થવા પામે છે એનો વિચાર કરવા માટે જરા ઊંડા ઊતરીએ—

મનુષ્યમાત્ર 'કાંઈક' સુખની ચાહના કર્યા કરે છે. વર્તમાન યુગમાં આત્મિક સુખની ચાહનાને વેગળી મૂકીને શારીરિક-ભૌતિક સુખની ચાહના બલવતી બની છે. એ ભૌતિક સુખમાં સત્તા, ધન અને

એવી અનેક ભૌતિક સમ્પત્તિઓનો સમાવેશ થાય છે જ્યાંસુધી આવી સમ્પત્તિઓ મેળવવાની લાલસા હૃદયમાંથી ઓછી કરવામાં નહિં આવે, ત્યાંસુધી આવી આગો ઓલવવી મુશ્કેલ છે.

આવી ભૌતિક સમ્પત્તિઓનો સદંતર ત્યાગ કરવાની સલાહ આ નમ્ર લેખિની નથી આપતી; પરન્તુ યથાસમયે ન્યાયયુક્ત અને ભાગ્યવશાત્ જે કાંઈ મળે તેથી વિશેષ મેળવવા માટે ભૌતિક જડવાદનો ઉપયોગ નહિં કરવો જોઈએ. આમ કરવાથી જ આવી આગો ભભૂકી ઊઠે છે અને એને બુઝાવવામાં બધા પક્ષોને ઘણું જ સોસવું પડે છે.

આવી આગો ઉત્પન્ન થયે જે શક્તિ એને બુઝાવવાની હોય છે તે શક્તિનો વિચાર કરવો જરૂરી છે આગ ઉત્પન્ન થયા બાદ ફરીથી એકતા, સહૃદયતા, કાયમની નેકદિલી અને સત્તાનો ડર વિગેરે અનેક સાત્ત્વિક અને રાજસી શક્તિઓને કામમાં લાવવી પડે છે ત્યારે જ તામસી શક્તિઓદ્વારા ઉત્પન્ન થયેલી એ આગ કાંઈક શાન્ત થાય છે.

જ્યારે આમ જ બને છે ત્યારે આગ ઉત્પન્ન થયા પહેલા એ શક્તિઓનો ઉપયોગ કેમ ન કરવો ? જેથી આગમાં ભસ્મીભૂત થનારાઓ અને પ્રકારાન્તરે સહન કરનારાઓ તો એમાંથી બચી શકે ?

એક જ ઉપાય

પ્રત્યેક આગ અભિમાન—અહંકાર-મમતાના મિશ્રણથી ઉત્પન્ન થાય છે માટે એ અહંકારનો જ નાશ થવો જરૂરી છે.

અહંકાર ઘણા પ્રકારનો હોઈ શકે:—

૧ જાતીય અહંકાર —જેમકે-બ્રાહ્મણત્ત્વ, ક્ષત્રિયત્વ, શુદ્રત્વ, હિંદુત્વ અને મુસ્લીમત્વ.

૨ વિભાગીય અહંકાર —જેમકે મકાન માલિકો, ભાડુઆતો, ધનવાનો ગરીબો, રાજા-પ્રજા અને જુદાજુદા દેશના નિવાસીઓ વગેરે.

એકપક્ષી અહંકાર.—કન્યાપક્ષ-વરપક્ષ, અને તેવા જ પ્રકારના સબંધી પક્ષો, રંગભેદો અને જુદા જુદા ધાર્મિક મતાન્તરો.

આમ આ બધા અહંકારો જે જે તત્ત્વથી ઉત્પન્ન થાય છે તે તે અહંકારો પ્રતિપક્ષી તત્ત્વનો નાશ માગે છે, અમુક પ્રમાણમાં જરૂર નાશ થાય પણ છે જ જ્યાં તેનો સમ્પૂર્ણ નાશ થવાનો નથી અને કોઈ કરી પણ શકવાનું નથી.

દાખલા તરીકે— હિન્દુત્ત્વથી શરૂ થતું અભિમાન કદાપિ તેના વિરોધી મનાતા તત્ત્વનો સંપૂર્ણ નાશ કરી શકવાનું નથી તેવી જ રીતે કોઈ એક તત્ત્વ બીજા તત્ત્વનો નાશ કરી શકવાનું નથી એના માટે તે તત્ત્વદ્વારા થયેલા અભિમાનનો નાશ કરવો જરૂરી છે.

જ્યારે જ્યારે આવા અભિમાનનો ઉદ્ભવ થાય ત્યારે મનુષ્યે સ્વબુદ્ધિથી વિચાર કરીને સામા પક્ષના તત્ત્વરૂપ બની જવું જોઇએ અને પોતામાં ઉદ્ભવેલા અભિમાનને બળાત્કારે દૂર કરવું જોઇએ, આવું અભિમાન જ ભયંકર આગ રૂપે બની જઈને દેશ, સમાજ અને ધર્મનું અહિત કરે છે

દેશથી સમાજથી કે ધર્મથી ઉત્પન્ન થતા ઝગડાઓ-દાવાનલોથી જો બચવું હોય. બચવાનો માર્ગ મેળવવો હોય તો માત્ર વ્યક્તિગત રીતે સ્વકીય તત્ત્વાભિમાનથી દૂર રહેવું જોઇએ અને બધાનું મૂલ ઈશ્વર છે એમ માની આવેશો આવતા અટકાવવા જોઇએ.

સમગ્ર જીવો ઈશ્વરની રચના છે એ વસ્તુને કદાપિ ભૂલવી ન જોઇએ.

દેહના સુખને આત્મસુખના કરતાં મોટું સ્વરૂપ આપવું ન જોઇએ.

સત્તા, સમ્પત્તિ અને ભૌતિક ઉન્નતિ જેવી સામાન્ય વસ્તુઓને મેળવવાની લાલસામાં નિર્દોષ જીવોનો ભોગ લેતાં અટકવું જોઇએ. પ્રત્યેક વસ્તુને કે પ્રત્યેક જીવને દુઃખ પહોંચાડતાં પહેલાં તેના પ્રત્યે આત્મભાવ કેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ

કોઈનું પણ મન, વચન અને શરીરથી બુરૂ ચાહવું જ ન જોઇએ, આમ કરવાથી તમારૂં બુરૂ કોઇ ચાહવાનું જ નથી એટલે ભયંકરમાં ભયંકર દાવાનળ પણ તમને સ્પર્શ કરી શકશે નહિ

ઉપર દર્શાવેલા તત્ત્વોનો નાશ નહિ પરન્તુ તત્ત્વોથી થતા અભિમાનનો સદંતર નાશ કરવો જોઇએ.

આ લેખના લેખકની નમ્ર માન્યતા અનુસાર વિચાર કરવામાં આવશે તો અવશ્ય ભયંકરમાં ભયંકર કલહ—દાવાનલ ઉત્પન્ન થતો અટકી જશે.

સંપૂર્ણ



# પુનિત ગાથા

## ફક્ત પચાસ હજાર ! ★ અનુવાદક—અવગુણઉદધિ 'પુનિતપાદરેણુ'

વિશ્વવિખ્યાત કુંભનો મેળો ભરાયો હતો. કલકલ નિનાદિની ગંગાજીનો સુમધુર નાદ "હર હર"ના તુમલ ધ્વનિમાં પરિણત થઈ રહ્યો હતો. હરદ્વારની કૃશ, ક્ષીણ-કાયા વીથિકાઓમાં ચંદનધારી સાધુ-સમુદાય અને ધર્મપ્રેમી નરનારીની પ્રચંડ મેદની ચારેકોર દૃષ્ટિગોચર થઈ રહી હતી. કોઈની વાત સાંભળવી એ અશક્ય નહિ તો દુઃસાધ્ય તો જરૂર હતું ગંગાજીની માફક ઇષ્ટ ઈંડિયા રેલ્વેની આગગાડીઓ પણ યાત્રિકોને લાવવા લઈ જવામાં વ્યસ્ત હતી. કનખલથી માંડી ભીમગોડા એક માઈલના પ્રદેશને બાદ કરતાં શાંતિનું નામનિશાન દેખાતું નહોતું. અલબત્ત તેનાથી દૂર-સુદૂર કાળી કાળી શૈલશિલાઓથી આચ્છાદિત ભગવતી જાહ્નવીના શાંત તટપર લક્ષ્મણઝુલાની નજીક કેટલાક "હરિઓમ્" નો જપ કરનાર સાધુઓની પર્ણકુટીઓમાં ધર્મપ્રેમી મનુષ્યોના સંતપ્ત અને શ્રમિત હૃદયને શાંતિ મળી શકતી હતી

મોટા મોટા લક્ષ્મીના લાડીલાઓ સ્વામી શ્રી જ્ઞાનાનંદની પાસે આવતા. સ્વામીજીના પિયૂષવર્ષી વચનોનું શ્રવણ કરતા એ ત્યાંથી પ્રસ્થાન કરતા. એક બાજુ ગંગાસ્નાનનું માહાત્મ્ય અને બીજી બાજુ કુંભનો મેળો· એવડો લાભ લેવાનું કોણ ચૂકે! કુંભનો મેળો સમાપ્તિની સીમા સુધી પહોંચતો હતો મહારાણી ગંગા સગરપુત્રોની જેમ, આ નિષ્કપટ જીવોને મુક્ત કરી ચૂકી હતી. "निराकारमुपास्महे" નુ સાક્ષાત્ પ્રતિફળ આ વખતે તેમણે પ્રદાન કર્યું હતું.

સ્વામી જ્ઞાનાનંદની કુટિરમાં તેમનાં કલ્યાણકારી દર્શનની પ્રબળ ઇચ્છાથી, કલકત્તાના સુપ્રસિદ્ધ શેઠ ધર્મદાસ આવીને બેઠા હતા. સામાન્ય વાતચીત થઈ રહી હતી.

સ્વામીએ પૂછ્યું, 'વત્સ ! કુશળ છો ને ?'

'આપની દયા છે, સ્વામીજી !'

'આજકાલ તો તેજીનો જમાનો છે. કેટલા રૂપીયા કમાયા ?' સ્વામીજીએ હસતાં હસતાં પૂછ્યું.

'ફક્ત પચાસ હજાર ' શેઠે ગંભીર ભાવે પ્રત્યુત્તર વાળ્યો.

'ફક્ત પચાસ હજાર ?' સ્વામીજીએ પૂછ્યું, 'તારી પાસે વિપુલ પ્રમાણમાં ધન છે, ઐશ્વર્ય છે, વળી તું હિંદુસ્તાનના સર્વપ્રથમ શહેર કલકત્તાનો સુપ્રસિદ્ધ શેઠ છે અને માત્ર પચાસ હજાર! પવિત્ર ગંગાજીના કિનારે અને સાધુની સમક્ષ તદ્દન સમજી શકાય એવી સાધારણ વાતમાં જુઠું બોલે છે ?'

વળી બેત્રણ મિનિટ પછી સ્વામીજી બોલ્યા, 'તને કદાચ એમ લાગતું હોય કે હું તારી પાસે પૈસાની માગણી કરીશ પરંતુ મારે તારી પાસેથી એક રાતી પાઈ પણ લેવી નથી તું સાચું બોલે એટલું જ માત્ર હું ઇચ્છું છું.'

'રહેજ પણ જુઠું નથી ભગવન્! હું માત્ર પચાસ હજાર જ કમાયો છું, એથી વધારે એક પાઈ પણ કમાયો નથી.' ધર્મદાસ શેઠે ગંભીર સ્વરે પોતાના પૂર્વવાક્યનું પુનરુચ્ચારણ કર્યું.

'મને ઘણા વખતથી એમ લાગતું હતું કે પૈસાદારો સાચું બોલતા નથી અને આજે તું એની સાબીતી આપી રહ્યો છે. ચલ ! જા ! અહીંથી ચાલ્યો જા· હું તારા જેવા અસત્યવાદી સાથે વાત કરવા પણ તૈયાર નથી' સ્વામીજીએ રહેજ ક્રોધે ભરાઈને કહ્યું

શેઠજીએ વિનમ્રભાવે કહ્યું,—મહારાજજી! જો તમને મારા શબ્દો પર વિશ્વાસ ન આવતો હોય તો હું તમને મારા સત્યપણાની ખાતરી કરવા માટે વિનંતિ કરું છું. આપને જરૂર ખાતરી થશે કે હું સાચું જ બોલું છું'

સ્વામીજી ઉપરના શબ્દો સાંભળીને એકદમ ઉભા થઈ ગયા. કમંડળ અને વ્યાઘ્રચર્મ હાથમાં લઈને અગ્નિ ઝરતી વાણીમાં બોલ્યા, 'જો એમ જ હોય તો ચાલ હું તારી સાથે આજે અને અત્યારે જ કલકત્તા આવી તારી પરીક્ષા કરવા ઇચ્છું છું.'

'જેવી આપની આજ્ઞા મહારાજ!' શેઠજી તદ્દન શાંત ચિત્તે જવાબ આપી રહ્યા હતા.

સ્વામીજી અને શેઠ બન્ને ઉપડ્યા. એક પછી એક સ્ટેશનો પસાર થવા લાગ્યાં આખરે ધારેલું સ્થાન આવ્યું. શેઠે અગાઉથી કરેલી વ્યવસ્થા મુજબ શેઠના કારભારી સામે સ્ટેશન પર મોટર લઈને આવ્યા હતા. ગાડીમાંથી ઊતરતાની સાથે જ નોકરને સામાન લઈ લેવા માટે હુકમ કર્યો. બન્નેએ મોટરમાં બેસી વિદાય લીધી.

શેઠના સુશોભિત બાગવાળા બંગલાના પ્રવેશદ્વારે એક પોપટનું પાંજરું મૂકવામાં આવ્યું હતું અને પોપટને શિક્ષણ આપ્યા મુજબ તે 'રામ નામ'ના શબ્દોચ્ચારથી આવનારજનારનું સ્વાગત કરતો હતો.

કલકત્તામાં શેઠની વિશાળ પેઢીમાં લગભગ પચાસ માણસો હતા. આજે શેઠજી બહારથી કલકત્તા આવ્યા હોવાથી હરેક માણસ પોતપોતાના કાર્યમાં તલ્લીન થઈ ગયા હતા.

શેઠજીએ વિનમ્રભાવે કહ્યું. મહારાજ! આપને લાંબી મુસાફરીના કારણે પરિશ્રમ પડ્યો હશે, માટે આપ પહેલાં સ્નાનપૂજન ઇત્યાદિ નિત્યકર્મથી પરવારી ભોજનાદિથી નિવૃત્ત થઈ આરામ કરો, ત્યારબાદ યથા સમયે હું આપને જગાડીશ.'

પરંતુ સાધુનું હૃદય તો ક્રોધના અગ્નિથી પ્રજ્વલિત થયેલું હતું. તેમણે કહ્યું, મૂર્ખ, મારૂ અપમાન કરવા ચાલે છે! હું જૂઠ બોલનારને ત્યાં અન્નજલ ગ્રહણ કરતો નથી. પહેલાં તારો હિસાબકિતાબ બતાવ; પછી બધી વાત.

વિવશ બનેલા શેઠે પોતાના મુખ્ય મુનીમને હુકમ કર્યો, 'મુનિમજી! સ્વામીજી માટે સ્નાનાદિનો પ્રબંધ કરવા માટે સૂચન આપો અને સ્વામીજી આપણો હિસાબ કિતાબ જોવા ઇચ્છે છે માટે ખાતાવહી લઈ આવો'

મુનિમે શેઠના કહેવા પ્રમાણે કર્યું.

શેઠજીએ કેટલાંક પાના આમતેમ ઉથલાવીને કહ્યું. 'મહારાજ! અપરાધ ક્ષમા કરશો. આ રહી મારી રોકડ રકમ જુઓ મેં પુણ્યકાર્યમાં અત્યારસુધી માત્ર પચાસ હજાર ખર્ચ્યાં છે. માટે મારો અધિકાર માત્ર આ રકમ પર જ છે.'

ભડભડતા અગ્નિમાં જેમ જળવર્ષા થાય તેમ સ્વામીજીનો ક્રોધ અદૃશ્ય થઈ ગયો. તેમના જ્ઞાનચક્ષુ ખૂલી ઊઠ્યા, 'ખરેખર, ધર્મદાસ' તમે સાચા અર્થમાં "ધર્મદાસ" છો. જીવનોની મજલ દરમિયાન કેટલા મગલા મનાવ્યા, કેટલો વૈભવ વધાર્યો, તેના પરથી માણસના માનવતાનું માપ નીકળતું નથી. પરંતુ તેણે સત્કાર્યમાં કેટલા પૈસા વાપર્યા તેના પરથી જ માનવની ગોઠવેલી માનવતાનું મૂલ્યાંકન થઈ શકે છે. ધન્ય છે તને!'

સંપૂર્ણ

## અમૂલ્ય તત્ત્વવિચાર



—લાલજી હાલાભાઈ પરમાર

(હરિગીત)

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તો યે અરે ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતા સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહોરાત્રિ રહો? ૧

લક્ષ્મી અને અધિકાર વધતા, શું વધ્યું? તે તો કહો,
કુટુંબ કે પરિવારની વૃદ્ધિ, એ વૃદ્ધિ નય ગ્રહો;
એવો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો,
વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો? ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નીકળે,
પર વસ્તુમાં નહિ મુંઝવો, એની દયા દિલને રહો,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહિ ૩

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણાં છે? રાખું કે એ પરહરૂં.
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વો અનુભવ્યાં. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું?
નિર્દોષ ગુરુ સંતો તણું, કે તેઓ જેમ અનુભવ્યું;
ભાઈ! આત્મ તારો, મૂળ સારો, શીઘ્ર તેને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ ધારી, વચન આ હૃદયે લખો ૫



# ઋણમુક્તિ

લેખક-અ. સૌ. પ્રભાવતી બ્હેન પજવાણી

સભામાં બિલકુલ નીરવ શાન્તિ હતી, ભયંકર પ્રલયની જાણે ખાત્રીપૂર્વકની આગાહી હોય અને ક્યારે આવશે ! કઈ પળે આવશે ! એના ભણકાર વાગી રહ્યા હોય, એવો એ સમય હતો. સૌને મુખે સવા સવા મણના તાળાં હતાં, છતાંયે દરેકના અંતરનો ફફડાટ, જાણે સાત સાત પાતાળનાં પડ વિંધીને એકમેકના હૃદયને હથોડાના ઘા પાડતો હતો, અને છતાં વિધિની એ ઇચ્છા હતી કે સહુએ મુંગે મોઢે સહી લેવું

અને અચાનક એ ભીષણ શાન્તિનો ભંગ કરતી એક કારમી ચીસ સંભળાઈ. રજસ્વલા સતીનો ચોટલો ઝાલીને, કઠોર કાળના દૂતો જેવા એ દૂતો, એક કમળ પાંખડીને ખેંચતા હતા. આ કારમું દૃશ્ય નિરખવા માટે, એ ચાર અપવાદ બાદ કરતાં કોઈના નયન સ્થિર રહી શક્યા નહિ. ઘડીભર સૌની આંખો મીંચાઈ ગઈ.

ફરીને ભયાનક શાન્ત છવાણી અને થોડી વારમાં દુષ્ટનો અવાજ ગાજી ઊઠ્યો. દ્રૌપદી ! તારા પાંચે શૂર-વીર પતિઓ અમારી સાથે દ્યુત રમતા રાજપાટ સર્વ કાંઇ હારી ગયા છે, એટલું જ નહિ પરન્તુ હોડમાં તને ય હારી ગયા છે. તું યુધિષ્ઠિર જેવા ધર્મવીર રાજાની મહારાણી છે એ તારે ભૂલી જવાનું છે, તું અર્જુન જેવા મહારથીની પ્રિયપાત્રી છે, એ પણ તારે ભૂલવાનું છે, ભીમ જેવાની ગદા પણ આજે તારૂં રક્ષણ કરી શકે તેમ નથી. આજે તારે માટે કોઈ એક હરફ પણ ઉચ્ચારી શકશે નહિ, કારણ ધર્મરાજાને મુખે વચનનાં તાળાં મરાયા છે, હવે તારે એ સર્વ કાંઈ ભૂલીને અમારા મ્હેલને શોભાવવાનો છે. ચાલો જલ્દી ! ત્વરા કરો ! આપણા મ્હેલમાં પધારો !

આ કારમા કાનના પડળ વીંધીને સોંસરા ઉતરતા શબ્દો સાંભળીને સતીએ આજુબાજુ એક દૃષ્ટિ ફેંકી, એ દૃષ્ટિમાંથી જાણે અગ્નિકણ ખર્યો. એ કણમા મહાનલ પ્રગટાવવાની તાકાત સહુએ નિહાળી. બધાયના હૈયા ધડક્યા, કપ્યાં અને ઘડી પછી આ અક્ષૌહિણી સેના, હસ્તિનાપુરનો રાજવૈભવ અને આખી સૃષ્ટિનું રાખોડીમાં રૂપાંતર થઈ જાણે સહુને દેખાયું, પરંતુ વિધિના લખ્યા લેખ, એના કર્મની ગતિ, કોઇપણ દેહધારીનો અપવાદ સ્વીકારતી નથી.

સતીએ ચારે તરફ જોયું. સ્હામે જ ભવ્ય અને સુંદર દેખાતા સિંહાસનને પોતાના કાજળકાળાં કૃત્યોથી શરમાવતો દુષ્ટ દુર્યોધન બેઠો હતો, અને એની બાજુમા જ એ આજ્ઞા અમલમાં મૂકીને કાળાશ વધુ ઘેરી બનાવતો દુઃશાસન ઊભો હતો; બ્રાહ્મણત્વના મૂર્ત સ્વરૂપ સમા ગુરુ દ્રોણ નીચુ નિહાળી રહ્યા હતા, પુણ્યના પુંજ અને બ્રહ્મચર્યના તેજોરાશિ સમા, પોતાની ગૌર દાઢીથી સહાયે ઓપતા, કુલગૌરવ અને ગંભીર એવા ભીષ્મપિતામહના પુનિત મુખ ઉપર પણ શરમની શ્યામતા છવાયેલી દીઠી સત્તાની શેહમાં દબાઇ ગયેલા રાજાઓ જાણે આરસના પુતળાવત્ સ્થિર હતા.

એક બાજુ ઉપર નત મસ્તકે બેઠેલા પોતાના પાંચે પતિઓ તરફ સતીએ જોયુ. ધર્માવતાર ધરતીને જોઈ રહ્યા હતા, ગાંડિવધારીની આંખો ઉપર હૈયામાં રોષ છતાં શરમનાં પડ આવી ગયાં હતાં, સહદેવ અને નિકુળ ગળે ફુપો દેવાની તૈયારી કરતા હતા; સૌથી વધુ સળગતો હતો માત્ર ભીમ, છતા, એ અગ્નિ ઉપર પણ પૂ. મોટાભાઈની આજ્ઞા ન ઓળગવાની ફરજ શીતળ જળ છાંટતી હતી, આતશ હોલવાયે જતો હતો.

ફરી દુષ્ટની આજ્ઞા સંભળાઈ,—જુઓ છો શું ! નગ્ન કરો એને ! અને પાવિત્ર્યના પુંજ સમી સતીના આ અપમાન ઉપર એના સાગરિતો ખડખડાટ હસી પડ્યા.

થયું ! સતીના હૃદયને નિરાશાના પરમ અંધકારે ઘેરી લીધુ ! નિરાશ હૈયાની પાળ તોડીને નયન વાટે હજાર હજાર ધારાઓ વહી નીકળી.

અને તુરત જ કાળા વાદળામાં વિજળી ચમકી જાય, એમ સતીના મગજમાં વિચાર ઝબક્યો ! પોતાના સુખી જીવનના સંભારણા સમી, આશાની એક જ ન અહેલી મુડી એને યાદ આવી.

( ૨ )

એક દિવસ પોતાને ત્યાં દ્વારકાધીશ, પોતાના રાજવૈભવ અને અષ્ટ પટરાણીઓ સાથે પધારેલા, પાંડવોના એ પરમ મિત્ર અને મોંઘેરા મ્હેમાનને આગ્રહ કરી કરીને સહુયે રોક્યા, એકમેકના પ્રેમરસમાં ન્હાઈ રહેલા એ પરમ મિત્રોને છૂટા પડવાનું મન જ થતું ન હતુ. એ રસામૃતની લ્હાણ લેતા બહુ દિનો વીત્યા, તે દરમ્યાન એક યાદગાર પ્રસંગ બન્યો.

એક દિવસ સોહામણો રહવારનો સમય હતો. પ્રભુની આસપાસ રાણીઓનું ટોળું જમા થયું હતુ. શ્રીકૃષ્ણ રુક્મિણીજી સાથે એકાસને બિરાજી, સ્વહસ્તે શેલડી છોલીને આરોગતા હતા અને જરાક શરતચૂકથી ચપ્પુની ધાર વાગી. પ્રભુની કરાંગુલીમાંથી લાલ ચણોઠીની શેર જેવી શોણિતની ધારા વહી નીકળી રાણીઓ સહુ હાંફળી ફાંફળી બની ગઈ સહુ કપડું શોધવા નીકળી પડી.

પરંતુ એ તો મોટાનાં ઘર! ચીર મળે પણ ચીંથરું ક્યાં! તુરત જ પાસે ઊભેલી સતી દ્રૌપદીએ પોતાના મહામૂલ્ય પરિધાનનો છેડો ફાડી પ્રભુને હાથે બાંધી દીધો. પ્રભુની વેદના ધીમી પડી. એમણે નેહ નીતરતી દૃષ્ટિએ જોયું, પોતાની અતિ પ્રસન્ન થયેલી ભક્તો ઉપરના ઊભરાતા કૃપામૃતના જલધિ જેવી સ્નિગ્ધ અને શીતલ દૃષ્ટિએ નિહાળ્યું. જગદીશ્વરના હસ્તને ચોપડે એ ધર્મભગિનીની ભક્તિ જમા થઈ ગઈ. રાણીઓ આવીને જોતા છોભીલી પડી ગઈ.

એને યે થોડો કાલ વીત્યો. નંદનવન જેવા હસ્તિનાપુરથી સ્વસ્થાનક જવા સહુ તૈયાર થયા, ધર્મરાજનો વૈભવ જાણે મૂર્ત સ્વરૂપ લઈ, મોંઘા મ્હેમાનોને વળામણા દેવા ચાલ્યો. પ્રભુના રથની પાછળ પાંચે પાંડવો સતી સાથે સ્નેહની સજીવન મૂર્તિ સમા દીપતા હતા. વિયોગનું વાતાવરણ અસહ્ય હતું, પણ જવાનું કહેનાર જગતસ્વામીની શક્તિ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગઈ હતી! વળાવા જનારના ચરણો પાછા ફરવાનો સાફ ઈન્કાર કરતા હતા છતાં, વિયોગની વસમી પળ આવી જ! મિત્રો પરસ્પર પ્રેમભરપૂર હૃદયે ભેટ્યા, અષ્ટ પટરાણીઓ અને સતી મળ્યાં, જાણે સ્વર્ગની સિદ્ધિઓ એકમેકમાં ઓતપ્રોત બનતી હતી.

ત્યારપછી ત્રૈલોક્યનો સ્વામી ધીમા ધીર-ગંભીર પગલે, પોતાની ભક્તવત્સલતાની ખાત્રી આપતા સજ્જ નયને ભગિનીની પાસે હાથ જોડી વિદાય માગવા ઊભા! બ્હેને પ્રભુના ચરણકમલમાં માથું મૂક્યું; અને પ્રભુએ અનહદ પ્રસન્નતાના અતિરેક સમયે જ જે હસ્ત ભક્તોના શીરે મૂકાય છે, એ કરકમલ બ્હેનના મસ્તકે મૂક્યું, મીઠી મધુ ઝરતી વાણી નીકળી —

ભગિનિ! આજે કંઈક માગો! તમારા પ્રેમનું ઋણ અદા કરવાની તક આપવા કૃપા કરો, મારા ભક્તોનું ઋણ હું ફેડી શકતો નથી; પરંતુ અલ્પ બદલો વાળી આત્મસંતોષની અમૂલી પળથી વંચિત ન રાખશો દેવિ! તમારી ભક્તિ મારા અંતરને ચોપડે જમા થઈ ગઈ છે. આપણા સ્નેહમિલનનું કોઈ સંભારણું માગો!

આ સ્નેહભરપૂર વચનો સાંભળી સતીના હૃદયમાં આનંદનો ઉદધિ ઊભરાઈ ગયો, વાણી રૂંધાઈ ગઈ. ધીમા ધીર સ્થિર હૈયે બ્હેને ઉચ્ચાર્યું, વીર! મારે શી કમીના છે? અને પ્રભુ! આજની આ દૃષ્ટિ તો ભવોભવના તપ કરનારાઓ પણ પામ્યા નથી જે દૃષ્ટિ જોવા માટે બ્રહ્મા અને શંકર જેવા સદા સમાધિ લગાવે છે એ દૃષ્ટિ મને મળી, હવે બીજું શું માગું? છતાં યે નાથ! કયારેક સંકટમાં યાદ કરું તો કદી ભૂલશો નહિ, એ જ અભિલાષા!

અને પ્રભુ "તથાસ્તુ" કહીને સિધાવ્યા.

સૌ ભારે હૃદયે પાછાં વળ્યાં.

આજે એ પ્રસંગ યાદ આવતાં જ દ્રૌપદીએ આર્તસ્વરે પુકાર્યું, 'પ્રભો! પ્રભો! બ્હેનની પરીક્ષાનો સમય આવ્યો છે દેવ! અનાથના નાથ! પાંડવો જેવા પરાક્રમીઓની પત્ની અને સમગ્ર પૃથ્વીની મહારાણી આજે દીન-હીન બની ગઈ છે, નારીત્વનું આજે અપમાન થાય છે, ભરી સભામાં લજ્જા જાય છે પ્રભુ! બચાવો! બચાવો! દેવ! આપે કહેલું આપને ચોપડે જમા થયેલી મારી મૂડી પાછી વાળવાનો કાળ આવી પહોંચ્યો છે. નાથ! તમારા વિના આજે આમાંથી કોણ મારું રક્ષણ કરી શકશે!

અને દ્રૌપદીના હૃદયના અગાધ ઊંડાણને ભેદી નીકળી પડેલો એ સાદ સાત સાત પાતાળને ભેદતો વૈકુંઠાધિપતિને ક્યાંયે પલમાં જઈ પહોંચ્યો. રત્નખચિત પલંગ પર પોઢેલા પ્રભુ ઝબકીને જાગ્યા. ચરણ સેવતા સાગરસુતા ગભરાયાં, પ્રભો! શું! આપને સ્વપ્ન આવ્યું!

નહિ દેવિ ! સ્વપ્ન નથી. મારી એક પરમ ભક્ત નારી, મારી પાસે મૂકેલી પોતાની થાપણ આજે માગી રહી છે. દેવિ ! એ પૂર્ણ સંકટમાં સપડાયલી સતીના ઋણમાંથી મુક્ત થવાની આજે તક આવી છે. મારી સૃષ્ટિના સૌન્દર્યના સમા એક નારીત્વનું આજે અપમાન થઇ રહ્યું છે. સ્નેહે સતીત્વના અવતાર સમી સતીની લજ્જા ચૂર્ણ-વિચૂર્ણ થવાની અણી ઉપર છે. મારે જવું જ જોઈએ !

અને એક પલમાં આ શો ચમત્કાર ?

એક બાજુ સતીના ચીર ખેંચાયે જાય છે, બીજી બાજુ અદૃશ્ય રીતે ચીર આવ્યે જ જાય છે ! સતીના દેહ-આચ્છાદનને દૂર કરવાની દુષ્ટોની તાકાત અલોપ થતી જાય છે ! અનંત બ્રહ્માંડની જેમ અનંત ચીરનો અંત દેખાતો જ નથી. દુષ્ટો થાક્યા ! ચીરનો ડુંગર રચાયો ! સહુ અવાક્ બની ગયા !

સતીએ આંખો ઊંચી કરીને જોતાં જ શંખ ચક્ર-ધારીને હસતા ઊભેલ દીઠા ! પ્રભુના મુખારવિંદ ઉપર ઋણમુક્તિનો આનંદ ઝળાંઝળાં પ્રકાશી રહેલો હતો. પોતાના રણછોડ (ઋણછોડ) નામને સાર્થક કરનારના પવિત્ર પાદપંકજમાં એ ધર્મભગિની દેવી દ્રૌપદીએ પોતાના અંતરની કોટિ કોટિ વંદના ધરી દીધી. સ્હામે જ બેઠેલા પાંચે પાંડવોએ પોતાનાં નત મસ્તકો ઊંચાં કરતા જ પોતાના સદા સહાયકને જોઇ અંતરથી નમન કર્યાં. અર્જુને પોતાના પ્રિય સખાને વિરાટ્ અને અનંત શક્તિરૂપે જોયા અને એ સર્વશક્તિમાનને ચરણે એનું હૃદય ઝૂકી પડ્યું.

બીજી બાજુ દુર્યોધન રહેવારના સૂર્યોદય પાસે ઝાંખા પડેલા ખાલી ફાનસ જેવો નિષ્ફળતા અને દુઃખની પરાકાષ્ઠા અનુભવી રહ્યો. દુઃશાસન હારેલા યોદ્ધા જેવો, શકુની હાંસીને પાત્ર બનીને જડ પુતળાવત્ થઇ રહ્યો.

એક તરફ શરમ, નિષ્ફળતા અને દુઃખનો પહાડ ખડો હતો. બીજી તરફ આનંદ ઉલ્લાસ અને દુઃખ પછીના સુખનો અનેરો આહ્‌લાદ હતો, બન્ને પલ્લાં સમાન હતા. શું વધારે અને શું ઓછું ! એ કહેવું મુશ્કેલ હતું ત્યાં સર્વેશ્વરની શક્તિ અને માનવીની પામરતાનો પ્રત્યક્ષ પુરાવો હતો. પ્રભુએ પોતાના શરણાગતવત્સલ અને દીનબન્ધુ નામને દીપાવી ભક્તને ખાતરી આપી હતી. આખરે "ધર્મનો જય અને પાપનો ક્ષય" થયો હતો.

બોલો, ભક્ત અને ભગવાનનો જય !



## ભારતમાં આવો નંદદુલારા !

(રાગ-દિલડાં કેમ ધવાયાં "વીરપસલી")

મોહન મોરલીવાલા, ભારતમાં આવો નંદદુલારા,
હિન્દમાં આજે,
ચોમેર ગાજે,
દુકાળના પડછાયા, ભારતમાં આવો નંદદુલારા, મોહન૦
અવતાર ધારી,
આશા તમારી,
બચાવા બંસીવાલા, ભારતમાં આવો નંદદુલારા, મોહન૦
તમને કહેવું શું ? હરઘડીએ,
વારંવારે પાયે પડીએ,
પન્થ અમને બતાવા, ભારતમાં આવો નંદદુલારા, મોહન૦
પૈસાવાળા, પાપના ભારા,
કરીને સંગ્રહ કરતા કાળાં,
તો યે જગતને લાગે રૂપાળા,
એવા અધર્મીઓને મિટાવા,
દાન, દયા ને દીનતા સીખાવા
કહાના કામણગારા ! ભારતમાં આવો નંદદુલારા ! મોહન૦
"મનસુખ"ના મતવાલા ભારતમાં આવો નંદદુલારા ! મોહન૦

"મનસુખ રાણા"



# માનવ હંસાને



હંસા હળવે હળવે તમે ચાલજો
આ તો વિકટ વન વિકરાળ
દુર્લભ એમાં ચાલવું—૧

હંસા પંથ લાંબા ને પંથી પાંગળાં
તેમાં પત્થરોની પાથરી જાળ
ભૂલવણી ભરપૂર છે—૨

હંસા પાપ પાખંડ કેરાં ઝાખરાં
ઝૂક્યાં પ્રપંચનાં ઝુંડ ભરપૂર
ભુંડાઈનાં મહિં ભુંડીયાં—૩

હંસા કુડ કપટ કેરાં કોતરાં
માંહે મમતાના મોટા પહાડ
ખીણો ઝેર-વેરની—૪

હંસા ઇર્ષ્યા અભિમાન અહંકારનાં
ગાઢી ઝાડી જંગલમાં ઝૂકેલ
વિખવાદ કેરા વાયરા—૫

હંસા માન-અપમાન કેરાં માંકડાં
કરતાં કૂદકારા અપરમપાર,
કિકિયારી કરતાં કારમી—૬

હંસા કુટુંબ-કલહ કેરા ડુંગરા
તેમાં ગર્વનાં ઊગેલાં ઘાસ
નાગણી નિંદા નાચતી—૭

હંસા સ્વાર્થ સરિતા વહેતી વેગમાં
મહામાયા સાગર હિલોળાય
મત્સર મગર-મોહની—૮

હંસા રણ છે મોટાં રાગદ્વેષનાં
તેમાં તપતા ત્રિવિધિના તાપ
અડવાણે પાય હાલવું—૯

હંસા હાને નાના હસ્તી ઝૂલતા
ચારે બાજુએ વીંઝતા સૂંઢ
શેરી છે બહુ સાંકડી-૧૦

હંસા ખટપટ ખાડા ને ટેકરા
તેમાં નટખટ ઊતરે પાર
અટપટીને ઓળંગતાં-૧૧

હંસા અનુભવે સંતો ઉચર્યા
આતો ખેલ ખાંડા કેરી ધાર;
એના ઉપર નાચવું-૧૨

હંસા સતગુરુ સેજે સોમિયા
તમને ખાંપે બેસાડીને પાર
ઊતારશે પ્રેમથી-૧૩

—અમથાલાલ કુબેરદાસ ગજ્જર



# કાવ્યકુંજ

—આ માસની પાદપૂર્તિ—

## પ્રભુની છે.

જગતની કર્મભૂમિમાં ખરી ખંતેથી ખેડાવ્યું,
કરી મહેનત, થઇ વૃષ્ટિ અને બી વિષનું વાવ્યું;
હવે ફુલ વેડવામાં લાગતી શું લાય ઊની છે?
નથી એ બાપની મિલ્કત બધી વાડી 'પ્રભુની છે'. ૧

જીવનદોરીથી બાંધીને જગતના વ્યોમમાં ઊડી
ઘણી દોરી વિષે ગાંઠો છતા દૂકી-નહીં પૂરી;
નકામી એક બીજાથી લડે- ઈર્ષ્યા કરે-તુટે;
બહુ જંઝાળ કરનારી પતંગો સૌ પ્રભુની છે. ૨

'મંગલ'

[illegible]રી તેજુરીમાં તેં તો ગણી સમ્પત્તિને તારી,
[illegible]રે છે પુણ્યવાનોને ન પાપી-ઘેર રહેનારી;
[illegible]પલ થઇને જ ફરનારી નઠારી ટેવ જૂની છે,
ન તારી એ રહેનારી ખરી નારો પ્રભુની છે.

બધાં ઊધાર ખાતાંથી ભરી તેં ચોપડો દીધો,
જીવન-વ્યાપારમાં જોડાઈને તેં શું નફો લીધો?
ખૂટી મૂડી શરીરની,-હાટડી તો સાવ સૂની છે,
ખરી કીધી ખુવારી ભાગદારી જ્યાં પ્રભુની છે.

શ્રી 'ગગનવિહારી.'

અહીંની ધર્મશાલામાં મુસાફર સર્વ આવે છે,
બધો સામાન પોતાનો સહુની સાથ લાવે છે,
રહે મુદ્દત સુધી સાથે છતાં અંતે જુદાઈ છે,
પડે જુદા-રહે સાથે બધી ઇચ્છા પ્રભુની છેઃ

'શ્રી મુસાફર'

જગતના આયનામાંનાં બધાં પ્રતિબિંબ તારાં છે,
તું સારો તો બધાં સારાં નઠારો તો નઠારાં છે,
બધાથી પ્રેમ કર, માયા અને કાયા ગણી જુઠી,
દયા મણુ ઈશની આખર બધે છાયા પ્રભુની છે.

ઘણું લુંટ્યું ઘણું ખાધું, ઘણાનું રક્ત પણ પીધું.
ઘણું યે મેળવ્યું તેમાં ન લેવાનું છતાં લીધું;
ગણ્યું તેં સર્વ કંઈ તારૂં, હવે મરવા પડ્યો ત્યારે
નિરર્થક શું બકે છે કે બધી માયા પ્રભુની છે?

'વિજય'

ઘણાનાં રક્ત પણ ચૂસ્યાં રહ્યો સત્તાસમય અંધો,
હતો ઈન્સાફ પણ તે તો બધો અવળો કર્યો ધંધો;
હવે આ ચાર્જ દેવાના સમયમાં શું રડે મૂર્ખો,
ખબર ન્હોતી તને આખર બધી સત્તા પ્રભુની છે?

'વિયોગી'

નીતિવિહોણા કાર્યને રોકી શકો તો રોકજો,
પણ જો ન રોકાઈ શકે તો આપ મોન બની જજો;
એને ભલે ઠોકર પડે કોમલ બની જાશો નહિ.
સમજ્યા નહિ કારણ ખરૂં? ઈચ્છા પ્રભુની છે

શ્રી. શ્યંવમ્

વેવલે વેવલાઇ કરી ને ઝીણાને જાડા કર્યા,
વચગાળાની વાતમાં સૌ વચગાળે જ ભરાઇ પડયા;
'ડોસા'એ તો હાટ વાળ્યો એ સદાયનો ધૂની છે,
એની વાતે વાતે એક જ વાત—એ ઇચ્છા પ્રભુની છે.

"શું થશે ને કેમ થશે?" આ મુંઝવણો મુંઝવે,
કેમ કરી પોષણ થશે એ પ્રશ્ન સૌને ગુંચવે;
કસાઇઓ કુશળ અને ધર્મીને ધાક શાની છે!
ઉત્તર એટલો જ કે એમાં ઇચ્છા પ્રભુની છે.

શ્રી "પુનિત"

પ્રપંચો ને દગા-ફટકે કમાયો લક્ષ્મી બહુ લોભે,
અધિકારી ન તું તેનો બધી લક્ષ્મી પ્રભુની છે.
દિસતો શાન્ત વાયુ પણ સરિતા એ તુફાની છે,
ન ડૂબે નાવડી "ભાવિક" સહાયો જ્યાં પ્રભુની છે

દલસુખરામ છગનલાલ કાપડીઆ.

મૂકે છે ભાન શ્રીમંતો, ચડી સત્તામદે ફૂલે;
અમે ઉંચા બીજા નીચા-વદે, પ્રભુને વળી ભૂલે,
નથી ઉંચું નથી નીચું, સકળ સૃષ્ટિ વિભુની છે,
અજબ કારીગરી વાળી બધી દુનિયા પ્રભુની છે.

ભૂલાવી ભાન અથડાવે, પમાડે મોહ સહુ જનને,
કરાવી મારૂં ને તારૂં. કરે અસ્થિર બહુ ગનને,
મુનિ યોગી કહે છે કે હજારી એ જંતુની છે,
'નૃસિંહ' સહુને ભમાવે તે પ્રબળ માયા પ્રભુની છે.

શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ જામનગરી.

વહે જ્યાં ભક્તિની ગંગા મદૂલી ત્યાં પ્રભુની છે.
ભજન કીર્તન થતાં નિત જ્યાં, પ્રતિમા ત્યાં પ્રભુની છે.
ભજન સાથે મળે ભોજન! દયા તો ત્યાં પ્રભુની છે;
શયન વેળા સ્મરણ એનું કૃપા તો ત્યાં પ્રભુની છે.

જરૂર જોગું મળે સાધન મહેર તો ત્યાં પ્રભુની છે;
અને સન્તોષ જ્હેમાં હોય! પ્રીતિ ત્યાં પ્રભુની છે.
મહ્યામાંથી કરાયે દાન દાનત ત્યાં પ્રભુ' છે;
ઘટે અઘ, પુણ્ય વાધે તો અનામત ત્યાં પ્રભુની છે.

કવિ—ચિત્રકાર: શ્રી "મસ્તમયુર"

અણુઅણુમાં વસે છે, સૌ અમારી વાત જાણે છે,
અમે દ્રોહી અને પાપી છતાં ઉરે ન આણે છે,
દયા ને પ્રેમનાં ઝરણાં વહાવે વિશ્વ સર્વત્રે,
અમીદૃષ્ટિ કરી પેખે—કૃપા કેવી પ્રભુની છે!

શ્રી રમણલાલ વ્યાસ

તવંગર મસ્ત મોજોમાં, ગરીબોને ગુલામી છે,
થતી આબાદી અન્યાયે, છૂપાતાં સત્ય પણ આજે;
છતાં પણ સર્વની આખર થશે શય્યા સ્મશાનોની,
નથી ત્યાં વર્ણના ભેદો, બલિહારી પ્રભુની છે

શ્રી ધીરૂભાઇ વિ પુરોહિત

વિજયધ્વજ-પટ ફરકતા જ્યાં કરે કકળાટ કાગો ત્યાં,
અને વેરાન ધરતીમાં ઉઠે મહેફીલ રાગો હા!
ભરી ભરપૂર કુટુંબીથી હવેલી હાય સૂની છે,
ઘડી તડકો ઘડી છાંયો અજબ ઘટના પ્રભુની છે!

શ્રી ભક્તકવિ ગોવિંદજી રામેશ્વર

તીવ્ર તપને નિહાળીને, બાલ ધ્રુવ અચલ કરી સ્થાપ્યો,
વળી ઉપમન્યુને લોળે, ક્ષીરનિધિ જ્યાં અખૂટ આપ્યો;
થયો કાલો કવીશ્વર જે, કૃપા એ કાલી કેરી છે,
રંક પલમાં થતા રાજા, પ્રભુતા એ પ્રભુની છે.

શ્રી 'બાલકવિ'

અમે શૈવો, અમે વૈષ્ણવ, અમે શક્તિતણા ભક્તો,
માની તે સર્વને જૂદા, કરે ઊભા બહુ તૂતો;
નથી તો કોઈએ જૂદા, વૃથા સર્વે ય ઝગડે છે,
ભ્રાન્તિ જે ભક્ત હૃદયોની, દિસે માયા પ્રભુની છે.

શ્રી ઇન્દુમતી બાલકવિ

વન, વૃક્ષ ને એ વાટિકા, ફુલ, પુષ્પ ને સરિતા વહે,
સમદર ઊછાળા મારતો મૌક્તિક નિજ નિધિએ ભરે,
તે સ્થળ તણા સૌ માનવી પરિતાપથી તો પ્રજ્વળે
એ પાપના બદલારૂપે શિક્ષા પ્રભુની છે.

શ્રી પ્રદ્યુમ્ન શેઠ

ગયા મોટા નૃપતિઓ ને, ધનિકો ત્યા મૂકી સઘળું;
મિલન જો પ્રભુનું ઇચ્છે, તજી દે બિજવા-લફરૂં!
ચીજો જે જે જુએ તેમાં, ન મન તારૂં પરોવી રે;
છૂટ આસક્તિથી જગની, ચીજો સઘળી પ્રભુની છે

ચુડગા સાંકળચંદ ભુલાભાઈ

સૂતેલો સાંજનો રાજા, સવારે થાય ભીખારી,
હસાવે ને રડાવે તે, પ્રભુની એ જ બલિહારી;
વળી સુખ-દુઃખ, દિવસ-રાત્રિ, ફૂલો કરમાય ને ખીલે,
જગતમાં 'નામ તેનો નાશ' સૌ લીલા પ્રભુની છે.

શાહ મોહનલાલ છોટાલાલ.

ચઢાવે પંગુને ગિરિ પે, કરે છે મૂકને વદતો
ગરીબને રાય બનાવે છે, નિરક્ષર ને કવિ કરતો,
કરે ઉલટાનું સૂલટું યે, અને સુલટાનું ઉલટું જે
ન કલ્પી-વર્ણવી શકશો, અકળ લીલા પ્રભુની છે.

સૌ. પ્રભાવતી કાપડીઆ.

મહા ઝેરી વેરી અનલ વરસે વિશ્વ સઘળે,
સળી ચંપાતી ને ભડભડ થતા વહ્નિ વકરે,
અને ત્રાહિ ત્રાહિ જગત સઘળું શાન્ત સળગે.
વદે જ્ઞાની લોકો સહુ અજબ લીલા પ્રભુની છે.

શ્રી પ્રાણભાઈ ભટ્ટ. વેરાવળ

પાપના કરનારથી ક્યાં વાત એ સમજાય છે
કે નર્ક કેરા દ્વારની તૈયારીઓ આ થાય છે.
ધર્મ ભૂલી, કર્મ ભૂલી, માનવી અથડાય છે;
માયા 'પ્રભુની છે'-મહિં એ આજ ગોથાં ખાય છે.

"મ"

દિન ચારની આ ચાંદની પાછળ અંધારી રાત છે,
સૂર્ય-જ્યોતિ પ્રકટતાં એ રાતનો પણ ઘાત છે;
એ ઘાતના આઘાત-પ્રત્યાઘાતમાં જ પ્રભાત છે,
એ વાતને વિરલા ગણે લીલા પ્રભુની છે.

મો. ઝવેરભાઇ કૈસર

લાવણ્ય, મુક્તામણિતણા ચળકાટ, સર્વ સુવર્ણમાં,
કુસુમો તણા આમોદ, રસ, અન્નાદિ ફલ સામગ્રીમાં
ગન્ધર્વ કેરા ગીતમાં, કે સ્પર્શ સુખ જે જ્યહાં દીસે
તે સર્વમાં સત્તા સદા સર્વાત્મરૂપ પ્રભુની છે

શ્રી બાલ શાસ્ત્રી

સતત હરિ જ્યની ધૂનો કરે ચાલ્યાં જીવનમાં જ્યાં
પ્રભુ-સત્સંગના ભાવો રહે ના પાંગર્યો વિના
જીવન વહનો પ્રકૃતિનાં જે કરે તે સર્વ બદલાયા
ખરેખર રોકડી એવી ગજબ શક્તિ પ્રભુની છે.

સૌ. જયાકુંવર.

: સવૈયા :

જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ
જ્યાં અરણ્ય ત્યાં નગરો વસતાં;
લક્ષ્મીનન્દન બને ભિખારી, રંક કદી રાજા બનતા
સન્ત, મહન્ત બને છે દુર્જન, દુર્જન-સન્ત થવા ઇચ્છે
કાયર શૂર-શૂર તો કાયર, લીલા અકલિત પ્રભુની છે

"કાવ્યપ્રેમી"

લક્ષણ જે જે પડેલી હો ન તે જો ફેરવાયે છે
પ્રભુભક્તિ ગણો જેને તમારી તે નિરર્થક છે;
જીવન અધ્યાસનો ચીલો પડેલો જીવનો જે છે
પૂરો બદલાય તો જાણો કૃપાશક્તિ પ્રભુની છે

શ્રી નંદલાલ ભોગીલાલ શાહ.

પ્રભુમય જો જીવન કરવા હૃદયની આશ ધારી છે
યતું જે જે, ધરી તેમાં પ્રભુને, તે કર્યા કરજે;
મનાદિના સ્વધર્મોને ત્યજી ને રે' શરણ, પણ તે
અનુગ્રહથી બને, તે પણ કૃપાશકિત પ્રભુની છે.

શ્રી હેમંતકુમાર નીલકંઠ.

મોહ ઉપજાવ્યો માયા જોવા,
કારમો ઉપજ્યો અક્ષર ખેલ !
અનેક બ્રહ્માંડો દેવ, ઋષિગણ,
દાનવ, માનવ, પ્રાણી રચેલ;
સૂર્યચન્દ્ર, તારક, મહા મણ્ડલ,
વ્યોમ વિભૂતિ વિભુની છે !
નીરખ 'દીન કનુ' મૂરખ મનડા,
અદ્ભુત લીલા પ્રભુની છે !

'દીન કનુ'

તાણું ઘડયું આ વિશ્વનું ઘડનાર તેનો કોણ છે!
ભાણુ છતાં ખૂલે નહિ એ આત્મદષ્ટિ ઓર છે,
મળે ચાવી ગુરુ પાસે ભરી એ ભેદસૂની છે
ખૂલે તાણું મળે ભંડાર એ જુક્તિ પ્રભુની છે.

રૂ. દવે.

ઋતુઋતુના જુદા ધારા, કર્યા નિયમ શું ન્યારાન્યારા
એક પછી એક આવ્યા કરે, અકળકળા એ પ્રભુની છે.
જનમન ધાર્યું કરવા ચહે, અણધાર્યું ત્યાં ઊભું રહે
છેવટ થાકી એમ જ કહે, અકળકળા એ પ્રભુની છે.

શ્રી મણિશંકર ભવાનીશંકર ઉપાધ્યાય.

સાગરતણા પેટાળમાં, મચ્છી-કરે મોતી ગળે
ના ગોઠવ્યું છે યંત્ર પણ, પક્ષિગણ નભમાં ફરે;
કોના થકી પ્રેરાઇને, આ સૂર્યનો ઉદયાસ્ત છે
માનવી મિથ્યા બકે, કૃતિ એતો પ્રભુની છે.

શ્રી બાલ જોશી.

ચરુ જેમ યજ્ઞની જ્વાળા સમર્પણ આહુતિ થાતાં,
અભીપ્સા જાગતા એવી, ખરે પલટાય મનોક્રિયા;
જીવનમાં જ્યાં કૃપાશક્તિતણું તે અવતરણ થાતાં,
બને છે સર્વ સુલભ ત્યાં કરામત શી પ્રભુની છે!

સ્મરણું વ્હાલું હૃદય ખાલી કરંતાં જે જીવે જીવને,
જીવનની અટપટી પળમાં સહારો ઓર નિરખે છે,
કશાથી ના પડે પાછો, પડે ના ક્યાંય અટકીને,
જતો તે સોંસરો સહુની, કરામત તે પ્રભુની છે

શ્રી વ્રજલાલ ચુનીલાલ જાની

(ગઝલ)

જરા તું આંખ ખોલી જો, કૃતિ આ સૌ પ્રભુની છે
રમકડું બાજીનું તું છે, બિછાવેલી પ્રભુની છે
કર્યું તેં, આ કરું છું હું, થશે એ કાર્ય મારાથી,
બધું હુંપદ નકામું છે, કૃતિ તે સૌ પ્રભુની છે

'વિશ્વામિત્ર'

ગીતા ભાખી ચમત્કારી પ્રગટવાણી પ્રભુની છે.
યુગેયુગમાં ધરે અવતાર, એંધાણી પ્રભુની છે.
સુજન સાધુતણી રક્ષા સુસ્થાપન ધર્મનું કરવા,
મિટાવા ધર્મની ગ્લાનિ અજબલીલા પ્રભુની છે.

'સંતજન'

—આવતા માસનો પાદપૂર્તિ—

......બાકી છે

# ★ મોટું કોણ ? ★

પરમપૂજ્ય શ્રી ૂલાશંકર મહારાજના વ્યાખ્યાનમાંથી ઉતારો

> ભગવાન શ્રી કૃષ્ણની પ્રિયતમા મોરલીના ત્રણ ગુણો મનુષ્યે આધ્યાત્મભાવે શીખી લેવા જેવા છે; એ ત્રણે ગુણ ક્યા ક્યા છે એ આપને આ લેખમાંથી મળી આવશે. વાંચો-વિચારો અને અનુસરો.
>
> —સંપાદક.

વૃંદાવનમાં એક વખત ગોપી અને મોરલીની વચમાં તકરાર પડી કે મોટું કોણ?

મોરલી કહે-હું મોટી.

ગોપી કહે-ના મોરલી! હું મોટી.

મોરલી-શાથી તું મોટી તે કહે!

ગોપી-ભગવાન મને ખૂબ ચાહે છે.

મોરલી-તે વાત ખરી હશે. પણ મારા જેટલી તો ચાહના તારા ઉપર નહીં જ આવે

ગોપી-વળી એમ કેમ બોલે છે?

મોરલી-ખરી વાત કહું છું જો-મને તો શ્રીકૃષ્ણ પ્રભુ જરા પણ જુદી મૂકતા જ નથી. જ્યારે તું મને જુએ ત્યારે સાથેને સાથે જ. વગાડે ત્યારે હોઠે-ખાય ત્યારે કેડે, સૂવે ત્યારે ઓડે અને ફરે ત્યારે હાથે. હું તો જ્યારે ત્યારે સાથેની સાથે.

ગોપી મોરલી ખરી વાત છે. આવી મોટાઈ તેં શાથી મેળવી! આવા તારામાં શું ગુણ ભરેલા છે કે પ્રભુ તને પાસેની પાસે જ રાખે છે.

મોરલી-બેન ગોપી! હું તો એક તુચ્છ પોલા વાંસની ભૂંગળીનો કટકો; નથી મારામાં રંગ કે નથી રૂપ મારી તો ત્રણ બદામની પણ કિંમત નથી પરંતુ પ્રભુએ દયા કરી આ પામરને ત્રણ ગુણ આપ્યા છે, એટલે તેમની સાથે સદાને માટે આનંદથી રહી શકું છું; નહીં તો જગતનો ધણી મને તેમની પાસે પડી પણ શાના રહેવા દે!

ગોપી-બેન મોરલી! કહે તો ખરી એવા તે ક્યા ગુણ તારામાં ભરેલા છે!

મોરલી-બેન! મારો પહેલો ગુણ સાંભળો મને જ્યાંસુધી બોલાવે નહીં ત્યાંસુધી મારે બોલવું જ નહીં. ભલેને હજારો માનવીની ભીડ વચ્ચે કચરાઈ જાઉં પણ મુંગે ચાં કરવું જ નહીં ભલેને મોટી સભાની વચમાં મને મૂકી હોય પણ વચમાં વગર બોલાવ્યે બોલવું જ શાની! હલાવે તો હાલું ખરી; પણ બોલાવ્યા વગર બોલવું જ નહીં એમ મારી દઢ ટેક છે.

ગોપી-મોરલી! તને કોઈ બોલાવવા ધારે તો!

મોરલી-હાથમાં લઈ મો ઉપર મૂકી બોલાવ તો બોલું.

ગોપી-મોરલી! તું બોલે ત્યારે કેવું બોલે?

મોરલી-કોઈપણ આત્માને નાના કે મોટાને, રોગી કે ભોગીને, જીવને કે જંતુને, સુજન હો કે દુર્જન હો, પણ હું તો સર્વને પ્રિય લાગે તેવું જ બોલું. જો સાંભળ! હું જ્યારે બોલું ત્યારે વનમાં ફરનાર કસ્તુરીને રાખનાર મૃગ અને દરમાં વસનાર કાળી નાગ એ બે પ્રસન્ન થાય: ડોલવા મંડી જાય એકતાર બની જાય. તેમાં મૃગ મારો મિત્ર નહીં અને સાપ મારો શત્રુ નહીં. બન્નેને સરખો જ આનંદ આપું. એક માણસ પોતાના પુત્રના વરઘોડાના ઉલ્લાસ માટે ઘણાં નાણાં ખર્ચી સારામાં સારા બેન્ડ વાજાની ટુકડી બોલાવે પણ પાડોશમા એક રોગી વસતો હોય તેના તો રામઢોલના ધમાકા અને પડઘમના ધમધમાટ સાંભળી કાનો જ બેરી જાય અને કહે કે આ મુવા મારો જીવ લઈ ગયા. ક્યારના ઢોક-ઢોક કરે છે તે કેમે કરીને પણ રહેવા દેતા નથી. પણ જો રોગી મને સાંભળી જાય અને એકદમ હું બોલતી બંધ થાઉં તો મને ખાત્રી છે કે તે રોગી જરૂર મને બોલાવનારને સંદેશો મોકલાવે કે ભાઈ જરા લલકાર-તારા મધુરા અને શીતળ સ્વરથી, મને બહુ જ આનંદ લાગે છે. તારા સુંદર નાદમા મારો રોગ પણ ભૂલી જાઉં છું. માટે મારા ઉપર કૃપા કરીને જરા લલકાર.

ગોપી-બેન! તું તો બહુ મજાના ગુણવાળી. હવે તારો ત્રીજો ગુણ કહે, તારા બે ગુણ તો જાણ્યા, કે વગર પૂછે બોલવુ નહીં અને બોલવુ તો સર્વને પ્રિય લાગે તેવુ.

મોરલી -મારો ત્રીજો ગુણ હવે કહું છું તે સાંભળ! હું પોલી છુ, મારામાં છત્રીસ રાગ ભરેલા છે; પરન્તુ વચમાં કચરો એકે નથી. જુવો તો ખાલીખમ ફુંક મારે તો આ પારથી પેલે પાર જતી રહે.

ગોપી-બેન! તારામાં ત્રણ ગુણ તો ઘણા જ મોટા છે. તારા ગુણનાં પણ માનવી નકટ છે. કારણ કોઈ કોઈ માનવીને તો એવી ટેવ હોય છે કે વગર પૂછે વચમાં ઝટ બોલી ઉઠે અને ઘણા જણના ટુકારા ખમે છે, 'તને કોણે કહ્યું હતુ કે તું વગર પૂછે બોલી ઉઠ્યો! કુતરા જેવો છે. કહી કહીને થાક્યા-લાજ ક્યા બળી છે.' ઓ પણ બોલી ઉઠે તો તેના પણ એ જ હાલ થાય છે માટે મને તારી વાત બહુ ગમી કે વગર પૂછે બોલવું જ નહીં. બીજું તારો બીજો ગુણ મને બહુ જ ગમે છે કે બોલવું તો સર્વને પ્રિય લાગે અને આનંદ થાય તેવુ જ બોલવું. બેન! માનવી તો બોલે છે ત્યારે કોઈ કોઈ તો કેવું બોલે છે કે

જાણે કડવું ઝેર જેવું, પણ જ્યારે શત્રુ-મિત્ર સર્વને પ્રિય થઇ પડાય એવું બોલાય ત્યારે જ બોલ્યું પ્રમાણ છે.

બેન તારા ત્રીજો ગુણ પણ મને બહુ જ ગમે છે. તારામાં આટલા બધા રાગની મધુરતા ભરેલી છે પણ તને જુએ તો માંઠી કંઈ ન મળે. તું એક પણ બોલ સઘરી રાખતી નથી.

બેન-મૃત્યુલોકના આ મનુષ્ય દેહરૂપી મોરલીમાં તો વગર પૂછે બો:લેવળી બોલે તો ઝેર જેવું. અને કંઈક તો એવા પાડોશી-પિત્રાઇના બોલ પોતાના કાળજામાં ભરી રાખેલા છે કે તે જીવતાં જ કહે છે કે અમે મરી જઈશું તો ભલે અમને બહુ લાકડાથી બાળે, આ છાતી ઉપર બાંધો મૂકે પણ આ કાળજું તો નહીં જ બળે. એવા બોલ સામાવાળાએ કહ્યા છે કે તે વિસાર્યાં વિસરાય તેમ નથી. બેન, શું જીવનની ખરાબી! તમને ધન્યવાદ છે. તમારા પવિત્ર ગુણોથી હું ઘણી રાજી થઈ. તમે પ્રભુ પાસે રહેવા લાયક જ છો, રહો છો અને રહેશો એવી મને ખાત્રી છે

પ્રિય આત્મા! આપણે શ્રીહરિ પાસે જવું હોય તો આ ત્રણ ગુણ ધારણ કરો વગર પૂછ્યે બોલવું નહીં. બોલવું તો નિર્દોષ-સર્વને આનંદ આપે તેવુ અને કાળજામાં આગળ-પાછળના વૈરભાવવાળા બોલ સઘરવા નહી પણ ભુલી જ જવા. એ જ ઉત્તમ માર્ગ છે.

# दृश्य जगतनो आविर्भाव

(લે. શ્રી સોરાબજી ખરશેદજી ઉમરીગર)

**નિજ સ્વરૂપે વિરાજતા આત્મબંધુઓ !**

વેદાન્તનો આ મુખ્ય સિદ્ધાન્ત છે કે સર્વનું અસ્તિત્વ એક જ તત્ત્વથી છે, તે સત્ જ છે. તેનાથી બીજું જે કાંઈ જણાય છે તે ભ્રાંતિ છે—અધ્યાસ છે. રજ્જુમાં દેખાતા સર્પતુલ્ય છે. રજ્જુજ્ઞાન થતા જ સર્પ મિથ્યા થાય છે આ સર્પ અન્ય કોઈ પણ સાધનથી દૂર કરી શકાતો જ નથી. સર્પજ્ઞાન અને સર્પ પોતે સમકાલીન હોઈ અવિદ્યાનું પરિણામ છે. અવિદ્યાનો આધાર ચેતન છે. ચેતન-આશ્રિત અવિદ્યા સર્પાકાર પરિણામ પામે છે, સર્પજ્ઞાન એ ચેતનનો વિવર્ત હોઈ સાક્ષીને આશ્રયે છે. આ સઘળે અનાદિ ગણાતાં (બ્રહ્મ, અવિદ્યા (માયા), ઈશ્વર, જીવ, તેમનો સંબંધ ને પરસ્પર ભેદ એ છ વસ્તુ સ્પષ્ટ થાય છે. આથી જન્મજન્માંતરના સંસ્કાર, ભ્રાંતિ અને સ્વપ્ન પ્રકટાવે છે. સ્વપ્નમાં થયેલો સર્પ, સર્પજ્ઞાન, સર્પદંશ, સર્પદંશની અસહ્ય વેદના, તેને માટે જોઈતો દીર્ઘકાળ ને દેશ આ બધાનું કારણ વ્યષ્ટિ-અજ્ઞાનને આશ્રયે રહેલા અંતઃકરણમાં પડેલા સંસ્કાર છે. અજ્ઞાન જ આમાં મુખ્ય ભાગ ભજવે છે આમ સર્પ અને તેનો જાગ્રતકાળે મિથ્યા થાય છે તે વખતે જણાયેલો સર્પ, તેનું જ્ઞાન, દંશ, તેથી થતી વેદના અને તેને ભોગવનાર વ્યક્તિ, તે સમયનો કાળ, અને તેની ભૂમિરૂપ દેશ આ સર્વ લોપ પામે છે—મિથ્યા થઈ જાય છે. સ્વપ્નકાળે પણ તેમાંનું કશું નહોતું એવું દૃઢ વાસ્તવિક જ્ઞાન થાય છે.

આવી જ રીતે અવિદ્યાથી રચાયેલા પરિચ્છિન્ન અંતઃકરણમાં પડેલા સંસ્કારથી જગતરૂપ અધ્યાસ ઉપજે છે ને તેથી સ્વપ્નની પેઠે તે મિથ્યા છે. એક જીવે રચેલ જગત-જીવસૃષ્ટિ મિથ્યા છે, તેમ સમષ્ટિરૂપ ઈશ્વરરચિત સૃષ્ટિ સદ્રૂપ નિરાકાર પરમાત્માના આશ્રયે રહેલી માયાનું કાર્ય હોઈ મિથ્યા છે. જીવ પોતાની સંસ્કારજન્ય વાસનારૂપે આ દૃશ્ય જગતને જીવજગત્ રૂપે જુએ છે. જગતનું સૂક્ષ્મ પરીક્ષણ કરનારને સ્પષ્ટ થયા વિના નહિ રહે કે પ્રત્યેક જીવની સૃષ્ટિ પૃથક્ હોય છે. આથી જેટલા જીવ છે તેટલી સૃષ્ટિ છે એમ સમજાશે. હકીકતમાં આપણને દેખાતું જગત આપણી ખોટી વાસનાઓનો જ સ્થૂલ આકારમાત્ર છે, ખરેખર કલ્પિત જ છે. મૃગજળ જેવું કોઈ કાળે સત્ય ન હોવા છતાં દર્શનકાળે સત્ય જ જણાય છે આ પ્રમાણે વાસના જ જડ ચેતન સૃષ્ટિ સ્ત્રી-પુરુષ વગેરેનો વેશ ધારણ કરી વાસ્તવતાનો આભાસ કરાવે છે. અંતઃકરણમાંના તમોગુણનો જ ભાગ દૃષ્ટિગોચર થતા પદાર્થો—વસ્તુઓ—સ્થૂલરૂપે પ્રતીત થાય છે, અને તેમનો શુદ્ધ સત્ત્વાંશ પદાર્થોના જ્ઞાનાકારને પામે છે. વસ્તુઓનું તેથી જ્ઞાન થાય છે. રજોગુણનો અંશ મિશ્રાત્મક પ્રાણ—કર્મેન્દ્રિયો થઈ જ્ઞાનાનુભૂતિના કલ્પિત હીમકારૂપ બને છે.

આમ જગતના પદાર્થમાત્રનું અસ્તિત્વ—હોવાપણું સદ્રૂપતા એક મહાસત્તને આધારે છે. ઘડાની ઉદ્ભૂતઃ આ એ સામાન્ય છે, અને ઘડાનું રૂપ એ વિશેષ છે. આ પરમાત્માનું સદ્રૂપ અસ્તિત્વ છે; ને તે દેશથી અપરિચ્છિન્ન હોઈ સર્વત્ર વ્યાપક છે. ઘટના દર્શન કાળે તેનું અસ્તિત્વનું ઘટના વિશેષ દર્શન વડે તિરોહિત થઈ જાય છે. આમ દૃષ્ટ થતો ઘટ માયિક જ છે.

તેવી જ રીતે આ વિશ્વ-પ્રપંચ સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ પરમાત્મા જ છે જેમ પદાર્થમાત્રના દર્શન કાળે તેને સદંશ તિરોહિત હોય છે. તેમ પદાર્થના વિશેષ જ્ઞાનકાળે, વિશેષરૂપતાને પામતો ચિદંશ પણ તિરોહિત હોય એમ લાગે છે. આમ વિષયાદિ સુખના અનુભવકાળે અપરિચ્છિન્ન પરમાત્માની સુખરૂપતા પણ તે વખતે આપણને તિરોભાવ પામેલી લાગે છે. આમ જડ અને મિથ્યા જગત્માં સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપના અવિદ્યાને લીધે જગતરૂપે આભાસિત થાય છે વસ્તુમાત્ર જડ હોવાથી તેમાંથી આનંદ ઉદ્ભવવાનો સંભવ નથી. વૃત્તિના સ્થિર થવાને લીધે તેમાં પડતા ચેતનના પ્રતિબિંબને લીધે જ આનંદકંદ પરમાત્માની સુખરૂપતાનું આપણને ભાન થાય છે આમ આનંદના આ સાગર સાગરના એકાદ સીકરના ભાનને આપણે આનંદ કદી દૃશ્ય વસ્તુમાંથી આનંદ આવ્યો એમ ભ્રાંત થઈને માનીએ છીએ.

આ સદ્રૂપતા, ચિદ્રૂપતા ને આનંદરૂપતા પરમાત્માના સ્વરૂપભૂત કોઈ પૃથક્ પૃથક્ ગુણો નથી પણ પરમાત્માનું એ એક અખંડ સ્વરૂપ છે, જે ખરી રીતે ઓતપ્રોતના જે દૂધમાં રહેલી ધવલતા, મિષ્ટતાને પ્રવાહિતા એ પૃથક્ પૃથક્ ગુણોનું મિશ્રરૂપ નથી પણ એ ત્રણે મળીને થતો એક અખંડ પદાર્થ તે દૂધ છે. તેવી જ રીતે અપરિચ્છિન્ન સચ્ચિદાનંદ ઘન બ્રહ્મથી અવિદ્યાથી કલ્પિત રીતે પૃથક્ જણાતા તમે પણ સમગ્ર સત્, સમગ્ર ચિત્ ને સમગ્ર આનંદના અપરિચ્છિન્ન મહાસાગર જ છો.

આ પ્રમાણે દૃશ્ય જગતના આધારભૂત પરમાત્મા જ છે ને તે તમારાથી અભિન્ન જ છે તો પછી તેને આધારે રહેલા આ કલ્પિત, મિથ્યા ને દુઃખાપ્ય ને અજ્ઞાનથી જ દેખાતા જગતને પકડી જન્મ મરણાદિનો જ અનુભવ શા માટે કરવો ? અન્ય કરોડો ઉપાયથી અજ્ઞાનીને સાચું જણાતું જગત્ નિરસ્ત થતું નથી પણ સ્વરૂપભૂત તેના આધાર-અધિષ્ઠાનનું જ્ઞાન થતાં તેવા જ્ઞાનીને મિથ્યા જણાતા મૃગજળની પેઠે જગત્ પૂર્ણ બાધિત જ લાગે છે. માદક પદાર્થરૂપ મદિરાના પાન કરનારને આવા જ્ઞાનીઓ ભ્રાંત લાગે અને પોતાને નિર્ભ્રાંત જ્ઞાની માને આપણે તો વેદાન્તમાં નિમગ્ન થઈ આ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત કરી આપના નિરાકાર સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ મહાસાગરના બિંદુરૂપ પરિચ્છિન્નતા તજી અપરિચ્છિન્ન મહાસ્વરૂપને પ્રાપ્ત થઈએ ! અસ્તુ.

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઈ.

૧ એન. એમ. ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂલજી પુસ્તકાલય—કાલબાદેવીરોડ
૩ શ્રી. ડા. રામજી ખીમજી કેસરવાલા ૧૦૭ ગુલાલવાડી.
૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર બારાકુવાપાસે.
૫ જયવંત શ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો. —પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી કુમ્ભારવાડી, પારસીની અગીઆરી સામે ફરનીચરની દુકાન.
૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઈ, દવે સોપ ડેપો.
કેપેલ સ્ટ્રીટ — અનંતવાડીને નાકે મુંબઈ ૨
૧૧ શ્રી. વિઠલદાસ વીરચંદ,
શાહ મનસુખલાલ નારાયણદાસ
૧૧૮, કંસારા ચાલ, પહેલો માળ, મુંબઈ નં. ૨
૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ,
૧૭૭, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ નં. ૧
૧ ડાહ્યાભાઈ વલ્લભભાઈ—દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ—નવસારી
૧ મહેન્દ્ર દ. શુક્લ, સસ્તુ ઔષધકાર્યાલય બાલાજીરોડસુરત
૨ શ્રી. પ્રાણલાલ ભગવાનદાસ મર્ચંટ,
ભાગા તળાવ. પાણીની ભીંત, સુરત
૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, ક્નોપોર બજાર—ભરૂચ
૧ પટેલ ઇન્દુભાઈ શિવાભાઈ-શ્રી રામકબીર
ઇશ્વર-કોરેજની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર પ્રેમશંકર પાઠક જોશીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૪ શ્રી. મહાકાળી બેંગલ્સ સ્ટોર્સ,
ન્યાયમંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા
૧ મધુસુદન બાપાલાલભાઈ બુકસેલર પાદરા
૨ પોપટલાલ મોહનદાસ, પાદરા
૩ રાજરત્ન પટેલ નાગજીભાઈ લાલદાસ મુઃ કુરાલ તા. પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ મીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ—ડભોઈ
૧ શાન્તિલાલ છોટાલાલ—ઝાલોદ
૧ અંબાલાલ દલસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી. માધરા
૧ ચરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ—આણંદ
૧ શ્રી. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
૨ શ્રી મણિલાલ સોમાભાઈ શાહ, દલાલ પોળ, ,,
૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ—ઉમરેઠ
૧ શ્રી. રામુભાઈ શંકરલાલ ભટ્ટ, લક્ષ્મપોળ, ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઈ વલ્લભભાઈ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઈ હરિરાગ રાવળ—મુ. ખાવડ
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે—સાણંદ
૧ કૃષ્ણા પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઈ કાશીભાઈ બજારમાં—મુ. વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
ડાહ્યાભાઈ મંગળદાસ પટેલ, મોટી ખડકી, ,,
૨ શ્રી. સુણાવ ભજન મંડળ, C/O પટેલ ચતુરભાઈ ભાઈલાલભાઈ, સરકારની ખડકી સુણાવ
પટેલ છગનભાઈ નાથાભાઈ, નાવલી
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઈ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર માઈનગર ,,
૪ શ્રીમાઈ—બાલ—મંડળ મોટકળીયા માઈચોક ,,
૫ શ્રી સૌભાગ્ય કંપન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૬ સી. અમીન કંપની, દેવશુવન સ્ટેશન રોડ ,,
૭ શ્રી. નડીઆદ ભજન મંડળ, ,,
શાહ મધુસુદન ગોરધનદાસ, ડોયસા પોળ.
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી—ચકલાડા
૧ કાલીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક—વસો
૨ કાછીઆ મોતિભાઈ જેઠાભાઈ, વાકુવા પાસે, પેટલાદ
૧ શ્રી. વસો ભજન મંડળ,
પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ ડાહ્યાભાઈ વલ્લભભાઈ દહાણુરોડ
૨ વીઠલદાસ નાગરદાસ પટેલ ખેડા
૧ શ્રી. મહુધા ભજન મંડળ
રા. સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઈ, મહુધા
૧ શ્રી. મહેતા જયંતિલાલ મણિલાલ જોષી, નરસંડા
૧ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી.
કેડીલા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઈ બી પટેલ, પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ ઓછવલાલ દેસાઈ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી. બહેચરદાસ સુખરામ દીક્ષીત
સાર્વજનિક લાયબ્રેરી, મુ ગામડી

# માનશો નહિં

સુજનો સંતાપ પામે, સતિઓને સર્વદા સહન કરવું પડે અને સાધુઓ-સાચા સાધુઓને કોઇ અપમાને તો તમે તેને દુઃખરૂપ **માનશો નહિં.**

કારણ કે એને દુઃખ આપનારાઓ સર્વદા દુઃખની ભઠ્ઠીમાં સળગવાના છે.

દુર્જનો સુખી દેખાય, કુલટાઓ મોજ ઉડાવે અને વેષધારી-પાખંડીઓ પૂજાતા હોય તો તેને સુખરૂપ **માનશો નહિં.**

કારણ કે એનું સુખ પણ માત્ર દેખાવનુંજ હોય છે એનું અંતર ગુપ્ત અગ્નિમાં સળગતું જ હોય છે

વિદ્વાનો મૌન રહે, વાદળો ગર્જના ન કરે, અને અસહાય માનવો યાતના ભોગવતા મૂંગા બેસી રહે એને મૌન **માનશો નહિં.**

કારણ કે એના મૌનમાં પણ કાંઈક ગૂઢ તત્ત્વ હોય છે.

મૂર્ખાઓ બકતા ફરે, ખોટા વાદળો ગર્જ્યા કરે અને ક્રૂર લોકો કોઇને દુઃખ આપવા માટે દુર્વચનો કહેતા રહે એને સત્ય **માનશો નહિં.**

કારણ કે બધાંનો અર્થ શૂન્યમાંજ પરિણામ પામે છે.

દેવપૂજાના આડંબરો રચાતા હોય, ઘરેઘર ઘંટડીઓ વાગ્યા કરતી હોય, અને પ્રાર્થનાના દૌરો ચાલતા હોવા છતાં પછીથી માનવતા પણ વિસારી દેવામાં આવે એને પૂજા **માનશો નહિં.**

કારણ કે તેઓ જ્યાં દેવની પૂજા કરતા હોય છે ત્યાં દેવને બદલે રાક્ષસ હોય છે.

અને ભલે કોઈ સજ્જન કાંઈ આડંબર કરતો ન હોય, ઘંટડીઓના રણકાર થતા ન હોય છતાં જેના હૃદયમાં દૈવી ભાવનાઓ-વિશુદ્ધ પ્રેમ ભર્યો છે તેને અશ્રદ્ધાળુ **માનશો નહિં.**

કારણ કે એવા લોકોનાં વાક્યોમાં પૂજાના પાઠ ભણાતા હોય છે, એવાઓના વર્તનમાં જ દેવત્વ ભરેલું હોય છે.

ઉલટી દુનિયાના રીવાજો પણ ઉલટા છે, તેને સુલટા કરીને જુએ તે દેવ છે, જેવા હોય તેવાને તેવા જુએ તે માનવ છે એને હોય તેથી પણ શ્રેષ્ઠ માને તે નરરાક્ષસ છે -પાખંડનો પૂજારી છે.

શરણ્ય.

અધિપતિઃ-પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઈ છોટાભાઈ દેસાઈ

સાહિત્યાલંકાર ] વ્યવસ્થાપકો—શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઈશ્વરલાલ રાજા

'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ : રૂ. ૪-૩-૦     હિંદ બહાર : રૂ. ૬-૮-૦

## વિષય સૂચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | કલિયુગમાં આધાર ... | 'વિશ્વામિત્ર' ... | ૪૮૧ |
| ૨ | સંપાદકીય... | ... | ૪૮૨ |
| ૩ | ભક્ત પીપાજી ... | કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા... | ૪૮૩ |
| ૪ | આન્તર ભાવના [કાવ્ય] ... | સ્વામી શ્રી સચ્ચિદાનંદજી ... | ૪૮૬ |
| ૫ | દિવ્યશક્તિનું આહ્વાન ... | " " ... | ૪૮૭ |
| ૬ | અધ્યાત્મ ભાગવત ... | સ્વામી શ્રી માધવતીર્થજી ... | ૪૮૯ |
| ૭ | નવધાભક્તિ પાદસેવન ... | અનુ–શ્રી 'ભગત' ... | ૪૯૭ |
| ૮ | કર્મ અ ગ્રા ... | શ્રી પુંડરીક પુરોહિત ... | ૫૦૨ |
| ૯ | ગોવાળીઓ [કાવ્ય] ... | શ્રી 'સૌરભ' ... | ૫૦૪ |
| ૧૦ | માયાનાં મજુતર ... | પં. શ્રી પદ્મનાભ શાસ્ત્રી... | ૫૦૫ |
| ૧૧ | પ્રભુને નમે [કાવ્ય] ... | શ્રી. પ્રભાવતી પજવાણી... | ૫૦૮ |
| ૧૨ | શ્રી 'સાગર' મહારાજ અને તેમનું સાહિત્ય | શ્રી કાશીશંકર ત્રિ. "કામાર" ... | ૫૦૯ |
| ૧૩ | ગોવાલણી [કાવ્ય] ... | શ્રી. 'સૌરભ'.. ... | ૫ ૨ |
| ૧૪ | કાવ્યકુંજ (પાદપૂર્તિ વિભાગ)... | ... | ૫૧૨ |
| ૧૫ | મલબાર કાંઠાનો ભક્તશિરોમણિ ... | શ્રી 'શિવંસુંદરમ્' ... | ૫૧૫ |
| ૧૬ | આત્મા [કાવ્ય] ... | 'આનંદમ્' ... | |
| ૧૭ | ચેતન ... | શ્રી જગન્નાથ ડી ત્રિવેદી ... | ૫૧૮ |


**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-શિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે, માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં ખર્ચ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે-અધિપતિ: 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૧ અમદાવાદ એ શિરનામાથી કરવાં જોઈએ

પ્રકાશક : પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી     મુદ્રક : રતિલાલ ગુલાબચંદ શેઠી

વિશ્વમંગલ કાર્યાલય. હવેલી લેન-જુનાગઢ     શેઠી પ્રેસ, સરદારચોક, જુનાગઢ

# વિશ્વમંગલ

सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. ભાદ્રપદ-૨૦૦૨ સપ્ટેમ્બર-૧૯૪૬ અંક ૬ ઠ્ઠો.


## કલિયુગમાં....આધાર



રાગ : હીંચ

કલિયુગમાં એક પ્રભુ! તારો આધાર છે;
સત્યં તણાં સૂત્રો શીખવાડ રે! કલિયુગ.

ભવની ખાડીમાં હું બહુ રે ભીંસાયો;
છૂટવાની બારી બતાવ રે! કલિયુગ.

ભવજળ છે ઊંડાં ને એકલો પડ્યો છું;
જલ્દી બતાવો કિનાર રે! કલિયુગ.

જીવનની નૌકા છે ભાંગી પડેલી;
પકડોને હાથમાં સુકાન રે! કલિયુગ.

વૈભવ ને ભોગની તમન્ના ના દિલમાં;
ઊતારો ભવસાગર પાર રે! કલિયુગ.



—'વિશ્વમિત્ર.'

એ સિંહણને દીઠી. આથી સાધુ કંપી ગયા અને જલદી કમાડ બંધ કરી પાછા પીપાજી પાસે આવ્યા અને ભય અને ક્રોધથી પીપાજીને કહે છે; "ભગત થયા છતાં જુઠું નથી તજતો?" પીપાજી હસીને કહે છે, "પ્રભુ! હું તો જુઠું નથી બોલ્યો પણ આપ સાધુ આવી વિષયવાસના નથી તજી શકતા ? ખબર નથી કે સાધુએ તો કંચન અને કામિનીનો સ્પર્શ પણ ન કરવો જોઇએ; છતાં તમે અવળે માર્ગે દોરાઇ તમારા સાધુત્વને લજાવો છો." સાધુઓ કહે છે:—ભગત તું જરા સામી ઓરડીમાં આવી અમને સીતા તો બતાવ ! કારણ કે આજે તો તું જુઠો કે સાચો છે તેની પરીક્ષા કરવી છે. તેઓ ઓરડી તરફ ગયા. એક જણે ઓરડી ઉઘાડી તો સાધુઓને સિંહણને બદલે માળા ફેરવતા સીતાજી જ દેખાયા. જ્યારે આ સાધુઓ લજ્જા પામી ગયા અને પોતપોતાને સ્થાને ચાલી ગયા. રસ્તામાં ચાલતાં ચાલતા તે લોકો વાતો કરે છે કે પીપો ભગત નથી પણ કંઈક મોટો જાદુગર લાગે છે, પણ આપણે પણ ખરા ક્યારે કહેવાઈએ કે જાદુગરને આબાદ થાપ આપીએ. ત્યાર પછી તો એ લોકો ભક્ત અને ભક્તપત્નીની અનેક જાતની નિંદાઓ કરવા લાગ્યા ને એ તો આદિ અનાદિનો નિયમ છે કે દુર્જનો સજ્જનોને સદાય નિંદતા જ આવ્યા છે, કારણ કે સજ્જનોનો આ જન્મસિદ્ધ હક છે કે મરણને અંતે પણ સજ્જનતા નહિ તજે, દુર્જનોને આ જન્મ સિદ્ધ હક છે કે મરણસુધી દુર્જનતા નહિ તજે, પરંતુ એટલું તો જરૂર માનવું જોઈએ કે સજ્જનોની સજ્જનતાને જગતમાં દીપાવનાર તો દુર્જનો જ છે. એટલે સજ્જનોએ દુર્જનોનો ઉપકાર માનવો રહ્યો. કારણ કે દુર્જનો ન હોય તો સજ્જનોની કિંમત નથી. તેમ પીપાજી માટે આ દુષ્ટ લોકોએ બહુ બહુ બનાવટી વાતો કરી, પરંતુ મિત્રો! સૂર્ય સામી ધૂળ નાખવાથી ઊલટી આંખમાં જ પડે છે. તદનુસાર આ દુષ્ટ દુર્જનોની વાતોમાં કોઇને વિશ્વાસ બેઠો નહિ અને પીપાજીરૂપી સુવર્ણ વધુ નિંદા રૂપી અગ્નિમાં તપવાથી વધુમાં વધુ ચમકવા લાગ્યું, છતાં અધમ દુર્જનોને આત્મશાંતિ ન જ વળી; અને ફરી મોહ પામેલા એ માયાવી મનુષ્યો સાધુના સ્વાંગમાં આવ્યા અને ફરી પાછી સીતાજીને બાર કલાક એક રાત્રિ માટે અમારા સાથે મોકલ' એવી માગણી કરી. સાધુને ના ન કહેવાય એવા અનન્ય આતિથ્યપ્રેમી ભક્ત પીપાએ સતીને આજ્ઞા કરી કે સાધુઓ જ્યાં લઈ જાય ત્યાં જાઓ. જો કે પતિની આવી આજ્ઞાથી સતી કંપી ગઈ છતાં પ્રભુ સર્વ જગાએ સંરક્ષણ કરે છે તો પછી બીક શાની ? મીરાંની માફક :

સબ ભૂમિ ગોપાલકી, વામે અટક કહા,
જીસકે દિલમેં ખટક હૈ વોહી અટક રહા.

તદનુસાર પતિરૂપ પ્રભુને પ્રણામ કરી આજ્ઞાને મસ્તક પર ચઢાવી સતીએ ભગવત્સ્મરણ કરી વિના સંકોચે સાધુઓની સાથે પ્રયાણ કર્યું. સાધુઓ રાત્રિ હોવા છતાં સીતા સતી સાથે કંઈ બોલતા ચાલતા નથી, માત્ર એમને એમ ચાલ્યા જ જાય છે. સીતાજી પણ એ જ સ્થિતિમાં સ્મરણ કરતાં કરતાં પાછળ પાછળ જાય છે, ત્યાં આખી રાત ચાલ ચાલ જ કર્યું ને જ્યાં પ્રાતઃકાળ થયો ને ભગવાન ભાસ્કરનો ઉદય થયો કે માતાજી ઊભાં રહ્યાં અને ભગવાન ભાનુદેવને પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યાં.

જેના તેજ થકી ત્રિલોક ચળકે એવા પ્રતાપી તમે
ટાળો નિત્ય તમામ દુઃખ જગનું, સૃષ્ટિ તમોને નમે;
તારો છે ઉપકાર સૌ જગ પરે, તું છે દયાનો નિધિ,
વંદું ભાસ્કરદેવ નિત્ય તમને ટાળો દુઃખો સર્વને.

ત્યાં સાધુઓ પણ ઊભા રહ્યા અને મશ્કરી કરતા બોલ્યા, "ભક્તાણી ! હવે જલદી ચાલો આ સામેના જ ગામમાં આપણે રહેવાનું છે." સતી બોલ્યાં "સાધુ દેવો ! આપણી બાર કલાકની બોલી પૂરી થઇ ગઇ છે."

સાધુ–મૂર્ખ સીતા ! તું હજી ન સમજી ! અમે આટલો લાંબો પંથ કાપી તને એટલા માટે અહીં લાવ્યા છીએ કે તને અમારી રખાત તરીકે રાખીશું અને આ સામા ગામમાં આપણે નિવાસ કરીશું. સીતાજી જરા ભયથી કંપી ગયા છતાં પ્રભુને યાદ કરી મીઠા સ્વરે સ્મિત કરતાં કરતાં બોલ્યાં, "ઓહો એમાં શું ! તમે જેમ કહેશો તેમ કરવા હું તૈયાર છું; પરંતુ હવે તમે સામેના ગામમાં જઇ ઘર તો રાખો ! એટલે પછી આપણે એમાં નિવાસ કરીશું. સીતાના આ શબ્દો સાંભળી સાધુઓ બોલ્યા, "વાહ ! અજબ ચાલાકી કરી. અમે અહિંથી ઘર શોધવા જઇએ એટલે તું અહીંથી પાછી ફરે."

સીતાજી–ના! ના! એમ કરો ને, તમે બે જણ મારી પાસે બેસો ને બે જણ ઘર શોધવા જાઓ.

સાધુઓનું મન માન્યું; બે જણ સીતાજી પાસે બેઠા ને બે જણ ગામમાં ઘર શોધવા ગયા; પણ જે લોકો ગામમાં ઘર શોધવા ગયા છે, તે જે ઘેર જઇને ઊભા રહે છે ત્યાં કહે તો સીતાજી પાણી ભરીને આવતાં હોય,

કહો તો માથું ઓળાવતાં હોય; કહો તો વાસીદું વાળતાં હોય, યા ચપટી લોટ લઇને સાધુઓને આપવા આવતાં હોય, કહેવાનું તાત્પર્ય એ છે કે જે ઘેર આ લોકો જઇને ઊભા રહ્યા તે ઘેર સીતાજી જ દેખાયાં; જેથી ગભરાઈ ગયા અને પાછા વળ્યા. જ્યારે અહીં પાસે બેઠેલા છે તેમને પુનઃ સીતાજી સિંહણના સ્વરૂપમાં જણાયાં અને તે પણ ગભરાયા અને ગામ તરફ દોડવા લાગ્યા. ત્યારે ગામમાંથી આવનારાઓનો એમને ભેટો થયો અને એકમેકને મળી પોતાની વાતોનો ખુલાસો કર્યો; જેથી ચારે જણ આ ભયંકર ભૂલ કર્યા બદલ પસ્તાવો કરવા લાગ્યા અને પીપો અને સીતા પરમ ભક્ત છે એમ માની અને ભગવાન એમનું સંરક્ષણ કરે છે એમ સમજી ચારે જણ પશ્ચાતાપ કરતા સીતાજીની પાસે આવ્યા અને દંડવત્ પ્રણામ કરી માફી માગવા લાગ્યા. માતાજી પણ આ ચમત્કાર જોઈ મહઆશ્ચર્યચકિત થઈ ગયાં ને પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં. સજ્જનો! જોયું, સાચો ભક્ત કદી પણ પોતાની મહત્તા વધારવા માટે કોઈપણ જાતનો ચમત્કાર બતાવવા પ્રયત્ન કરતો જ નથી. એ ચમત્કારો તો કુદરતી જ થયા કરે છે; પરંતુ જો કોઈ ભક્ત જાણી જોઇને જગતને આંજવા પ્રયત્ન કરતો હોય તો તે સાચો ભક્ત નથી એમ સમજી લેવું; કારણ કે સાચો ભક્ત જગતની સ્તુતિથી દૂર રહેવા માગે છે. કારણકે જગતની સ્તુતિથી ભક્તને મદ થાય છે અને એનું અધઃપતન થાય છે. એટલે સીતાજી ખૂદ પણ નહોતાં જાણતાં કે આ શું ચમત્કાર થયો છે! જ્યારે આધુનિક જમાનામાં એવા કેટલાય ભક્તો છે કે પોતાનામાં કોઈપણ જાતની શક્તિ નહિ હોવા છતાં જગતને આંજવાના ખાસ પ્રયત્નો કરે છે, છતાં એ બનાવટી ભક્તોએ સમજવું જોઇએ કે દુનિયા એ દર્પણ છે, અને એમાં સારા-નરસાનું પ્રતિબિંબ પડ્યા સિવાય રહેતું જ નથી. તેથી એમણે એ બનાવટી સ્વાંગ-ઢોંગનો પરિત્યાગ કરી સાચા ભક્ત બનવું એ વધુ હિતાવહ છે.

"ભક્તો થવું એ સૌને ગમે, પણ ભક્તિ કરતાં શીખજો" સાધુઓ સીતાજીને પ્રાર્થનાપૂર્વક પ્રણામ કરી કહે છે, "માતાજી! અમને ક્ષમા કરો અમે અમારી દૃષ્ટિએ તમને જોતા હતા માડી! આજે જ અમને ખબર પડી કે માનવીએ માનવીએ ફેર હોય છે. તમે દેવ છો જ્યારે અમે પશુ છીએ; અને મા! અમને ક્ષમા કરો. પછી તો પાંચે જણ પાછા વળ્યા. માતાજીએ આંખાય રસ્તામાં ચાલતાં ચાલતાં એ ચારે દુષ્ટ વૃત્તિના માનવોને ઉપદેશ દીધો અને એમનો હૃદયપલટો કરાવી દીધો. ગામ આવ્યું માતાજીને પીપાજીને સુપ્રત કર્યાં અને પીપાજીના પવિત્રપાદારવિંદમાં મસ્તક નમાવી અશ્રુભીની આંખે પ્રર્થના કરી ક્ષમા માગી, પીપાજીએ તેમને આશ્વાસન દીધું. ભક્તો પીપાજીના ઉપદેશથી સાચા સાધુઓ બની ગયા અને છેવટ સુધી ભગવત્સ્મરણ કરી ભવસાગર તરી ગયા. તદનુસાર સજ્જનો! આપણો એટલે કે મારો અને તમારો જન્મ પણ પશુની માફક પેટ ભરી મરી જવા અર્થે થયો નથી, પણ સેવા અને સ્મરણરૂપી સત્કર્મોમાં આસક્તિ આદરી મનુષ્યજન્મનો સદુપયોગ કરી ભવસાગર તરવા અર્થે થયો છે એ ભૂલતા નહિ.

ભક્ત પીપાજીને માટે આવા તો કેટલા યે ચમત્કારો બની ગયા છે. તેમાંનો એક દાખલો આપની આગળ રજુ કરું છું. પીપાજી એક વખત ટોડા ગામથી થોડે દૂર એક ગામમા ભજન-કીર્તન કરવા ગયા છે. ત્યાંની ધર્મપ્રેમી પ્રજાએ પીપાજીના પોતાના નિવાસસ્થાને એક અન્નસત્ર ચાલુ કર્યું હતું. એ ગામની પ્રજાએ એક ગાડું ભરી અન્નસત્ર માટે ઘઉં આપ્યા, અને પીપાજીને રૂપિયા સો રોકડા આપ્યા. હવે પીપાજીએ વહેલી પરોઢમાં ઊઠી ગાડુ જોડાવી ટોડા તરફ પ્રયાણ કર્યું ત્યાં બેએક ગાઉ કાપ્યા હશે એટલામાં તો કેટલાક લૂંટારા રસ્તામાં મળ્યા અને ગાડાવાળાને પૂછ્યું કે ગાડામા શું છે! પીપાજી પોતાની મસ્તીમાં સ્મરણ કરતા પાછળ ધીરે ધીરે આવતા હતા. એટલે આગળ શું બન્યું છે એનું એમને લેશમાત્ર ભાન નહોતું. ચોરોએ ગાડાવાળાને કહી દીધું કે જો જીવવું હોય તો ગાડા ઉપરથી નીચે ઊતરી જા, એમ કહીને સામે ધોકો ધરી એટલે ગાડીવાળો નીચે ઊતરી ગયો. ચોર લોકોએ ગાડું હાંક્યું અને જતાં જતાં બોલે છે તમે લોક ઘઉંના રોટલા ખાઓ ને અમારાં બૈરાં છોકરાં ભૂખે મરે એ કોના ઘરનો કાયદો?

ગાડાવાળો પીપાજીની રાહ જોતો ત્યાં બેસી રહ્યો. થોડીવાર પછી પીપાજી આવી પહોંચ્યા, ત્યાં તો લગભગ સવાર થઈ જવા આવ્યું હતું, એટલે પેલો ખેડુત પીપાજીના ચરણમાં પડ્યો. પીપાજીએ પોતાનાં અર્ધ-બીડેલ નેત્રો ઉઘાડી પૂછ્યું કાં બાપ! ગાડું ક્યાં ગયું?

અપૂર્ણ.



# આંતર ભાવના



(રાગ-મેરે મૌલા બુલા લે........)

અહા! તે પણ ક્યારે આવી મળે
અરે! તે વિના જીવન વ્યર્થ ખરે

સાખી—ભૂત, ભવિષ્યની કલ્પના, જીવનમાં ન રહે
હાય! મારૂં શું થશે? તે જીવનમાં ન રહે
ઇચ્છાઓ સઘળા મરી ટીટી ટળે.. અહા તે પળ.

સાખી—હાય વોય ઇચ્છા લાલસા, શિરથી ઉતરે એ ભલા
જીવન રહે તો ભલા, કે મૃત્યુ આવે તો ભલા
હર્ષ શોક તણી જે બ્રાન્તિ ટળે......અહા તે.

સાખી—ભણેલું ભૂલાય ને, શિશુવત્ વૃત્તિ ઠરે
સંકલ્પશૂન્ય હૃદયને, બ્રહ્મભાવના ઊછળે
નિજાનંદના ઝરણાંમાં વેગે ઝરે......અહા તે

સાખી—વિશ્વવ્યાપી પ્રેમમાં, જીવનની થઇ એકતા
હું જ વિશ્વ, વિશ્વ હું છું, અપરોક્ષમાં આવતાં
દેહાધ્યાસનાં બંધન તૂટી ટળે....અહા તે

સાખી—ઓ એ અવધૂતતા, આવ તું વેગે કરી
દેશ, કાળ વસ્તુની, જહાં ગંધ રહે ના જરી
સચ્ચિદાનંદનાં પૂર આવી ફરે.......અહા તે

[ શ્રી સ્વામી સચ્ચિદાનંદજી "આનંદી" ]

# દિવ્યશક્તિનું આહ્‌વાન

(સ્વામી શ્રી સચ્ચિદાનંદજી—આનંદી)

પ્રત્યેક માનવ પોતે આરોગ્યવાન, વીર્યવાન, બુદ્ધિમાન, શક્તિસંપન્ન, તેજસ્વી, સૌન્દર્યવાન સુદૃઢ, ઓજસ્વી બનવા ચાહે છે, છતાં તેઓ તેમાં સફળ બની શકતા નથી. તેનું કારણ એક એવું છે કે તેઓને તેવા બનવામાં જોઈતા સાધનનું જ્ઞાન નથી. અને કદાચ તેવું જ્ઞાન ધરાવતા હોય, તો તેને ક્રિયામાં લાવવાને માટે પ્રમાદને સેવતા જોવામાં આવે છે, જેથી કરી તેઓ નિષ્ફળતાને પ્રાપ્ત કરી રહ્યા હોય છે

અહીં ઉપરોક્ત જીવનવિકાસ કરવા માટે આ એક લઘુ લેખદ્વારા કંઈક પ્રયાસ કરવામાં આવ્યો છે. વિકાસાર્થી જિજ્ઞાસુ પાઠક તે પ્રમાણે શ્રદ્ધા, ભાવના અને ઉત્સાહ પૂર્વક અભ્યાસ કરવામા પ્રવૃત્ત રહેશે તો અમારો વિશ્વાસ છે છે કે તેઓ અવસ્ય યથાશક્તિ લાભ ઉઠાવશે જ.

વિચારવાન વ્યક્તિ એટલું તો નિશ્ચય જાણતી હશે કે આપણા જીવનનો આધાર ઘણા અંશે બાહ્ય પદાર્થો ઉપર અવલંબિત છે જ. પ્રત્યક્ષ જણાતા આ પાંચભૌતિક વિપુલ રાશિ સાથે આપણા જીવનનો ઘનિષ્ઠ સંબંધ છે જ. અને તેની સાથે અભેદથી ઓતપ્રોત થઈ આપણા જીવનક્રમને આપણે ધપાવી રહ્યા છીએ જેમકે ક્ષુધાનિવૃત્તિ અર્થે ધાન્ય, ફળફળાદિ; તૃષાશાંતિ માટે જળ; શીતનિવારણાર્થે ઉષ્ણતા તેમ જ ગરમીની શાંતિ માટે શીતળતા તથા જીવનજ્યોતિને ટકાવી રાખવા માટે પ્રાણવાયુ તથા આરોગ્યને વધારનાર પૂરણમા તાજી હવા આપણે ગ્રહણ કરતા જ રહ્યા છીએ. આથી એમ નિશ્ચય થાય છે કે આપણા જીવનને પોષવામાં આપણે આ સમષ્ટિવિશ્વરૂપ મહાસાગરમાથી જીવનપ્રવાહને આપણા વ્યષ્ટિરૂપ તળાવમા દાખલ કરી રહ્યા છીએ. તેમજ આપણા આ તળાવની ગંદકીને શુદ્ધિ માટે પાછી સમષ્ટિરૂપ મહાસાગરમા ધકેલતા જ રહ્યા છીએ.

આપણા સદ્‌ગ્રંથો, ઉત્તમ વિચારકો, વિજ્ઞાનવેત્તાઓ તથા અનુભવી સતમહાત્માઓ અને વિદ્વાન પુરુષોદ્વારા એવું નિશ્ચિત કરેલ છે કે સૃષ્ટિના આદિકાળમાં મૂળતત્ત્વો બે હતાં. એક આકાશ અને બીજું પ્રાણતત્ત્વ. આ બન્ને તત્ત્વોના સંયોગથી સૃષ્ટિની ઉત્પત્તિ બતાવે છે આકાશને એક મહાન, વ્યાપક, સૂક્ષ્મ અને અક્રિય તત્ત્વ માનેલ છે અને પ્રાણને પણ તે જ પ્રમાણે મહાન, વ્યાપક, સૂક્ષ્મ, અને સક્રિય તત્ત્વ માનેલ છે. આ જ પ્રાણતત્ત્વને જીવનતત્ત્વ, ચેતનાત્મક શક્તિ, વિદ્યુત, ઓજસ, દિવ્યશક્તિ આમ ભિન્ન ભિન્ન નામો વડે એક જ શક્તિને વર્ણવેલ છે આ જ વિરાટ મહાન પ્રાણશક્તિમાથી, સર્વ જીવો શક્તિને મેળવે છે. (આ પ્રાણતત્ત્વનું વિશેષ રહસ્ય સ્વામી વિવેકાનંદજીના રાજયોગમાં વર્ણવેલ છે. જિજ્ઞાસુ પાઠક વિશેષ માહીતી માટે ત્યાં અવસ્ય જુએ.

પ્રાણિમાત્રની શક્તિનો ક્ષણે ક્ષણે વ્યય થતો જ રહ્યો છે અને એ ક્ષયની પૂર્તિમાં પ્રાણરૂપ અગાધ શક્તિભંડારમાંથી યથાશક્તિ શક્તિનો પુન. સંચય પણ થઈ રહેલ છે. આ ક્રમ અબાધિત પણે ચાલુ જ છે.

આ થતી ક્રિયા પ્રાણીને માટે સ્વાભાવિક જ છે. પરંતુ આ જ્ઞાન સર્વને અદ્યાપિ હોતું નથી; કારણ કે સર્વનો વ્યવસાય વિષયપ્રાપ્તિના ભણી અહોરાત્ર થઈ રહ્યો છે ધનપ્રાપ્તિ, પુત્રપરિવાર-પોષણ, બાહ્ય સુખસાધનો વડે સુખપ્રાપ્તિની આકાંક્ષા તથા બીજા કેટલાક વ્યવસાયોમાં જીવનને એવું તો ગોંધી રાખેલ છે કે જેમને આ વિપુલ પ્રાણશક્તિ ભણી નિહાળવાને સમય જ નથી. ઘાણીના બળદ જેવી સ્થીતિ કરી મૂકેલ છે.

મનુષ્યમાત્રનો, જીવન વિકસિત થાને દિવ્ય શક્તિ પ્રાપ્ત કરવાનો બધો આધાર પોતાના વિચારો પર જ અવલંબિત છે. મનુષ્ય જેવા વિચારોને સેવશે તેવો તે અવસ્ય થતો જશે; એમા લેશ-પણ સંશય નથી. એક કીડો પણ ભમરીના વિચાર વડે ભમરીરૂપ બને છે. તો પછી માનવ પોતાના સેવેલવિચાર પ્રમાણે તેવો બને તેમાં શું આશ્ચર્ય હોઈ શકે? આથી સિદ્ધ થાય છે; કે, વિચારશક્તિ અર્થાત્ ભાવનાશક્તિ એક એવું દિવ્ય સાધન છે કે જો મનુષ્ય ચાહે તો પોતે પોતાને દેવ બનાવી શકે, નરનો નારાયણ બને અને ચાહે તો પોતે પોતાનું અધઃપતન કરી પશુ, પક્ષી વગેરે પણ બને માટે ઓ પ્યારા માનવ! વિચાર કર, તારા જીવનવિકાસનો આધાર તારા પોતાના ઉપર જ છે. બીજો કોઈ દેવ આવી તારા જીવનને વિકસિત નહિ કરી શકે તારા શુભાશુભ વિચાર પર જ તારા જીવનનો આધાર છે. માટે આજથી જ—આ જ ક્ષણેથી જ કટિબદ્ધ થઈ ઉત્તમ વિચારોને ગ્રહણ કર. દૃઢ ભાવના—શક્તિથી મનુષ્ય શું કરવાને શક્તિમાન નથી થતો!

માટે ઊઠ, જાગ્રત થા. અને તારા સામર્થ્યને પિછાન. જુઓ: કુંજ નામનું એક પક્ષી થાય છે. બહુધા સમુદ્રના તીરપ્રદેશ અગર કોઈ વિશાળ જળપ્રદેશના તીર પર તેનો નિવાસ હોય છે. જ્યારે બીજા પ્રદેશમાં ઘઉં, ચણા ઇત્યાદિ પાકની મોસમ હોય છે તે વેળાએ તે પાક ચરવા માટે તે સમુદ્રતીર પરથી ઉડ્ડયન કરે છે. આ વખતે સમુદ્ર તીર પર તે પોતાનાં ઈંડાં મૂકીને આવે છે. તે ઈંડાંને તે પોતાની ભાવના-વૃત્તિ વડે જ સેવે છે અને તે ભાવનાના બળવડે તે ઈંડાં સેવાયા કરે છે. અને રહેલાં બચ્ચાં યથા સમયે ઈંડાં ફોડી બહાર નીકળે છે ને આપોઆપ મોટા થાય છે. જ્યારે પાકની મોસમ પૂરી થાય છે, ત્યારે તે પક્ષી પુન. સમુદ્રતીર ભણી

પ્રયાણ કરે છે, ત્યારે તેનાં બચ્ચાં મોટાં થઇ ઉડીને તેમની સામાં આવી મળે છે; અને તેમની માતાઓને ઓળખી પણ લે છે. કેવો અદ્દભુત ચમત્કાર! આ ચમત્કાર બીજો નહિ, પરંતુ પોતાની ભાવનાશક્તિનો જ પ્રભાવ છે. માટે ઓ માનવ! તું માનવ છે. જેથી વિચાર, કરી અને ઉદ્યમી વિચારોનું સેવન કરી તે પ્રમાણે તારા જીવનને ક્રિયાશીલ કરી ઉત્તમોત્તમ સુખને પ્રાપ્ત કર.

"બૃહત્ શક્તિભંડારમાંથી શક્તિપ્રાપ્ત કરવાનો ઉપાય."

આપણે ઉપર જણાવી ગયા છીએ કે આપણી સમ્મુખ એક મહાન શક્તિભંડાર ખુલ્લો પડ્યો છે. તે શક્તિભંડારમાંથી આપણે તે દિવ્ય શક્તિને આકર્ષવાની છે. તો તે દિવ્ય શક્તિનું પોતાનામાં કેવી રીતે આવાહન કરવું તે હવે આપણે જાણવાનું રહે છે. અહીં આપણે એ ખ્યાલ કરવો ઘટે કે ઉપરોક્ત શક્તિ ભંડારમાંથી શક્તિ કોણ ખેંચી શકે? તેનો અધિકારી કેવા ગુણોથી સંપન્ન હોવો જોઇએ? તો જેના હૃદયમાં દૈવી ગુણો ભરેલા છે અર્થાત્ જે દૈવી સંપત્તિવાન્ છે; (દૈવી–આસુરી સંપત્તિનાં લક્ષણો ભ. ગી. અ. ૧૬માં જુઓ.) જેના વિચારો ઉત્તમ ભાવનાથી ભરેલા છે; જેનાથી ઇંદ્રિયોનો નિગ્રહ (સંયમ), મનનો નિગ્રહ સારી રીતે થએલ છે; બ્રહ્મચર્યાદિ ઉત્તમ નિયમોનું જે શ્રેષ્ઠ રીતે પાલન કરી રહેલ છે તેવા અધિકારીએ સ્નાનાદિથી શુદ્ધ થઇ, પવિત્ર સ્થાનમાં, કોમલ અને શુદ્ધ આસન બિછાવી, કોઇપણ સુખાસને બેસવું. એટલું યાદ રાખો કે બેસવામાં કેડ, ગ્રીવા અને મસ્તક સીધું એક લીટીમાં ટટ્ટાર રહે! અતિ ટટ્ટાર તો નહિ પરંતુ શરીરને કષ્ટ ન પડે તેવું. આરંભમાં શ્વાસોચ્છ્વાસના તાલ સાથે નામસ્મરણ શરૂ કરો. શક્તિવિકાસમાં શ્વાસોચ્છ્વાસ સાથે ઘણો ઘનિષ્ઠ સબંધ છે. કારણ કે મહાન્ શક્તિભંડાર તે કોઇ બીજો નહિ પણ પ્રાણતત્ત્વ જ છે. અને એ પ્રાણતત્વનું સ્થૂલ સ્વરૂપ આ શ્વાસોચ્છ્વાસની ક્રિયા છે આપણે જો આ પ્રાણના સ્થૂલ વિભાગ ઉપર કંઇક કાબુ મેળવશું તો આખરે મહાન વ્યાપક: શક્તિ–પ્રાણતત્વને પણ પ્રાપ્ત કરી શકીશું.

માટે જ આ શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપર લક્ષ રાખવાનું આપણા માટે ઘણું જ અગત્યનું છે. જ્યારે સહજ રીતે તાલબદ્ધ (નિયમ પ્રમાણે) શ્વાસોચ્છ્વાસની ગતિ શરૂ થાય (અહીં એ સ્મરણમાં રાખો કે ઇરાદાપૂર્વક શ્વાસને ખેંચામેંચ કે રોકાણ આદિ કોઇપણ પ્રકારની ક્રિયા કરવાની નથી) ત્યારે "સોઽહમ્" મંત્રની ભાવના તેની સાથે જોડવાની છે. "સો" એટલે "તે" અને "તે" એટલે મહાન વ્યાપક દિવ્યતા શાને પ્રાણતત્ત્વ અને "અહમ્" એટલે "હું," કે જે આપણા શરીરમાં ચેતનાશક્તિ છે તે. તે ચેતનાશક્તિ આપણી નસેનસમાં, નાડીઓમાં અને સંક્ષેપમાં સમગ્ર શરીરમાં વ્યાપીને કાર્ય કરી રહેલ છે. આપણું શરીર બહારના મહાન વિપુલ શક્તિભંડારમાંથી શક્તિને ખેંચી, શક્તિસંચય કરવાનું એક ટાંકુ જ છે એમ નિશ્ચયપૂર્વક માનો. અર્થાત્ એક મહાસાગર છે ને બીજું એક નાનું તળાવ છે. સાગરમાંથી તળાવમાં ને તળાવમાંથી સાગરમાં અખંડ શક્તિપ્રવાહ વહી રહ્યો છે.

આપણે એટલું તો જાણીએ છીએ કે સાગરમાંથી જેટલી શક્તિ આપણે ખેંચીએ તેટલા જ બળવાન અને શક્તિ સંપન્ન બનીએ.

જ્યારે શ્વાસોશ્વાસની ગતિ તાલબદ્ધ સમાન રીતે વહન કરે, ત્યારે તમે તે શ્વાસોચ્છ્વાસના નિરીક્ષક યાને દ્રષ્ટા બનો. તમારા મનની વૃત્તિને કોઇ બાહ્ય સાંસારિક પદાર્થોમાં જોડાવા દેશો નહિ અર્થાત્ સંકલ્પ રહિત થઇ શાંત રહો અને શ્વાસોચ્છ્વાસને નીરખ્યા કરો. જ્યારે આવી સ્થિતિ થાય, ત્યારે એવી દૃઢ ભાવના કરો, કે બહારના દિવ્ય ભંડારમાંથી પૂરક શ્વાસદ્વારા શક્તિને અંદર ખેંચું છું અને તે દિવ્ય શક્તિ અંદર પ્રવેશી મારામાં દિવ્યતા, બળ, આરોગ્ય, સાન્દર્ય, શક્તિ વગેરેને રોમેરોમમાં અને નસેનસમાં ભરે છે અને જ્યારે શ્વાસની રેચકગતિ થાય છે ત્યારે તે દ્વારા એ મહાન દિવ્ય શક્તિ અંદરના મળને–વિકારને બહાર ધકેલી દે છે અને અંદર અંતઃકરણમાં સ્વચ્છતાને પ્રકટ કરે છે.

આ પ્રમાણે દરરોજ એક યા બે વખત, શરૂઆતમાં અરધો અરધો કલાક અભ્યાસ કરો આમ અભ્યાસ કરવાથી શરીરમાં એક પ્રકારની આહ્લાદદાયક આનંદની, દિવ્યતાની, સ્ફૂર્તિની અને પ્રસન્નતાની અનુભૂતિ થશે; અને પોતાની જાત જાણે મહાન થતી હોય તેવો અનુભવ થશે. આ અભ્યાસની સ્થિતિ થયા પછી, હરતાં ફરતાં, સૂતાં–બેઠતાં અને દરેક કાર્ય કરતાં પણ માનસિક ભાવે આ અભ્યાસ સ્વાભાવિક જ થયા કરે છે. અભ્યાસની પરિપક્વતા થયા પછી તો જે શ્વાસોચ્છ્વાસ લેવાની ભાવના છે તે પણ પલટાઇને એમ જ સમજાશે કે હું શ્વાસોચ્છ્વાસને બદલે દિવ્ય શક્તિને જ ગ્રહણ કરું છું. દરેક ચેષ્ટા બસ તે મહાન સાગરમાં જ થઇ રહી છે. બિચારું નાનું તળાવ પોતાનો પરિઘ તોડી મહાન સાગરમાં એકાકાર થઇ ગયું છે.

અને પછી તો એવી સ્થિતિનો અનુભવ થશે કે, હું સર્વશક્તિમાન છું, સર્વજ્ઞ છું, સર્વવ્યાપક છું, પરમ આનંદસ્વરૂપ છું. હું જ સૌંદર્યવાન્, તેજસ્વી અને સર્વ કંઇ છું. બસ આ જ આપણું આખરી ધ્યેય છે. આને જ શાસ્ત્રો મુક્તિ–મોક્ષ કહે છે. મનુષ્ય મટી દેવ થાય છે અને નરનો નારાયણ થાય છે. અસ્તુ ૐ




( ગતાંકના પૃષ્ઠ ૪૫૭ થી ચાલુ )

# જડભરત અને રહુગણનો સંવાદ

જડભરત જીવન્મુક્ત દશાનો વિલક્ષણ આનંદ લેતા હતા. કર્મ કરતા હોય કે ન કરતા હોય તો પણ તેમને અહંકારનો ભાવ આવતો નહોતો. તેમના ભાઈઓએ તેમને ખેતીની મજુરી કરવાનું કામ સોંપ્યું તો તે કરવા લાગ્યા. છતાં તે વખતે ક્યારાની જમીન બરાબર છે કે નહિ કે તેમાં બરાબર પાણી પહોંચે છે કે નહિ તેનું તેમને ભાન રહેતું નહોતું, તેમના ભાઈઓ તેમને જે કાંઈ વધેલું ભોજન, ભાત; ભૂસું, વગેરે આપતા તે જડભરત અમૃતની સમાન માની ખાઈ લેતા હતા. (પ. ૯. ૧૧) તે પોતાની દશામા એવી નિષ્ઠાવાળા હતા કે તેમને વિધિ કે નિષેધનું ભાન રહેતું નહોતું.

જ્યાંસુધી આત્મસાક્ષાત્કાર થયો હોતો નથી ત્યાં સુધી વિધિનું અને બીજા પ્રમાણનું પ્રમાણપણું છે સાક્ષાત્કાર થયા પછી પ્રમાતા પ્રમેય વગેરે નષ્ટ થઇ જાય છે તેથી વિધિ તથા બીજા પ્રમાણનું પ્રમાણપણું રહેતું નથી. જેમાં કાંઈક મેળવવાનું હોય કે મૂકવાનું હોય તેમાં વિધિ બની શકે છે. આત્મા વસ્તુતંત્ર છે અને હેય તથા ઉપાદેયથી રહિત છે. સામાન્ય રીતે આવા સ્વરૂપના શ્રવણ-મનનથી જે સંસ્કાર મનમાં ઉત્પન્ન થાય છે તેનાથી જે અંતઃકરણની વૃત્તિવિશેષ થાય છે તેનાથી આત્મસાક્ષાત્કાર થાય છે. પણ જડભરતે હરણની પહેલાંના જન્મમાં ઘણી સારી સાધના કરેલી હતી તેથી આ જન્મમાં શરૂઆતથી જ તેનામાં બ્રહ્માકારવૃત્તિ રહેવા લાગી તેને બીજા કાંઈ સંસ્કાર કરવાની જરૂર પડી નહોતી. જેને દેહમાં મિથ્યાજ્ઞાનથી અહંભાવ રહે છે અને રાગદ્વેષ રહે છે. તે જીવનો સંસ્કાર કરવો પડે છે. જડભરતમાં વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ વગેરે સ્વાભાવિક તૈયાર જ હતાં. લોકોમાં ધન વગેરે બહારની સંપત્તિને મિલકત માને છે પણ શાસ્ત્રોમાં શમ, દમ, ઉપરની તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાનને સંપત્ માનેલ છે. ધન વગેરે તો કોઈ વખતે વિપત્તિનો હેતુ પણ થઇ જાય છે. ધનવાનને ચોર અને રાજા વગેરેનો ભય રહે છે, વળી તે સંપત્ મર્યા પછી સાથે આવતી નથી. શમ દમ વગેરેની સંપત્ કદાપિ દુઃખનો હેતુ થતી નથી. તેમાં કોઈ ભાગ પડાવતું નથી, તે સાથે આવે છે અને નિરતિશય સુખ પ્રાપ્ત કરાવી આપે છે. જડભરતે પહેલાંના જન્મમાં ભરત તરીકે જે તપ કર્યું હતુ અને શમ દમ વગેરે કેળવેલા હતા તે તેને આ જન્મમાં ઉપયોગી થયા છે. આવા સાધનવાળાને માટે શાસ્ત્રમાં કહેલ છે કે **यदैव विरजेत् तदैव प्रव्रजेत्** જ્યારે વૈરાગ્ય આવે કે તરત ચાલી નીકળવું. જડભરતને પણ સંસારના વ્યવહારમાં ચિત્ત લાગતુ નહોતુ, અને તે જ્યાં ત્યાં પડી રહેતા હતા.

એક વખત એક શૂદ્રના રાજાએ પુત્રની ઇચ્છાથી ભદ્રકાલીને માણસનું બલિદાન દેવાનો સંકલ્પ કર્યો. તેણે જે માણસને પકડીને મંગાવ્યો હતો તે પ્રારબ્ધ યોગે નાશી ગયો તેથી તે રાજાના નોકર તેને શોધવા નીકળ્યા પણ તે મળ્યો નહિ અને દૈવયોગે અકસ્માત અંધારી રાત્રે જડભરત તેના જોવામા આવ્યા; તે તેના ભાઇના ખેતરનુ રખોપુ કરતા હતા. તેને તે રાજાના નોકરોએ પકડી લીધો અને દોરડાથી બાંધી ચંડિકાના મંદિરમાં લઇ આવ્યા, પછી તેને સ્નાન કરાવી સારાં વસ્ત્ર અને અલંકાર પહેરાવ્યા. ભદ્રકાલીની પાસે ધૂપ દીપ વગેરે કર્યા અને નાચતા ગાતા જડભરતને મારવા માટે દેવીની સામે બેસાડ્યા. પછી મંત્રો બોલી તેને મારવા માટે એક માણસે તરવાર કાઢી પણ આવા બ્રહ્મજ્ઞાની પુરુષના તેજથી દેવીના શરીરમાં દાહ થવા લાગ્યો, તેથી મૂર્તિમાંથી સાક્ષાત્ દેવી બહાર નીકળી અને ક્રોધથી એ જ તરવાર પકડી ત્યાં આવેલા બધા અસુર જેવા માણસોને દેવીએ મારી નાખ્યા. સત્પુરુષોના ઉપર કરેલા પ્રયોગ, કરનાર ઉપર જ પાછા પડે છે.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે "જેણે દેહ વગેરેમાં આત્મભાવ કાપી નાખ્યો છે, જે બધા પ્રાણીઓના મિત્ર છે અને વૈર વગરના છે. જેની ભગવાન

રક્ષા કરે છે, જે ભગવાનના ચરણમાં પ્રાપ્ત થયેલ છે, એવા ભગવદ્ભક્ત પરમહંસને માટે પોતાનું માથું કપાવવાનો પ્રસંગ આવ્યો તોપણ કોઈ પ્રકારે વ્યાકુળતા ન ઉપજી એ આશ્ચર્યની વાત નથી." ( પ. ૯. ૨૦ ). આંહી જડભરતને **ભાગવત પરમહંસ** એ વિશેષણ આપેલ છે. ભાગવત–પરમહંસ પરેચ્છાપ્રારબ્ધથી રહે છે એટલે જ્યાં ભગવાન શરીરને લઈ જાય ત્યાં જાય છે.

દેહમાંથી અહંભાવ કાઢવો એ અઘરામાં અઘરૂ છે. બધો સંસાર દેહને હું માનીને ચાલે છે. સંસારના બધા સુખનો આધાર દેહનું અભિમાન છે. એ દૂર થાય તો ફરીથી સંસાર મળતો નથી. એ અભિમાનને બાધ કરે એવું જ્ઞાન ઉત્પન્ન થાય તો જ એ અધ્યાસ દૂર થાય છે. કોલેજોમાં જે જ્ઞાન આપવામાં આવે છે, તેનાથી દેહનો અધ્યાસ દૂર થતો નથી. અન્યના જ્ઞાનથી અન્યમાં થયેલ ભ્રાંતિની નિવૃત્તિ થતી નથી. તેથી આત્મજ્ઞાનની જરૂર પડે છે. દેહ અને આત્માનો સંયોગ સબંધ બનતો નથી પણ અધ્યાસિક સંબંધ બને છે, તે સંબંધ આધ્યાસિક હોવાથી આત્મામાં પ્રમાતાપણું જણાય છે અને તે જ્ઞાનથી નિવૃત્ત થાય છે. અસંગ આત્મામાં પ્રમાતાની ઉત્પત્તિ માટે અધ્યાસ અવશ્ય માનવો પડે છે. જડભરતે આત્મજ્ઞાનથી એ અધ્યાસ દૂર કર્યો હતો. તેનામા " પ્રત્યગભિન્ન બ્રહ્મ સ્વરૂપ હું છું" એવી અખંડાકારવૃત્તિ સતત રહેતી હતી.

એકવાર સિંધુ દેશનો રાજા રહુગણ પાલખીમાં બેસીને જતો હતો. જ્યારે પાલખી ઇક્ષુમતી નદીને તીરે પહોંચી ત્યારે પાલખી ઉપાડનારા ભોઇના જમાદારને પાલખી માટે એક ભોઇની જરૂર પડી. તપાસ કરતાં પ્રારબ્ધયોગે તેમને જડભરત મળ્યા. જડભરતને જોઇને જમાદારે જાણ્યું કે આ માણસ શરીરે પુષ્ટ અને તરુણ છે અને બળદ કે ગધેડાની માફક બોજો ઉપાડી શકે તેવો છે. તેથી તેમને બલાત્કારથી પકડી પાલખી ઉપાડવા માટે જોડી દીધા. ભરતજીએ પણ કાંઈ આનાકાની કર્યા વગર પાલખી ઉપાડવા માંડી. પણ પહેલાંના જન્મના દયાના સંસ્કાર તેમના મનમાં થોડાક રહી ગયેલ હોવાથી કોઈ જીવ પગ નીચે દબાઇને મરી ન જાય એવી ભાવનાથી જમીન ઉપર આગળ જોતાં જોતાં ચાલતા હતા. તેથી બીજા ભોઇની સાથે તેની ગતિ સમાન રહેતી નહોતી અને પાલખી આડી અવળી થઈ જતી હતી. એ જોઇ રાજા રહુગણે પાલખી ઊઠાવવા વાળાઓને કહ્યું કે " અરે ભોઇઓ ! બરાબર ધ્યાન દઇને ચાલો, પાલખી ઉંચી નીચી કેમ થઈ જાય છે ! ભોઇઓ ને રાજા તરફથી દંડની બીક લાગી તેથી બીતાં બીતાં જવાબ આપ્યો કે " મહારાજ, અમે તો બરાબર ધ્યાન આપીએ છીએ પણ આ જે નવો ભોઈ પાલખીમાં દાખલ થયેલ છે તે તરત ચાલતો નથી. અમે તેની સાથે પાલખી ચલાવી શકતા નથી.

રહુગણને લાગ્યું કે સંગનો દોષ એક વ્યક્તિમાં હોય તો પણ બીજા બધાને અસર કરે છે. તેને ક્રોધ આવ્યો અને તેનું અંતઃકરણ રજોગુણથી વ્યાપ્ત થઇ ગયું. તેણે ભરતજીને કહ્યું " અરે ભાઈ, બહુ દુઃખની વાત છે કે તું જરૂર થાકી ગયો હોઈશ, વળી તું બહુ દુબળો દેખાય છે " આ પ્રમાણે રાજાએ તેને અવળી ભાષામાં ટોંકવા માંડ્યો તો પણ કાંઈ દરકાર કર્યા વગર ભરતજી પહેલાંની માફક પાલખી ઉપાડી ચાલવા લાગ્યા. તેને અવિદ્યાના કાર્ય પંચભૂત, ઇંદ્રિયો અને અંતઃકરણના સંઘાતરૂપ આ છેલ્લા શરીરમાં "હું અને મારા"ની બુદ્ધિનો મિથ્યા અધ્યાસ થયો નહોતો.

પાલખી ફરીથી વિષમ ગતિ વાળી થઇ જવાથી રાજાએ ફરીથી ક્રોધ કરી તેને કહ્યું કે " અરે આ શું છે ! શું તારૂં મરણ નજીક આવેલ છે ! હું તારો સ્વામી છું તેની આજ્ઞાનું તું ઉલ્લંઘન કરે છે, તું બહુ ઉન્મત્ત લાગે છે, હું હમણાં જ તને શિક્ષા કરી યમરાજાની પાસે મોકલી આપું છું. "

આ વચનો સાંભળી જડભરતે તેને નીચે પ્રમાણે જવાબ આપ્યો:—

"હે રાજા ! તમારૂં કહેવું ઠીક છે. જો ભાર ઉપાડનાર અને માર્ગમાં ચાલનાર આ શરીર હું હોઉં તો મને ભારનો કલેશ અને માર્ગનો શ્રમ લાગે. તમે કહ્યું કે તું મોટો અને તાજો પણ દેખાતો નથી એ વાત પણ ઠીક છે કારણ કે જાડાપણું કે મોટાપણું એ શરીરનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી એવુ જ્ઞાની પુરુષો માને છે વળી

स्थौल्यं कार्श्यं व्याधय आधयश्च
क्षुत्तृड् भयं कलिरिच्छा जरा च।
निद्रा रतिर्मन्युरहंमदः शुचो
देहेन जातस्य हि मे न सन्ति ॥
५–१०–१०

અર્થ—સ્થૂલતા, કૃશતા, આધિ, વ્યાધિ, ક્ષુધા, તૃષા, ભય, કલહ, ઇચ્છા, જરા, નિદ્રા, પ્રેમ, ક્રોધ, અભિમાન અને શોક આ બધા ધર્મ દેહના અભિમાનની સાથે ઉત્પન્ન થવાવાળી વ્યક્તિમાં રહે છે, મારામાં તો તેનો લેશ પણ નથી.

વળી તમે જીવવા મરવાની વાત કરી; તો જેટલા આદિ-અંતવાળા વિકારી પદાર્થ છે તેમાં એ બે ધર્મ રહે છે. વળી જ્યાં સ્વામિસેવકભાવ હોય ત્યાં આજ્ઞા-પાલન કરવાનો ધર્મ રહે છે. મારા આત્માની સાથે તો કોઈનો સ્વામીસેવકભાવવાળો સંબંધ નથી. તું રાજા છે અને હું પ્રજા છું એ પ્રકારની ભેદબુદ્ધિ ન હોય તો એ વ્યવહાર પણ બનતો નથી. પરમાર્થિક દૃષ્ટિથી જોઈએ તો કોને સ્વામી કહેવો અને કોને સેવક કહેવો ? છતાં તને સ્વામીપણું લાગતું હોય તો હું તારી શું સેવા કરું તે કહે.

જડભરતનો કહેવાનો ભાવ એવો છે કે સ્વામિ-સેવકભાવ એ કલ્પિત વસ્તુ છે. જેમ કોઈ રાજાએ આઠ કલાક દિવસમાં રાજ્ય કર્યું અને રાત્રે આઠ કલાક સ્વપ્નમાં મજુર થઇ મજુરી કરી અને કોઈ મજુરે દિવસમાં આઠ કલાક મજુરી કરી અને રાત્રે આઠ કલાક સ્વપ્નમાં રાજા થઈ રાજ્ય કર્યું તો તે દશામાં બન્નેએ આઠ કલાક આખું રાજ્ય કર્યું છે અને બન્નેએ આઠ કલાક સાચી મજુરી કરી છે; તો તેમાં રાજા કોણ ? અને મજુર કોણ ? એવું જ જાગ્રતના વ્યવહાર બાબત સમજવાનું છે. જડભરત વધારામાં રાજાને કહે છે કે:—

**उन्मत्तमत्तजडवत्स्वसंस्थां**
**गतस्य मे वीर चिकित्सितेन।**
**अर्थः कियान्भवता शिक्षितेन**
**स्तब्धप्रमत्तस्य च पिष्टपेषः ॥** ૫-૧૦-૧૩

અર્થ—હે વીર ! હું મત્ત અને ઉન્મત્ત જેવો જડ છું અને પોતાના આત્માની સ્થિતિમાં રહેવાવાળો છું. તેને દંડ દેવાથી તારું શું પ્રયોજન સિદ્ધ થશે ? અને જો હું વાસ્તવમાં મૂર્ખ અને પ્રમાદી છું તોપણ તારી શિખામણ દળેલાને ખાંડવાની માફક નકામી છે.

ઉપરના શ્લોકમાં **स्वसंस्थां गतस्य** એ શબ્દો સ્થિત-પ્રજ્ઞની દશા અથવા જીવન્મુક્તની દશાનું સૂચન આપે છે. આત્મજ્ઞાન થવું સહેલું છે; પણ તેમાં નિષ્ઠા થવી બહુ મુશ્કેલ છે. નિષ્ઠાવાળા સંત પુરુષો મળવા જ દુર્લભ છે. ચોથી ભૂમિકાએ જ્ઞાન થાય છે. તે પછી પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા જીવન્મુક્તિના વિલક્ષણ સુખ માટે છે. પાંચમી ભૂમિકાએ બધું સ્વપ્ન જેવું લાગે છે, છઠ્ઠી ભૂમિકા પદાર્થાભાવિની હોવાથી સુષુપ્તિની માફક એક સિવાય બીજું દેખાતું નથી. સાતમી ભૂમિકાને ગાઢ સુષુપ્તિ કહે છે. તે દશામાં આનંદ એટલો બધો વધે છે કે શરીરથી સહન થતો નથી; તેથી શરીર માત્ર થોડા દિવસ જ ટકે છે. જીવન્મુક્તનાં લક્ષણ જીવન્મુક્તિવિવેકમાં શ્રી વિદ્યારણ્ય સ્વામી એવાં જણાવે છે કે તે પુરુષ સુષુપ્તિમાં હોવા છતાં જાગ્રત છે, તે જાગ્રત અવસ્થાને જાણતો નથી, તેનું જ્ઞાન નિર્વાસન હોય છે. તેનું મન વૃત્તિરહિત હોય છે, તેનામાં રાગ, દ્વેષ કે ભયનો આભાસ દેખાય તો યે તે અંતરમાં આકાશની જેમ અત્યંત નિર્મળ છે. તેનો રાગ તેને ભોજનમાં પ્રવૃત્તિ કરાવે છે અને તેનો દ્વેષ વિષયી માણસોથી તેને વિમુખ રાખે છે. કર્મો કરતો હોય કે ન કરતો હોય તો પણ જેને અહંકાર લાગતો નથી તે જીવન્મુક્ત છે. તેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને તે લોકોથી ઉદ્વેગ પામતો નથી. તે કોઇને ધિક્કારતો નથી તેમ કોઇને પ્રહાર કરતો નથી. તેને માન કે અપમાન લાગતાં નથી, વગેરે. જીવન્મુક્તિથી નીચે પ્રમાણે પાંચ પ્રયોજન સિદ્ધ થાય છે:—

૧ જ્ઞાનની રક્ષા
૨. તપ
૩. વિસંવાદનો અભાવ.
૪. દુઃખનો નાશ
૫. સુખનો આવિર્ભાવ.

શ્રીમદ્ ભાગવતમાં કપિલ આખ્યાનમાં શ્લોક ૩–૨૮–૩૭ અને શ્લોક ૩–૨૮–૩૮ એ બંને જીવન્મુક્તની દશાના છે. તે બંને શ્લોક ફરીથી એકાદશ સ્કંધમાં હંસગીતામાં પણ આવે છે.

ઉપરના જડભરતના ઉપદેશમાં એમ કહેલ છે કે ભાર લાગવો એ શરીરનો ધર્મ છે. વિચાર કરતાં એ વાત સાચી જ લાગશે. ભાર કોઇ સાચી વસ્તુ નથી પણ સાપેક્ષ છે. બળવાનનું શરીર વધારે ભાર સહન કરી શકે છે. હાથીનું શરીર અને બળદનું શરીર પણ વધારે ભાર ખેંચી શકે છે. આકાશમાં એક કાંકરો નાખીએ તો નીચે પડે છે પણ આખી પૃથ્વી આકાશમાં અદ્ધર રહેલી છે અને એક સેકન્ડમાં ૧૮ માઇલની ગતિએ ફરે

છે. એન્જીનને દશ માણસ ફેરવી શકે નહિ પણ તેમાં સ્ટીમ ભરી હોય તો આખી ટ્રેનને ખેંચી શકે છે. તેવી જ રીતે વિમાન ચાલતું હોય તો પોતાને અને બીજાને ઉપાડી શકે છે પણ પડ્યું હોય તો ભારરૂપ લાગે છે. આપણા માથા ઉપર મીઠાઈ મૂકી હોય તો ભાર લાગે છે પણ તે ખાઈ જઈએ તો ભાર લાગતો નથી તેથી વજન એ સાપેક્ષ વસ્તુ છે. હાલના સાયન્સથી પણ તે વાત સિદ્ધ થઈ છે, અને ભક્તિમાર્ગની દૃષ્ટિએ જોઈએ તો ડાકોરના શ્રીરણછોડરાયજી ગંગાબાઈની વાળીમાં તોલાયા છે. માણસના શરીરના મડદામાં ભાર લાગે છે પણ તે જીવતું હોય ત્યારે તેટલો ભાર લાગતો નથી. તેવી જ રીતે જેને દેહનું અભિમાન નથી તેને પાલખીનો ભાર પણ લાગતો નથી. એવા જીવન્મુક્તની દશા સાધારણ માણસની દષ્ટિથી સમજી શકાય નહિ.

જડભરત રહુગણને ઉપદેશ આપીને પછી પહેલાંની જેમ પાલખી ઉપાડવા લાગ્યા. રાજા રહુગણમાં શ્રદ્ધા હતી અને તત્ત્વજિજ્ઞાસા પણ હતી (પ. ૧૦ ૫). તેણે જડભરતની શાસ્ત્રમા માન્ય થાય તેવી વાણી સાંભળી અને તેની કેટલીક શંકાઓ દૂર થઈ ગઈ તેથી તે પાલખીમાંથી નીચે ઊતરી પડ્યો અને રાજા તરીકેનું અભિમાન છોડી, જડભરતને પગે લાગી પોતાના અપરાધની ક્ષમા માગી નીચે પ્રમાણે કહેવા લાગ્યો.—હે દેવ ! આપે બ્રાહ્મણના ચિહ્ન રૂપ જનોઈ ધારણ કરી રાખેલ છે તો આવા ગુપ્તપણે વિચરનાર આપ કોણ છો ? આપ દત્તાત્રેયના જેવા કોઈ અવધૂત છો આપ કોના પુત્ર છો ! આપનું જન્મસ્થાન કયું છે ! આપ ક્યાંથી પધારો છો ! આપ અમારા કલ્યાણને માટે આવેલા સાક્ષાત્ ભગવાન કપિલજી લાગો છો. મને ઇંદ્રના વજ્રની બીક નથી, યમરાજની કે બીજા કોઈ દેવની બીક નથી; પણ બ્રાહ્મણકુળનું અપમાન થાય તો બીક લાગે છે. માટે આ પ્રકારે ગંભીર વિજ્ઞાનશક્તિથી સંપન્ન આપના અપાર મહિમાને છુપાવી અસંગભાવથી મૂર્ખની માફક ફરનાર આપ કોણ છો ! આપના યોગયુક્ત શબ્દો તો અમારી બુદ્ધિ સમજી શકતી નથી. હું તો પાલખીમાં બેસી ભગવાન કપિલનો સત્સંગ કરવા માટે જાઉં છું અને સંસારમાં એકમાત્ર શરણ લેવાયોગ્ય કોણ છે તે પૂછવા માટે જાઉં છું. આપ પણ કપિલમુનિના જેવા જ જ્ઞાનવાળા લાગો છો. અને જાણે કે લોકોની દશા દેખવા માટે આ રૂપમાં ફર્યા કરો છો. પણ ઘરમાં આસક્ત રહેવાવાળા વિવેકહીન પુરુષ આપ જેવા યોગેશ્વરની ગતિ શી રીતે જાણી શકે ?

આ ઉપરથી જાણી શકાશે કે સાધારણ માણસો ખરા મહાત્માને ઓળખી શકતા નથી. બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિ લખનાર દક્ષિણના પ્રખ્યાત સંત સદાશિવેન્દ્ર સરસ્વતી એક વખત ચાલ્યા જતા હતા. રસ્તામાં તેમને તે દેશના રાજાની ગાડી સામી મળી. તેમને રાજાના નોકરોએ એક બાજુ ખસી જવાનું કહ્યું; પણ તે પોતાની નિષ્ઠામાં મસ્ત હતા. પછી રાજાએ તેમને ખસી જવા હુકમ કર્યો. તે પણ તેમણે ગણકાર્યો નહિ. એટલે રાજાએ નીચે ઊતરી ગુસ્સામાં પોતાની તરવારથી તે અવધૂતનો એક હાથ કાપી નાખ્યો અને પછી ગાડીમાં બેસી પોતાને સ્થાને ગયો. પણ અવધૂતને શરીરનું ભાન નહોતું. તે પણ આગળ ચાલવા માંડ્યા. રસ્તામાં કોઈ માણસ સામે મળ્યો તેણે તે યોગીને પૂછ્યું કે "મહારાજ, તમારો હાથ કોણે કાપી નાખ્યો ! તે વખતે તેમણે બીજો હાથ ત્યાં ફેરવી તપાસ કરવા માંડી એટલામાં કપાએલો હાથ નવો તૈયાર થઈ ગયો.

રહુગણ હવે જડભરતને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછે છે—હું યુદ્ધ વગેરે કાર્ય કરું છું ત્યારે મને તો થાક લાગે છે તેથી મને લાગે છે કે બોજો ઉઠાવનાર આપને પણ થાક લાગતો હશે. આપ કહો છો કે આપને શ્રમ લાગતો નથી એ વાત મારી સમજણમાં આવતી નથી. વળી આપ કહો છો કે સ્વામિસેવકભાવ પણ વ્યવહારદૃષ્ટિથી છે, વાસ્તવમાં નથી, પણ અમને તો વ્યવહાર સત્ય લાગે છે. દૃષ્ટાંત તરીકે જો ઘડો ખોટો હોય તો તેનાથી જળ લાવવાનું કાર્ય કેમ થાય ! તેમાં જળ રહી જ શકે નહિ ! જેમ ચૂલા ઉપર તપેલું રાખ્યું હોય તેમાં રહેલ પાણી નીચેના અગ્નિથી ઉકળે છે અને તેમાં રહેલ ચોખા ચડી જાય છે તે જ પ્રમાણે દેહ, ઇંદ્રિય અને મનના સંનિધિથી જીવોને વિષયોનો અનુભવ થાય છે. પ્રજા ઉપર રાજ્ય કરવું એ રાજાનું કામ છે અને અપરાધીને દંડ દેવો એ પણ રાજાનું કામ છે. પોતાના ધર્મનું આચરણ કરવું એ જ ભગવાનની સેવા છે. એટલું કહી રાજાએ પોતાના અપરાધ માટે ફરીથી ક્ષમા માગી.

હવે જડભરત, રાજા રહુગણને જવાબ આપે છે.—

હે રાજા ! તું અજ્ઞાની હોવા છતાં જ્ઞાનીની માફક વાત કરે છે. જ્ઞાની પુરુષો તારા વ્યવહારની વાતો સાચી માનતા નથી. વળી જે વેદવાક્યના પ્રમાણથી ગૃહસ્થાશ્રમમાં યજ્ઞ વગેરે થાય છે તેનાથી પણ વિશુદ્ધ તત્ત્વ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યાંસુધી માણસોનું મન સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી વ્યાપ્ત રહે છે; ત્યાંસુધી તેમની ઈંદ્રિયો શુભઅશુભ કર્મ કરાવ્યા જ કરે છે. આ ત્રણ ગુણો જીવને જુદી જુદી ઉપાધિઓમાં નાખી જુદાં જુદાં શરીર પ્રાપ્ત કરાવે છે, અને જીવને તેમાં અભિમાન થવાથી મોહ પ્રાપ્ત થાય છે. જ્યાંસુધી મન રહે છે ત્યાંસુધી આ બધો જાગ્રત-વ્યવહાર અને સ્વપ્નવ્યવહાર રહે છે. તેથી મન જ ત્રિગુણમય અધમ સંસારનું કારણ છે અને તે જ મન જો શુદ્ધ થાય એટલે વૈરાગ્ય વાળું થાય તો મોક્ષનું કારણ પણ બને છે.

गुणानुरक्तं व्यसनाय जन्तो क्षेमाय नैर्गुण्यमथो मन- स्यात् । (૫-૧૧-૮)

વિષયોમાં આસક્ત થયેલું મન જીવને સંસારના સંકટમાં નાખે છે અને વિષયહીન થાય તો તે શાંતિમય મોક્ષપદ આપે છે. જેમ ઘીમાં ભીંજાયેલી બત્તિથી બળતો દીપક ધૂમાડો કરે છે, પણ ઘી સમાપ્ત થઈ જાય તો પોતાના કારણ અગ્નિમાં લીન થઈ જાય છે. તે પ્રકારે ગુણ અને કાર્યોમાં આસક્ત થયેલું ચિત્ત ઘણી વૃત્તિઓ ઉત્પન્ન કરે છે અને નિર્ગુણ હોય તે પોતાના કારણ મહત્તત્ત્વમાં લીન થઈ જાય છે. પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને એક અહંકાર એ મનની ૧૧ વૃત્તિઓ છે; તે દ્રવ્ય, સ્વભાવ, આશય, કર્મ અને કાળદ્વારા પરિણામને પ્રાપ્ત થઈ સેંકડો, હજારો અને કરોડો, પ્રકારની થઈ જાય છે. તેમની સત્તા ક્ષેત્રજ્ઞ આત્માની સત્તાથી છે સ્વતઃ નથી; અથવા પરસ્પર મળીને પણ નથી. એ વૃત્તિઓ જાગ્રત અને સુષુપ્તિમાં તિરોહિત થઈ જાય છે. તેને આ શુદ્ધ અને સાક્ષી આત્મા સદા દેખે છે.

આ ક્ષેત્રજ્ઞ આત્મા જ બધાના અંતઃકરણમાં રહેવાવાળો જગતનું આદિકરણ, સ્વયંપ્રકાશ, અજન્મા અને બ્રહ્મા વિગેરેનો પણ નિયંતા છે અને પોતાને આધીન રહેવાવાળી માયાથી બધા જીવોની અંદર રહેનાર ભગવાન વાસુદેવ નારાયણ છે. જેમ વાયુ બધાની અંદર પ્રાણરૂપે પ્રવિષ્ટ થઈ પ્રાણને પ્રેરિત કરે છે તેમ બધાના અંતર્યામી અને આત્મા પ્રકૃતિથી અતીત ભગવાન વાસુદેવ પણ સંપૂર્ણ પ્રપંચમાં ઓતપ્રોત છે હે રાજા! જ્યાંસુધી માણસ જ્ઞાન પ્રાપ્ત કરીને માયાનો તિરસ્કાર કરતો નથી અને બધા સંગનો ત્યાગ કરી કામ ક્રોધ વગેરે ૭ શત્રુઓને જીતી આત્માને જાણતો નથી, જ્યાં સુધી તે આત્માની ઉપાધિરૂપ આ મનને સંસારના દુઃખનું કારણ જાણતો નથી ત્યાંસુધી તે સંસારમાં જ ભટક્યા કરે છે. કારણ કે એ મન તેને શોક, મોહ, રોગ, રાગ, લોભ વગેરેથી બાંધી લે છે અને તેની મમતા વધાર્યા કરે છે. એવા મનની ઉપેક્ષા કરવાથી તે બહુ બળવાન થઈ જાય છે; માટે એ કપટી મનરૂપી શત્રુને શ્રી ગુરુ અને હરિના ચરણોની સેવાથી સાવધાનતા પૂર્વક મારી નાખો.

મનમાં ખરી સત્તા નથી પણ આપણે આપેલી સત્તા તે ભોગવે છે એકવાર તેને છૂટું મૂક્યું એટલે બીજી વાર તેવી છૂટ માગે છે. એકવાર બીડી પીવાની ટેવ પાડી એટલે ફરીથી બીડી માગે છે, ચા અને ન્યુસપેપર વાચવાની ટેવ પાડી એટલે ફરીથી ચા અને ન્યુસપેપર માગે છે. એવી ટેવ ન પાડી હોય તો તે એવી ચીજો માગતું નથી સેવાની ટેવ પાડી હોય તો ભરતની ટેવની માફક હરણની સેવામાં ચાલ્યું જાય છે. માટે જો એક મન વશ થાય તો બધું વશ થાય છે. મહાભારતના યુદ્ધ વખતે અર્જુન ભગવાનની હાજરીમાં જ ફરીઆદ કરે છે કે આ ચંચળ મનને વશ કરવું બહુ મુશ્કેલ લાગે છે. તેથી એમ લાગે છે કે સગુણ ભગવાનના દર્શનમાત્રથી પણ મન જીતાતું નથી પણ જડભરતના જેવો વૈરાગ્ય હોય અને તેના જેવું જ્ઞાન હોય તો મન તરત વશ થઈ જાય છે.

જડભરતનું જ્ઞાન સાંભળી રાજા રહુગણમાં ઘણી નમ્રતા આવી ગઈ. તેણે જડભરતને નમસ્કાર કરી કહ્યું કે આપ તો સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ છો અને લોકના કલ્યાણને માટે શરીર ધારણ કરેલ છે. આપે પરમાનંદમય સ્વરૂપનો અનુભવ કરી શરીરને તુચ્છ સમજેલ છે. અમે તો દેહના અભિમાનરૂપી સર્પથી ડસાયેલ છીએ તેથી આપની અમૃતમય વાણી અમને પરમ ઔષધરૂપ છે આપે જે જ્ઞાન આપ્યું તે મને સરળ રીતે સમજાય તેવી રીતે કહો ભાર બહવા શ્રમ પ્રત્યક્ષ કર્મનું ફળ છે છતાં આપ કહો છો કે તે સત્ય નથી એ વાત હજુ મારી બુદ્ધિમાં પેસતી નથી.

જડભરતે કહ્યુઃ-પૃથ્વીના વિકારરૂપ આ દેહ કોઈ વિશેષ કારણથી પૃથ્વી ઉપર ચાલવા લાગે છે. તે શરીરમાં બે પગ છે, તેના ઉપર ઘુંટણ, જાંઘ, કેડ અને તેની ઉપર છાતી છે, તેના ઉપર ખંભા વગેરે છે. એ ખભા ઉપર પાલખી રાખેલ છે અને તેમાં રહૂગણ નામનો એક જડ દેહ બેઠો છે. તે દેહમાં તને અહંકાર થયો છે. એ તારૂ અજ્ઞાન છે. વાસ્તવમા જે તત્ત્વનો તારો દેહ છે તે જ પૃથ્વી તત્ત્વનો દેહ ભોઇઓનો છે. છતાં તે તેઓને પકડી રાખેલ છે તેથી તું ક્રૂર અને દુષ્ટ છે. તું લોકાની રક્ષા કરનાર છે એ વાત મહાપુરુષોની સભામાં શોભે તેવી નથી. બધાં શરીરોની ઉત્પત્તિ પૃથ્વીમાંથી થાય છે અને લય પણ પૃથ્વીમાં થાય છે તો તેમા થતી ક્રિયામાં નામ સિવાય બીજુ કાઈ વ્યવહારનુ કારણ નથી. વળી પૃથ્વી પણ મૂળ તત્વ નથી. પૃથ્વીનુ કારણ પણ મૂળ પરમાણુ છે અને એ પરમાણુ પણ અવિદ્યાદ્વારા મનથી કલ્પિત છે એટલે વાસ્તવમા પરમાણુની પણ સત્તા નથી; કારણ કે સંપૂર્ણ પ્રપચ એ એક ભગવાનની માયાનો ખેલ છે. તેનાથી પૃથક્ કોઇની સત્તા નથી.

આ બાબત હાલના નવા સાયન્સથી પણ સિદ્ધ થએલ છે. નવા સાયન્સમા અણુને એટમ કહે છે અને પરમાણુને ઇલેકટ્રન કહે છે. એ ઇલેકટ્રન તરગના રૂપમાં પ્રકાશિત થઇને દોડતો હોય છે તની ગતિ એટલી બધી તીવ્ર હોય છે કે તે માપી શકાતી નથી. તેથી જ્યારે તે ઇલેકટ્રનને જોવાવાળો કોઇ હાજર હોય ત્યારે તે તરંગ જોનારાની જેવી દષ્ટિ હોય તેવા માપવાળો બની જાય છે. તેથી દરેકને પોતાની દષ્ટિ પ્રમાણે અથવા પોતાના જ્ઞાન પ્રમાણે પરમાણુ દેખાય છે. હાલના કોઈ સાયન્ટીસ્ટને આપણે પૂછીએ કે ઇલેકટ્રન શી વસ્તુ છે? તેના જવાબમાં તે આપણને પૂછશે કે તમે ઇલેકટ્રન વિષે શું જાણો છો? આપણે કહીએ કે મને ઇલેકટ્રન આવો દેખાય છે; તેનો જવાબ સાયન્સવાળા એમ આપે છે કે "તેનુ નામ ઇલેકટ્રન છે" એટલે આપણા જ્ઞાનમાં જે ઇલેકટ્રન અથવા પરમાણુ આવે તે ઇલેકટ્રન છે. વાહ્નાના જ્ઞાનમાં જેટલા તેજના પરમાણુના તરંગ પકડાય તે તેના પરમાણુ છે. તેથી જેવી જેની દૃષ્ટિ. તેવી તેની સૃષ્ટિ એ વાત સિદ્ધ થાય છે. આપણું જ્ઞાન છોડીને સૃષ્ટિનો વિચાર થઈ શકતો નથી, તેથી સૃષ્ટિનું રહસ્ય સમજવુ હોય તો આપણા જ્ઞાનને પહેલાં ઠીક કરવું જોઇએ. સાધારણ માણસના જ્ઞાનમાં જે વસ્તુ આવે છે તે બધી માયા છે. તેથી જડભરત રહૂગણને કહે છે કે જે કાંઇ, પાતળુ જાડુ, નાનું, મોટું સત્, અસત્ ચેતન અને અચેતન જગત દેખાય છે તે દ્રવ્ય, સ્વભાવ, આશય, કાલ અને કર્મવાળી ભગવાનની માયા સમજો (૫-૧૨-૧૦) તેનો અર્થ એ છે કે, મનુષ્યોએ પરસ્પર વ્યવહાર કરવા માટે જે વ્યવહારરચના કરી છે તે જગતમાં આવેલાં પશુપક્ષીઓની દષ્ટિએ નકામી છે; તેમ પશુપક્ષીઓએ જે કાંઇ રચના પોતાના વ્યવહાર માટે કરેલ હોય તે મનુષ્યોને માટે નિરર્થક છે. વળી પત્થર વગેરે પણ જગતમાં જ ગણાય છે, જગતની બહાર ગણાતા નથી તેમની દષ્ટિએ તો કોણ જાણે શુ હશે? એક પત્થરને રામચંદ્રજીના ચરણનો સ્પર્શ થતાં તેમાંથી અહલ્યા નીકળી હતી. વૃક્ષ અને પત્થરની દષ્ટિમાં માણસ જેવુ કોઇ પ્રાણી હશે કે નહિ-તેની કલ્પના હશે કે નહિ, તે સમજી શકાય તેમ નથી. અને એવી કોઈ કલ્પના કરે તો માણસની દષ્ટિએ હસવા જેવું થાય. પરંતુ વાસ્તવિક રીતે તો જગત શબ્દમાં જેનો જેનો સમાવેશ થાય છે, પછી તે સ્થાવર હો કે જંગમ હો, જડ હો કે ચેતન હો, તે તમામ બાબતો જગત એવી સંજ્ઞામાં આવી શકે છે. માટે વિશાળ દષ્ટિએ જુઓ તો આ બધા જગવ્યવહારમાં એકવાક્યતા ક્યાં છે! જગતનું નામ જો લેવામાં આવે તો પછી તેમાં સમાવેશ થતી જગતમાંની તમામ વસ્તુઓ જાણવી પડે. જગતરૂપી મહાન ઘરમાં મનુષ્યો, પશુપક્ષી, વૃક્ષ, પાષાણ વગેરે ૮૪ લાખ સ્થૂલ યોનિઓ છે અને બધાને જગત કેવુ દેખાય છે તે સમજીએ ત્યારે જગતનો વ્યવહાર સમજાયો છે એમ કહી શકાય.

પણ આપણા શાસ્ત્રોએ એ બધી ભાંજગડ ટુંકામાં પતાવી દીધી છે. મુંડક ઉપનિષદમાં અને છાંદોગ્ય ઉપનિષદમાં કહેલ છે કે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઇ શકે છે. સ્વપ્નમાં ઘણી વસ્તુઓ દેખાય છે પણ જો જોનારને ઠીક કરીએ તો એકના જ્ઞાનમાં બધાનું જ્ઞાન થઈ જાય છે. એવુ જ્ઞાન જગતમાં કેમ મળે અને એ જ્ઞાનનુ સ્વરૂપ શું છે તે હવે જડભરત રહૂગણને સમજાવે છે.

જડભરત કહે છે કેઃ—

ज्ञानं विशुद्धं परमार्थमेक-
मनन्तरं त्वबहिर्ब्रह्म सत्यम्।
प्रत्यक् प्रशान्तं भगवच्छब्दसंज्ञं
यद्वासुदेवं कवयो वदन्ति ॥ ५-१२-११

અર્થ—જે વિશુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, અદ્વિતીય, અંદર-બહારના ભેદ રહિત, વ્યાપક અને પ્રત્યગાત્મા રૂપે અત્યન્ત શાન્ત પરમાર્થ સત્ય છે, તેને જ 'ભગવાન' કહે છે, તેને જ પંડિતો વાસુદેવ કહે છે.

એટલે જેને અદ્વૈતજ્ઞાન મળી ગયું તેને સાચા ભગવાન મળી ગયા. આવા અર્થનો શ્લોક ભાગવતની શરૂઆતમાં પહેલા સ્કંધના બીજા અધ્યાયમાં (૧-૨-૧૧) પણ છે. એને જ ભક્તિમાર્ગમાં અનન્યભાવવાળી અવ્યભિચારી ભક્તિ કહે છે.

આવા બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ માટે બે સાધન છે. યોગ અને જ્ઞાન. યોગમાં મુખ્ય સાધન ધ્યાન છે ધ્યાન પુરુષતંત્ર છે અને બ્રહ્મ સાધ્ય છે. તેને સંપત્ ઉપાસના પણ કહે છે. જ્ઞાનમાં અતદ્વ્યાવૃત્તિ લક્ષણથી અધ્યાસની નિવૃત્તિ કરવામાં આવે છે. જ્ઞાન વસ્તુતંત્ર છે, એટલે જેવી વસ્તુ હોય તેવી બતાવે છે. બ્રહ્મથી જીવ જુદો લાગે તો સંપદ્રૂપ ઉપાસના ઠીક છે. પણ પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મનું અભેદજ્ઞાન સંપદ્રૂપ નથી એટલે પુરુષતંત્ર નથી. આ માર્ગમાં બ્રહ્મ સિદ્ધ છે, સાધ્ય નથી. સિદ્ધ વસ્તુનું જ્ઞાન પુરુષની બુદ્ધિને આધીન હોતું નથી; તે પ્રમાણ અને વસ્તુને આધીન રહે છે. ઠુંઠામાં પુરુષને ભ્રાન્તિ શંકા થાય છે કે ઠુંઠું હશે કે પુરુષ હશે! ત્યાં સર્વ અંશમાં જ્ઞાન યથાર્થ નથી, પણ પુરુષઅંશમાં અને અન્ય અંશમાં મિથ્યાજ્ઞાન છે, અને ઠુંઠાના અંશમાં યથાર્થ જ્ઞાન છે. કારણ કે યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે ઠુંઠું જ છે એમ વસ્તુને આધીન નિશ્ચયજ્ઞાન થાય છે. સાધ્ય અર્થમાં બધા વિકલ્પ પુરુષની બુદ્ધિને આધીન થાય છે સિદ્ધાર્થમાં એવું થતું નથી.

જડભરત રહૂગણને કહે છે કે "હે રહૂગણ! આવું જ્ઞાન મહાપુરુષોની ચરણરજને મસ્તક ઉપર ધારણ કર્યા સિવાય તપ, યજ્ઞ, અન્નદાન, ગૃહસ્થને ઉચિત ધર્મોનું પાલન, વેદનું અધ્યયન અથવા જલ, અગ્નિ અને સૂર્ય વગેરેની ઉપાસનાથી પણ સિદ્ધ થતું નથી" કોઈને એમ પ્રશ્ન થાય કે મહાપુરુષોના ચરણમાં એવું શું હશે! એક માણસને અફીણનું બહુ વ્યસન લાગ્યું હતું તેનાથી તેના શરીરના પરમાણુ એવા ફરી ગયાં હતા કે તેને જે અડે તેને પણ અફીણનું વ્યસન લાગતું હતું. ચા પીવાવાળાના સંગથી ચાનું વ્યસન લાગે છે. બીડીની ટેવવાળાના સંગથી બીડીનું વ્યસન લાગે, કામીના સંગથી કામ વધે છે અને ક્રોધીના સંગથી ક્રોધ વધે છે, તો પછી જે મહાત્માઓ સતત ભગવાનનું ચિંતન કરતા હોય તેમના શરીરના પરમાણુ પણ ભાગવત-મય થઈ ગયા હોય છે. તેના સ્પર્શની અસર બીજા ઉપર જરૂર થાય છે. પણ હાલનો કાળ બહુ વિષમ છે. એવા મહાત્માઓ બહુ ઓછા હોય છે. છતાં તેવાઓનો સત્સંગ મળે તો જરૂર શિષ્યની વૃત્તિ બ્રહ્માકાર થવા લાગે છે તે બાબતમાં જડભરત કહે છે કે:—

यत्रोत्तमश्लोकगुणानुवादः
प्रस्तूयते ग्राम्यकथाविघातः।
निषेव्यमाणोऽनुदिनं मुमुक्षो-
र्मतिं सतीं यच्छति वासुदेवे ॥ ५-१२-१२

અર્થ—એવા મહાપુરુષોના સમાજમાં પવિત્રકીર્તિ શ્રીહરિના ગુણોની ચર્ચા થયા કરે છે અને તેથી વ્યવહારની વિષયવાર્તાઓ બંધ થાય છે. એવા સત્સંગનું નિત્ય સેવન કરવાથી મુમુક્ષુ પુરુષની શુદ્ધ બુદ્ધિ ભગવાન વાસુદેવની તરફ વળી જાય છે.

આત્મજ્ઞાનનું મુખ્ય સાધન શ્રવણ છે, અને તે આત્મજ્ઞાની પુરુષો પાસેથી કરેલ હોય તો તરત ફળ આપે છે. પરીક્ષિત રાજાએ પણ ૭ દિવસ સુધી શુકદેવજી પાસે એવું જ શ્રવણ કરેલ છે. બીજી કોઈ ક્રિયા કરેલ નથી અને સાતમે દિવસે તેને જ્ઞાન થઈ ગયેલ છે.

હવે જડભરત કહે છે કે "જુઓ, હું પૂર્વજન્મમાં ભરત નામનો રાજા હતો. મેં લૌકિક અને પારલૌકિક બન્ને પ્રકારના વિષયોનો સંગ છોડી દીધો હતો અને ભગવાનની આરાધનામાં હું તત્પર રહેતો હતો. છતાં એક હરણના સંગથી પરમાર્થથી ભ્રષ્ટ થઈ ગયો અને બીજા જન્મમાં હરણ થવું પડ્યું; પણ ભગવાન કૃષ્ણની આરાધનાના પ્રભાવથી એ હરણના શરીરમાં પણ મને પૂર્વજન્મનું સ્મરણ બની રહ્યું હતું; તેથી આ જન્મમાં હું માણસોના સંગથી શંકાવાળો થઈ સદા અસંગે પોતાને છુપાવીને વિચારું છું.

કારણ કે નહિતર માણસના સંગથી કદાચ માણસના સંસારમા રહેલી કોઈ વસ્તુની ઇચ્છા રહી જાય તો ફરીથી માણસ થવું પડે અને મોક્ષ મળે નહિ. હાલ જે પ્રકારે સમાજસેવા થાય છે તેમાં ત્રણ દોષ રહી જાય છે: એક તો પ્રવૃત્તિમાં રાગ રહે છે, અહંકાર વધે છે અને પોતા સિવાય બીજા બધાને સુધારવાનો પ્રયત્ન થાય છે તેથી ફરીથી માણસનો જન્મ આવે છે. હાલ ઘણા માબાપને એવો વિચાર આવે કે અમારે ત્યા આવા છોકરા-છોકરીઓ કેમ જન્મ્યા હશે? પણ એ બધા હક માગતી સમાજસેવાની ભાવનાથી મરીને પાછા થયેલા હોય છે. લડાઈમાં પોતાના દેશ માટે મરવા તૈયાર થાય છે. એ ચક્કરનો અંત આત્મજ્ઞાન વગર આવતો નથી. માણસને સુખ જોઈએ છે પણ સુખ કેટલા પ્રકારનો છે અને તે મેળવવા માટે કેવા કેવા પુરુષાર્થ કરવા જોઈએ તેનો તેને ખ્યાલ નથી. આગલા વખતમા એ બાબત બ્રહ્મચર્ય-અવસ્થામાં જ ગુરુ શિષ્યને સમજાવી દેતા હતા. એકવાર રામેશ્વરના વિશાળ મંદિરમાં કેટલાક બ્રાહ્મણના બાળકો તૈત્તિરીય ઉપનિષદની આનંદ વલ્લીનો પાઠ મુખથી બરાબર સ્વર પ્રમાણે બોલતા હતા. તેમા છેલ્લે જે આનંદનું વર્ણન આવે છે તે જિજ્ઞાસુઓને બહુ ઉપયોગી હોવાથી અહિં આપવામા આવ છે. ભરત પણ પહેલાં રાજા હતો છતા તેને રાજ્યનુ સુખ તુચ્છ લાગ્યુ હતું; કારણ કે તેનાથી અનેકગણુ સુખ હજુ પ્રાપ્ત કરવાનું બાકી રહે છે. તૈત્તિરીય ઉપનિષદમા કહે છે કે.—

૧. કોઇ પુરુષ જુવાન હોય, સાત્વિક વૃત્તિવાળો હોય, વેદનું અધ્યયન કરતો હોય, માતા, પિતા અને આચાર્યથી શિક્ષિત હોય, તેને ધન જેની પાસે પૂર્ણ હોય અને પૃથ્વી વગેરે જેને વશ હોય એવો એક રાજાનો આનંદ એ આનંદની સીમા છે.
૨. એ મનુષ્ય-આનંદથી ૧૦૦ ગણો વધારે આનંદ મનુષ્ય-ગંધર્વનો છે. કારણ કે તે લોક કર્મ અને ઉપાસનાના બળથી મળે છે.
૩. મનુષ્યગંધર્વના આનંદથી સો ગણો વધારે આનંદ દેવગંધર્વનો છે.
૪. દેવગંધર્વથી સો ગણો આનંદ પિતૃલોકનો છે
૫. તેનાથી સો ગણો આનંદ આજાન દેવનો છે.
૬. આજાન દેવથી સો ગણો આનંદ કર્મદેવનો છે
૭. કર્મદેવના આનંદથી સો ગણો આનંદ જાતિથી જે દેવ છે તેમનો છે.
૮. તેનાથી સો ગણો આનંદ ઇન્દ્રનો છે.
૯. ઇંદ્રથી સો ગણો આનંદ તેના ગુરુ બૃહસ્પતિનો છે.
૧૦. બૃહસ્પતિથી સો ગણો વધારે આનંદ પ્રજાપતિનો છે. પ્રજાપતિનો આનંદ એટલે સમષ્ટિરજોગુણનો આનંદ.
૧૧. તેનાથી સો ગણો આનંદ હિરણ્યગર્ભને છે.
૧૨. તેનાથી સો ગણો આનંદ બ્રહ્મજ્ઞાનીને છે.

એવો આનંદ વિષયવાસનાથી રહિત શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠને પ્રાપ્ત થાય છે. રાજાના આનંદથી શરૂ કરીને હિરણ્યગર્ભપર્યંત જે જે આનંદ છે તે સ્વાભાવિક એવા બ્રહ્માનંદનો માત્ર લેશ છે શ્રુતિ પણ કહે છે કે **एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्राण्युपजीवन्ति** આ પ્રમાણે જે જે જન્ય સુખ છે એટલે ઉત્પન્ન થવાવાળું છે તેમાં તારતમ્ય રહે છે જન્ય સુખનું કારણ ધર્મ પણ ઘણા પ્રકારનો રહે છે. પણ મોક્ષરૂપ ફળ નિરતિશય આનંદ એકરૂપ છે. તેથી મોક્ષનું સાધન તત્ત્વજ્ઞાન પણ એક રૂપ છે. મોક્ષ એ કર્મનું ફળ નથી. આત્મા નિત્ય તૃપ્ત હોવાથી ફળને માટે આત્મામાં ક્રિયા બનતી નથી અને તે સ્વયંપ્રકાશ હોવાથી પોતાના પ્રકાશ માટે પણ તેમાં ક્રિયા બનતી નથી. ત્યાં માત્ર જ્ઞાનની જરૂર છે જ્ઞાન વસ્તુતંત્ર છે, પુરુષતંત્ર નથી. જો મોક્ષ કોઈ વિધિનું ફળ હોય તો તે સ્વર્ગની માફક ભવિષ્યમા રહેશે અને અનિત્ય થઇ જશે. જ્ઞાનથી પ્રાપ્તની પ્રાપ્તિ અનુભવમા આવે છે. તે માટે જડભરત કહે છે તેમ મહાપુરુષોના સત્સંગની જ જરૂર છે. લૌકિક પિતા પરિચ્છિન્ન હાડ-માંસનો દેહ આપે છે. બ્રહ્મવિદ્ ગુરુ અપરિચ્છિન્ન ચિદાનન્દરૂપ અવિનાશી સ્વરૂપ પ્રાપ્ત કરાવી આપે છે તેથી ગુરુ એ મુખ્ય પિતા છે.

તેથી જડભરત રહુગણને કહે છે કે માણસ વૈરાગ્યથી અને સાધુસમાગમથી જ્ઞાન પ્રાપ્ત કરી, આ લોકનાં બધાં મોહના બંધનને કાપી શ્રીહરિની લીલાઓનું કથન અને સ્મરણ કરી સંસારને પાર કરી ભગવાનને પ્રાપ્ત કરી લે છે. (૫-૧૨-૧૬)

જડભરતના આ ઉપદેશમાં ભક્તિના બન્ને શિષ્ય જ્ઞાન અને વૈરાગ્ય આવી જાય છે. તે બંન્ને બલ્ક હોવાથી ભક્તિ રડે છે. તેથી બીજા દિવસની આ કથામાં જ તેમને જગાડવાની તૈયારી થાય છે. અપૂર્ણ




# નવધાભક્તિ—પાદસેવન

(અનુવાદક "મસ્ત")

कर नित करहिं राम पदपूजा ।
राम भरोस हृदय नहिं दूजा ॥
चरन राम तीरथ चलि जाहीं ।
राम बसहु तिन्हके मन मांही ॥

ગુણનો પરિચય તો સાથે રહેવાથી, વખત મળવાથી થાય છે. માનસ ચક્ષુને પ્રસન્ન થવામાં વાર લાગે છે આ ચર્મચક્ષુ તો ચામડીને જુએ છે. પહેલી પકડ તો બાહ્ય સ્વરૂપ જ આકર્ષણ કરે છે વિધાએ એને બહુ ઉતાવળથી બનાવી હશે, કદાચ કોઇ બીજા કામમાં લાગેલા હશે અને એને જોયા વગર ઝટપટ ઘડી નાખી હશે. અંદર ઊતરી ગયેલી નાની નાની આંખો, નાક કંઇક ચપટું, લાંબુ મોં અને કાંઇક મોટું માથુ, કહી શકાય કે હાથપગનો દેખાવ કોઇપણ રીતે આકર્ષક ન કહી શકાય. (વિધના) આ ખોખા ઉપર કોઇ સારો રંગ ચોપડી દીધો હોત તો પણ ઠીક હતું. રંગ લગાડવાનું જ ભૂલી ગયા. પરિણામ એ થયુ કે એ બધા રંગોના અભાવથી ઉત્પન્ન થતા કાળા રંગની હતી

એક સૌભાગ્ય એને પ્રાપ્ત થયુ હતું. મોટાના ઘરની છોકરી હતી, ઉમાકાંતજીની અઢળક સંપત્તિની માલીક ફક્ત એક એમની પુત્રી ગૌરી હતી. એના (કૃષ્ણ) સ્વરૂપની ભાવના દબાવી દેવાને માટે એના માબાપે વખતે એનું નામ ગૌરી પાડ્યુ હશે. લક્ષ્મીને લીધે એ નવીનચંદ્ર બી. એ. ને પરણી ગઈ. ન તો એની છબી માગવામા આવી હતી, ન કોઈ એને જોવા ગયુ હતું. પિતા તરફથી માગણી થઇ અને પતિ તરફનાએ કબુલ કરી લીધું. વાજતે ગાજતે, ધામધૂમથી અને વેદોના મંત્રોચ્ચાર સાથે બન્ને લગ્નગ્રંથિથી જોડાયાં.

સાસરે આવતાં એને નિરાશા અને દુઃખ થવાં જોઈતાં હતાં. એને તો કાંઇ જ થયું નહિ. જે કોઈ મોં જોવા આવ્યું એમણે તો મોં મરડી લીધું. કોઇ કોઇએ તો કહી પણ દીધું. સાસુનાં ઓવારણાં ઓછાં થઇ ગયાં આ બધાને એ ટેવાઇ ગયેલી હતી. બાળપણમાં મહોલ્લાનાં નાનાં છોકરાં એને 'કાળી કુતરી રામરામ' કહ્યા કરતાં હતા તે વખતે તે ખીજાતી હતી. અત્યાર સુધી બહેનપણીઓ એને .ગૌરી કહેતા જ હસી પડતી. એને હવે (આ બધાનો) અભ્યાસ પડી ગયો છે. આ બધાથી એને હવે ખોટું લાગતું નથી, અહીંનો વ્યવહાર પણ એના હૃદયને અડકી શક્યો નહિં.

એની મા એક હોશિયાર મા છે, એણે પુત્રીને સમજ પાડીને આ અપમાનોનુ રહસ્ય બતાવી દીધુ છે. એ જાણે છે કે જે બધાં આજે મોં વાંકું કરી રહ્યા છે તે બધાં જ ચાર દિવસમા એના મોંના તરસ્યા થઈ જશે. એના ગામમાં આવું જ થયું છે; અને કોઈ કારણ નથી કે અહીં પણ એમ ન થાય. એને ઘરના કામમાં હાથ અડકાડવાની તક મળવી જોઇએ. જ્યારે એ સોય અને રેશમ લઈ બેસશે ત્યારે એની પાસે આવનારીઓ હાથ જોડી કહેશે કે 'આ ફૂલ કાઢવુ અમને પણ શીખવી દો. આ લોકોને આદમીમાં માવજત માટે એક હોંશિયાર વ્યક્તિ તો જોઇએ. એની માએ પોતાની લાડીલીના કાળા શરીરમાં એવી તો સુંદરતા ભરી દીધી છે કે (એક વાર) પરિચય થયા પછી કોઇ એનુ અપમાન કરી શકતું નથી; એના આગળ માથું નમાવ્યે જ છુટકો

'આ (બધુ) તો થવાનુંજ હતું' એણે પોતે જ પોતાના મનને આશ્વાસન આપતાં કહ્યું, 'જ્યારે પરિચયમાં આવી જઇશ ત્યારે બધું ઠીક થઇ જશે. આ બધુ પહેલાંથી જ એને માટે તૈયાર હતું, (આથી) એને કાંઈ દુઃખ ન થયુ. (એ) ચુપચાપ સુઈ ગઈ અને ખબર ન પડી કે ક્યારે અને કેવી રીતે રાત વીતી ગઈ. જ્યારે એણે આંખ ઊઘાડીને જોયું ત્યારે સૂર્યભગવાન જાગવાની સૂચના આપી રહ્યા હતા. બધ બારણાઓમાંથી પણ અંદર પ્રકાશ

આવી રહ્યો હતો અને દીવાનો પ્રકાશ ફીક્કો પડતો જતો હતો. એ એબાકળી ઊઠીને બેઠી થઇ.

કોણ જાણે કેટલી આશાઓ અને ઉમંગથી ભરેલો નવીન ગઈ કાલે એના ઓરડામાં આવ્યો હતો. પહેલો જ આકર્ષક હોય છે. એની લાવેલી શણગારની પેટી હજી પણ મેજ ઉપર પડી છે. એમાં શું શું છે ! હજી સુધી એ જોઇ શકી નથી. એણે તો પહેલેથી જ પોતાનો માર્ગ નક્કી કરી લીધો હતો. એટાની એને જરૂર ન હોતી. પોતાને પૂજવા યોગ્ય પગોને એણે ઘુંઘટમાથી જોઇ લીધા–ખૂબ સારી રીતે જોઇ લીધા. પછી એના ઉપર માથું મૂકી દીધું. જ્યાંસુધી એમણે એને બે હાથથી ઊઠાડી પોતાની પાસે પલંગ ઉપર બેસાડી દીધી, અને ધીરેથી એનો ઘુંઘટ ખોલી દીધો; ત્યાંસુધી માથું નમાવાને એ તો એ (આરાધ્ય) ચરણોને જ જોઈ રહી હતી. જેમ કોઇ અચાનક સાપને દેખીને ભડકી ઊઠે તેમ એ ચોંકીને પાછા ખસી ગયા ત્યારે પણ એ એ પગોને જ જોઇ રહી હતી. જ્યારે એ ઊઠયા અને પીઠ ફેરવી બારણું ખોલી બહાર ચાલ્યા ગયા હતા ત્યારે પણ એતો એ પગોને જોઇ રહી હતી. અરધા કલાક પછી એણે ઊઠીને બારણું બંધ કરી દીધું ત્યાર-સુધી એ ધ્યાન મગ્ન હતી. એણે પગોને આગળ પાછળથી સારા રીતે જોઇ લીધા હતા. કારણ કે અવાજ કરવાવાળા બુટ એ કદાચ મૂકીને આવ્યા હતા. પગોમા ફક્ત ચપલ હતાં એણે સારી રીતે એ ચરણોને હૃદયમાં સ્થિર કરી લીધા. સવારે એના ઉપર જે કટાક્ષનો મારો ચાલ્યો તેથી એને કોઈ જાતનું દુઃખ થયું નહિં. નિત્યકર્મથી પરવારતાં વેંત જ એણે પોતાનો ઓરડો અંદરથી બંધ કરી દીધો. જ્યારે પેનસીલે કાગળ ઉપર એ પગો સારી રીતે ચીતરી લીધા ત્યારે જ તે (દરવાજો) ખુલ્યો.

× × ×

(૨)

- વહુ, તમને બોલાવ્યાનો આ ત્રીજો કાગળ છે. એમને શુ લખવુ ! સાસુએ હવે એની (વહુની) મહત્તાનો સ્વીકાર કરી લીધો છે. એ એને મોકલવા ચાહતી નથી; પણ પોતાના નવીનની (વહુ તરફની) વર્તણુકથી એ દુઃખી છે. એને જવુ હોય તો (ભલે) મન રમાડી કરી આવે, અહીં એનું મન કેવી રીતે લાગે !

એણે જવાબ આપ્યો 'હું પિતાજીને આવવાને માટે કાગળ લખી દઉં છું' ઘરના કામોમાંથી બધાને મુક્તિ મળી ગઈ છે. તે એકલી જ નોકરોની સંભાળ લે છે. નોકરો પણ એનાથી પ્રસન્ન છે. કોઈકને ગણેશની અને કોઇકને હનુમાનજીની છબીઓ એણે આપી દીધી છે. સાસુને તો એના હાથે નાહ્યા પછી જ સુખ મળે છે એમની પૂજાસામગ્રી એ જ તૈયાર કરી આપે છે. એમને માટે એણે શંકર ભગવાનનું એક બહુ સુંદર ચિત્ર બનાવી આપ્યુ છે. ઘરની બધી ચાદરો, તકીઆ ટેબલક્લોથો ઉપર એનાં હાથકામ છે આટલું બધું છતાં રાત્રે જ્યાંસુધી એમને નિદ્રા ન આવી જાય ત્યાંસુધી એને સાસુના પગ દબાવવાનો વખત મળે છે !

એની સહેલીઓ અહીંઆં પણ એને ઘેર્યા કરે છે કોઈને ચિત્ર શીખવું હોય છે અને કોઈને વેલ-બુટી કાઢવાની હોય છે. કોઈ ચોટલો ગુંથવાની અદ્ભુત રીત જાણવા માગે છે અને કોઈ વાજીંત્ર વગાડતાં શીખવા પૂછે છે. એ કોઇને નિરાશ કરતી નથી. મોટી મોટી વૃદ્ધાઓ હવે એની પ્રશંસા કરતે થાકતી નથી. એમનું માથું દુખે તો એ પોતે બામ લઇને (એમની પાસે) પહોંચી જાય છે. સસ્રુને ખાંસી થતાં એની પાસેથી ગોળીઓ લેવી પડે છે. 'એ તો લક્ષ્મી છે લક્ષ્મી !' બધાંની ખટપટ અને આગતાસ્વાગતા કરતાં છતા પણ એને ઘરકામનો સમય મળી રહે છે અને પોતાના નક્કી કરેલા વખતે સ્નાન કર્યા પછી ઓરડો બંધ કરીને મનમાં કાંઇક કર્યા કરે છે. પહેલાં એણે એમના પગો પર એક ખુણામા ઊભા રહીને બે ફૂલ ચઢાવ્યાં હતાં. 'એ' ઘરમા જમવાને આવ્યા હતા. એક દહાડો કાંઈ બોલ્યા ન હોતા. બીજે દિવસે ગુસ્સે થઈ કહ્યું મને આ ઢોંગ પસંદ નથી, ત્યારથી એ ચિત્રિત પગો ઉપર જ ફૂલ ચઢાવે છે.

બધા (એના ઉપર) ખુશ થયા, એનાથી સંતોષ પામ્યા, પણ દેવ (પતિરાજ) ? એ જાણે છે કે દેવતાને પ્રસન્ન કરવા માટે સાધના કરવી જોઈએ. હજી એણે એટલી સાધના કરી નથી. સમય આવશે ત્યારે એમની સાધના પૂરી થઇ જશે, અને ત્યારે દેવ (પતિરાજ) પણ...

નવીન એનાથી રૂઠ્યો છે. એ એનાથી આઘો ને આઘો રહેવા માંગે છે. સાથે સાથે એને એ પણ બીક લાગે છે કે વખતે એ પિતાને ઘેર રહેતી થઈ જાય તો

હાથમાં આવેલો પૈસો જતો રહેશે. તો પણ એનું મન એ કુરૂપાને ફરીથી જોવાને ઇચ્છતું ન હતું. એને લીધે એ આજકાલ ભણવામાં લાગી ગયો હતો. એમ. એ. પાસ થવાનું હતું. આખો દિવસ વિશ્વવિદ્યાલયમાં અને રાત્રે અભ્યાસ–ઓરડામાં અગીઆર વાગ્યા સુધી ચોપડી સાથે મચ્યો રહે છે અને ત્યાં જ સુઈ જાય છે. એના ઓરડાનાં ચિત્ર, તકીયાનાં ફૂલ, ચાદર ઉપરનાં પક્ષી અને મેજ–ઢાંકણ ઉપરનાં કમળ કોઇકના હાથોને ચૂમી લેવાને ઇંતેજાર કરે છે, (પણ) આંખોએ જે જોયું છે એથી મન ભડકી ઊઠે છે.

જાણે છે કે મા એને બહુ માન આપે છે. એ એ પણ જાણે છે કે એ જે નવીનથી છૂપાતી-ફરે છે તે ઘરમાં બુટનો અવાજ સંભળાતા એમને થતા દુઃખને ધ્યાનમાં રાખી ક્યાંય ભરાઈ જાય છે. 'વખતે એમને ખોટું ન લાગે' એ વિચારથી જ એ એમ કરે છે. ફરીથી બીજીવાર એને જોવાનો વખત ન આવ્યો. એ વખત ન જવા દેવાને ઇચ્છ્યુ હત તો કેવી રીતે આવત ! તો પણ એને એના બાપને ઘેર મોકલવાનું ગમતું નથી. એને લીધે આવા પ્રકારના પ્રશ્નો ઊભા થતાં એ મા ઉપર બધુ છોડી દે છે.

એના બાપ આવ્યા. ન તો એમને અહીં આં જમતું હતું, ન તો પાણી પીતું હતું. ખબર ન પડી કે જમાઈના વર્તનની એમને ક્યાંથી ભાળ મળી ગઇ. આ બાબતનો એમણે વાતમાં ઈશારો કરી દીધો. દીકરીને મળીને પાછા ફરી ગયા આવ્યા હતા તો દીકરીને સાથે લઈ જવાને. ઘણું વાર સુધી પિતાપુત્રીએ કોણ જાણે શી શી વાતો કરી. રૂમાલથી આંખો લોતા લોતા એ અહીંથી નીકળ્યા અને સીધા મોટરમાં ચાલ્યા ગયા.

સાસુના પૂછવાથી એણે નાનો સરખો જવાબ વાળ્યો કે 'જ્યાં એમના ચરણ પડે છે ત્યાં જ મારું તીર્થ છે. એમને છોડીને હું ક્યાં જઈ શકું છું ? પિતાજી તો પ્રસન્ન થઈને જ પાછા ગયા છે. સાસુએ એને છાતી સાથે ચાંપી. એને પોતાના નવીન ઉપર ક્રોધ ભરાયો હતો, ' આ લક્ષ્મીને એ ક્યારે ઓળખશે, ' એમ કહેતાં કહેતાં એમનાં આંસુ એ સુકાયાં ન હોતાં.

'મા ! ઓ...મા !' કહીને એણે ઘુંઘટને છેડેથી સાસુનાં આંસુ લ્હોયાં. (વળી વહુએ કહ્યું) 'હું દુઃખી તો છુ જ નહિં. દિવસ ભરમાં ઓછામાં ઓછું નક્કી બે વાર તો એમના ચરણોના દર્શન થઈ જાય છે; પછી મારે બીજું શું જોઇએ ! હું તો એમને પ્રણામ કરીને જ કૃતાર્થ થઈ જાઉં છું.' ખરેખર એના સ્વરમાં આનંદ જ હતો. એમાં મજ્જારી કે કરુણાનું નામ પણ નહતું. ડોશી (સાસુ) આંખ ઠેરવીને એના (વહુના) એ કદરૂપા ચહેરાને જોઈ રહી હતી. ' આ (કદરૂપાપણા )માં કેટલું સૌંદર્ય ભરેલું છે ! નવીન આ ( સૌંદર્ય )ને કેમ જોઈ શકતો નથી !' ડોશી આ પ્રમાણે વિચારી રહી હતી.

* * * *

(૩)

એ મનમાં ને મનમાં બોલી 'કાલ એ આવે છે !' અને ઓરડો બંધ કરી દીધો. જ્યારથી નવીન વિલાયત ગયો છે ત્યારથી એના ઉપર વધારે કૃપા થઈ છે. બીજા મહીનાથી અઠવાડીઆમાં એક પત્ર માની પાસે જરૂર આવે છે. માનું તો નામ માત્ર છે પત્ર તો એને માટે લખવામાં આવે છે, એક મહીનાથી તો અહીં આં રોજ કાગળ આવ્યા કરે છે.

'કાલ સાંજે ચાર વાગે તમારે દરવાજે આ આદમી હાજર રહેશે.' કેટલું વિચિત્ર ! ક્યા વહાણમાંથી ક્યાં ઊતરશે એ બધુ કાંઇ જ નહિં હવાઈ જહાજમાં આવતા હોય તો પણ હવાઇ સ્ટેશને પહોંચવાનો વખત તો આપવો જોઇએ. કોઈ ક્યાંય લેવાને જઇ નહી શકે. ઘેર અચાનક પહોંચીને સહુને અને ખાસ કરીને એને આશ્ચર્યમાં નાખી દેવાના વિચારથી નવીને કોઇને નહોતા ખબર આપ્યા કે એ હવાઈ જહાજમાં આવી રહ્યો છે.

જ્યારથી એના 'એ' વિલાયત ગયા છે ત્યારથી ઓરડો બંધ રહેવાનો વખત પણ વધતો જ જાય છે. પહેલાં તો ચિત્રોમાં (પતિદેવના) પગલાંને ફક્ત ફૂલ અને પ્રણામ મળતાં હતાં, ધીરે ધીરે એ પગલાંને ધૂપ, દીપ અને નૈવેદ્ય પણ મળવા લાગ્યાં. હવે તો એ પગલાં રેશમના વેલબુટ્ટાથી ભરેલા એક સિંહાસન પર બીરાજે છે. પૂજાની બધી સામગ્રી એમને મળી ચૂકી છે.

સખી સાહેલીઓની સંખ્યા ઘટવા લાગી. એ લોકોને, હવે કેટલીયે વખત ફેરા ખાધા પછી એકાદ વાત શીખવાની મળે છે. ધીરે ધીરે જ્યારે એને સમયનો અભાવ થવા લાગ્યો એટલે સાહેલીઓએ આવવાનું પણ બંધ કરી દીધું. આજુબાજુની છૂટી ભીંતો એને

અભીમાની કહેવા લાગી હવે લલ્લુના માંદા પડ્યાના સમાચાર મળવા છતા પણ એ કમાડ ઉઘાડતી નથી. ફક્ત સાસુને એની ચિંતા છે. ઘરના કામને ન જોવાને કારણે અથવા પોતાની સેવા ન કરવાના કારણે સાસુ એને ઠપકો આપતી નથી. એની તો એ ફરિયાદ છે કે 'વહુ કેમ તેલ લગાડતી નથી, ઘરેણાં કેમ પહેરતી નથી, અને બધુએ જવા દઈએ તો પેટ ભરીને ખાતી કેમ નથી! એ રૂની પુણી જેવી કેમ થતી જાય છે!' આખો દિવસ ને રાત પૂજા ને પૂજા એને પસંદ નથી.

સવારે સ્નાન કરે છે અને ઓરડો બંધ થઈ જાય છે. પહેલાં તો કાંઈ કામ પડવાથી નોકરો બોલાવતા કે તરત ઊઠી જતી હતી. પછી ફક્ત બે વખત ખાવાને માટે જ આવવા લાગી અને પછી તો સાંજનું ભોજન પણ બંધ થઈ ગયું. ભોજનને માટે પણ ચાક રડી ન બોલાવે તો ઓરડો ઊઘડે જ નહિં. એક મહીનાથી તો જ્યારે સાસુ પોતે જઈને કેટલી યે વાર બૂમો મારે ત્યારે બારણું ઊઘડે તે પણ એટલા માટે કે એક દિવસ જો બારણું ન ખુલ્યુ તો વૃદ્ધા (સાસુ) પણ ભૂખી રહી જશે. એટલે 'હવે એટી હું પણ પડી રહું છું' એવુ (સાસુના) કહેવાની સાથે બારણાં ખુલી જાય છે. બેચાર કોળીઆ ખાઈ પણ લે છે અને ફરી પાછાં ઓરડાના દ્વાર બંધ.

'પૃથ્વી ખોદીને એક સુંદર-શ્યામ જટાધારી તરુણે કુશાસન પાથર્યું છે. નથી એના ઉપર મૃગચર્મ કે નથી વલ્કલ (ઝાડની છાલ) હાથ જોડીને ઘુંટણો ઉપર એ બેઠો છે. કેડ ઉપર વલ્કલ છે અને કાંધ ઉપર ફક્ત જનોઈ છે. એ અત્યંત દુર્બળ છે આંખમાંથી બે ધારાઓ વહી રહી છે. હાથ જોડીને એ કાંઈ જપી રહ્યો છે. હોઠ ફફડી રહ્યો છે. સામે મણિમય એક સુવર્ણ સિંહાસન છે. રત્નજડિત છત્રની નીચે અને બહુ મૂલ્યવાન અસ્તરની ઉપર એ સિંહાસન ઉપર ચંદનની બે પાદુકા (પાવડી) છે પુષ્પોથી ઢંકાયલી હોવાને લીધે કહી નથી શકાતું કે એ પાવડીઓ ઉપર ઘસારાથી પડેલાં આંગળીઓનાં ચિહ્ન છે કે નહિં. બન્ને બાજુએ ધૂપદાની સુગંધવાળા ધુમાડા કાઢી રહી છે અને રત્નજડિત દીવીઓમાં દીવા બળી રહ્યા છે.' ખબર નથી પડતી કે આજ આ બધું એ કેમ જોઈ રહી હતી.

'તપસ્વીએ માથું નમાવ્યું'. એ શું ! પાદુકા ઉપર બે શ્યામ-ગુલાબી ચરણ આવીને ગોઠવાઈ ગયા. એ તપસ્વીની ઢુબહુ નકલ હસતી ઊભી હતી. ઓંઠમાંથી છલકાતી એ, મૂર્તિ પ્રસન્ન હતી એણે ઉપર સુધી જોઈને ચરણો પર નજર નાખી. લાલ લાલ ફૂલથી પણ કોમળ અને નખોના અપાર પ્રકાશ વચ્ચે અબીલ વરસાવતાં તળીયાં!' એણે પણ માથું નમાવાને ઇચ્છ્યું.

'હેં', આતો એમના એ જાણીતા આરાધ્ય ચરણો છે' એ ચોંકી. પગો આગળ વધી રહ્યા હતા અને એમાં અપાર વિરાટ સ્વરૂપ થયે જતું હતું. પૃથ્વી-પહાડ, નદી, સમુદ્ર, માનવ-પશુ, નભ-નક્ષત્ર, અસુર-દેવતા, ખબર નથી કે એ પગોમાં એ શું શું જોઈ રહી હતી. એ અદ્‌ભુત અનંત દેખાવનું કાંઈ ઠેકાણું હતું!

ગભરાઈને (એણે) નેત્રો ખોલી દીધાં. 'એ તો એ જ જાણીતા પૂજવાયોગ્ય પગો છે!' થોડાક હઠીને ચાર પાંચ પગલાં દૂર ઊભેલા નવીનચંદ્રના ચરણોને એણે સામેથી જોઈ લીધા હતા. 'તમે બડા કપટી-છો!' એ પેલી તરફ ફરી. કદાચ આજ એની સાધના પૂરી થઈ ગઈ.નહિં તો દેવના પ્રત્યક્ષ ચરણ કેવી રીતે મેળવી શકતી!

× × × ×

(૪)

એ પત્નીની કળાને આટલી બધી સમજ્યો નહોતો; માન તો આપતો હતો, મુગ્ધ (પણ) હતો; પણ આટલી બધી મહત્તા આપતો ન હતો. (એ મહત્તાનો) પત્તો મળી ગયો. તે આયરીશ યુવક, જેની સાથે ત્રણ દિવસમાં જ એણે મિત્રતા કરી લીધી હતી, તે એના કેબીનમાં આવીને ચોંકી ઊઠ્યો. એણે તકિયા અને ચાદરની આટલી સુંદર કારીગરી જોઈ નહોતી. પછી તો એનુ કેબીન પ્રદર્શન બની ગયું અને એ વહાણમાં એક મુખ્ય મનુષ્ય બની ગયો. દુ:ખ (માત્ર એટલું જ) હતું (કે) એ 'એ'ના ચિત્રોનું એક આલ્બમ સાથે લાવ્યો નહોતો.

માલુમ ન પડ્યું કે કેવી રીતે યુરોપમાં એના પહેલા જ એના તકીયા અને ચાદરની માહીતી પહોંચી ગઈ. વહાણ ઉપર કેટલાઓએ એના ફોટા લઈ લીધા હતા (મન) સંકોચને લીધે એ એના ઉપર લખેલા 'ગૌરી'ના નામનો પરિચય આપવા ઇચ્છતો નહોતો. બંદરો ઉપર ખબરપત્રીઓએ એને અનેક પ્રશ્ન પૂછ્યા અને એને અનિચ્છાએ તકીઆની બધી ચાદરોના અને સાથે લાવેલા ત્રણે ચિત્રોના કેટલીએ વખત ફોટા લેવા દેવા પડ્યા. એક કૅમેમેને તો પાછા ફરતા સુધી એનો પીછો પકડ્યો અને આખરે એને એક ચાદર અને તકીઆની એક ખોળ એ માણસને પાંચસો પાઉન્ડમાં

વેચવી જ પડી. યુરોપીઅનો પોતાની ધૂનમાં પૈસાની કિંમત કરતા જ નથી.

આ કળાપૂર્ણ ચિત્રોએ એને બહુ જ પ્રસિદ્ધ કરી દીધો. એ હવે ફક્ત વિદ્યાર્થી રહ્યો નહોતો એને બધી તરેહની સગવડો સરળ થઇ ગઇ. એને પાર્ટીઓ ઉપર પાર્ટીઓ અપાતી હતી. આ સન્માનોના વધવા જવા સાથે એના હૃદયમાં પત્નીનું સન્માન વધવા માંડ્યું. પત્ની તરફની પોતાની કઠોર વર્તણુકને માટે એ કેટલી યે વખત પોતાના ઓરડામાં રાત્રે તકીયામાં મોં છુપાવીને બાળકની પેઠે રોયો છે. આ સ્મૃતિએ એને બહેકવા ન દીધો. આમે એ કઠોર સંયમી હતો; પણ ગુલાબી સૌંદર્ય કોને લુબ્ધ નથી કરતું ! એની આસપાસ ટોળાં વળી જતાં. આવા દરેક વખતે એને બે નાના (તેહ) ભરેલાં નેત્રો પોતાની તરફ જોઇ રહેલાં દેખાતાં. ચપટા નાકવાળું, કરુણાથી ભરેલું એક મુખ આકાર પકડતું ત્યારે એને રોવાની ઇચ્છા થતી. કોઇ પણ પ્રકારે એ ભાગી છૂટતો.

વહાણ ઉપરથી એણે ઘેર એકે કાગળ લખ્યો જ નહિ લંડન આવીને પણ કેટલાક દિવસ ચુપ રહ્યો. શું લખે ! સમજમાં આવતું નહોતું. જ્યારે ઘેર હતો ત્યારે એણે એટલી બધી કઠોરતા બતાવી હતી કે હવે કાગળ લખવાનું સાહસ થતું નહોતું. ફક્ત માને લખે અને એને કાંઈ ન લખે એ તો વળી કઠોરતામાં વધારો થાય. છેવટે એણે માને કાગળ લખ્યો. પોતાની વર્તણુક માટે ક્ષમા માંગી. 'બહુ બેદરકારી ભર્યા અને કઠોર વર્તન માટે એને બહુ દુઃખ થાય છે.' આ બધું કોને માટે છે એ મા સમજી ગઈ હતી. કારણ કે જવાબમાં એનો પત્ર આવી ગયો હતો.

એ દિવસને શું એ ભૂલી જશે! (કે જ્યારે) એ પગે ચાલીને જઈ રહ્યો હતો. સડક ઓળંગવી હતી. જલ્દી ઝડપથી ઉપડ્યો. આ નાના નગરોમાં પણ મોટરોથી બચીને પસાર થઈ જવું સહેલું નથી. કોઈક ફળનું છોતરું (પગમાં) હતું. પગ (તેના ઉપર) પડી ગયો, લપસ્યો અને ........કડકડડા થઇ ગયા હોત. આગલું પૈડું ફક્ત એકજ ઇંચ દૂર ઊભું હતું. હારબંધ મોટરો રોકાઈ ગઇ હતી. ઉઠીને એણે ઇશ્વરનો ઉપકાર માનવાને બદલે કંઇ બીજો જ વિચાર કર્યો અને માથું નમાવી દીધું. (આંસુના) બે બિન્દુઓ (આંખમાંથી) સરકી પડીને ચીકણા સીમેંટ ઉપર પડ્યાં. સોનાની બંગડી વગરનો પણ ચૂડીઓથી ચમકતો એક કાળો હાથ આગળ લંબાયો હતો અને મોટર ઊભી રહી ગઇ હતી. તે હાથ હમણાં અદ્રશ્ય થઈ ગયો એ એણે કદી જોયો છે!

× × ×

એણે મા પાસેથી સાંભળ્યું કે હું એને ધુમ પાડતી થાકી ગઈ છું. કાલ સવારથી (ઓરડો) અંદરથી બંધ છે અને કોઇ ઉપાય સૂઝતો નથી. તારા આવવાની ખબર એને મળી ગઇ હતી અને સવારથી મેં અને નોકરોએ એને બહુ બૂમો પાડી છે.' બુઢી (મા) રોઇ રહી હતી.

'દરવાજો તોડવો પડશે' એના માથા ઉપર માના હાથનું તિલક હતું. ગળામાં ફૂલોની માળાઓ હતી એણે હજી કપડાં એ ઉતાર્યાં નહોતાં. બારણા પાસે બરોબર આવીને એણે ગાડી રોકી અને રોકીને માના પગે વળગી ગયો. માએ (પોતાને) ગળે લગાવ્યો અને ઝટ વહુને ખબર કહેવડાવ્યા. આટલું છતાં પણ બારણું ન ઊઘાડ્યાં એટલે એ પોતે પુત્રસાથે આવી છે, 'હાય, વહુને શું થઇ ગયું !' આ આનંદમાં પણ દૈવે એને દુઃખ દીધું.

નવીન મુંઝાયો. 'એને શું થઇ ગયું છે !' માએ એને જે કહ્યું તેથી એને બરાબર સમજ પડી નહિં. સુતારને બોલાવવામાં આવ્યો અને એણે જરીક ચોકઠાંને છોલીને મજાગરાં કાઢીને બારણું ખસેડી નાખ્યાં. બધાએ જોયું કે ગૌરી ઓરડામાં શાંત બેઠી છે. ચોખ્ખો પ્રકાશ છે, અને સામે સિંહાસન ઉપર એક ચિત્ર છે, જેમા ફક્ત બે પગો ચીતરેલા છે અને ફૂલોથી પૂજાયલા છે. માના બોલાવવાની કાંઈ અસર થઇ નહિં. નવીન આગળ આવ્યો.

આગળ આવતાં વેંત એ ચમકીને બે પગલાં પાછો પડી ગયો, આ કદરૂપા મોંને જોઈને એક દિવસ એ આવી જ રીતે હઠી ગયો હતો. 'આ સૌંદર્યનો ભંડાર! આ દિવ્ય જ્યોતિ!' એને આકવાની એની હિંમત ન ચાલી. દેવીના આ અપાર તેજમાં જે સૌંદર્ય હતું તેણે એને પાછો ધકેલી દીધો હતો. આને માટે એ તૈયાર ન હોતો, એ આવ્યો હતો એ કદરૂપીને પોતાની કરવાને આજે એ ક્યાં ગયો !

ત્યાંથી નાસી જવાને (એ) ઇચ્છતો હતો; પણ એ તેમ કરી શક્યો નહિં. બે કાળા હાથોએ ઝડપથી (એના પગો) પકડી લીધા. અને (એના) પગોં ઉપર ચોટલાના વાળ વીખરાઈ ગયા. ગરમ ગરમ આંસુનાં ટીપાં એ પગો પર ટપકી રહ્યાં હતાં. એ ભૂલી ગયો કે માતા અને નોકરો પણ (પોતાની) પાછળ ઊભા છે, અને......




લેખકઃ-શ્રી પુંડરીક પુરોહિત.

હું બહુ જ થાકેલો હતો. દિવસો સુધી અહોરાત્ર કાર્ય કરતો, તેથી શારીરિક અને માનસિક શ્રમ ઘણો લાગ્યો હતો. તેનાથી કાર્ય તરફ કંટાળો પણ ઉપજ્યો. વ્યવહારમાં રહેવા સારુ કાર્ય કર્યા સિવાય તો છૂટકો નહિ; પણ આ કંટાળાએ મનની અંદર એવી તો વિરક્તિ ઊભી કરી કે નિષ્ક્રિય એવો હું હગલો થઈ પથારીમાં પડ્યો.

"ભલે કુટુંબને ભૂખમરો વેઠવો પડે; સમાજમાં ગરીબી ગવાય, અપમાનિત થવુ પડે, પણ કામ કરવું નથી તે કરવુ જ નથી; અને કામ જ કર્યા કરવાનું હોય બીજું કંઇ જ આ દુનિયામાં ન હોય તો પછી જીવવું પણ શા માટે?" આવા આવા વિચારો થાકેલા મગજને વધુ થકવતા ઘોળાવા લાગ્યા અને ક્યારે નિદ્રા દેવીએ મને ઘેરી લીધો અને પોતાની મીઠી ગોદમાં લપેટી લીધો એનુ મને ભાન રહ્યું નહિ

તો પણ હું ક્યાંક હતો. મારા મનની દુનિયામાં હું વિહરતો હતો. આ દુઃખી પૃથ્વીને છોડી મારી કલ્પનાના લોક તરફ ઊડ્યે જતો હતો. મોટાં જંગલો, મહાસાગરો, પર્વતો વિગેરે...અરે! પૃથ્વીનો આ મહાગોળો હુ જોઇ શકતો હતો. મને ગર્વ થયો. મારી શક્તિઓ અપરિમિત હોવાના ભાન સાથે પૃથ્વી તરફ સગર્વ તુચ્છદ્રષ્ટિએ હું જોઈ રહ્યો. અવકાશનાં વાદળો ચીરી, ઝીણી ઝીણી અણુરજોને અવગણી, ચંદ્રલોકમા જવા મારી ઉત્કૃષ્ટ ઇચ્છા હતી. ખરેખર હું ચંદ્રલોકમાં જ છું એમ મે જાણ્યુ ત્યારે મને ઘણો હર્ષ થયો

પણ આ શું! પેલો માનવી કુહાડી વતી કાષ્ટ કાપતો કેમ નજરે ચડે છે! ચંદ્રલોકના માનવીને પણ પોતાના ગુજરાન સારૂ આવી કાળી મહેનત કરવાની જરૂર ખરી! મારા મનનું કુતુહલ સમાવવા હું તેની પાસે ગયો. તેને મેં પુછ્યુંઃ

"ભાઇ, પૃથ્વી ઉપર પુણ્ય કરીને તો તેં ચંદ્રલોક મેળવ્યો, તો પછી આ મજુરી શાને?"

એ માનવી મારી સામે ટગર ટગર જોઈ રહ્યો. તેની દૃષ્ટિ, મારી ભાષા એ સમજ્યો નથી એમ કહેતી હતી. એટલે મેં હાથની ઇશારતે તેજ પ્રશ્ન કર્યો.

તે માનવીને તરત જ ખડખડાટ હસવું આવ્યું. મારી તરફ તે આશ્ચર્યભરી નજરે જોઈ રહ્યો. અને પછી તે કંઇક બોલી ગયો. તેની ભાષા હું કેવી રીતે સમજું! મેં હાથની ઇશારતે પૂછ્યું, શું!

તેણે પોતાનો હાથ પોતાની છાતી ઉપર મૂક્યો. અને બેય હાથથી "ઠીક છે-ઠીક છે" સાથે મોઢા ઉપર સંતોષ વ્યક્ત કર્યો. હું એટલું તો સમજ્યો કે તેણે મજુરીમાં પોતાને સંતોષ છે એમ મને કહ્યું; પણ તેના હસવાનું પ્રયોજન શું હતુ તે વિષે તો મારી જિજ્ઞાસા એવી જ રહી એટલે ફરી મેં તેને ઇશારતથી પૂછ્યું.

ઘણી ઘણી ઇશારતોથી-ચિહ્નોથી-કુહાડીથી લાકડું કાપવાનો ભાવ કરીને તેણે મને સમજાવવા પ્રયત્નો કર્યા અને આવું કઇંક સમજ્યો. "ગમે તે લોકમાં દરેક જીવને પોતાના નિભાવ માટે કર્મપરાયણ તો રહેવું જ જોઇએ. પોતાના અસ્તિત્વ માટે મહેનત કરવી મજુરી કરવી, કે કાર્ય કરવું એ દરેક જીવનવંતનો સ્વભાવ છે, આવાં સ્વાભાવિક કર્મથી કંટાળો ઉત્પન્ન થાય એ હકીકત ક્ષણિક મૃત્યુનું સૂચન છે." તેથી જ તો ચંદ્રલોક છોડ્યો.

મારે તો કાર્ય કરવું નહોતું. કાર્ય કરવું ન જોઇએ એવી જીવનસ્થિતિની શોધ ચંદ્રલોકમાં તો ન થઈ એટલે બીજા લોક તરફનું મારૂં ઉડ્ડયન શરૂ થયું. આખું બ્રહ્માંડ ફરી વળી એવો લોક હું ન શોધી શકું ત્યાંસુધી. મારાથી જંપ વાળીને કેમ બેસાય!

ચંદ્રલોક તો ગેબની ગુફામાં અદશ્ય થયો. પૃથ્વીલોકનો તો પત્તો નહોતો, અંધકાર પણ નહોતો શીતળ

પ્રકાશવાળા અવકાશના એ પોલાણમાં આનંદતો હું આગળને આગળ ધપતો હતો. સર્વત્ર પ્રકાશ-પ્રકાશ અને પ્રકાશમય નાનાં મોટાં અસંખ્ય રજકણોની ફેરફુદડીઓ જોતાં જોતાં કોઈ બીજા મહાલોકમાં હું આકૃષ્ટ થઈ પડ્યો. આશ્ચર્યની અવધિ થઈ કે મને કંઈ લાગ્યું નથી અને પડતાં વેંત જ બેઠો થઈ આસપાસની દુનિયા જોઈ શક્યો.

ત્યાંના માનવીઓને જોઈને મારે થોડીકવાર સુધી આંખો બંધ રાખવી પડી. તે લોકો પણ મને જોઈને હસતા હતા, એ તેઓના ખડખડાટ હસવાના પડઘાના અવાજથી મેં જાણ્યું. અંદર અંદર બોલતા હતા તે અવાજ મારા કાન ઉપર મેઘ-ગર્જના જેવો અફડાયો. બધું વર્ણન કરવાની મારી શક્તિ નથી પણ તેમના તરફ જોવાની તો મારી હામ જ નહોતી, એટલું હું કહું છું; કારણ કે આપણી નજરે એક બકરીનું બચ્ચું જેવું તેવો હું તેમની નજરે જણાતો હોઈશ.

આ લોકોને મારા તરફ હસવાને માટે તો તેમની પાસે થોડોક જ સમય હતો એમ મને લાગ્યું; કારણ તે પછી તે બધા પાછા એકદમ કંઈક કામ ઉપર બેસી ગયા હતા. એવી ઠંડીમાંય તેમને પરસેવો ઉતરતો હતો. તેઓ બધા પત્થરો ભાંગતા હતા. તેવામાં ત્યાંથી કોઈ મોટી પાલખી નીકળી. બધા લોકો ઊભા થઈ ગયા અને તેના તરફ નમન કરવા લાગ્યા. તે પાલખીમાંથી એક પુરુષ નીચે ઊતર્યો અને તેણે પણ પોતાની પાસેનાં કંઈક હથિયાર વડે પત્થર ઉપર થોડા ઘા કર્યા. પછી પાલખીમાં બેસીને આવ્યો હતો તેમ ચાલતો થઈ ગયો.

હું એ જોઈ રહ્યો. એ કયો લોક હતો તેનું તો મને સ્મરણ નથી. અહીં પણ લોકોએ કાર્ય તો કરવાનું જ હતું, થોડું કે ઝાઝું, એટલે મારે માટે એ પ્રદેશ પણ વસવા યોગ્ય નહોતો. મારા કર્ણદ્વારમાં ચંદ્રલોકના એ માનવીના શબ્દો એ વખતે ગૂંજતા હતા: "અમે તે લોકમાં જીવન માટેનું કાર્ય કરવાનું તો રહ્યું જ", પણ "હેતુ શું !" એવો પ્રશ્ન અનુત્તર રહ્યો અને મૂક મને મારું પ્રયાણ બીજા લોકની શોધ તરફ શરૂ થઈ ચૂક્યું.

મારા મસ્તિષ્ક ઉપર જાણે કે સવાલોનો વરસાદ પડતો હતો. આખું મન વિચારોથી આવૃત્ત હતું. કોઈ મોટા કડાકા સાથે પ્રશ્ન ઉપસ્થિત થયો: "કાર્ય ન કરવું પડે એવા પ્રદેશની, એવા લોકની શોધમાં હું પોતે શું કરી રહ્યો હતો ? શા માટે ? તેની પાછળનું પ્રેરક બળ કયું હતું !

પ્રયાણ-માર્ગમાં આ પ્રશ્નોએ મને ઘેરી લીધો. કાર્યથી છૂટવાની મારી ઇચ્છા છે અને હું કરી રહ્યો છું કાર્ય. વળી સવાલ આવ્યો "એ કાર્ય ન કરું તો !" "તારી ઇચ્છા પૂરી ન પડે" એવો જવાબ હાજર હતો અને આ જવાબમાંનો "ઇચ્છા" શબ્દ મારા મન ઉપર ખુંચી ગયો. "કાર્ય ન કરવું પડે એવા લોકમાં વસવાની ઇચ્છા" એ કરીને તો આભાંક ખેડવાની પ્રવૃત્તિમાં હું પડી ગયો. કામથી છૂટવા જેટલો પ્રયત્ન કર્યો તેટલો જ હું કામમાં ડૂબી ગયો તેનો અંત ક્યારે ? પૃથ્વીઓ, અસંખ્ય તારકમંડો, નક્ષત્રમંડળો, સૂર્યમંડળો અને એવી અગ-ણિત-અપરિમિત અનંત સકલનાઓનો પાર ક્યારે! મારી ઇચ્છા પ્રમાણેનો લોક ક્યાં હોય ! એમ પણ કેમ કહેવાય ? ઇશ્વરની આ સૃષ્ટિમાં શું અસંભવ છે !

વિચારો ગુચવાઈ ગયા. પણ "ઇશ્વરની આ સૃષ્ટિ છે." એ જ્ઞાને મને પાછો સ્વસ્થ કર્યો. હું ગર્વથી મારી ઇચ્છા પ્રમાણેનો લોક-સ્થાન પ્રાપ્ત કરવા જાઉં છું પણ તેનામાં શ્રદ્ધા છે ? ઇશ્વરની ન્યાયબુદ્ધિમાં મારી કેટલી શ્રદ્ધા ? આ છેલ્લા પ્રશ્નથી તે વિરાટ-શક્તિ પ્રભુમાં જ મારી તમામ શ્રદ્ધા કેન્દ્રિત થઈ.

મારા પ્રયાણનો પણ ત્યારે જ અંત આવ્યો, સૂર્યલોકમાં હું ઊતરી પડ્યો હતો. ધગધગતા તપ્ત પ્રદેશમાં પણ બરફની વર્ષા મેં અનુભવી. એ લોક ઊતરતાં હું ખુશી નહોતો મારા મનમાં એક વાત નક્કી થઈ ગઈ હતી કે "સાત્વિક બુદ્ધિથી થતી પ્રેરણાદ્વારા હમેશાં ઊર્ધ્વગામી રહેવાને માટે પ્રયત્નશીલ રહેતાં રહેતાં પણ વર્તમાનમાં નિર્દિષ્ટ થયેલ કર્મોમાં તત્પર રહી ઈશ્વરે આપેલી સ્થિતિમાં જ જીવન પ્રત્યે સંતોષ મેળવવો એ જ દરેક સંસારી જીવ માટેનો ખરા સુખનો માર્ગ છે."

મનની અંદર આ પ્રમાણે સ્થિરતા પ્રાપ્ત થતાં આગળ પ્રયાણનો હેતુ રહ્યો નહિ, એટલે ઇશ્વર-ઇચ્છામાં શ્રદ્ધા દૃઢ કરી સૂર્યલોકમાં હું રહ્યો.

...ત્યાં તો શ્રીમતીનો અવાજ સંભળાયો કે

"ડૉક્ટર! જૂઓ તો, શરીર કેટલો તાવ ધીખે છે! કપાનાથ સાઈ ગયા છે, જાગ્યા નથી. ચાર ડીગ્રી જેટલો તાવ થયો એટલે બરફ મૂકવો તો ક્યારનો યે શરૂ કરી દીધો છે."

મને લાગ્યું કે હું તો પૃથ્વી ઉપર જ છું, મને કંઇક ભાન આવ્યું. મનભૂમિનો સૂર્યલોક મને લાગે છે કે તાવે સર્જ્યો હશે, અને બરફનો વરસાદ તે બીજું કંઈ નહિ પણ બરફની કોથળીનો જ ભાસ હોવો જોઈએ.

તો પણ એ અવસ્થામાં ઈશ્વરે મને જે સત્યદર્શન કરાવ્યું એ કંઈ ભૂલું પણ ! અસ્તુ.





## —ગોવાળીઆ—

[ ગેયગીત ]

ગોકુળના ગામડે શરદની રાતના,
ખેલે ગોવાળીઓ રે !

રાસ ખેલે ગોવાળીઓ રે !
બંસી કેરા નાદ છેડે !
એ તો રાધાનો રસિયો રે !
એ તો ગોપીનો કાનજી રે !

ધુન મચી છે ઢોલ કેરી !
દાંડીયાના નાદ મીઠા !
નૂપુરના ઝણુકારો !
સંગ કુકે કોયલીયા રે !

એક રસિયણને એક કાનાની જોડલી !
ઘુમ્મર ઘુમ્મર ઘુમે રાસ રે !

પ્રેમ પરિમલ ફોરતી !
જગ પ્રણય જ્યોતિ જલતી !

યૌવનની ફોર ઉઠે !
પ્રણયના ઘેન ચડે !
હૈયાની વેલડીએ !

એના અંતરની આંખડીએ !
ધીરે ગોવાળીયા ! ધીરે ગોવાળીયા

ધીરે હો ! રસિયણ !
ધીરે ! ધીરે ! હો ! હો !

"સોરઠ"





# પાયાનાં ચણતર !

## [ શ્રી મશરૂવાળાની વિચારસરણી ઉપર પ્રકાશ પાડતું નિવેદન ]

લે. શ્રી પદ્મનાભ શાસ્ત્રી

મનુષ્ય મકાનના પાયા ખોદી પોતે તેમાં પૂરાતો નથી; પણ તેમાં પત્થર-સીમું-સીમેન્ટ વગેરે પૂરણી તરીકે પૂરે છે. લશ્કરના બચાવ માટે તથા જમીનમાં સપાટીથી અદશ્ય રહી દુશ્મન ઉપર મારો ચલાવવા માટે ઊંડી ખાઈઓ ખોદવામાં આવે છે, ત્યાં પણ મનુષ્ય અંદર દટાયા જેવી સ્થિતિમાં જમીનમાં ડુબાડુબ રહે છે. પણ પોતે તેમાં દટાઈ જતો નથી, પાયા કે ખાઈ ખોદી જ્યારે મનુષ્ય પોતે તેમાં દટાય છે ત્યારે મનુષ્યમાં જીવ હોતો નથી અને એવા દાટી દેવા તૈયાર કરવામાં આવતા પાયા કબર કે સમાધિના નામથી ઓળખાય છે. મોટાં ફળાઉ ઝાડને વાવવા ઊંડા ખાડા ખોદવા પડે છે અને એવા ખાડામાં વાવેતર કરી પાણી પાઈને પોષવાથી ઝાડ મોટાં થઈ ફળ આપવા માંડે છે. આ બાબત લક્ષ્યમાં લેવા જેવી છે. ખાટલા, ખુરશી અને ટેબલના પાયા ઘડાવી ચોડવામાં આવે છે તેને જમીનમાં ઊંડા ખોદવા પડતા નથી. પરંતુ ચણતર કરવા માટે તો પાયા ખોદવા જ પડે છે. ઘડતરમાં તે ચોડી દેવામાં આવે છે. આમ પાયા ખોદવા કે ઘડીને ચોડવા તેનો આધાર પાયાના પ્રકાર ઉપર રહેલો છે.

ઘણીવાર સામાન્ય પ્રસંગો ધ્યાનમાં રાખવા જેવા હોય છે. એક મહાલય વાવાઝોડામાં પડી જાય તો તેમાં વસતાં બધાં મનુષ્યો દટાઈ જાય; અંદરનો સર-સામાન તૂટી ફૂટી જાય, મહાલય ફરી બંધાવતાં બે-સુમાર ખર્ચ થાય તથા મહાલય ફરીથી પડી ન જાય તેની કાળજી રાખી તેના પાયા ઊંડા અને મજબૂત ખોદાવી અંદર પૂરણી પણ તેટલીજ મજબૂત પૂરાવી ચણતર પણ મજબૂત કરાવવું પડે. આ બીના ઉપલક દૃષ્ટિથી ઘણી સહજ અને સાદી જણાય છે પરંતુ મકાન પડી ગયા પછીની હકીકત જેટલી સાચી છે તેટલી મકાન પડી જવાની કલ્પના સાચી નથી. બધી બિનપાયાદાર અને હવાઈ કિલ્લા જેવી છે. વાવાઝોડામાં બધાં મકાન પડી જ જતાં નથી. ધરતીકંપમાં પણ ઘણી-વાર મોટી મહેલાતો પડી જાય છે નાનાં એક મજલાનાં મટોડીનાં મકાન ટકી રહે છે તેને આંચકા લાગવાથી પડી જતાં નથી.

આવી જ રીતે વ્યવહાર અને પારમાર્થિક જ્ઞાન આપવાની કળા કેળવણીના સાદા નામથી વ્યવહારી શકાય છે જે બન્ને પ્રકારને શાસ્ત્રકારોએ વિદ્યા અને અવિદ્યા એવાં નામ આપ્યાં છે. અવિદ્યા અનિષ્ટ પરિણામ લાવનારી ગણાતી હોવાથી તેનો વિચાર બહુ ઓછો કરવામાં આવે છે છતાં પણ ચિકિત્સકોએ સોમલ, અફીણ, વચ્છનાગ, હરતાલ વગેરે પ્રાણઘાતક પદાર્થોને પણ શુદ્ધ કરી જીવનના ઘડતરમાં તેનો ઉપયોગ કર્યો છે તેમ મૃત્યુને તરી જવા માટે અવિદ્યા ઉપયોગી મનાઈ છે.

અવિદ્યયા મૃત્યું તીર્ત્વા વિદ્યયાઽમૃતમશ્નુતે ।

અર્થાત્ અવિદ્યા મૃત્યુને તરવાનો ઉપાય છે જ્યારે વિદ્યા વડે મનુષ્ય અમર બની અમરસુખમાં પણ બને છે. માટે જીવનને ઉપકારક બન્ને પ્રકાર વિદ્યા અને અવિદ્યા પ્રથમ ઉપયોગી જણાવાથી તેનું વર્ણન શ્રુતિમાં સાંપડે છે. માંદવાડવાળાને સાજો કરવાનો હોય છે. બાંધેલાને છોડવો કે છોડાવવો પડે છે.

સાજા માણસને સાજો કરવો પડતો નથી. બીન-ગુનેગારને જેલમાંથી મુક્તિ અપાવવી પડતી નથી, છુટા ફરતા માણસને છોડાવો કે છોડાવવો પડતો નથી તેમ નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વભાવવાળાને બંધનમાંથી મુક્ત કરવો પડતો નથી.

વિદ્યાનો અર્થ સાંધ્યો તેને ચતુરાઈ એવું નામ આપી વિદ્યાના પ્રકારમાં ચોરી કરવાની, બીજાનો પ્રાણ લેવાની, છેતરવાની, જુગટું ખેલવાની તથા વિવિધ પ્રકારની

કળાઓનો તે સાથે સમાવેશ કરી વિદ્યાને ઊતારી પાડવા જેવી પદ્ધતિ અખત્યાર કરવાથી શો લાભ મેળવી આપવાનો છે તે સમજવું મુશ્કેલ છે.

શ્રુતિભગવતી પ્રબોધે છે કે विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं स. अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते। ભગવાન્ પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય મહારાજ પણ બ્રહ્મસૂત્રભાષ્યના અધ્યાસભાષ્યમાં જણાવે છે કે तमेतमेवंलक्षणमध्यासं पण्डिता अविद्येति मन्यन्ते तद्विवेकेन च वस्तुस्वरूपावधारणं विद्यामाहु ॥ શ્રુતિ ભગવતી વિદ્યા અને અવિદ્યા એમ જ્ઞાનના ભેદ પાડી અવિદ્યાના જ્ઞાનથી મૃત્યુને તરી વિદ્યા વડે અમર થવાય છે એમ પ્રબોધે છે જ્યારે શંકરાચાર્ય વિચિત્ર લક્ષણવાળા અધ્યાસને જ્ઞાનીઓ અવિદ્યા માને છે અને તેના વિવેકથી વસ્તુના સ્વરૂપનો નિશ્ચય કરવો તેને વિદ્યા એવુ કહેવામાં આવે છે એમ જણાવે છે. નારદજીએ સનત્કુમારને લૌકિક કેળવણીપ્રકારને વિદ્યા એવુ નામ આપી તેના ચાર વેદ, ષટ્ શાસ્ત્ર, અસ્ત્ર વિદ્યા, ધનુર્વિદ્યા વગેરે વિભાગ ગણાવ્યા છે, પરન્તુ એ લૌકિક વિદ્યાઓથી તેમને શાંતિ મળી નથી. પરમ શાંતિ મેળવવા માટે પારલૌકિક કે પરમાર્થ સાધી આપનારી વિદ્યાનો બોધ કરવાની વિજ્ઞપ્તિ કરી છે, અર્થાત્ લૌકિક વિદ્યાઓ અલ્પ ઉપકારક હોવાથી કહેવા પુરતી ફક્ત નામધારી વિદ્યાઓ છે અને શાશ્વત સુખને તથા પરમશ્રેયને સાધી આપવાવાળી વિદ્યા જ ખરી વિદ્યા છે, એવો નિર્ણય કરવામા આવ્યો છે. લૌકિક વિદ્યાઓને અપરા વિદ્યા પણ કહેવામાં આવે છે અને પરમાર્થ સાધી આપનારી પારલૌકિક વિદ્યાને પરા વિદ્યા એવું નામ આપવામાં આવ્યું છે. કેળવણીના એ પ્રકાર નથી પણ એ વિદ્યાઓને ખીલવવાના પ્રકારને એવું નામ આપી શકાય અને એ રીતે કેળવણી એક સાધન બની રહે. તેથી કેળવણીનો અર્થ ચતુરાઈ એવો થઈ શકે. વિદ્યા બાબતમાં એ શબ્દપ્રયોગ બરાબર બંધબેસતો થતો નથી. વસ્તુસ્વરૂપનો નિશ્ચય કરાવી આપવામાં ઉપકારક હોવાથી વિદ્યા એ કળા નથી માટે જ વિદ્યા અને કળા એમ ભિન્ન શબ્દપ્રયોગ યોજવામાં આવે છે. એવી જ રીતે ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषत. । એ વાક્યરચનામાં પણ 'સવિજ્ઞાન શબ્દ ज्ञानंનું વિશેષણ છે તેથી ત્યાં પણ જ્ઞાન મુખ્ય જણાવી તેનું સ્થિરતાથી વર્ણન કરવાનું सविज्ञानं શબ્દથી જણાવવામાં આવ્યું છે, અર્થાત્ જ્ઞાન ગળે ઊતરી જાય એવી રીતે બોધ કરવાનો હોય એવું ભાન થાય છે અને अशेषतः એમ કહેવાથી પણ સંપૂર્ણ માહિતી જ્ઞાન સંબંધમાં આપવાનું કહ્યું છે કે જેથી જ્ઞાન સંબંધી કોઈ ગુંચ ઊકેલવાની બાકી ન રહી જાય. ગીતાના અઢારમા અધ્યાયમાં પણ विमृश्यैतदशेषेण એવું વાપરવામાં પણ એવો જ હેતુ સમાયેલો જોવામાં આવે છે. આ સ્થળે જ્ઞાનને गुह्याद् गुह्यतरं એવુ વિશેષણ જોડવામાં આવ્યું છે અને એ શબ્દપ્રયોગથી અધિકારનિર્ણય પણ દર્શાવ્યો છે. અર્થાત્ અધિકાર વિના એક લાકડીએ હાંકવાથી અત્યારની કેળવણી જેવું અનિષ્ટ પરિણામ આવવા સંભવ છે એમ પણ સમજાય છે. આમ છતાં મારીને મુસલમાન કરવાની પ્રથા પણ ન હતી. એવું यथेच्छसि तथा कुरु.એ શબ્દાવલિથી સ્પષ્ટ જણાય છે. यथेच्छसि तथा कुरु એ ભગવાનનો મોહનમંત્ર હશે એમ પણ પ્રતીત થયા વિના રહેતું નથી.

વિદ્યા અને જ્ઞાન સમાનાર્થ વપરાતાં હોવા છતાં જ્ઞાન એ સ્વરૂપ છે એમ सत्यं ज्ञानमनन्तं એવા વિશેષણ ઉપરથી જણાય છે, જ્યારે વિદ્યા એ સ્વરૂપને જણાવવામા પરમ સાધન છે એમ परा यया.तदक्षरमधिगम्यते। એ વાક્યસંદર્ભથી જણાય છે. ત્યાં अक्षर શબ્દ બ્રહ્મવાચક છે એમ अक्षरं ब्रह्म परमम् એવું ગીતાવાક્ય ઉપરથી પણ સમજાય છે, ત્યાં 'अक्षर ब्रह्मનુ વિશેષણ છે. ઉપરની શ્રુતિમાં પણ એ અક્ષર બ્રહ્મને જાણવાનું પરમ સાધન પરાવિદ્યા છે એમ જોવામાં આવે છે. આ રીતે વિદ્યા શબ્દનો અર્થ ચતુરાઈ કે કળા એવો કરવો એ સાહસમાત્ર જણાય છે. કેળવણીની વાત સમજાવવામાં આવા ઉલટા અને વિચિત્ર અર્થો વિદ્યાસંબંધે બેસારી વ્યાખ્યાન ચલાવવાથી લોકહિત સાધવાનું કામ વધારે મુશ્કેલ બની જશે એમ અમારૂં માનવુ છે.

ભગવત્પૂજ્યપાદ શંકરાચાર્ય જેમના સમોવડીઆ હોવાનું આજના સુધારકો અને કેળવણીકારો મુક્ત કંઠે જાહેર કરી રહ્યા છે. તે જગદ્ગુરુએ જિજ્ઞાસાભાષ્યમાં આવી અનેક ધડમથલ દર્શાવી તેવી ઉલટી વિચારસરણીથી લોકો અવળા માર્ગે ચઢી ન જાય માટે બ્રહ્મમીમાંસા લખવાનું યોગ્ય ધાર્યું છે. ભાષ્યમાં એમ જણાવ્યું છે કેઃ—

'तमेतमविद्याख्यमात्मानात्मनोरितरेतराध्यासं पु-

रस्कृत्य सर्वे प्रमाणप्रमेयव्यवहारा लौकिका वैदिकाश्च प्रवृत्ताः। सर्वाणि च शास्त्राणि विधिप्रतिषेधमोक्षपराणि। अस्यानर्थहेतोः प्रहाणाय आत्मैकत्वविद्याप्रतिपत्तये सर्वे वेदान्ता आरभ्यन्ते।

અર્થાત્ એવા અવિદ્યાનામધારી આત્મા-અનાત્માના અધ્યાસને આગળ કરીને સર્વ લૌકિક અને વૈદિક પ્રમાણ-પ્રમેયના વ્યવહારો તથા વિધિપ્રતિષેધ તથા મોક્ષપ્રતિપાદક શાસ્ત્રોની પણ પ્રવૃત્તિ જોવામાં આવે છે. આવા અનર્થને ટાળવા માટે તથા સાચું ભાન કરાવવા માટે વેદાન્ત શાસ્ત્રની પ્રવૃત્તિ કરવામાં આવે છે. જીવનના તાત્પર્ય પરમાત્મપ્રાપ્તિમાં અનેક કુશંકાઓ કરીને યુક્તિ અને વાક્યના આભાસ પકડીને અનેક મનઘડંત ભાંજગડો ઊભી કરવામાં આવે છે અને તેવી ઇન્દ્રજાળમાં સપડાઈ સાચા વિચારને અવગણી કોઈ વાગ્જાળમાં ફસાઈ ન જાય, એ રીતે જીવનનું ધ્યેય ભાગ્યું ન જાય અને મોટો અનર્થ ન થઈ બેસે તે માટે બ્રહ્મવિચાર ખાસ પ્રદર્શિત કરવામાં આવે છે.

एवं बहवो (चार्वाकादि) विप्रतिपन्ना युक्तिवाक्यतदाभाससमाश्रयाः सन्तः। तत्राविचार्य यत्किंचित्प्रतिपद्यमानो निःश्रेयसात्प्रतिहन्येत अनर्थं चेयात्। तस्माद्ब्रह्मजिज्ञासोपन्यासमुखेन वेदान्तवाक्यमीमांसा तदविरोधितर्कोपकरणा निःश्रेयसप्रयोजना प्रस्तूयते।

વિદ્યા નીતિવિદ્રોહી પણ હોઈ શકે' આવું કંઈ વાક્ય યોજવાથી ઉપહાસપાત્ર જ થવાય, કારણ કે વિદ્યા અને અવિદ્યા શબ્દો એવા અપરિચિત નથી કે લોકોને તેના ખાસ સુવિદ્યા અને કુવિદ્યા જેવા ભેદ પાડવા પડે. જો એવી સાદી સીધી બાબતોમાં પણ એવા હલકા પ્રયોગો યોજી કોઈ પાડવો પડ્યો હોય તો પ્રજા પાયમાલીના પથે કેટલી નીચી ઊતરી જવા પામી છે તેનું એ પ્રત્યક્ષ ઉદાહરણ થઈ પડશે. સામાન્ય બાળકો ભણતરને વિદ્યા એવું નામ આપે અને ખગોળવિદ્યા અને ભૂગોળ વિદ્યા જેવા શબ્દપ્રયોગો યોજવાથી વિદ્યાશબ્દનો અર્થ સમજાયો માર્યો જાય એવું થઈ બેસે; પરંતુ એવા હલકા શબ્દપ્રયોગો કરવાની ટેવ પડી જવાથી કેવા અનર્થ ઊભા થાય છે તે સારા વિચારકોના ખ્યાલ બહાર રહેવું નહિ જોઈએ. અને તેથી તેવા હલકા પ્રયોગો થતા અટકાવી ભાષાને સમૃદ્ધ અને શોભનરંગી બનાવવા વિદ્વાનવર્ગે પ્રયત્નશીલ થવું જોઈએ. બેચાર કલાક સભ-નાર વાંચનાર કે કામ કરનાર અથવા રસોઈ પાણી કરનાર માટે 'ભગીરથપ્રયત્ન' જેવો વિચારગંભીર શબ્દ વાપરી નાખવો એ વાણીનું બળ નબળું બનાવવા જેવું સાહસ જ ગણાય. પરમાત્માનું સ્વરૂપ દર્શાવનારી જ વિદ્યા કહેવાય અને તે સિવાયની તમામ માહીતી આપનાર અવિદ્યા કોટિમાં જ ગણવામાં આવે છે. પરંતુ પ્રપંચને સ્થિર અને દૃઢ બનાવવા માટે અનેક આસુરી ઉપાયો જ્યારે ત્યારે યોજવામાં જગતનું કલ્યાણ કેટલું સાધી શકાશે તે તો પ્રભુ જાણે. અત્યારના સમાજને અવિદ્યા એવી પ્રિય થઈ પડી છે કે દાસીને રાણી બનાવી તેના રાણી તરીકે ગુણાનુવાદ ગાવા મંડી જવા જેવું જ્યાં-ત્યાં નજરે પડે છે. પુરાણો અને સ્મૃતિઓમાં વેદનું અન્તિમ તાત્પર્ય ચૂકી જવામાં આવ્યું નથી અને તેથી ત્યાં અવિદ્યાને વિદ્યાનું રૂપ આપવામાં આવ્યું નથી. અવિદ્યાના વિલાસને પણ એવી અદ્ભુત રીતે ચીતરવામાં આવે છે કે વિદ્યાના સ્થાને આ જમાનામાં બને છે તેમ અવિદ્યા ચઢી બેસતી નથી. અત્યારે તો વિદ્યાના વેશમાં અવિદ્યા સર્વત્ર ફેરફુદરડી ફરી લોકનાયકોને મોહમાં ફસાવી વિધવા પુનર્વિવાહ-લગ્નવિચ્છેદ વર્ણાન્તરલગ્નો, બહુલગ્ન-વગેરેના કાળા કાયદા દાખલ કરી વિજયડંકો વગડાવવાની કોશિષ કરી રહી જણાય છે. ભલભલા ભડવીરો પણ આ અવિદ્યાના મોહપાશમાં સપડાઈ સનાતન તત્ત્વ અને સનાતન વૃત્તિ ઉપર કારી ઘા કરવા તલપાપડ થઈ રહ્યા છે. આ વિદ્યાના કારણે વાતાવરણ પણ એવું તંગ બની ગયું છે કે અવિદ્યા-વિરોધી સૂર સાંભળવા પણ પુરુષ-સ્ત્રીઓ તૈયાર નથી. તેમને સીતા, દમયન્તી, અનસૂયા-કુંતી-માદ્રી અરુન્ધતી થવું ગમતું નથી. તેમને તો સ્ત્રીરૂપ ધારણ કરી વિલાસનો ધ્વંસ ભોગવવો છે. દેહવિલાસ, ઇન્દ્રિયવિલાસ તેમજ લોલુપતા પોતી અવિદ્યાની મોહમાયા બેઠાવતી છે. આવા કારણે જ દૈવી અને આસુરી શક્તિઓના ભેદ પાડી દૈવી શક્તિ સાથી મનુષ્ય મુક્ત-સ્વતંત્ર બને છે, તથા આસુરી અવિદ્યાભાવને પોષી મનુષ્ય બંધનમાં પડી પાયમાલી વહોરે છે એવું તમામ શાસ્ત્રોનું સંમત ધોરણ જોવામાં આવે છે. લોકસ્વરૂપ અભિમાનને બદલતી કરો આત્મલાભ જનતાને આપવા ધાર્યો છે ? જવાબદાર અને પ્રમાણભૂત પુરુષો અભિમાનના વખાણ કરવા પ્રેરાય છે. પ્રપંચપ્રેમી કામી પુરુષોને અવિદ્યાવિલાસમાં

આનંદ જણાય. માટે તેવા હલકટ વિલાસોને વિદ્યા એવું નામ આપી તેનાં સુવિદ્યા અને કુવિદ્યા એવાં મનસ્વી નામ પાડી તેને ચતુરાઈનો ઢોળ ચઢાવી સમાજને શાસ્ત્રવિરુદ્ધ માર્ગે હડસેલી દેવામાં કેવા પ્રકારનું ડહાપણ સમાએલું છે તે સમજી શકાતું નથી. આ પ્રસંગે વૃદ્ધવ્યાઘ્રની પંચતંત્રની એક વાત યાદ આવે છે કે એક વાઘ ઘરડો થઈ જવાથી હાલી ચાલી શકતો નહતો અને તેથી ભૂખે મરતો હતો. તેણે કાદવમાં ખૂંચી જવાથી બહાર નીકળવાનો ઉપાય શોધવા માંડયો અને દાનધર્મના ઓઠા નીચે પ્રલોભન ઉત્પન્ન કરી ભોળા લોભી વર્ગને ભોળવી કાર્ય સાધવાનો નિશ્ચય કર્યો. હાથમાં રત્નજડિત કંકણ રાખી છે અને આવતા જતા લોકોને શાસ્ત્રનાં ઉદાહરણો ટાંકી દાનધર્મનું માહત્મ્ય સમજાવવા લાગ્યો. વૃદ્ધાવસ્થા એવા દાનધર્મ માટે યોગ્ય અવસ્થા છે એવું સમજાવી તેણે એક ધનલોલુપ બ્રાહ્મણને ભોળવ્યો; પરંતુ નીતિરીતિના આભાસરૂપી વૃદ્ધવ્યાઘ્રનાં શાસ્ત્ર-વાક્યોમાં વિશ્વાસ મૂકી કંકણના લોભે તેણે પોતાનો વિનાશ નોતર્યો. તેમ અધ્યાત્મવાદને ઓછું ચીતરી સુખવાદનાં કંકણનાં પ્રલોભનો જમાવી સમાજને બહેકાવી મૂકી શ્રદ્ધાહીન, નફટ અને બે પરવા બનાવી દીધો. ધર્મ-નીતિની વાતોનું રક્ષણ કરવાથી મનુષ્યોનું રક્ષણ થાય છે અર્થાત્ ધર્મનીતિનાં ધોરણો આચરવાથી તે કલ્યાણ સાધી શકે છે એ ધોરણને વિસરી મનઘડંત ધોરણોની પ્રતિષ્ઠા કરવાથી સમાજનું કલ્યાણ ભાગ્યે જ સાધી શકાય છે. નબળા પાયા ઉપર ચણતર મજબુત બનાવી શકાતું નથી. હવાના કિલ્લા જેવું એ ચણતર હોય છે. નીતિરીતિમાંથી ઉતરી એક પ્રજાનું મનોબળ પણ તેટલું જ ઢીલું પડી ગએલું હોય છે, તેથી અવળા રાહને તુરત પકડી લે છે. પાયામાં ખામી હોય એટલે કે વિદ્યાને અવિદ્યાકોટિમાં રાખી ઉપર કેળવણીનો કળશ ચઢાવી વિચારણા સુધારવાથી એવા હવાઈ પાયા ઉપર ચણતર પણ સંગીન થવાની સંભાવના ઓછી જ રહેશે.



## પ્રભુને નામે.

રાગ=આવોરી સુહાગી સખી



કનૈયાને નામે હું કુરબાન થાઉં
બંસીધર નામે હું બલિહારી જાઉં...કનૈયાને

જગજીવન નામે હું જ્યોતિ જગાવું
ભાવના ભૂધર કેરી ધરાવું....કનૈયાને

શ્રદ્ધા શામળીયાની હૈડે ધરાવું
નટવર નામે હું નૈયા તરાવું....કનૈયાને

ધરણીધર નામની ધૂન મચાવું
ભગવંત નામે ભવજલ તરી જાઉં...કનૈયાને



પુરુષોત્તમ નામે હું પાવન થાઉં
ગોવિંદના ગુણ નિશદિન ગાઉં....કનૈયાને

પ્રભુ તારે નામે હું પાગલ થાઉં
ઘનસ્યામ નામે ઘેલી બની જાઉં....કનૈયાને

જીવન ઝરણાં તુજ નામે વહાવું
આખર જ્યોતિમાં જ્યોતિ મિલાવું...કનૈયાને

—પ્રભુદાસ મજવાણી



# શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય

લેખકઃ—શ્રી ઠાકરશંકર જયશંકર ત્રિપાઠી. "કાસાર"

[ ગતાંક પૃષ્ઠ ૪૬૫ થી ચાલુ ]

પ્રીતિ પરાત્પર બ્રહ્મ શું જોડી,
તોડી તિમિર ધડ, ન્યાલ થયો;
હરિ, હરિ, હરિ, "હું" પણું છોડી,
જીવિત અમરપુર વાસ વસ્યો.

"પ્રેમ સુફલ છે."

(દિ. સા. પુ. ૧. પૃ. ૪૩૨)

પ્રેમી ભક્ત, શ્રી પરમાત્મા સાથે પ્રેમ જોડતા, તેનાં કામ, ક્રોધ, લોભ, મોહ, વિગેરે અજ્ઞાનનાં અંધારાં તોડી-ફોડી ફેંકી દે છે ને મોટા વિજેતા સ્વરૂપે "હું" પણું ત્યાગી, દેહાધ્યાસને બાળી ભસ્મ કરી, શ્રી નારાયણ-પ્રેમન્ 'નારાયણ' જપ્યા કરે છે. આવો ભક્ત આ દુનિયામાં જીવતો ફરતો હરતો જણાય છે, છતાં તેનો આત્મા તો ખરેખરૂં સત્યજ્ઞાન પ્રાપ્ત થવાથી નિજાનંદની લહેરો અનુભવે છે.

વળી આગળ શ્રી સાગર મહારાજ કહે છે કે—

સ્વાધીન કીધી બધી મનવૃત્તિ,
તત્ત્વવિચાર નહિ વિસર્યો;
સમબુદ્ધિથી સાધી સમાધિ,
જ્ઞાનગરીબ થઈ વિલસ્યો.

પ્રેમ સુફલ છે.

(દિ. સા. પુ. ૧. પૃ. ૪૩૨)

ભક્તો મનની પાર્થિવ ઇચ્છાઓનો ત્યાગ કરી, મનને કબજે લઈ, મનની વૃત્તિ સિદ્ધે રસ્તે દોરે છે ને આમ કરતાં, ખરેખરા સત્યસ્વરૂપ પરમાત્માને, સમાન બુદ્ધિથી સમજતાં, સર્વવ્યાપી સ્વરૂપમાં એક ચિત્તથી ધ્યાન-સમાધિ લગાવી, આત્માનુભવ અનુભવે છે. તેને તો પોતાના આ અમૂલ્ય જ્ઞાનનું, બિલકુલે અભિમાન થતું નથી. તે તો ઊલટું પણ, પોતાને તે, જ્ઞાનપ્રાપ્તિમાં ગરીબ જ ગણી વિચર્યા કરે છે.

વિકટ પરીક્ષણ માંહી ડગ્યો ના,
નિશ્ચય બોધ સ્વાર્થ મળ્યો;
વાદવિવાદ કદાપિ ગમ્યો ના,
એ ભરી અમો નીરખ્યો.

પ્રેમ સુફલ છે.

(દિ. સા. પુ. ૧. પૃ. ૪૩૨)

પ્રેમી ભક્તો, આકરી કસોટીમાંથી પણ, સફળતા પૂર્વક દઢતા ધારણ કરી, પૂર્ણ વિશ્વાસ રાખી, સંપૂર્ણ રીતે કંપ્યા સિવાય પસાર થઈ જાય છે. નકામી વાદવિવાદ કરવાની ટેવ છોડી ને સર્વત્ર પ્રભુ વ્યાપેલ છે એમ સમજી, પ્રભુની ઇચ્છાઓને માન્ય કરી, સુખ-દુઃખથી પર રહી, હૈયાનો ભાર હલકો કરી, વિચર્યા કરે છે.

સુખ-દુઃખ, રાગ-વિરાગ-પરા હાં,
દેહાભિમાન તમામ ગળ્યો;
ભવસાગર તરી પાર ખડો હાં,
મોજ મઝા બસ માણી રહ્યો.

પ્રેમ સુફલ છે.

(દિ. સા. પુ. ૧. પૃ. ૪૩૨)

આવા ભક્તો સુખ-દુઃખ, લાગણી, એ બધાથી નહિ લોભાતા-અરે લોપાતા પોતાનું "હું"પણું જ ભૂલી જાય છે ને આથી આ ભવસાગરનાં તમામે તમામ દુઃખો તરી પાર ઊતરી, શ્રી પરિબ્રહ્મ પરમાત્માની ભક્તિમાં જ આનંદ અનુભવે છે.

અહા પ્રેમભક્તિનું પ્રાબલ્ય કેટલું બધું છે. ધન્ય છે, આવા ભક્તશિરોમણી પ્રેમભક્તોને!

શ્રી સાગર મહારાજ પૂર્વજન્મના સંસ્કારી પુણ્યાત્મા હતા—તે દેવ હતા; તેમણે તેમની નાની ઉમ્મરથી જ બતાવી આપ્યું હતું: તે નાનપણથી જ કંઈક અનોખી મોજમાં-પોતાના ધ્યાનકર્મમાં જ ડૂબી નીકળ્યા હતા.

જુવાનીમાં જ પ્રવેશ કરતાં જ, તેમણે પોતાની વ્યાકુળતા વ્યક્ત કરી છે, ને પોતે કોઈ મહાન-આત્મા છે, તે બતાવી આપ્યું છે. તેમણે તે સમયે ઉદ્ગાર કાઢ્યા છે કે—

હવે હૈયે ન રહેવાયે, કરે વિનતિ અનિચ્છાએ,
અનિચ્છ હા હતી ઇચ્છા, વિફળ વાંછા બધી થાએ;
બધું જે ભિન્ન ભાસે, ખરો કોઈ માર્ગ બોધે છે,
અને હર વૃત્તિઓ સારી, બધીમાં લાગ શોધે છે.

ન જોડાયો ન જોડાવું, ન સંસારે ક્યાં માપું,
ન રૂઠીને નમ્યું આપું, ભલે ગૃહ જંગલે સ્થાપું.
(દિ. સા. પુ. ૧. પૃ ૧)

ઊછરતી યુવાનીમાં આવા વૈરાગ્યમય ને દઢતા-દર્શક શબ્દો નીકળે એ સાબિત કરે છે, કે એ પૂર્વ-જન્મના સસ્કારી સાધુ પુરુષ હતા. સંસાર તરફ વૈરાગ્ય, ત્યાગ તરફ ભાવના, ગમે તે થાય પણ સત્ય જણાતાં તે રાહમાં ધપ્યા કરવું, અજ્ઞાન રૂઢિના દાસ ન થવું, અને દઢ નિશ્ચયથી સંભળાવવું કે—

જૂઠો આ દલ સૌ ભાસે, નથી વિશ્વાસ વ્યવહારે,
ભમણ વમળે ચઢું શાને, પ્રભુ વિણ કોણ છે મારે.
(દિ. સા. પુ પૃ. ૨)

આવુ આવું તે, આટલી ઉમ્મરે, કોઈ પૂર્વ-જન્મનો યોગભ્રષ્ટ થયેલો યોગી જ બોલે ! વળી પિતૃ-ભક્ત પણ તે નાનપણથી જ હતા. તેમના પૂજ્ય પિતાજી સ્વર્ગસ્થ પુણ્યશ્લોક દામોદરદાસજી માટે તેમણે ઉદ્ગારો કાઢ્યા છે કે.—

જેને ઘેર ધર્યો મૂળે જનમ મેં, આનંદ પામ્યો અતિ
વિદ્યાભ્યાસ, ઉમગ અંગ ધરીને, જેણે કરાવ્યો અહિ.
જેણે આત્મબળે નિવાર્યું દુઃખને; માણી મઝા જે થકી
એવા સદ્ગુણ યુક્ત, પિતવિરહે, સંસાર સતો નકકી

* * *

ગામોગામ ક્ર્યાં પરિચય ઘણા, કીધી રૂઠી નામના,
આરંભ્યો પરિપૂર્ણ યજ્ઞ કરવા, ગખી ઊંચી ભાવના
પ્રવૃત્તિ મહીં વૃત્તિઓ નિશદિને પ્રેરી તજી કામના
રે! રે! આ સઘળું છવાયુ તિમિરે, જવાથી એ ભાણના.
(દિ. સા પુ ૧ પૃ. ૨

સ્વર્ગસ્થ દામોદરદાસજી સ્કૂલમાસ્તર હતા. જ્યાં જ્યાં તેમણે નોકરી કરી છે, ત્યાં ત્યાં તે સંસ્કારી ખાનદાન ગૃહસ્થ, ને સદ્ભાવના વાળા સમાજસેવક દીપી નીકળ્યા હતા. તેમના નિસ્વાર્થી સંસ્કાર્યોએ સમા-જમાં જ્યાં ને ત્યાં સારૂ માનનીય સ્થાન પ્રાપ્ત કરેલું. તે કાર્યોની છાપ પૂજ્ય મહાત્મા સાગર મહારાજ ઉપર નાનપણથી જ પડેલી; તે ઉપરના ઉદ્ગારોથી સમજાય છે.

અજ્ઞાનથી માની લીધેલી ખરાબ રૂઢિઓ તરફ તેમને તિરસ્કાર હતો. બાળલગ્ન, કન્યાવિક્રય, મરણ પછવાડે જમણવાર, અજ્ઞાન બચ્ચાંઓનાં કજોડાં, વૃદ્ધવિવાહ વગેરે સમાજના સડા માટે તેમણે ઘણા જ લાગણી દર્શક ઉદ્ગારો કાઢેલા, ને તે ટાળવા પ્રયાસો પણ કરેલા. તેમણે તે સમયે સમાજસુધારાની સદ્ભાવનાથી પ્રેરાઈ થાકેલું હૃદય લખી અંતરની વરાળ કાઢેલી તે આપણે જોઈએ.

ઓ લોક રે ! સંસારના ડહાપણ તમારૂં પ્રગટજો,
વ્યવહારની હુશિયારીની કિશીયારીને કરજો ફના.

* * * *

બચ્ચાં બિચારાં કુમળાં, અજ્ઞાન જે તેને તમે
મરજી તમારી હોય, ત્હેની સાથ હોશે જોડતા.

* * * *

ખોટા અને જૂઠા છતાં, જે રાહ પકડયો છે તમે,
તેને તામે ઝીદી બની, જીકર કરી ના છોડતા.
બાળક બિચારા બોઘલાં, ના જાણતાં ખોટું-ખરૂં
તેને તમે ઉમ્મર બધીનો, એ-કરાર કરાવતા.

× × × ×

દિલ દાઝતું કે રોઝ ને કૈં શેર સાથે દેખીને,
જોડાયેલી મેના ઘણી, જોવાય ઘુવડ સંગમાં.

× × × ×

વારૂ હવે કરશો જરા, આવી ખીલાફી રૂઢિની,
કોણે લખી ! ક્યાં કર્યાં લખી ? સાચું જરા સમજાવશો.
જ્યાં રુચતુ આવે ત્હમે ત્યાં, શાસ્ત્રને બાઝી પડો,
જ્યાં ફાવતુ આવે નહિ, ત્યાં સરમહીન થાતા તમે.
(થાકેલુ હૃદય" પૃ. ૨૧ થી ૨૪)

આવા ભાવોદ્ગાર કાઢતાં છેવટે પ્રભુને પ્રાર્થના કરે છે કેઃ—

નિષ્ઠુર લોક, રિવાજ અસુર ક્રૂર !!
પંખેરૂ પાંખ પીખાય : : :
દાનવ, માનવ વેશ ધરીને,
દમતા, હીન દુઃખિયાંયઃ
પ્રભુજી દીન હૃદય દુઃખિયાંય
"જગાવો જ્યોતિ"ઓ જગરાય !
ઈશ્વરનું અખિરાજ્ય ભૂલી અહિં;
ગભરૂં દિલ દુભવાય.
વિશ્વનાથની વિશ્વવાડીમાં,
સંપ-કળી ચગદાય,
"જગાવો જ્યોતિ"ઓ જગરાય.

× × × ×

હૃદય તણું રચી સુંદર મન્દિર
પ્રેમ પ્રતિષ્ઠિત થાય—
પ્રેમી પૂજારી પૂજા બલ દે પ્રભુ
પ્રેમ જ એક પૂજાય—
પ્રભુજી પ્રેમ જ પધરાવાય,
"જગાવો જ્યોતિ" જગરાય.
(થાકેલું હૃદય પૃ. ૭૦ થી ૭૧)

સત્યાસત્યનો વિચાર કરી દૃઢ કરેલી સદ્‌ભાવના કેટલા બળથી નીડર રીતે વાણીનું રૂપ લે છે. તે નાનપણથી જ મસ્ત હતા. કાયરતા ને બીકણપણું તો તેમને સ્પર્શ કરી શકતું ન હતું. જે સત્ય લાગે તે ચોકસ ને સચોટ ભાષામાં કહી નાખતા. ને તે માટે "મોઢ બ્રાહ્મણ શુભેચ્છક." માસિકના તંત્રી પોથી તે માસિકના ટાઇટલ પેજ ઉપર જ લખી નાખ્યું હતું કે.—

છોને અનેકાનેક તલવારો ઝઝૂમે શીર પરે,
છોને બુરાઈ માનીને મિત્રો બધા વેરી બને.
છોને દયાહિન દુશ્મનો બહુ જુલમી લશ્કર મોકલે
તો એ ડરે નહિ જે કલમ સત્યસ્નેહ માર્ગે અનુસરે.

તેમના સહવાસમાં અહોનિશ સત્યભાવના વાળા મુમુક્ષુઓનો મેળો જામેલો જ રહેતો તેમની બધી વાર્તાઓનો સાર તિમિર ટાળી સત્ય દર્શાવનાર જ હતો. વિચાર કરતાં તેમને સત્ય લાગે તે કહેવામાં તે બિલકુલ અચકતા ન હતા. તેમની ભાષામાં એટલું બળ રહેતું કે, સાંભળનારના હૃદયમાં તેમની વાણી સીધી અસર કરતી હતી.

સ્નેહનું શાસ્ત્ર તો તેમનું અનિર્વચનીય જ છે તે સ્નેહના સાધુ અને પ્રેમના પૂજારી હતા. તેમનો તે પવિત્ર પ્રેમ ઇશ્વરમાં ઢળી પડતાં મહાત્મા, તત્ત્વજ્ઞાની ને ઉત્તમ ઉપદેશક તરીકે જળહળી રહ્યા. છેવટ જીતી ગયા. પરિબ્રહ્મમાં એકમેક થઈ જગત જેને મોક્ષ કહે છે તે પદને પ્રાપ્ત કરી ગયા. તે "પ્રેમ અને સ્નેહ" સમજાવતાં કહે છે કે:—

સ્નેહ કેરી અનેરી છે આણુ, જગત શું જાણશે રે.
એનું અનુભવ એ જ પ્રમાણ, કહ્યું કોણ માનશે રે.
પ્રેમીની જુજવી દુનિયાય, જગત શું જાણશે રે,
ખેરશાયાં કાળજાંય ! કહ્યું કોણ માનશે રે.
એના છે અનોખા હેત જગત શું જાણશે રે,
પુરુષ વાણીમાં ચિત્ર ન હોય, કહ્યું કોણ માનશે રે,
નહિ પંક્તિથી પરખાય, જગત શું જાણશે રે.
એતો "સ્નેહી"થકી સમજાય, કહ્યું કોણ માનશે રે.
સ્નેહ સત્યોનું પણ સત્ય, જગત શું જાણશે રે.
બીજું જ્ઞાન બધુંએ અસત્ય, કહ્યું કોણ માનશે રે.

× × × ×

"પ્રેમી–જ્ઞાની" અભિન્ન ગણાય, જગત શું જાણશે રે.
પ્રેમ એકથી વિશ્વ જીતાય, કહ્યું કોણ માનશે રે.

* * *

પરસ્પર પ્રેમ તે બ્રહ્મસ્વરૂપ, જગત શું જાણશે રે,
એનાં વિધવિધ કોટીરૂપ, કહ્યું કોણ માનશે રે.

× × ×

પ્રેમ શાસ્ત્ર વિષે બહુ ભેદ, જગત શું જાણશે રે,
પણ પ્રેમને "મોક્ષ" અભેદ, કહ્યું કોણ માનશે રે
(થાકેલું હૃદય" પૃ ૬૫-૬૬)

પ્રેમ રંગથી રંગાઈ ઓતપ્રોત થએલો તેમનો પ્રેમાત્મા-પરિબ્રહ્મ પરમાત્મા તરફ ઢળી પડયો. ને શુદ્ધ સાચો રસ્તો સ્વીકારી લીધો. પુણ્યશ્લોક–પ્રેમમૂર્તિ શ્રી કૃષ્ણપ્રભુ તરફ તેમના અંતરમાં અઢળક પૂજ્યભાવ પ્રગટ થએલો, તે તેમના જ ભજનકીર્તનમાં જ ઘણો વખત તે ગાળવા લાગી ગએલા આ "દાસોહમ" જેવી પ્રેમભક્તિ પ્રગટ કરતાં તેમણે આપણને સંભળાવ્યું છે કે:—

કોણ હશે એ ! કોણ હશે એ !
ગોપગણો જ્યાંહિ, ઝૂકી નમે છે.
"દેખી દુઃખી જન" નયન ભરે છે.
એવુ કોણ હશે ! ! !
તે મહિમાવન્તો પ્રભુ મારો
પૂજ્ય સદા મહારાજ હમારો
"સ્નેહ અને હિત" મોકલનારો
મારો તે સ્વામી ! ! !

* * *

(દિ. સા. પુ. ૧ પૃ ૫૧)

મારૂં ગરીબનું છે બલ, તું તું,
હું દાનનો વિભુ તારક, તું તું,
આ મુજ રોજ નિયામક, તું તું,
તું તું તું: સ્વામી !
(દિ. સા. પુ. ૧ પૃ. ૫૨)

તજી સંસારના ભાવો વસ્યા જંગલ બન્યા જોગી,
રહ્યાં સૌ દેહનાં કષ્ટો, ફળો ને કંદ આરોગી;
રહ્યું અસ્થિર મન ને યોગની સિદ્ધિ ન પાકી છે,
ભણી લેવું હજી એનો ઘણોંયે યોગ બાકી છે;

ધીરૂભાઈ વી. પુરોહિત.

બધી એકાદશી પાળી, બધાં વ્રત પૂર્ણ છે કીધાં,
પૂરી સંભાળથી આચાર પાળ્યો દાન પણ દીધાં;
જઈ મંદિરમાં દર્શન કર્યાં કૈં વાર પ્રીતેથી,
છતાં લગની ન લાગી તો ગણો સર્વસ્વ બાકી છે,

સો. પ્રભાવતી ચુનીલાલ કાપડીઆ

મળ્યું કંચન સમું જીવન કથીરની સાથ તેં તોળ્યું,
નીતિને સત્યથી મૂકી અનીતિ પાપમાં બોળ્યું;
અસત્યો સત્યમાં પલટે નથી ફિરતારથી છાનું,
ભૂલીશ ના કૃત્ય સઘળાનો બધો હિસાબ બાકી છે;

'વિદ્યામિત્ર'

કથાઓ સંભળાવીને પ્રવચનો કૈંક દીધાં છે
બધાં શાસ્ત્રો ઉકેલીને જગતને બોધ દીધો છે
પરંતુ જો જગતના સૌ કુવામાથી ન છૂટયા છે
ધૂરંધર છો ગણાતા હો, છતાં [illegible]

હાયવોય ને હૈયાપીટમાં, લગની પૂરી લાગી છે,
કાળાં ધોળાં કૈક કર્યામાં, ઉમર આખી ગાળી છે;
ઘણું રળ્યો ને ઘણું મેળવ્યું, સુખની શું કહો ખામી છે,
મૂરખ આખર સુધી ન સમજ્યો, પ્રભુભજન તો બાકી છે;

શ્રી મણિશંકર ભવાનીશંકર ઉપાધ્યાય,

મૂક્યા સરવર મહીં કમળો જગત સૌંદર્યના કાજે,
ભર્યા ભૂતળ વિટપ વેલા અહા ! જન છાંયડા કાજે;
કર્યો સિંધુ અતિ ખારો જગતને બોધ દેવાને,
કહો કુદરત તણી કૃતિમાં કળા શું કાંઈ બાકી છે!

શ્રી. પ્રદ્યુમ્ન શેઠ

ભક્તિ તણાં ભોજન અને ના પ્રેમ અમૃત.પાન છે
ત્યાં હળાહળ વિષ કેરાં પાન બાકી છે
વીણા બજી ના પ્રેમની ના પ્રેમ ભક્તિ ગાન છે
ત્યાં દુઃખીઓના રાજીયાનાં ગાન બાકી છે

આ. હલસુખરામ કાપડીઆ

"જીવનમાં સર્વ કર્તવ્યો ગમ્યાં તે તે કરેલાં છે,
જીવનમાં સર્વ વ્યવહારો ગમ્યા તે તે કરેલા છે,
જીવનમાં સર્વ પરિચય જે ગમ્યા તે તે કરેલા છે,
[illegible] એમજ ખરૂં તે કર્મ બાકી છે"

[illegible] જાની

[illegible]
માથે મટુકડી લઈને ચાલી ક્યાં !
માર્યું દાણ સખી દેતી જા રે !

ગોપીઃ-મારો મારગડો છોડો હો કાનજી !
આપી શકીશ ના માખણ હું પ્રિયજી !
આપી જોખીને મને માએ મટુકડી !
આપું હું કેમ આજ, ત્હારે હું દાણ રે !
આજ નહિ કાના ! આપીશ કોઈક દિ !

કૃષ્ણઃ—તારા ઝાંઝરના ઝણકારે દિલડાં !
કંઈકના ડોલે છે નિત ગોવાલણી !
ત્હારા સુકણ્ઠે કોયલ કુહૂકે રે !
ફૂલડાની ફોરે ઉડ ઉડ ગોવાલણી !
માખણ નહિ પણ દિલડાનું દાણ સખી દેતી જા રે !

ગોપીઃ-ભૂલે છે કાનજી દિલડાનું દાણ આમ !
મળે શું વાટમાં ! એકલા રાતના !
ગોકુળના ગામડે ધીરે ધીરે !
આવીશ હું કાનજી, શરદની રાતના !
પ્રણય જોબન દાણ દેવા જા રે !

"સોરઠ"

મોંઘવારી ડાકીણી શું દુસહ બનતી છાકી છે.
જરૂરીઆત જીવનતણી ના એક રાખી બાકી છે.
તેમાંય રેશન રોકડે હડતાળની હાલાકી છે,
સુઠીમાં જીવ માનવીનાં કો' પ્રભુ શું બાકી છે?

"જંજાળી"

જીવનમાં જોયું અને જાણ્યું બહુ બાકી ન રાખી છે,
લાલસાઓ સહુ વિષય ભોગો તણી વિધવિધ ચાખીછે,
પુત્ર મિત્ર પ્રિયા કમાણી કીર્તિ ધનની પાકી છે,
સર્વ મીઠાં જાણજો પ્રભુ ભજન એકજ બાકી છે.

સંત શ્રી સીતારામજી

ગિરિવરનું કરી કાજળ, સમુદ્રોમાં ભરી લઇને,
તરૂવરની કલમ સાથે ધરા કાગળ કરી લઈને,
હમેશાં શારદાદેવી લખીને જાય થાકી છે,
છતાં ભગવાનના દૈવી ગુણોનો પાર બાકી છે.

સૌ. હરિગંગા શાન્તિલાલ ત્રિવેદી

અગમ એ મોતની વાટે જતા માનવ જીવાત્માને,
પૂછે સ્નેહીજનો સઘળાં છતાં કયાંથી ધરે કાને?;
ભવન-ધન-પુત્ર છે એની ફીકર કાંઇ ન રાખી છે
હવે સંતોષ માની લો, હજી તો રામ બાકી છે.

બાલજોશી સરકવકર

જવાનુ એકદિન અહીંથી, ભૂલી એ જાય છે માનવ,
બનીને મસ્ત હુંપદમાં પડી મોહે બને દાનવ;
દુરાચરણો કરી જોયું જીવનમાં ધૂળ ફાકી છે
નૃસિંહ એવા અધમ માટે નરકનું સ્થાન બાકી છે:

કવિ શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ

શાર્દૂલઃ-

ધાર્યા કામ બધાંય પાર કરવા, જા તું પ્રભુ શર્ણમાં,
સંસારીજન સ્વાર્થમાં જ ઘસડે સાથે ન રે' મર્ણમા,
જે ચૂક્યા જગદીશને ન કરતા સુકૃત્ય, પાપીજનો,
જો પામે નહિ કષ્ટ તો સમજવું પુણ્યો હજી બાકી છે,

મૂલગર સાંકળચંદ ભૂલાભાઈ

પ્રશ્નઃ-
કવિ ના મુખથી કહેચે,-કવિતા શ્રેષ્ઠ મારી છે,
પરીક્ષા ને કદર કરવી ફરજ તંત્રી! તમારી છે;
હૃદયના ઠાલવી ભાવો રચીને કાવ્ય મોકલીએ,
છતાં છાપો નહિ, કાઇ કહો કર્તવ્ય બાકી છે?

"જીજ્ઞાસુ"

ઉત્તરઃ-
કવિનો રાફડો ફાટયો ગઝલ જોડે ગગો વાંચી
કવિતા ચારસો આવે છતાં ના ચાર પણ સાચી;
ફરજ સાથે અરજમારી ગરજ પણ કૈંક રાખી છે,
ભલે મંત્રી બન્યા, તંત્રી થવાનું તોય બાકી છે,

બધો અપયશ પડે સહેવો અને ઠપકો પડે વહેવો,
વખાણે સર્વ પોતાનું કહો કોને ખરો કહેવો?
નજર એથી કરી નાખી અમારી આંખ ઝાંખી છે,
ઘણા છે લેખકો, તંત્રી બીચારો એક બાકી છે.

'તંત્રી'

સ્મરણુ હરિનું કરે હરદમ સ્વધર્મે જે સદા મક્કમ,
પુનિત પરમાર્થ કાર્યોમાં પરોવે પ્રાણને કાયમ;
વિભુ વૈરાટદર્શનથી બની દિલવૃત્તિ પાકી છે
અડગ અભ્યાસી એવાને ન બીજું કાંઇ બાકી છે

શ્રી. "સંતજન"

કંઈ લીધા કંઈ દીધા બધા હીસાબ બાકી છે,"
કર્યાં કાળાં અને ધોળાં બધાનું વ્યાજ બાકી છે.
કર્યાં બહુ પાપ તેં હાથે થવું કંઇ પુણ્ય બાકી છે,
હજી ચેતાય તો ચેતો બચેલા શ્વાસ બાકી છે,

એન જે. ગોલીબાર

ભરી અન્નકૂટ થાળીમાં, જીભા સંતોષવા બેઠા;
અતિથિ સાંભર્યાં નહી તો, ખરો સંતોષ બાકી છે
મળેલી રિદ્ધિ-સિદ્ધિને, અનુભવમાં પૂરી લીધી,
વિચાર્યું ના, મળી શાથી, જીવન અરબાદી બાકી છે,

કમાયા કેડ બાંધીને, જગતના ભોગમાં ખરચ્યા;
પ્રભુ પ્રીત્યર્થે ના જોયુ, રહ્યા પણ સઘળું બાકી છે,
રમતના રંગમાં રાચ્યા, જીવનના જંગમાં જામ્યા;
નિહાળ્યા નાથને નહીં તો, બધીએ બાજી બાકી છે,

શ્રી. "મસ્ત"

આવતા માસનો પાદપૂર્તિ

"...બદલાય છે"



# ભેટ



લે. મગનલાલ ડી. ત્રિવેદી.

જાગતાં–ઊંઘતાં, જન્મતાં–જીવતાં–મરતાં વિલાસી અને વૈરાગી, એવા આ જગતમાં માનવી આખો દિવસ દુનિયાનાં કાળાં ધોળાં અનેક કર્મો કરીને થાકયો હાર્યો સાંજે આરામ શોધે છે, અચાનક મગજના એક ખાલી ખૂણેથી વિચાર સૂર્યોઃ સૂર્યાએ સ્થૂલ શરીરને ગતિ અર્પી, સ્થૂલ શરીરધારી માનવી શાન્તિ અને સાત્વિક્તાની શોધમાં નીકળ્યો. શેરીએશેરીમાં, પોળેપોળમાં, સદનોમાં અને શ્રીમંતોની સીમેન્ટન વાટે બાંધેલી–જીર્ણ કુટિરોમાં, આલયો, મહાલયોમાં, ભુવનો અને ભવનોમાં, વિલાઓ અને પેલેસોમાં, દરેકેદરેક વસાહતોમાં માનવ પ્રાણી, શાન્તિ–સાત્વિક્તા ખોળવા લાગ્યું. રખડતાં–ભટક્તાં નસીબની કોઈ કમભાગ્ય ઘડીએ દેવાલયમાં ભટકાઈ પડયું, ત્યાં તો—" ભાઈ હાર જોશે ! ભેટ ધરવા માખણ, મીસરી, શ્રીફળ કે એવું કંઈ લેશો ! ભેટ અર્પવા પ્રચૂર્ણ જોઈશે"? વિગેરે પ્રશ્ન પરંપરાની ધારા માનવ પ્રાણી પર ઝડી વરસી પડી.

શું જવાબ આપવો ! શું લેવુ અને શું ન લેવું ! માનવી મુંઝાઈ પડયો, આંખો આડા કાન કરી, સાંભળ્યું ન સાંભળ્યું કરી માનવી આગળ વધ્યો.

શારીરિક ગતિ સાથે સૂર્યા–વિચાર પણ આગળ વધ્યો. શું અહિં પણ દુન્યવી વ્યાપારો ! અહિં પણ આપવાનું અને લેવાનુ ! જો અહિં પણ આમ ક્રય–વિક્રય છે તો પછી સાત્વિકતા–સાચો પ્રકાશ અહિં કરી–મળશે ? વિચારોએ શરીર પર દબાણ કર્યું, આગળ ચાલ...શરીર દોરાયું, મંદિરમાં ગયુઃ

અરે અરે આ શું ? મારા જેવાં જ અનેક શરીરોનો આ મેળો શાનો ? બધાં જ આમ તેમ ફરે છે, બેસે છે, ગાય છે, વાતો કરે છે, પ્રસાદ ખાય છે અને ઠેકાણેજી ચલાવ્યે રાખે છે, મે આ ભેટ ધરી અને તેં આ ભેટ ધરી; આતે શું ! અહિ પણ સ્પર્ધાઃ ભેટ ધરવામાં પણ વડાઈ લાગે છે તો ખરી !... અહિં પણ સ્વાર્થી વાતાવરણ અરિ થઈ રહ્યું છે. શુદ્ધ સાત્વિક પ્રકાશ અહિં મળશે ! (સ્થૂલ માનવી પાછો વિચારે ચડ્યો) પરંતુ આ ભેટ ભેટ અને ભેટ એ શબ્દ કેમ આટલો બધો ગુંજી રહ્યો છે ! ઠીક છે, ચાલને હું પણ કાંઈક ભેટ ધરૂં; પણ શું ભેટ ધરૂં ! આ બધાં માનવ શરીરો તો, મેં આ ધર્યું અને તેં તે ધર્યું, એમ ભેટ ધરવાના જ પોકાર પાડી રહ્યાં છે, હું પણ એમાં મારી અલ્પ ભેટનો નાનકડો પોકાર પૂરૂં તો ખરો જ.

પણ શું ધરૂં !...હા હા. એજ ઠીક છે. કહે છે કે પરમાત્મા તો નિર્લેપ, નિર્વિકારી, અને મહાન છે. તેની પાસે બધું જ છે અને બધું જ છે. માટે જ તે બધામાંથી જ આપણને બધું જ આપે છે. તો પછી તેના આપેલામાંથી તેને થોડું પાછું આપવું એમાં ભેટ શાની ! એવી રીતે પાછું આપવાની ક્રિયાને જો ભેટ તરીકે ઓળખાવીએ તો તેની દૃષ્ટિએ તે તેની મશ્કરી ન કહેવાય !

ગમે તે હો, પણ કાંઈક તો ભેટ ધરવી જ; પણ શું ધરૂં ! માનવી મુંઝાયો. ઠીક છે, સવારે મેં બાબાને તોફાનમાંથી શાન્ત રહેવા માટે પૈસો આપ્યો હતો, બપોરના તેણે તે પૈસો પાછો મને ખુશી કરવા ભેટ કર્યો. બાળક પણ નિર્લેપ, નિર્વિકારી અને કુદરતની બહુ નજીકનું પ્રાણી તો કહેવાય છે; પણ અહિં તેની પાસે કાંઈ ન હતું. મારી પાસે બધું જ હતું. તેમાંથી મેં થોડું આપ્યું અને તે બાળકે પાછું તે મને ભેટ કર્યું. તેમાં તેણે મારી મશ્કરી ક્યાં કરી ! હું પણ શા માટે તે જ રીતે પરમાત્માને ભેટ ન ધરાવી શકું ? તેણે તેની પાસેના બધામાંથી બધું જ મને આપી દીધું છે. તો હું મારી પાસેના બધામાંથી થોડું જ તેને અર્પું–અને તે ભેટ કહેવાય ખરી: વિચાર કરીને માનવ પ્રાણી દેવમૂર્તિ પર એક પૈસો ફેંકે છે; તરત જ એક અતિ તીવ્ર, આંખ પણ સહન ન કરી શકે એવું તેજસ્–કિરણ ફેલાય છે. માનવી અંજાઈ જાય છે. "આ શું ? મારી આ ભૂલ તો નહિ થઈ હોય !" સાથે જ વાતાવરણમાં શબ્દો ગુંજે છે...

"અરે સ્થૂલ શરીરધારી માનવી, તું આ શું કરે છે ! મારી પાસેના બધાંમાંથી મેં તને બધું જ

આપી દીધું, ત્યારે તું આ અલ્પ ભેટ ધરીને મને હોસલાવવા માગે છે!"

શબ્દો કર્ણગોચર થતાં માનવી ચમક્યો–"આ શું! કોણ બોલે છે! ક્યાંથી અવાજ આવે છે? શું કરું! શું અર્પું! ચોક્કસ આ અર્પણ ક્રિયામાં–ભેટ ધરવામાં ભૂલ થઇ છે." બધું જ લઈ લઇને થોડું જ આપી–હોસલાવી રાજી કરવું, એ એક વ્યક્તિની બીજી વ્યક્તિ તરફથી મશ્કરી કરવા જેવું તો હશે જ. ત્યારે શું અર્પું? બધું જ અર્પી દઉં તો મારી પાસે શું રહે!...

શબ્દ સંભળાય છે..."તારી પાસે મને ભેટ કરવા–અર્પવા–તારૂં શું છે? શું ધરીશ??"

માનવ પ્રાણી મુંઝાઈ પડ્યો. કાંઈપણ નિર્ણય કરી શક્યો નહિ, હૃદયના તીવ્ર ભાવપૂર્વક આવેગથી તીવ્રનાદ કર્યો—

"પ્રભો–" પૈસા છે અર્પું !"

"તારા નહિ, મારા આપેલા છે."

"ઘર, જમીન, વૈભવ છે અર્પું !"

"તારાં નહિ, મારાં આપેલાં છે"

"વિવિધ કપડાંલત્તાં, ઘરેણાં છે અર્પું !"

"તારાં નહિ, મારાં આપેલા છે".

"ઠીક મારૂં આખું કુટુમ્બ છે અર્પું !"

"તારૂં નહિ, મારૂં આપેલું છે."

"મારી પોતાની જાન–શરીર છે અર્પું?"

"જાન, શરીર, તારૂં નહિ, મારૂં આપેલું છે."

"મારૂં જીવન સર્વસ્વ અર્પું?"

"અરે–મૂર્ખ, જીવન તારૂં નથી, મારૂં આપેલું છે. જીવનને તું સમજી શક્યો નથી. જીવનને તુ શરીર, તેને લગતી ક્રિયાઓ, તેનાં સાધનો અને તેનો ઉપભોગ, એમ માનતો જણાય છે, પણ તેમ નથી. જીવનસર્વસ્વ એટલે જન્મથી મરણ સુધીનો વખત, અને તે વખત તે મારા તરફથી તને અનામત અપાયેલી બક્ષિસ છે. બક્ષિસ વાપરવાનો તને હક છે, કેમકે તે બક્ષિસ છે, પણ તે અનામત બક્ષિસ છે. અનામત વસ્તુ માગણી થયે પાછી આપવી જોઇએ; પરંતુ તે અનામત બક્ષિસ કરી છે તે માટે તે બક્ષિસ અથવા તેના વ્યયનો હિસાબ, એ તારે આપવો જ જોઇએ. તે બક્ષિસ–એટલે જીવન–જીવનસર્વસ્વનો તું માલીક નથી, તું શું-આપશે?"

માનવ પ્રાણી મુંઝાઈ પડ્યું (બડી ભર મનમાં થયુ કે પેટી ગઈ તો ચરવા, પણ ઉન મૂકીને આવવું પડ્યું એવું થયું.) બુદ્ધિ નિષ્ક્રિય થઈ ગઇ, શરીર જડ બની ગયું પાસે આવવા જેવું–ભેટ ધરવા જેવું પોતાનું જ કાંઈ ન દેખાયું. જીવન જ જ્યારે આમ અનામત–બક્ષિસ થઇ પડ્યું, તો પછી જીવન જીવતાં તેના વડે મેળવેલી ઐહિક, આધિદૈવિક કે આધિભૌતિક અગર ગમે તે વસ્તુનો માલીક જ પોતે રહેતો નથી. બહુ બહુ વિચારોને અંતે સરવાળે '૦' શૂન્ય આવ્યુ

"કાંઈ જ નથી–અરે મારી પાસે કશું જ નથી, નથી, નથી અને નથી ' હે જગન્નિયંતા! પરમાત્મન્! પ્રભો! હું આપને અર્પિ શકું તેમ મારી પાસે મારૂં કાંઈ જ નથી. ક્ષમા કરો પ્રભુ ! હું તો દેવાળું જ કાઢું છું: બક્ષિસો અને અનામત બક્ષિસો જ પચાવું છુ.

માનવી મુંઝાયો–વિચારોના અતિરેકથી મન, વાણી, શરીર તદ્દન જડવત્ બની ગયું. પરમ તત્વના તેજઃપૂજમાંથી તેજસ્ ઘની પરમાણુઓ પથરાયાં, મનુષ્ય હૃદયમાં ચેતના પ્રસરી, હૃદયમાં સ્ફૂર્યા થઇ. "દૂર ક્યાં ખોળવા જાય છે? હું અને મારૂં પોતાનું એમ તુ જેને માને છે, તે જ અર્પણ કરને!" તે ભાવ સિવાય તારી પાસે અહિં દુનિયામાં તારૂં પોતાનું કાંઈ જ નથી અર્પણ કરનારના ઇતિહાસ જો! કે તેઓએ શુ અર્પણ કર્યું?"

મનુષ્ય ચોકી ઉઠ્યો આ શુ : બસ એમ જ કરૂં. એક પછી એક સ્વાત્માર્પણ કરનારી વ્યક્તિઓનાં જીવન-ચરિત્ર વિચારવા લાગ્યો, હૃદય ચેતના પામ્યુ, મન પ્રફુલ્લીત થયુ. આનંદ—આનંદ—આનંદ–બસ આનંદ જ છે. ઉદ્ગાર સરી પડ્યા.. ધન્ય છે નરસિંહ! મીરાં તને પણ ધન્ય, પીપા, સુરદાસ, સદના સખુ, તમો બધાને ધન્ય છે. ખરેખર ધન્ય છે, ખરૂં અર્પણ–સમર્પણ–તમોએ કર્યું, ભેટ તો તમોએ જ ધરી જાણી. હું ઉપરનો સંપૂર્ણ ક્ષણ તમોએ જ ખરો અર્પણ કર્યો અને તેથી જ તમારા યોગક્ષેમની પરમ સત્તા પરમેષ્ઠિએ જ સંપૂર્ણ વહન કરી. બસ એ જ અર્પણ–એજ ભેટ–સપૂર્ણ હૃદયાર્પણ કરવું. આત્મ-સમર્પણ કરવું સિવાય બીજું કશું જ મારૂં પોતાનું અર્પણ યોગ્ય છે જ નહિ. પરમ સત્તા જ પ્રેરણા કરશે. ક્રિયાશીલ રહેવાની જરૂર નથી. બધો જ બોજો જેનો છે તેને સોંપી દઇ. એ જ વહન કરે, પ્રેરણા એ જ આપે. યોગક્ષેમની એની જ જવાબદારી છે. ચીતા શી?

મનમાં મક્કમતા થઈ, માનવ પ્રાણી સ્વાત્માર્પણ કરવા તૈયાર થયો. પરિણામ શું!! અસ્તુ.

## અમદાવાદ

૧ મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની પોળમાં સોનીની પોળના નાકા ઉપર
૨ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સંચાલિત સાર્વજનિક દવાખાનું, આસ્ટોડીયારોડ નારાયણ નીવાસ
૩ પ્રોફેસર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા
૪ ઠક્કર બુક ડેપો, રીચીરોડ, પુલ નીચે
૫ શ્રી પ્રભુદાસ મહારાજ સારંગપુર તળીયાની પોળ
૬ શાહ સોમચંદ અંબાલાલ ખડીયાળી કાકાની પોળમાં કમાનવાળી પોળ
૭ નર્મદાશંકર-મુળશંકર પંડયા રાયપુર કાપડીવાડ
૮ પરમાર પ્રીન્ટીંગ પ્રેસ ખાલાદહનુમાન પાસે
૯ ખોપકર ભીખાભાઇ સખારામ અસારવા મ્યુનિ. ના ડબ્બા પાસે ઠાકોરવાસ,
૧૦ ધીરજલાલ ભીમજી બજારેવ, ગિરધરનગર નં. ૧૪
૧૧ પટેલ મોહનલાલ જહેશ્વરદાસ મહેતા મશીનીયર શાહપુર–વનમાળી વાંકાની પોળ.
૧૨ ભાવસાર હીંમતલાલ મંગળદાસ શાહપુર–વચીકોટડીની પોળ પાસે, વેણીચંદના ડહેલામાં.
૧૩ શંકરરાવ માધવરાવ ગાયકવાડ મીરજાપુર અમદાવાદ ગેરેજ
૧૪ વિનોદચંદ્ર રામજીભાઈ ગીરધરનગર બંગલા નં. ૬
૧૫ વૈદ્ય, અંબાલાલ વિઠ્ઠલદાસ સુખસાગર કુંભારવાડ
૧૬ ચીમનલાલ છોટાલાલ દલાલ જુના શાકમાર્કેટ જશવંતલાલ એન્ડ કું.
૧૮ ધાર્મિક પુસ્તકાલય, ઘીકાંટા રોડ
૧૭ જનતા બુક ડેપો, ખાલાદહનુમાન પાસે
૧૯ દેસાઇ બ્રધર્સ, લક્ષ્મી વિલાસ હોટલ સામે
૨૦ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર પાસે
૨૧ વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૮૧૩રવિવારપેઠપૂનાસીટી
૨૨ મણીલાલ અમથાલાલ, માદલપુર–અમદાવાદ
૨૩ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા વાડજ ,,
૨૪ મહંત માધવદાસજી ગુરૂ મોહનદાસજી પીતળીયા બંબા વિષ્ણુમંદીર
૨૫ ક્રીન્સ સ્ટોર્સ ભદ્ર, તાર ઓફીસ
૧ પટેલ છોટાભાઈ ઉજમભાઇ મુ. ધરમજ
૧ શ્રી. શાહ બાલકૃષ્ણભાઈ ચીમનલાલ, કાપડના વહેપારી, ઉંવારસદ
૧ શંકરલાલ જોઇતારામ દીક્ષિત રામસભા સત્સંગ મંડળ છત્રપુરા–કલોલ
૧ માધવલાલ દેવજીદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ
૧ ઠક્કર કાળીદાસ ગોરધનદાસ–બહુચરાજી
૧ ગુજરાત જનરલ ટ્રે. કમ્પની–મહેસાણા
૧ શ્રી. ઇશ્વરલાલ વલ્લભરામ જોષી, કબીર સાહેબનું મંદિર, વડનગર
૧ કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ શ્રી. પટેલ નાથાભાઇ નરસીભાઈ, ચાણસ્મા
૧ શ્રી. રતનલાલ નરસીદાસ, બજારમાં, વડનગર
૧ રવિશંકર શંકરેશ્વર વ્યાસ દેસાઇ પોળ–વીરમગામ
૧ શ્રી. નારણભાઇ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ શ્રી, જેઠીસન સુંદરજી સોની, કોઠ (ધોળકા તાલુકા)
૧ શ્રી. ભવાનભાઈ મગનલાલ દરજી, ગાણાદ (ધોળકા તાલુકા)
૧ ગોરધનદાસ છોટાલાલ, મોટવાડા શેરી–ધંધુકા
૧ હર્ષદરાય મણીલાલ શાહ સુથારવાડ–મોડાસા.

### જુનાગઢ

૧ રતિલાલ ગુલાબચંદ દોશી, દોશી પ્રિ. પ્રેસ સરદારચોક
૨ ધીરજલાલ જી. રાજા, હવેલી લેન
૧ હીરાચંદ એન્ડ કો.–પોરબંદર, (પુમાન્ડા)
૧ હનુમાન આશ્રમ બોક્સ નં. ૧૧૫૧ નેરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ જેઠાલાલ પી. ભગત ન્યુસપેપર એજન્ટ–જામનગર
૨ હરિદાસ વાળંદ રણજીતચોક જામનગર
૧ શ્રી. રમણિકલાલ કાળીદાસ ઉપાધ્યાય, ભોજરાજપુરા, ગોંડલ
૧ ડા. કાનજીભાઈ દામજીભાઇ, કાપડ મારકીટ–રાજકોટ
૧ મધુસુદન નારણદાસ પ્રોફેસર–વેરાવળ.
૧ શ્રી.ગીરધરલાલ હરિલાલ દવે, રાવળ ફળીયા, હળવદ
૧ શ્રી. કસ્તુરચંદ પુંજારા, ધી ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ, ધ્રાંગધ્રા
૨ શ્રી. કાનજીભાઈ રામસીંગ હોટલવાળા, સ્ટેશન સામે, ,,
૩ મહંતશ્રી રામબાલકદાસજી પ્રભુદાસજી, ધ્રાંગધ્રા
શ્રી. હરજીવનદાસ માવજીભાઇ ઠક્કર, બજારમાં, રાજસીતાપુર (ધ્રાંગધ્રા)
૧ દોશી પ્રવીણચંદ્ર વ્રજલાલ, વઢવાણ કેમ્પ.
૨ જગજીવન બુકડીપો, ટાવરચોક–વઢવાણ કેમ્પ.
૧ નટવરલાલ નરસીભાઇ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા,મુ.જ. પ્રાય. સ્કૂલ અમરાવતી (બીરાર)
૧ ત્રિવેદી પ્રભાશંકર જયશંકર ધોળા
૧ ઓચ્છવલાલ એમ. વીમાવાળા દેવગઢબારીઆ
૧ માધવજી લક્ષ્મણ C/O. હાટકેશ મેડીકલ સ્ટોર, સરદારનગર–ભાવનગર
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનકવાણા–કરાંચી
૧ મેસર્સ માણેકલાલ નરસિંહભાઈ કચ્છ–ભુજ

# ✶......છતી આંખોએ......✶

આ કાર્ય પૂર્ણ કર્યુ, આ કાર્ય ચાલુ છે, અને આ કાર્ય શરૂ કરવાનું છે, એમ કહેનાર મરણની છેલ્લી પળ સુધી કર્યા કરે છતાં તેના કાર્યોની પરંપરા ઘટતી નથી. માટે તે અંધ છે.

જે નજરે દેખાય તે ખરૂં અને ન દેખાય તે ખોટું; જેને તર્કથી સિદ્ધ કરી શકાય તે જ સત્ય અને બીજું બધું અસત્ય એમ માનનાર અને મનાવનાર બન્ને છતી આંખોએ અંધ છે.

યુદ્ધો જીતાય પણ શાન્તિને ન જીતી શકાય, આઝાદી મળે પણ આત્મા વિષયોની પરાધીનતામાં પડયો રહે, એવા હીરા–મોતીની ખરીદી કરવા જતાં માત્ર ચણાની ખરીદી કરીને રાચનારાઓ પણ દેખતા છતાં અંધ છે:

દુનિયાને ધ્રજાવનારા માંધાતાઓ જમીનદોસ્ત થઈ ગયા છે એમ જોયા જાણ્યા છતાં જે માંધાતાઓ સત્તા, સમ્પત્તિ અને શક્તિના બળથી અન્યને તુચ્છ-હીન સમજે છે. તે આંખો હોવા છતાં આંખો વિનાના–ધૃતરાષ્ટ્ર છે:

અનન્તકાલની ગર્ભયાતનાઓ ભોગવી ભોગવીને ત્રાહિ–ત્રાહિ પોકાર્યા છતાં આ કર્મક્ષેત્રમાં અવતાર ધારણ કરીને જેઓ સવેળા સાવચેત નથી બનતા તેઓ જ્ઞાનહીન–નેત્રહીન અને દૃષ્ટિહીન છે:

પાછલા ઇતિહાસનાં પાનાંઓ ફેરવો, સરલ બનો, અંધાઓની દોરવણી ગમે તેટલી વિશાલ હોવા છતાં, તેમાં પતનનો ભય છે, ભક્ત બનો, નમ્ર બનો સરલતા અને સત્યનો દૃઢ આશ્રય રાખો:

અત્યારે કહેવાય છે પણ સંભળાશે નહિં, જ્યારે સંભળાશે, પૂર્ણ પશ્ચાત્તાપથી આંખો ભીની થશે, ત્યારે કોઈ કહેનાર નહિં હોય, અને તે સમયે:–

'अन्धेनैव नीयमाना यथान्धाः'

આંધળાએ દોરેલા આંધળાના ટોળાં જેવી ગતિ ન થાય તે માટે આજે જ અત્યારે જ:–

उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत

ઊઠો, જાગો અને જ્ઞાનીજનોને મળીને જ્ઞાન પ્રાપ્ત કરો. 'शरण्य'

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

અધિપતિઃ-પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઇ છોટાભાઇ દેસાઇ
સદ્વિદ્યાલંકાર ] વ્યવસ્થાપકો–શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઇશ્વરલાલ રાજા
'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ : રૂા. ૪-૩-૦

હિંદ બહાર : રૂા. ૬-૮-૦

## વિષય સુચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | જીવન સમર્પણ [કાવ્ય] ... ... | શ્રી 'પુનિત' ... ... ... ... | ૫૨૧ |
| ૨ | સમ્પાદકીય. ... ... ... | ... ... ... ... ... | ૫૨૨ |
| ૩ | ભક્ત પીપાજી ... ... ... | કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા... ... | ૫૨૩ |
| ૪ | ભક્તિરત્નાવલી ... ... ... | શ્રી યોગીન્દ્ર જ. ત્રિપાઠી. ... ... | ૫૨૫ |
| ૫ | આધ્યાત્મિક કૉલેજો... ... ... | વૈદ્યરાજ શ્રી સુંદરલાલ નાથાલાલ જોષી. ... | ૫૨૭ |
| ૬ | અધ્યાત્મ ભાગવત. ... ... | સ્વામી શ્રી માધવતીર્થજી... ... ... | ૫૨૯ |
| ૭ | ધર્મપથના પથિકોને [કાવ્ય] ... ... | જોષી નાગેશ્વર છગનલાલ ... ... | ૫૩૪ |
| ૮ | પુનિત ગાથા–રાખનો ઢગલો... ... | શ્રી. 'ચમનવિહારી' ... ... ... | ૫૩૬ |
| ૯ | જાગો ઊઠો [કાવ્ય] ... ... | શ્રી બાલકવિ ... ... ... ... | ૫૪૨ |
| ૧૦ | બ્રહ્મચારી–સંન્યાસી .. ... | શ્રી પદ્મનાભ શાસ્ત્રી. ... ... ... | ૫૪૩ |
| ૧૧ | ક્યાં છે ? [કાવ્ય] ... ... ... | શ્રી ચંદ્રકાન્ત મગનલાલ ઓઝા. ... ... | ૫૪૫ |
| ૧૨ | એક પત્ની એ જ ગૃહસ્થાશ્રમ ... | શ્રી બાલકવિ. ... ... ... ... | ૫૪૬ |
| ૧૩ | શ્રી 'સાગર' મહારાજ અને તેમનું સાહિત્ય | શ્રી 'કાસાર' ... ... ... ... | ૫૫૦ |
| ૧૪ | કાવ્યકુંજ [પાદપૂર્તિ વિભાગ] ... | ... ... ... ... ... | ૫૫૩ |
| ૧૫ | પતિવ્રત ધર્મનો પ્રભાવ .. ... | શ્રી 'સ્નેહકુંજ'... ... ... ... | ૫૫૬ |
| ૧૬ | તું કહું ત્યાં છે [કાવ્ય] ... ... | શ્રી 'પ્રમુચિત' ... ... ... | ૫૫૯ |


જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ–શિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે–અધિપતિ: 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ. કાર્યાલય પો. ઓ. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવાં જોઈએ.

પ્રકાશક : પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય, હવેલી લેન–જુનાગઢ

મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ, સરદારચોક, જુનાગઢ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૦ મું. આસો–૨૦૦૨ અકટોમ્બર–૧૯૪૬ અંક ૭ મો.

# જીવન–સમર્પણ

મારા જીવન કેરી નાવ (૨) તારે હાથ સોંપી છે.
ચાહે ડૂબાડે કે તાર (૨) તારે હાથ સોંપી છે.
મારા–૧

ભવસાગરની ભૂલવણીમાં ભૂલી પડી છે નાવડી;
એને ઠેકાણે તું લાવ (૨) તારે હાથ સોંપી છે.
મારા–૨

એક જ છિદ્ર પડે નાવમાં તો એ ડૂબી જાય છે,
અહીં તો ઘણાં રહ્યાં છે દ્વાર (૨) તારે હાથ સોંપી છે.
મારા–૩

માયા–જળથી દરિયો ભરીઓ મમતાનાં તોફાન છે,
'પુનિત' નાવલડી તું વાર (૨) તારે હાથ સોંપી છે.
મારા–૪



શ્રી 'પુનિત'



# સંપાદકીય

## અશાંતિની અસર

દેહની અશાંતિની અસર જેમ મન ઉપર થાય છે. તેમજ દેશની અશાન્તિની અસર પ્રત્યેક સ્થાને અને પ્રત્યેક કાર્યો પર થાય જ છે. કલકત્તા, મુંબઈ અને અમદાવાદની અશાંતિના કારણથી અમારે આ વર્ષે કાગળોની અને અન્ય વ્યવસ્થા સંભાળવાની બેહદ મુશ્કેલી ભોગવવી પડી છે. અને મોડા મળવાની ફરિયાદો ઉપરથી કેટલાયે ફરીથી અંકો મોકલવા પડ્યા છે અને અનેક પ્રકારે અન્ય લેખો મંગાવવા-મોકલવાની તેમજ અન્ય સાધનો મંગાવવા-મોકલવાની તકલીફો સહન કરવી પડી છે. કાર્યાલયને આથી ઘણી અવ્યવસ્થા પણ વેઠવી પડી છે. ઉપરોક્ત અશાન્તિના કારણે જ આ અંકનાં બાહ્ય આકર્ષણો ઓછાં બની શક્યાં છે.

આવી અશાંતિ પ્રત્યેક દેશ, પ્રત્યેક સમાજ અને પ્રત્યેક જાતિને આપત્તિરૂપ જ છે, એમાંથી પાપ, કલંક અને ઉત્પાતો વિના કોઈ કાંઈ જ મેળવી શકતું નથી, છતાં દેશ, સમાજ અને જાતિનો દ્રોહ કરનારાઓ આવી અનિચ્છનીય અશાંતિ ઉત્પન્ન કરે છે અને દેશ, સમાજ અને જાતિને ભયમાં મૂકી દે છે

## ધર્મ ઘાતક ન જ હોય

કોઈ પણ ધર્મ અન્યને ઘાતક હોય તેવું કોઈ પણ ધર્મગ્રન્થોમાં જોવામાં આવતું નથી, એટલે અમુક ધર્મ ઘાતકી છે એમ કહેવું એ તો વધારે પડતું જ ગણાય. હા, એટલું કહી શકાય કે ધર્મમાં રહેલી અનિષ્ટકારક વ્યક્તિઓ સ્વાર્થવશ કે અન્યની દોરવણીદ્વારા ઘાતકી વર્તન ચલાવતા હોય છે.

વિશ્વમંગળ માસિકનો આ સાતમો અંક પ્રેમી પાઠકોના કરકમલમાં મૂકાય છે. વિશ્વમંગલ દ્વારા ધાર્મિક તત્ત્વો પ્રત્યેક જનતાના હૃદયમાં સ્થિર કરવાની ભાવના પરમકૃપાળુ પરમાત્માએ સફળ કરી છે એ અમારા માટે એક ગૌરવનો વિષય ગણાય: વિશ્વમંગલના વિશેષાંકે પ્રત્યેક પ્રેમી પાઠકોના હૃદયમાં એકધારી રીતે સુંદર અસર પાડી છે એથી સંતોષ થાય છે:

## ધર્માંક માટે

વિશ્વમંગલના ચાલુ વર્ષના વિશેષાંક ધર્માંકની બહુ જ થોડી નકલો હવે સિલકમાં બાકી રહી છે, ગ્રાહક બનીને આ બહુમૂલ્ય વિશેષાંક મેળવી લેવાની ઉમદા તક ધર્મપ્રેમી જનતા ન ચૂકે એમ પ્રેમપૂર્વક ભલામણ છે.

## કલ્યાણ ગ્રંથમાળાના ગ્રાહકોને

ઉપર શરૂઆતમાં દર્શાવેલાં કારણોએ કલ્યાણ ગ્રંથમાળાના પાંચમાં પુસ્તકનું પ્રકાશન પણ અસાધારણ વિલંબમાં નાખેલ છે.-મુંબાઈમાં થયેલી અશાંતિએ 'મંગલ મંદિર' પુસ્તકનું હસ્તલિખિત મેટર આવવામાં ન ધારી શકાય તેવી બાધા ઉત્પન્ન કરી દીધી છે, અનેક પત્રો તાર અને શક્ય એટલા, બધા જ પ્રયત્નો કરવા છતાં "મંગલમંદિર"ના લેખકશ્રીના તરફથી કાંઇ જવાબ મળ્યો જ નથી, એથી એના બદલે 'વંદના' નામનું પુસ્તક બહુ જ થોડા સમયમાં ગ્રન્થમાળાના પાંચમા પુસ્તક તરીકે પ્રેમી પાઠકોને પહોંચતું કરવામાં આવશે, અમારી આ વિવશતા માટે ગ્રાહકો કૃપાપૂર્વક ધૈર્ય રાખે.

વિનમ્ર નિવેદકો

પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
તંત્રી : વિશ્વમંગલ

દેસાઈ મગનભાઈ છોટાભાઈ
સહતંત્રી : વિશ્વમંગલ.

# ભક્તપીપાજી

લેખક- કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા.

[ ગતાંક પૃષ્ઠ ૪૮૫ થી ચાલુ ]

તું અહિં ક્યાંથી ? ખેડૂત કહે છે, દાદા ! બહારવટીયા મળ્યા, મારી પાંચસોની જોડીના બળદીયા ગયા, બન્નેનું ગાડું ગયું, પચીસ મણ ઘઉં પણ ગયા એટલે મારે તો ધર્મ કરતાં ધાડ ઊઠી. આ શબ્દો સાંભળી પીપાજી શાંત ચિત્તે ઊભા રહ્યા અને કહ્યું: "બાપ! ગભરાઈશ નહિ, ધર્મ કરતાં ક્યાંઈ ધાડ ઊઠતી જ નથી અને તને ખબર નથી ભાઈ! ધના ભગતને ઘઉં વાવવા જતાં રસ્તામાં સંતો મળ્યા એમને ઘઉં આપી દીધા અને ખેતરમાં જઈ વેળુ (રેત) વાવી તો પણ પ્રભુએ એનો બદલો વાળી આપ્યો.—

હે ધના ભગતને ખેતી કીધી-(૨)
વેળુ વાવી આવ્યા ઘેર

તે દિનનો વિશ્વાસ છે
એ સત જનનાં પાત્ર જ પૂરાં.

ઘઉંનાં ગાડાં વાળ્યાં રામ.... . તે દિનનો

માટે બાપ ગભરાઈશ નહિ અને હવે ફરીથી ધર્મ કરતાં ધાડ ઊઠી એવો શબ્દ કોઈ દિવસ બોલીશ નહિ. હવે તું તારે પાછો જા, કાલ તારૂં ગાડું ને બળદ તારે ઘેર પહોંચશે, પણ મને એમ કહે કે બહારવટીયા ગાડા-બળદને કઈ તરફ લઈ ગયા. નિરાશ થયેલા ખેડૂતે આનંદમાં આવી જઈ કહ્યું; "દાદા ઉગમણા! એમ કહી પ્રણામ કરી ઘર તરફ ચાલવા માંડ્યું અને પીપાજીએ બહારવટીયાનો પીછો પકડ્યો. ગાઉ એક ચાલ્યા ત્યાં તો પીપાજી બહારવટીયાઓની નજીક પહોંચ્યા, ત્યાં પીપાજીએ બહારવટીયાઓને સાદ દીધો! એ ભાઈઓ! ઊભા રહો. ત્યાં તો બહારવટીયાઓએ પીપાજીને ઓળખ્યા અને દરેકના મુખમાંથી રામ એવો અવાજ નીકળી ગયો. પીપાજી રામ શબ્દ સાંભળી બહુ આનંદમાં આવી ગયા, ઊભા રહો ઊભા રહો, રામના લાડીલા ભક્તો ઊભા રહો. એકલા ઘઉંને લઈ જઈ શું કરશો ? લો આ રૂપીઆ સો. એમ કહી કેડેથી વાંસળી છોડી અને બહારવટીયાઓની આગળ રૂપીઆ સોનો ઢગલો કીધો. બહારવટીયા તો વિસ્મિત થઈ ગયા અને પૂછ્યું અરે ભાઈ ભગત! પણ ઉપરથી આ સો રૂપીઆ શાના આપો છો? ભગત કહે ભાઈ! એકલા ઘઉંને શું કરશો. એટલે આ રૂપીઆ લો અને એનો ઘી અને ગોળ લાવી શીરો તથા સુખડી કરીને ખાજો અને જ્યાંસુધી ઘઉં, ગોળ ને ઘી તમારી પાસે પહોંચે ત્યાંસુધી હું પગે પડીને માગું છું કે બાપ ! કોઈ વટે-માર્ગુને લૂંટશો નહિ અને તેના નિઃસાસા લેશો નહિ. બાપ! લો, પણ હું કહું છું કે આ કેટલા ભવ માટે પાપના પોટલાં બાંધો છો : બાપ ! મહાન પુણ્યાઈના યોગે જે આ મોંઘું મનુષ્યત્વ પ્રાપ્ત કર્યું છે એ આમ લોકોના નિસાસા લઈને પૂરું કરશો તો તમારો કયે ભવે છુટકારો થશે. ભાઈ! નિસાસાથી સતાવનારા નીકળી જશે અને આ ભવ અને પરભવ બે ભવ બગડે અને ચોરાશી લાખ યોનિઓ ભટકતાંય આપણો આરો ન આવે. પીપાજીના આ અનન્ય ભાવના અપાયલા ઉપદેશથી બહારવટીયાઓ ગળગળા થઈ ગયા અને ચરણમાં મસ્તક નમાવી કહ્યું: દાદા ! માફ કરો અમો પાપી જીવોને આવો ધર્મનો બોલ કોણ દે? ભગત લઈ જાઓ તમારૂં ગાડું પાછું. અમને ઘઉં કે રૂપીઆ કાંઈ ખપે નહિ. એમ કહી બહારવટીઆઓ પુનઃ ગદ્‌ગદિત કંઠે થઈ ચરણમાં નમી પડ્યા. પીપાજીએ અનુક્રમે દરેકને હૃદયસરસું દઢા-લિંગન દઈ બહારવટીઆઓને જન્મ-મૃત્યુનું ઔષધ પાવડાવ્યું. (એટલે કે રામ મંત્ર પ્રદાન કર્યો) બહારવટી-આઓ આ વિધિ થયા પછી પ્રતિજ્ઞા લઈને બોલ્યા કે ભગતજી! અમે બધા આપના પવિત્ર ચરણારવિંદના સોગંદ લઈને કહીએ છીએ કે હવે અમે આ કાળાં કામો નહિ કરીએ. બહારવટીઆના આ શબ્દોથી ભગતજી બહુ પ્રસન્ન થયા અને આશીર્વાદ દીધો. ભગવાન તમારું ભલું કરો.

સજ્જનો જોયું ! સાચા ભજનાનંદી ભક્તનો પ્રભાવઃ કાળમીંઢ પત્થર જેવાં જેમનાં હૈયાં થઈ ગયાં છે અને માનવીને મારી નાખવો એ તો જેની રમત છે એવા બહારવટીઆઓ આજે આ સાચા સંતના ઉપદેશથી હરિના જન બની ગયા. આવી જાતની રીતે તો પીપાજી

એ અનેકના ઉદ્ધાર કર્યા છે. જુઓ બીજો એક પ્રસંગ એવો જ બન્યો. જે:-પીપાજી અન્નસત્ર ચલાવવાની ખાતર પોતાને ત્યાં કેટલીક ગાયો ભેંસો રાખતા. એક દિવસ એવું બન્યુ કે પીપાજીનો ગાયો ભેંસો ચરાવનાર ભરવાડ વહેલી પરોઢમાં ઊઠી ગાય-ભેંસોને ચારવા લઇ ગયો છે; ત્યાં રસ્તામાં એને ચોર મળ્યા અને ગાયો-ભેંસોને હાંકી ગયા. રબારી રડતો રડતો ભગવાન પાસે આવ્યો અને બધી વાત રજુ કરી. ભગવાન હસીને કહે છે, "બાળા! એમાં રૂવે કાં? હાથ પાડો ને વાછરૂ ને છોડી દે હમણાં દોવાનું ટાણું થશે એટલે ત્યાં પેલા બિચારાઓને માતાજીયું દોવા નહિં દે, એટલે પેલા લોકો માતાજીયુને મારશે અને અહિંયાં વાછરૂ નિ:સાસા નાંખશે. માટે હાલ હાલ વહેલો થા એમ કહી પાડા અને વાછરૂ લઈ ભગત અને રબારી ચોરોની પાછળ પાછળ ઉપડયા. ચોર લોકોથી પોતાનાં ગામમાં તો આ લઇ જઈ શકાય તેમ હતું નહિ. એટલે જંગલમાં ગાયો ભેંસો ઘેરી ચારે તરફ બેઠા છે. એટલામાં ભગતજી ત્યાં પહોંચી ગયા અને હસતે મુખડે કહ્યું, "બાપ' એટલી ગાયો ભેંસો લાવ્યા એથી તમારો શો અર્થ સરશે? માતાજીયું વાછરૂ વિના દોવા તો ન દે, માટે લો આ પાડા ને વાછરૂ અને હવે પેટ ધરબી ધરબીને દૂધ પીજો; પણ જો જો હવે કોઈ જગ્યાએ આવી રીતે ગાયો ભેંસોની ચોરી કરતા નહિ; કારણ ગાયો-ભેંસોને ચોરી લાવો એટલે એમનાં વાછરડાં તમને નિ:સાસા દે અને વાછરૂ વિહોણી માતાજીયુ પણ તમને નિ:સાસા નાખે અને એ નિ:સાસાથી તમે આજે આ દશા ભોગવો છો તો આવતા ભવે તમારી દશા શી થશે' એમ કહીને પીપાજી ઉપદેશ દેવા લાગ્યા અને ઉપદેશ સાંભળી એક ઇન્દ્રિયના જ્ઞાનવાળા ચોરોને માતાજીયુંના નિ:સાસાથી તમારૂં શું થશે એ સાંભળી પોતાના પાપનો પશ્ચાત્તાપ થવા લાગ્યો અને સૌના મનમાં એક જ અંતરનો અવાજ ઊઠયો કે વાત તો સાચી કે આ ભવે આવું ભોગવીએ છીએ તો પછી આવતા ભવે આપણી શી દશા થશે. પીપાજીનો તો ઉપદેશ ચાલુ જ હતો. એ સાંભળી ચોરો ડરી ગયા અને ઊભા થઇ પીપાના ચરણમાં મસ્તક નમાવી કહ્યું, ભગત! અમને માફ કરો. અમે મારગ ભૂલ્યા છીએ તમે અમને મારગે ચઢાવ્યા અને હવે દાદા! તમારી ગાયો, આ ભેંસો આ પાડાને આ વાછરૂ પાછાં લઇ જાઓ. આજે તમે અમારી આંખો ઉઘાડી. અમે અમને સમજાયું કે આ ભવે દુઃખી દુઃખી થઈ રહ્યા છીએ તો આ બીચારાં પશુઓના નિ:સાસા લેવાથી અમારૂં કલ્યાણ ન જ થાય. ચોરોના શબ્દો સાંભળી પીપાજીનો આત્મા થનગની ઊઠયો અને આંખમાંથી પ્રેમાશ્રુ વહેવા માંડ્યાં અને બોલવા લાગ્યા-ધન્ય છે બાપ તમારી જનનીને કે આટલે વર્ષે પણ સદ્દબુદ્ધિ સૂઝી. રબારી, ગાયો ભેંસોના ધણને લઈ પાછો ફર્યો ને પીપાજીએ ચોરોને રામમંત્રનો ઉપદેશ દીધો અને ચોરોનો પણ ઉદ્ધાર કર્યો. સજ્જનો! જોયો સાચા સંતના સ્મરણનો પ્રભાવ: આવા આવા સંતોનો પ્રાદુર્ભાવ આ પુણ્યતમ ભારતભૂમિ ઉપર થયો છે, થાય છે અને થશે; કારણ આ ભારતમાતાની ભૂમિની માટીમાં જ કોઇક અલૌકિક તત્ત્વો સમાયેલાં છે અને માટે જ કવિએ કહ્યું છે કે.—

> છે અમૂલ્ય રત્ન આ ભારત ભૂમિની ખાણમાં
> મળશે તેમાંને કંઇક તેમાનાં કથા પૂરાણમાં.

પણ આજ ભારતનાં ભાગ્ય ફરી વળ્યાં છે. હાલના કલિદેવના સામ્રાજ્યમાં માનવોની વિષમ પરિસ્થિતિ થઇ ગઇ છે.

હાલની દુનિયા માનવ ધર્મને ન સમજતાં અવળે રસ્તે ચઢી ગઈ છે અને જગતના જીવો કેટલાક એમ જ માની બેઠા છે કે પશુની માફક પેટ ભરી ભરી જવું એનું નામ મનુષ્યત્વ છે; પણ બાપ પેટ ભરીને મરી જતાં તો પશુ પક્ષીઓને આવડે છે. તો મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી એ પશુપક્ષી કરતાં તેં વધારે શું કર્યું?

સજ્જનો!

> "ભક્તોં તણાં ચરિત્ર હૈયે હર્ષને ઉપજાવતાં,
> કલિમલ થકી વિચ્છિન્ન અવણુ પ્રેમરસ પ્રગટાવતાં
> તેહનાં દર્શન નયનમાં, નેહને નિપજાવતાં,
> તાપ ને સંતાપ કાપતાં શાંતિરસ રેલાવતાં.

ભક્તોનાં ચરિત્રો એવાં અદ્વિતીય છે કે જેનું વર્ણન કરવું એ સાધારણ વસ્તુ નથી. તેમજ પીપાજીનું પણ ચરિત્ર તેવું જ છે, જુઓ, જુઓ!

સજ્જનો! પીપાજીની ત્યાગવૃત્તિ કેવી હતી! એક વખત એવું બન્યું કે પીપાજીને ત્યાં સાધુ જમવા બેઠા હતા એટલામાં એક દહીં વેચવાવાળી ભરવાડણ આવી. ત્યાં એક સાધુને દહીં ખાવાની ઇચ્છા થઈ અને ભગત પાસે માંગણી કરી કે ભગતજી થોડું દહીં મંગાવી આપોને! [illegible] આપું.



# ભક્તિ રત્નાવલી : પ્રથમ પંક્તિ

લે શ્રી.ચોગીન્દ્ર જ.ત્રિપાઠી, M.A. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

(પાંચમા અંકના પૃ ૪૪૮ થી ચાલુ)



बाध्यमानोऽपि मद्भक्तो विषयैरजितेन्द्रियः ।
प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ॥८४॥
(११-१४-१८श्री कृष्ण)

આ તો મારા ઉત્તમ ભક્તની વાત કહી, પણ મારા અજિતેન્દ્રિય ભક્ત પણ વિષયોથી આક્રાંત તો પણ સમર્થ ભક્તિના પ્રભાવ વડે ઘણું કરીને તે વિષયોથી પરાભવ પામતા નથી.

पुंश्चल्यापहृतं चित्तं को न्वन्यो मोचितुं प्रभुः ।
आत्मारामेश्वरमृते भगवन्तमधोक्षजम् ॥ ८५ ॥
(११-२५-१५ पैलः)

કુલટા સ્ત્રીએ હરી લીધેલા ચિત્તને છોડાવવા માટે આત્મારામ મુનિઓના પ્રભુ અને ઇન્દ્રિય જ્ઞાનની પર એવા ભગવાન વિના બીજું કોણ સમર્થ છે!

भक्त्योद्धवानपायिन्या सर्वलोकमहेश्वरम् ।
सर्वोत्पत्त्यप्ययं ब्रह्म कारणं मोपयाति सः ॥ ८६ ॥
(१९-१४-९५ श्रीकृष्णः)

હે ઉદ્ધવ! મારી અસ્ખલિત ભક્તિને લીધે તે, ઉત્પત્તિ તથા વિનાશને કરનારા અને તેથી જ સર્વના કારણ મને પરબ્રહ્મને પામે છે.

यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥८७॥
न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥८८॥
भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥८९॥
(११-१४-१९-२१ श्रीकृष्णः)

હે ઉદ્ધવ! જેવી રીતે પ્રજ્વલિત જ્વાળાઓવાળો અગ્નિ લાકડાને ભસ્મીભૂત કરી દે છે તેવી રીતે મારી ભક્તિ બધાં પાપને ભસ્મીભૂત કરી દે છે. ન યોગ, ન સાંખ્ય, ન યમનિયમ, ન વેદાભ્યાસ, ન તપ કે ન ત્યાગ મને વશ કરી શકે છે. હું તો કેવળ ભક્તિથી જ વશ થાઉં છું. ભક્તિ જ સર્વથી શ્રેષ્ઠ છે. સંત પુરુષોના આત્મસ્વરૂપ એવા મને વશ કરવાનું માત્ર એકાગ્ર ભક્તિ અને શ્રદ્ધા જ સાચું સાધન છે. મારી ભક્તિ ચંડાળને પણ ચંડાળપણાના દોષમાંથી મુક્ત કરે છે અને પવિત્ર બનાવે છે.

धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता ।
मद्भक्त्यापेतमात्मानं न सम्यक् प्रपुनाति हि ॥९०॥
(११-१४-२२ श्रीकृष्ण)

સત્ય, દયાયુક્ત ધર્મ અથવા તપશ્ચર્યાયુક્ત વિદ્યા મારી ભક્તિથી રહિત અંતઃકરણને પૂરેપૂરું પવિત્ર કરી શકતાં નથી.

कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ।
विनानन्दाश्रुकलया शुध्येद्भक्त्या विनाशयः ॥९१॥
वाग्गद्गदा द्रवते यस्य चित्तं,
रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च,
मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥ ९२ ॥
(११-१४-२३-२४ श्रीकृष्ण)

શરીરના રોમાંચ ઊભાં થયા વિના, પીગળતા ચિત્ત વિના, આનંદની અશ્રુધારા વહ્યા વિના તેમ જ ભક્તિ વિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય?

જેની વાણી ગળગળી થઈ જાય, ચિત્ત પીગળી જાય, જે વારંવાર રડે, કોઈ વેળા હસે, કોઈ વેળા લજ્જારહિત થઈને ઊંચે સ્વરે ગાન અને કોઈ વેળા નૃત્ય કરે તેવો મારી ભક્તિથી યુક્ત પુરુષ જગતને પવિત્ર કરે છે.

यथाग्निना हेम मलं जहाति,
ध्मातं पुनः स्वं भजते स्वरूपम् ।
आत्मा च कर्मानुशयं विधूय,
मद्भक्तियोगेन भजत्यथो माम् ॥ ९३ ॥
(११-१४-२५ श्रीकृष्ण)

જેવી રીતે અગ્નિથી તપાવેલું સુવર્ણ તરત જ પોતાની અંદરના મેલનો ત્યાગ કરે છે અને પોતાના મૂળ રૂપને પામે છે તેવી રીતે જીવાત્મા પણ મારી ભક્તિના યોગથી કર્મવાસનાનો ત્યાગ કરી પોતાના મૂળરૂપ મને પ્રાપ્ત થાય છે, બ્રહ્મસ્વરૂપ થાય છે.

परमैकं मुमेऽथापि पूर्णात्कामाभिवर्षणात् ।
भगवत्यच्युतां भक्तिं तत्परेषु तथा त्वयि ॥९४॥
(१२-१०-३४ मार्कण्डेयः)

...તો મને આપી... કામનાઓની દૃષ્ટિ કરનારી આપ

પૂર્ણ પ્રભુની પાસે હું એક જ વર માગું છું કે ભગવાન વિષે, ભગવાનના ભક્તો વિષે અને આપને વિષે મારી અવિચળ ભક્તિ હો,

तथापरे चात्मसमाधियोग-
बलेन जित्वा प्रकृतिं बलिष्ठाम् ।
त्वामेव धीराः पुरुषं विशन्ति,
तेषां श्रमः स्यान्न तु सेवया ते ॥ ९५ ॥
( ३-५-४५ देवा )

તેમ જ જે ધીર પુરુષો આત્મામાં મનની સ્થિરતા કરવારૂપી યોગબળવડે આપની બળવાન માયાને જીતીને આપમાં લીન થઇ જાય છે, પણ એમને બહુ પરિશ્રમ ઊઠાવવો પડે છે, જ્યારે આપની સેવારૂપ ભક્તિયોગ ગ્રહણ કરનારને પરિશ્રમ પડતો નથી.

मह्न्या पूतार्तकरणा निशि निःशयाना
नाना मनोरथधिया क्षणभग्ननिद्राः ।
दैवाहतार्थरचना ऋषयोऽपि देव
युष्मत्प्रसंगविमुखा इह संसरन्ति ॥ ९६ ॥
( ३-९-१० ब्रह्मा )

હે દેવ ! ઋષિઓ પણ જો આપની કથાના શ્રવણ વગેરે પ્રસંગથી વિમુખ રહે તો તેઓ પણ આ જગતમાં જન્મમરણાદિ સંસારને પામે છે અને દિવસના સમયે જાતજાતના વ્યાપારોને લીધે દુઃખી ઇન્દ્રિયોવાળા હોઇને રાત્રે સૂતા હોય ત્યારે પણ અનેક જાતના મનોરથવાળી બુદ્ધિને લીધે ક્ષણેક્ષણે નિદ્રાભંગને પામે છે; એટલું જ નહિં પણ ધન વગેરે સંપાદન કરવાનાં તેઓના સર્વ ઉદ્યમોનો દૈવ નાશ કરે છે.

येऽभ्यर्थितामपि च नो नृगतिं प्रपन्ना
ज्ञानं च तत्त्वविषयं सहधर्म यत्र ।
नाराधनं भगवतो वितरन्त्यमुष्य
सम्मोहिता विततया बत मायया ते ॥९७॥
( ३-१५-२४ ब्रह्मा )

હે દેવો ! જે ગતિને આપણે દેવો પણ ઇચ્છીએ છીએ અને જે મનુષ્યગતિમાં ધર્મસહિત તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે એવી મનુષ્યગતિને પામ્યા છતાં જેઓ ભગવાનનું આરાધન કરતા નથી તેઓ તો ખરેખર ! એમની માયા વડે જ વંચિત થઇ રહ્યા છે.

विश्वस्य यः स्थितिलयोद्भवहेतुराद्यो
योगेश्वरैरपि दुरत्यययोगमायः ।
क्षेमं विधास्यति स नो भगवांस्त्र्यधीश-
स्तत्रास्मदीयविमृशेन कियानिहार्थः ॥९८॥
( ३-१६-३७ ब्रह्मा )

જે ભગવાન જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ છે, સર્વના આદ્ય છે, જેમની યોગમાયાને યોગેશ્વરો પણ ઘણી મુશ્કેલીથી ઓળંગી શકે છે અને ત્રણે ગુણોના જે અધીશ્વર છે તે ભગવાન આપણું કલ્યાણ કરશે. આમાં આપણા વિચારથી શો અર્થ સરશે !

यदा यमनुगृह्णाति भगवानात्मभावितः ।
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥९९॥
( ४-२९-४६ नारद )

જ્યારે હૃદયમાં સ્થિત રહેલા તે ભગવાન જેના ઉપર અનુગ્રહ કરે છે તે પુરુષ તે જ સમયે લૌકિક અને વૈદિક કર્મોમાં આસક્ત થયેલી પોતાની બુદ્ધિનો ત્યાગ કરે છે.

श्रियमनुचरतीं तदर्थिनश्च
द्विपदपतीन्विबुधांश्च यत्स्वपूर्णः ।
न भजति निजभृत्यवर्गतन्त्रः
कथममुमुद्विसृजेत्पुमान्कृतज्ञः ॥ १०० ॥
( ४-३१-२२ नारद )

કેવળ ભક્તજનને આધીન રહેનારા અને સ્વતઃ પૂર્ણકામ એવા જે ભગવાન નિત્ય પોતાની સેવા કરતી લક્ષ્મીદેવીની ઇચ્છાવાળા સકામ પુરુષોને, રાજાઓને તથા દેવોને પણ વશ થતા નથી તે ભગવાનનો કયો કૃતજ્ઞ પુરુષ ત્યાગ કરે !

राजन् पतिर्गुरुरलं भवतां यदूनां
दैवं प्रियः कुलपतिः क्व च किंकरो वः ।
अस्त्वेवमङ्ग भगवान्भजतां मुकुन्दो
मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् ॥१०१॥
(५-६-१८ शुक)

હે રાજન્ ! ભગવાન મુકુન્દ તમારા તથા યાદવોના પતિ-પાલક ભલે હો; ઉપદેશ આપનાર ગુરુ ભલે હો; ઉપાસ્ય ભલે હો, પ્રિય મિત્ર અને કુલપતિ નિયંતા ભલે હો, એટલું જ નહિં પણ કોઈ કોઇ સમયે તમારો દાસ પણ ભલે થયા હો; અરે પોતાનું ભજન કરનારા મનુષ્યોને તે ભગવાન ભલે કદાચ મોક્ષ પણ આપે પરંતુ પોતાને વિષે સપ્રેમ ભક્તિયોગ તો કદિ પણ આપતા નથી ( આવું ભક્તિયોગનું ગૌરવ છે )

सध्रीचीनो ह्ययं लोके पन्थाः क्षेमोऽकुतोभयः ।
सुशीलाः साधवो यत्र नारायणपरायणाः ॥१०२॥
[ ६-१-१७ शुक ]

સંસારમાં આ ભક્તિમાર્ગ જ સર્વશ્રેષ્ઠ, કલ્યાણરૂપ અને ભયરહિત છે, જે માર્ગમાં શ્રી નારાયણપરાયણ સુશીલ સાધુપુરુષો [illegible] સ્થિતિ કરે છે.

ચાલુ



# આધ્યાત્મિક કોલેજો

લેખક—વૈદ્યરાજ સુંદરલાલ નાથાલાલ જોષી
પ્રીન્સીપાલ આયુર્વેદિક કોલેજ : નડિઆદ

"આધ્યાત્મિક કોલેજો" એ જરા નવીન મથાળું છે, નહિ વારૂં ! બધી ય કોલેજોના નામથી પરિચિત વ્યક્તિને "આ વળી કયા પ્રકારની કોલેજ !" એમ પ્રશ્ન થશે. વાચકને બહુ ચોંકવું નહિ પડે: અમે તેનો ખુલાસો કરીશું. ડાકોરના રણછોડજી, દ્વારિકાના રણછોડજી, નડીઆદના નારણદેવ, કોઈ પણ સ્થળના રામમંદિરમાં રહેલી રામચંદ્રની પ્રતિમા, કોઇ પણ વિશિષ્ટ-સંપ્રદાયના મંદિરમાં રહેલા તે સાંપ્રદાયિક ઇષ્ટ દેવતાની પ્રતિમા કે પ્રતિકૃતિ-શિવાલયો આ બધાં એ અમારા આધ્યાત્મિક મહાવિદ્યાલયો છે—એ બધી અમારી આધ્યાત્મિક કોલેજો છે.

આ કોલેજોમાં શીખવાનો "કોર્સ" અભ્યાસક્રમ તો સર્વત્ર એકસરખો છે. તે 'કોર્સ" આ રહ્યો— (૧) ધ્યાન Concentration (૨) ધારણા Visualization (૩) સમાધિ Realization આ ત્રણ વિષય પાકા કરી ઉત્તીર્ણ થવાનું હોય છે.

આ અભ્યાસક્રમ પ્રત્યેક હિન્દુ બાળક આઠમા વર્ષ પછી શરૂ કરે છે. આબાલવૃદ્ધ આવી કોલેજોના વિદ્યાર્થીઓ હોય છે. આ પ્રકારનાં વિદ્યાલયો સવાર-બપોર-સાંજ-"નિયમ્ય" અમુક સમય અભ્યાસની તાલીમ Practicals પ્રત્યક્ષ શિક્ષણરૂપે આપે છે. મંદિરનો મુંજાવર તે તેનો મુખ્ય અધિષ્ઠાતા અધ્યાપક હોય છે: સાધનમાં અંધારા પડતા ગભારમાં આવેલી ઇષ્ટ દેવતાની પ્રતિમા, પૂજન-અર્ચનનાં સાહિત્યો અને તે સર્વમાં સર્વથી અતિ ઉપયોગી એવું એક શિક્ષણ-સાહિત્ય તે आ-रतिः।

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે તન્માત્રાઓમાંથી કોઇ પણ એક તન્માત્રાના સ્થૂલ સ્વરૂપમાં નિરંતર એકતાનતા સાધવામાં આવે તો સાધક એકાગ્ર બને છે. આ એકાગ્રતા ધારો કે કોઈ પણ ઇષ્ટ વસ્તુ તરફ બાર સેકન્ડ સુધી તમે રાખી શકો તો તે "ધ્યાનનો એક યુનીટ" થયો કહેવાય. આવાં બાર યુનીટ ધ્યાન તમે ઇષ્ટ વસ્તુમાં રાખતાં ટેળવો એટલે "ધારણાનું એક યુનીટ" તમે પ્રાપ્ત કર્યું ગણાય. આવાં "બાર યુનીટ" ધારણાનાં સિદ્ધ કરો એટલે તમે "સમાધિ"નું એક યુનીટ પૂરૂં મેળવ્યું. આ રીતે ધ્યાન-ધારણા અને-સમાધિનો એક "પ્રયોગ" પૂરો કર્યો એટલે એક "સંયમ" પૂર્ણ થયો કહેવાય. આવા સંયમ માટેની મહાશાળાઓ-સંયમશાળાઓ—તે આપણાં મંદિરો અને શિવાલયો છે:

ગભારામાં—મંદિરના ગર્ભગૃહમાં—આછા આછા ઘેરા બનતા અંધારામાં—પ્રતિમા બિરાજે છે. તેમને અંગે આભૂષણો, વસ્ત્રો, ચંદન, ગંધ, અને પુષ્પ પ્રતિદિન સ્નાન અને ષોડશોપચાર પૂજન ક્રમથી અર્પવામાં આવે છે. આ રીતે સજાવટ થયા પછી ભક્તમંડળનું ધ્યાન ઘંટાનાદથી ખેંચવામાં આવે છે.

"Ready !" "સાવધાન !" સૂચનનું આ પ્રથમ પગથીયું.

પછી ઇન્દ્રિયોની-પંચેન્દ્રિયો-નિવૃત્તિધારાને પોતાના તરફ આકર્ષતો વિધિ શરૂ થાય છે.

"આ" એટલે ચારે બાજુએથી; "રતિઃ" એટલે મનની વૃત્તિઓનું ખેંચાણ પ્રતિમામાં થાય તે. માટે आ-रतिः (आ समन्तात् रमते चित्तं यस्याम्) "આરતિ" શરૂ થાય છે. ચારે બાજુએ ભટકતા મનને "એકાગ્ર" કરાવવાની આ ક્રિયા પૂજારી શરૂ કરે છે. ઘંટાના ઘોર સાથે સ્તુતિગાન શરૂ થાય છે. આ સ્તુતિગીતમાં પણ અર્થ છે, "નાથને માથે મોર મુકુટ" આમ બોલે તે જ સમયે "આરતિ" મુકુટ આગળ ઝગઝગાટ પંચશિખાત્મક પ્રકાશ ફેલાવતી સ્થંભે, પછી "નાથને કાને કુંડળ" બોલતાં આરતિનો પ્રકાશ કાન આગળ આવે આમ "નથની" "કૌસ્તુભ" "વનમાલા" "નૂપુર" વગેરે આભૂષણોનું વર્ણન કરતાં કરતાં નાક, હોઠ, છાતી, કમર, ચરણ વગેરે આગળ પ્રકાશમય વર્તુલો થતાં થતાં સમસ્ત મૂર્તિની આરતિદ્વારા પ્રકાશ પાથરતી પ્રદક્ષિણા થાય છે. આથી આતો આખી ઇષ્ટ પ્રતિકૃતિને ધ્યાનદ્વારા મનોભૂમિ-

કામાં અંકિત કરે છે. ધારણાદ્વારા સાં ટકાવી તેમાં તન્મય બને છે અને સમાધિદ્વારા એ પ્રકારે સધાની તન્મયતામાં લીન બની ક્ષણભર દેહનું ભાન ભૂલે છે અને તદ્રૂપ બને છે. "આરતિ" પૂરી થતાં ભક્ત પોતે પાછે પગલે તે જ્યોતિર્મય સ્વરૂપનું ધ્યાન ધરતાં મંદિરને ઓટલે બેસી પુનઃ સમસ્ત પ્રતિમામૂર્તિને મનોભૂમિકા પર ખડી કરે છે. આમ એક દિવસનો "કોર્ષ" પૂરો થાય છે.

પછી મંદિરમાંથી સાધક ઘેર જાય છે. ઘરમાં "દેવઘર" હોય છે. જે ઇષ્ટને તે માનતો હોય અને મુખ્ય મંદિરમાં આરતિ દ્વારા જે ઇષ્ટપ્રતિમાનાં તેજ નયનો દ્વારા પ્રતિદિન આરતિ લેતાં પી ગયો હોય અને તેવી તેજોધારામયી ઝગઝગતી પ્રતિમા હૃદયપ્રદેશમાં અંકિત કરી હોય તેનું પુનઃ ધ્યાનદ્વારા આબેહૂબ ધ્યાનચિત્ર ખડું કરે છે. આનું ચિત્ર પાકું થતું ન હોય તો "દેવઘર"માં પૂજા કરતી સમયે મંદિરમાં સ્થાપેલી પ્રતિમાની આબેહૂબ પ્રતિકૃતિ "પ્રાણપ્રતિષ્ઠા" દ્વારા પોતાની ધ્યાન-ધારણા-સમાધિની ક્રિયા દૃઢ કરવા ગીલ રહે છે.

આ અમારાં "દેવઘર" અને "મંદિરો" ની સ્થાપનાનાં રહસ્ય છે તે અમારી સંયમશાળાઓ-આધ્યાત્મિક મહાવિદ્યાલયો છે.

ટુંકામાં એક વસ્તુને તમે એકવાર જુઓ અને તમે તુરત તે વસ્તુને સાંગોપાંગ આંખો મીંચી અંતઃકરણમાં પૂરેપૂરી ખડી કરી શકો તો તમે તે વસ્તુને *Concentration*—ધ્યાન દ્વારા "ધ્યાનમાં લઇ" *Visualize*—ધારણામાં ખડી કરી કહેવાય. આમ તમે જોનાર વ્યક્તિ એટલે "દ્રષ્ટા" એને જોવાની વસ્તુ એટલે "દૃશ્ય" બન્ને વચ્ચે સુરતા (ચિત્તવૃત્તિ સારી રીતે રમી રહે) જામે અને દૃશ્ય અને દ્રષ્ટા બન્ને એકરૂપ બની જાય—ત્યારે *Realezation* "સ્વરૂપ" ની પ્રાપ્તિ થાય.

સ્વરૂપની પ્રાપ્તિ કરાવવી એ જ આધ્યાત્મિક મહાવિદ્યાલયોનું પરમ ધ્યેય, આવાં મહાવિદ્યાલયોમાં હિન્દુ બાળક જો નાનપણથી જ સાચી રીતે કેળવાય તો તે મનોવિજ્ઞાનમાં કેટલો આગળ વધે! અધ્યાત્મ દૃષ્ટિ કેટલી ખીલે?

"નર" નો "નારાયણ" બનવું એ પ્રત્યેક ભક્તનું ધ્યેય નથી શું? ઇતિ શમ્

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

( ગતાંકના પૃષ્ઠ ૪૯૬ થી ચાલુ )

## ભવાટવી અથવા સંસારચક્ર

જડભરતે રહૂગણ રાજાને જે જ્ઞાન આપ્યું તે સાચા વૈરાગ્ય વગર ટકે તેવું નથી, તેથી વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે જડભરત હવે રહૂગણને સંસારના દુઃખની વિગત સમજાવે છે હાલના કાળમાં ખાસ કરીને વૈરાગ્યની બહુ ઉણપ જોવામાં આવે છે ગીતામાં અર્જુને ભગવાનને પૂછ્યું કે આ ચંચળ મનને વશ કરવું બહુ મુશ્કેલ છે તેના જવાબમાં ભગવાને કહેલ છે કે આવું ચંચળ મન અભ્યાસ અને વૈરાગ્યથી વશ થઇ શકે છે અભ્યાસ માટે સારાં સારાં પુસ્તકો મળી શકે છે અને અભ્યાસ કરાવનાર ગુરૂ પણ મળી શકે છે પણ વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ સમજાય તેવાં પુસ્તક બહુ ઓછાં છે વૈરાગ્યવાન સાધુ પાસેથી જ વૈરાગ્ય બરાબર સમજી શકાય પણ એવા જડભરત જેવા સાધુઓની સંખ્યા પણ ઘણી ઓછી છે

શ્રી શંકરાચાર્યે કહેલ છે કે આ લોકનાં બધાં સુખ અને પરલોકનાં બધાં સુખનાં ફળ અને ભોગનો ત્યાગ તેને વૈરાગ્ય કહે છે આવા વૈરાગ્ય વગર બ્રહ્મજ્ઞાન થતું નથી. ભરત રાજાને હરણમાં પ્રીતિ રહી ગઇ અને તેથી હરણનું પડ્યું તેવી જ રીતે સંસારમાં કોઇ પણ બાબતમાં જરા પણ આસક્તિ રહી જાય તો ફરીથી જન્મ લેવો પડે છે આપણામાંથી બધી આસક્તિ નીકળી ગઇ છે કે નહિ તેની ખાત્રી કરવી હોય તો ધ્યાન કરવા બેસવું કે કોઇ બાબતમાં આસક્તિ નહિ હોય તો તરત બરાબર ધ્યાન થઇ શકશે અને આસક્તિ હશે તો સંકલ્પ-વિકલ્પ ઉઠ્યા કરશે અને ધ્યાન થઇ શકશે નહિ.

જડભરત રહૂગણને કહે છે કે ભગવાનની ત્રણ ગુણવાળી માયાથી જીવ સંસારના પ્રવૃત્તિમાર્ગમાં ભટકે છે અને સંસારના સુખમાં આસક્ત થઇ જાય છે (૫-૧૩-૧) 'આ સંસારરૂપી વનમાં ૫ ઇંદ્રિયો અને એક મન એમ ૬ ચોર રહે છે તેથી જીવની પ્રવૃત્તિમાં અનેક પ્રકારનાં વિઘ્ન ઉત્પન્ન થાય છે ઉપર ૬ ચોર જીવને સંસારના વિષયોમાં રસ છે એવું બતાવીને છેતરે છે અને પરમાત્માથી વિમુખ કરી દે છે, વળી આ સંસારરૂપી વનમાં રહેવાવાળા તેના કુટુંબીજન પણ તેને વધારે અને વધારે સંસારમાં નાખે છે. ગૃહસ્થાશ્રમ એ એવી કર્મભૂમિ છે કે જેમાં કર્મોનો કદાપિ અંત આવતો નથી. ઘર એ કર્મની વાસનાનો પથારો છે જેમ ખેતરમાં વાવેલ અનાજનાં બી બળી ન ગયાં હોય તો ખેતીનો વખત આવતાં બીજે વર્ષે પણ ઊગી નીકળે છે તેવી જ રીતે જે કર્મ જ્ઞાનદ્વારા બાળેલાં નથી તે વારંવાર ઊગી નીકળે છે. (૫-૧૪-૪) કર્મમાં આસક્ત થતાં પોતાના ચિત્તમાં દૃષ્ટિદોષ ઉત્પન્ન થાય છે અને તેથી જીવ મૃગજળ સમાન આ મૃત્યુલોકને સત્ય માનવા લાગે છે અને મિથ્યા વિષયો તરફ દોડવા લાગે છે કોઈ વાર ધનને માટે વ્યાકુળ બની તેને વધારવાની ઇચ્છાથી રાત દિવસ પ્રવૃત્તિ કર્યા કરે છે. કોઇવાર સ્ત્રી-પુત્રના સ્નેહમાં બહુ લપટાઇ જાય છે, કોઈ વાર શોકરૂપી ખાડામાં ફસી જાય છે કોઇવાર વિષયોમાં મિથ્યા પાછળ જાય છે છતાં દેહમાં અભિમાન હોવાથી તેની વિવેકબુદ્ધિ નષ્ટ થઇ જાય છે તેથી ફરીથી મૃગજળ જેવા વિષયોની પાછળ દોડે છે કોઈ વાર બીજાની દીકરી અસરથી તેને બહુ પીડા થાય છે મન ખોવાઇ જાય છે તો ફરીથી ધનવાનોની પાછળ દીનતાથી ભમ્યા કરે છે, જ્યારે ખાવાપીવાનું રહેતું નથી ત્યારે બીજાની સંપત્તિ અનીતિથી પડાવી લેવાની ઇચ્છા કરે છે અને પોતાના કુટુંબ ઉપર વારંવાર ક્રોધ કરે છે આ પ્રમાણે તેને પણ પ્રકારનું કર્મબંધન પ્રાપ્ત થાય છે'

જે કર્મ થઇ ગયું છે અને પ્રતિક્રિયારૂપે ( એટલે કર્મનાં ફળરૂપે) પાછું આવે છે તેને પ્રારબ્ધ કર્મ કહે છે જે કર્મ થઇ ગયું છે પણ પ્રતિક્રિયા-ફળરૂપે હજુ પાછું આવ્યું નથી તેને સંચિત કર્મ કહે છે જે કર્મ વર્તમાન કાળમાં થઇ રહેલ છે તે ક્રિયમાણ કર્મ કહેવાય છે કર્મની આ ત્રિપુટી ખેડૂતના દૃષ્ટાન્તથી વધારે

સહેલાઇથી સમજી શકાશે. એક ખેડુત હાલમાં બી વાવી રહેલ છે. તે તેનું ક્રિયમાણ કર્મ છે. એક ખેડુતે બી વાવ્યાં પણ હજી તે ઉગ્યાં નથી અથવા ઉગ્યાં છે પણ હજુ છોડ મોટા થયા નથી અથવા છોડ થયા છે પણ હજી ફળ થયાં નથી અથવા ફળ થયાં છે પણ પાક્યાં નથી તે સઘળાં સંચિત કર્મ કહેવાય છે. એક ખેડુતે વાવેલાં બી ઊગી મોટા છોડ થઈ ફૂલીફાલી અને તૈયાર પાકરૂપે, ધાન્યરૂપે કે ફળરૂપે ઘરમાં આવ્યાં છે તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. પ્રારબ્ધ કર્મ ભોગવવાથી તેનો અન્ત આવે છે તે પણ યોગશક્તિથી થોડે ઘણે અંશે જીતી શકાય છે. માણસ સમજે તો સંચિત કર્મમાં ઘણો ફેરફાર કરી શકે છે. ક્રિયમાણ કર્મથી મનુષ્ય પોતાના ભવિષ્ય કાળને સારો કે ખરાબ બનાવી શકે છે. માટે આ ત્રણે જાતનાં કર્મોમા ક્રિયમાણ કર્મ ઉપર વધારે લક્ષ્ય આપવાની જરૂર છે, કેમકે તેમાં મનુષ્ય ઘણે અંશે સ્વતંત્ર છે.

કયું કર્મ ક્યારે ફળ આપશે તે ચોકસ રીતે જાણવું મુશ્કેલ છે. દરેક કર્મની સાથે તેનો કાળ રહેલો હોય છે. Every event contains its own time એ વાત હાલ સાપેક્ષવાદથી પણ સિદ્ધ થયેલ છે. ચીભડાનાં બી વાવ્યાં હોય તો લગભગ બે મહિને ફળ આપે છે. બાજરો જુવાર લગભગ ત્રણ ચાર માસ લે છે. આંબાને ૫ થી ૧૦ વર્ષે લાગે છે નાળિયેરીને ૭ વર્ષે ફળ આવે છે. રાયણના ઝાડને વીશ વર્ષે ફળ આવે છે માણસ ૯ મહિનામાં ગર્ભમાં તૈયાર થાય છે, અને પછી ગર્ભની બહાર તૈયાર થાય છે. તેવી જ રીતે માણસના જીવનમાં કાયિક, વાચિક અને માનસિક કર્મોનું ફળ જુદે જુદે અને લાંબે ટુંકે વખતે આવે છે વળી જુદા જુદા સંજોગોની અસર પણ કર્મના ફળ ઉપર થાય છે. દાખલા તરીકે કોઇ એક માણસે કોઈ બીજાને ગાળ દીધી એટલે તેણે પહેલાને થપ્પડ મારીને તેના બે દાંત પાડી નાખ્યા. બીજા કોઈ માણસે કોઈ મુત્સદ્દી માણસને ગાળ દીધી તો તેણે ચાર ૭ મહિને કે વર્ષે કે બે વર્ષે લાગ આવ્યે તેને પાંચસો કે સાતસો રૂપીઆનું નુકશાન એક કલમના ઝટકે કરી નાખ્યું. ત્રીજા કોઈ માણસે કોઈ સાચા સંત પુરુષને ગાળ દીધી તો તેણે તેને આશીર્વાદ આપ્યો.

કર્મની ગતિ બહુ વિચિત્ર છે. 'જુઠું' બોલનાર માણસ કદાચ બીજા જન્મમાં મૂંગો પણ થાય. મનની શક્તિનો દુરુપયોગ કરનાર ઠુંઠો થાય અને પગનો દુરુપયોગ કરનાર ગાંડો થાય અને વ્યભિચાર કરનાર લુલો થાય છે. તેથી દરેક માણસે શુભ કાર્યમાં રહેવાની ખાસ જરૂર છે. ખાટકીનો ધંધો કરનાર અથવા ચોરી કરનાર અને લાંચ લેનાર મનુષ્ય બહારથી કેટલીક વાર સુખી જણાય છે અને પ્રામાણિકપણે પોતાનો ધંધો કરનાર મનુષ્ય બહારથી કેટલીક વાર દુઃખી જણાય છે. આવા વિરોધાભાસનું કારણ જલદી સમજી શકાતું નથી; પણ જો આપણે કર્મના નિયમની દૃષ્ટિએ આવા પ્રસંગ તપાસશું તો જણાશે કે જે હાલમાં ખોટાં કર્મ કરે છે પણ સુખી દેખાય છે તેમણે પહેલાં સારાં કર્મ કર્યાં હશે અને હાલમાં તે પોતાને માટે ખરાબ ભવિષ્ય (પ્રારબ્ધ) રચે છે. વળી હાલમાં જે નીતિથી રહે છે પણ દુઃખી જણાય છે તેણે પહેલાં ખોટાં કર્મ કરેલ હશે.

જડભરત રહુગણને કહે છે કે માણસનો સમૂહ આ પ્રમાણે કરેલાં કર્મ ભોગવતાં અનેક જન્મ ધારણ કરે છે. તેમાં કોઈક જ પરમાનંદના માર્ગમાં પ્રવૃત્ત થાય છે. જેમણે જેમણે કેટલાક દેશો જીતી લીધા છે તેઓ પણ આ પૃથ્વી મારી છે એવું અભિમાન કરી પરસ્પર વેર કરી યુદ્ધમાં પડે છે વેર વગરનું જે પરમહંસપદ છે તે તેઓ પામી શકતા નથી."

કેટલાક માણસો સ્ત્રીઓમાં આસક્ત થઇ જાય છે. કેટલાક બાળકોની કાલી કાલી વાતોમાં આસક્ત થઇ જાય છે. કેટલાક સમાજ તરફથી મળતા વખાણમાં આસક્ત થઈ જાય છે કેટલાક કહે છે કે અમે આસક્ત થયા વગર નિષ્કામ કર્મ કરીએ છીએ પણ એ વાત સાચી નથી. જો નિષ્કામ ભાવે કર્મ બરાબર થતાં હોય તો પરમાત્માનું ધ્યાન કરવાનો વખત આવે ત્યારે બરાબર ધ્યાન થવુ જોઇએ; પણ તેમને પૂછીએ તો કહે છે કે ધ્યાન વખતે ઘણો વિક્ષેપ નડે છે, અને શાંતિ મળતી નથી. બધે વખતે વ્યવહાર અને પરમાર્થની એકતા કરવાની મુશ્કેલી પડે છે જેઓ વ્યવહારને પ્રધાનપદે મૂકે છે તેઓ પરમાર્થ સબંધમાં ગંભીર ભૂલો કરે છે અને જેઓ પરમાર્થને મુખ્ય ગણે છે તેઓ જગતના વ્યવહારને કેમ ઠીક કરવો તે બરાબર બતાવી શકતા નથી. સમભાવ વગર રાગ દ્વેષ જતો નથી. જ્યારે મારામારી શરૂ થાય છે ત્યારે કેટલાકને રાગદ્વેષ વધારવાની અનુકૂળતા મળે છે. આ કારણને લઇને વ્યવહાર અને પરમાર્થની એકતા કરવી મુશ્કેલ પડે છે.

વ્યવહાર અને પરમાર્થની એકતા માટે બધે વખતે કામ આવે તેવા નિયમ ઘડી શકાતા નથી; કારણ કે વ્યવહાર દેશ અને કાળ પ્રમાણે ફરતો રહે છે. દરેક માણસે પોતાના સંજોગોનો વિચાર કરી જ્યારે બે ત્રણ ફરજ એક સાથે ઉત્પન્ન થાય ત્યારે અને ત્યાં સુધી ઊંચી ફરજ સ્વીકારવી જોઈએ. કોઈપણ રીતે પોતાના સ્વભાવથી સંજોગો જીતવાના છે. તે માટે સંયમ અને વૈરાગ્યની જરૂર છે. જ્યાંસુધી અલ્પ અને મિથ્યા સુખમાં વૃત્તિ રહેશે ત્યાંસુધી સંજોગો જીતી શકાશે નહિ

ઈશ્વર એક છે છતાં જુદા જુદા ધર્મવાળા ધર્મને નામે કેમ લડી મરે છે. તેનું કારણ ધર્મનુ સાચુ જ્ઞાન લોકોને મળતુ નથી. ગુરુઆચાર્યનું ગુરુપણું શિષ્યોને ખોટા લાભ બતાવે છે અને આત્માના લાભથી વિમુખ કરે છે. ગીતામાં ૧૮ માં અધ્યાયમાં કહેલ છે કે જગતના પદાર્થો અને જીવો એક અવિભક્ત પરમાત્મામાં એક સાથે રહેલા છે એવું જે જ્ઞાનથી જણાય તે સાત્વિક જ્ઞાન છે. જે જ્ઞાનથી તે જુદા જુદા જોવામાં આવે તે રાજસ જ્ઞાન છે અને જે જ્ઞાનથી જીવનનો હેતુ જાણી ન શકાય અને સંસારમાં આસક્તિ થાય તે તામસ જ્ઞાન છે. ધાર્મિક સંપ્રદાયની જરૂર છે; પણ જે હેતુથી અને જે અનુભવથી સંપ્રદાયના મૂળ પુરુષે સંપ્રદાય ઉત્પન્ન કર્યો હોય તે અનુભવ ઉપર અને તે હેતુ ઉપર દૃષ્ટિ રાખવી જોઈએ, નહિતર ખોટી રૂઢિઓમાં ફસાવાનું થશે. ક્રાઈસ્ટે પોતાનો ધર્મ જે હેતુ માટે ફેલાવ્યો, અથવા હજરત મહમદ પેગંબરે જે હેતુ માટે પોતાનો ધર્મ ફેલાવ્યો અથવા બુદ્ધે અને શ્રીકૃષ્ણે જે જ્ઞાન ફેલાવ્યું તે તરફ બરાબર ધ્યાન ન રહે તો લોકો ખોટી રૂઢિમાં ફસાઈ જાય છે અને ધર્મને નામે વાડા બંધાય છે તેથી સત્ય સમજવાની મુશ્કેલી વધે છે. જેમ-જેમ વાડા વધતા જાય છે તેમ તેમ ખરું સત્ય ઢંકાતુ જાય છે.

જડભરત રહૂગણ રાજાને કહે છે કે જો કોઈ મનુષ્ય માયાની પ્રેરણાથી આવા વાડામાં એકવાર પહોંચી જાય છે તો આ સંસારરૂપી વનમાં ભટકતાં ભટકતાં અન્ત સુધી પોતાના પુરુષાર્થનો તેને પત્તો લાગતો નથી. ( ૫-૧૩-૧૯ ) હે રહૂગણ ! તું પણ આ માર્ગમાં ભટકી રહેલ છે માટે હવે પ્રજાવર્ગને દંડ દેવાનું છોડી બધા પ્રાણીઓમાં મૈત્રી કરી, વિષયોથી ઉપરત થઈ ભગવત સેવાથી હાથમાં તીક્ષ્ણ જ્ઞાનરૂપ ખડ્ગ ધારણ કરી આ માર્ગથી પાર થઈ જા. ( ૫-૧૩-૨૦ )

રાજા રહૂગણ કહે છે—હવે મને સમજાયું કે બધા જન્મોમાં આ મનુષ્યજન્મ જ પરમ કલ્યાણકારક છે. સ્વર્ગ વગેરે લોકોમાં દેવો રહે છે તેના જેવા જીવનથી કાંઈ લાભ નથી. કારણ કે ત્યાં આપ જેવા મહાત્માઓનો સમાગમ મળતો નથી. જેના એક મુહૂર્તના સમાગમથી મારું કુતર્કમૂલક અજ્ઞાન નાશ પામ્યુ એવા આપની ચરણરજની સેવા કરવાથી જેનાં સંપૂર્ણ પાપ નાશ પામી જાય છે તેમને ભગવાનની નિર્મળ ભક્તિ પ્રાપ્ત થવી એ કોઈ મુશ્કેલ વાત નથી. બ્રહ્મજ્ઞાની કેવા રૂપમાં રહે છે તેનો કોઈ નિશ્ચય થઈ શકતો નથી તેથી હું બધા આશ્રમવાસીઓને નમસ્કાર કરું છું. જે બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણ પૃથ્વી ઉપર અવધૂતવેષથી વિચરે છે તેનાથી રાજાઓનું કલ્યાણ થાય એમ હું ઈચ્છું છું.

રાજા રહૂગણે જડભરતને વંદન કર્યું પછી જડભરત ઇંદ્રિયોને વશ કરી પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. અને રાજા રહૂગણે પણ તેમના સત્સંગથી પરમાત્મજ્ઞાન પ્રાપ્ત કરી પોતામાં અવિદ્યાથી આરોપેલી દેહાત્મબુદ્ધિને છોડી દીધી. ( ૫-૧૩-૨૫ )

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે " પ્રવૃતિમાર્ગમા કરેલાં લૌકિક અને વૈદિક બન્ને પ્રકારનાં કર્મ જીવને જન્મ મરણરૂપ સંસારમાં પાડે છે, ( ૫-૧૪-૨૩ ) અને જીવ અપાર ચિંતાના કારણથી ઉદાસ થઇ જાય છે. આ માર્ગમાં સુખદુ:ખ રાગદ્વેષ, ભય, અભિમાન, પ્રમાદ, ઉન્માદ, શોક મોહ, મદ, ઈર્ષા, અપમાન, ભૂખતરસ, આધિવ્યાધિ, જન્મમરણ વગેરે અનેક પ્રકારનાં વિઘ્ન છે, અને તેમાં પડેલ જન સમુદાય વિવેકહીન થઈ જાય છે. તે વિષયોના ભોગમાં ફસી પોતાના મરણુકાળની અવધિને ભૂલી જાય છે."

આવા કારણને લઈને હિંદુધર્મમાં નિવૃત્તિ તરફ લાવવા માટે સમાજમાં વર્ણાશ્રમધર્મની પદ્ધતિ રચવામાં આવેલ છે. તે પ્રમાણે જો બરાબર જીવન ગાળવામા આવે તો ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમમાં આવવું જોઈએ. વાનપ્રસ્થાશ્રમમાં ભક્તિ માટે સારી નિવૃત્તિ રહે છે અને પોતાનું છેવટનું જીવન સત્સંગમાં ગાળી શકાય છે. વાનપ્રસ્થ માટે મુખ્ય સાધન બ્રહ્મચર્ય અને સત્સંગ છે. સાચી વસ્તુ માણસ પોતે શોધી

હિંદુધર્મમાં નૈમિત્તિક પ્રલય કહે છે તે વખતે બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે અને તે વખતના જીવોનો હિસાબ થાય છે. તે ઉપરાંત હિંદુધર્મમાં તરત પુનર્જન્મ પણ માનેલ છે, તેના પુરાવા તરીકે ત્રણ દાખલા હાલમાં મળી શકે છે. સંવત ૧૯૮૩માં દિલ્હીમાં એક કન્યાનો જન્મ થયો છે, તેનું નામ શાન્તાદેવી છે. તેણે નવ વર્ષની ઉમરે મથુરા જઈને પોતાના આગલા જન્મના ધણીને અને સગાંને ઓળખી લીધાં છે. આ હકીકત કલ્યાણ માસિકમાં દશમા વર્ષના ૧લા અંકમાં ૧૧૩મે પાને પ્રસિદ્ધ થયેલ છે. અમને ૫ વર્ષ પહેલાં શાન્તાદેવીને રૂબરૂ મળવાનો પ્રસંગ મળ્યો હતો. તે વખતે તેની ઉમર ૧૪ વર્ષની હતી. તેની આંખમાં તેજ ઘણું હતું. અમે તેને પૂછ્યું કે "તમે મથુરાના જન્મનું શરીર છોડીને અહીં દિલ્હીમાં જન્મ લીધો તે વચમાં થોડો કાળ ગયો હતો તે વખતે તમે શું કર્યું હતું?" તેના જવાબમાં તેણે કહ્યું કે, વચમાં હું ૨ વર્ષ સુધી બ્રહ્મલોકમાં હતી; પણ ત્યાંનો કાળ અને ત્યાંનું જીવન અહીંના માણસના કાળ અને માણસના જીવન સાથે મળતા આવતાં નથી. ત્યાં બધું જુદા પ્રકારનું હોય છે. ત્યાં સાધુઓ આવે છે અને જેને જે કામ કરવાનું હોય છે તે માટે ફરીથી જન્મ લેવા માટે આજ્ઞા આપવામાં આવે છે. સામાન્ય જીવ માટે તેમના કર્મ પ્રમાણે જન્મ આપવા માટે બ્રહ્મા યમરાજને કહે છે" વગેરે.

પુનર્જન્મનો બીજો એક પ્રસંગ નીચે પ્રમાણે હાલમાં બનેલો છે. દિલ્હીમાં એક ગૃહસ્થનું કુટુંબ હતું. તેમાં પતિપત્ની, એક પુત્ર અને પુત્રી હતાં. થોડા વખત પછી પત્ની ગુજરી જતાં તે માણસે બીજી સ્ત્રી કરી. તેને પણ પ્રજા થઈ. પહેલી સ્ત્રીનો પુત્ર મોટો થયો અને તેને પરણાવ્યો. તેને તેની સ્ત્રી સાથે સારો પ્રેમ હતો. આ હકીકત ગુજરાતી ભાષામાં "જીગર અને અમી" એ નામના પુસ્તકમાં વિસ્તારથી પ્રસિદ્ધ થયેલ છે. જીગરને ઓરમાન મા હોવાથી તેના બાપે તેના લાભ માટે કોઈ ફેરફાર કરવાનો વિચાર કર્યો. તેના ઓરમાન માને આ વાતની ખબર પડવાથી દ્વેષ આવ્યો અને જીગરને કોઈપણ રીતે મારી નાખવામાં આવે તો પોતાના દીકરાને વધારે લાભ મળે એવા હેતુથી તેણે પ્રપંચ કર્યો અને એક દિવસ જીગરની પત્ની અમીની સાથે દૂધમાં ઝેર નાખી જીગરને પીવા માટે મોકલ્યું. પણ તે દૂધ અમી પી ગઈ અને જીગરની જીંદગી બચી ગઈ. અમીનો બીજો જન્મ દક્ષિણ હિંદુસ્તાનમાં સુરતની પાસે એક તાલુકાના જાગીરદારને ત્યાં થયો. તે કુટુંબ પાછળથી મુંબઈ રહેવા આવવાથી તેના મુંબઈમાં ગીરગામ ઉપર ચંદારામજી સ્કુલમાં તે કન્યા ભણવા લાગી. તેણે ત્યાં અંગ્રેજી ૫ ધોરણ સુધી અભ્યાસ કર્યો. પાછળથી જીગરે ઘર છોડ્યું અને ગુપ્ત રહેવાની ખાતર તે જૈન ધર્મના સાધુ થયા. તેમાં તેમણે ૧૮ વર્ષ ગાળ્યાં અને ઉપદેશ આપતા અને ફરતા તેમના ગુરુની સાથે અને બીજા સાધુઓની મંડળી સાથે તે સુરતમાં આવ્યા. આ વખતે અમી કે જેનું નામ નવા જન્મમાં પુષ્પકાન્તા હતું તે કોઈ સગાંને મળવા સુરત આવી. ઉપરના સાધુઓનો વરઘોડો સુરતમાં ગોપીપુરામાં થઈ મોટા ચૌટા તરફ જવા લાગ્યો, તે વખતે બૈરાંઓની મેડી વચ્ચે એક ઓટલા ઉપર ૧૪ વર્ષની એ પુષ્પકાન્તા તે વરઘોડો જોવા ઊભી હતી. તેણે જીગરને જોયા અને તે બેભાન થઈ પડી ગઈ. તેને તેનો પાછલો જન્મ યાદ આવ્યો. મૂર્છા ઉતરી ગયા પછી તેણે એક પત્ર જીગરને લખ્યો. તેમાં એમ લખેલું હતું કે તમારી આ દશા શા માટે થઈ! તમે જૈન સાધુ શા માટે બની ગયા છો? શું તમે ભૂલી ગયા? પણ મેં તમને ઓળખી લીધા છે. તમારી ઓરમાન મા ક્યાં છે! તમારા ભાઈ પ્રાણનાથ ક્યાં છે! મારી નણંદ લીલા ક્યાં છે? તમે મને ઓળખી! જેને તમે 'અમી' કહીને બોલાવતા હતા તે હું છું, યાદ આવે છે! ઝેર મેળવેલું દૂધ પીને મૃત્યુ પામી હતી તે બીજ અમાસનો દિવસ હતો. તમે મને એકવાર મળો તો મારે મારા હૃદયનો ખુલાસો કરવો છે. આ કાગળ તેણે જીગરને મોકલ્યો, પછી બન્ને સુરતમાં નદીકિનારે મળ્યાં છે. વાતચીત ઉપરથી જીગરને ખાત્રી થઈ કે તે તેની નાની ઉમરની સ્ત્રી અમી હતી. અમી હાલમાં ગુજરી ગઈ છે પણ જીગર હજી જીવે છે અને અમદાવાદમાં ઘણા માણસો તેને ઓળખે છે.

પુનર્જન્મનો એક ત્રીજો પ્રસંગ પણ અમારા જાણવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૯૪૨માં પ્રયાગમાં કુંભનો મેળો ભરાયો હતો. તે વખતે રામદેવી નામની એક ૧૨ વર્ષની કન્યાએ ભાષણો આપી ઘણા માણસોનું ધ્યાન ખેંચ્યું હતું. તેની આંખમાં તેજ હતું, રૂપાળું હતું. તેનામાં બુદ્ધિ પણ સારી હતી. જાણે કે કોઈ મોટી ઉમરનો વિદ્વાન માણસ ભાષણ આપતો હોય તેમ ઉભાં ઉભાં ૧॥ કલાક સુધી ભાષણ આપતી હતી.

તેને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન હતું. તેણે પોતાના પૂર્વજન્મનાં માબાપ શોધી કાઢેલ છે. અને તેણે પૂર્વજન્મની જે હકીકત કહી તે સાચી છે એમ તેના પૂર્વજન્મના માબાપ અને ભાઈ કહે છે અમને રામદેવીની વ્યાખ્યાનશક્તિનો પરિચય કુંભના મેળામા થયો હતો.

ઈ. સ. ૧૯૨૬ નો ફેબ્રુઆરીમાં એક આઠ વર્ષનો બાળક બિમાર પડ્યો અને તેની માંદગી વધી જવાથી આઠ દિવસમા તેની છેલ્લી ઘડી આવી. અમે તેને પૂછ્યું કે "તારે કાંઈ કહેવુ છે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "બસ હવે બસ, જીવન બધુ એવુ છે, ખાવાનું છે તે બાધી લ્યો, જુઓ ઊંચે, ઊંચી કાળી એક છે." આવો જવાબ તેના પૂર્વજન્મના સંસ્કાર બતાવે છે. આવી નાની ઉંમરમા પણ સારૂં જ્ઞાન જોવામાં આવે છે અને મોટી ઉંમરના ઘણા માણસોમાં બહુ અજ્ઞાન જવામા આવ છે; તેથી ઉંમર પ્રમાણે જ્ઞાન માનવાનુ નથી. સાચુ જ્ઞાન કાળથી અતીત વસ્તુ છે. ખોટું જ્ઞાન સ્થાનધર્મ પ્રમાણે ફરે છે. પ્રારબ્ધ એટલે અજ્ઞાન, અશક્તિ અને ભેદબુદ્ધિ. પુરુષાર્થ એટલે વર્તમાન કાળમાં જ્ઞાન, શક્તિ અને પ્રેમબુદ્ધિ વધારીએ તો અજ્ઞાન અશક્તિ અને ભેદભાવ દૂર થાય છે. ભરત રાજામા ભેદબુદ્ધિ અને હરણમાં આસક્તિ રહી ગઇ હતી, તેથી તેને હરણનો જન્મ આવ્યો. તે પછી જડભરતના (છેલ્લા) દેહમા તેને અદ્વૈત જ્ઞાનમાં નિષ્ઠા થઈ હતી.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે; કે, સંસારના માર્ગમા ભટકવાવાળો જનસમુદાય ઘણા પ્રકારના ક્લેશ અને વિક્ષેપોથી પીડા પામીને ભગવાનના માયાથી અથાગ શોક, મોહ અને ભયને વશીભૂત થાય છે. તેમાં ભગવદ્ભક્તો સિવાય બીજા કોઈ પરમાત્મા સુધી પહોંચી શકતા નથી. જે માર્ગમાં ક્ષમી અને વૈરાગ્યવાન મુનિજન પ્રવૃત્ત થાય છે તેમાં સાધારણ માણસ ચાલી શકતા નથી. (૫-૧૪-૪૯) આ પ્રકારે ભવાટવીનો અર્થ બરાબર સ્પષ્ટ કરીને ભરતચરિત્રનો ઉપસંહાર કરતા શુકદેવજી કહે છે કે જેમ ગરુડની સાથે માખી હરિફાઈ કરી શકતી નથી તેમ રાજર્ષિ ભરતના માર્ગનું કોઈ રાજા મનથી પણ અનુસરણ કરી શકતા નથી. તેમણે શ્રીહરિની પ્રાપ્તિ માટે જુવાન અવસ્થામાં સ્ત્રી, પુત્ર, મિત્ર અને રાજ્યને વિષ્ઠા સમાન માની તેનો ત્યાગ કર્યો હતો.

અહીં સુધીની કથા પછી શ્રીમદ્ભાગવતમાં ભરતના વંશનુ વર્ણન આવે છે અને ભુવનકોશનું વર્ણન આવે છે. તેમા નવી જાતની ખગોળવિદ્યા અને ભૂગોળવિદ્યા આવે છે. એ પ્રસંગ શ્રીમદ્ભાગવતમાં અઘરામાં અઘરો છે, તેથી તેનો ખુલાસો આવતા અંકમાં આપવાનો વિચાર છે. એ કથા પાંચમા સ્કંધના ૧૫ મા અધ્યાયથી ૨૫ મા અધ્યાય સુધી આવે છે.

છવીસમા અધ્યાયમાં પરીક્ષિત રાજા શુકદેવજીને એવો પ્રશ્ન પૂછે કે લોકોને જે ગતિ પ્રાપ્ત થાય છે તેમાં ઉચ્ચ અને નીચ ગતિવાળી ભિન્નતા કેમ જણાય છે? તેના જવાબમા શુકદેવજી કહે છે કે કર્મ કરવાવાળા પુરુષ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત રહે છે તેથી તેમની શ્રદ્ધા પણ ત્રણ પ્રકારની હોય છે અને તેમની ગતિ પણ અનેક પ્રકારની હોય છે. જેઓ નિષિદ્ધ કર્મ કરીને નરકમા જાય છે તેમની ગતિ પણ અનેક પ્રકારની હોય છે. કોઈ કહે છે કે નરકના ૨૧ પ્રકાર છે, કોઈ ૨૮ પ્રકાર માને છે. જે પુરુષો બીજાનાં ધન, સન્તાન અને સ્ત્રીઓનું હરણ કરે છે તે તામિસ્ર નરકમાં પડે છે. જે પુરુષ આ લોકમાં "શરીર હું છું અને આ ધન અને સ્ત્રી મારાં છે" એવી બુદ્ધિથી બીજા પ્રાણીઓનો દ્રોહ કરે છે અને માત્ર કુટુંબના પાલનપોષણમાં જ લાગો રહે છે તે શરીર છોડી પોતાના પાપના કારણે રૌરવ નરકમા પડે છે.

આવી સ્થિતિ હોવાથી દરેક માણસે પરોપકારનાં કાર્ય કરતા રહેવુ જોઈએ. આ પ્રમાણે શુકદેવજી અનેક પ્રકારના નરક અને તેમાં પડતા દુઃખનુ વર્ણન પાંચમા સ્કંધના ૨૬ મા અધ્યાયમા આપે છે. હાલના કાળનું જીવન એવા પ્રકારનું થઈ ગયુ છે કે કોઈક જ એવી દશામાંથી બચી શકે છે. અધર્મપરાયણ જીવ એવી હલકી યોનિઓમા પોતાના કર્મને અનુસાર જાય છે. વળી ઉચ્ચ કોટીના જીવોને જન્મ લેવા માટે અનુકૂળ શરીર મળવુ એ હાલની સ્થિતિએ બહુ કઠણ છે; કેમ કે શારીરિક, હાર્દિક અને માનસિક શુદ્ધિ અને સંસ્કારવાળાં માબાપ મળવાં બહુ કઠણ છે. સારા સંજોગોમાં સારા જીવ જન્મ લે અને માઠા સંજોગોમાં પછાત કોટીના જીવ જન્મ લે, એ સામાન્ય એ સામાન્ય નિયમ છે.

ભગવાનથી જે વિમુખ હોય અને કર્મમાં કર્તાપણું જેણે પકડ્યું હોય તેને કર્મનો નિયમ લાગુ પડે છે, પણ

જે માણસ ભગવાનની સંમુખ થયો હોય અને જે ભક્તિ કરતો હોય તે કર્મનું બંધન તોડી શકે છે. એવા માણસને પ્રભુની કૃપા મળે છે.

પ્રારબ્ધ કોઈ બનાવમાં નથી, માણસમાં નથી, સંબંધમાં નથી પણ માણસની જરૂરીઆતથી ઉત્પન્ન થયેલ સંબંધ સાચો માનવાથી ઉત્પન્ન થાય છે, તેમાં રસ લેવાથી તે મજબૂત થાય છે અને સંજોગો જીતી શકાતા નથી. સંજોગોને આધીન રહેવાથી જીવનનો ખરો લાભ મળતો નથી માણસ એ પત્થર નથી.

સંજોગો જીતવામાં અને પોતાના અંતરાત્માની શક્તિ ઓળખવામાં પુરુષાર્થ છે. સંજોગો જીતવામાં પહેલાં દુઃખ લાગે છે, પોતે સાચે રસ્તે છે કે નહિ તેની શંકા થાય છે, વિઘ્નો નડે છે, મન મુંઝાય છે, હૃદય કંપે છે અને થાક લાગે છે, છતાં કુશળ પુરુષો હિંમતથી આગળ વધે છે તેમાં ખાસ ઉપાય એ છે કે વિષયો અને વાસનાઓ આપણને દબાવી શકે તેવાં છે એ વાત માનવી જોઈએ નહિ અને પછી ભગવાનની શક્તિનો શ્રદ્ધાથી આશ્રય લેવો જોઈએ. વિશેષ બળવાળી સત્તા આગળ પરિણામ ફરી જાય છે.

વિષયો અને વિષયોની ઇચ્છાને એવા પ્રકારનો સબંધ છે કે ઇચ્છા વિના વિષયો આકર્ષણ કરતા નથી; પણ વિષયો છોડયા વિના વિષયની ઇચ્છા છૂટતી નથી વળી વિષયો ન હોય તો યે આત્મજ્ઞાન ન હોય ત્યાંસુધી સામાન્ય માણસ ગમે ત્યાંથી વિષયની વસ્તુઓ ભેગી કરી લે છે. જ્યાંસુધી દેહને આત્મા માનવામાં આવે છે ત્યાંસુધી દેહના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે.

પણ જેઓએ આત્માને માર્ગે ચડવું હોય તેમણે ઇચ્છાઓ અને વાસનાઓ પ્રત્યે અસંગતા અને ગંભીરતા રાખવી તેમણે એમ માનવું કે તે આપણું રૂપ નથી. આપણા આત્માની અનુમતિ વગર ઇચ્છામાં કોઈ બળ આવતું નથી. બધું જીવન વિધાતાને આધીન નથી, બધું જીવન પ્રારબ્ધને આધીન નથી. સંસારમાં રહીને પ્રારબ્ધ જીતવું મુશ્કેલ પડે છે. તેનું ખરું કારણ એ છે કે સંસારમાં સંસારના ધર્મ સાચા માનીને વર્તવું પડે છે. તેથી તેમાં પોતાનું ચૈતન્ય વાપરવાનો અવકાશ બહુ થોડો રહે છે અને પોતાના કરતાં જેઓમાં ઓછું જ્ઞાન હોય તેવા માણસોની મરજી પ્રમાણે ઘણીવાર વર્તવું પડે છે. છતાં સંસારમાં પણ આત્માનો અનુભવ રહી શકે અને પોતાના ચૈતન્યનું સતત ભાન રહે તો તે માણસ જગતમાં વૈકુંઠનો અનુભવ કરી શકે છે. તેમાં મુખ્ય સાધન સમતા છે. ગમે તેવા સંજોગો ઉત્પન્ન થાય તો પણ પોતાના સ્વભાવમાં ખોટી ઇચ્છા કે ખોટી બીક ઉત્પન્ન થવા દેવી જોઈએ નહિ.

માત્ર બધો વખત ધન કમાવામાં ગાળવાથી સારા વિચાર માટે ફુરસદ રહેશે નહિ અને જીવન સુધરશે નહિ. ધન, વૈભવ, સ્ત્રી, પુત્ર વગેરે અનિત્ય વસ્તુઓ મળવાથી માણસ ભાગ્યશાળી થતા નથી, જેને માથે મરણની બીક છે તે ભાગ્યશાળી શાનો ? જેમ ભૂખથી મુક્તિ જોઈએ તેમ ઇચ્છા અને બીકથી પણ મુક્તિ મેળવવી જોઈએ તેથી જુની અને ખોટી માન્યતા ઉપર શંકા લાવવી જોઈએ અને બની શકે તો જડભરતની માફક માણસોના સંગથી અસંગ પણ રહેવું જોઈએ મોક્ષમાર્ગમાં અસંગપણું એ એક સારું સાધન છે.

અપૂર્ણ



## –ધર્મ–પથના પથિકોને–

ધીમો ભલે સુપથ મળશે, શોધતો તું અધીરા !
સહા જ્યોતે તિમિર પટલો પામશે ધ્વંસને હા !
કલ્પ્યાં સ્વપ્નો અવિરત ક્ષણે આવતાં દ્રષ્ટિ સામે
તારી પ્રીતિ પથ સુગમતા આપશે માર્ગ દ્વારા.

લેખક: [illegible]




## રાખનો ઢગલો

લે. શ્રી 'ગગનવિહારી'

[૧]

મવનરાજ નરવાહનની સભામાં એકવાર મહામુનિ ગર્ગ પધાર્યા, અને મધ્યરાત્રિ વીત્યાં બાદ ત્રણ ઘડી પછી એક ધૂમકેતુનો ઉદય થવાનો છે એ વિષયમાં સૌએ ચર્ચા કરી.

"મુનિરાજ! આ ધૂમકેતુના ઉદયથી જગતમાં કેવી અસર થશે?" નરવાહને પ્રશ્ન કર્યો.

"મવનરાજ! આ ધૂમકેતુનો મધ્યરાત્રિ પછી ત્રણ ઘડીએ ઉદય થવાનો છે, એટલે તેનો ઉદય થયા બાદ ત્રણ ઘડીમાં એક ભયંકર બાળકનો જન્મ થશે, એ બાળક સૃષ્ટિના તમામ પુણ્યવાન જીવોનો સંહાર કરશે, પાપનો ઉદય થશે અને...અંતે......"

"ઊભા રહો મુનિરાજ!" ઘંટડીના રણકાર જેવો એક ધ્વનિ બાજુના સિંહાસનમાંથી આવ્યો, "આપને કેટલાં વર્ષ થયાં હશે?"

"આ શ્રાવણ માસમાં બાસઠ ઊતરીને ત્રેસઠમું."

"ત્યારે જ આપ ભૂલી ગયા, સાઠ વીત્યાં પછી ને?"

ગર્ગ મુનિએ પવન કન્યાના સામે જોયું, યૌવનના આંગણામાં પગલાં પાડતી એની ગૌર મુખાકૃતિ, અને વિકસતાં અંગ-ઉપાંગો જોઈને મુનિરાજ ઘડીભર આંખો મીંચી ગયા; પરંતુ ભરસભામાં ભૂલ બતાવનારી એ રાજકન્યાની પાસેથી ખુલાસો માગ્યા વિના ચાલે તેમ ન હતું, એમણે પ્રશ્ન કર્યો –

"શું ગણિતવિદ્યામાં હું ભૂલ્યો છું રાજકન્યા!"

"હા, એ ભૂલ સમયાન્તરની છે, આપે ઉતાવળમાં બાદબાકીને બદલે સરવાળો કરી નાખ્યો છે. ધૂમકેતુનો ઉદય મધ્યરાત્રિ પહેલાં ત્રણ ઘડીએ થશે અને અત્યારે પછીની ત્રણ ઘડી બાદ એક એવા બાળકનો ગર્ભમાં પ્રવેશ થશે કે જે સમસ્ત આર્યાવર્તનું રાજ્ય બળવાન બનાવશે."

મુનિરાજે આખું ગણિત ફરીવાર ફરી જોયું. એમાં એમને ભૂલ જણાઈ નહિ. કદાચ કલાની પરાકાષ્ઠાએ પહોંચેલા માનવીને પોતાની ભૂલ જોવામાં આવતી નથી. તેઓએ કહ્યું:—

"વિધાતા ભૂલે, છતાં ગણિતવિદ્યાવિશારદ ગર્ગમુનિ ન ભૂલે. રાજકન્યા! તમે ગણિતમાં કુશળ હશો પરન્તુ હજી તમારી ઉમ્મર કાચી છે, જ્યોતિષ-વિદ્યા તો અવસ્થાની સાથે પરિપક્વ બને છે. વિચારી જાઓ ફરીવાર, અને કબૂલ કરો કે આજે તમે ભરી સભામાં એક અનુભવી વયોવૃદ્ધ ગણિતજ્ઞનું વિના કારણે અપમાન કર્યું છે."

"મુનિરાજ! એ તો ભૂલે તે જ ફરીથી ગણે, હું જ્યાં ભૂલી જ નથી, ત્યાં ફરીવાર ગણવાની જરૂર જ ક્યાં છે!"

ક્રોધ કરવો એ સંયોગને પ્રતિકૂળ હોવાથી અનુભવથી પાકા બનેલા મુનિરાજ રાજકુમારીના આ વાક્યોને ગળી ગયા, છતાં તેમનાં નેત્રોથી એની પ્રતીતિ થઈ રહેલી જોઈને મવનરાજે પોતાની પુત્રીને ઉદ્દેશીને કહ્યું —

"બેટા, ચક્રવતી! નાની બુદ્ધિથી મુનિરાજના સામે મોટો વાદ કરવો નિરર્થક છે, આવો મિથ્યાવાદથી મુનિરાજને ખોટું લાગી જશે."

"પિતાજી! ગણિતવિદ્યાની નાની સરખી ભૂલ આગળ જતાં આપની ચિંતનશીલ સમાજ મોટી થાય છે. મનુષ્યોની અવસ્થા વર્ષોની સંખ્યાથી નહિ પણ હવે પછીના યુગમાં બુદ્ધિથી અંકાવાની છે. મુનિરાજ સાચા હોય તો એ મારા સામે હોડમાં ઊતરે, તેઓ જે શરત કરે તે મને મંજુર છે."

કોઈ યુક્તિ-પ્રયુક્તિ અત્યારે કામ લાગે તેમ ન હતી, ગણિતની કડીઓને બદલે મુનિરાજની આંખો સમગ્ર આકાશનું અવલોકન રમવા લાગ્યું, તેઓ આવેશમાં આવી જઈને બોલી ઊઠ્યા:

"રાજકન્યા જે શરત કરે તેમાં ઊતરવા હું તૈયાર છું."

"મુનિરાજ! હોડમાં ઊતરવા પહેલાં હજી એક વાર વિચાર કરજો કે આપ આર્યભૂમિમાં ઉત્પન્ન થયેલી એક યવનકન્યાની સામે હોડમાં ઊતરો છો."

સંહિતાઓ અને જ્યોતિષનાં પુસ્તકો પણ અસ્પૃશ્ય બની ગયાં, એણે તો બ્રાહ્મણની જાતિનું નામ બોળ્યું.”

ઉપર મુજબના અભિપ્રાયો બ્રાહ્મણ જ્ઞાતિની સભામાં ઉચ્ચારાઇ રહ્યા હતા, મહામુનિ ગર્ગાચાર્ય ઉપર એક યવનકન્યા સાથે લગ્ન કરવાનું એ તહોમતનામું હતું, અને બધી જ્ઞાતિએ મળીને ગર્ગમુનિને જ્ઞાતિ બહાર કરી દીધા.

આવી જ ચર્ચા દ્વારિકાની ગલીએ ગલીમાં અને યાદવોના ઘરેઘરમાં પણ થતી હતી, કારણ કે ગર્ગાચાર્ય યાદવોના કુલગુરુ હતા, એક યવનકન્યા સાથે લગ્ન કરવાથી હવે એ કુલગુરુ પદે રહેવાને અયોગ્ય હતા. યાદવ-સભામા આ ચર્ચા ઉગ્રરૂપે ચર્ચાયા બાદ ભગવાન્ શ્રી કૃષ્ણે બધાનું સમાધાન કરતાં કહી દીધું—

“મહામુનિ ગર્ગાચાર્યે જે યવનકન્યા સાથે પાણિગ્રહણ કર્યું છે તે કન્યા પૂર્વની સંસ્કારી અને મહાન્ ગણિતજ્ઞ જ્યોતિષી છે, એ બન્નેના સંયોજનથી તો જ્યોતિષ વિદ્યાનો ઉદ્ધાર થવાનો છે માટે આપણા કુલગુરુ તો એ ગર્ગાચાર્ય જ રહેવા જોઈએ.

કેટલાક યુવાન યાદવો આ મતની વિરુદ્ધ હોવા છતાં ભગવાન્ શ્રી કૃષ્ણના અભિપ્રાયથી વિરુદ્ધ બની શક્યા નહિ. કેટલાક રૂઢીચુસ્ત યાદવોએ મનથી જ ગર્ગાચાર્યને ત્યજી દીધા હતા.

અહીં ગર્ગાચાર્યની પત્ની શશ્યવતીએ દશ માસ પૂર્ણ થયે એક પુત્રને જન્મ આપ્યો, એનું નામ જ્યોતિષ શાસ્ત્રાનુસાર કાલયવન પડયું. ધૂમકેતુના ઉદય સમયે રહેલા આ ગર્ભનો જન્મ પણ કાલમુહૂર્તમાં જ થયો, મહામુનિ ગર્ગ ભાવીના આ ભેદને ઉકેલી શક્યા ખરા, પરંતુ ' **બલીયસી કેવલમીશ્વરેચ્છા** 'એ મહાસત્રનું અવલમ્બન કરીને મૌન રહ્યા.

પુત્ર યોગ્ય વયનો થતાં તેને યજ્ઞોપવીતાદિ સંસ્કારો કરવામાં આવ્યા, પરન્તુ યવનક્ષેત્રમાં ઉત્પન્ન થયેલો કાલયવન સંસ્કારી બને એવો સંભવ ન હતો, એણે તો બાલ્યાવસ્થાની રમત-ગમતોમાંથી જ યવન સંસ્કારોનો સંચય કરવો શરૂ કરી દીધો,

કેટલાક બાળકોનો એ રાજા બનતો, અને રમત રમતમાં શિક્ષા કરવાને બહાને એને કૂવામાં ફેંકી દેતો! થોડા સમયમાં તો શહેરનાં બાળકો એના નામથી પણ કંપવા લાગ્યાં, અને રસ્તામાં આવતો જતો જોઈને નાનાં નાનાં બાળકો ચૂપ થઈ જતાં, રડતાં હોય તો એનું નામ સાંભળીને પણ ચૂપ થઈ જતાં.

મહામુનિ ગર્ગ અને શશ્યવતી હવે ઉત્તરાવસ્થામાં તપશ્ચર્યા કરવા માટે વનમાં જ નિવાસ કરતાં હતા યવનરાજ નરવાહનને કોઈ પુત્ર નહિં હોવાથી તેમણે કાલયવનને જ પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો.

નરવાહનના મૃત્યુ બાદ કાલયવન ગાદી પર આવ્યો, જેવો એ ક્રૂર અને બલવાન હતો તેવા જ ક્રૂર બલવાન સૈનિકોની સેનાથી તે સજ્જ બન્યો હતો. છતાં પિતાની એક વખતની આજ્ઞાને માન્ય રાખીને તેણે સદાનંદ નામના એક વયોવૃદ્ધ બ્રાહ્મણને પોતાના અમાત્યપદે રાખ્યો હતો; જો કે સદાનંદજી રાજસભામાં રોજ આવતા, પરન્તુ મદોન્મત્ત કાલયવન એની સલાહ તો કોઈ જરૂરી કાર્ય કરતી વખતે જ લેતો, બાકીનાં દરેક કાર્યો યવનમિત્રોની સલાહ પ્રમાણે જ થતા રહેતાં, થોડા સમયમાં આખા આર્યાવર્તમા કાલયવનની હાક બોલવા લાગી.

એકવાર મહર્ષિ નારદ, કાલયવનની સભામાં આવ્યા, યથોચિત સત્કાર કર્યા બાદ કાલયવને તેમને પૂછ્યું:—

“ મુનિરાજ કહો, મારા પિતાનું યજમાન યદુકુલ હવે શું કરે છે ?”

“યવનરાજ ! કંસના મૃત્યુ બાદ યાદવોએ મથુરામાં પોતાનું શાસન સ્થિર કર્યું છે, મહારાજા ઉગ્રસેન, ભગવાન્ શ્રી કૃષ્ણની આજ્ઞા મુજબ, રાજ્યધુરા વહન કરે છે.”

“મારા પિતાજીનું પૂર્વવત્ સન્માન થાય છે ખરું?”

“ નારાયણ......નારાયણ......” કહીને નારદજીએ મંદ હાસ્ય કર્યું અને કહેવા લાગ્યાઃ—“ કાલયવન ! તપશ્ચર્યાથી પતિત બનીને-સંયમધર્મનો નાશ કરીને એક મ્લેચ્છકન્યાના મોહપાશમાં પરવશ બનેલા મુનિ ગર્ગનો સત્કાર ધર્મનિષ્ઠ યાદવો પૂર્વવત્ કેવી રીતે કરે !”

અધર્મનિષ્ઠ યવનરાજને નારદજીનો ' ધર્મનિષ્ઠ ' શબ્દ બહુ ખૂચ્યો, એટલે તેણે મનમાં ને મનમાં એક સંકલ્પ કરી લીધોઃ—

**અયાદવીં પૃથ્વીં કરિષ્યે**

' હું પૃથ્વીને યાદવો વિનાની બનાવીશ. ' પિતાજીના થતા અપમાનના બદલારૂપે આ પ્રતિજ્ઞા હતી.

પછીથી વાર્તાલાપનો પ્રસંગ બદલીને તેણે નારદજીને પૂછ્યું—

"દેવર્ષિ ! ધર્મનું મૂળ શું ?"

"યવનરાજ ! ધર્મનું મૂળ યજ્ઞ અને વેદ છે એ યજ્ઞ અને વેદને ધારણ કરનારા બ્રાહ્મણો છે. એ બ્રાહ્મણો આ પૃથ્વીના દેવતાઓ છે" નારદજીએ ધર્મનું મૂળ બતાવતાં બ્રાહ્મણોનું મહત્ત્વ પણ વર્ણવી બતાવ્યું.

ત્યારપછી થોડી ચર્ચાઓ કરીને નારદજી વિદાય થઈ ગયા.

[ ૪ ]

આખા દેશમાં ત્રાહિ-ત્રાહિનો પોકાર પડી ગયો હતો, અમાત્ય સદાનંદને પણ કાલયવનના આ અત્યાચારની બહુ મોડી ખબર પડી હતી, જે દિવસથી નારદજીએ યવનરાજના આગળ બ્રાહ્મણોનું મહત્ત્વ કહી બતાવ્યું હતું તે દિવસથી કાલયવને પોતાના અનુચરોને આજ્ઞા કરી હતી કે જ્યાં જ્યાં યજ્ઞો થતા હોય ત્યાં ત્યાં જઈને યજ્ઞોનો વિધ્વંસ કરાવી નાખવો, અને નિત્ય ૧૦૦ વેદપાઠી બ્રાહ્મણોનો વધ કરવો:

નિયમ મુજબ યવનોએ યજ્ઞભંગ અને બ્રાહ્મણોનો સંહાર કરવા માંડયો; જેમ જેમ આ કાર્ય આગળ વધતું ગયું તેમ તેમ કાલયવનનો ક્રોધ પણ પ્રજ્વલિત હુતાશનની જેમ વધતો જતો હતો, વિદ્વાન, જ્ઞાની અને તપોનિષ્ઠ બ્રાહ્મણોના આ મહાસંહારથી આખા ભારતવર્ષમાં હા-હાકાર મચી ગયો, કેટલાક બ્રાહ્મણો આ મહાભયથી ત્રાસ પામીને હિમાલય તરફ ચાલ્યા ગયા, કેટલાક બ્રાહ્મણો ગુપ્તવાસમાં રહેવા લાગ્યા અને લાખો બ્રાહ્મણોનો સંહાર થઈ ગયો !

એક દિવસ અનુચરોએ આવીને કાલયવનને કહ્યું:-

"દૈત્યરાજ ! સવારથી સાંજ સુધી ફરવા છતાં આજે એક પણ બ્રાહ્મણ મળ્યો નથી."

"જાઓ, ફરીવાર તપાસ કરો, જો ઓછામાં ઓછો એક બ્રાહ્મણનો વધ નહિં થાય તો હું ભોજન નહિં કરી શકું, ગમે તેમ કરીને એક બ્રાહ્મણનો વધ કરો." કાલયવને આજ્ઞા આપી.

તે દિવસ કાલયવને ભોજન કર્યું નહિં: -

એક...બે...ત્રણ દિવસો ચાલ્યા ગયા, છતાં મહા પ્રયત્ન અનુચરો એક પણ બ્રાહ્મણને મેળવી શક્યા નહિં; આખરે ત્રીજે દિવસે થાકીને તેઓએ યવનરાજની પાસે આવીને નિવેદન કર્યું.—

"રાજન્ ! ક્યાંય બ્રાહ્મણ મળતો નથી."

"તમે જ પ્રયત્ન કરવામાં પ્રમાદ કરતો હશો. પૃથ્વીના પટને ઉલટાવી નાખો, પર્વતોનું ચૂર્ણ બનાવી નાખો, પાતાળના પેટાળમાં ઘુસી ગયા હોય તો પણ તેને મારા પાસે હાજર કરો. એક બ્રાહ્મણના વધ વિના મારે ભોજન કેવી રીતે લેવું ?"

વળી પાછા અનુચરો આખી પૃથ્વીમાં ફરી વળ્યા, ભાગ્યવશાત્ તેને કોઈ જ બ્રાહ્મણ મળ્યો નહિં.

પાંચમે દિવસે અનાયાસે અમાત્ય સદાનંદજી રાજસભામાં આવ્યા, એની ઇચ્છા હતી કે યવનરાજને કાંઈક સદુપદેશ આપીને ધર્મ પર થતો આ અત્યાચાર અટકાવવો; પરન્તુ રાજસભામા બેઠા બાદ કાલયવનની દૃષ્ટિ સદાનંદ ઉપર પડી ! પાંચ દિવસથી ભોજન વિના વ્યાકુલ થયેલા યવનરાજની દૃષ્ટિ આજે અમાત્ય સદાનંદજી પ્રત્યે ક્રૂર બની ગઈ ! કાંઈ પણ બોલ્યા વિના તે સિંહાસન પરથી કૂદયો, એનો વિચાર પોતાનો વધ કરીને પોતાનો નિયમ પૂર્ણ કરવાનો છે એમ જાણતાં સદાનંદને વાર લાગી નહિ.

સદાનંદે ભયથી કંપતા સભા છોડી, એની પાછળ કાલયવન દોડયો, આગળ સદાનંદ અને પાછળ કાલયવનઃ ગામો, જંગલો, ઓળંગતા ઓળંગતાં સદાનંદ રૈવતાચલ-ગિરનાર પર્વતની ગુફામાં પેસી ગયા !

કાલયવન અત્યાર સુધી પાછળ જ દોડયો આવતો હતો, પણ થોડું અંતર પડી જવાથી ગિરિકંદરામાં છૂપાઈ જતા સદાનંદને તે જોઈ શકયો નહિ, બહુ શોધ્યા છતાં સદાનંદને પકડી ન શકવાથી તે બહુ દુ:ખી થયો, સદાનંદની હત્યા કર્યા બાદ જ પોતાને ભોજન મળી શકવાનું હતું આથી તેને તમ્મર આવતા હતાં, છતાં પૂર્ણ સાવચેતીથી કોઈ નિરુપાય ગજેન્દ્રની જેમ તે પાછો વળ્યો, આશા-નિરાશાની વચમાં તે ઝુલી રહ્યો હતો, હવે શું કરવું ? એ પ્રશ્નના ઉત્તર માટે તેનું મન ઝોલાં ખાતું હતું એટલામાં જ તેના કાને અવાજ આવ્યો:-

"નારાયણ—નારાયણ."

યવનરાજની મનોવેદનાનો જાણે આ મહામંત્ર હતો, દેવર્ષિ નારદજીનો આ પ્રિય ઉચ્ચાર સાંભળીને તે ઘડીભર થંભી ગયો.

પ્રસન્ન મુખથી, કોઈ વિજય પામેલા દિગ્ગજની જેવી નારદજી આનંદમુખમાં આવી ઉભા રહેલા કાલયવનને

કરતો જતો હતો, પરન્તુ મદોન્મત કેસરી શિયાળોના બકવાદને કદી ખ્યાલમાં લાવે ખરો? ભગવાન શ્રીકૃષ્ણે આગળ દોડતાં દોડતાં એક જ ઉત્તર આપ્યો.

"શૂરવીર પુરુષો પોતાની પ્રશંસા પોતાના મુખથી કરતા નથી."

દોડતાં દોડતાં સૌરાષ્ટ્ર પ્રાન્તના રૈવત [ગિરનાર] પ્રદેશમાં આવીને ભગવાન શ્રીકૃષ્ણે એ જ ગુફામાં પ્રવેશ કર્યો કે જ્યાં મહારાજા મુચુકુન્દ ગાઢ નિદ્રામાં સૂતા હતા, તેઓએ આવીને પોતાનું પીતામ્બર મુચુકુન્દના ઉપર ઓઢાડી દીધું. અને પોતે એક શિલાખંડની પાછળ છુપાઇને બેસી ગયા.

મુચુકુન્દ પૂર્વે એકવાર દેવતાઓની સહાયના કરવા અસુરોની સામે યુદ્ધમાં ગયો હતો, વિજય મળ્યા બાદ દેવતાઓએ તેને વરદાન માગવાનું કહ્યું, મુચુકુન્દે વરદાનમાં, એકાન્તમાં નિદ્રા કરવા-વિશ્રાન્તિ માટેનું સ્થાન અને જે નિદ્રાભંગ કરે તેનો વિનાશ માગ્યો, દેવતાઓએ તથાસ્તુ કહીને એક બીજું વરદાન માગવાનું કહ્યું. મુચુકુન્દે માગ્યું:

"આપની બહુ જ ઇચ્છા હોય, તો નિદ્રાભંગ પછી ભગવાનનાં દર્શન થાય તે."

બન્ને વરદાનો પ્રાપ્ત કરીને દેવતાઓની પ્રેરણાથી મુચુકુન્દ રૈવત પર્વતની ગુફામાં આવીને નિદ્રા કરી રહ્યો હતો; ભગવાનની પાછળ દોડયા આવતા ક્રોધાતુર કાલયવને ગુફામાં પ્રવેશ કર્યો, અને પીતામ્બર ઓઢીને સૂતેલા મુચુકુન્દને જ ભગવાન શ્રીકૃષ્ણ માનીને તે બોલ્યો.

"ડરપોક, શત્રુથી ભાગીને અહીં આરામથી સૂઇ ગયો છે? તને ખબર નથી.કે કાળનો પણ કાળ એવો આ કાલયવન તને છોડે તેમ નથી?"

કહીને તેણે મુચુકુન્દના શરીર પર જોરથી લાત મારી!

પૂર્વે મેળવેલા વરદાન મુજબ મુચુકુન્દ જાગી ઊઠ્યો, અને તેના નેત્રોમાંથી બે અગ્નિની જ્વાલાએ કાલયવનને બાળીને ભસ્મ કરી નાખ્યો!

મુચુકુન્દની સામે ભગવાન શ્રીકૃષ્ણ મંદ-મંદ હસી રહ્યા હતા. ભગવાનનાં દર્શનથી મુચુકુન્દ કૃતકૃત્ય બની ગયો.

[ ૭ ]

ગુફાની અંદર બિરાજેલા તપસ્વીએ ધ્યાનમાંથી જાગીને સદાનંદને કહ્યું:—

વત્સ! કાલયવનનો પુણ્યપુંજ પૂર્ણ થઇ ચૂક્યો, હમણાં જ એનો સંહાર થઇ ગયો

"એટલી વારમાં જ?"

"હા, મેં તને એ જ કહ્યુ હતુ ને! પ્રબલ પાપનું પરિણામ બહુ જલદીથી આવી જાય છે. હવે પેલા પહાડની સામેના તેજ-પુંજની સામે દૃષ્ટિ કરી જો, તને શું જણાય છે?

"માત્ર રાખનો ઢગલો."

"ભયંકર પાપીના પુણ્યપુંજને રાખને. ઢગલો જ સમજવો ઉચિત છે." મહાત્માએ અંતિમ ઉપદેશ આપ્યો.

સમ્પૂર્ણ.

## જાગો ઊઠો.

થાતો જુઓ ઉદય રવિનો પૂર્વમાં પૂર્ણ તેજે,
જાગો જાગો ભરત ભૂમિના બાલ ઉદ્યોગ કાજે,
ગાઢા ઘાટા લય તિમિરનો થઇ પ્રકાશી પ્રભા આ,
છોડી ઊઠો વિષમ તરતી નિંદ્રને મેળવો વા. ૧

વીતી ગઇ છે સકલ રજની મોહની તો પછી કાં!
સૂતા તાણી છવિથ ગર્જત. સોડ અજ્ઞાનની આ,!
ઊઠો જુઓ શુદ્ધ ગગનમાં લાલિમા છે છવાઇ,
આઓ ગાઓ પરમ પ્રભુના ગુણને નિત્ય ભાઇ, ૨

સૂતાં સૂતાં નવલ ઉમદા વખત ખોયો પણે,
આજે કાલે 'કરીશું' કરતાં કાટ વાળ્યો વિલંબે;
ટાળી આ સૌ ડીલપ કરવા ઉદ્યમો બન્ધુ જાગો,
વર્ષાન્તાપો-શીત દિવસ બધા સેહવા શક્તિ માગો, ૩

ખોવો ચક્ષુ દુઃખદ અતિ આ નિંદ્રને તો પિછાનો,
આલસ્યેથી ખચિત ન રહો અન્નનો એક દાણો,
આવી નિદ્રા અરર! ગણતાં પ્રીતિનું પાત્ર લાજે;
ચેતો ચેતો સમય હજુ છે આદરો ઉચ્ચ કાજે ૪

છે સૌ ફાંફાં સકલ સમજો અર્થ વાચાલતાથી,
જેથી સાધો વિમલ મનની ઉન્નતિ શીઘ્રતાથી;
પ્રેરે જુઓ પ્રગતિ પથમાં 'વિશ્વમંગલ' ધારો,
આત્મોન્નતિકર સુહિતના બાલ—માર્ગો સુધારો. ૫

બાલકવિ જામનગર





# બ્રહ્મચારી–સંન્યાસી

લે: શ્રી પદ્મનાભ શાસ્ત્રી.

મનુષ્ય જીવનના બે ભેદ.—મનુષ્ય બ્રહ્મચારી જન્મે છે ગૃહસ્થ અને. વાનપ્રસ્થનાં જીવન ભોગવી અનુક્રમે ક્રમશઃ સન્યાસી બને છે આવી ક્રમી સ્થિતિ વિચારી રાજર્ષિ ભર્તૃહરિએ ગાયું છે કે –

अवश्यं यातारश्चिरतरं मुषित्वा हि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ॥

અર્થાત્ ગૃહસ્થાશ્રમના અને વાનપ્રસ્થાશ્રમના વિષયો જીવનકાળ સુધી રહી જુદા પડવાના જ છે એમ સહુ કોઈ સમજે છે જ્યાં એ વિષયો સમજીને છોડી દેવામાં મનુષ્યને શી અડચણ નડે છે. કે તે તેને વળગી રહીને જીવન મરણની પટમાળ સંભાળ્યા જ કરે છે. કારણ કે આગળ જતાં એ જ કવિ જણાવે છે કે

व्रजन्तः स्वातंत्र्यादतुल परितापाय मनसः
स्वयंत्यक्ता ह्येते शमसुखमनंतं विदधति ॥

અર્થાત્ એ વિષયો પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યા જાય તો મનમાં અનેક પ્રકારનું દુઃખ ઉત્પન્ન કરે છે. પરંતુ તે વિષયોને સ્વેચ્છાથી છોડી દેવામાં આવે તો અપૂર્વ શાંતિ આપે છે. જેમ કે કોઈના ખીસ્સામાંથી પાંચ રૂપીઆની એકાદ નોટ ગફલતના કારણે પડી જાય ત્યારે મનમાં ઘણો જ ખેદ થાય છે અને તે માટે અનેક ગોતાગોત કરી મૂકે છે પરંતુ મુસાફરી દરમીઆન અનેક સગવડ સાચવનાર કારકુન કે દરવાનને પાંચ રૂપીઆ બક્ષીસ આપવાથી તેનું દુઃખ થતું નથી. આમ સ્વેચ્છાથી વિષયોનો ત્યાગ કરવાથી જે પરમ શાંતિ-લાભ મળી શકે છે તેવું સુખ કાયમ મળી શકે એવા હેતુથી સન્યાસીવર્ગની યોજના હિન્દુ શાસ્ત્રાકારોએ કરેલી જણાય છે.

બ્રહ્મચારી દશામાં જીવનના ઘણા સદી લેવાનું કે તેવા અટપટા પ્રસંગોના યુક્તિપુરઃસર શાસ્ત્રીય રીતરે ઉકેલ શીખવાનું હોવાથી તેનું વ્યવહાર જ્ઞાન સંપાદન કરવાનું હોય છે જ્યારે એ બધું લોકવ્યવહારનું વ્યાવહારિક જ્ઞાન વિસરી જઈ મન–બુદ્ધિ ઉપર કાબુ મેળવી જીવન નાવનું શાંતિથી સ્વતંત્રપણે શાસ્ત્રીય રીતે જીવન ધારણ પૂરું કરવાનું કામ સન્યાસીવર્ગને ફાળે જાય છે. બ્રહ્મચારી મનુષ્ય જીવન ઉપર દૃષ્ટિપાત કરી સમાજમાં પોતાનું સ્થાન શોધે છે. સન્યાસી મનુષ્ય જીવનના અનેક તાણાવાણા, મીઠા કડવા અનુભવો મેળવી સંસાર-જીવનની નિસ્સારતા પારખી ફરી પાછા સંસારના ફંદામાં ન ફસાવું પડે તે માટે ઉપદેશ-બોધનો ફેરો છે બ્રહ્મચારી સમાજના કાવાદાવાથી અનભિજ્ઞ હોવાથી અભ્યાસ પાછળ ગાંડાતૂર બની પોતાના સાથીદારોની પ્રપંચ જાળમાં ફસાઈ આધળો બની શાંત વિમુખના રેશમી કોશેટાની માફક પોતે રચેલી જાળમાં ફસાઈ જીવનનું ધ્યેય ચૂકી પાયમાલીના પંથે પડે છે અથવા પુણ્યશાળી સમૃદ્ધ માતાપિતાને પેટ અવતાર થઈ કુટુંબના પેઢી દરપેઢીના નીતિમય અને શાંત વાતાવરણમાં ઉછરી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તી કૃતાર્થ બને છે અને સુગંધ તુંબડાંની માફક પોતે તરી બીજાઓને તારવા મથે છે. સન્યાસી શાસ્ત્રસિદ્ધાન્તોને પોતાના પાછલા જીવનના પ્રસંગો સાથે સરખાવી કસોટીએ ચઢાવી પ્રપંચજાળ તુચ્છ અને ફગાવી દેવા જેવી જણાતાં તેનાથી દૂર દૂર ભાગતો ફરે છે.

કાગળના સાપના કાળિયા ઝેર જેવું વિષય સુખ જણાવાથી સંસારના પ્રપંચો તરફ સન્યાસી એકાન્ત સેવન અને શાસ્ત્રવિચારોના મનનપૂર્વક ઉદાસીન બનતો જાય છે. બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમના કર્તવ્યોથી કંટાળી નૈષ્ઠિક બ્રહ્મચર્ય આ જીવન પાળવા તૈયાર છે અને ભીષ્મપિતામહની માફક મનુને પણ જીતી ચાહે તેટલો દૂર હડસેલવા પૂરતો શક્તિમાન બને છે ત્યારે સન્યાસી પરમહંસ દશાને પહોંચવા સતત અભ્યાસ કરી મનુનો જય કરી જન્મ મરણના રોગ તોડી ફોડી સાક્ષાત્ દૃષ્ટિ મેળવી પ્રારબ્ધક્ષય પર્યંત દેહના ધર્મો ઉદાસીન વૃત્તિથી

ખરું કે અધિકારના ભેદના કારણે કોઈને તેવી ભાવના જન્મથી સિદ્ધ હોય છે જ્યારે બીજાઓને તે માટે અનેક જન્મો ઉઠાવવી પડે છે. અંગ્રેજીમાં કહેવત છે કે Rome was not built in a day અર્થાત્ એક દિવસમાં રોમ બંધાઈ ગયું ન હતું. એનો મર્મ પણ કંઈક આવો જ છે. લોકો પણ કહે છે કે ઉતાવળે આંબા પાકતા નથી. તેને માટે વરસો સુધી રાહ જોવી પડે છે. અનેક ભૌતિક વિદ્યાઓ ભણવા માટે દેશાવરો ખેડવાં પડે છે તેમ આધિદૈવિક અને આધ્યાત્મિક વિદ્યાઓ ભણવા અને એ વિદ્યાઓનો લાભ ઉઠાવવા યોગ્ય બનવા અનેક જન્મો લેવા પડે છે. બ્રહ્મચારી અવસ્થાથી શરૂ કરી સંન્યાસદીક્ષા લઈ મરણપર્યંત વિદ્યા પાછળ એકાગ્રતા સાધવી પડે છે અને એક જન્મમાં તે કામ પાર ન પડે ત્યારે તેવા અનેક જન્મો તેની પાછળ ગાળવા પડે છે. (अनेकजन्मसंसिद्धिः) અનેક જન્મ સંસિદ્ધિ થવું પડે છે. બ્રહ્મચારી વિદ્યાનો અર્થી છે અને તેથી તે વિદ્યાપ્રાપ્તિ માટે પોતાનાં સુખદુઃખનો હોમ કરે છે. विद्यार्थी चेत् त्यजेत्सुखम् અર્થાત્ વિદ્યાર્થીએ મોજશોખનો સદંતર ત્યાગ કરવો જોઈએ અને સુખાર્થીએ વિદ્યાનો મોહ છોડી દેવા જોઈએ (सुखार्थी चेत्त्यजेद् विद्याम्) આવો હિંદુ સંસ્કારી પ્રજાનો અનુભવ કેળવાયેલા વર્ગને અમલવવો પડતો નથી. બીન કેળવાયેલા લોકો જ આવી વાતોથી આશ્ચર્ય પામે છે (आश्चर्यवत्पश्यति) સંન્યાસી આવા અનેક લોભક ઉપજાવતી સંસારની મોહજાળમાં ફસાતો નથી. તે તો સત્યની શોધમાં આગળ પગલાં માંડ્યા જ કરે છે. પોતાના નિશ્ચયથી ડગતો નથી.

卐



## ક્યાં છે?

(તેમ રીઝો ચાંદલડી રે, અમે રીઝું ચંદ્ર મળ્યે)

કહો ઈશ્વર! ક્યાં છે રે,
તમારાં મંદિરિયાં?

હું તો ઝંખી રહી છું રે,
દોહ્યલિયાં દર્શનિયાં—

હું તો તારાના ઝુમખે રે,
ચાંદનામાં જોતી રહી;

હું તો પુષ્પોના ઝુમખે રે,
હવેલી ગોતી રહી

ક્યાય વર્ષ્યો ન દીઠા રે અમીભર મેહુલિયા;
કહો ઈશ્વર! ક્યાં છે રે તમારાં મંદિરિયાં!—

હું તો મહેલ મિનારે રે,
નિશાની ખોળી રહી;
કુંજ ભરિયા કિનારે રે,
ઉભી છું ઝોળી ધરી

ક્યારે ભરશો કૃપાળુ રે! અનુગ્રહે અંજલિયાં!
કહો ઈશ્વર! ક્યાં છે રે તમારાં મંદિરિયાં!—

મ્હારા નયને બિરાજો રે,
હૃદયમાં ઝુકી રહો;
નેહ નજરે નિહાળો રે,
સદાય પ્રફુલ્લી રહો.
મ્હારા દિલમાં ઉજળિયા રે પાડો પ્રભુ! પાવનિયાં;
કહો ઈશ્વર! ક્યાં છે રે તમારાં મંદિરિયાં!

શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા







# એક પત્ની એજ ગૃહસ્થાશ્રમ

લે: શ્રી બાલકવિ-જામનગર.

"સંસારતણા રથનાં ઉમદા, ચક્રો નિર્મ્યાં પતિને પ્રમદા"

સંસારનો રથ સુવ્યવસ્થિત ચલાવવા માટે પતિ અને પત્ની એ બે જ ચક્રોની આવશ્યકતા પૂર્વકાળથી શાસ્ત્રવર્ણિત છે આ જોડીના ગુણ ધર્મ જેટલે દરજ્જે સમાનપણું દર્શાવતા હશે તેટલે દરજ્જે એ ગૃહસ્થાશ્રમ ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ ઠરશે.

જેમ સ્ત્રીને એક જ પતિની શાસ્ત્રમર્યાદા છે, તેમ પુરુષને પણ એક જ સ્ત્રી-પત્ની હોવી જોઈએ એમ નૈસર્ગિક ન્યાયદૃષ્ટિ પણ કહે છે શ્રી રામચંદ્રજીના અવતારમાં એકપત્નીવ્રત પાલન એ તે અવતારનું વૈશિષ્ટ્ય છે.

આજકાલ ભારતની પ્રાચીન સભ્યતા નષ્ટપ્રાય થવાથી તે જે અધોગતિ ભોગવી રહી છે, તેના કારણોમાં આ એકપત્નીવ્રતનો અભાવ એ પણ એક તેવું જ સબળ કારણ છે, એમ લેખકની દૃઢ માન્યતા છે. દેશહિતચિંતકોએ માત્ર મનોરંજનના વિષયોની ચર્ચાની પાનાંની પાનાં ભરી કાઢવા કરતાં આવો ઉપાય તરફ સમાજનું લક્ષ ખેંચવાની જરૂર છે એવી નમ્ર સૂચના છે.

વિધુર થયેલા ડોસાઓએ પણ જ્યારે બીજી-ત્રીજીવાર લગ્ન કરી નવી નવી કુમળી બાળાઓના જીવનની ધૂળધાણી કરવાની રૂઢિ છે;એમ કહી સમર્થન કરવામાં આવે છે. ત્યારે બાળવિધવાઓ ફરીથી પુનર્લગ્ન કરે તો સમદૃષ્ટિએ જોતાં તેમાં શું ખોટું! એવા પણ ઘણા ઉદ્‌ગારો સમાજમાં સંભળાય છે. આ જટિલ પ્રશ્નને નહિ છેડતાં છોકરાં માટે કે બીજા બહાને એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાના તીવ્રેચ્છુઓના કોડ પુરા ન જ થવા જોઈએ એમ જગન્નિયંતા પાસે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરવા સિવાય આ મત્સ્યપૂર્ણ સમાચરણના જમાનામાં બીજો માર્ગ નથી.

એક ઘરમાં એક પુરુષની એકથી વધારે સ્ત્રીઓ-પત્નીઓ હોતાં આ સ્વર્ગીય ગૃહસ્થાશ્રમ કેવી ખટપટવાળો થાય છે એ સમબંધમાં ભગવની ભાગવતના અધ્યાય ૬, ૭માં લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાનનાં ગૃહચિત્રનું સુંદર વર્ણન આપેલ છે; જે વિચારણીય હોવાથી સંક્ષિપ્તમાં આ નીચે આપવાનું ઉચિત ધારૂં છું.

શ્રી લક્ષ્મી, સરસ્વતી અને ગંગા એ ત્રણે વિષ્ણુ ભગવાનની વહાલી સ્ત્રીઓ છે. એકવાર એવો બનાવ બન્યો કે ગંગાજીએ સ્મિત સહિત કામ કટાક્ષયુક્ત વારંવાર વિષ્ણુના મુખમંડળ તરફ જોયા કર્યું એટલે ક્ષણવાર પછી વિષ્ણુ તેના તરફ જોઈને હસ્યા! લક્ષ્મી સત્વગુણ પ્રધાન હોવાથી તેમણે નિતિક્ષા કરી, પણ સરસ્વતીને ગુસ્સો આવેલ જોઈ, તેને લક્ષ્મીએ મીઠા હાસ્યથી સમજાવ્યાં; પણ સરસ્વતી શાન્ત નહિ થતાં વધારે તપ્યાં. તેમનો ચહેરો ક્રોધથી લાલચોળ બન્યો! અને ક્રોધના વેગથી કંપતાં પોતાના સ્વામીને કહેવા લાગ્યાં—

"ધર્મવાન અને શ્રેષ્ઠ એવા ઉત્તમ પતિનો પ્રેમ પોતાની પ્રત્યેક સ્ત્રી તરફ સરખો હોય છે; પણ દુષ્ટ પતિનું સમાન વર્તન હોતું નથી. ગંગા ઉપર તમારો ઉત્તમ પ્રેમ છે અને તેવોજ લક્ષ્મી ઉપર પણ છે; પરંતુ મારા ઉપર જરાએ નથી. લક્ષ્મી અને ગંગા એકમત હોવાથી કાંઈ બોલ્યાં નથી, ત્યારે દુઃખમાં જીવતી એક તે મને અહીં જીવવાનું શું પ્રયોજન છે! કેમકે જે સ્ત્રી પોતાના પ્રેમથી ઠગાઈ હોય, તેનું જીવન નિષ્ફળ જ છે. તમને સત્વગુણી કહેનારા તો મુર્ખો જ છે."

સરસ્વતીને કોપાયમાન થએલ જોઈ, વિષ્ણુ સભા બહાર સભામાં ચાલ્યા ગયા; કેમકે પાછો ઉત્તર ન મળવાથી ક્રોધનો ઉભરો વધતો નથી એમ તેમણે વિચાર્યું.

વિષ્ણુના ગયા પછી સરસ્વતીનો ક્રોધ ઉલટો

વધ્યો. તેણે ગંગાને કહ્યું—" નિર્લજ્જ! પતિનો તારા ઉપર વધારે પ્રેમ છે, એ દેખાડવા માટે તું ગર્વ કરે છે! પણ તારા એ અભિમાનનો હું ભુક્કો કરી નાખીશ." આમ કહી તે ગંગાના કેશ પકડવા જતાં, લક્ષ્મીએ વચ્ચે પડી તેને શાન્ત કરવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ !!

એક તો મૈથુનનો ખાર અને ક્રોધરૂપી ચાંડાલનો શરીરમાં આવેશ: એટલે સરસ્વતીની બુદ્ધિએ સમતોલપણું ખોયું. તેણે લક્ષ્મીને શાપ આપ્યો કે—"ઓ બાહ્ય દેખાવ કરવાવાળી! ઝાડ અને નદી જેમ વચમાં હોનારું મર્યાદાને ગમન જોયા કરે, તેમ તમે અન્યાય જોયા છતાં કાંઈ જ બોલ્યાં નહિ માટે તમે વૃક્ષ અને નદીરૂપ થઈ જાઓ."

લક્ષ્મી તો પણ કાંઈ બોલ્યાં નહિ. શાન્તપણે વચમાં જ ઊભાં રહ્યાં. ગંગાથી આ સહન થયું નહિ. તેણે કહ્યું "લક્ષ્મીજી! તમે સરસ્વતીને છોડી દો. તે મને શું કરવાની છે! ભલે મારી સાથે વાદ કરે એ વાચાળ સરસ્વતી!-લક્ષ્મીને વિના કારણ શાપ આપનારી! હું પણ તને શાપ આપું છું કે—"તું પણ મનુષ્યલોકમાં નદીરૂપે થઈ જા. જેથી પાપીઓ તારામાં સ્નાન કરી પાપ મુક્ત થશે, એ બધા પાપો તું ગ્રહણ કરતી થા."

ગંગાનું કહેવું સાંભળી સરસ્વતીએ તેને કહ્યું—'જા તું પણ એવી જ રીતે નદી થઈને મનુષ્યલોકમાં જઈ પાપીઓના પાપો સંઘરતી થા."

"વિષ્ણુ બહારથી અંદર આવ્યા. કોપથી અરસપરસ શાપો આપી વિચાર શૂન્ય બનેલ સરસ્વતી અને ગંગાને જોઈ, કલહનું રહસ્ય અને શાપોનું કારણ પોતે અંતર્જ્ઞાન વડે સમજીને એ દુઃખી થયેલી સ્ત્રીઓને કહ્યું:—

"લક્ષ્મી! તમે અંશથી ગર્ભમાં નહિ ઉત્પન્ન થયેલ એવાં ધર્મધ્વજને ઘેર તેનાં પુત્રી થાઓ. ત્યાં દૈવ-યોગથી દુઃખપણું પામી, મારા જ અંશરૂપ એવા શંખચૂડ અસુરની પત્ની થઈ, પછી ભરતખંડમાં ત્રૈલોક્યને પાવન કરનાર તુલસી નામે વનસ્પતિના રૂપમાં મારાં જ પત્ની થશો. તેમ સરસ્વતીના શાપ પ્રમાણે ભરતખંડમાં અંશથી પદ્માવતી નદીરૂપે પણ થાઓ."

લક્ષ્મીએ વંદન કર્યું. પછી વિષ્ણુએ ગંગાને કહ્યું—"હે ગંગા! તમે પણ સરસ્વતીના શાપને લીધે, ભારતમાં પાપીઓના ઉદ્ધાર માટે અંશથી ગંગા નદીરૂપે વહેજો. ભગીરથ રાજા મહાન તપ કરીને તમને પૃથ્વી ઉપર લઈ જશે. એટલે પરમ પવિત્ર ભાગીરથી એ નામથી તમે પ્રસિદ્ધ પામશો અને મારી આજ્ઞાથી મારા અંશરૂપ એવા મહાસમુદ્રમાં તમે પણ અંશથી પત્નીરૂપે બનશો. વળી મારી કળાના અંશરૂપ એવા શન્તનુ રાજાનાં પણ તમે અર્ધાંગના કહેવાશો."

ગંગાએ પણ વંદન કર્યું. પછી વિષ્ણુએ સરસ્વતીને કહ્યું—"હે દેવોનાં ઈશ્વરી સરસ્વતી! તમે પણ ગંગાના શાપથી ભારતમાં અંશરૂપે જાઓ અને બન્ને દેવીઓ સાથે કરેલ કલહનું ફળ ભોગવો."

સરસ્વતીએ વંદન કર્યું. થોડીવાર કોઈ કાંઈ બોલ્યું નહિ કેટલીક વારે વિષ્ણુ પાછા કહેવા લાગ્યા—"સરસ્વતી! તમે પૂર્ણરૂપે અવિનાશી બ્રહ્મલોકમાં બ્રહ્માનાં સ્ત્રી થાઓ. હે ગંગા! તમે પણ શિવસ્થાનમાં પૂર્ણરૂપે શિવનાં સ્ત્રી થાઓ. અહીં તો મારા લક્ષ્મી જ પોતાના પૂર્ણ સ્વરૂપે રહો, કેમકે તે શાન્ત, ક્રોધ રહિત, મારાં ભક્ત અને સત્વગુણરૂપ સાધ્વી છે. આ વિશ્વમાં જેને સ્ત્રી ધાર્મિક, પતિવ્રતા, શાન્ત સ્વભાવવાળી, સર્વથી પૂજનીય એવી પ્રાપ્ત થઈ હોય, તે લક્ષ્મીની અંશરૂપ કળામાંથી ઉત્પન્ન થયેલી હોય છે. ખરેખર ત્રણ સ્ત્રીઓ અને ત્રણ ભાર્યાઓ, જૂદા જૂદા ગૃહસ્થના એક સ્થાને હોય છે તો તે મંગલદાયક નથી તેમને વેદવિરુદ્ધ અર્થાત્ વેદની સંમતિ રહિત કહેવામાં આવેલ છે.

પાઠક! વિષ્ણુ ભગવાનનું આ વાક્ય કેટલું બધું રહસ્ય પૂર્ણ છે! ગરજ મહારાજાઓ મોટાઈ બતાવવા અનેક રાણીઓ પરણે છે; ત્યાંના રાણીવાસની અંતરસ્થિતિ કલહકારી હોય છે તેમાં શી નવાઈ! અને તેની ભૂંડી અસર શું રાજ્યને સહન નથી કરવી પડતી?

× × ×

જ્યારે દેવીઓ મુંગે મોઢે વિષ્ણુનાં વચન સાંભળતી હતી. ભગવાને આગળ કહેવા માંડ્યું. "જે ઘરમાં પુરુષ જેવી સ્ત્રી મુખ્ય થઈ પડી હોય અને જે પુરુષ સ્ત્રીને વશ થયેલ હોય, તેમનો જન્મ નિષ્ફળ જાય છે. એ ઘરમાં ડગલે ને પગલે અશુભ થયાં કરે છે! માટે ઘરમાં સ્ત્રી દુષ્ટ, વ્યભિચારિણી, કંકાસને પ્રિય માનનારી હોય, તેવાં ઘરનો ત્યાગ કરી શક્યા પુરુષે જંગલ સેવવું એ શ્રેયસ્કર છે. કેમ કે વિષની જ્વાળા સહન કરવી બહેતર

છે પણ દુષ્ટ સ્ત્રીના મુખની જ્વાલા પુરુષને મરણ કરતાં પણ વધારે દુઃખદાયક નીવડે છે. ઘણી શોક્યોની એક સ્થળે સ્થિતિ કદિ પણ કલ્યાણરૂપ થતી નથી. માટે ગંગા અને સરસ્વતીએ અહીંથી અન્ય સ્થળે જવું એવી મારી આજ્ઞા છે. શાન્ત, સહનશીલ અને પતિવ્રતા સ્ત્રીને બન્ને લોકના સુખની પ્રાપ્તિ હોવા સાથે તેના પતિને પણ તેણી બન્ને લોકનું સુખ અપાવી શકે છે"

ત્રણે દેવીઓને દંડાસનું આવેલ ખરાબ પરિણામ જોઇ ખેદ થયો. પશ્ચાત્તાપથી રડવા લાગી અને ઉદ્ધા-પની પ્રાર્થના કરવા લાગી. લક્ષ્મીએ કહ્યું:—"પ્રભુ! અમો નદીના પ્રવાહરૂપે પૃથ્વી પર વહેશું, તેમાં સ્નાન કરી પાપીઓ શુદ્ધ થશે. ત્યારે એ પાપસમૂહ-માંથી અમારો છૂટકારો ક્યારે થશે! વળી ગંગાને શિવને ત્યાં અને સરસ્વતીને બ્રહ્માને ત્યાં જવા માટે આપે આજ્ઞા કરી, તો એ વચન પણ કૃપા કરી અમલમાં ન આવે તેમ ક્ષમા કરો. આપ ભક્તવત્સલ છો."

વિષ્ણુ બોલ્યા—"બોલ્યું અબોલ્યુ થઈ શકે નહિ; પરંતુ ત્રણેનું સરખાપણું સચવાય એમ કરવા માટે સરસ્વતી એક કળાથી નદીરૂપે, અર્ધભાગે બ્રહ્મલોકમાં અને પૂર્ણરૂપે અહીંયાં રહો. તેમ ગંગા એક અંશથી ભારતમાં નદીરૂપે એક અંશથી મહાદેવજીના દુર્લભ એવા મસ્તક ઉપરના જટાભારમાં અને પૂર્ણરૂપે અહીંયાં રહો. અને લક્ષ્મી! તમે પણ એક કળાના અંશથી ભારતમાં પદ્માવતી નદી અને તુલસીરૂપે તથા પૂર્ણરૂપે અહીંયાં રહો. કલિયુગનાં પાંચ હજાર વર્ષ જતાં, તમે શાપમુક્ત થઇ સ્વસ્થાને પાછા આવશો.

લક્ષ્મી આદિ સર્વેએ ભગવાન વિષ્ણુના મુખ તરફ વિનીત ભાવે જોયુ. પછી વિષ્ણુ સ્નેહથી કહેવા લાગ્યા. "હે દેવીઓ! વિપત્તિ એ જ સર્વ સંપત્તિનું કારણ બને છે. વિપત્તિ વિના સંસારમાં કોનો મહિમા ગવાયો છે! ઇષ્ટ મંત્રનું ઉપાસન કરનારા સત્પુરુષોએ સ્નાન માટે કરેલા પ્રવેશથી, દર્શનથી અને સ્પર્શથી; પાપીઓના મૂકેલા પાપથી તમારો છૂટકારો થશે."

"ભગવન્! આપના ભક્તોનો એવો મહાન પ્રભાવ છે! ધન્ય! ધન્ય! એવા અનન્ય ભક્તોને!"

× × ×

વિષ્ણુ ભગવાને આગળ કહ્યું—"હે દેવીઓ! પૃથ્વી ઉપર જ અસંખ્ય તીર્થો છે, તે મારા અનન્ય ભક્તોના સ્પર્શ અને દર્શનથી પવિત્ર થાય છે, ધર્મોપાસના કર-નારા ભક્તો પૃથ્વીને અત્યંત પવિત્ર કરવાને તથા તેને તારવાને જ ભરત ખંડમાં વસે છે. એવા ભક્તો જ્યાં રહે છે, જ્યાં પગ ધૂવે છે, તે સ્થાન ખરેખર પવિત્ર અને મહાતીર્થરૂપ છે અનેક પાપોથી યુક્ત પાણી પણ એવા ભક્તોની સેવા, સ્પર્શ અને દર્શનથી પાપમુક્ત થઇને પવિત્ર થાય છે"

"પ્રભુ! ત્યારે ભક્તોનો સમાગમ એ મોટામાં મોટો લાભ છે. જો કે તીર્થો કેવળ જળમય નથી અને દેવો કેવળ મૃત્તિકા કે શિલારૂપ નથી, તે અવશ્ય પવિત્ર કરનાર છે; પણ તે અમુક સમયે. ત્યારે ભગવદ્ભક્તો તો ક્ષણ-વારમાં કૃપાદૃષ્ટિથી પવિત્ર કરે છે. તો આવા મહાન પ્રભાવશાળી ભક્તોનાં લક્ષણો કૃપા કરી કહેવા પ્રાર્થના છે."

ભગવાન્ બોલ્યા—"જન કલ્યાણનો આ પ્રશ્ન તમે ઠીક પૂછ્યો. ભક્તોના જુદાં જુદાં ઘણાં ઉત્તમ લક્ષણો હોય છે. તેના સારાંશરૂપે સાંભળો ગુરુદ્વારા જેના કાનમાં મંત્ર પડે છે અને આ જન્મ તેના અનુષ્ઠાનમાં તે ભક્તિપરાયણ રહે છે, તેને વેદો પણ પવિત્ર, ઉત્તમ મનુષ્ય કહે છે. એવા પુરુષનો જન્મ થતાં જ તેઓના સો પૂર્વજો મુક્તિ પામે છે. તેના એ પૂર્વજોએ જે પ્રાણિવર્ગમા જન્મ લીધો હોય, તે પણ જીવનમુક્ત થાય છે જે મનુષ્ય-પૂર્ણ ભક્તિવાળો, ઇષ્ટ ભક્તિમાં આસક્તિવાળો, ગુણગાનમાં તલ્લીન, કથામાં રોમાંચ ધારણ કરનારો, ગળગળો થઇ અતિપૂર્ણ બની, પોતાને ભૂલી જનારો એવો હોય તેને મુક્ત માનવો જેને કોઇપણ જાતના મહાન ભોગોની પણ સ્પૃહા હોતી નથી. માત્ર ભગવદ્ ગુણો સાંભળવા, સંભળાવવા, જગતનું કલ્યાણ કરવું અને મધુર ભગવદ્ગીતાથી નિત્ય આનંદમાં વિચરવું. આવા ભક્તો ભારતખંડમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે વિચર્યા કરે છે."

"ઇશ્વર ભક્તિ એ મનુષ્યાવતારનું ખરૂં કર્તવ્ય અને જન્મ-મરણના ફેરામાંથી ઉગરવાનો એક અણમોલ માર્ગ છે,. એ સમજાવો. તે આપની કૃપાનું પરિણામ છે આપની કૃપાથી મેળવવી એ વિશ્વમંગલ છે" એમ લક્ષ્મીએ કહ્યું.

એ પછી ત્રણે દેવીઓએ શાપ પ્રમાણે ભારતમાં નદીઓ રૂપે વહેવા માંડ્યુ.

* * *

પ્રિય પાઠક! સાક્ષાત્ દેવીઓ પણ શોક્યો તરીકે હતાં, તેમનામાં ઇર્ષારૂપી રાક્ષસીએ વાસ કર્યો હતો, તો પછી સાધારણ પંક્તિની સ્ત્રીઓમાં એ રાક્ષસી દાખલ થાય તેમાં શી નવાઇ! એ ઇર્ષાને લીધે શાપોના કારણે ઉત્તમ સ્થાનથી આવી મહાન યુક્તિઓને ભ્રષ્ટ થવાનો વખત આવ્યો, ત્યારે માનવ જાતિની સ્ત્રીઓ જ્યાં શોક્યરૂપે ભેગી

# શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય

લેખક—શ્રી ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી. "હાસાર"

[ ગતાંક પૃષ્ઠ ૫૧૨ થી ચાલુ ]

પ્રેમભક્તિથી છલોછલ ઓતપ્રોત બનતાં "દિવાને સાગર" છલકાવી દીધેલ છે. મુમુક્ષુ જનોના ઉદ્ધારાર્થે સફળ થાય એવી તેમાં સંપૂર્ણ સામગ્રી સમાયેલી છે, આપણે પણ એ અમીવર્ષણી પ્રેમવાણીનું યથાશક્તિ વારંવાર પાન કરી કંઇક જીવન સફળ કરીએ.

> થવું ભક્તો તો ગોપી સમા,
> થવું જોગી તો અવધૂત—શા,
> ત્યાગી થવું તો બુદ્ધ—શા,
> થવું જ્ઞાની તો શંકર સમા

હું "બ્રહ્મ છું" એ બોલનારાઓ તમે.
કહેશો, જરા, કે બ્રહ્મ વિણ, બીજું કયું છે આલમે

*

દિલદાર તારી રૂબરૂ મેં રોજ "હાસોડહમ્" કહ્યું,
પણ આ નશાના ઘેનમાં, ના ભાન દેહનું રહ્યું.

*

મસ્તોની મસ્તી માણવાને મસ્ત બનવું જોઇએ,
મારી સનમને જાણવાને, મસ્ત બનવુ જોઈએ.

*

ઓ જ્ઞાનીઓ કહો છો તમે, કે બ્રહ્મ બાવન બ્હાર છે,
તો વિશ્વનું બાવન મટી, એ "બ્રહ્મ" નહિ તો કોણ છે.

*

અગર શું છે જહાં ! હાં હાં નથી ઘર બાવરાઓનું.
બખાડો હિન્દ મસ્તોનો ભર્યું મેદાન મર્દોનું.—

*

શીશો શરાબી પાસ છે તો કોણ જાત્રાઓ કરે,
બસ ગોદમાં દિલદાર છે તો કોણ પોથીઓ પઢે.

*

જો છે ગરજ માશૂકની તો બસ કદમ ઉઠતાં જ બાર.
દે, વેદ વગાડી એકદમ, મર્યા અધીએ બધ કર.

*

હમ ભી ગોપી તૂં ભી ગોપી, નાચ નચાવે વોહી કન્હૈયા,
હમ ભી કન્હૈયા, તૂં ભી કન્હૈયા, સ્નેહ કે સેવાં સખંહી કન્હૈયા.

*

કરી પ્રીત મ્હેં ઘડી-અઘઘડી, ત્હારી બની ઘડી-એઘડી,
જાણે સનાતન પ્રેમ શું ! ઇન્સાન જાત ગરીબડી.

*

નથી હું નામીચો શાએર, નથી ભગવાં અગર વસ્તર,
સનમ ત્હેં શું દીઠું "હું" મા ફિદા થઇ આ ફકીરી પર.

(દિ. સા. પુ ૧, પૃ. ૪૭૩-૪૭૮)

ઉપરની બેતોમાં સાગર મહારાજે તત્ત્વજ્ઞાન સાથે, અનુભવ જ્ઞાન, કેવાં સચોટ શબ્દોમાં સમજાવ્યું છે. સમુદ્રમંથન પછી, પ્રાપ્ત થએલાં રત્નો સમી; આ બેતો જિજ્ઞાસુઓને જીવનભર સહચરી સુખદાત્રી થઈ પડે તેવી છે.

સાગર મહારાજ પોતાની સનમનું સ્વરૂપ સમજાવતા પ્રાર્થના સ્વરૂપમા ગાય છે કે.—

(દિ. સા. પુ. ૧: પૃષ્ટ ૨૫૩ થી ૨૫૮ માં પ્રસાદી રૂપે સંભળાવે છે કે:)

"મારી સનમ"

> ગા : ગા : તૂં બનીને દમ બદમ,
> ગા ઇશ્ક : ગા રહેમે સનમ;
> ગા ગા અગર રાહે સનમ,
> તૂહી : તૂહી : મ્હારી સનમ.

હે પ્રભુ, તારી પ્રેમમય વાંસળી, મારા દમ બદમ એટલે શ્વાસોશ્વાસ સાથે મારા હૃદયમાં બજાવ. ને રહેમ લાવી "ઇશ્ક" —પ્રેમનો સુર, વહા કર. હે પ્રભુ હે સનમ ખરેખર સાચા રસ્તા ઉપર જ, એટલે તારા સ્વરૂપની એકાગ્રતામાં જ મારી ચિત્તવૃત્તિઓ પ્રેરાય, એવી પ્રેમમય વાંસળી મારા અંતરમાં બજાવ. બસ, તું એક જ બસ તુંજ મારો સનમ છે. બસ તું જ મારો વ્હાલો પ્રભુ છે.

> તૂજ ઇશ્ક એ જ બાજબ રહમ,
> એ એ જ નેતિ અગમ નિગમ:
> લાગી વૃઠી બુઠી કદમ,
> કમજોર છે મારી સનમ.

હે સનમ હે પ્રભુ મારા હૃદયમાં તારા તરફ અવિચળ પ્રેમ ઉત્પન્ન થાય, બસ પેને જ ચાહું તને જ

તથા આજુબાજુના વાતાવરણમાંથી પણ "અનલહક્ક" ના પોકારો થવા લાગ્યા. તેમને ઉદ્દેશી આ કડી લખાઈ છે કે:—

મનસુર મહાત્માને "અનલહક્ક"નો ઉચ્ચાર કરવા માટે સુલીની સજા થઇ, પણ તેથી ન ગભરાતાં પૂર્ણ આનંદથી "અનલહક્ક" "અનલહક્ક" કરતા સુલી ઉપર ચડી ગયા. આ બળ, આ સ્વાર્પણ, આવી સત્યપ્રિયતા અને આત્મ લીનતા, તે તો ઓ, પ્રભુ તારી હુંફ સિવાય, તારી મહેરબાની સિવાય, શી રીતે પ્રાપ્ત થાય! તે તો સંપૂર્ણ તારૂં પીઠબળ: તારી મહદ્ કૃપાનું જ ફળ છે.

> કૌવત કહ્યું , ઇન્સાનનું,
> "હું હું ખુદા" શી રીતે કહ્યું,
> રહે, રહેં જ કામણુ ત્યાં કર્યું,
> બની તું ઝમાં મારી સનમ.

માણસનું તે શું ગજું કે "હું, પરમેશ્વર છું" એવું બોલી શકે! પણ ઓ, પ્રેમસ્વરૂપ વિશ્વાત્મા પ્રભુ! તે તારૂં જ કામણુ છે. તે તારી જ પ્રેરણાનું બળ છે. મનસુરની જબાનમાં તેં જ વાસ કરેલ, તારો જ બોલાવ્યો તે બોલેલ, ઓ નાથ, ઓ સનમ: તારી કળા અગમ્ય છે.

> આબાદ લગની લાગતી,
> તેને સનમ, તું તારતી,
> જડ ચેતના ભેદો નથી,
> જોતી "ફના" મારી સનમ.

જેને તારા પવિત્ર પ્રેમની નિઃસ્વાર્થ લગની–ધૂન લાગે છે, તેને ઓ વિશ્વેશ્વરી દેવી. તું તો જરૂર જ તારૂં મોક્ષધામ અર્પે છે. ભલે જડ ઉપર પ્રેમ રાખી તને મેળવે, કે ચૈતન્ય ઉપર પ્રેમ કરી તને પ્રાપ્ત કરે, તું તો જડ તથા ચૈતન્ય બન્નેમાં ઓતપ્રોત છે. એટલે તે બન્ને રસ્તે વિચરનાર તારી તરફ જ પહોંચી આવે છે. એ નિઃસંશય છે, ફક્ત નિસ્વાર્થ પવિત્ર પ્રેમનો પૂજારી બની, પોતાનું "હું" પણ ભૂલી ગએલો, દેહાધ્યાસ છોડી પવિત્ર પ્રેમમાં ફના થએલો છે! એ જ તું તો જોનાર છે.

> શું શું હું વેદ પુરાણ ને,
> શું તીર્થ , સંધ્યા સ્નાન છે,
> દીલબર જહી દીલજાન છે,
> વોઇ વૃત્તિ, મારી સનમ.

વેદ ને પુરાણો તો તારો રસ્તો બતાવનારાં સાધન છે. તીર્થ તથા સંધ્યોપાસના તારી પીછાન કરાવનારા પહેરેગીરો છે, પણ મારે તો હવે મારા જીવનનો અધિષ્ઠાતા, મારા પ્રેમનું કેન્દ્ર, મારો વ્હાલામાં વ્હાલો પ્રભુછે તે મારી પાસે જ, મારામાં ઓતપ્રોત થએલો, અંદર, બાહિર, અણુ અણુમાં વ્યાપેલ જોઉં છું, એટલે તું તો મને મારગમાં જ મળી ચૂકેલ છે, તો પછી તને મેળવનારાં સાધનો હવે મારે શું કામનાં છે? મારે તો હવે "હું" ગયું ને તું, તું, તું જ રહ્યું. બસ બસ.

> ના, ના, સનમ પંડિત નથી,
> વેદાન્તી વા ફિલસુફ નથી.
> "છે, છેઃ બધું" પણ પ્રીતડી,
> બસ, પ્રીતડી, મારી સનમ.

ઓ પ્રભુ! ઓ વ્હાલી સનમ હું પંડિત નથી. હું વેદાન્તી નથી, ફિલસુફ નથી ને એવી એવી કાંઇ પણ લાયકાત દર્શક ડીગ્રી મારામાં નથી. છતાં પણ છે, હા, છે, છે, જરૂર છે, તારા તરફ મારો સતત પ્રેમ છે. તારી તરફ મારી પ્રીતડી અરે સતત લાગણી વહ્યા કરે છે. બસ તે જ મારી લાયકાત, મારી ડીગ્રી, ને તે જ મારો ઇલકાબ. ઓ વ્હાલા પ્રભુ, હું તારો થયો છું, તો તું દયા નહિ કરે!

> લાખો કરોડ વરસ વીતાં,
> આપણુ હતા બે એકઠાં,
> વીખુટાં પડ્યાં; પાછાં જડ્યાં;
> ફરીથી જુદાં મારી સનમ,

સાગર મહારાજ પૂર્વજન્મના સિદ્ધાંતોને અહીં પ્રતિપાદન કરે છે. તે કહે છે કે.—

ઓ વ્હાલા પ્રભુ! આ આખું વિશ્વ, તારામાંથી જ ઉદ્ભવ પામેલું છે. એમ શાસ્ત્રો પણ સાક્ષી પૂરે છે. એ વખતે "હું" અને "તું" બન્ને એક જ હતાં. તમારામાંથી જ "હું" પણ જન્મેલું-જુદું પડેલું છે. ને છેવટે તમારું જ તે "હું" પણ તમારામાં જ સમાઈ જશે જ. એ નિઃસંશય છે જ. ઓ ઇશ્વરી ઓ વિશ્વેશ્વરી ઓ સચરાચરી, અનાદિ અનંત શક્તિ, હું પણ તારામાંથી જ જન્મેલો, ને છેવટે તારામાં જ સમાઇ જવાનો જ. આપણે તો એક જ છીએ, અભિન્ન છીએ, અદ્વૈત છીએ.



# કાવ્યકુંજ

—આ માસની પાદપૂર્તિ—

**બદલાય છે.**

જાય છે ઉપર અને નીચે વળી પણ જાય છે,
ખાય છે જુદા વળાંકો વ્હેણ પણ પલટાય છે;
થાય છે મંથન અને જલ પણ ક્વચિત્ ગંધાય છે,
એમ વારંવાર જીવન-જલ સદા બદલાય છે.

હતો બનેલા દૂધમા આજે નકામા થઈ ગયા,
જે ભાઈ કહેવાતા હતા તે આજ છે ઠાઠા થયા;
કાળાશ હૈયાની અરે હૈયાવિષે રહી જાય છે,
ને કેશની કાળાશ પણ આજે જુઓ બદલાય છે.

'મંગલ'

'મારું' કહે તે પેટપૂરાં હાય ખાતાં ખાય છે,
'તારું' કહે, સંસાર-જલથી તે તરીને જાય છે;
"મારું બધું તારું" કહ્યાથી સર્વ સવળું થાય છે,
બગડેલ બાજી લાખ ભવની પલ વિષે બદલાય છે.

બેસી જતી સૌ કાંકરી તો કોઈ ઊડી જાય છે,
ચાલુ 'ખડુ' ને 'કૂદ' ઉપર કોઈ નિર્ણય થાય છે;
'ગાંડી' બને ક્યારેક તો ક્યારેક 'ઘરમા' ધાય છે,
એ "સોગઠા-બાજી" તણી સંસાર મા બદલાય છે;

શ્રી. 'ગગનવિહારી'

તારી જ મૂઠીથી કપાવી તેં ટિકિટ પરધામમાં,
બહુ 'જીવ-જંતુનાં ઘણાં સ્ટેશન વટાવ્યાં કામમાં
માનવ જીવનનું જંકશન તો હાય ચૂકી જાય છે!.
બદલાવ તારી વૃત્તિઓ ગાડી અહીં બદલાય છે.

શ્રી 'મુસાફર'

નિંદાય બીજા દેશમાં કેવી બીચારી પાઘડી!
બે આબરૂ થાતાં બચાવે વાર! પૂરી પાઘડી;
બે પા ઘડી વિચાર કરતાં એમ નિશ્ચય થાય છે,
કે પાઘડી પલટાવવામાં આબરૂ બદલાય છે.

ન્હાવા વિષે બાબુતણા સાબુ ઘણા બદલાય છે,
વાઘો અને જાતો સહિત નિજનામ બદલી જાય છે;
સૂટો અને બૂટો તણી જોડી ઘણી બદલાય છે,
સાહેબ તો પૂરા બન્યા પણ રંગ ક્યાં બદલાય છે!

શ્રી 'વિજય'

માતા-પિતા, સુત, બંધુઓ ને વિત્ત દારા-દામમાં,
ઓ મૂર્ખ! શું મોહી રહ્યો! ધન-ધાન્ય ધેનુ ધામમાં;
કોઈ નથી તારું બધાં અંતે અકારાં થાય છે,
ને હાય! સરવાળો કરેલો શૂન્યમાં બદલાય છે.

હાથે કરેલું દાન ને સન્માન સાચું દ્રવ્ય છે,
તેં સંઘરી રાખેલ તારું દ્રવ્ય તો અપદ્રવ્ય છે;
લાખો લખેલા બેંકમાં, તે બેંકમાં રહી જાય છે,
પરલોકમાં સમ્પત્તિઓ સૌ શૂન્યમાં બદલાય છે.

શ્રી 'ધન્યમ્'

કષ્ટો સહ્યાં બહુ આકરાં ને સિતમની ઝડીઓ પડી,
કુરબાનીઓની કંઈ કથા ઇતિહાસને પાને ચડી;
જ્યાં ઘોર અંધારું હતું ત્યાં જ્યોતઝાંખી થાય છે,
એ કાળનો કાંટો હવે ભારત તણો બદલાય છે.

શ્રી. 'પુનિત'

નિર્ગુણ મટીને સગુણરૂપે બ્રહ્મ પણ દેખાય છે,
પંથ પ્રભુને ના પડેલા તે બધા ભરમાય છે,
કોણ કહેશે સ્થિરતા છે ? જ્યાં બધું બદલાય છે
માનવીના મન પ્રમાણે ઈશ પણ બદલાય છે.
શ્રી. "અસંત"

પારસમણિના સંગથી લોખંડ સોનું થાય છે,
સુખડતણા સહવાસથી વૃક્ષો વળી દેરાય છે;
ભમરી થકી ઇયળ મટી, ભમરી રૂપે થઈ જાય છે,
ને દુર્જનો પણ સંતના સત્સંગથી બદલાય છે.
ભકતકવિ ગોવિંદજી રામેશ્વર

જગને ઠગી ધીરો થતાં જગનાથ ઠગવા જાય છે,
મનકામના પૂરણ થવા બાધા વિવિધ રખાય છે;
જાણે ઠગુ હું દેવને મનમાં બહુ મલકાય છે
પાસા પડે ઉંધા બધા તવ માનવી બદલાય છે.
શ્રી ઠાકોરભાઈ જયકૃષ્ણ

પલપલઘડી દિન-નિશ,અયન, વર્ષોયુગોવહીજાયછે,
વિમાન ચક્ર જ વિશ્વનું ક્ષણ ક્ષણ બધું પલટાય છે
જૂના સ્થળે આવે નવું, રોકયું જ નહિં રોકાય છે,
માનવજીવન ને જન્મગતિ ત્યમ કર્મવશ બદલાય છે.
શ્રી 'રતજન'

છપ્પો:—
નથી કપાતો જેહ શસ્ત્રના ઘા કરવાથી,
નથી દાઝતો જેહ અગ્નિમધ્યે ધરવાથી;
નથી ભીંજાતો જેહ નીરમાં નાખી દેતા,
નથી સકાતો જેહ વાયુમા નિશદિન રહેતાં;
તે તું છે,તું તે જ છે જે આત્મા કહેવાય છે,
બદલ્યાં કલેવર તેં ઘણાં તું ના કદી બદલાય છે.
શ્રી. મૂળજીભાઈ બ્રહ્મભટ્ટ.

જેનું જીવનનું ધ્યેય પ્રભુના ચરણ કમલોનું રહ્યુ,
જેણે જીવનનું ધ્યેય પ્રભુમાં પૂર્ણ ભળવાનં ચહ્યુ,
જેણે જીવનનું ધ્યેય પ્રભુને પામવાનું મન કર્યું,
એ જીવની સમજણ જીવનની સર્વ કંઈ બદલાય છે.
શ્રી હેમંતકુમાર નીલકંઠ.

અંધ બન કાં માનવી મદ મોહ મત્સર સ્વાર્થમાં !
થોડો સમય સાચી રીતે રાચી રહે નિઃસ્વાર્થમાં;
આજ જો સારી સ્થીતિ તડકા સમી પલટાય છે;
કૈં ભૂપ પણ ભીક્ષુક બને તકદીર જો બદલાય છે।
શ્રી. નગીનલાલ વ્યાસ

એક મરતા ગજ પશુની બુમથી દોડાય છે,
લાખો પશુઓની કતલ શું આજ ના જોવાય છે ?
દ્રુપદસુતાને માટ મહાભારત જગે મંડાય છે,
દીયળ લુટાતી સેંકડોના આજ ના ગણાય છે.

દારિદ્ર હરવા સુદામાનું દ્વારિકા દેવાય છે,
રંકો રળવળતાં ઘરોઘર ના આજ ઉદ્ધાર કરાય છે;
પ્રહ્લાદ પિતુ સમ એક પાપી મારવા પ્રગટાય છે.
તો આજ શું કલિકાલમાં હરિનું વચન બદલાય છે?
સન્ત શ્રી. સીતારામજી.

મનહર છંદ.
વૈભવ વિલાસ તજી, રહોને શ્રી રામ ભજી,
રંગ રાગ ત્યાગવાથી, સંસાર તરાય છે,
સપડાતાં કંદર્પની ચુંગલમાં, સજ્જ રીતે,
મોક્ષ ધામનો કિનારો કદિ ન પમાય છે.
દવ રહ્યો સળગી છે સંસાર-મેદાને સખ્ત,
દાહ થકી મુકત થતાં, આગળ ધપાય છે,
સજ્જનની અનુકંપા, ફેરવે છે ભાગ્ય ચક્ર,
સ્થિર થતાં શરણમાં, સ્થિતિ બદલાય છે.
સૂડગર સાંકળચંદ ભુલાભાઈ.

કરી 'મારૂં મારૂં' જન બધા, અજ્ઞાન આવરણે રહે,
જ્યાં ત્યાં બધે છળકપટથી, સૌ સ્વાર્થવૃત્તિ આદરે;
ભૂલ્યા સહી સૌ ભાવના, ને પાપકાર્ય કરાય છે.
હરિની કૃપા જો હોય તો, સૌ ભાવના બદલાય છે,
શ્રી. ઉ જે. મહેતા.

પ્રેમના મહા સાગરે જે દૂર પહોંચી જાય છે,
સુખની ભરતી અને આનંદ છોળે ન્હાય છે;
સાહ્રાજ્ય શાન્તિનું થતાં ઊર્મિ-હૃદય ઊભરાય છે,
શક્ય છે, માનવ જીવનના રંગ જ્યાં બદલાય છે.
શ્રી દલસુખ કાપડીઆ.

ગર્દભ સમીપે ગાયને જો બાંધશો તો લોટશે,
ગંધકતણા સંસર્ગથી પારદ વળી કાળો થશે;
પારસમણિના સંગથી જો લોહ કંચન થાય છે,
જેવો મલે છે સંગ તેવી બુદ્ધિઓ બદલાય છે.
શ્રી. બાલજાપા સરદેસાઈ.

યૌવનભરી આ લઠ્ઠ કાયા, જર્જરિત થઈ જાય છે,
વૈભવ ગયો અવિનાશ તેનાં છોતરાં વેરાય છે;
ના જિંદગીભર આંખ ખોલી; આખરે પસ્તાય છે.
તેથી મહાપાપી જનો પણ અન્તમાં બદલાય છે.
વૈદ્ય શ્રી પ્રાણભાઈ ભટ્ટ.

તરસ્યા બનીને રંકનાં લોહી અરે શ્રુત્રી રહ્યા,
જાણો પ્રપંચી પાથરીને કૈં અમીરો થઈ ગયા;
ના એક રાતી પાઈ પણ શુભ કાર્યમાં વપરાય છે,
જબ્બર પડે ઠોકર પછી જીવનદિશા બદલાય છે.
શ્રી. નરસિંહદાસ મિ. પુરોહિત.

આ ખરૂં કે તે ખરૂં? એવા વિવાદો થાય છે,
મિથ્યાભિમાની માનવી એમાં જ ગોથાં ખાય છે;
પણ એક પ્રભુ પર ટેક રાખી જે શરણમાં જાય છે,
પાપી હશે તોપણ પુનિત એ જિંદગી બદલાય છે.

મા. જીવનભાઈ કેસર

કંચન તપાવો અગ્નિમાં પણ રંગને ના છોડશે,
ઘર્ષણ કરો ચંદનતણું સુવાસને ના છોડશે;
ભૂખે મરે વનરાજ તોયે ઘાસને ના ખાય છે,
જીવ જાય પણ ગુણીજનતણા ગુણ ના કદી બદલાય છે.

શ્રી ઈચ્છાશંકર ત્રિવેદી.

સત્સંગ થાતાં સંતનો, શાન્તિ હૃદયમાં થાય છે,
સત્સંગ થાતાં સંતનો, નિજ આત્મહિત સધાય છે.
સત્સંગ થાતાં સંતનો, ભવરોગ છૂટી જાય છે,
ને જ્ઞાન-સૂર્ય પ્રકાશતાં, ક્રમ જીવનનો બદલાય છે.

કરી ના શકે કંઈ માનવી, ધાર્યું પ્રભુનું થાય છે,
અભિમાન ઉરમાં જે ધરે, તે વ્યર્થ તનુ જાય છે;
સંચિત કર્મોથી જ સૌ સુખદુઃખ આવે-જાય છે,
ને જીવનકેરી અહલ્યાના, રંગ ત્યમ બદલાય છે.

મા. મોહનલાલ જેચંદદાસ દોશી.

લઈ હાથમાં સીધી કરો જ્યાં શ્વાન કેરી પૂંછડી,
તો પણ નથી વળતી અને વાંકી જ રહેતી હરઘડી;
વળમાં રહેલી સીંદરી આખી જ સળગી જાય છે,
તો પણ કદાપિ વક્રતા એની નહિં બદલાય છે.

શ્રી શાન્તુ ત્રિવેદી

રજની જતી દિન ઊગતો ને પુષ્પ ખીલી જાય છે,
સૂર્યાસ્ત થાતો ને બિચારાં કુમળાં કરમાય છે;
એવા જ વિધિના સુખ અને દુઃખો તણા છે મામલા,
ચડતી અને પડતી સમાજી નક્કી સમય બદલાય છે.

શ્રી રતિલાલ કે. દવે.

પ્રભુના ચરણકમલે નિરંતર એક અભ્યાસે વળી,
મન એ અનુરાગે વળે પ્રભુના પદે રસબાહુલ્યથી;
સંભાળતો રહેછે પછી નિજકર્મમાં જીવન વીતે,
એવું પ્રભુમાં મળી જતાં જીવન બધું બદલાય છે.

શિ. પ્રભાવતી યુ કાપડીઆ

કુદરતતણા સંકેતથી માનવ મળી ભેગા થયા,
સ્વજનો થયા કો' મિત્ર ને દુશ્મન બની કોઈ ગયા;
નિજ ફરજ ને ઋણના સંબંધો પૂર્ણ થાતાં જાય છે,
આત્મા અમર છે માત્ર જર્જર દેહનું બદલાય છે

ચારૂભાઈ વી. પુરોહિત.

સંતતણા સત્સંગથી અંતર ખુલ્લું થાય છે,
ત્યમ ઈશ્વર-ઈચ્છાયકી ભાવિ વળી બદલાય છે.

શ્રી કરુણાશંકર જોષી.

ગીતાતણો પાઠક રડે મુજ પુત્ર મૃત્યુ પામીયો,
આંસુ વહાવી એ વદે જીવન બધું હારી ગયો;
ત્યારે કહું જ્ઞાની જનો" ગાતા હજી સમજ્યા નથી;
"આત્મા અમર છે" ને શરીરનું ખોખું બદલાય છે.

શ્રી. પ્રદ્યુમ્ન શેઠ.

આ મેં કર્યું આ તેં કર્યું એ ગર્વ વધતા જાય છે,
થઈ કર્મને આધીન માનવ નિત્ય ગોથાં ખાય છે,
ઈશ્વરભજન કરતા નથી, મદમત્ત બનતા જાય છે,
પણ પુણ્ય જાણે ખૂટતાં એનો સમય બદલાય છે.

શ્રી મણિશંકર ભ. ઉપાધ્યાય.

દુઃખો ભલે ગર્જી ઊઠે શિરપર થપાટો છો પડે
સ્વજનો સગાંઓ છો જગે દુશ્મન સમા સહુ નિવડે;
આશ્વાસનો કે અન્નઆદિ વિના રહેવાય છે,
પણ ભક્તના સાચા હૃદયની ટેક ના બદલાય છે.

શ્રી મનોહર કાપડીઆ

પ્રભુને ઉતારી તે કરી હરદમ પછીએ આરતિ,
ને પ્રાર્થનાઓ પણ કરી ગઈ રાત તાળી આરતી;
પણ જીવન પરિપાટીવષે નવ ફેર કંઈ થાય છે,
તો તો પ્રભુ ક્યાંથી મળી પાટો ન જ્યાં બદલાય છે.

શ્રી. જયકુંવર અંજન.

સૂચક પરોક્ષતણો રહ્યો 'તે' કર્મથી બદલાય છે,
પ્રત્યક્ષ દેખાતા ભલો 'તું' ભાવથી બદલાય છે.
બદલાય છે, તે, 'તું' બધે પણ 'હું' નહિં બદલાય છે.
બદલાય છે માયા અહીં આવેશ ના બદલાય છે.

શ્રી. 'બાલશાસ્ત્રી'

—આવતા માસનાં પાદપૂર્તિ—

જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજો

તા. ૨૦-૧૦-૪૧ સુધીમાં જ કાર્યાલયમાં
મોકલી જવું જોઈએ.



# પતિવ્રત ધર્મનો પ્રભાવ

લેખક: શ્રી. "સ્નેહકુંજ" એડા.

( ગતાંક પૃ. ૪૬૩ થી ચાલુ )

અદૃષ્ટ ભાવિને કોણ વાંચી શક્યું છે!

હે મુસાફર! એ જાણીને તને આશ્ચર્ય થશે કે–પુનઃ એક વખત શ્રીદેવીના ખંડિત થતા સૌભાગ્યનું રક્ષણ મારા જ હાથે થયું હતું. લુંટારાઓની ગુફામાં મુસ્કેટાટ બંધાએલો પુરુષ અને તેની બાજુમાં પડેલી બેશુદ્ધ સ્ત્રી બીજાં કોઈ નહિ, પરંતુ પતિવ્રત ધર્મના પ્રભાવથી સદ્‌ભાગ્યને પલટાવી વિપરીત ભાવિમાં મારા બેડલી દેનાર શ્રીદેવી અને તેનો પતિ જગન્નાથ હતાં. પરમકૃપાળુ પરમાત્માએ ખૂબ જ અજ્ઞાની લુંટારાઓની ટોળીના હાથે ઝડપાઈ દેવોનો ભોગ લેતા પંડિત જગન્નાથના આયુષ્યનું રક્ષણ મારા જ થવાનું નિર્માણ કર્યું હતું; અને એ કાર્યની સફળતામાં મારા દેહ પરિવર્તિત પતિ શાર્દુલસિંહની સહાયતા મુખ્ય હતી. તેમની ભયાનક ગર્જના સાથે ગુફામાંની હાજરીએ લુંટારાઓની ટોળીના સરદારની સ્ત્રી અને તેના સાથીદારો ભયભીત બની નાસી છૂટયા બાદ મેં પં. જગન્નાથના હાથ-પગના બંધ કાપી નાખ્યા અને તેમણે બંધન મુક્ત થતા કેટલીક વારે શ્રીદેવીને શુદ્ધિમાં લાવવા ઉપચાર શરૂ કર્યા. કેટલીક વારે શ્રીદેવી શુદ્ધિમાં આવી અને જ્યારે તેની અને મારી દૃષ્ટે દૃષ્ટ મળી ત્યારે તે ગદ્‌ગદ્ કંઠે મને સંબોધી બોલી —

"બેન! મારા સૌભાગ્યનું રક્ષણ કરનારને હું જે કાંઈ આપું તે ઓછું જ છે. પરંતુ હું બ્રાહ્મણ તનયા તને શું આપું! તને આપવા જેવું ય મારી પાસે છે શું! 'પ્રભુ તારું કલ્યાણ કરો'ના માત્ર આશીર્વાદ સિવાય હું તને કંઈ જ નથી આપી શકતી." કહી તેણે તેનું મસ્તક નીચું નમાવ્યું. જેના પ્રત્યુત્તરમાં તેને આશ્વાસન આપતાં મેં કહ્યું "બ્હેન શ્રીદેવી! તારા આશીર્વાદ એ જ મારે મન સર્વ કાંઈ છે, તારે તે માટે ક્ષોભ પામવાનું કાંઈ જ કારણ નથી અને વળી મેં તો માત્ર મારી ફરજ જ બજાવી છે. એ ફરજને અદા કરવા પ્રભુએ મને જે તક આપી તે માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું; પરંતુ એ તો કહે કે તું અને આ લૂંટારાઓની ટોળીનો ભોગ કેવી રીતે બન્યાં? મારા ઉક્ત પ્રશ્નનો પ્રત્યુત્તર આપતા શ્રીદેવી બોલી; "બેન! ઉત્તર તમારા આશ્રયસ્થાનમાંથી નીકળી અમો ઉભય પતિ-પત્ની શ્રીનગરમાં રહેતાં હતાં. મારા પતિદેવ સંસ્કૃત પાઠશાળા ચલાવતા હતા અને અમારા દિવસો સુખપૂર્ણ રીતે પસાર થતા હતા. હમણાં તાજેતરમાં અમારી પાડોશમાંથી કેટલાક સ્ત્રી-પુરુષો યાત્રાએ નીકળવાનાં હતાં. સંગાથ ઘણો સારો હોવાથી મને પણ યાત્રાએ નીકળવાની ઇચ્છા થઈ અને મુકરર દિવસે અમો પતિ-પત્ની પણ તેમની સાથે નીકળી પડ્યાં. લગભગ વીસથી પચીસ સ્ત્રી-પુરુષોનો અમારો કાફલો આજે વ્હેલી સવારના નીકળી આ પર્વત પ્રદેશમાંથી પસાર થતો હતો તે દરમિયાન એકાએક અમારા ઉપર લૂંટારાઓની ટોળીએ હુમલો કર્યો. ઓચિંતા એ હુમલાથી અમારામાંના કેટલાક ભયભીત બની ગયા અને નાસભાગ કરી મૂકી. સદ્‌ભાગ્યે મારા પતિદેવે સ્વરક્ષણાર્થે એક નાનકડી પીસ્તોલ પોતાની સાથે રાખેલી તેનું સ્મરણ થતાં જ તેમણે હિંમતપૂર્વક લૂંટારાઓની ટોળીનો સામનો કર્યો અને પહેલી જ ગોળીએ લૂંટારાઓની ટોળીના આગેવાનને મરણશરણ પહોંચાડ્યો. આગેવાન પડતાંની સાથે જ બીજા પ્રાણ બચાવવા નાસવા લાગ્યા પરંતુ તે જ ક્ષણે એક ભયાનક દેખાવની સ્ત્રી હાથમાં ખુલ્લા ખડ્ગ સાથે તેમને પડકારતા બોલી: 'નામર્દ-આયલાઓ! આમ ભાગો છો શું? મારી સાથે ચાલો; તમારા સરદારના પ્રાણ લેનારનો જાન તેના દેહનું દેવીને બલીદાન આપીને લઈએ.' તેના એવા ઉત્તેજનાત્મક શબ્દોથી નાહિંમત બની ગયેલા તેના સાથીદારોમાં અસાધારણ હિંમત આવી; અને તેઓ બધાં પ્રાણની પણ પરવા કર્યા

સિવાય એક સામટા મારા પતિદેવના દેહપર ધસી આવ્યા અને તેમને પકડી લીધા મારા સૌભાગ્યનાથની એ અવદશા જોવાની સાથે જ હું તો બેભાન બની ગઈ અને તે પછી શું થયું તેની મને ખબર નથી; પરંતુ અમારી સાથેના મજાલુઓ મારી પાસે હતા તેમના ઉપચારથી જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મે જાણ્યું કે એ બન્ને ભાઈઓ મારી અસહાય હાલતમાં મને નહિ છોડી જતાં મારું રક્ષણ કરતા ઊભા હતા. મને પણ મારા પતિદેવની સાથે લઈ જવાની એ લૂંટારાઓની ઇચ્છા હતી; પરંતુ એ બન્ને ભાઈઓ પોતાના પ્રાણના ભોગે પણ મારૂં રક્ષણ કરવા તૈયાર હોવાથી તેમજ લૂંટારાઓના સરદારની આંખનો રોષ તો તેના પતિનો જાન લેનાર મારા પતિદેવ પર જ હોવાથી તેના ના કહેવાથી તે મારા પતિને લઈને જ ચાલતા થયા અને હું બચી જવા પામી એ હકીકત મને મારૂં રક્ષણ કરનાર પેલા બે બહાદુર ભાઈઓએ કહી, પરંતુ પતિને સર્વસ્વ માનનાર હું એ હકીકત જાણવાની સાથે જ ઊઠી અને તે બન્ને ભાઈઓનો આભાર માની હું મારા પતિદેવની દુર્દશામાં ભાગીદાર બનવા પાછળ દોડી. દૂરથી હું એ લૂંટારાઓને મારા પતિને લઈ ચાલતા જોઈ શકી હતી, એટલે હું રસ્તાની પણ દરકાર કર્યા સિવાય ચિત્કાર પાડતી દોડી રહી હતી. નિ:સીમ જોમ તે સમયે મારા પગોમાં હતું અને જેથી મે મારા પતિદેવ અને મારી વચ્ચેનું અંતર ઘણું જ કાપી નાખ્યું હતું. પરંતુ મને ઠેસ વાગી અને હું લથડીયું ખાઈ જમીન પર પટકાઈ પડી, પડ્યાં પડ્યાં પણ હું એ જોઈ રહી હતી કે તેઓ સઘળા મારા પતિને લઈ આ ગુફામાં પ્રવેશ્યા અને ત્યાર બાદ થોડા સમયના અંતરે એક સ્ત્રીને (તને) ત્વરિત ગતિએ ગુફામાં દાખલ થતાં જોઈ, એ સ્ત્રીના પહેરવેશ પરથી મને સમજાયું કે એ કોઈ મદદગાર છે અને મારા પતિદેવની મદદે જઈ રહી છે. મારી હિંમતમાં વધારો થયો, પગના અંગૂઠાને વાગેલી ઠેસથી હું ધીમે ધીમે આ તરફ આવવા લાગી અને ગુફામાં પ્રવેશી, પરંતુ એ ભયંકર દશ્યે પાછી મને બેશુદ્ધ બનાવી દીધી. તે પછીની ઘટના તો તું જાણે છે બેન, તારી જ સહાયતાથી આજે અમારા શિરેથી ભય દૂર થયો છે. 'પ્રભુ સર્વદા તારૂં કલ્યાણ કરે.'

હે મુસાફર! શ્રીદેવીએ પોતાની જે વીતક કહાણી મને કહી સંભળાવી તેથી મને પણ તેના માટે જરા પણ દુઃખ થયું. મે તેને આશ્વાસન આપ્યું અને તેના પતિ સાથે અમે ગુફાની બહાર આવ્યાં ગુફાની બહાર આવી મે શ્રીદેવીને સંબોધી કહ્યું:–બેન, અહિંથી થોડે દૂર હું રહું છું. જો કંઈ ખાસ અગવડ ના હોય તો તમો ઉભય પતિ-પત્ની મારી સાથે ચાલો. હું મારાથી બનતો આપનો અતિ સત્કાર કરીશ; પરંતુ હે મુસાફર! શ્રીદેવી જાણે મારા એ સદ્‌ભાવથી પોતાના પર મારા અહેસાનનો ભાર વધી જતો હોય તેમ તેના વદન પરના ભાવ પરથી મને સમજાયું તેના તરફથી મને 'હા અગર ના'નો કશોજ જવાબ ન મળ્યો અને મેં પણ તે બાબત પુન: કાંઈ જ ન કહ્યું. ગુફાની બહાર નીકળી એક લાંબી પગદંડી અમે કંઈપણ બોલ્યાચાલ્યા સિવાય પસાર કરી અને જ્યારે હું મારા નિવાસસ્થાનની દિશામાં આવી પહોંચી એટલે મેં ઊભા રહી શ્રીદેવીને સંબોધી કહ્યું–'ઠીક ત્યારે બેન! હવે અહિંથી મારો માર્ગ બદલાય છે તમો ઉભય દંપતિને પ્રભુ સુખરૂપ રાખે એમ હું ઇચ્છું છુ. આ માર્ગે તમો દેવનગર પહોંચશો. હું જાઉં છુ' કહી મેં શાર્દૂલસિંહ સાથે મારો માર્ગ પકડ્યો. મારાથી છૂટા પડતાં શ્રીદેવીએ મારા તરફ એક ભાવભીની દૃષ્ટિ ફેંકી, બન્ને પતિ-પત્ની જાણે મને મૂક આશીર્વાદ આપી રહ્યાં હતાં. જ્યારે મારા હૃદયમાં મને મોંપડેલા મહાત્માના અંતિમ ઉપદેશ પછી નિરાશાને અવકાશ કે આશાને સ્થાન ન્હોતું શ્રીદેવીના 'પ્રભુ તારૂં કલ્યાણ કરો' ના આશીર્વાદ મારા હૃદયને પુલકિત ન્હોતા કરી શકતા. પ્રથમની જેમ એ આશીર્વાદ મારા દુર્ભાવિને પલટાવી દેશે એમ હું તે વખતે ન્હોતી માનતી. માત્ર સંચિત કર્મ જ ભોગવવાનું છે; એ ભોગવતાં જે કોઈ કારણરૂપે ઉપસ્થિત થાય તે માત્ર નિમિત્ત છે, એ મને યથાર્થ રીતે સમજાયું હતું. એટલે મારા ભાવિના બીજા કોઈ પણ વિચાર કર્યા સિવાય હું શ્રીદેવી અને પંડિત જગન્નાથના દંપત્ય પ્રેમના વિચારોમાં જ મારો માર્ગ કાપી રહી હતી. એ શ્રીદેવીની પતિભક્તિ અને વિરલ પ્રેમના વિચારોમાં એકાદ માઈલનો પહાડી માર્ગ ક્યારે પૂરો થયો તે પણ મને ના સમજાયુ. જ્યારે હું મારા નિવાસસ્થાને આવી પહોંચી ત્યારે મારી એ વિચારમાળા અટકી, શિવાલયમાં પ્રવેશી ભગવાન શ્રીશંકરનાં દર્શન કરી હું ધર્મશાળામાં દાખલ થઈ, મને ભૂખ કકડીને લાગી હતી. પ્રથમ શાર્દૂલસિંહને દૂધ પીવડાવી મેં થોડું

વનફળ આરોગ્યાં અને પછી નિત્યકર્મમાં પ્રવૃત્ત થઈ. મને હવે એ સ્થળે એકલા રહેવું ઠીક ન લાગ્યું આજ સુધી હું એમ નહોતી જાણતી કે એ પ્રદેશમાં લૂંટારાઓની ટોળી વસે છે; પરંતુ એ જાણ્યા પછી મને એ સ્થળ યોગ્ય ન લાગ્યું. એટલે મેં કેટલાક દિવસ બાદ એ સ્થાનનો ત્યાગ કર્યો અને ત્યારથી હું આ દેવગિરિના શિખર પર રહું છું. હે મુસાફર! આ ગુફા એક અઘોરી સાધુની છે; ઘણાકાળ પર્યંત તે આમાં રહી ચાલ્યા ગયા બાદ પ્રથમ જ મેં તેમાં વસવાટ શરૂ કર્યો છે. આ સ્થળ મને ખૂબ જ શાંત અને નિર્ભય લાગે છે. વળી જે સરોવર તટે તને મારી મુલાકાત થઈ તે સરોવર અને તેનો આસપાસનો પ્રદેશ મને ઘણો જ રમ્ય લાગતો હોવાથી મેં મારા ભાવિ જીવનના શેષ વર્ષો અહિં જ નિર્ગમન કરવાનો મનસુબો કર્યો છે. અહિંથી પાંચ માઈલ દૂર દેવનગર નામનું સુંદર શહેર છે. મારા જીવનની જરૂરી વસ્તુઓ ત્યાંથી ખરીદ કરી લાવું છું એ તો મેં તને પ્રથમ જ જણાવ્યું છે જે વખતે મેં મારા પતિદેવની જાગીરનો ત્યાગ કર્યો તે જ વખતે મારા બહુમૂલ્ય દાગીનાઓની પેટી મારી સાથે લઈ લીધી હતી એટલે મારા ભાવિ જીવન માટે આર્થિક વીટંબણા તો મારે ભોગવવી પડે તેમ નથી. આ પ્રશાંત વનપ્રદેશમાં એકાંત જીવન જીવતાં કુદરત સાથે એકતા સાધવી મને ખૂબ જ સાનુકૂળ છે જેથી મેં જીવનભર અહિંજ રહેવાનો નિર્ણય કર્યો છે. પછી તો જેવી શ્રી હરિની મરજી.

પ્રિય વાચક! સર્વાંગ સુંદર એ રમણીની કથની સાંભળી મને આર્યસંસ્કૃતિની વિશિષ્ટતાનો ખ્યાલ આવ્યો. વિદ્યાર્થીજીવનમાં સ્કૂલમાં એક વખત ધર્મગુરુના મુખે મેં જે ભારતની આર્ય સંસ્કૃતિ સર્વોચ્ચ છે એમ સાંભળ્યું હતું એ ભારતની આર્ય સંસ્કૃતિની સર્વોચ્ચતાનો મને એ રમણીની જીવનકથામાં સાક્ષાત્કાર થયો. મેં એ રમણીરત્નના ચરણોમાં મારૂં રોમન સંસ્કૃતિથી અદ્યાપિ પર્યંત નત રાખેલું મસ્તક ઝુકાવી વંદન કર્યાં. તેણે મને આશીર્વાદ આપતાં કહ્યું. હે સાહસિક મુસાફર! પ્રભુ તારા શુભ મનોરથ પ્રભુ પૂર્ણ કરો અને ત્યારપછી મેં સહર્ષ વિદાય માગી. હું ઊભો થયો, મારા ઊભા થવાની સાથે જ શાર્દૂલસિંહે ગુફાના દ્વાર સુધી સાથે ચાલી મને વિદાય આપી.

ત્યાર બાદ લગભગ દોઢ વર્ષ ભારતનાં તીર્થસ્થાનો, ઐતિહાસિક શહેરો અને શિલ્પકળાના નમૂનાઓનાં સ્થળો વિગેરેના નિરીક્ષણમાં વીતાવી હું પૂરા પાંચ વર્ષે મારા વતન રોમ પાછો ફર્યો. મારા સ્વદેશ પાછા ફરવાની ખબર મેં મારા મિત્રોને અગાઉથી આપી દીધી હતી અને જ્યારે હું એ..મ દિવસે મારા વતને જઈ પહોંચ્યો ત્યારે રોમનગરનાં હજારો સ્ત્રી-પુરુષોએ મારો ભાવભીનો સત્કાર કરી મને એક મોટા સરઘસમાં રોમના રાજમાર્ગો પર ફેરવ્યો. મારા ઉપર ઠેકઠેકાણે પુષ્પવૃષ્ટિઓ થતી હતી અને તે સમયે મારૂં હૃદય આનંદોદધિમાં હિલોળા લઈ રહ્યું હતું. સરઘસરૂપે ફેરવી મને એક મોટા મંડપમાં લઈ જવામાં આવ્યો. અગાઉથી ગોઠવણ કર્યા મુજબ એક ઊંચી વ્યાસપીઠપરના આસન ઉપર મને બેસાડી રોમનગરના મેયરે રોમના સ્ત્રી-પુરુષો તરફથી પગે ચાલી મુસાફરી કરવાના મારા સાહસને વધાવી લઈ મારો સત્કાર કરતાં મને પુષ્પહાર પહેરાવી એક થેલી અર્પણ કરી જેમાંની રકમ એટલી તો મોટી હતી કે જે મારી મુસાફરીના બધા જ ખર્ચને બાદ કરતાંય વધી જતી હતી. અને એ પર્સ મને અર્પણ કરતાં મેયરે મને મારી મુસાફરીના અનુભવોનું બ્યાન રજૂ કરવાની વિનતી કરી તેમની વિનતીને માન આપી હું જ્યારે મારી મુસાફરીના અનુભવો કહેવા ઊભો થયો ત્યારે મને સત્કારવા અને સાંભળવા ભેગાં થએલાં રોમનગરનાં સ્ત્રી-પુરુષોએ હર્ષના ધ્વનિ સાથે મને તાળીઓથી વધાવી લીધો. મેં મારા અનુભવોમાં ખૂબ જ હર્ષથી ભારતમાં પ્રવેશતાં જ મને દેવગિરિના પહાડ પર સરોવરતટ પર થયેલી આર્ય રમણીની મુલાકાત અને તેની જીવનકથાને કહી સંભળાવી ત્યારે રોમનગરનાં સ્ત્રી-પુરુષો સાનંદાશ્ચર્યમાં લીન બની મગ્ન મને જણાયાં.

બીજા દિવસે રોમનગરનાં રોજીંદાં પેપરોમાં મોટા અક્ષરે મથાળાં બાંધી મારા પ્રવચનને અક્ષરશઃ પ્રકટ કરવામાં આવ્યું હતું અને એ બધા પેપરો સાથે મારા મકાન પર સવારના આઠ વાગતામાં તો પોસ્ટમેને ટપાલનો એક મોટો જંગ ખડકી દીધો. જેમાં સંકડો સ્ત્રી-પુરુષો તરફથી મને અભિનંદનો પાઠવવામાં આવ્યાં હતાં. મારા પ્રત્યેના રોમવાસીઓના એ જાતના અદ્વિતીય પ્રેમ અને સત્કારથી હું મને પોતાને મહા ભાગ્યશાળી માનતો હતો.

[ ૯ ]

પાંચ વર્ષ બાદ.........

પુનઃ એકવાર ભારતમાં જવાના મારા હૃદયે મનોરથ જાગ્યા. પાંચ વર્ષના કાલાવધિ દરમિયાન એકપણ દિવસ એવો નહોતો વીત્યો કે જે દિવસે મને પેલી આર્ય રમણીના જીવનનો વિચાર ન આવ્યો હોય. એનું વર્તમાન જીવન કેવું હશે, એ જોવા-જાણવાની ઉત્કંઠા જાગી, અને એક શુભ દિવસે હું મારા કોઈપણ મિત્રને કહ્યા સિવાય ભારતમાં આવવા સારું રોમથી નીકળી પડ્યો. આ વખતે મેં જ્યાં જ્યાંથી વાહનોના સાધનો મળે ત્યાં ત્યાંથી તેનો ઉપયોગ કરી લીધો. મારા હૃદયમાં પેલી રમણીના વર્તમાન જીવનને ઉવેખવાની પ્રબળ તાલાવેલી જાગેલી હતી અને જ્યારે હું અવિરત મુસાફરી કરી દેવગિરિના પહાડ ઉપર ચડી પેલા મારા ભૂતકાળના સંભારણાના સરોવરની પાળ પર આવ્યો, ત્યારે મારા હૃદયને ખૂબ જ આનંદ સાથે શાંતિ મળી. ત્યારે પણ પ્રભાતનો સમય હતો. સરોવરમાંના સ્વચ્છ જળમાં હજારો કમળ ખીલેલા હતાં અને તે પર ભ્રમરોના ગુંજારવ થઈ રહ્યા હતા. વળી પ્રથમના કરતાં તે દિવસે મને એ સરોવરના કિનારા વધુ રોનકદાર લાગતા હતા. થોડે થોડે અંતરે મધુમાલતી અને મોગરાની વેલીઓના લતા મંડપો દશ્યમાન થતા હતા. કોઈ કોઈ સ્થળે સફેદ પત્થરોથી ચણાયેલા ઓવારા અને સરોવરના પાણીની સપાટીની સુધીનાં સોપાન જણાતાં હતાં. એ પરિવર્તનોને નિહાળતો હું આગળ વધી રહ્યો હતો જેમ જેમ આગળ વધતો હતો તેમ તેમ સુગંધિત સમીરણ મગજને તરબતર કરી દેતા હતા અને જ્યારે હું પૂર્વપરિચિત ગુફાની દિશા તરફ દૃષ્ટિ કરું છું ત્યારે મારી પ્રથમ નજરે જ કોઈ સમ્રાટના ભવ્ય રાજપ્રસાદને પણ ઝાંખો પાડી દે તેવો મનોહર મહેલ જોઉં છું. ઘડીભર મને એ સ્વપ્ન છે કે સત્ય-તેની ભ્રમણા થાય છે. મારા બન્ને હાથની હથેળીઓથી આંખોને ચોળી પુનઃ જોઉં છું ને મને ખાત્રી થાય છે કે એ સ્વપ્નનું દશ્ય નથી ખરેખર સત્ય છે. એ જોઈ ખૂબ જ આશ્ચર્ય થાય છે. આનંદમગ્ન હૃદયે હું એ મનોહર હર્મ્યના સિંહદ્વાર નજીક જાઉં છું અને તેના સોપાન પર ચડી અંદરના ભાગમાં પ્રવેશ કરું છું ત્યાં તો કોઈ જવાંમર્દને અંદરથી બહાર આવતો જોઉં છું. શૌર્યના તેજથી ઝગમગતા તેના ભરાવદાર મુખમંડળમાં તેની કાળી ભમ્મર અને આંકડાવાળી મૂછો તેના વ્યક્તિત્વને રજૂ કરતી હતી. મસ્ત બાહુ અને સુદૃઢ શરીર તેના પ્રત્યે માન પેદા કરતા હતા. મને જોતાં જ તેણે સસ્મિત આવકાર આપતાં કહ્યું—" આવ! રોમન મુસાફર! તું આવ્યો! આવ! ચાલ હું તને મારી પ્રિયતમા પાસે લઈ જાઉં " એમ કહી તેણે ઝડપી પગલે મારી નજદીક આવી મારો હાથ પકડ્યો. તેના એ અવાજ અને ઉષ્મા કંપનથી જ હું તો ડઘાઈ ગયો. બોલવાની શક્તિ જાણે હરાઈ ગઈ. મારા મગજમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. આ કોણ હશે ! કે જે કોઈ રાજવી, અરે, પણ તે મને તેની પ્રિયતમા પાસે લઈ જવાનું શા માટે કહે છે.

અપૂર્ણ.

★

## તું કહું ત્યાં છે



મારો વાલો ઘણો રાણો, કહ્યા તેને કીશનીઓ મેં;
નવલીઓ નંદ દુલારો, બચ્યો બગીનો ઠે જે. મારો
ઘણો ગમતો રૂડું રમતો કુદે કુદકો છબીલો—એ;
એની હુંફથી હું તો, થયો જીવતો રમતમાં—એ મારો.
જીગરનો દોસ્ત એ મારો, કીશનીઓ વાંસળી વાળો;
ગવૈયો મિત્ર અર્જુનનો, ગીતાનાં ગાન ગાતો તે મારો.
દીલે ઘચલ બને છે જે, તે ડાહ્યો દોસ્ત પરમાણો;
રંગેરસમાં એ રંગીલો, જપે તે- તેમને વાલો. મારો.
'પ્રભુ ચિત્તે મઝા માણી, રમે તે રાહ લે જાણી:
ભણે તો આજ આ 'વાણી, કહેવો તું કહું ત્યાં-છે. મારો.



શ્રી 'પ્રભુગિત'

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

## મુંબઈ.

૧ એન. એમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ

૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય-કાલબાદેવીરોડ

૩ શ્રી. ડા. રામજી ખીમજી કેસરવાલા ૧૦૭ ગુલાલવાડી

૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર બારાકુવાપાસે

૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ

૬ શાહ બુક ડેપો. —પ્રિન્સેસ સ્ટ્રીટ

૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી કુંભારવાડી, પારસીની અગીયારી સામે ફરનીચરની દુકાન.

૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર

૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી

૧૦ શ્રી. મૂળશંકરભાઈ, દવે સોપ ડેપો
કેમ્પ્રુલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઈ ૨

૧૧ શ્રી. વિઠલદાસ વીરચંદ,
શાહ મનસુખલાલ નારાયણદાસ
૧૨૮, કંસારા ચાલ, પહેલો માળ, મુંબાઈ નં. ૨

૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ,
૧૭૭, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ નં. ૧

૧ ડાહ્યાભાઈ વલ્લભભાઈ-દહાણુરોડ

૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ-નવસારી

૧ મહેન્દ્ર દ. શુક્લ, સસ્તુ ઔષધકાર્યાલય બાલાજીરોડ સુરત

૨ શ્રી. પ્રાણલાલ ભગવાનદાસ મર્ચંટ.
ભાગા તળાવ, પાણીની ભીંત, સુરત

૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, ફતેપોર બજાર-ભરૂચ

૧ પટેલ ચંદુભાઈ શિવાભાઈ-શ્રી રામકબીર
મંદિર-કોટેજની બાજુમાં, હાથી પોળ, વડોદરા

૨ નર્મદાશંકર ઈશ્વરલાલ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ

૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા

૪ શ્રી. મહાકાળી જેંઅરલ સ્ટોર્સ,
ન્યાયમંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા

૧ મધુસુદન બાપાલાલભાઈ બુકસેલર પાદરા

૨ પોપટલાલ શોભાણદાસ, પાદરા

૩ રાજરત્ન પટેલ નાગજીભાઈ લાલદાસ મુઃ કુરાલ તા. પાદરા

૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર

૧ વીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ-ડભોઈ

૧ શાન્તિલાલ છોટાલાલ-ઝાલોદ

૧ અંબાલાલ હરસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી.માધરા

૧ ચરોતર બુકસ્ટોલ સ્ટેશન રોડ-આણંદ

૧ શ્રી. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી. રેટીઆપોળ.ઉમરેઠ

૨ શ્રી. મણિલાલ સોમાભાઈ શાહ, દલાલ પોળ, „

૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ-ઉમરેઠ

૧ શ્રી. રામુભાઈ શંકરલાલ ભટ, ,ભગોળ, ડાકોર

૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ „

૧ ગોરધનભાઈ વલ્લભભાઈ પટેલ (સર) મુ. કરમસદ

૧ નારાયણભાઈ હરિરામ રાવલ-મુ ખાત્રજ

૧ દયાળજી પરશોતમ મસીદ પાસે-આણંદ

૧ કૃષ્ણા પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ

૧ અમીન છોટાભાઈ કાશીભાઈ બજારમાં-મુ. વીરસદ

૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
ડાહ્યાભાઈ મગનદાસ પટેલ, મોટી ખડકી, „

૨ શ્રી. સુણાવ ભજન મંડળ, C/O પટેલ ચતુર-ભાઈ ભાઈલાલભાઈ, સરદારની ખડકી, સુણાવ

પટેલ છગનભાઈ નાથાભાઈ, નાવલી

૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ

૧ દેસાઈ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ

૨ પા. અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડ „

૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર બાઈનગર „

૪ શ્રીમાઈ-બાલ-મંડળ મોટાફળીયા માઈચોક „

૫ શ્રી સૌભાગ્ય કંપન સ્ટોર્સ, ભાવસારવાડ „

૬ સી. અમીન કંપની, દેવજીવન સ્ટેશન રોડ „

૭ શ્રી નડીઆદ ભજન મંડળ „
શાહ મધુસુદન ગોરધનદાસ, કોયલા પોળ,

૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી-ચકલાસી

૧ કાલીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક-વસો

૨ કાછીઆ મોતિભાઈ જેઠાભાઈ, વડકુવા પાસે, પેટલાદ

૧ શ્રી. વસો ભજન મંડળ,
પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો

૧ ડાહ્યાભાઈ વલ્લભભાઈ દહાણુરોડ

૨ વીઠલદાસ નાગરદાસ પટેલ ખેડા

૧ શ્રી. મહુધા ભજન મંડળ
રા, સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઈ, મહુધા

૧ શ્રી. મહેતા જયંતિલાલ મણિલાલ જોષી, નરસંડા

૧ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી.
કેડીવા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર

૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઈ બી પટેલ,
પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ

૧ નવનીતલાલ ઓચ્છવલાલ દેસાઈ, કપડવણજ

૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ

૧ સ્વ. શ્રી. બહેચરદાસ સુખરામ દીક્ષીત
સાર્વજનિક લાયબ્રેરી, મુ. મામડી

## અમદાવાદ

૧ મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની પોળમાં સોનીની પોળના મેડા ઉપર
૨ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સંચાલિત સાર્વજનિક દવાખાનું, આસ્ટોડીયારોડ નારાયણ નીવાસ
૩ ભક્તસેવક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા
૪ ઠક્કર ગુરુ કૃપા, રાયખડ, પુલ નીચે
૫ શ્રી પ્રભુદાસ મહારાજ સારંગપુર તળીયાની પોળ
૬ શાહ સોમચંદ અંબાલાલ ખડીયાળી.દાસની પોળમાં કમાનવાળી પોળ
૭ નર્મદાશંકર મુળશંકર પંડ્યા રાયપુર કાપડીવાડ
૮ પરમાર પ્રીન્ટીંગ પ્રેસ ભાલાહનુમાન પાસે
૯ ખેપકર ભીખાભાઇ સખારામ અસારવા મ્યુનિ. ના ડબ્બા પાસે ઠાકોવાસ,
૧૦ ધીરજલાલ ખીમજી બળદેવ, ગિરધરનગર નં. ૧૪
૧૧ પટેલ મોહનલાલ જહેશ્વરદાસ મહેતા મશીનીયર શાહપુર–વનમાળી વાંકાની પોળ.
૧૨ ભાવસાર હીંમતલાલ મંગળદાસ શાહપુર–વહીવટદારની પોળ પાસે, વેણીચંદના ડહેલામાં.
૧૩ શંકરરાવ માધવરાવ ગાયકવાડ મીરજાપુર અમદાવાદ ગેરેજ
૧૪ વિનોદચંદ્ર રામજીભાઇ ગીરધરનગર બંગલા નં. ૬
૧૫ વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ ઘુમસાવાડ કુંભારવાડ
૧૬ ચીમનલાલ છોટાલાલ દલાલ જુના શાકમાર્કેટ જયવંતલાલ એન્ડ કું.
૧૮ ધાર્મિક પુસ્તકાલય, ઘીકાંટા રોડ
૧૭ અનકા બુક ડેપો, ભાલાહનુમાન પાસે
૧૯ દેસાઇ બ્રધર્સ, લક્ષ્મી વિલાસ હોટલ સામે
૨૦ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર પાસે
૨૧ વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૮૧૩રલિવારપેઠપુનાસીટી
૨૨ મણીલાલ અમથાલાલ, માદલપુર–અમદાવાદ
૨૩ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા પાડજ ,,
૨૪ મહંત માધવદાસજી ગુરુ મોહનદાસજી પીત્તળીયા બંબા વિષ્ણુમંદીર
૨૫ મીન્સ સ્ટોર્સ ભદ્ર, તાર ઓફીસ
૧ પટેલ છોટાભાઇ ઉજમલાલ મુ. ધરમજ
૧ મી. શાહ બાલકૃષ્ણભાઇ ચીમનલાલ, કાપડના વહેપારી, ઉંવારસદ
૧ શંકરલાલ જેઠતારામ દીક્ષિત રામસભા સત્સંગ મંડળ છત્રાપુરા–કપડવંજ
૧ માધવલાલ કેવળદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ
૧ ઠક્કર કાળીદાસ ગોરધનદાસ–બહુચરાજી
૧ ગુજરાત જનરલ ટ્રે. કમ્પની–મહેસાણા
૧ શ્રી. ઇશ્વરલાલ વલ્લભરામ જોષી, કબીર સાહેબનું મંદિર, વડનગર
૧ કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ શ્રી. પટેલ નાથાભાઇ નરસીભાઇ, ચાણસ્મા
૧ શ્રી. રતનલાલ નરસીદાસ, બજારમાં, વડનગર
૧ રવિશંકર સાંકળેશ્વર વ્યાસ દેસાઇ પોળ–વીરમગામ
૧ શ્રી. નારણભાઇ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ શ્રી, જેઠીસન સુંદરજી સોની, કોઠ (ધોળકા તાલુકા)
૧ શ્રી. ભવાનભાઇ મગનલાલ દરજી, ભાગડ (ધોળકા તાલુકા)
૧ ગોરધનદાસ છોટાલાલ, મોટવાડા શેરી–ધંધુકા
૧ હર્ષદરાય મણીલાલ શાહ ગુદાલવાડા–મોડાસા.

## જુનાગઢ

૧ રતિલાલ ગુલાબચંદ દોશી, દોશી પ્રિ. પ્રેસ સરકસચોક
૨ ઇશ્વરલાલ જી. રાજા, હવેલી લેન
૧ મોહનચંદ એન્ડ કો.–મરોટી, (યુગાન્ડા)
૧ હનુમાન આશ્રમ બોક્ષ નં. ૧૧૫૧ નૈરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ જેઠાલાલ પી. ભગત ન્યુસપેપર એજન્ટ–જામનગર
૨ હરિદાસ વાળંદ રણજીતચોક જામનગર
૧ શ્રી. રમણિકલાલ કાળીદાસ ઉપાધ્યાય, ભોજરાજપુરા, ગોંડલ
૧ ડૉ. કાનજીભાઇ રામજીભાઇ, કાપડ માર્કીટ–રાજકોટ
૧ મધુસુદન નારણદાસ બુકસેલર–વેરાવળ.
૧ શ્રી.ગીરધરલાલ હરિલાલ દવે, રાવળ ફળીયા, હળવદ
૧ શ્રી. કસ્તુરચંદ પુંજારા, ધી ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ, ધ્રાંગધ્રા
૨ શ્રી. કાનસીંગ રામસીંગ હોટલવાળા, સ્ટેશન સામે, ,,
૧ મહંતશ્રી રામબાલકદાસજી પ્રભુદાસજી, ધ્રાંગધ્રા
શ્રી. હરજીવનદાસ પ્રાગજીભાઇ ઠક્કર, બજારમાં, રાજસીતાપુર (ધ્રાંગધ્રા)
૧ દોશી મણીલાલચંદ્ર વૃજલાલ, વઢવાણ કેમ્પ.
૨ જગજીવન બુકડીપો, ટાવરચોક–વઢવાણ કેમ્પ
૧ નટવરલાલ નરસીભાઇ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા,ગુજ. સાર. સ્કૂલ અમરાવતી (બીરાર)
૧ ત્રિવેદી પ્રભાકર જયશંકર ધોળ
૧ ઓગજીવલાલ એમ. વીમાવાળા દેવગઢબારીઆ
૧ માધવજી લક્ષ્મણ C/o. હાટકેશ મેડીકલ સ્ટોર, વોરાબજાર–ભાવનગર
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનકવાડા–કરાંચી
૧ મેસર્સ બાબુલાલ નરસિંહભાઇ કચ્છ–ભુજ

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

**મુંબઇ.**

૧ ઍન. ઍમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ
૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય-કાલબાદેવીરોડ
૩ શ્રી. ડા. રામજી ખીમજી કેસરવાલા ૧૦૭ ગુલાલવાડી
૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર બારાકુવાપાસે
૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો. —પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી કુમ્ભારવાડી, પારસીની અગીઆરી સામે ફરનીચરની દુકાન
૮ નાયક સોપ ડીપો, ગુલેમર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઇ, દવે સોપ ડેપો કેપ્યુલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઇ ૨
૧૧ શ્રી. વિઠ્ઠલદાસ વીરચંદ, શાહ મનસુખલાલ નારાયણદાસ ૧૧૮, કંસારા ચાલ, પહેલે માળ, મુંબઇ નં. ૨
૧૨ શ્રી. દરજી જ્ઞાતિ સેવા મંડળ, ૧૭૭, બજાર ગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ નં. ૧
૧ ડાહ્યાભાઇ વલ્લવભાઇ-દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ-નવસારી
૧ મહેન્દ્ર દ. શુક્લ, સરલ ઔષધાલય બાલાજીરોડ સુરત
૨ શ્રી. પ્રાણલાલ ભગવાનદાસ મર્ચંટ, ભાગા તળાવ, પાણીની ભીંત, સુરત
૧ બુકસેલર્સ દેસાઇ બ્રધર્સ, ફ્રોપોર બજાર-ભરૂચ
૧ પટેલ ચન્દુભાઇ શિવાભાઇ-શ્રી રામકબીર મંદિર-કોર્ટની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર ઇશ્વરલાલ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૪ શ્રી. મહાકાળી બેંગલ્સ સ્ટોર્સ, ન્યાયમંદિર પાછળ, હનુમાન ચકલા, વડોદરા
૧ મધુસુદન બાપાલાલભાઇ બુકસેલર પાદરા
૨ પોપટલાલ ગોકળદાસ, પાદરા
૩ રાજરત્ન પટેલ નાથજીભાઇ લાલદાસ મુઃ કુરાલ તા. પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ વીલદાસ એચ. શાહ, ટાવર રોડ-ડભોઇ
૧ શાન્તિલાલ છોટાલાલ-ગ્રાલોદ
૧ અંબાલાલ દલસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી. મોધરા
૧ ચરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ-આણંદ
૧ શ્રી. રમણલાલ જેઠારામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
૨ શ્રી. મંજુલાલ સોમાભાઇ, શાહ, દલાલ પોળ, ,,
૩ ચીમનલાલ છોટાલાલ, સટાકપોળ-ઉમરેઠ
૧ શ્રી. રામુભાઇ શંકરલાલ ભટ્ટ, ખડપોળ, ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઇ વલ્લવભાઇ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઇ હરિરામ રાવલ-મુ ખાત્રજ
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે-સાણંદ
૧ કૃષ્ણ પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઇ કાશીભાઇ બજારમાં-મુ વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ ડાહ્યાભાઇ મગનદાસ પટેલ, મોટી ખડકી, ,,
૨ શ્રી. સુણાવ ભજન મંડળ, C/O પટેલ ચતુરભાઇ ભાઇલાલભાઇ, સરકારની ખડકી સુણાવ
પટેલ છગનભાઇ નાથાભાઇ, નાવલી
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઇ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ ડાહ્યાભાઇ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર માઇનગર ,,
૪ ભોમાઇ-બાલ-મંડળ મોટાપીપળા માધરોક ,,
૫ શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૬ સી. અમીન કંપની, દેવસુવન સ્ટેશન રોડ ,,
૭ શ્રી નડીઆદ ભજન મંડળ ,, શાહ મધુસુદન ગોરધનદાસ, કાપડા પોળ.
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ગવાડી-ચકલાડા
૧ કાશીદાસ લલ્લુભાઇ પટેલ વસો કોપરેટીવ બેંક-વસો
૨ કાછીઆ મોતિભાઇ જેઠાભાઇ, વડકુવા પાસે, પેટલાદ
૧ શ્રી વસો ભજન મંડળ, પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ ડાહ્યાભાઇ વલ્લવભાઇ દહાણુરોડ
૨ વીઠ્ઠલદાસ, નાગરદાસ પટેલ ખેડા
૧ શ્રી. મહુધા ભજન મંડળ રા, સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઇ, મહુધા
૧ શ્રી. મહેતા જયંતિલાલ મણિલાલ જોષી, નરસંડા
૨ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી. કેડીલા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઇ બી પટેલ, પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ ઓછવલાલ દેસાઇ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી. મહેચરદાસ સુખરામ દીક્ષીત સાર્વજનિક લાયબ્રેરી, મુ. ગામડી

Regd. No B. 4067



# પ્યારા મુસાફર!

દુઃખનો અનુભવ થાય છે? મુસાફરી કરનાર દુઃખ ન વેઠે તો તે પોતાના નિશ્ચિત સ્થાને પહોંચવાનો આનંદ માણી જ કેમ શકે?

દુઃખથી કંટાળીને કદાચ તું પાછો વળી જાય તો શું તેનાથી તારું દુઃખ ઓછું થવાનું છે? નહિ જ:

એક વાત કહી દઉં :-

દુઃખ વિના સુખની કલ્પના સંભવે જ નહિં, રોગ વિના આરામ અસાધ્ય છે, અંધકાર વિના પ્રકાશની કલ્પના પણ થઈ ન શકે, અને ઝેર ન હોય તો અમૃતની ગણના કેવી રીતે થઈ શકે?

વિરુદ્ધ તત્ત્વોમાંથી નીકળતા સત્ત્વની જ સાચી કિમ્મત આંકી શકાય છે.

વિરોધી તત્ત્વોથી જે ગભરાઈ જાય છે તે કાયમને માટે ગભરાયેલા જ રહેવાના છે, એનું વિરોધી તત્ત્વ શાન્ત પડવાને બદલે ઉગ્ર રૂપ પકડતું જાય છે:

દુઃખ વિનાનું સુખ, ક્લેશ વિનાનો આનંદ, અંધકાર વિનાનો પ્રકાશ, અને ઝેર વિનાનું અમૃત કદાચ હોય તો પણ તે શુષ્ક છે, નીરસ છે — નકામું છે:

પ્યારા મુસાફર!

દુઃખનો અરેરાટ ન પાલવે, એને તો હસતે મુખે સહન કરવું રહ્યું: એના વિના મળેલું સુખ પણ દુઃખરૂપ જ જણાવાનું છે. તો પછી દુઃખને જ શા માટે સહન ન કરવું?

આશાવાદી મનુષ્યે દુઃખને આવકાર આપવો જ રહ્યો, પ્રભાતની આશા રાખનાર રાત્રિની અવગણના કેવી રીતે કરી શકે? અને મઝદરીયામાંથી કિનારે આવવાની આછી આશા પણ સુખકર નથી.

'શરણ્ય'

અધિપતિઃ—પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઈ શંકરભાઈ દેસાઈ
સદ્વિચારાક.] વ્યવસ્થાપકો—શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઈશ્વરલાલ રાજા
'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ :
રૂા. ૪-૩-૦

હિંદ બહાર :
રૂા. ૬-૮-૦

વિષય સૂચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | પ્રાણધારા ... ... | શ્રી 'પુનિત' ... ... ... ... | ૫૧૧ |
| ૨ | સમ્પાદકીય. ... ... ... | ... ... ... ... ... | ૫૧૨ |
| ૩ | ભક્ત પીપાજી ... ... ... | કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા... ... | ૫૧૩ |
| ૪ | શ્રી 'સાગર' મહારાજ અને તેમનું સાહિત્ય | શ્રી ગણપતશંકર ત્રિ. 'કેસરી' ... ... | ૫૧૪ |
| ૫ | અધ્યાત્મ ભાગવત. ... ... | સ્વામી શ્રી માધવતીર્થજી... ... ... | ૫૧૯ |
| ૬ | પ્રાર્થના [કાવ્ય] ... ... ... | શ્રી છોટાલાલ ત્રિવેદી ... ... | ૫૭૪ |
| ૭ | અવધૂતની મસ્તી ... ... ... | સ્વામી શ્રી સચ્ચિદાનંદજી આનંદી... ... | ૫૭૫ |
| ૮ | ઉપદેશ પંચદશી ... ... ... | શ્રી વિમલશંકર શાસ્ત્રી ... ... ... | ૫૭૬ |
| ૯ | ભગવાન બુદ્ધનો અન્તિમ ઉપદેશ [કાવ્ય] .. | જયન્તીલાલ મગનજી ઓઝા ... ... | ૫૭૭ |
| ૧૦ | ત્રિવેણી સંગમ ... ... ... | કુમારી શ્રી નિર્મળાદેવી ... ... | ૫૭૮ |
| ૧૧ | હિન્દુ-મુસ્લીમ સંસ્કૃતિઓ ... ... | શ્રી શાન્તિલાલ દીનાનાથ મહેતા ... ... | ૫૮૧ |
| ૧૨ | વસ્તુગતિ ... ... ... ... | શ્રી શંકરશાસ્ત્રી ... ... ... | ૫૮૨ |
| ૧૩ | જગતની સર્વ શોભાને [કાવ્ય] ... | શ્રી મગનલાલ ચુનીલાલ જાની ... ... | ૫૮૪ |
| ૧૪ | રસિક દયારામ ... ... ... | શ્રી જીવણલાલ છગનલાલ જોશી ... ... | ૫૮૫ |
| ૧૫ | પુનિત ગાથા ... ... ... | શ્રી દીનાનાથ જે મહેતા... ... ... | ૫૮૬ |
| ૧૬ | દીપોત્સવી [કાવ્ય]... ... ... | શ્રી ધીરુભાઈ વી. પુરોહિત ... ... | ૫૯૦ |
| ૧૭ | કાવ્યકુંજ ... ... ... | ... ... ... ... ... | ૫૯૧ |
| ૧૮ | પ્રભાતનાં પુષ્પો ... ... ... | શ્રી વજુ કોટક ... ... ... ... | ૫૯૪ |
| ૧૯ | પાત્ર ભરવી લ્યો [કાવ્ય] ... ... | શ્રી ચંદ્રકાન્ત ઓઝા ... ... ... | ૫૯૫ |
| ૨૦ | જીવન્મુક્તિ—વિવેક ... ... ... | શ્રી પદ્મનાભ શાસ્ત્રી ... ... ... | ૫૯૬ |
| ૨૧ | પતિવ્રત ધર્મનો પ્રભાવ ... ... | શ્રી 'સ્નેહકુંજ' ... ... ... | ૫૯૮ |
| ૨૨ | શીખવા જેવું ... ... ... | અનુ. શ્રી 'હિન્દભૂમિ' ... ... ... | ૫૯૯ |


જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે—અધિપતિ: 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ એ ઠેકાણાથી કરવાં જોઈએ.

પ્રકાશક : પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય. હવેલી લેન—જુનાગઢ

મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ, માંગનાથ રોડ, જુનાગઢ



सत्संगं भवपरपरात्मविषये भक्तिं समुद्बोधयत् । क्षामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मैक्यमनुसर्पं अक्षमपत्सन्द्रयपत्सयूगर्पि, संजातं खलु 'विश्वमंगल'-मपास्तु जगद्गतिम् ॥

વર્ષ ૧૯ મું. કાર્તિક-૨૦૦૩ નવેમ્બર-૧૯૪૬ અંક ૮ મો.

# પ્રાણ-પ્યારાને પોકાર.

(મારું રણુ તમે ઊડાવો રે—એ રાગ)

ક્યાં જઈ તુજને મળવું રે ! પ્રાણ પિયારા,
આ ઊભા ઊભાં બળવું રે ! પ્રાણ પિયારા....(૧)

શું શું મારે કરવું ને શું શું કરી નાખું !
શું ગાંડું ઘેલું-ભાખું રે, પ્રાણ પિયારા....(૨)

સૌ પંખીડાં રીસાણાં, ના દેતાં એની પાંખો,
મુજ પાવન કરવી આંખો રે, પ્રાણ પિયારા...(૩)

હજી શું મારાં પાપો, કંઈ રહી ગયાં અધૂરાં !
આશાના કરતાં ચૂરા રે, પ્રાણ પિયારા....(૪)

શોધી શોધી થાક્યો, પણ હાથ ન આવે,
શું 'પુનિત'ને તરસાવે રે ! પ્રાણ પિયારા....(૫)



શ્રી 'પુનિત'

# સંપાદકીય

વિશ્વમંગલનો આ આઠમો અંક દીવાળીનાં મહાપર્વોના કારણથી એક અઠવાડીયું વહેલો પ્રકાશિત થાય છે દેવદીવાળીએ લગભગ બધા ગ્રાહકબંધુઓને મળી જવા સંભવ છે.

દેશ-કાલના વાતાવરણમાં ભેદભાવના અને માયિક કલહ વધતો રહ્યો છે, શ્રી હરિ પ્રત્યેક વ્યાધિઓ દૂર કરે છે, દેહલામાં દેહલો એ એક જ રક્ષક છે, જો કે પ્રત્યેક મનુષ્યે નિઃસંદેહ અને સાવચેત રહેવું તો જરૂરી છે જ:

<u>કલ્યાણ ગ્રન્થમાલાના ગ્રાહકબંધુઓને</u>

કલ્યાણ ગ્રન્થમાલાનું પાંચમું પુસ્તક 'વંદના' હજી પણ સહેજ વિલંબમાં પડ્યું છે, આશા છે કે જેવી રીતે અત્યાર સુધી ગ્રાહકબંધુઓએ ધૈર્ય રાખ્યું છે તેવી જ રીતે એકાદ પખવાડીયું ધૈર્ય રાખે:

કલ્યાણ ગ્રન્થમાલાનું નવું વર્ષ જાન્યુઆરીથી શરૂ થશે, એક વર્ષમાં કુલ પાંચ સુંદર પુસ્તકો આપવાના નિર્ણય સિવાય એના માટે કોઈ સમય આ બીજા વર્ષમાં નિર્ધારિત કરવામાં આવતો નથી. બીજા વર્ષમાં અત્યંત મનનીય અને બોધપ્રદ પુસ્તકો પ્રકાશિત થશે તેનું પ્રથમ પુસ્તક "તું કોણ ?" અત્યારથી જ છાપવાની શરૂઆત થઈ રહી છે. આ એક જ પુસ્તક ગ્રન્થમાલાના આખો લવાજમની કિંમત જેટલું છે, એ સિવાયનાં બીજાં ચાર પુસ્તકો દર ત્રણ માસે અપાશે, તે પણ વાંચવા અને વસાવવાયોગ્ય હોવાની અમો ખાત્રી આપીએ છીએ.

વાર્ષિક પાંચ રૂપિઆમાં ૧૦૦૦ પૃષ્ઠોનું સચિત્ર વાચન પૂરૂં પાડનાર આ ગ્રન્થમાલાના ગ્રાહક બની જઈને ગ્રાહકો પોતાના ધાર્મિક જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરે એવું અમો ઈચ્છીએ:

<u>આવતો [ વિશેષાંક :</u>

[વિશ્વમંગલ માસિકના અગીઆરમા વર્ષનો પ્રવેશાંક-( ચૈત્ર સં. ૨૦૦૧ ) શ્રીમદ્ ભાગવતાંક પ્રકાશિત કરવાનો નિશ્ચય થયો છે આ વિશેષાંકથી ભક્તિપ્રેમી જનતાને એક આવશ્યક અને મનનીય સામગ્રી મળી રહેશે. શ્રીમદ્ ભાગવત ઉપર મનનીય લેખો, કાવ્યો અને વાર્તાઓથી આ અંકને સર્વાંગસુંદર-સચિત્ર બનાવવાનો સંપૂર્ણ પ્રયત્ન કરવામાં આવશે:

'વિશ્વમંગલ'ના આ વિશેષાંકને વધાવવા માટે અત્યારથી જ ગુજરાત-કાઠિઆવાડની ધર્મપ્રેમી જનતા તત્પર બનશે એવો અમોને વિશ્વાસ છે:

આ અંકના લેખો માટેની વિષયસૂચિ પોષ માસના અંકમાં અપાશે ત્યાંસુધીમાં વિદ્વાન લેખકો, પૂજ્ય મહાત્માઓ અને વિચારક સજ્જનો અમોને આ અંક માટે યોગ્ય માર્ગદર્શન કરાવે એવી અમો માગણી કરીએ છીએ.

'વિશ્વમંગલ'ના દરેક ગ્રાહક બંધુઓને આ સાથે એક પાનાનું ચારે 'આસન' કેલેન્ડર મોકલાય છે, તેને પૂંઠાપર ચોડીને ભીંતપર ટાંગી શકાશે.

વિનમ્ર નિવેદકો

પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
તંત્રી : વિશ્વમંગલ

દેસાઈ મગનભાઈ છોટાભાઈ
સહતંત્રી : વિશ્વમંગલ

# ભક્ત પીપાજી

લેખક- કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા.

[ ગતાંક પૃષ્ઠ ૫૨૪ થી ચાલુ ]

ત્યારે પીપાજી દોરના પેથી ભરવાડણ બાઈ પાસે ગયા અને કહ્યું, બ્હેન! હાલ તો મારી પાસે કંઈ નથી એટલે તને હું દહીંના પૈસા આપી શકું એ સ્થિતિમાં નથી પણ બ્હેન આજે સાંજે તું મારે ત્યાં આવજે એટલે આજે મને જે સેવા (ભેટ) મળી હશે તે બધી જ તને અર્પણ કરીશ. એમ કહી દહીં લાવી સાધુને તૃપ્ત કર્યા. સાધુઓના જમીને ગયા બાદ એક વણિક સો સોના મહોરો લાવીને ભેટ મૂકી ગયો. એટલે પીપાજી પેલી દહીંવાળીને બોલાવી એ બધી જ સોના-મહોરો એને આપવા લાગ્યા. ત્યારે દહીંવાળી કહે છે, "હું તો આટલા બધા પૈસા નહિ લઉં. મારે તો બે પૈસાનું દહીં છે. માટે બે જ પૈસા આપો, પીપાજીએ કહ્યું બેટા! તારું કહેવું સત્ય છે પણ મેં તો તને દહીં લેતી વખતે જે શરત કરી હતી એ હિસાબે મારે તને આપવા જ જોઈએ." અને બન્નેમાં રકઝક થવા લાગી. જેથી ગામના લોકો ભેગા થયા અને દહીંવાળીને સમજાવીને કહ્યું કે હમણાં તું એ મહોરો લઈ લે કારણ કે એ તને આપ્યા સિવાય રહેનાર નથી અને હમણાં તું તે મહોરો લઈ તારે ઘેર જા. અને તારા બે પૈસા કાપી લઈ એ રકમ ભેટ કરીશ તો તે જરૂર લેશે અને દહીંવાળીએ તદનુસાર કર્યું. બીજો પ્રસંગ એમને માટે એવો બન્યો કે એક તેલણ (ઘંચણ) બહુ રૂપાળી હતી એ તેલ વેચતી વેચતી પીપાજીને ત્યાં આવી. પીપાજી એના રૂપને જોઈ પ્રેમપૂર્વક બોલ્યા "જેવું તારું રૂપ સુંદર છે એવું તું જો 'રામ રામ' બોલે તો તારું હૃદય પણ સુંદર થઈ જાય. તેલણ બાઈ હસીને કહે છે મારે રામ રામ શું કરવા કહેવું પડે' જેનો ધણી મરી ગયો હોય તે 'રામ રામ' કહે. પીપાજી કહે ભલે ત્યારે 'રામ રામ' કહેજે. ત્યાંથી તેલણ બાઈ ઘેર ગઈ તો ખરેખર તેનો ધણી મરી જ ગયો હતો જેથી એને સ્મશાને કાઢ્યો. ત્યાં તેની પત્ની પણ હાય હાય શબ્દો કરી કૂટતી પીટતી 'રામ રામ' શબ્દો કહેવા લાગી એટલામાં પીપાજી રસ્તામાં જ મળ્યા અને હસીને કહે છે કે હવે રામ રામ કેમ કહે છે? ત્યારે તેલણ સમજી કે આ સાધુને શાપે જ મારો ધણી મરી ગયો છે એટલે સાધુ એને પ્રાર્થના કરી, [illegible] છે! એટલે ભક્તના ચરણમાં પડી રામ રામ કરી પ્રણામ કર્યા અને પતિને જીવતો કરવા પ્રાર્થના કરી. એટલે પીપાજીએ એ મૃત શબના કાનમાં રામ-મંત્ર સંભળાવ્યો; એટલે તેલી બેઠો થયો. પીપાજીએ કહ્યું કે હવે બે જણ રામ રામ કરજો બાદ કહી એમનો પણ ઉદ્ધાર કર્યો. એક દિવસ પીપાજી તેમના એક ગુરુભાઈ ધીરંગને ગામ જવા નીકળ્યા. ત્યાં રસ્તામાં એક ભંગીવાડ આવતાં ભંગીની બે રૂપવતી કન્યાઓને દીઠી એટલે પીપાજીએ તેમને પણ એમજ કહ્યું કે બેટા! રૂપે તો બે જણીઓ રૂપાળીઓ છો. પણ જો મુખેથી રામ રામના જપ જપો તો વધારે સુંદર દેખાઓ. ભંગીજણીઓએ એ વાતનો સ્વીકાર કર્યો અને પીપાજીએ માથા પર હાથ મૂકી રામમંત્ર દીધો પછી પોતના ગુરુભાઈને ત્યાં જઈ પાછા ફર્યા. ત્યાં રસ્તામાં એક ગરીબ બ્રાહ્મણ મળ્યા અને પીપાજીને કરગરીને કહે છે-પ્રભુ હું અત્યંત નિર્ધન (ગરીબ) છું તો મારા ઉપર દયા કરી મને થોડું ધન આપો. પીપાજી કહે જો ભાઈ! આપણી પાસે તો રાતી પાઈએ નથી પણ તારે પૈસા લેવા હોય તો મારી સાથે ચાલ એમ કહી એને ઘેર લઈ ગયા. સાધુના જેવાં કપડાં પહેરાવ્યા ને માથું મુંડાવી નાખ્યું અને ડોકા ગામના દરબાર જે એમનો શિષ્ય હતો તેની પાસે લઈને કહ્યું કે રાજા! આ મારા ગુરુ રામાનંદાચાર્યદેવ છે તો એમને પુષ્કળ દ્રવ્ય આપો. રાજાએ ગુરુના એ ગુરુ આવેલા જોઈ તે બ્રાહ્મણનું બહુ સન્માન કરી તેને પુષ્કળ દ્રવ્ય આપ્યું અને બ્રાહ્મણ પાછો [illegible] થઈ પોતાને સ્વસ્થાને ગયો.

એક દિવસ એવું બન્યું કે દરબારગઢ મંદિરમાં ભગત [illegible] કરતા બેઠા છે, ત્યાં પીપાજીએ બે હાથ મસળવા માંડ્યા ને ફુંકવા માંડ્યા ત્યારે રાજાએ પૂછ્યું ગુરુદેવ! આ શું કરો છો? પીપાજી સ્મિત કરી કહે છે. એનો [illegible] અત્યારે ઉત્સવ થાય છે અને એ ઉત્સવમાં કોઈ દાઝે નહિ એ ખાતર [illegible] મહાલક્ષ્મીએ પોતાના હાથ સહેજ ઊંચો કર્યો એટલે ઉપર મશાલનો [illegible] ભરેલો ચંદરવો બળે છે તે બળે છે એને હું ઓલવું છું એટલે પીપાજીના [illegible] કહે છે કે હવે ગુરુએ ઠીક [illegible] ડોળવા માંડ્યા છે.

રાજાને પણ સ્હેજ વિચાર થયો કે દારામાં ચંદરવો બળે ને ગુરુ અહિં રહીને ઓલવે એ વાત આશ્ચર્યની અજાણ. ગુરુ ! ઘેર ગયા પછી દેશીબાઓમે રાજાને સમજાવ્યો અને આ વાત સાચી છે કે ખોટી એની ખાત્રીની માટે માણસ દારિકા મોકલ્યો. તપાસ કરવા જનાર માણસ પ્રભુના મંદિર આગળ જઈ ઊભો રહ્યો અને જોયું તો ચંદરવા બાંધેલો હતો અને બળેલો હતો ત્યારે એણે પાસઁદને પ્રશ્ન કર્યો કે પ્રભુ! આગો કિંમતી ચંદરવો દાઝ્યો શાથી ? ત્યારે પાર્ષદે જે ટાઇમે દ્વારકામાં પીપાજીએ હાથ મસળ્યા હતા તે તિથિ વાર ને સમય બતાવી કહ્યું કે એ દિવસે કીર્તન સમયમાં એટલી બધી ભીડ હતી કે સહાયયોગે હાથ જરા ઊંચો થઈ ગયો જેથી ચંદરવો દાઝ્યો; પણ એ તો આશ્ચર્ય થશે કે એ જ ટાઇમે ભક્ત પીપાજી હતા કે તે ટાઇમે ઊભા થઇ એણે ચંદરવો ઓલવી નાખ્યો. તપાસ કરવા જનાર માણસે ઘેર આવી જોયેલા ચમત્કારની વાત કરી. દુર્જનોનાં મોઢાં શ્યામ પડી ગયાં ને રાજા પીપાજીને આજદિન સુધી જે ગુરુભાવથી જોતો હતો તે આ ચમત્કાર સાંભળી ચિત્રવત્ બની ગયો અને પીપાજીને ત્યાં જઇ ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યો કે પ્રભુ આપ ખરેખર કોઇ દૈવી પુરુષ છો અને હવે આપ કૃપા કરી મને દીક્ષા આપો, મારા ગુરુ થાઓ મને કંઠી બાંધો, ઉપદેશ આપો પીપાજી હસીને કહે છે ગુરુદક્ષિણામાં શું લાવ્યો છે ! ત્યારે રાજા કહે પ્રભુ ! આપ જે માગો તે. ત્યારે પીપાજી કહે તારું રાજપાટ અને તારી સુંદરમાં સુંદર પટરાણી છે તે તું મને આપી દે તો અમે તને ઉપદેશ આપીએ. રાજાએ તેમ કરવાની હા પાડી. અને પોતાની સુંદર રાજરાણી પીપાજીને સ્વાધીન કરી અને રાજ્યનો સંકલ્પ કરવા ઊભો થયો. પીપાજી રાજાની આ સદ્‌વૃત્તિ જોઈ બહુ જ પ્રસન્ન થયા અને રાજાને પરીક્ષામાં ઉત્તીર્ણ (નાપાસ) જોઈ અને ગુરુને માટે તન, મન, ધન, સર્વસ્વ અર્પણ કરવાની તત્પરતા જોઈ પીપાજીએ તેમ । મસ્તક પર હાથ મૂકી કર્ણપટમાં "રામ-રામ" મંત્ર પ્રદાન કર્યો અને ખાતે બધાં લોકો ભાગા કરવાનો અને જનસેવા કરવા કરાવવાનો ઉપદેશ દીધો. પછી રાજ્ય અને રાણી રાજાને સ્વાધીન કર્યાં રાજા કહે છે પ્રભુ ! રાણીને હવે પાછી કેમ આપો છો ! ત્યારે પીપાજી હસીને કહે છે. ગાંડા-ભાઈ ! એ તો મારી દીકરી છે માત્ર તારી પાત્રતા જોવા માટે અને ગુરુ કરવાની તને કેવી ભૂખ લાગી છે એ જોવાતી ખાતર એટલે કે પરીક્ષા કરવા માટે મેં આવી માગણી કરી હતી. એમ કહી રાજાને રાજ્ય અને રાણી સમર્પણ કર્યાં રાજાએ બહુ આનાકાની કરી ત્યારે પીપાજીએ તેને બહુ સમજાવ્યો અને કહ્યું કે શિષ્ય અને ગુરુનો સંબંધ દુનિયાના પ્રત્યેક સંબંધો કરતાં વિશેષ મહત્ત્વ છે એટલે તું હવે વાસ્તવિક રીતે મારો ધર્મપુત્ર ગણાય. માટે ગુરુરૂપ બાપની મિલ્કત (થાપણ) તારા જેવા સુયોગ્ય પુત્રને ન આપું તો કોને આપું ? માટે મારી આ મિલ્કત હું તને અર્પણ કરું છું અને જો ને ! આવો જ પ્રસંગ સનાતન ધર્મ ઉદ્ધારક છત્રપતિ મહારાજા શિવાજી માટે પણ બન્યો હતો તેમાં પણ એવું બન્યું હતું કે શિવાજી મહારાજ એક વખત પોતાના રાજભવનમાં બેઠા હતા ત્યાં અચાનક તેમના ગુરુ સમર્થરામ ભિક્ષા માગવા નીકળેલ અને "જયજય રઘુવીર સમર્થ" એવો મંત્રોચ્ચાર કર્યો ત્યાં શિવાજીને લાગ્યું કે જાણે સમર્થ દેવનો અવાજ ન હોય! એટલે બારીએ ડોકિયું કર્યું તો ખરેખર સમર્થ દેવનાં જ દર્શન જણાયાં ત્યાં છત્રપતિ મહારાજને વિચાર થયો કે હું છત્રપતિ થયો તે ગુરુદેવની કૃપાનું ફળ છે અને ગુરુદેવ આમ ઘરોઘર ભીખ માગે એ શોભે ખરું ? એટલે શિવાજી કંઇક કાગળમાં લખી તરત જ નીચે ઉતર્યા સમર્થદેવ! જેવા રાજભવનના આંગણામાં આવી "જય જય રઘુવીર" સમર્થનો મંત્રોચ્ચાર કર્યો ત્યાં શિવાજી દોડતા બહાર નીકળ્યા સમર્થદેવે પોતાનું અનંતરિપાત્ર (ભિક્ષાપાત્ર) શિવાજી તરફ લંબાવ્યું ને શિવાજી લખેલો કાગળનો કટકો ભીક્ષાપાત્રમાં મૂકી કરસંપુટ કરી ઊભા રહ્યા. જો કે સમર્થ દેવ તો સમર્થ હતા. એ બધું જ સમજી ગયા હતા. છતાં અજાણપણાની સ્મિત વદને બોલ્યા. બેટા! શિવબા ! ભૂખ્યા માણસની ભૂખ કેમ કાગળ ખાવાથી ઓછી થાય છે !

શિવાજી કહે—પ્રભુ એ કાગળમાં સર્વ કંઇ છે.

સમર્થ—કાગળમાં એવું શું છે !

શિવાજી—રાજ્યસમર્પણ.

સમર્થ—બેટા ! અમ સંન્યાસીઓને રાજપાટ શા કામના ! કારણઃ

અમે તો રમતા રામ ફકીર (૨)

એક દિન હોવે રાજસિંહાસન.

એક દિન ભલી કુટિર-અમે તો.

એક દિન હોવે લૂખું ભોજન.

એક દિન હોય ક્ષીર...અમે તો.

માટે અમારે રાજપાટ ન જોઇએ, માટે લે આ તારો કાગળનો કટકો પાછો. જો કે શિવાજી મહારાજની આ ત્યાગવૃત્તિ જોઇને સમર્થદેવ બહુ જ પ્રસન્ન થયા હતા.

શિવાજી—પ્રભુ !

" જે દાનમાં આપેલ તે સેવા કદિ કહાતો નથી.
સંકલ્પ પામે દાન દેતાં, તે ખરો દાતા નથી

એટલે મેં તો મારૂં સર્વસ્વ આપના ચરણારવિંદમાં અર્પણ કરી દીધું છે. માટે હવે તો આપ દયા કરો અને આપના જેવો બનાવી દો.

સમર્થ—ધન્ય બેટા ! ધન્ય શિષ્યા ! તારો મહત્ કાર્યો અર્થે જન્મ થયો છે જેમાંનાં કેટલાંક કાર્યો હજી તારે માટે અધુરાં છે માટે હમણાં તો તારે:—

" પાળે પ્રજાને પુત્રસમ તે દેવસમ પૂજાય છે;
પણ માન એવા નૃપતિઓનાં દેવતાઓ માગે છે."

માટે હમણાં તો તું તારી પ્રજાને પુત્રવત્ પાળ અને તારા હિંદુત્વનો વિજયધ્વજ ફરકાવ. કારણ કે—

" આખા જગતના ધર્મોથી પણ જાતિની સેવા વધી. માટે બેટા ! હમણાં તારે સંન્યાસી થવાની વાર છે.

પીપાજી—પણ પ્રભુ ! રાજ્ય તો આપને સમર્પણ કર્યું હવે હું કરવાનો પણ શું હતો ?

સમર્થ—(સ્મિત કરી કહે છે) તારૂં કહેવું યથાર્થ છે. તેં જેમ મને સમર્પણ કર્યું એમ હું તને મારા પટ્ટ શિષ્ય તરીકે આ રાજ્ય બક્ષિસ કરૂં છું માટે મારી આજ્ઞાનુસાર તેનો સ્વીકાર કર અને હિન્દુત્વના કલ્યાણ અર્થે તારા સર્વસ્વને અર્પણ કર. પીપાજી મહારાજે ગુરુ—આજ્ઞાનુસાર રાજ્યનો સ્વીકાર કર્યો પણ પોતાના મનાઈના નિશાન સૂચક જે એમનો ધ્વજ હતો તે ધ્વજ ઊતારી નાખી તે જગાએ ભગવો ઝંડો ચઢાવ્યો અને જગતને વિદિત કર્યું કે આ રાજ્ય એમોને સાધુઓ તરફથી બક્ષિસ થયેલું છે. આજ પણ જ્યાં જ્યાં ગરાઠાનું રાજ્ય હતું ત્યાં એમનો ફ્લેગ (ધ્વજ) ભગવો ઝંડો જ છે. તેમ પીપાજીએ કહ્યું કે બેટા ! હું પણ તને આ રાજ્યને રાણી સમર્પણ કરૂં છું માટે તું એનો સહર્ષ સ્વીકાર કર.

અદીયાં ટોડાના દરબારે રાજ્યનો સ્વીકાર કર્યો અને તન, મન, ધનથી ભગવાનની, ગુરુની અને હરિજનારાયણોની સેવા કરી આ ભવાટવીમાંથી મુક્ત થયો.

એમ સજ્જનો ! આજે મારો અને તમારો જન્મ પણ સેવા અને સ્મરણરૂપી સત્કાર્ય કરી મનુષ્યત્વનો સદુપયોગ કરી ભવસાગર તરવા માટે થયો છે એ મરણાન્તે પણ ભૂલશો નહિ.

સજ્જનો ! પીપાજી જેવા ભારત માતાના બાળકોનાં કેટલાં ગુણગાન કરીએ ! એમને માટે ઉત્તમનો ઉત્તમો પ્રસંગ એક એવો બન્યો કે—પેલા બે ભંગીની સુંદર છોકરીઓને એમણે શિષ્યાઓ બનાવી હતી. એ બે છોકરીઓને કેટલોક સમય વ્યતીત થયા બાદ ગુરુપૂર્ણિમા પર ગુરુનાં દર્શન કરવાની લાલસા પ્રગટી. એટલે ગુરુદર્શનમાં પેલી બનેલી બે શિષ્યાઓ ભગવાન અને ગુરુનું ભજન—ધ્યાન કરતાં કરતાં મસ્ત દશામાં ગુરુના દર્શનાર્થે ચાલી. ત્યાં રસ્તામાં એક ગામ આવ્યું, એ ગામના સ્મશાનમાં મડદું બળતું હતું. ભંગી છોકરીઓએ સ્વાભાવિક રીતે પૂછ્યું કે કોણ મરી ગયું ભાઈ ! ત્યારે સ્મશાનમાં બેઠેલા સાધુઓએ કહ્યું—આ તો ગાગરોણ ગામના રાજાને પીપાજી ભગત હતા તે મરી ગયા છે. એમને અમે અગ્નિસંસ્કાર કરીએ છીએ. ભંગીની છોકરીઓ આ વાત સાંભળીને ચમકી કે જેનાં આપણે દર્શન કરવા જઈએ છીએ તે તો મરી ગયા. અને એમ કહી પૂર્ણ શોકાતુર બની આંખમાંથી ચોધાર આંસુ વહેવરાવવા માંડી. છતાં એકમેકની સાથે પાછી વાતો કરવા લાગી કે આજે આપણે ઘણા વખતે ભગવાન અને ગુરુની ઇચ્છાથી જ ગુરુનાં દર્શન કરવા જઈએ છીએ તો ગુરુ મરે જ નહિ માટે આપણે તો જરૂર ગુરુદેવનાં દર્શન કરવા જવું જ. સ્મશાનવાસીઓ હસીને કહે છે. પણ ગાંડી છોકરીઓ ! હવે તમે દર્શન કોનાં કરશો ? પીપાજી તો મરી ગયા ! છોકરીઓ કહે છે—અમારો સત્ય સંકલ્પ છે: ગુરુ મરે જ નહિ એમ કહી એમણે ચાલવા માંડ્યું અને અનુક્રમે રસ્તામાં બીજાં ત્રણ ગામ આવ્યાં ત્યાં દરેક ગામના ગોંદરે પડેલા ગામની માફક જ ચિતા બળતી જોઈ અને માણસોને પણ જોયાં અને પૂર્વવત્ છોકરીઓએ ગામેગામ પૂછ્યું પણ ખરૂં, કે કોણ મરી ગયું ? ત્યારે ગામવાળા તરફથી જવાબ મળ્યો કે—પીપાજી. છતાં છોકરીઓ તો પહેલાંની માફક જ ધૈર્ય ધરી પીપાજીને ગામ જ ગઈ તો પીપાજીને ત્યાં જીવતા બેઠેલા જોયા અને જઈ અને ગુરુજીના ચરણમાં પ્રણામ કર્યા ને સઘળી વાત કહી. ત્યાં છોકરીઓએ ગુરુદેવને રસ્તામાં બનેલી બીના રજુ કરી. ત્યારે પીપાજી કહે છે બેટા ! એ તો તમારી ભાવના જોવા માટે મેં લીલા કરી હતી. છોકરીઓ કેટલાક દિવસ સુધી ત્યાં રહી. અને પછી ગુરુનાં ગુણગાન ગાતાં ગાતાં સ્વસ્થાને ગઈ અંત સમય સુધી એ છોકરીઓ પણ ગુરુકૃપાએ કરી સેવા અને સ્મરણ કરી ભવસાગર તરી ગઈ.

સજ્જનો ! આ પ્રમાણે પીપાજીએ અનેક માણસોને ભવજળથી ઉદ્ધાર્યાં હતા. પીપાજી જેવા અનેક નરરત્નો આ પુણ્યતમ ભારત વર્ષની ભૂમિ પર થયા છે, થાય છે, અને થશે. અસ્તુ. ૐ શાંતિઃ શાંતિ. શાંતિ

સંપૂર્ણ.

# શ્રી "સાગર" મહારાજ અને તેમનું સાહિત્ય

લેખક:—શ્રી કાશીશંકર જયશંકર ત્રિપાઠી. "કાસાર"

[ ગતાંક પૃષ્ઠ ૫૫૨ થી ચાલુ ]

કંઈ લાખ જહાજ તૂટી ગયાં,
અથવા નવાં ઘડવાં ગયાં;
ભરપુર સાગરીએ મળ્યાં,
આમીન ! અરે, મારી સનમ.

ઓ સનમ! ઓ પ્યારા પ્રભુ! ઓ વ્હાલા નાથ! તમારાથી છૂટા પડ્યા પછી અનેકો શરીરો ધારણ કર્યાં ને જરૂર પડતું જીવન જીવી, તે શરીરો નાશ પામ્યાં. કોઈ કોઈ શરીરમાં તારા ભક્તિમાર્ગના રસ્તા જતાં તારા પ્રેમનો પરિચય થએલો. છતાં પૂરે-પૂરો તને ન પિછાનતાં, તારા શુદ્ધ સ્વરૂપનાં દર્શન કરવાં બાકી રહી ગએલાં, આમ અધૂરી અધૂરી આશાઓમાં તે તે શરીરો નાશ થયાં. આમ છેવટે "સાગર"ના શરીરમાં આપણે પૂરેપૂરા ભેટી ચૂક્યાં છીએ-મળી ગયાં છીએ. હવે અભિન્ન છીએ, અદ્વૈત છીએ. ॐ તત્ સત્...

"તું" માં ડૂબું છું "હું" સનમ,
"હું" માં ડૂબે છે "તું" સનમ;
આ વસલ સાગરીએ સનમ,
કાયમ રહો, મારી સનમ.

(દિ. સા. પુ. ૧ પૃ. ૨૯૩ થી ૨૯૮)

ઓ પ્યારા પ્રભુ, હું તારામાં ઓગળી જાઉં છું ને તું મારામાં ઓતપ્રેત મળી જાય છે. આમ, આ "સાગર" ઓગળી જઈ તારા શુદ્ધ સ્વરૂપમાં "અહં બ્રહ્માસ્મિ" બની જાય છે. અહા, હા, આ મેળાપ, આ પ્રેમ ભેટ, આ પ્રભુની એકમેકતા, અદ્વૈતતા, કાયમ રહો-કાયમ રહો. ॐ સ્વસ્તિ, સ્વસ્તિ, આમીન, આમીન.

•

શ્રી સાગર મહારાજ શરીર નિભાવની-ઉદરપોષણ જરૂરીઆત માટે કેટલા બેદરકાર ને પ્રભુ તરફ અડગ વિશ્વાસ રાખનારા હતા. તે નીચેની બેતોથી સમજાશે.

મમં પ્રભુજી આપશે.
હાં કોણ મમં આપશે;
ॐ પ્રભુજી મમં આપશે,
મમં પ્રભુજી આપશે.

તું જોઈ, કોણે શીખવ્યું?
મધ માખીને જ બનાવવું;
જે પ્રભુજીએ એ શીખવ્યું,
તે પ્રભુજી મમં આપશે.

ચાંદ સુરજ પણ પછીને,
કોણે કર્યાં સહુ જીવને;
જેણે બનાવ્યો છે તને,
તે પ્રભુજી મમં આપશે.

આંખો મીંચી તું માગજે,
મમં પ્રભુજી આપશે;
ॐ પ્રભુજી મમં આપશે,
મમં પ્રભુજી આપશે.

હાં, ગાણુ હૈયામાં રહે,
શું આવું? સાગર ને તને;
ॐ પ્રભુજીઃ ॐ આ નામને,
મમં પ્રભુજી આપશે.

(દિ. સા. પુ. ૧, પૃ. ૪૧૧)

ઉપરની ગઝલ પોતાના આપ્તજનને ઉદ્દેશી લખાએલી છે. પ્રભુએ ઝીણી માખી બનાવી, ને તેની સાથે તેના ઉદરનિર્વાહ માટે, તેને મધ કેમ બનાવવું તે શીખવ્યું, તે પ્રભુજી તને, મને, ને સારી આલમને મમં (ખાવાનું) જરૂર આપશે.

જે પ્રભુએ ચંદ્રમા, સુરજ, તમામ જીવોને ખૂદ તને પણ તેમણે જ બનાવ્યો છે, તો તારો નિભાવ કરવાનું સાધન, મમં (ખાવાનું) તે જરૂર જ તને આપશે.

પણ રહે, જો, જ્યારે તારે ખાવાનું જોઈએ, તે વખતે, તારે એક ધ્યાનમાં આંખો મીંચી, પ્રભુભક્તિમાં લીન થઈ, પ્રભુની પાસે માગવું જોઈએ. જો એમ તું માગીશ, તો જરૂર જ તે તારા ઉપર પ્રસન્ન થઈ, તને મમં આપશે.

તારે મમંની ચિન્તા કરવી નહિ, તારે તો ॐ પ્રભુજી "ॐ પ્રભુજી" "ॐ પ્રભુજી" એમ ગાયા જ કરવું, ને તેની પ્રેમભક્તિથી પ્રીતિ જમાવી નાખ્યા કરવું. બસ, પશ્ચાત્ જરૂર જ તે તારા માટે મમં તૈયાર જ કરી દેશે. ॐ પ્રભુજી.

શ્રી સાગર મહારાજ હરદમ એક જ વસ્તુ ધ્યાનમાં રાખતા હતા. તે એ કે—"આત્મા એ જ પરમાત્મા છે" આ સહજ વિચાર૫ તે અક્ષમર છે. જુદી જુદી

અહા હા, ભગવતિ! તારૂં,
અનિર્વચનીય, વર્ણન છે.

અહાહા તારૂં વિશ્વસ્વરૂપ સર્વ સ્થળે વ્યાપેલ છે. શ્રી મોરલીધર કૃષ્ણ જેવા કરોડો પ્રેમાત્માઓ તારામાંથી જ ઉદ્ભવેલા છે. ઓ પ્રભુ, ઓ ભગવતિ! તારૂં વર્ણન, વચનોથી–બોલવાથી–જીભથી–કરી શકાય તેમ નથી. તારૂં વર્ણન, અનિર્વચનીય છે. તારી અગાધતા વાણીથી માપી શકાય તેમ નથી. અરે કોઈ પણ તેમ કરી શકે તેમ જ નથી ૐ

આ ભાવના આ શ્લોક સાથે સરખાવો.

असितगिरिसमं स्यात्, कज्जलं सिन्धुपात्रे,
सुरतरुवरशाखालेखिनी, पत्रमुर्वी;
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं.
तदपि तव गुणानामीश पारं न याति.

× × ×

અને બસ તારી પ્રીતિ એ,
મિલે પરમાત્મદર્શન છે;
મહાવનો સ્નેહ સાગર આ,
સનમ, કાયમ સમર્પણ છે.

ઓ વ્હાલી સનમ, ઓ પ્યારા પ્રભુ, ઓ અનાદ્યનંત સર્વેશ્વર, ઓ સર્વત્ર વ્યાપેલ વિશ્વેશ્વર, તારી રહેમ નજર, "તારી કૃપા," તારી અમીદૃષ્ટિ, એ જ અમારી ધ્યેયપ્રાપ્તિ, એ જ શ્રી પરિબ્રહ્મ પરમાત્મદર્શન કરાવનાર પ્રેરક બળ. પ્રીતિથી, સ્નેહથી, 'સાગર' સંમદ કરેલો, પ્રેમના મહાસાગર જેવો, સ્નેહના વારિથી રસબસ છલોછલ ભરેલો, આ "ગુજરાતી મઝહબીસ્તાન" નો ગ્રંથ તે તો અનાદિથી કાયમ જ તમને જ સમર્પણ થએલ જ છે. ૐ તત્ સત્: સ્નેહના અને પ્રેમના પૂર્ણ સ્વરૂપ આપ પોતે જ શ્રી પરમાત્મા છો, ૐ પ્રેમસ્વરૂપાય નમઃ.

શ્રી સાગર મહારાજને એકાન્ત જીવન વધુ પ્રિય હતું. ને તેથી જ સ્વર્ગના સ્થાન સ્વરૂપ શ્રી હિમાલયને આશરે વસવું તેમને ઘણું જ પ્રિય લાગતું. તેથી બરાબર શિયાળાની ઋતુ, કે જ્યારે આપણને અહીં ગુજરાતમાં પણ વધુ ઠંડી જણાય, તેવે સમયે, તે હિમાચલના ખોળે ઋષીકેશમાં વાસ કરી. એક ઝુંપડી બાંધી એકાન્ત મોજથી જરૂરીઆતથી રેવાઈ પોતાના નિજાનંદમાં મસ્ત સ્મરણમાં જીવન વીતાવતા. આમ ઘણી વખત તે ઋષીકેશ જઈ રહેલા, ને ત્યાંથી જ મનોનિગ્રહ, ઇન્દ્રિયદમન, આત્મવિશ્વાસ, ને પરમાત્માની પ્રેમપ્યારી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થએલા.

પવિત્ર પુણ્યભૂમિ, શ્રી ઋષીકેશમાં નિવાસ કરતાં, ત્યાંના પવિત્ર વાતાવરણમાંથી જ પ્રેરણા પામેલાં, મુમુક્ષુઓના કલ્યાણ સ્વરૂપે ઘણાં ભજનો લખાયાં છે. તે હવે આપણે સમજવા પ્રયત્ન કરીએ.

ઋષીકેશમાં જેમ જેમ ભજનો લખાતાં, તેમ તેમ તેની, હાથે જ બને તેટલી કોપી (નકલ) કરી, તેમને ચાહનાર મુમુક્ષુઓને તે એક એક કોપી મોકલતા જતા હતા. આવી પુણ્યમય પ્રસાદી પ્રાપ્ત કરવા, તેમને ચાહનાર ઘણા પ્રેમાત્માઓ ભાગ્યશાળી થએલા. સાગર મહારાજનો મુકામ જ્યાં થાય, ત્યાંની પોસ્ટ ઓફિસને ભાર તાણવો પડતો. એક સારા કાંકર ઓફિસર જેટલી, તેમની રોજ ટપાલ આવજા કરતી હતી. આ ટપાલમાં રોજને રોજ જિજ્ઞાસુ જનોને અમૂલ્ય જ્ઞાનામૃતના ટુંકા ટુંકા ફકરાઓ, પત્રદ્વારા પેશ કરવામાં આવતા. પેલે હિમાલય જેટલે દૂર વસવા છતાં તે તેમના પ્રિયજનો સ્વજનો પ્રેમાત્માઓને પોતાની પ્રેમ પ્રસાદીરૂપે જ્ઞાનામૃતની લહાણી બીજે ને ત્રીજે દિવસે જરૂર જ મોકલ્યા કરતા હતા. આવી તેમના હસ્તાક્ષરની જ પુનિત પ્રસાદીની ટપાલ સતત વહ્યા કરતી હતી મુમુક્ષુ જનોને માર્ગદર્શક બની, તેમના કલ્યાણાર્થે જેટલી મદદ થઈ શકે તેટલી તે દૂરથી પણ પ્રેમપ્રસાદીને સત્ય ભાવના રેલાવ્યા કરતા હતા. તેમના તે પ્રસાદીનો વિષય મોટે ભાગે મનોનિગ્રહ સત્યદર્શન ઇન્દ્રિયદમન, વિશ્વવ્યાપી પરમાત્મદર્શન, ને નિજાનંદની મસ્તી ભરેલી તમન્નાથી ઓતપ્રોત થએલ, વહ્યા કરતો હતો. મનને ઓળખાવતાં તે ઘણી વખત કહેતા હતા કે– મન એ એવી ચીજ છે કે તે મનુષ્યનો વ્હાલો મિત્ર, તથા મોટામાં મોટો દુશ્મન થઈ બેસે છે. મન એવું હથીઆર છે કે જો તેને યોગ્ય રીતે વાપરતાં આવડે તો તે પરમ લાભદાયક મિત્રની ગરજ સારે છે. જો તેને બુદ્ધિપૂર્વક સાચે માર્ગે ન વાપરે, ને તેની ઇચ્છા પ્રમાણે તેને સ્વચ્છંદથી વર્તવા દેવામાં આવે, તો તે મોટામાં મોટો દુશ્મન થઈ બેસે છે. માટે મુમુક્ષુ જનોએ તેવા મનને જ કાબુમાં લેવા સતત મહેનત ઉઠાવવી જોઈએ. ને તેને કબજે કરી, વશ કરી ન્યાયબુદ્ધિથી તેને યોગ્ય ગતિમાં વિચરવા દેતાં, તે મહાન ફળદાયક બની જાય છે. માટે મનને કબજે કરવા મુમુક્ષુઓએ અપાર હિંમતથી લડી લેવું જોઈએ. અપૂર્ણ.




( ગતાંક પૃ૪ ૫૩૫ થી ચાલુ )

# નવા પ્રકારની ભૂગોળવિદ્યા

પાંચમા સ્કંધમાં આપવામાં આવેલી ભૂગોળવિદ્યા-માં ઘણું અધ્યાત્મ રહસ્ય રહેલું છે. તેનો બરાબર અર્થ કરવામાં વિદ્વાનોની બુદ્ધિ પણ થાકી જાય છે. તેમાં શેરડીનો સમુદ્ર, મદિરાનો સમુદ્ર, ઘી અને દૂધનો સમુદ્ર વગેરેની એવી વાતો આવે છે કે શ્રીમદ્‌ભાગવતમાં આ પ્રસંગ બહુ અઘરો માનવામાં આવે છે. જ્યારે "કલ્યાણ" માસિકના તંત્રીએ શ્રીમદ્‌ ભાગવતનો મોટો અંક પ્રસિદ્ધ કરવાની ઇચ્છા કરી ત્યારે આ વિષય ઉપર કોઈ સ્પષ્ટ ખુલાસો કરી આપે તો ઠીક એવી સૂચના છપાવી હતી પણ કોઈએ બરાબર ખુલાસો કરેલ હોય એવું જાણવામાં આવેલ નથી.

આ ભૂગોળની શરૂઆત નીચે પ્રમાણે એક પ્રસ-ગથી ઉત્પન્ન થાય છે. એક વાર પ્રિયવ્રત રાજાને એવી ઇચ્છા થઈ કે જ્યારે ભગવાન સૂર્ય સુમેરુ પર્વતની પરિક્રમા કરે છે ત્યારે અરધી પૃથ્વીમાં તેમનાં કિરણોથી પ્રકાશ ફેલાઈ જાય છે અને અરધા ભાગમાં પૃથ્વી ઉપર અંધારું રહે છે તે ઠીક નથી તેથી હું રાત્રિને પણ દિવસરૂપે કરી નાખું એવા વિચારથી પ્રિયવ્રત રાજાએ એક તેજસ્વી રથમાં ચઢીને સૂર્યની પાછળ પાછળ સાત પરિક્રમા કરી. (૫-૧-૩૦). તે વખતે તેના રથના પૈડાંથી જે ખાડા પડી ગયા તેમાંથી સાત સમુદ્ર થયા અને તેની અસરથી પૃથ્વીમાં ૭ દ્વીપ થઈ ગયા. ( ૫-૧-૩૧ )

ઉપરની બાબતમાં સ્થૂળ દૃષ્ટિથી વિચાર કરીએ તો જણાય છે કે:-

૧. રાત્રિમાંથી દિવસ હજુ થયેલ નથી અને આજે પણ પૃથ્વી ઉપર અરધા ભાગમાં ( વારા ફરતી ) રાત્રિ રહેલ છે.

૨. સૂર્ય ફરે છે એમ આપણે પૃથ્વી ઉપર રહીને કહી શકીએ છીએ પણ પૃથ્વીથી અલગ રહીને જોઈ શકીએ તો પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી હોય તેવું લાગશે.

૩. પ્રિયવ્રત રાજાના રથના પૈડાંથી સમુદ્ર જેવા ખાડા પડી જાય એવી વાત સાધારણ બુદ્ધિના માણસો માની શકે તેવું નથી.

જે દ્વીપ અને જે સમુદ્ર થયા તેનું વર્ણન નીચે પ્રમાણે શ્રીમદ્‌ ભાગવતમાં આપવામાં આવેલ છે.

| | | |
|---|---|---|
| ૧. જંબુદ્વીપ | તેની | આસપાસ ખારો સમુદ્ર |
| ૨. પ્લક્ષદ્વીપ | ,, | ,, શેરડીનો સમુદ્ર |
| ૩. શાલ્મલદ્વીપ | ,, | ,, મદિરાનો સમુદ્ર |
| ૪. કુશદ્વીપ | ,, | ,, ઘીનો સમુદ્ર |
| ૫. ક્રૌંચદ્વીપ | ,, | ,, દૂધનો સમુદ્ર |
| ૬. શાકદ્વીપ | ,, | ,, દહીંનો સમુદ્ર |
| ૭. પુષ્કરદ્વીપ | ,, | ,, સ્વાદિષ્ટ જળનો સમુદ્ર |

ઉપરના વર્ણનમાં શરૂઆત ખારા સમુદ્રથી થાય છે અને છેવટે સ્વાદિષ્ટ જળના સમુદ્રની વાત આવે છે. આઠમા સ્કંધમાં જ્યાં સમુદ્રમન્થનની વાત આવે છે. ત્યાં પણ પહેલાં સમુદ્રમાંથી ઝેર નીકળે છે અને છેવટે અમૃત નીકળે છે. તેથી આ ભૂગોળ જે સાધારણ નિશા-ળોમાં શીખવવામાં આવે છે તેવી નથી પણ સમાધિ-ભાષામાં ( અધ્યાત્મભાવે ) તેનો અર્થ કરીએ તો તે બાબત કેટલુંક રહસ્ય સમજી શકાય છે. અધ્યાત્મ માર્ગમાં જેઓ પ્રવેશ કરે છે તેમને પણ પહેલાં ખારો અનુભવ થાય છે અને પાછળથી મીઠો અનુભવ થાય છે.

ઉપર જે સાત દ્વીપનાં નામ આપવામાં આવેલ છે તે બધાંનાં નામ સાત જાતના ઝાડ ઉપરથી પડેલ છે. જેમકે જંબુદ્વીપ એ જાંબુના ઝાડ ઉપરથી, પ્લક્ષ-દ્વીપ એ પીપરના ઝાડ ઉપરથી વિગેરે. દરેક દ્વીપમાં એક મુખ્ય ઝાડ હતું તે ઉપરથી નામ પડેલ છે. ગીતામાં ૧૫ મા અધ્યાયમાં પણ આ સંસારને ઝાડની સાથે સરખાવેલ છે. તેથી એ સાત દ્વીપને ૭ પ્રકારના સંસાર સાથે સરખાવી શકાય છે. દરેક સંસારની આ-સપાસ અમુક જાતનો રસ રહેલો હોય છે તેથી શેરડીનો સમુદ્ર કે દૂધનો સમુદ્ર ( ? ) બરાબર માનવું નહિ, પણ

જે જાતનો સમુદ્ર, એવી જાતનો રસ અથવા એની જાતનું સુખ એ દ્વીપના સંસારમાં રહેલું છે એમ માનવું.

જો કર્મની દષ્ટિથી જોઈએ તો કર્મ પ્રમાણે બધાને ફળ મળે છે અને કર્મ અનેક પ્રકારનાં હોવાથી તેનાં ફળ ભોગવવા માટે અનેક લોક હોવા જોઈએ, તેથી ૭ ઉપરના લોક અને ૭ નીચેના લોકની કલ્પના શાસ્ત્રોમાં કરેલી છે.

અને જ્ઞાનદષ્ટિથી જોઈએ તો જ્ઞાનની ૭ ચડતી ભૂમિકાનાં નામ આ પ્રમાણે છેઃ-શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંક્તિ, પદાર્થાભાવિની અને તુરીયા. એ ભૂમિકાના રૂપમાં પણ ઉપરના સાત દ્વીપ સમજાવી શકાય છે.

સદ્‌ગત સાક્ષર શ્રી મણિલાલ ન. દ્વિવેદી પોતાના સિદ્ધાંતસારના પુસ્તકમાં લખે છે કે "પુરાણોમાં જે સ્થૂલ અતિશયોક્તિ અને રૂપક રચ્યાં છે તે જાણી જોઈને જ તે રૂપે રચ્યાં છે કે જેથી કરીને તે તે વાતના અસંભવિતપણાના ઉપરથી બુદ્ધિમાન માણસો તેને અક્ષરશઃ સત્ય ન માનતાં તરત તેમનું રહસ્ય વિચારવા તરફ વળે અને તેને પરમાર્થરૂપે સત્ય સમજી ન જાય. બધા માણસો બુદ્ધિમાન હોતા નથી અને હોય નહિ. તેમાં પણ વિશેષ કરીને પુરાણના કાળની અવ્યવસ્થાના સમયમાં તો થોડાક જ હશે; એટલે કે જેમ એક બાજુથી સંસ્કારવાન માણસને માટે પુરાણોની અસંગત ભવ્ય કલ્પનાઓમાં પણ સત્ય માર્ગ સૂચવી દીધો છે તેમ એ જ અસંભવિતવાળા રૂપક વગેરેથી પ્રાકૃત લોકોની બુદ્ધિને ભક્તિભાવવાળી બનાવી તેમને ધર્મભ્રષ્ટ થતાં અટકાવવાની સબળ શૃંખલા બાંધી દીધી છે. આ પ્રમાણે જોતાં પુરાણ રચનારની સ્વાર્થપરાયણતા કરતાં નિઃસીમ પરમાર્થતા સમજાય છે ××××× જો એ જ પુરાણો વચમાં આવ્યાં ન હોત તો આજ આપણે અધમાતાને પામ્યા હોત."

આ ખુલાસો કરવાનું કારણ એ છે કે જ્યારે હાઈસ્કુલ અને કોલેજમાં ભણેલા જુવાનો શ્રીમદ્‌ ભાગવતની કથા સાંભળવા બેસે છે ત્યારે પાંચમા સ્કંધની આ ભૂગોળ સાંભળીને નાસ્તિક બની જાય છે અને આખા ભાગવત ઉપર તેઓ શંકાની દષ્ટિથી જુએ છે.

પ્રિયવ્રત રાજાના રથના પૈડાથી પૃથ્વીમાં ૭ ખાડા પડી ગયા. તે રથ જ્યોતિર્મય હતો. (૫-૧-૩૦) હાલના સાયન્સથી પણ એવું સિદ્ધ થયેલ છે કે જ્યોતિ એટલે તેજ-રૂપ પદાર્થ પછી જ્યાંએ વળી જાય છે, અને તેથી ત્યાં તેજ પણ વળી જાય છે. Course of a ray of light depends definitely upon the Geometry of the space through which it moves.

દષ્ટાંત તરીકે મુંબઈથી કોઈ વાત હવામાં બ્રોડકાસ્ટ થાય અને આપણા ઘર ઉપર વીજળીનો તાર ગોઠવ્યો હોય અને તેમાં વીજળીનું તેજ પસાર કર્યું હોય તો ત્યાં જગ્યા પણ વાંકી થઈ જાય છે અને તેજ પણ વાંકુ થઈ જાય છે અને આકાશમાં રહેલા તેજમય શબ્દો આપણા ઘરના રેડીઓમાં આવ્યા આવે છે. આવી રીતે જ્યાં જ્યાં જ્યોતિ અથવા તેજ હોય ત્યાં પૈડા જેવું Curvature હોય છે અને તેથી ખાડા જેવું થઈ જાય છે.

વળી આ ભૂગોળ ભગવાનનું સગુણ સ્વરૂપ જાણવામાં ઉપયોગી છે એ બાબત શ્લોક ૫-૧૬-૨ અને ૫-૨૬-૩ માં સ્પષ્ટ કરેલી છે.

પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે (૫-૧૬-૨) આપે જે સાત સમુદ્ર અને સાત દ્વીપની વાત કહી તે બધાનું પરિમાણ અને લક્ષણ સહિત હું પૂરેપૂરું વિવરણ જાણવા માગું છું; કારણ કે જો ભગવાનના સ્થૂલ રૂપમાં ચિત્ત લાગે તો પછી નિર્ગુણ અને અત્યન્ત સૂક્ષ્મ સ્વરૂપમાં પણ ચિત્ત લાગી શકે છે.

શુકદેવજી જવાબમાં કહે છે કે કોઈ પણ પુરુષને દેવોના જેટલું આયુષ્ય મળે તો પણ તે શ્રી ભગવાનની માયાના ગુણનો અંત મનથી જાણવામાં અથવા વાણીથી વર્ણન કરવામાં સમર્થ નથી તેથી હું મુખ્ય મુખ્ય નામ, રૂપ, પરિમાણ અને લક્ષણોની વ્યાખ્યા કરું છું.

પહેલો જે જંબુદ્વીપ છે તેના નવ ખંડ છે. તેમાં ૮ ખંડમાં દેવો રહે છે. અને નવમો ભારત વર્ષ છે. તે કર્મભૂમિનું ક્ષેત્ર છે. જંબુદ્વીપ એક લાખ યોજન મોટો છે. અહીં યોજન એટલે કેટલું અંતર ગણવું તે બાબત આપેલી નથી. તેની વચમાં ઈલાવૃત ખંડ છે અને તે ખંડમાં સોનાનો મેરુ પર્વત છે. તે પણ એક લાખ યોજન ઊંચો છે. ઈલાવૃત ખંડમાં જે પુરુષ જાય તે સ્ત્રી થઈ જાય છે. અહીં ઈલા=આવૃત શબ્દોમાં આવૃત એ આવરણ કરનાર માયાનું તત્ત્વ સૂચવે છે. ત્યાં પુરુષને પ્રકૃતિના ધર્મોનો અધ્યાસ થાય છે. તેથી

તે પ્રકૃતિ જેવો એટલે આરોપ થઈ જાય છે એમ સમજવાનું છે. ઇલાવૃત ખંડની આસપાસ ૮ પર્વત છે તે આઠ પ્રકારની પ્રકૃતિ સમજવાની છે. એટલે પાંચ ભૂત મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ પર્વત સમજવાના છે. તેનાથી આવરણ થાય છે.

મેરુ પર્વતની ચાર દિશામાં ચાર પર્વત આવેલા છે. તે દરેક ઉપર એક એક ઝાડ છે. એ ઝાડ ધજા જેવાં લાગે છે. તેમાંથી ૪ પ્રકારના રસની ૪ ધારા નીકળે છે. એ રસ જે પીએ તેને યોગનું ઐશ્વર્ય મળે છે. તેથી અહીં ચાર ઝાડ એ ચાર પ્રકારના યોગ (હઠયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ) સમજવાના છે. એક મંદર પર્વતના ઝાડ ઉપરથી પર્વતના શિખર જેવડી કેરીઓ પડે છે, તેમાંથી જે મધુર લાલ રસ નીકળે છે તેમાંથી અરુણોદા નામની નદી બને છે. અરુણોદા એ આત્મસાક્ષાત્કારમાં શરૂઆતનો અનુભવ છે. અને તે ઇલાવૃતને ભીંજવે છે. એટલે આવરણ દૂર કરે છે. બીજા મેરુ મંદર પર્વત ઉપર જાંબુનું ઝાડ છે. તેમાંથી હાથીના શરીર જેવડાં અને નાના ઠળીઆ વાળાં ફળ પડે છે. તે નીચે પડતાં ફાટી જાય છે, તેના રસમાંથી જંબુ નદી થાય છે. તે જ્યારે ઇલાવૃતમાં પહોંચે છે, ત્યારે તેના રસથી તે ખંડની માટી પાકી થઈને સોનારૂપે થઈ જાય છે. અહીં માટી એટલે શરીર સમજવાનું છે. કોઈ યોગથી શરીરના પરમાણુ એવા દઢ થઇ જાય છે કે શરીરનું આયુષ્ય વધે છે. બીજા બે પર્વતો ઉપરથી પણ એવા નવા રસ નીકળે છે, અને યોગીના યોગક્ષેમ તેનાથી ચાલે છે એમ અર્થ સહજ નીકળે છે. એટલું જમ્બુદ્વીપના એક ખંડનું વર્ણન થયું. બાકીના ૮ ખંડ દેવોનાં (બાકી રહેલાં પુણ્ય ભોગવવાનાં) સ્થાન છે (૫-૧૭-૧૧) તે ખંડોમાં માત્ર ત્રેતાયુગ ચાલે છે અને ત્યાં રહેનારનું આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે.

ઉપર કહેલ ઉલ્સી વાતમાં ખંડ પ્રમાણે કાળ ફરે છે એમ બતાવેલું છે તે વાત હાલના સાપેક્ષવાદના સાયન્સ Theory of Relativityથી પણ સિદ્ધ થાય છે. વળી જાગ્રતનો કાળ સ્વપ્નમાં રહેતો નથી અને સ્વપ્નનો કાળ જાગ્રતમાં રહેતો નથી. હિંદુસ્તાનમાં રવિવારે સાંજે કોંગ્રેસના ઠરાવ થાય તે ઇંગ્લાંડમાં રવિવારે બપોરે રેડીઓથી પહોંચી જાય છે. કોઇ સ્ટીમર મુંબઈથી લંડન જાય ત્યારે રોજ સ્ટીમરમાં રહેલ ઘડીઆળોનો વખત ફેરવવો પડે છે. એટલે કે જે જગ્યાએ સ્ટીમર હોય તે જગ્યાનો વખત મૂકવો પડે છે. મુંબઈમાં મુંબઈનો ટાઇમ ચાલે છે અને કલકત્તામાં કલકત્તાનો ટાઇમ ચાલે છે. હાલનું સાયન્સ વળી એમ પણ કહે છે કે દરેક બનાવની સાથે અથવા દરેક પ્રસંગની સાથે દેશ-કાળ ઉત્પન્ન થાય છે. આપણે માત્ર એકપ્રકારના દેશ-કાળની જાળમાં ફરતા હોઇએ તેવું ભૂલથી લાગે છે. જેમ કોઈ મચ્છીમાર હોય, તે દરીઆમાં માછલાં પકડવા માટે જાળ નાખે ત્યારે જેવાં માછલાં તેની જાળમાં આવે તેવાં દરીઆમાં હોય તેવું તે માની બેસે છે; પણ એ જાળનો સ્વભાવ છે. એ દરીઆની અંદર રહેલ માછલાંનો સ્વભાવ નથી. તેવી જ રીતે આપણે જે જગત જોઈએ છીએ તે આપણી દૃષ્ટિનો સ્વભાવ છે પણ તે જગતનો સ્વભાવ નથી.

સ્વપ્નમાં કોઈએ ૮૦ વર્ષનો માણસ જોયો અને તેને ૮૦ વર્ષ થયાં છે એમ તેણે માની લીધું જાગ્રત થતાં ખબર પડી કે તે માન્યતામાં ભૂલ હતી. જાગ્રતમાં પણ કોઈ કહે છે કે કુકડા બોલે છે ત્યારે સવાર પડે છે. કોઇ કહે છે કે સૂર્ય ઊગે છે ત્યારે સવાર પડે છે, અને કોઈ કહે છે કે જાગીએ ત્યારે સવાર પડે છે. કોઈ માણસ આખી રાત જાગ્યો હોય અને સૂતો ન હોય તો તે જાગ્યો એમ પણ કહેવાય નહિ. રાત્રે રેલ્વેટ્રેનના ડ્રાઈવર ૨ થી ૭ વાગ્યા સુધી ટ્રેન ચલાવતા હોય તેમની સવાર ક્યારે પડે છે તે કહી શકાય નહી. તેથી શાસ્ત્રમાં જગતને નીચે પ્રમાણે ચાર પરિણામ વાળું માનવામાં આવે છે.

૧. આગળ–પાછળ.
૨ ઉપર–નીચે.
૩ જમણું–ડાબું.
૪ વહેલું–મોડું.

અને જેમ આગળ–પાછળનું દર ફરી જાય છે. તેમ વહેલું–મોડું પણ ફરી જાય છે. ટ્રેનમાં મુંબઈ જાય તે કરતાં વિમાનમાં મુંબઈ જાય તો વહેલો પહોંચે છે. અને ગાડામાં જાય તો મોડો પહોંચે છે. દરેક પ્રસંગ પ્રમાણે કાળ ફરે છે. તેનો એક દૃષ્ટાંત નીચે પ્રમાણે માંડુક્ય ઉપનિષદની કારિકામાં આપવામાં આવેલ છે.

એક માણસ કોઈ ભવથી વાડામાં દૂધ લેવા ગયો ત્યારે દૂધવાળાએ તેને કહ્યું કે તું અહીં બેસ એટલી

વારમાં હું ગાય દોહી આપું છું, તે માણસે કહ્યું કે તું ગાય દોહી લે ત્યાંસુધી હું અહીં બેઠો છું આ બંન્ને પ્રસંગમાં નવો કાળ ઉત્પન્ન થાય છે. કારણ કે ગાય દૂધ વધારે આપે તો વધારે વખત લાગે અથવા દોહનાર ધીરો હોય કે ઉતાવળો હોય, અથવા ત્યાં આવનાર માણસ થોડીવાર બહાર બીડી પીવા જાય તો કાળનો નિયમ રહે નહિ. તેથી કાળ એ એક કલ્પિત વસ્તુ છે. તેથી આપણી ઘડીઆળને Time piece કહે છે.

ઇલાવ્રત ખંડમાં ભગવાન શંકર એક જ પુરુષ છે. બીજો કોઈ ત્યાં પ્રવેશ કરે તો સ્ત્રી (પ્રકૃતિ) થઈ જાય છે. આ ઉપરથી પણ સમજાશે કે આ ભૂગોળ હાઇસ્કુલ અને કોલેજના કામની નથી. એ નિશાળો તો રોટલી મેળવવા માટે છે. તેમાં ભણતા વિદ્યાર્થીઓ પરીક્ષાર્થી હોય છે, વિદ્યાર્થી હોતા નથી.

પાંચમા સ્કંધમાં એમ જણાવેલું છે કે જંબુદ્વીપમાં નવ ખંડ છે, તેમાં નીચે પ્રમાણે ઉપાસક દેવ અને ઉપાસ્ય દેવ પણ છે,

| ખંડ | ઉપાસક દેવ | ઉપાસ્ય દેવ |
|---|---|---|
| ૧. ઇલાવ્રત | શંકર | મહાપુરુષ ભગવાન |
| ૨. ભદ્રાશ્વ | ભદ્રાશ્વ | હયગ્રીવ |
| ૩. હરિવર્ષ | પ્રહ્લાદ | નરસિંહ |
| ૪. કેતુમાલ | કામદેવ | લક્ષ્મીજી |
| ૫. રમ્યક ખંડ | મનુ | મત્સ્યાવતાર |
| ૬. હિરણ્ય ખંડ | અર્યમા | કચ્છપાવતાર |
| ૭. ઉત્તરકુરુખંડ | પૃથ્વી | વરાહ અવતાર |
| ૮. કિંપુરુષ ખંડ | હનુમાનજી | શ્રીરામચંદ્રજી |
| ૯. ભારતવર્ષ | નારદજી | નરનારાયણ |

પહેલા ૮ ખંડ એ દેવોનાં સ્થાન છે. છેલ્લો ભરતખંડ એ મનુષ્યના કર્મની ભૂમિ છે. ભરતખંડના જે પર્વત અને નદીઓનું વર્ણન ૧૯ મા અધ્યાયમાં આપવામાં આવેલું છે તે ઘણે ભાગે હિંદુસ્થાનના પર્વતો અને નદીઓને મળતું આવે છે. વર્ણાશ્રમધર્મ પણ આ ભારતવર્ષમાં જ છે અને મોક્ષ પણ ભારતવર્ષમાં મનાય છે. તેથી દેવો પણ આ ભારત વર્ષનો મહિમા ગાય છે.

ભારતવર્ષમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે. બીજા ખંડોમાં ધર્મ, અર્થ, અને કામ એ ત્રણ પુરુષાર્થ છે. તેથી ત્યાં હમેશાં ત્રેતાયુગ રહે છે. આપણને એ ૮ દેવોના ખંડની ખબર નથી પણ હિંદુસ્થાન સિવાયના (આ પૃથ્વી ઉપરના) બીજા દેશોમાં હાલ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ મુખ્યત્વે રહેલા છે. ત્યાં મોક્ષ પ્રધાનપણે પુરુષાર્થ તરીકે માનેલ નથી. ગીતામાં ભગવાન કહે છે કે ચતુર્વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના વર્ણ મેં ઉત્પન્ન કરેલા છે. તો યુરોપ, અમેરીકા, જાપાન, ચીન, વગેરેમાં વર્ણાશ્રમધર્મ ભગવાને ઉત્પન્ન કરેલ નથી તે સમજવામાં આવતું નથી જો ત્યાં વર્ણાશ્રમ ઉત્પન્ન થયેલ હોત તો માત્ર ક્ષત્રિયો જ લડવાનું કામ કરત અને મોક્ષની ઇચ્છા સમાજમાં રહેત તો નીતિ પ્રમાણે ગવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા કરવી પાત. ભારતવર્ષમાં મોક્ષ સુધી પહોંચી શકાય એવી પ્રણાલિકા હોવાથી પશ્ચિમના વિદ્વાનો મેક્સમુલર અને એમરસન જેવાને ભારતખંડમાં જન્મ લેવાની ઇચ્છા થાય છે બીજા દેશો દેવોની ભોગભૂમિ માનવી હોય તો માની શકાય પણ ત્યાંનો ફળ દેવાના કાળ સાથે મળતો આવતો નથી. આટલું જંબુદ્વીપનું વર્ણન ભાગવતમાં છે.

હવે પછી બાકીના ૭ દ્વીપનું વર્ણન આપવામાં આવે છે. છેલ્લો પુષ્કરદ્વીપ છે. તેની આસપાસ સ્વાદિષ્ટ જળ છે, એ પુષ્કરદ્વીપની મધ્યમાં માનસોત્તર નામનો પર્વત આવેલો છે. (૫-૨૦-૩૦) તેના ઉપર સૂર્યના રથનું સંવત્સરરૂપી ચક્ર ઉત્તરાયન અને દક્ષિણાયનરૂપે ફરે છે. તે દ્વીપમાં બે ખંડ છે, ત્યાંના માણસો બ્રહ્મલોકના સાધનરૂપ કર્મથી બ્રહ્માનું આરાધન કરે છે. આ દ્વીપનું વર્ણન વાંચતાં એમ લાગે છે કે તે મનોમય કોશથી ઉપરનો વિજ્ઞાનમય કોશ છે શુદ્ધ જળના મીઠા સમુદ્રની બહાર લોકાલોક નામે પર્વત આવેલો છે તે લોક અને આ લોકની વચ્ચે વિજ્ઞાનમય કોશ રહેલો છે. તેનો અર્થ એમ છે કે લોકરૂપી મનોમય કોશ અને અલોકરૂપી આનંદમય કોશ એ બન્નેની વચ્ચેનો વિજ્ઞાનમય કોશ એ આ પુષ્કરદ્વીપ છે. એ લોકાલોક પર્વતની પેલી તરફ (એટલે વિજ્ઞાનમય કોશની ઉપર) યોગેશ્વરોની વિશુદ્ધ ગતિનું સ્થાન છે. (૫-૨૦-૪૨) શ્રીધરસ્વામી ભાગવત ઉપરની પોતાની ટીકામાં લખે છે કે આ વિશુદ્ધ સ્થાન બ્રાહ્મણ પુત્રોને લાવતી વખતે ભગવાને અર્જુનને બતાવ્યું હતું. આ કથા દશમા સ્કંધમાં ૮૯ મા અધ્યાયમાં છે. આકાશ અને ભૂમિ વચ્ચે સૂર્ય છે.

જ્યારે બ્રહ્માંડ અચેતન હતું ત્યારે આ સૂર્યે વિરાટરૂપે તેમાં પ્રવેશ કર્યો હતો. તે સુવર્ણની માફક પ્રકાશે છે તેથી તેને હિરણ્યગર્ભ પણ કહે છે. માંડુક્ય ઉપનિષદની રીતે જોતાં સમષ્ટિસૂક્ષ્મ તત્ત્વોના અભિમાની દેવ હિરણ્યગર્ભ છે. આ સૂર્યની મદદથી આકાશ, સ્વર્ગ, પૃથ્વી, ભોગ, સ્થાનક, મોક્ષ, નરક, પાતાળ વગેરે જુદા જુદા વિભાગો પડેલા છે. વળી આ સૂર્ય દેવો, તિર્યંચો મનુષ્યો, સર્પો અને લતા સહિત સર્વ જીવસમૂહોના આત્મા તરીકે ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વની દૃષ્ટિના અધિષ્ઠાતા છે (૫–૨૦–૪૬)

અધ્યાય ૨૧ થી સૂર્યની ગતિનું સ્વરૂપ બતાવવામાં આવેલ છે. તેની સાથે કાળની ઉત્પત્તિનું વર્ણન આવે છે, એ સૂર્ય યમદેવની નગરી, વરુણની નગરી સોમની નગરી અને ઇંદ્રની નગરી એમ ચાર નગરીમાં ફરે છે. એ વાત હાલની ખગોળવિદ્યા સાથે મળતી આવશે નહિ પણ એ ચાર નગરીને ચાર પરિમાણ માનીને ( four dimensions ) ચાર પ્રકારના દૃષ્ટિબિંદુ માનીએ તો તેમાંથી દૃષ્ટિસૃષ્ટિવાદ સહજ રીતે નીકળી શકે છે.

અધ્યાય ૨૨ માં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કેઃ– આ ભગવાન સૂર્ય મેરુ તથા ધ્રુવને જમણી બાજુ રાખીને સર્વ રાશિઓની સન્મુખ ગતિ કરે છે અને મેરુ તથા ધ્રુવને ડાબી બાજુ રાખીને પણ ગતિ કરે છે, તો આવી બે વિરુદ્ધ ગતિ અમે કેમ સમજી શકીએ? તેના જવાબમાં શુકદેવજી કહે છે કે જેમ કુંભારનો ચાક ભમતો હોય ત્યારે તેની ઉપર રહેલાં કીડી વગેરે પ્રાણીઓ પણ તેની સાથે જ ભમે છે, છતાં તે પ્રાણીઓની ગતિ તે ચાક ઉપર જુદા જુદા પ્રદેશોમાં પણ આડી અવળી જોવામાં આવે છે, તેવી જ રીતે નક્ષત્રો અને રાશિઓથી યુક્ત એવું કાળચક્ર જો કે ધ્રુવ અને મેરુની જમણી બાજુ દોડી રહેલ છે અને તેની સાથે સૂર્ય વગેરે ગ્રહો પણ મેરુની જમણી તરફ દોડી રહેલ છે તો પણ એ કાળચક્રની અંદર આવેલાં જુદાં જુદાં નક્ષત્રો અને જુદી જુદી રાશિઓમાં સૂર્ય વગેરે ગ્રહોની જુદી જુદી ગતિ જોવામાં આવે છે તે આ ભગવાન સૂર્ય આદિ પુરુષ સાક્ષાત્ નારાયણ જ છે અહીં સૂર્યનું સ્વરૂપ દ્રષ્ટારૂપે સમજી શકાય છે અને દ્રષ્ટાની ભૂમિકા પ્રમાણે observer's system of reference કાળમાં ફેરફાર થાય છે એ બાબત હાલ પ્રો. આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદના ગણિતથી સિદ્ધ થઈ શકે છે.

હાલની ખગોળવિદ્યા પ્રમાણે પૃથ્વી સૂર્યની આસપાસ એક સેકન્ડમાં ૧૮ માઇલની ઝડપે ફરે છે છતાં આપણને તે ગતિની ખબર પડતી નથી. સામાન્ય દૃષ્ટિથી જોતાં ટ્રેન ચાલે છે અને સ્ટેશન ચાલતાં નથી પણ પૃથ્વીથી અલગ થઈને સૂર્ય ઉપરથી જોઈએ તો સ્ટેશન પણ ચાલતાં લાગશે કારણ કે પૃથ્વી ફરતી લાગે છે. હાલનું સાયન્સ કહે છે કેઃ–

Things that we perceive are not located in time and space but messages from things which reach our sense organs travel through time and space.

શ્રીમદ્ ભાગવતમાં પાંચમા સ્કંધમાં જે ભૂગોળનું વર્ણન છે તેમાં સૂર્યનું વર્ણન કોઈ વાર આધિભૌતિક ભાવે પણ આપેલ છે. અને કોઈ જગ્યાએ આધ્યાત્મિક ભાવે પણ આપેલ છે. પહેલા જણાવેલ ૭ દ્વીપ અને તેમાં રહેલા ખંડનું વર્ણન પણ બન્ને રીતે સમજી શકાય છે. તેથી ભાગવત વાંચનારને આ ભાગ ઘણી વાર મુશ્કેલીમાં નાખે છે. દેશ અને કાળ એ બન્ને દ્રષ્ટાની ભૂમિકા ઉપર સાપેક્ષ રહે છે. એ વાત યોગવાસિષ્ઠમાં બહુ સારી રીતે સમજાવેલ છે અને પ્રોફે. આઇન્સ્ટાઇને જે સાપેક્ષવાદની શોધ કરેલ છે તેનાથી એ મતને ટેકો મળે છે*

હવે એવું વર્ણન આવે છે કે ( ૫–૨૦–૧૦ ) સોળ કળાવાળા ચંદ્ર મનોમય છે. અન્નમય છે, અમૃતમય છે અને પ્રાણીઓના પ્રાણોને જીવન આપવાવાળા હોવાથી સર્વમય છે. આ ચંદ્ર, સૂર્યના કિરણોની ઉપર એક લાખ યોજન દૂર છે. ચંદ્રની ઉપર જેમ નક્ષત્રો છે, તેના ઉપર ગ્રહ છે, તેના ઉપર સપ્તર્ષિઓ જોવામાં આવે છે અને સપ્તર્ષિઓની ઉપર ધ્રુવનું સ્થાન છે. એ બધાં જ્યોતિશ્ચક્રો પ્રકૃતિ અને પુરુષના સંયોગથી થયેલાં અને કર્મથી નિર્માણ પામેલી ગતિવાળાં હોઈને આકાશમાં ગતિ કર્યા કરે છે. પણ પૃથ્વી ઉપર પડતાં

---

* આ બાબત વિસ્તારથી સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે " કાળની ગતિ " એ પુસ્તક વાંચવું મળવાનું ઠેકાણું:—ભક્તિમાર્ગ કાર્યાલય. પો. બો. ૬ અમદાવાદ.

નથી. એ બધાં જ્યોતિશ્ચક્ર મળીને કુંડલાકાર થાય છે. તેને ઈશ્વરનો આધાર હોવાથી નીચે પડવાની શંકા નથી. હાલના સાયન્સવાળા પણ કહે છે કે દિક્ અને કાળનું ભેગું ચક્કર ( Time-space curvature ) રચાય છે અને તે દ્રષ્ટાની દૃષ્ટિને આધારે રહે છે. એવા મહાચક્રને ભાગવતમાં પાંચમા સ્કંધના ૨૩મા અધ્યાયમાં શિશુમારચક્ર કહે છે.

ઉપર કહેલ હકીકતમાં સૂર્યની ઉપર ચંદ્ર છે એમ કહેલું છે, પણ ખગોળવિદ્યામાં એમ સિદ્ધ કરેલ છે કે ચંદ્ર નજીક છે અને સૂર્ય બહુ દૂર છે તેથી ચંદ્રની ઉપર સૂર્ય છે. શાસ્ત્રમાં ઉલટી વાત કેમ આવે છે તેનો ખુલાસો શોધતાં તે આધ્યાત્મિક ભાવે કહી એમ માની શકાય છે, આવાં વર્ણન આપતાં શુકદેવજી કહે છે કે "કોઈ પંડિત આમ કહે છે અને કોઈ વિદ્વાન બીજી રીતે માને છે. (૫-૨૩-૪) (૫-૨૧-૭)" તેથી એમ જણાય છે કે શુકદેવજીને પોતાને આ બાબતમાં નિશ્ચય નથી. આ બાબતમાં નિશ્ચય કરવા જેવું પણ નથી. સૃષ્ટિ એ કોઈ સાચી વસ્તુ નથી એમ આગળ એકાદશ સ્કંધમાં કહેલ છે. (૧૧-૧૯-૨ ( ગીતામાં ૯મા અધ્યાયમાં ભગવાન કહે છે કે પ્રાણિમાત્ર મારામાં છે અને પછી તરત કહે છે કે પ્રાણિમાત્ર મારામાં છેજ નહિ. એટલે હું જ છું. ઉપનિષદમાં કોઈ વાર સૃષ્ટિની ઉત્પત્તિ ત્રણ ભૂતથી બતાવેલ છે, કોઈ વાર પાંચ ભૂતથી બતાવેલ છે. કોઈવાર માયાથી ઉત્પત્તિ બતાવેલ છે અને કોઈવાર બ્રહ્મથી ઉત્પત્તિ બતાવેલ છે તેથી સૃષ્ટિ એ કોઈ સાચી વસ્તુ નથી. વળી સૃષ્ટિ પોતે કહેતી નથી કે પોતે કેવી છે. તેની સિદ્ધિ જોનારાની ભૂમિકા પ્રમાણે રહે છે તે વાત હવે પછીના ભાગવતમાં ઘણી વાર આવશે.

ખરી રીતે મન પ્રમાણે જગત છે. સુષુપ્તિમાં મન નથી તો જગત નથી જાગ્રતમાં જેની જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ જણાય છે, શરૂઆતમાં માણસો સૃષ્ટિ પ્રમાણે દૃષ્ટિ માને છે પણ આગળ વધેલા માણસો દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ માને છે વેદાન્તમાં ૪ આંધળાએ જોયેલ હાથીની વાત આવે છે તેવું જગત વિષે સમજવાનું છે સૃષ્ટિની વિચિત્રતા અને કાળની વિચિત્રતાના ઘણા દૃષ્ટાંત યોગવાસિષ્ઠમાં મળી આવે છે. તેમાંથી કેટલીક હકીકત ગયા અંકમાં આપવામાં આવેલ છે.

હવે પછી પાંચમા સ્કંધના ૨૪મા અધ્યાયમાં સાત પાતાળનું વર્ણન આવે છે. તેમાં મય દાનવે રચેલી નગરીઓ છે. તે સાત પાતાળોની નીચે શેષનાગ ભગવાન રહે છે. તે અનંત નામથી પ્રસિદ્ધ છે તેથી તેને બ્રહ્મનું સ્વરૂપ કહી શકાય છે. તેના મસ્તક ઉપર રહેલું આ ભૂમંડળ જાણે એક સરસવનો દાણો હોય તેવું જણાય છે. તેનો અર્થ એમ પણ થઈ શકે છે કે બ્રહ્મની આગળ માયા એ તસમાત્ર છે. નારદજીએ પણ સ્તુતિ કરતાં તેમને એ પ્રમાણે વર્ણવ્યા છે. છેવટે કહેલ છે કે આ સર્વ જીવસમૂહના પામરૂપ ઈશ્વરનું અદ્ભુત સ્થૂલ શરીર છે.

પાંચમા સ્કંધને છેડે નરકોનું વર્ણન આવવાથી છઠ્ઠા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે મનુષ્ય અનેક ઉગ્ર વેદનાવાળા નરકોથી જે ઉપાયોથી બચી શકે તે મને કહો. તેના જવાબમાં શુકદેવજી કહે છે કે જો મનુષ્ય પોતે કરેલા પાપનું પ્રાયશ્ચિત કરે તો તેના પાપનો નાશ થાય છે. બધા પ્રાયશ્ચિતમાં ઉત્તમ પ્રાયશ્ચિત ભગવાનનું નામસ્મરણ છે. તે નામસ્મરણની શક્તિ કેવી છે એ બાબત અજામિલના આખ્યાનથી શુકદેવજી આ સ્કંધમાં પરીક્ષિત રાજાને હવે સમજાવશે. (ઉપપૂર્ણ)



# "પ્રાર્થના"

હે દીનદયાળુ જગતત્રાતા, ભક્તજન તારણહાર હરિ!
ભવસાગરે અટવાય નૈયા, કરો ભવસાગરથી પાર હરિ!!

જલ છે અગાધ, ઉંડી ધારા વહે, મારુત વંટોળ દિન-રાત ફૂંકે,
નૈયા ડોલે ડગમગ મારી, તુજ વિણ નૈયા કોણ તારે હરિ!

ઘનઘોર તિમિરે પંથ ના સૂઝે, નાવ મ્હારી પ્રભુ કયમ બચે,
ઘનશ્યામ દયાળુ દયા કરો ને,—ઊગારો મઝધાર થી નાવ હરિ!

ભૂપતિને પ્રભો રંક બનાવે, રંક હોય તે રાય બને,
કોઈ કાર્ય કઠિન નહિ તુજને, પલમાં રચે-સંહારે સંસાર હરિ!

શ્રી હીરાલાલ ત્રિવેદી.



# અવધૂતની મસ્તી

(લે. સ્વામીશ્રી સચ્ચિદાનંદજી આનંદી)

રમતારામને મેં પૂછ્યું, મહારાજ! ક્યાં રહો છો?

રમતારામ કહે—મારા ગામમાં.

મેં કહ્યું—તમારે વળી ગામ કેવું!

રામ—અરે! ભાઇ, મારે તો ત્રણ ગામો હતાં; પરંતુ તેમાંનાં બેના તો ભાંગી ભુક્કા થઈ ગયા છે, ને હાલ એકનું જ અસ્તિત્વ જણાય છે.

મેં—એ તમારા ગામનું નામ શું?

રામ—એનું નામ વર્તમાન. અને તેમાં પણ હું ક્યા તરીકે અને ઘણો વખત તો બહાર જ વિચરતો હોવાથી તે પણ ઉજ્જડ જેવું જ છે.

મેં—તમે કહેવાઓ છો તો રમતારામ ને તેમાં વળી ત્રણ ગામ!

રામ—ભાઇ! એમ તો દરેકને ત્રણ ગામો હોય છે.

મેં આશ્ચર્યથી પૂછ્યું—તો એ હિસાબે મારે પણ ત્રણ ગામો થાય તો તેનાં નામ?

રામ—તેનાં નામ છે ભૂત, ભવિષ્ય અને વર્તમાન. એ ત્રણ પૈકી મારાં ભૂત ને ભવિષ્ય એ બેનો નાશ થયો છે; પરંતુ તમારાં તો એ બે આબાદીથી ભરપુર છે, ને એક વર્તમાન ઉજ્જડ જેવું છે.

મેં—એમ તમે શા ઉપરથી કહો છો?

રામ—તમે તો શું પણ જ્યાંસુધી પોતે પોતાને જાણતો નથી ત્યાંસુધી કોઇપણ માનવી એ બંને ગામનો ત્યાગ કરી શકતો નથી. અને વર્તમાન ગામમાં કદાચિત તે જાય છે ત્યારે તેને ખાસ ખબર પણ હોતી નથી; કારણ કે અજ્ઞાનતાના નિશામાં તે ચકચૂર હોય છે જેથી તેને તે ગામની ખબર પડતી નથી. જેથી મેં કહ્યું કે એ તમારું ત્રીજું ગામ વર્તમાન ઉજ્જડ જેવું છે.

મેં—અમે એ અમારા ભૂત, ભવિષ્ય ગામમાં રહી શું કાર્ય કરીએ છીએ?

રામ—તમે જ્યારે 'ભૂત' માં હો છો ત્યારે જીવનમાં કરેલાં કાર્યો (તેના સંસ્કાર) ને જાગૃત કરી તેનાં ચૂંથણાં ચૂંથો છો. અને ભવિષ્યમાં હો છો ત્યારે હું અમુક કરીશ, અમુક કરીને અમુક કરીશ, હાલ મારું હવે પછી શું થશે, આમ ન કર્યું હોત તો આમ કરી નાખત વગેરે હવાઈ કિલ્લા ચણ્યા કરો છો ને તેમાં રહેલી જે આશા તૃષ્ણા તેમાં તણાયા કરો છો. આમ કહી તેઓ ખૂબ જોરથી હસી પડ્યા.

તેમનું હસવું જોઈ મેં પૂછ્યું—તમને હસવું શાથી આવ્યું?

રામ—ભાઈ! માનવી એટલે પાણીમાં ઉત્પન્ન થએલો પરપોટો. એની જેટલી સ્થિતિ રહે તેટલું તેનું (માનવીનું) જીવન. છતાં ક્યા હેતુથી આવા મનોરથ રૂપ હવાઈ કિલ્લા ચણતા હશે!

આ સાંભળી ક્ષણવાર હું વિચારમાં પડી ગયો. પુનઃ મેં પૂછ્યું, 'ત્યારે માનવીએ શું કરવું ઘટે?'

રામ—તેમનાં ભૂત અને ભવિષ્ય એ બંને ગામનો નાશ કરવો જોઇએ અને વર્તમાનમાં ખાસી મુકામ જમાવવો જોઇએ

મે—વર્તમાનમાં શા માટે વસવું જોઈએ?

રામ—ત્યાં આત્યંતિક સુખ શાંતિ છે માટે ત્યાં ભય, ચિંતા અને દુઃખનું તો સ્થાન જ નથી, પૂર્ણ આનંદ છે.

મેં—એ ગામોનો નાશ કેમ કરવો અને વર્તમાનમાં કેવી રીતે વસવું?

રામ—ભાઈ! એ કંઈ સામાન્ય વાત નથી. કોઈક વિરલા જ આ રહસ્યને સમજે છે; છતાં હું મારા આનંદની ખાતર તમને કહું છું જુઓ! ભૂતકાળ તથા ભવિષ્યકાળનું ચિંતન તજી વર્તમાનમાં સાક્ષી તરીકે રહો એટલે બસ.

મેં—ભગવન્! તે બનવું તદ્દન અસંભવિત જેવું લાગે છે. કોઈ સરળ રસ્તો બતાવશો?

રામ—ભાઈ! સાંભળ. હંમેશાં શુભ વિચારો

કરો, તેમને હૃદયમાં દૃઢ રીતે ધારણ કરો, અને હલકા-નેષ્ટ વિચારોનો ત્યાગ કરો. તથા પાછા તે અંદર ન ઘુસી જાય તેથી સદા સાવધાન રહો. તથા પ્રભાવ સહિત ભગવત્-નામસ્મરણ તથા તેનું ધ્યાન કરતા રહો. એટલે પછી તમારામાં ભૂત, ભવિષ્યને તારાજ કરવાની યોગ્યતા આવશે.

મેં—તમે બતાવેલાં તે ત્રણેય ગામ ક્યા દેશમાં આવ્યાં ?

રામ—તમારા અંતઃકરણરૂપ વિશાળ પ્રદેશમાં. આટલું બોલી મસ્તરામ પોતાની મસ્તીમાં નીચેની પંક્તિઓ ગાતા ગાતા ચાલી નીકળ્યા.

"ગોટાળો"*

હરિ ગોટાળો રે ગોટાળો, હરિ એ તો અનાદિકાળનો
ગોટાળો રે ગોટાળો.

જ્યારે ઈશ્વરે સૃષ્ટિ રચી ત્યારે, મહી મૂક્યો ગોટાળો,
અજ્ઞાની જીવ તેમાં અટવાયા, ન ટળે એ ગોટાળો...
હરિ એ તો...

પંચભૂતને પેદા કરીને, તેનો કર્યો રે પસારો,
સર્વવ્યાપક છતાં નિરાળો, એ જ કર્યો ગોટાળો...
હરિ એ તો

દ્રષ્ટા-દ્રશ્યની ભાવના કલ્પી, સાક્ષીનો કર્યો વધારો,
વિચારવાને વિચારી જોતાં, મહીં જોયો ગોટાળો...
હરિ એ તો...

માથા માથા કરી મરતાં સુધી, કીધા કર્યો રે પોકારો,
કોઈએ ન દીઠી કોઈએ ન પકડી, એ જ મહા ગોટાળો...
હરિ એ તો...

સર્વવ્યાપક એક જ બ્રહ્મ છે, જ્યાં નથી બીજો ન્યારો,
ત્યાં મુક્તિ મોક્ષ માગે છે અહીં થયો ગોટાળો...
હરિ એ તો...

જ્યારે ઈશ્વરે જગત રચ્યું તો, ક્યાં બેઠા રચનારો,
કોઈ કહે એ બેઠો આકાશે, ત્યાં જ થયો ગોટાળો...
હરિ એ તો...

જગતમાં હરિને હરિમાં જગત, સંતો કરે રે પોકારો,
છતાં કોઈ એ સાંભળે નહિને, ઉલટો કર્યો ગોટાળો...
હરિ એ તો...

સદ્‌ગુરુ સાચા મળ્યા વિના ભાઈ, ટળે નહિ ગોટાળો,
સચ્ચિદાનંદ સમજાવે સાને, અધિકારી ગો-ટાળો× ..
હરિ એ તો...

---

* ગોટાળો—ભ્રાન્તિ.

× ગો—મન સહિત ઇંદ્રિયો.

ટાળો—તેનાં વિષયોથી મુક્ત કરો.

# ઉપદેશ—પંચદશી

( લે. શ્રી વિમલશંકર શાસ્ત્રી સાહિત્યાચાર્ય. )

૧ ધૈર્યશાલીને વિપત્તિઓ પણ વરદાન બની જાય છે.

૨ ગંદી જગ્યાઓમાં રહેવું પણ ગંદા વિચારોમાં નહિ.

૩ જેને પોતાની મૂર્ખાઈનું ભાન નથી એને પ્રોત્સાહન ન અપાય.

૪ પ્રાણી વાણીથી પરખાય છે.

૫ દિમાગને વેચજો પણ દિલને વેચશો નહિં.

૬ આત્મઘાત કરજો પણ વિશ્વાસઘાત કરશો નહિં; કારણ કે આત્મઘાતથી એક જ વ્યક્તિનો વિનાશ થાય છે, જ્યારે વિશ્વાસઘાતથી આખા સમાજનો વિનાશ નોતરાય છે.

૭ સ્નેહને જીભ સુધી ન આવવા દેશો; નહિં તો એ દિલથી છૂટો પડી જશે.

૮ મર્દની સ્મશાનયાત્રામાં જજો પણ નામર્દની જાનમાં જશો નહિ.

૯ જેને સાં તમે રહેવા ચાહો છો ત્યાં તમારી જરૂરીયાત પેદા કરો. દયા પર પેટ પોષી શકાય છે આત્મસમ્માન નહિં.

૧૦ તમારા દિમાગની ટોપલીમાં દુર્ગુણોનો કચરો ભરી એને ખેંચનાર ભંગી શા માટે બનો છો, સદ્‌ગુણોનાં ફૂલ ભરીને એને ખેંચનાર માળી બનો ને !

૧૧ વ્યક્તિ સંસ્થાનું નિર્માણ કરે છે. અને સંસ્થા વ્યક્તિત્વનું નિર્માણ કરે છે, માટે જ વ્યક્તિની અપેક્ષાએ સંસ્થાનું વિશેષ મહત્ત્વ છે.

૧૨ નાણાંથી માણસ ખરીદી શકાય, માણસાઈ નહિં. માટે જ માણસ કરતાં માણસાઈને ચાહતાં શીખો.

૧૩ સાવધાન ! સફળતા મળે તો પણ ગર્વથી છાતી કાઢશો નહિં. તેમ કરવા જતાં મસ્તક નમી જશે.

૧૪ જીવનની મહત્તા આયુષ્યનાં વર્ષો પર નિર્ભર નથી એના અનુભવો, વિચારો અને કાર્યો પર નિર્ભર છે.

૧૫ જેનો પોતાના મન્તવ્ય પર અતિ અધિક વિશ્વાસ હોય એને સમજાવવાનો વ્યર્થ પ્રયાસ ન કરશો.

★

## ભગવાન બુદ્ધનો

# અન્તિમ ઉપદેશ

શ્રી જયન્તીલાલ મંગલજી ઓઝા

શાર્દૂલ

ઊગ્યો છે નભમાં શશી પુનમનો શાન્તિસુધા વર્ષતો,
ને વાસન્તી સમીર પુષ્પસુરભિ ધીરે ધીરે અર્પતો;
શિષ્યો શાલવને સબાષ્પ નયને નીરખે ગુરુદેવને
આજે હા! પ્રભુ દેહત્યાગ કરશે તેથી ઉદાસી મને. ૧

જ્ઞાનાલોકથી દીપતું વદન છે, નેત્રો લસે સ્નેહમાં,
શી ખીલી રહી ભવ્યતા અગાધ દિવ્યાત્મના દેહમાં
આજે સ્તબ્ધ બની ઊભી રજની છે, બેઠા પ્રભુ યોગાસને,
શું સિંહ શા સહુ એ સહુ ઝીલી રહ્યા નિર્વાણ-આદેશને. ૨

અનુષ્ટુપ્

નિહાળી સર્વ શિષ્યોને પ્રેમથી પ્રભુ ગૌતમ
સ્પષ્ટ કરી પ્રબોધે છે માર્ગ નિર્વાણ ઉત્તમ. ૩

વસંતતિલકા

"છે આજનો દિવસ શાન્તિ વધારનાર,
આ જન્મચક્ર મમ પૂર્ણ હવે થનાર;
હું ધ્યેય માનવનું અન્ત્ય દિને સ્મરું છું,
નિર્વાણ-બોધ ફરીથી તમને કરું છું. ૪

'બ્રહ્માંડ આ સકલનો રચનાર કોણ?
રક્ષા અને પ્રલયનો કરનાર કોણ?'
આ પ્રશ્ન ગૂઢ ન ઉકેલ કદી પમાય,
ઊંડાં જળો શું કદી તર્જનીએ મપાય! ૫

એ તત્ત્વગુહ્ય રહ્યું માનવને અજાણ્યું,
ત્યાં પાર પામતું ન માનવ બુદ્ધિજ્ઞાન.
ના વ્યર્થ યત્ન કરવા કહું છું પ્રબોધ:
એ તત્ત્વ શોધનપથે ધરજો નિરોધ. ૬

જ્ઞાન પ્રમાણથી પડો બહુ દૂર થાશો,
લોપે ન આવરણ-અંત કદી પમાશે,
બ્રહ્માંડનો જ્યાં શબ્દ નહિં સમાય,
સેવો જ મૌન પ્રિય! ઉત્તમ એ ઉપાય. ૭

આવી રહ્યો અહીં ચરાચરનો જમાવ,
સૌ કર્મચક્ર વશ આ થતી આવજાવ;
કોટિ અનન્ત રવિબિંબ નભે ભમે છે,
આધીન આ નિયમને સહુ એ નમે છે ૮

સંસારજીવન વિષે બહુ દુઃખભોગ,
મૃત્યુ અને જનમનો અનિવાર્ય યોગ,
મોક્ષેચ્છુએ ફરી ફરી કરવો વિચાર,
ડૂબ્યા વિના ઊતરવા ભવ-અબ્ધિ પાર. ૯

કર્મોવડે જગત બંધનરૂપ થાય,
કર્મોવડે જગત-બંધ છૂટી જવાય;
શિષ્યો! ચહો યદિ થવા ભવ-છૂટકારો,
આ ચાર સત્ય નિજ અંતરમાં ઉતારો. ૧૦

સંસારમાં સુખ ન, ગર્જતી દુઃખરેલ
તૃષ્ણા અરે! સુખતણી વિષવૃક્ષ વેલ;
નિર્વાણ-શાંતિ મળતાં દુઃખ નષ્ટ થાય,
નિર્વાણ પ્રાપ્ત કરવા રચવા ઉપાય. ૧૧

ના દેહકષ્ટથી ન ભોગથકી પમાય,
ત્યાં માર્ગ મધ્યમની લેવી પડે સહાય;
અષ્ટાંગ માર્ગ થકી ભ્રાંતિ સુદૂર જાય,
તેથી જ શુદ્ધપદ સાધ્ય કરી શકાય. ૧૨

દષ્ટિ અમી કરી ચરાચરને વિચારો,
વાણી વિષે પરમ કેવળ સત્ય ધારો;
સંકલ્પ શુદ્ધ ધરજો પર શ્રેયકારી,
આદર્શ ઉચ્ચ નિજ જીવનમાં ઉતારી. ૧૩

કર્મો પવિત્ર કરી પુણ્ય તમે વધારો,
નિર્વાણ પ્રાપ્ત કરવા શુભ નીતિ ધારો;
સૌ દેહ, કર્મ, મન શુદ્ધ અતિ બનાવો,
સુધ્યાન નિશ્ચય મને સુખદા જગાવો. ૧૪

આ ધર્મપંથ જ સનાતન મ્હેં પ્રબોધ્યો,
પ્રાચીન કાલથી સદા અહિં જે પ્રવર્ત્યો;
સદ્ધર્મ, બુદ્ધ, વળી સંઘ સદા રહેજો,
ધર્મધ્વજા ધરણિમાં ફરકાવી દેજો. ૧૫

અનુષ્ટુપ્

સંસારના સર્વ જીવોને મૈત્ર આશિષ આ દઉં,
પૂર્ણતા થીર પામીને પદ નિર્વાણ " " ૧૬

શિષ્યસંઘ, નિશા, ચંદ્ર; વાયુ, વિશ્વ, અનન્તતા,
ભક્તિભાવભરો લાગ્યાં પદ નિર્વાણ ગુંજવા. ૧૭

સ્તબ્ધતા કાલની વિંધી મહાસંગીત એ ઊઠ્યું,
ગાઢ વર્ષો ગયાં વીતી ત્હોયે છે ધૂમતું રહ્યું. ૧૮

સુણી ધંગીન એ મેળું બનો પદ એ મધુ,
આપજો સર્વને તો એ કહીયે સુણતું રહ્યું. ૧૯



# ત્રિવેણી–સંગમ

લે. કુમારી શ્રી નિર્મલાદેવી,
વેદાન્તતીર્થ, કાવ્યતીર્થ, અભિનવભારતી

સેવાથી શોભે છે સંયમ, સંયમથી શોભે છે સેવા,
એ બન્નેથી શોભે છે જીવન.
વિદ્યાથી શોભે છે વિનય, વિનયથી શોભે છે વિદ્યા;
એ બન્નેથી શોભે છે જીવન.
કર્મયોગથી શોભે છે જ્ઞાનયોગ, જ્ઞાનયોગથી શોભે છે કર્મયોગ;
એ બન્નેથી શોભે છે જીવન.
દેવભક્તિથી શોભે છે દૈન્ય, દૈન્યથી શોભે છે દેવભક્તિ;
એ બન્નેથી શોભે છે જીવન
શીલથી શોભે છે શાન્તિ;, શાન્તિથી શોભે છે શીલ;
એ બન્નેથી શોભે છે જીવન.

*

વિશ્વાસથી શોભે છે નિખાલસતા નિખાલસતાથી શોભે છે વિશ્વાસ
એ બન્નેથી શોભે છે મૈત્રી.
સારલ્યથી શોભે છે સૌજન્ય સૌજન્યથી શોભે છે સારલ્ય
એ બન્નેથી શોભે છે મૈત્રી.
પ્રેમથી શોભે છે અનન્યતા અનન્યતાથી શોભે છે પ્રેમ
એ બન્નેથી શોભે છે મૈત્રી.
બલિદાનથી શોભે છે સ્નેહ સ્નેહથી શોભે છે બલિદાન
એ બન્નેથી શોભે છે મૈત્રી.

*

ચંદ્રથી શોભે છે તારામંડળ તારામંડળથી શોભે છે ચંદ્ર
એ બન્નેથી શોભે છે રાત્રિ.
ઉષાથી શોભે છે સંધ્યા સંધ્યાથી શોભે છે ઉષા
એ બન્નેથી શોભે છે આકાશ.
ફૂલોથી શોભે છે ઝાડ ; ઝાડથી શોભે છે ફૂલો
એ બન્નેથી શોભે છે બાગ.
તુળસીથી શોભે છે ક્યારો ક્યારાથી શોભે છે તુળસી
એ બન્નેથી શોભે છે ધરતી.
મયુરથી શોભે છે પીંછ પીંછથી શોભે છે મયુર
એ બન્નેથી શોભે છે ટહુકાર.
હાંડાથી શોભે છે ઘડો ઘડાથી શોભે છે હાંડો
એ બન્નેથી શોભે છે પનિહારી.

શાટિકા (સાડી)થી શોભે છે રંગ રંગથી શોભે છે સાડી
એ બન્નેથી શોભે છે શરીર.

હરિરંગથી શોભે છે હૃદય હૃદયથી શોભે છે હરિરંગ
એ બન્નેથી શોભે છે શરીર.
સેવાથી શોભે છે સદ્‌ગુણ સદ્‌ગુણથી શોભે છે સેવા
એ બન્નેથી શોભે છે શરીર.
શીલથી શોભે છે સેવા સેવાથી શોભે છે શીલ
એ બન્નેથી શોભે છે સૌંદર્ય.
કંઠથી શોભે છે રાગ રાગથી શોભે છે કંઠ
એ બન્નેથી શોભે છે સંગીત.
કળાથી શોભે છે કેશ કેશથી શોભે છે કળા
એ બન્નેથી શોભે છે મસ્તક.

નમ્રતાથી શોભે છે જ્ઞાન જ્ઞાનથી શોભે છે નમ્રતા
એ બન્નેથી શોભે છે મસ્તક.

મણિથી શોભે છે બંગડી બંગડીથી શોભે છે મણિ
એ બન્નેથી શોભે છે હસ્ત.

સત્ક્રિયાથી શોભે છે સદ્‌ભાવ સદ્‌ભાવથી શોભે છે સત્ક્રિયા
એ બન્નેથી શોભે છે હસ્ત.

*

સંતોષથી શોભે છે બ્રાહ્મણત્વ
બ્રાહ્મણત્વથી શોભે છે સંતોષ
એ બન્નેથી શોભે છે વિપ્ર.
નિઃસ્પૃહતાથી શોભે છે શાસ્ત્રાભ્યાસ
શાસ્ત્રાભ્યાસથી શોભે છે નિઃસ્પૃહતા
એ બન્નેથી શોભે છે વિપ્ર.
શૌર્યથી શોભે છે સિંહાસન
સિંહાસનથી શોભે છે શૌર્ય
એ બન્નેથી શોભે છે ક્ષત્રિય.

પ્રજાપ્રિયતાથી શોભે છે રાજ્યલક્ષ્મી
રાજ્યલક્ષ્મીથી શોભે છે પ્રજાપ્રિયતા
એ બન્નેથી શોભે છે ક્ષત્રિય.

સ્વધર્મ પ્રિયતાથી શોભે છે નીતિ
નીતિથી શોભે છે સ્વધર્મપ્રિયતા
એ બન્નેથી શોભે છે રાજા.

પ્રમાણિકતાથી શોભે છે વાણિજ્ય
વાણિજ્યથી શોભે છે પ્રમાણિકતા
એ બન્નેથી શોભે છે વૈશ્ય.

ઉદ્યોગથી શોભે છે શક્તિ
શક્તિથી શોભે છે ઉદ્યોગ
એ બન્નેથી શોભે છે વૈશ્ય.

યજ્ઞોપવીતથી શોભે છે સંધ્યાદિ નિત્યકર્મ
સંધ્યાદિનિત્યકર્મથી શોભે છે યજ્ઞોપવીત
એ બન્નેથી શોભે છે દ્વિજત્વ.

સ્વચ્છતાથી શોભે છે સેવા
સેવાથી શોભે છે સ્વચ્છતા
એ બન્નેથી શોભે છે શૂદ્ર.

સરળતાથી શોભે છે ત્રિવર્ણસેવા
ત્રિવર્ણસેવાથી શોભે છે સરળતા
એ બન્નેથી શોભે છે શૂદ્ર.

×

સ્વાધ્યાયથી શોભે છે સંયમ
સંયમથી શોભે છે સ્વાધ્યાય
એ બન્નેથી શોભે છે બ્રહ્મચર્યાશ્રમ.

યજ્ઞોપવીતથી શોભે છે વૈદિકધર્મ
વૈદિકધર્મથી શોભે છે યજ્ઞોપવીત
એ બન્નેથી શોભે છે બ્રહ્મચર્યાશ્રમ.

ગુરુસેવાથી શોભે છે ત્યાગ
ત્યાગથી શોભે છે ગુરુસેવા
એ બન્નેથી શોભે છે બ્રહ્મચર્યાશ્રમ.

*

અતિથીસેવાથી શોભે છે તન, મન, ધન,
તન, મન, ધનથી શોભે છે અતિથીસેવા
એ બન્નેથી શોભે છે ગૃહસ્થાશ્રમ.

સત્સંગથી શોભે છે સંતસેવા
સંતસેવાથી શોભે છે સત્સંગ
એ બન્નેથી શોભે છે ગૃહસ્થાશ્રમ.

શ્રી હરિપૂજાથી શોભે છે દીનપૂજા
દીન દુઃખિયાંની પૂજાથી શોભે છે શ્રી હરિપૂજા
એ બન્નેથી શોભે છે ગૃહસ્થાશ્રમ.

પરોપકારથી શોભે છે લક્ષ્મી
લક્ષ્મીથી શોભે છે પરોપકાર
એ બન્નેથી શોભે છે ગૃહસ્થાશ્રમ.

બાળુડાંઓથી શોભે છે ઉલ્લાસ
ઉલ્લાસથી શોભે છે બાળુડાંઓ
એ બન્નેથી શોભે છે ગૃહસ્થાશ્રમ.

ઉત્તમ સ્ત્રીથી શોભે છે ઉત્તમ પતિ
ઉત્તમ પતિથી શોભે છે ઉત્તમ સ્ત્રી
એ બન્નેથી શોભે છે સંસાર.

પુસ્તકોથી શોભે છે કબાટો
કબાટોથી શોભે છે પુસ્તકો
એ બન્નેથી શોભે છે ઘર.

પ્રભુમૂર્તિથી શોભે છે મંદિર
મંદિરથી શોભે છે પ્રભુમૂર્તિ
એ બન્નેથી શોભે છે ઘર.

સંત ભક્તની પ્રતિકૃતિ-(છબી) ઓથી શોભે છે દિવાલ
દિવાલથી શોભે છે સંતાદિની છબીઓ
એ બન્નેથી શોભે છે ઘર.

*

ઈશ્વરચિંતનથી શોભે છે તન્મયતા
તન્મયતાથી શોભે છે ઈશ્વરચિંતન
એ બન્નેથી શોભે છે વાનપ્રસ્થાશ્રમ.

અનાસક્તિથી શોભે છે તત્ત્વવિચારણા
તત્ત્વવિચારણાથી શોભે છે અનાસક્તિ
એ બન્નેથી શોભે છે વાનપ્રસ્થાશ્રમ.

યજ્ઞધૂમથી શોભે છે વેદધ્વનિ
વેદ ધ્વનિથી શોભે છે યજ્ઞધૂમ
એ બન્નેથી શોભે છે ઋષિ આશ્રમ.

મૃગશાવકોથી શોભે છે ઉપવનો
ઉપવનોથી શોભે છે મૃગશાવકો
એ બન્નેથી શોભે છે ઋષિ-આશ્રમ.

ઋષિઓથી શોભે છે ઋષિ પત્નીઓ
ઋષિ પત્નીઓથી શોભે છે ઋષિઓ
એ બન્નેથી શોભે છે ઋષિ આશ્રમ.

*

પ્યાલી સ્થિતિથી શોભે છે વૈરાગ્ય
વૈરાગ્યથી શોભે છે પ્યાલી સ્થિતિ
એ બન્નેથી શોભે છે સંન્યાસ.
ત્રિકરણ (મન, વચન, કાયા) સંયમથી શોભે છે ત્રિદંડ
ત્રિદંડથી શોભે છે ત્રિકરણસંયમ
એ બન્નેથી શોભે છે સંન્યાસ.
સાચા ત્યાગથી શોભે છે શાસ્ત્રજ્ઞાન
શાસ્ત્રજ્ઞાનથી શોભે છે સાચો ત્યાગ
તત્ત્વનિષ્ઠાથી શોભે છે વિશ્વબંધુત્વ
વિશ્વબંધુત્વથી શોભે છે તત્ત્વનિષ્ઠા
એ બન્નેથી શોભે છે મહાત્મા.
અનાગ્રહથી શોભે છે તત્ત્વજ્ઞાન
તત્ત્વજ્ઞાનથી શોભે છે અનાગ્રહ
એ બન્નેથી શોભે છે મહાત્મા
વિરક્તિથી શોભે છે અનુરક્તિ
અનુરક્તિથી શોભે છે વિરક્તિ
એ બન્નેથી શોભે છે ભક્ત.
ભગવત્-પ્રેમથી શોભે છે વિશ્વપ્રેમ
વિશ્વપ્રેમથી શોભે છે ભગવત્પ્રેમ
એ બન્નેથી શોભે છે ભક્ત.
શ્યામથી શોભે છે મહારાસ
મહારાસથી શોભે છે શ્યામ
એ બન્નેથી શોભે છે બંસીધર.
ગોપ સખાઓથી શોભે છે શ્યામ
શ્યામથી શોભે છે ગોપસખાઓ
એ બન્નેથી શોભે છે વ્રજ.
યમુનાના નીરથી શોભે છે ઘાટ
ઘાટથી શોભે છે યમુનાનાં નીર
એ બન્નેથી શોભે છે વૃંદાવન.
પૂર્ણ ચંદ્રમાથી શોભે એ શરદ્ઋતુ
શરદ્ઋતુથી શોભે છે ચંદ્ર
એ બન્નેથી શોભે છે મહારાસ.
રાસથી શોભે છે ગોપાંગનાઓ
ગોપાંગનાઓથી શોભે છે રાસ
એ બન્નેથી શોભે છે શ્યામ.
ગોપીજનોથી શોભે છે કુંજ-નિકુંજો
કુંજ-નિકુંજોથી શોભે છે ગોપીજનો
એ બન્નેથી શોભે છે શ્યામ.
શ્રી શ્યામથી શોભે છે બંસી
બંસીથી શોભે છે શ્યામ
એ બન્નેથી શોભે છે શ્યામ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## સ્વપ્નમાં

રાગ—"સારંગ લાવણી"

પ્રભુ મુજ સ્વપ્નમાં સાચાં ઠરે આપો આશીષ માગું ખરે. ટેક૦

વૃક્ષ બની ફાલી ફૂલી વનમાં વાટે બનુ વિસામો,
પુષ્પ મુખે જગ હાસ્ય વેરતાં રહે કે જાઉં સામો;
મીઠપ અર્પુ ફળે. આપો૦

શશી બની નિશાએ ઝબકું તારલિયા ઝબકાવું,
અમિત જગને શાની રૂપેરી રસીક રસે રસાવું;
ભલે સ્વપ્રકાશ ન મળે. આપો૦

બની મહાસાગર, મુજ ઉપર નોકા અગણિત તારું,
મેઘરૂપે અમૃત નોર સિંચી પીલવી રહું જગ સારું;
ભલે ખારો હોઉં જળે. આપો૦

બની સૂર્ય જાગીને જગવું જગતે જીવને ભરી,
અવનિનો અંધાર હરું સૌ નિત નિત જ્યોતિ ધરી;
ભલે મુજ કાયા સળગ્યા કરે. આપો૦



—સંતશ્રી સીતારામજી

## એશિયાની બે મહાન સંસ્કૃતિઓ

# હિન્દુ અને મુસ્લીમ

### બંને સંસ્કૃતિઓનો સમન્વય હિન્દને શાંતિ અને આબાદીની ભેટ ધરશે

**[ મુનીશ્રી સંતબાલજીના પ્રવચન ઉપરથી ]**

નિવેદક—શ્રી શાન્તિલાલ દીનાનાથ મહેતા

હિન્દની પવિત્ર ભૂમિમાં અનેક સંસ્કૃતિઓ આવી છે અને ફુલીફુલી છે. આજે તો ધર્મને નામે ખંજરબાજી ચાલે છે; તે શરમરૂપ છે. આજકાલ ધર્મને નામે ચાલતી લડાઈ ખરેખર ધર્મોની નથી. ધર્મને ઓથે સ્વાર્થી તત્ત્વો પોતાનું કામ કરી રહ્યાં છે સ્વાર્થ એ માનવજાતને બહેકાવનારૂં તત્ત્વ છે અને આવી રીતે તેને બહેકાવવાથી તો અંતે બંને કોમોને વેઠવું પડે છે.

**હિન્દુ ધર્મનો મહાન વારસો**

ધર્મ અને સંસ્કૃતિ શબ્દો વચ્ચે ઘણો ફેર છે. ધર્મ એટલે સોનું અને સંસ્કૃતિ એટલે તેનું ઘરેણું. ધર્મનું ઘડતર ઘડાતાં સંસ્કૃતિ ઊભી થાય છે. હિન્દુ શબ્દ તો દેશ ઉપરથી આવ્યો છે. જ્યારે આપણે હિન્દુ શબ્દ વાપરીએ છીએ ત્યારે હિન્દુ ધર્મ નહીં પરંતુ તેની સંસ્કૃતિ સમજવી. હિન્દુ સંસ્કૃતિ પર અનેક ધર્મની અસર છેઃ જૈન, બૌદ્ધ, વૈદિક વગેરે ધર્મો અને દ્રાવિડ, હુણ, શક વગેરે જાતિઓની સંસ્કૃતિનું એમાં મિશ્રણ થયેલું છે.

હિન્દુ ધર્મ પર ત્રણ ધર્મનો ઉપકાર છેઃ વૈદિક, જૈન અને બૌદ્ધ. એ ત્રણે સ્વતંત્ર ધર્મો છે. એનાં મુખ્ય તત્ત્વો નીચે મુજબ કહી શકાય.

વૈદિક ધર્મના મૂળ અંગમાં ચાર વર્ણ અને ચાર આશ્રમની અવસ્થા છે. તેમાંથી વિકાસ થયો. હિન્દુ ધર્મમાં વૈદિક ધર્મ પાયારૂપ છે તે પછી બુદ્ધ અને મહાવીર થયા. તેમણે વર્ણથી નહીં પરંતુ કર્મથી વર્ણવ્યવસ્થા કરવાનો આદેશ કર્યો. હિંદમાં જ્યારે જ્યારે વર્ણવ્યવસ્થાને નામે અવ્યવસ્થા જામી છે ત્યારે ત્યારે તેના સામે ક્રાન્તિ જગવતા ધર્માચાર્યો પાક્યા છે. જૈન મત પહેલાં હિન્દ ભરમાં યજ્ઞના બલિદાન નિમિત્તે હિંસા વ્યાપક થયેલી તેને રોકી અહિંસાનો પ્રચાર કરવામાં જૈન ધર્મનો ફાળો મહાન છે.

**ઈસ્લામના જન્મ પહેલાંનો સમાજ**

મુસ્લીમ ધર્મનો જન્મ ઈ. સ.ની પાંચમી સદીમાં થયેલો છે. તેના પર યહુદી ધર્મની અસર થઈ છે. પાંચ પેગમ્બરોમાં તે મોઝીઝને સ્વીકારે છે મુસલમાનો કુરાનને દેવનું લખેલું પુસ્તક અને તેની આયાતોને ઈશ્વર-પ્રેરિત માને છે અને મહમ્મદ પેગમ્બરને ઈશ્વરના દૂત માને છે

ધર્મ પર તેની સંસ્કૃતિની ખૂબ અસર હોય છે. સંયોગો ઉપરથી તેનો જન્મ થાય છે તેના પર લોક માનસ અને કાળની છાપ હોય છે ઉપદેશકના જીવનની પણ તેના પર અસર હોય છે. એટલે કોઈપણ ધર્મને તેના ખરા સ્વરૂપમાં સમજવા માટે આ બધી હકીકત સમજવી જોઈએ. આ બધું બરાબર સમજવામાં આવે તો તમામ ધાર્મિક ઝઘડાઓનો નાશ થાય

ઈસ્લામ ધર્મ પર યહુદી, ખ્રિસ્તી, કુરેશી, ખ્રિસ્તી મંડળ, કુરેશી મંડળ વગેરેની છાપ છે. મહમ્મદ પેગમ્બર પહેલાંનો જમાનો વહેમ અને જંગાલિયતનો હતો. અરબસ્તાનના દરેશમાં મૂર્તિવાદનું સામ્રાજ્ય ચોમેર જામ્યું હતું ગુલામોનો વેપાર છૂટથી ચાલતો હતો. અનેક દેવની પૂજા કરવામાં આવતી તે એટલે સુધી કે દરરોજના દેવ જુદા. ધર્મને નામે અંધેર જામ્યું હતું.

**મહમ્મદ પેગમ્બરના મહામંત્રો એકેશ્વર વાદ અને બિરાદરી**

બરાબર આ સમયે મહમ્મદ પેગમ્બરે ઈસ્લામના મહામંત્રોદ્વારા પ્રજાને જાગૃત કરી. તેમણે કહ્યું: "આખા વિશ્વમાં એક જ ઈશ્વરનો આ પરિવાર છે. બધા ખુદાના બંદા છે" એકેશ્વરવાદ અને વિશ્વબંધુત્વ-ભ્રાતૃભાવનાના મહમંત્રોદ્વારા તેમણે વાતાવરણમાં જબ્બર ક્રાંતિનું આંદોલન જગાવ્યું. ઈસ્લામી સંસ્કૃતિનાં આ બે મહાન તત્ત્વો છે.

મહમ્મદ પેગમ્બરે કાબા મિનારના બધા દેવ તોડી નાખ્યા. લોકોને દાન ( ત્યાગ ) અને બંદગી ( ઈશ્વર-પ્રાર્થના ) નો ઉપદેશ આપ્યો.

**બંને સંસ્કૃતિઓ વચ્ચેનું સામ્ય**

આમ, મૂળ સિદ્ધાન્તો તપાસતાં હિન્દુ સંસ્કૃતિ અને મુસ્લીમ સંસ્કૃતિ વચ્ચે ઘણું સામ્ય છે મહમ્મદ

પેગમ્બરે બિરાદરીનો સંદેશ આપ્યો. તો અહિં હિન્દુ ધર્મે વનસ્પતિમાં ચૈતન્ય જોઇ રહ્યો છે आत्मवत् सर्वभूतेषु । એ એણે ઉપદેશેલું ગદ્ય સત્ય છે. બંને સંસ્કૃતિઓ બ્હેનો સમી છે.

હઝરત મહમ્મદ પેગમ્બર મહાન ધર્મક્રાંતિકાર હતા. આખર લગી સત્યને વળગી રહેનાર હતા. તેમના વિચારો વિશાળ હતા. અન્ય ધર્મીઓ પ્રત્યે તેમના દિલમાં સમાન સ્થાન હતું. ઇસ્લામ એટલે તો શાંતિ-વાદક ધર્મ: તેમાં હિંસાનું નામ નથી. કુરાનની એક આયાત છે કે કત્લ કરવા કરતાં ફિતુર (એટલે ધર્મને નામે ખોટા ઝઘડા) કરનાર વધુ ભયંકર છે.

### ધર્મનો સાચો સંદેશ જીવનમાં ઊતારો

આમ બંને ધર્મો વચ્ચે આટલું સામ્ય હોવા છતાં-બંને ધર્મો વિશ્વપ્રેમનો સંદેશ આપતા છતાં આજે હિન્દની ભૂમિ પર આટલા કોમી ઝઘડા શા માટે છે? એના મૂળમાં સ્વાર્થભાવના અને અજ્ઞાનતા રહેલી છે. આજે બંને ધર્મના મૂળ સિદ્ધાન્તો ભૂલી જવાયા છે.

હિન્દમાં સૌ પહેલાં આવનાર મુસલમનો ઇસ્લામી સંસ્કૃતિને તેના અર્થમાં સમજ્યા જ નહોતા—તેઓ લૂંટ કરવા આવ્યા હતા. એટલે તેમણે અહીં મંદિરો તોડવાની તેમજ વટાળ પ્રવૃત્તિ ચલાવી. જ્યારે ખરી રીતે ઇસ્લામમાં વટાળ પ્રવૃત્તિનું તેમજ હિંસાનું નામ નિશાન પણ નથી. અહીં રહેલા મુસલમાનો ઇસ્લામનાં મૂળતત્ત્વો ભૂલી ગયા હતા.

"અલ્લા હોઅકબર"નો અર્થ જાણો છો? ઇસ્લામ એ પોકારથી કહે છે કે "ખુદાતાલા-ઇશ્વર શ્રેષ્ઠ છે." એટલે કે ઇશ્વરની ઉપર બીજો કોઇ દેવ નથી હવે આ શબ્દો સાથે શૈતાનીયત આચરવી, કોઇનું રક્ત વહાવવું એ કેટલું ખોટું છે? એવી જ રીતે "હરહર મહાદેવ" એટલે શંકર સર્વ શ્રેષ્ઠ દેવ છે એવા અર્થનું સૂત્ર પોકારતાં બીજાના પ્રાણ લેવા કુદી પડવું એ પણ એટલું જ ખોટું છે.

એક વાતો છે. રમુજી હોવા છતાં તે અજબ સત્ય સમજાવે છે કહે છે કે બે મુસ્લીમો જંગલમાં ખાણું લેતા હતા ત્યાંથી બે વાણીયા પસાર થતા હતા. મુસ્લીમોએ તેમને પકડીને પૂછ્યું કે 'બોલો, હિન્દુધર્મ સારો કે મુસલમાન ધર્મ સારો"? એમણે તો નક્કી કરેલું કે હિન્દુ ધર્મને સારો કહેશે કે તરત તેમના જાન લેશું ને ઇસ્લામ ધર્મ સારો કહેશે તો આપણું ખાણું ખવડાવી તેમને વટલાવીશું!

જવાબ દેનારા વાણીયા હુંશીયાર હતા. તેમણે કહ્યું: "એક રાખ ને બીજી ધૂળ!" એટલે કે હિન્દુ મરે તો તેની રાખ થવાની ને મુસ્લીમ મરે તો તેની કબરમાં ધૂળ થવાની. આમાં કોને સારો કહેવો ને કોને ખોટો કહેવો! તાત્પર્ય કે બંને ધર્મ સરખા જ મહાન છે

મહમ્મદ પેગમ્બર બહુ ઉદાર દિલ સાધુપુરુષ હતા. એક માણસ ગાળામાં નિમાઝ પઢતો નહીં પરંતુ નિમાઝ પઢવા આવનારના પગ ધોતો. મુસલમાનોએ તેને કહ્યું કે તું નાસ્તિક છે, નમાઝ કેમ પઢતો નથી? એમ કહી તેને ખુબ માર્યો ને મહમ્મદ સાહેબ પાસે લઇ જઇ ને ફરિયાદ કરી.

પેગમ્બર સાહેબે તેને પૂછ્યું કે 'ભાઇ, તું નમાઝ કેમ પઢતો નથી?

તેણે કહ્યું કે 'નમાઝ પઢવાની મ્હારામાં લાયકાત નથી."

"ત્યારે તું શું કરે છે?' મહમ્મદ સાહેબે પૂછ્યું. તેણે જવાબ આપ્યો. 'બંદગી કરવા આવનાર સાફ દીલવાળા મનુષ્યોનાં હું પગ ધોઉં છું!"

તેના આ જવાબમાં કેટલું ડહાપણ અને નમ્રતા-ભરી હતી! મહમ્મદ પૈગમ્બર તેના પર મુગ્ધ થઇ ગયા ને ફરિયાદ કરવા આવનારાઓને કહ્યું: "તમે બધા નામના મુસલમાન છો. ખરો પાક મુસ્લીમ તો આ માણસ છે. સાચી બંદગી એની જ છે."

વળી એમણે કહ્યું; 'પ્રાર્થના કરો કે સેતાનથી તમને દૂર રાખે યાદ રાખો કે જે માણસ દાન કરે છે અને સાચા દિલથી પ્રાર્થના કરે છે તેજ ઇશ્વરનો સાચો ભક્ત છે"

### હિન્દુ-મુસ્લીમોને સંદેશ

આજે હિન્દવાસીઓએ—હિન્દુઓ અને મુસ્લીમોએ બંને સંસ્કૃતિ પાછળ રહેલાં શુભતત્ત્વો સમજી ઉદાર ભાવનાઓ કેળવવાની જરૂર છે. અકબરે તેના જમાનામાં એવો પ્રયત્ન કરેલો પણ તેને સફળતા મળી નહીં. કબીર સાહેબે અને નાનક સાહેબે કેટલોક સફળ પ્રયત્ન કર્યો. આજે પૂજ્ય મહાત્મા ગાંધીજી વર્ષોથી હિન્દુ મુસ્લીમ ઐક્ય માટે પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રયત્નો સફળ થાય એવી આપણે ઇશ્વરને પ્રાર્થના કરીએ.

અંતમાં બન્ને કોમના નરનારીઓને મારી વિનતિ છે કે ધર્મની ઉન્નતિ અને ધર્મની શોભા પરસ્પરના ગુણો લઇને ભ્રાતૃભાવે જીવવામાં છે એમ સમજી કોમી ઝઘડાઓથી ત્રસ્ત બનેલા આ દેશમાં શાંતિની સ્થાપના કરો. શાન્તિ શાન્તિઃ શાન્તિઃ

# વસ્તુ ગતિ

લે: ધ. શંકરશાસ્ત્રી.

એક માણસ માંડવી ખાતો જતો હતોઃ—અરે! મનુષ્યને પણ તડકા છાયા છે ને! ક્યાં હું અરબસ્તાનનો નગર શેઠ ને ક્યાં આજ જડેલા પૈસાની માંડવી ફાકતો રઝળતો વરેમાનું! કમબખ્તની બેઠી ને પેઢા વેચવા નીકળ્યો. લુટારાથી સપડાઈ માંડ જીવતો બચ્યો. આજ ત્રીજે દિવસે માંડવી મળી છે હજારોને ખવરાવનાર આજ એકલો ખાય છે! હા દૈવ! (થંભી જાય છે.)

ભાઈ વિચાર પછી કરજે પહેલાં મગફળી મને દે. માગ પેટમાં આગ બળે છે અરે બાપ મારાં ફોફાં મળ નાર તું કોણ છે! આવ ભાઈ આવ આપણે સાથે જમીએ. હા. દૈવ! તેં મને એક કમાળ નથી બનાવ્યો. ભાઈ તું કોણ છો!

જે છું તે તો ત્રીજો છું. ભૂતકાળ મીઠો છે ભવિષ્ય કાળ ભીજનો છે ને વર્તમાન કાળ નઠારો છે. નઠારાને સુધારો કરવો એમાં ખરું ડહાપણ છે.

ભાવિની ચિન્તા નહિ, ગુજરીનો ના શોક.
વર્તમાનમાં વર્તતા સમજુ શાણા લોક;
જે આવે તે સહી રહો, જો ધાર્યો છે દેહ.
જ્યાં ધરતી ત્યાં આવશે, ટાઢ તાપ ને મેહ.

ભાઈ! તારાં વચન બળતાને ઠારે છે. મુવાને જીવાડે છે.

સુકાતા માણસને દેખી મુંઝાતા એક શા મને,
ઉગારે મેઘ સમ ભાઈ કોણ તું બોધવૃષ્ટિથી
ઘડી સંધ્યા ઘડી સાંજ, ઘડી દહાડો ઘડી રાત,
ઘડી ઠંડી ઘડી ગરમી, દશાના કાળની સરખી.
ઘડી અજવાળે ઘડી અંધારા, દશા જો ચંદ્રની સાધો.
ઘડી રાજા ઘડી રંકો, ઘડી રંકો ઘડી રાજા,
ઘડી તડકો ઘડી છાયા, તથા છે દૈવની માયા.
ઘડી પહાડ ઘડી મીંડ, ઘડી ખીણ ઘડી ખેત,
નશીબની દોડતી ગાડી, ઘડી દેત ઘડી લેત.
ફરે છે દેહની છાયા, અગર દેહી તણી કાયા.
ફરતાથી ફેરવો દૃષ્ટિ, નહિ દૃષ્ટિ નહિ સૃષ્ટિ,

તો પણ હું આપને જાણવા માગું છું.

ઘણું જાણ્યું ઘણું માણ્યું, ઘણું દીધું ઘણું લીધું
ઘણું ખાધું ઘણું પીધું, ખરે તેથી નહિ સીધ્યું
અહીં દીધું તહીં તાસ્યું. અહીં ભાસે તહીં નાશે
અહીં જે છે તહીં તે છે, ખરું તે છે ખરે તે છે

માંડવીવાળો—

હવાપાણી સુધાલેપન, ચુભરને ચુદનાં વાઘો
તપેલાને શીતળ છાયા, મધુરાં આપનાં વાક્યો
અહીં શું છે તહીં શું છે, ખરું શું છે ખરે શું છે
અહીં ભાસે તહીં ના છે, કવન એ આપનું શું છે?

ફોફાંવાળો—

અહીં ચેતન તહીં ચેતન, ખરું ચેતન ખરે ચેતન
ખરું ના મન ખરું ના તન, ખરું ના ધન ખરું ચેતન
અહીં એ સત્ચેતન છે, તહીં એ બ્રહ્મચેતન છે
ખરું એ જીવચેતન છે, ખરે જીવ બ્રહ્મચેતન છે.

માંડવીવાળો—

જૂઠી કાયા જૂઠી માયા, જૂઠાં જો ગોઠને રાખ્યા
જૂઠી ભૂખે તમે ભાઈ, જૂઠે ફેરે શું લોભાયા!

ફોફાં—

જાગે છે ભોગ ભોગવવા, ઉંઘે છે થાક દૂર કરવા
ખરાં જાગ્રત અને સુષુપ્તિ, વચેલું સ્વપ્ન શું કરવા!
ખરે જો સ્વપ્નને માણે, બધું સ્વપ્નાપણું જાણે
જહીં જાણે તહીં જાગે, થતાં જાગ્રત નહીં માણે
જમેલો સ્વપ્નમાં ભૂખ્યો, ધરાયો સ્વપ્નમાં ભૂખ્યો
તથા આ સ્વપ્ન જેવું, જહીં દેવું તહીં લેવું.

માંડવીવાળો—

બધું સ્વપ્ના સમું ખોટું, છતાં જો નાનું ને મોટું
જણાયે લોકમાં સાચું, ખરું શી વાત હું માનું!

ફોફાં—

ખરો તું કે ખરો હું છું, ખરો જીવ ખરું બ્રહ્મ
ખરું તુજ રૂપ જે બ્રહ્મ, ખરું શિવરૂપ જે બ્રહ્મ
કરે ફોફાંતણી યાદ, હતો એ હિન્દનો શાહ
દશા પલટી જગત પલટ્યું, હતા મિત્રો બન્યા શત્રુ
હતું નાનું બન્યું મોટું, હતું મોટું બન્યું નાનું
બધું ખોટું બધે ખોટું, ખરે એ નાનું ને મોટું
ક્ષણે કાંઈ ક્ષણે કાંઈ ખરે એ ચાલતી છાંઈ
ખરો એ ધૂપ ને સૂર્ય, ખરો એ જીવ ને બ્રહ્મ
ભલે દેખો ભલે પેખો, નવા રાચો નવા શોચો
કરંતા વિશ્વમાં રચાયા, સદા આનંદને લેખો.

ફોફાં માંડવી—

નાની મોટી વસ્તુ કોઈ, કહેવી ત્યાં ઘટતી નથી
જીવનની ગતિ એક ધારી, કોઈની ટકતી નથી
નાની મોટી થાય છે, વધુ નાની પાસે આવતાં
તો મોટી પણ નાની થતી, વધુ મોટી પાસે તે જતાં
હતી ના જેમાં કૈં લાખની, તે માંડવી ફાકી રહ્યા
ગણુનો ન લેખાં કોટિનાં, તે ફોતરાં માટે રડ્યા
રડતા હતા જે ધાન સારૂ, તે કોટિને ભોગી ગણે
નાની મોટી વસ્તુને, નસરી દશા કરતી કરે
દૈવ મોટો દૈવ જે, નહી દૈવથી કોઈ વડું
દૈવ આગળ જગત સઘળું, હાથ જોડી છે ખડું
બ્રહ્મા ઘડે, ભાનુ ભમે, મહાદેવ ભિક્ષા માગતા
રામ વને વિષ્ણુ રડતા, દૈવની એ છે સત્તા.

ઇતિ શિવમ્.

# જગતની સર્વ શોભાને

( ગઝલ )

તમારે ને અમારે તે, પડે વાંધા અરે શાને ?
કશું શું વહેંચવાનું છે ? અહં એનું જ કારણ છે.
અહંને કોઈને તાબે ગમે ના અંકુશે રહેવું,
છટકવાનાં બધાં બાનાં, રહે તે ખોળતું કેવું !
બતાવ્યા તે કરે હું હું, પલિતા શા મૂકે જુદા.
કંઈ આધાર ના હોય, કરે તે એવું સુઝાડયાં.
રહે જે ચેતતો એનાં બધાં કરતૂકમાં પૂરો,
રહી તે એકલો સાવધ શકે શો જાગૃતિ વાળો !
નથી મનનો કશો વાંક, નથી ચિત્ત બુદ્ધિનો ક્યાં યે,
શરણતા કેળવવાને રહે જે જીવતો તેને.
મનેંદ્રિયો તણાં કરણોતણા જે પ્રકૃતિધર્મ,
શકે ત્યજી તે શરણ પામે, બને તે પાપથી મુક્ત.
ત્યજી શકશે મનેંદ્રિયોતણા તે ધર્મ ભક્તિથી,
રહે આરાધનો પ્રભુ જે કરંતાં કર્મ અંતરથી.
પ્રભુને જીવતો રાખો કરતાં સર્વ કર્મોમાં,
પ્રભુનો જીવતો ભાવ થશે તો આપ પોતામાં.
ખુમારી દિલની ત્યારે, જીવનમાં પામશો કેવી !
મહાસમ્રાટથી યે તે મહાસમ્રાટની સુરખી.
બધાં વર્ણન નકામાં છે, જીવનની તે મઝા આગળ,
નમેલાં સર્વથી ને શાં તરેલાં સર્વની આગળ.
થતું પોતા થકી સર્જન અને રક્ષાતું પોતાથી,
મરાતું જે અનુવપ્તશો બધું તે સાથ પોતાથી.
જીવન પોતે જીવન પોતે, બીજું કોઈ ન કયાં યે છે,
જીવન વિસ્તૃત તે વિશ્વે થયેલું લાગશે ત્યારે.
જીવનની શી લીલા-શક્તિ જીવનના વ્યક્ત બિંદુમાં,
થતા રે' સ્ફોટ પોતે, તે કળા આવે અનુભવમાં.
જીવન આનંદ એવો તે મહાત્મા ધન્ય જે પામે,
જગત-આધાર એવા તે જગતની સર્વ શોભા છે.

વ્રજલાલ ચુનીલાલ જાની.
M. A.





# રસિક દયારામ

લે: શ્રી જીવણલાલ છગનલાલ જોશી

આપણા જુના ગુર્જર-સાહિત્યના ત્રણ ચક્રવર્તિ મહારાજાઓ-ગુજરાતના ત્રણ મહાન જ્યોતિર્ધરો નરસિંહ, પ્રેમાનંદ અને દયારામ: નરસિંહ મહેતાએ-ગુર્જર-સાહિત્યની શુભ શરૂઆત કરી. પ્રેમાનંદે ગુર્જર સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. દયારામે એ નંદન વનસમા દીસતા ગુર્જર સાહિત્યોદ્યાનને સદાને માટે શણગારી વૃંદાવન બનાવ્યું ઈ. સ. ૧૪૧૫ થી તે ૧૪૮૧ સુધીનો યુગ તે નરસિંહ મહેતાનો યુગ: પ્રભાતિયાનો યુગ-ભક્તિરસનો યુગ: ઈ. સ. ૧૬૩૬ થી તે ૧૭૩૪ સુધીનો યુગ તે પ્રેમાનંદનો યુગ-આખ્યાનોનો યુગ માણના મધુર રણકારનો યુગ. ઈ. સ ૧૭૭૬ થી ૧૮૫૨ સુધીનો યુગ તે દયારામનો યુગ-ગુજરાતના રસરાજનો યુગ-રસભીના ગુજરાતનો યુગ-રસરસિયેણ ગુજરાતણોનો યુગ-રસિક ગુજરાતીઓનો યુગ-ગરવી ગરબીઓનો યુગ-ગુજરાતના રસમાધુર્યનો યુગ-ગુજરાતના રસગુંજનનો યુગ-ગુજરાતનો રસગીતોનો યુગ-તંબુરાના તારના મંજુલ રવનો યુગ-પ્રેમરસના રસપાનનો યુગ-ભક્તિરસની લહેરોનો યુગ-શૃંગારરસની સરિતાનો યુગ-આનંદરસના સાગરનો યુગ.

ઈ. સ ૧૭૦૫થી તે ઈ. સ. ૧૮૫૦ સુધીનો કાળ તે જગત્-ક્રાંતિનો કાળ: આ સૈકામાં ઓછામાંઓછી પાંચ જબરજસ્ત ક્રાંતિઓ થઈ એની અસર એ થઈ કે સારાયે જગતને અનેરો ઓપ અપાયો. ઈ. સ ૧૭૭૫ થી ૧૭૮૩ સુધી અમેરિકન-રિવોલ્યુશન થયું એને 'અમેરિકન ઈન્ડીપેન્ડન્સ'ની લડાઈ કહેવામાં આવે છે. બીજુ 'Intellectual-Revolution' થયું. ત્રીજું 'ફ્રેંચ રિવોલ્યુશન' થયું (ઈ. સ. ૧૭૮૯-૯૫) ચોથુ 'લેટીન અમેરિકન રિવોલ્યુશન' થયું. (ઈ. સ. ૧૮૦૦ ૧૮૨૫) પાંચમું Industral Revolution' થયું જે સારાયે જગતમાં પ્રસર્યું. આ ક્રાંતિ યુગમાં દયારામભાઈ જન્મ્યા, ઉછર્યા અને વિદેહ થયા.

ઈ. સ. ૧૭૭૬માં શ્રી દયારામભાઈનો જન્મ, ઈ. સ. ૧૮૫૨માં એમનું અવસાન. આ પોણી સદીનો કાળ તે જગતભરમાં મહાન ક્રાંતિઓ અને મહાન વિગ્રહનો કાળ: અશાંતિ, અરાજકતા, ભુખમરો, ઉપદ્રવ, લૂંટફાટ, ધાડપાડુ અને પિંઢારાઓનો કાળ: મરાઠા અને નિઝામ, મરાઠા અને અંગ્રેજો (ઈ સ. ૧૭૭૫થી ૧૮૧૮), અંગ્રેજો અને નિઝામ (ઈ. સ. ૧૭૮૦ ૧૭૮૮), અંગ્રેજો અને સિંધિયા (ઈ. સ. ૧૮૦૩) અંગ્રેજો અને હોલકર (ઈ. સ. ૧૮૦૪) અંગ્રેજો અને બ્રહ્મદેશ (ઈ. સ. ૧૮૨૪-૧૮૨૬) અને (ઈ સ. ૧૮૫૨) અંગ્રેજો અને શીખ (ઈ સ. ૧૮૪૮ ૧૮૪૯) સાથેના વિગ્રહનો કાળ. યુરોપ તે વખતે યુદ્ધમાં સંડોવાએલું હતું. ઈ. સ ૧૭૮૨માં ફ્રેંચ રિવોલ્યુશન થયું ઈ. સ. ૧૭૯૩ થી ૧૮૦૨ સુધી ઈંગ્લેંડને ફ્રાંસ સાથે વિગ્રહ થયો. ઈ. સ. ૧૮૦૨ થી ૧૮૧૪ સુધી દ્વિપકલ્પીય વિગ્રહ ચાલ્યો ઈ. સ. ૧૮૧૨ થી ૧૮૨૦ સુધી સખત મોંઘવારી, ભયંકર ભૂખમરો, અશાંતિ અને અરાજકતાનું સામ્રાજ્ય છવાઈ રહ્યું.

શ્રી નર્મદાના સોહામણા આરે આવેલા અને કુદરતની અનુપમ શોભાથી સુશોભિત થએલા ચાંદોદ ગામની કંઝાલપુરીમાં (જેને હાલમાં દયારામપુરી કહેવામાં આવે છે તે મહોલ્લામાં.) આવેલા વડીલોપાર્જિત મકાનમાં સંવત ૧૮૩૩ના ભાદરવા સુદી ૧૨ ના રોજ શનિવારના દિવસે મળસ્કે મહાગુજરાતના મહારત્નસમા શ્રી દયારામભાઈનો જન્મ થયો હતો. (ઈ. સ. ૧૭૭૬.)

શ્રી દયારામભાઈ જ્ઞાતે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. એમનો વેદ ઋગ્વેદ હતો. એમનું ગોત્ર શાર્ંગરાવ હતું. એમની શાખા શાંખ્યાયની હતી. એમનું સૂત્ર આશ્વલાયન હતું. એમની અટક ભટ્ટની હતી. એમનાં પ્રવર પાંચ હતાં ૧ ભૃગુ, ૨ ચ્યવન, ૩ ઔરવન, ૪ આપ્નુવાન અને ૫ જમદગ્નિ.

ચાણોદ એમનું સ્થાન અને વતન. ડભોઈ એમનું નિવાસ સ્થાન અને વિદેહ-સ્થાન. મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર એમનાં માતા. પ્રભુરામભાઈ એમના પિતા એમના વડીલો ચંડાલપુરીમાં આવેલા ઉંડ ઉંડેના ઉંચા મકાનમાં રહેતા હતા એ મકાન રબારીઓના ભાગના કબજામાં છે હાલમાં ત્યાં શ્રી રામની મૂર્તિ બિરાજે છે. મૂળ પુરુષ રાઘવજી ભટ્ટ. તેમના ગોકળજી, તેમના નન્દેરામ, તેમના આણંદરામ, તેમના પ્રભુરામ, તેમના દયારામઃ આ એમની વડીલપરંપરા.

શ્રી દેવકીનંદન મહારાજે બાલદયારામ ભાઈને નામ મંત્ર-અષ્ટાક્ષરમંત્ર ( શ્રી કૃષ્ણ: શરણં મમ ) આપ્યો હતો. એમને આઠ વરસની વયે યજ્ઞોપવીત દેવામાં આવ્યું હતું. તે વખતે એમના વિવાહની વાત હેવાઈ. એમનું બાલપણ માતતાતની શીતળ છાંયડીમાં ચાણોદમાં પોતીકા મકાનમાં પસાર થતું હતું.

પ્રભુરામભાઈનો વિચાર દયારામભાઈને સંસ્કૃતના મહાન પંડિત બનાવવાનો હતો. એ માટે ચોહરે અભ્યાસ કરવા મૂકવાની તજવીજ કરતા હતા પણ, એ વિચાર અમલી બને તે પહેલાં જ પ્રભુરામભાઈ પરલોકવાસી થયા (સં. ૧૭૮૬) બે વરસ પછી માતા પણ હરિશરણ થયાં (ઈ.સ ૧૭૮૮) બાલ દયારામજી દશ અને બાર વરસની વયે તાત અને માત વગરના થયા. એથી એમને નર્મદાનો સોહામણો કિનારો નીરસ લાગ્યો. ચાણોદનું કુદરતી સૌંદર્ય ફીકું લાગ્યું ઘર ખાવા ધાતું અને ગામ વગડા જેવું લાગતું મનોહર આરા જડ જેવા લાગતા. એમને ચાણોદમાં ચેન પડ્યું નહિં. માસી દેવજાની સાથે ચાણોદ-ડભોઈ આવ-જા કરવા લાગ્યા. એને બાલપણના સ્વપ્નિલ દિવસોને દુઃખે-સુખે જેમતેમ પસાર કરવા લાગ્યા.

શ્રી દયારામભાઈમાં બાલપણથી જ ભક્તિરસના બી રોપાએલાં હતાં. પરંતુ પુનિત માતતાત એ બીના રોપનાર હતાં. નાનપણથી જ એમનું મન ભગવાનના ગુણગાનમાં જ મસ્ત બન્યું હતું બાલપણથી જ એમને ગોવિંદની જ લગની લાગી હતી. ફક્ત એ લગનીને વધારે ચમત્કાર અને જોરદાર બનાવનાર ભક્તવર્યની ખાસ જરૂર હતી. એ ભક્તિબીજને વારંવાર સિંચનની જરૂર હતી. એને નવપલ્લવિત બનાવનારની ખાસ જરૂર હતી. એ જરૂર શ્રી હરિએ પૂરી પાડી. પેટલાદ વાગા, ડાકોર-નિવાસી, ત્રિકાલદર્શી મહાત્મા શ્રી ઇચ્છારામ ભટ્ટજીનો સોહામણો સમાગમ ચાણોદ અને ડભોઈ વચ્ચે આવેલાં ચેનપુર આગળ થયો હતો તે વખતે એમની વય તેર વરસની હતી. શ્રી. ઇચ્છારામ ભટ્ટજીના સમાગમનું વર્ણન શ્રી દયારામભાઈએ પ્રવેશ-પત્રાવલી રાધાના ગ્રંથોમાં અને ગુરુ-શિષ્ય સંવાદ ગ્રંથમાં કર્યું છે. એ સમાગમ શ્રી દયારામભાઈના ભાવિ-જીવનના નિમિત્ત રૂપ હતો-એમના દિવ્ય જીવનના પ્રતીકરૂપ હતો એમના અલૌકિક જીવનના સાક્ષીરૂપ હતો-એમના ગોપી-જીવનના નિરૂપક હતો.

શ્રી દયારામભાઈને સદૈવ શ્રી હરિના જ વિચારો આવતા. તેઓ એમના જ ગુણગાનમાં હમેશાં મસ્ત રહેતા, એમને શ્રી હરિ વગર કશું પણ ગમતું નહિં-ભાવતું નહિં. એ બધા ને એમના ભગવાન ભક્ત. તેથી જ એમણે સંસારમાં જકડાવાનું ના પસંદ કર્યું. અરે જ એમણે લગ્ન કરવાની હા ના પાડી. મામા માસીએ સર્વ વહાલાંઓએ ઘણા યે સમજાવ્યા પણ નાની ના જ. જે કોઈ પૂછે તેને ના જ કહેતા. 'મારું લગ્ન તો ક્યારનું યે શ્રી કૃષ્ણ સાથે થઈ ગયું છે. હવે કેવું કરાવો છો. છતાં યે મામા-મામીએ છાની તૈયારી કરવા માંડી. આ બાબતની ખબર પડતાં જ બાલ દયારામભાઈએ સીધો મથુરાંનો પંથ પકડ્યો. પ્રેમયમુના સ્નાન કર્યું. ત્યાર પછી ગોકુલ-વૃંદાવને પરવરી શ્રી વલ્લભજી મહારાજ પાસે બ્રહ્મ-સંબંધ લીધો. પછી સારા યે વ્રજની પરિક્રમા કરી. ત્યાર પછી ત્યાંથી હિંદભરનાં ઓગણીસ તીર્થોએ ફરી વળ્યા. ફરી પાછા વ્રજમાં વિચર્યા.

શ્રી ઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી અને એમના આશીર્વાદથી શ્રી દયારામભાઈ ૧૪ વરસની વયે હિંદમાં ૧૨ વરસ જેટલા લાંબા ગાળાના પર્યટને પરવર્યા એ પર્યટન વખતે હિંદની પરિસ્થિતિ કફોડી હતી. ઠેર ઠેર અંધાધુંધી અને અરાજકતા પ્રસરેલી હતી. આવા કપરા સમયમાં શ્રી દયારામભાઈએ બબ્બે ત્રણ ત્રણ વાર હિંદની ખૂણે ખૂણાની યાત્રા કરી. જાનની પણ પરવા કર્યા વગર હિંદનું પગપાળી પર્યટન કર્યું જ કર્યું: રાત પડે ત્યાં વિસામો કરે. વખતે વખત મળે તો સાહિત્ય સર્જે. સવારે વહેલા ઉઠે. નિત્યકર્મથી પરવારે. શ્રી હરિની સેવા કરી પ્રસાદ કરે. વચ્ચે રોકાણે એઓ બે મહિનો બે મહિના કે છ છ માસ સુધી રહેતા. જેવું સ્થાન તેવો વસવાટ: આ એમના દેશાટનના કાર્યક્રમની આછેરી ઝાંખી.

શ્રી દયારામભાઈએ ઠેઠ નાનપણથી જ કાવ્યો લખવાનું શરૂ કર્યું હતું. શ્રી 'વિઠ્ઠલનાથજીનાં', શ્રી રેવાજીનાં અને શ્રીરણછોડજીનાં કવનો એ એમની પ્રારંભની પ્રાથમિક કૃતિઓ છે. ૧૭ વરસની વયે એમણે ચાણોદમાં ધવલ ધનાશ્રી-રાગમાં શુદ્ધાદ્વૈત-સિદ્ધાંત અને સર્વસામાન્ય સિદ્ધાંતની અચ્છી છણાવટ કરતું ૬૬ કડીનું પદ રચ્યું. એમણે ધવલધનાશ્રી-રાગમાં ચારસો ગ્રંથો લખ્યા છે. એ ગ્રંથોની અને વારંવાર પ્રકટ થએલા ગ્રંથોની ભાષા જોતાં માલમ પડે છે કે ધવલધનાશ્રી રાગના ગ્રંથોનું સર્જન ૧૪ થી ૩૫ વરસની વય સુધીમાં વારંવાર થયા કર્યું હોવું જોઈએ.

શ્રી દયારામભાઈની ૧૪ થી ૨૬ વરસની વય હિંદના પ્રથમ પર્યટનમાં પસાર થાય છે. ૨૯ વરસની વયે એમણે ડભોઈમાં પત્રલીલા રચી. ૩૦ વરસની વયે એમણે ચાણોદમાં અજામિલાખ્યાન રચ્યું. એમની ૩૧ થી ૩૮ વરસની વય હિંદના બીજા પર્યટનમાં પસાર થાય છે. એ પર્યટનકાળ કપરો હતો. ઠેરઠેર અંધાધુંધી ચાલતી, પિંઢારાઓ લોકોને રંજાડતા, લુંટારાઓનો ત્રાસ અપાર હતો, લોકોના જાનમાલ જોખમમાં હતા, યાત્રાવાસીઓ એ લોકોના ભોગ થઈ પડતા, સંઘના સંઘો લૂંટાઈ જતા. સરકાર એ લોકોને જેર કરી શકતી નહોતી. આવા સમયમાં શ્રી દયારામભાઈએ હિંદમાં મુસાફરી કરી. નહિ કોઈનો સાથ કે નહિ કોઈનો સહારો. શ્રીહરિ એમના સાથી અને એ જ એમનો સહારો. ૩૯ વરસની વયે એમણે ચાણોદમાં સતસૈ સર્જી. ૪૧ વરસની વયે એમણે ચાણોદમાં વસ્તુવૃંદદીપિકા લખી તે વખતે ગુજરાતનું વાતાવરણ શાંત હતું પિંઢારાઓનો નાશ થઈ ગયો હતો. એમની ૪૨ થી ૪૪ વરસની વય વ્રજની પરિક્રમામાં, ડાકોરમાં અને શ્રીનાથદ્વારાના છ છ માસ જેટલા વસવાટમાં પસાર થાય છે. ૪૬ વરસની વયે એમણે ચાણોદમાં શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા લખી તે જ વરસે એમણે ચાણોદ અને ડભોઈ બને ઠેકાણે રહી શ્રીમદ્ ભગવદ્ગીતા-માહાત્મ્ય લખ્યું. ૪૭ વરસની વયે એમણે સૂરસારાવલિનું ડભોઈમાં ગુજરાતીમાં ભાષાંતર કર્યું. ૪૯ વરસની વયે એમણે ભરૂચમાં વ્રજવિલાસામૃતની રચના કરી. ૫૧ વરસની વયે એમણે ચાણોદમાં રસિકવલ્લભ રચ્યો. ૫૨ થી ૫૭ વરસની વય હિંદના ત્રીજા પર્યટનમાં પસાર થાય છે. એમની ૬૦ વરસની વયે એમના પટ્ટશિષ્ય અને સંપૂર્ણ કૃપાપાત્ર થવા સર્જાએલા [illegible] રણછોડભાઈનો એમને ભેટો થાય છે, તે વખતે રણછોડભાઈની વય તેર વરસની હતી. ૬૫ વરસની વયે તેઓશ્રી ગંભીર માંદગીના બિછાને પટકાયા. તે વખતે એમણે વીલ કર્યું. ૭૩ વરસની વયે તેઓશ્રી શ્રીનાથજીનાં છેલ્લાં દર્શન કરવા શ્રીનાથદ્વારા ગયા. ૭૬ વરસની વયે તેઓશ્રીએ ડભોઈમાં હીરાભાગોળમાં આવેલા લખીદાસના મકાનમાં ક્ષરદેહને સંવત ૧૯૦૯ના મહા વદી પાંચમના રોજ હંમેશને માટે છોડ્યો (ઈ. સ. ૧૮૫૨).

શ્રી દયારામભાઈને સંગીતનો ખૂબ શોખ હતો. શ્રીનાથદ્વારા, કાંકરોલી, ગોકુલ-વૃંદાવન, આગ્રા, ડાકોર વગેરે સ્થળે મહિનાઓના મહિનાઓ સુધી રહી તેઓશ્રી હિંદુસ્તાન-સંગીત-પદ્ધતિના પ્રખર જાણકાર બન્યા હતા. એમણે જુદાં જુદાં વાજિંત્રો પર અસાધારણ કાબૂ મેળવ્યો હતો, એમણે કંઠને ખૂબ કેળવ્યો હતો. ગળાને ખૂબ કસ્યું હતું. એમના કંઠમાં મીઠાશ હતી. એમના ગળામાં દર્દ હતું. એમની જાદુભરી વાણી સૌને મંત્રમુગ્ધ કરી મૂકતી. તેઓશ્રી ગાતા ત્યારે સૌનાં મસ્તક ડોલ્યા જ કરતાં-સ્ત્રીઓનાં હૃદય નાચ્યા જ કરતાં. સૌને એમ જ લાગતું કે એક અનુપમ કોયલ રસીલી ટહુકી રહી છે.

શ્રી દયારામભાઈ નાજુક તો એટલા બધા હતા કે જ્યારે પાન ખાતા ત્યારે પાનનો રસ ગળાવાટે ઊતરતો તે સાફ સાફ દેખાતો. આટલા બધા નાજુક હોવા છતાં યે એમનું શરીર કસાએલું અને ખડતલ હતું. જેવા શરીરે નિરોગી અને નાજુક તેવા જ કપડે-લત્તે [illegible] અને સાદાઃ સફેદ જામો, જેવું રેશમી કોરનું ધોતિયું, તસતસતું અંગરખું, લાલચટક ચાકોરીઆ પાઘડી. લાલગુલાબી વ્રજવાસી પાઘ આ એમનો માનીતો પોષાક.

સવારમાં મળસ્કે વહેલા ઊઠવું, દંતધાવન કરી, શૌચાદિક ક્રમથી પરવારી, સ્નાન સંધ્યા કરી, શ્રીહરિની સેવા કરવી. સામગ્રી સિદ્ધ કરી, શ્રીહરિનો ભોગ ધરી લગભગ ૧૨-૧ વાગે પ્રસાદ લેવો. ૩ થી ૬ સુધી ગ્રંથો લખવા અને કવનો રચવાં. ૭ થી ૯ સુધી ભગવદ્વાર્તા કરવી. રાતનો વખત થાય ત્યારે અને સૂરી આવે ત્યારે

લખવું અગર લખાવવું, સૂતી વખતે શેર દૂધ પીવું: આ એમની આખેરી દિન ચર્યા:

મહાગુજરાતના રસચંદ્રની આસપાસ તારલાઓ શા દીપતા સેંકડો લહિયાઓ બેસતા. દયારામભાઈ જે બોલતા તે લહિયાઓ લખતા. દરેકની ચારચાર પ્રતો થતી એ પ્રતોને શ્રી દયારામભાઈ નવરાશે તપાસતા, ભૂલ હોય તે સુધારતા, શુદ્ધ પ્રત પોતાની પાસે રાખતા. જે જે લખવામાં આવે તે બેચારવાર વંચાવતા. પાણીના રેલાની માફક કાવ્ય-સરિતા વહેતી, પથારીમાં તે જ રટણ રહેતું. સેવામાં તે જ ભાવ રહેતો, શ્રી હરિની સામગ્રી સિદ્ધ કરતી વખતે કવનો ફડાફડી કરી મૂકતા. વિચારો અવરનવર આવ્યા જ કરતા. રણછોડભાઈની ત્યાં હાજરી રહેતી. શ્રી દયારામભાઈ જે જે બોલતા તે તે લખતા. રણછોડભાઈ ન હોય, લહિઆઓ ન હોય. કોઈ યે ન હોય ત્યારે જાતે લખવું પડતું. સેવામાં હોય અને વખતે કોઈ યે ન હોય ત્યારે કવનો જેવાં બોલતા તેવાં ચાલ્યાં જતાં. ચાલ્યા ગએલા કવનો તેને તે સ્વરૂપમાં પાછાં આવતાં નહિ તે પદના વિચારો, તે કવનનો ભાવ બીજા સ્વરૂપમાં બીજા પદમાં કે બીજા કવનમાં આવતો. એમનો વાણી-પ્રવાહ ચાલુ જ રહેતો. એમનું ગ્રંથ-સર્જન નિયમિત થતું.

શ્રી દયારામભાઈની જીવન-નાવના સુકાની શ્રી કૃષ્ણચંદ્ર હતા. એ સુકાની જ્યાં હંકારે ત્યાં એ નાવ વહે જતી. એ નાવ એ સુકાનીને છોડી કદાપિ ગઈ નથી. તરવું એને હાથ અને ડૂબવું એને હાથ. એ સુકાનીએ એ નાવને જરા યે આંચ આવવા દીધી નથી. જીવલેણ પવન વાવા દીધો નથી. ઉલટું એ નાવને ઘણી જ સંભાળ પૂર્વક હંકારી દીવાદાંડીએ (ગોલોક ધામે) સહીસલામત પહોંચાડી, હંમેશને માટે લંગર નાખી (જન્મ-મરણનો ફેરો ટાળી), ત્યાં જ વાસો આપ્યો હતો.

શ્રી દયારામભાઈને ત્યાં રોજ ભગવદ્‌મંડળી ભરાતી, ભગવદ્‌વાર્તા થતી. દરેક ગ્રંથનું વાચન થતું, વાચન પછી ચર્ચા થતી. ચર્ચામાં રસિકો ભાગ લેતા; ચર્ચા વાચનમાં મનોનુરૂપે થતી. ચર્ચા પૂરી થયા પછી, ભગવન્નામધ્વનિઓ ગવાતી રણછોડભાઈ દરરોજ નામધ્વનિઓ બોલાવતા ત્યારે આનંદરસની ઝડીઓ વરસતી. એમણે સેંકડો નામધ્વનિઓ બનાવી છે

શ્રી દયારામભાઈને ત્યાં સેંકડો લોકો આવતા. ભગવદ્‌વિષયક ચર્ચા કરતા, સાંપ્રદાયિક પ્રણાલિકા સમજતા, શુદ્ધાદ્વૈત-સિદ્ધાંત શીખતા. ફિલસૂફીના ગહન વિષય પર ચર્ચા કરતા. શંકર, મધ્વ, નિમ્બાર્ક, રામાનુજ અને વલ્લભવેદાન્તનો અભ્યાસ કરતા. શંકાઓ પૂછતા. પૂર્વપક્ષ કરતા. શ્રી દયારામભાઈ તેનો સચોટ જવાબ આપતા

એ ગુર્જર-સાહિત્યાકાશના રસીલા રસચંદ્ર જે જે નવા ઢાળ કાઢતા, જે જે નવી ગરબીઓ રચતા, જે જે નવાં કવનો બનાવતા, જે જે નવીનતા ઉપજાવતા તેને આલાદ તારલાઓ તરત જ ઝીલી લેતા. શ્રી દયારામભાઈએ ઘણાઓને કવિતા રચતાં શીખવ્યું હતું. ઘણાને સંગીતમાં નિષ્ણાત બનાવ્યા હતા. ઘણાને વેદાંતમાં નિપુણ બનાવ્યા હતા. ઘણાઓને સેવાના રસિયા બનાવ્યા હતા. ઘણાઓને સાંપ્રદાયિક પ્રણાલિકામાં પારંગત બનાવ્યા હતા.

અમદાવાદના કવિ માધવરામ વ્યાસ અને કૃષ્ણારામ મહારાજ, વડોદરા નરેશ સયાજીરાવ બીજા અને ફતેસિંહ મુતાલિક વડોદરાના હરિભક્ત અને ગોપાલરાવ મહેરાળ, સ્વામિનારાયણ સંપ્રદાયનું આપુસ્તક, ભાગવત કહેનાર પુરાણી—વગેરે પ્રસંગો પરથી આપણે બેધડક કહી શકીશું કે શ્રી દયારામભાઈનો કીર્તિકળશ સાહિત્ય-મંદિરના સુવર્ણ શિખરે સોહતો હતો.

સાહિત્ય, સંગીત, સિદ્ધાંત, ભાવના અને અભ્યાસની દૃષ્ટિએ સાતસોરી ગ્રંથો અમૂલ્ય છે. શ્રી દયારામભાઈએ પત્રલીલામાં જેવી રીતે કૃષ્ણ અને રાધાના પાત્રમાં અરસપરસ પ્રેમપત્રો પદમાં પાઠવ્યા છે તેવી રીતે નવા પ્રેમપત્રો ગુર્જર સાહિત્યમાંથી આપણને ભાગ્યે જ થોડાક જ મળી આવશે દરેક કાળમાં અને તેમાં યે કળિકાળમાં શ્રીહરિ-નામ જ સર્વોત્તમ છે એ સિદ્ધાંતને દાખલા દલીલો સાથે સચોટ અને સંક્ષિપ્ત અજામિલાખ્યાનમાં સમજાવ્યો છે. સતસૈયા દરેક દૃષ્ટિએ સર્વોત્તમ છે. વસ્તુવૃંદદીપિકામાં ૧ થી તે ૧૦૮ વસ્તુ સુધીનું વર્ણન છે. એ ગ્રંથને શબ્દકોષ કહેવામાં કશોયે વાંધો નથી. ભાગવતાનુક્રમણિકા, ભગવદ્‌ગીતા માહાત્મ્ય અને વ્રજવિલાસામૃત—એ વર્ણનાત્મક, આખ્યાનાત્મક અને ભાવનાત્મક ગ્રંથો છે.—સારાંશ એમને ભાષાંતરકાર તરીકે અમર બનાવે છે. રસિકલક્ષ માટે કહેવાનું જ શું હોય ! એનો લોકપ્રિયએજ. એનું સાર્વભૌમત્વ



## સંધ્યા



અનુવાદકઃ—શ્રી દીનાનાથ જે. મહેતા.

"સર્વ પ્રજાજનો ઉપસ્થિત થઈ ગયા!"

શ્રીમાનની આજ્ઞા અને જગતપતિનાં દર્શનના સૌભાગ્યનું કોણ ઉલ્લંઘન કરી શકે મહારાજ! પરંતુ........"

કિન્તુ...કિન્તુ કેમ મંત્રીવર! "કિન્તુ એટલે તમે શું કહેવા માગો છો?" આનર્ત મહારાજે કાંઈક ચંચળ અને ઉદ્વિગ્ન થતાં કહ્યું." શું મ્હારાં ત્હારાં કોઈ પૂર્વપાપ અને દુર્ભાગ્યથી ભગવાન અહીંથી નહિ પધારે શું. એમણે પોતાનો રાહ બદલી નાંખ્યો છે કે શું? આહ! શું હું એટલો બધો અધમ, કમભાગ્ય છું કે એમનાં શ્રીચરણોમાં માત્ર બે પુષ્પ પણ નહિ ચઢાવી શકું?"

"આપ વ્યર્થ વ્યાકુલ બનો છો મહારાજ! ભગવાન અહીંથી પધારવાના છે. હાથ જોડીને વૃદ્ધ મંત્રીએ કહ્યું "દૂતો એ સમાચાર લાવ્યા છે કે પ્રભુની મધ્યાહ્ન સંધ્યા આપણા નગરમાં જ થશે."

"ત્યારે 'કિન્તુ'નો શો અર્થ છે?" સ્વસ્થ થતાં મહારાજાએ પૂછ્યું.

"મહારાજ, મ્હારો કહેવાનો આશય કાંઈ જુદો જ હતો. પેલો સોમપીડ લુહાર......"

"હા, હા, પેલો વૃદ્ધ! અત્યંત આસ્તિક વૃદ્ધ" મહારાજાએ અત્યંત શ્રદ્ધાપૂર્વક મંત્રીની વાતને અધવચથી રોકતાં કહ્યું: "એ વૃદ્ધ સર્વપ્રથમ પ્રભુનાં ચરણોમાં પોતાનો ઉપહાર ધરાવવાની અપેક્ષા રાખે છે, એને એમ જ કરવા દો! એ ચરણોમાં રાજા કે ભિક્ષુક વચ્ચે લેશમાત્ર ભેદ નથી ત્યાં તો માત્ર પ્રેમ જ પુરસ્કૃત થાય છે. અને અમારે એ વાત શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લેવી જોઈએ કે વૃદ્ધ એ માર્ગમાં તો અમારા સર્વનો ગુરુ છે, અમારા સર્વનો નરેશ છે. એને સન્માનપૂર્વક સર્વપ્રથમ જ પૂજન–અર્ચન–વિધિ કરવા દેવી જોઈએ."

"પણ એ આવે તો ને!" મંત્રીએ નમ્રતાપૂર્વક કહ્યું "એ નથી આવ્યો, હજુ સુધી નથી આવ્યો! મહારાજે અત્યંત વ્યાકુલ થતાં કહ્યું.

"ના, મહારાજ! એ હજુ સુધી નથી આવ્યો અને આવવા ઇચ્છા પણ નથી સેવતો. મંત્રીએ અત્યંત મર્યાદિત વિવેકપૂર્ણ રીતે કહ્યું: "મ્હારા વિશ્વાસપાત્ર માણસોએ એ પ્રકારનું સૂચન મને કર્યું છે મહારાજ.

"એ પ્રમાણે ન જ બની શકે." મહારાજના અવાજમાં વિચિત્ર પ્રકારનું આશ્ચર્ય હતું. મંત્રીવર, તમે એ વૃદ્ધને પીછાણો છો? ભગવાનના હસ્તિનાપુર જવાના સમાચાર માત્ર સાંભળતાં જ તે પ્રેમાનંદ બની ગયો હતો. તે જ દિવસથી તેણે તે માર્ગોને તોરણદ્વાર ઇત્યાદિથી શણગારવાનો પ્રારંભ કરી દીધો હતો. કાલ રાત સુધી તે સિંહાસન શણગારવામાં જ રત હતો. મારો તો સંપૂર્ણ વિશ્વાસ છે કે, એ પ્રેમવશ બનીને જ પ્રભુએ દ્વારકા જવા માટે આ માર્ગ નિશ્ચિત કર્યો હશે."

"શ્રીમાન યોગ્ય જ કહે છે." મંત્રીએ કહ્યું "અમે વારંવાર મદદ માટે તેને કહ્યું છતાં પણ તેણે તે ન જ સ્વીકારી અને એ પણ ચોક્કસ જ છે કે તેણે જો આટલી મહેનત ન કરી હોત તો એ તોરણદ્વાર એટલું સુંદર બની પણ ન શકત.

"ત્યારે તો તે પ્રભુના આગમન સમયે જ હાજર ન રહે એ શું કદિ સંભવિત છે ખરું?" મહારાજનું હૃદય દ્રવી ગયું. "જાઓ, અત્યારે જ જાઓ. તમે સ્વયં જઈને એને લઈ આવો."

"જેવી આજ્ઞા". રાજાનો જ રથ લઈને પ્રધાન મંત્રી તે લુહારને લેવા ઉપડી ગયા.

ઘાસની એક ઝુંપડી છે, ઘાસની દીવાલ અને ઘાસનું છાપરું છે, છાણથી લીંપેલ સ્વચ્છ એક ખૂણામાં લુહારનાં પોતાનાં હથિયારો ગોઠવીને મૂકેલાં પડ્યાં છે. એક બાજુ થોડા પૂળા પડ્યા છે અને એક કેળાના પાન પર પુષ્પોની માળા, ચોખા, ચંદન વગેરે મૂકેલું પડ્યું છે. પાસે જ પડેલા ત્રાંબાના લોટામાં આશા છે કે પાણી હશે!

પૂજાનો સર્વ સરંજામ તો તૈયાર છે, પણ પૂજારી સાવધાન હોય ત્યારે ને! મંત્રીએ રથ એ જ ઝુંપડી પાસે રોક્યો અને જોયું તો વૃદ્ધ હાથમાં તુલસીની માળા

થઈ તુલસી ક્યારામાં ઉપસ્થિત તુલસીને અનિમેષ નયને નીરખી રહ્યો છે. હાથમાં માળા સ્થિર રહી ગઈ છે અને આંખમાંથી અવિરત અશ્રુપ્રવાહ વહી જાય છે.

"આપને મહારાજ યાદ કરી રહ્યા છે" મંત્રીના વચનોથી એની તન્મયતામાં ભંગ પડ્યો. તેણે અચાનક બન્ને હાથો જોડી દીધા અને એવી વિહ્વળતાથી મંત્રી તરફ જોયું કે જાણે કંઈ સાંભળ્યું જ નથી. "શ્રીદ્વારકાધીશનાં દર્શન માટે આપને લેવા માટે આ રથ લઈને આવ્યો છું. પ્રભુ પધારવાના છે" મંત્રીએ અત્યંત આગ્રહ કરતાં વિનીતભાવે કહ્યું.

"આપે વ્યર્થ કષ્ટ ઉઠાવ્યું." વૃદ્ધના હાથ હજી જોડેલા જ હતા. એના સ્વરમાં અત્યધિક નમ્રતા હતી. "અમે એ પ્રકારે મહારાજની જેમ પ્રભુનાં દર્શન નથી કરતા."

"ત્યારે આપ કયે પ્રકારે પ્રભુનાં દર્શન કરશો?" મંત્રીએ આશ્ચર્યચકિત થતાં કહ્યું.

"જ્યારે એ મ્હારા દ્વાર પર પધારશે ત્યારે" વૃદ્ધે અત્યંત સ્વાભાવિક રીતે જ કહ્યું. એ વૃદ્ધના ગર્વ પર મંત્રી પોતાનું હાસ્ય ન રોકી શક્યો." જે રાજ્યભર પ્રજામાં પણ પૂજ્ય માન્યા ગયા છે. જેણે મહારાજની અત્યંત આગ્રહ ભરી રાજસદનમાં પધારવાની પ્રાર્થનાને પણ અસ્વીકૃત કરી હતી, જેના દર્શનમાત્ર માટે મહારાજ પોતે ગામની સીમા સુધી દોડ્યા હતા, તેઓ શું પધારશે?" મંત્રીને એના આ ગર્વથી અસર ન થઈ, તેઓ પાછા ચાલ્યા ગયા. શી ખબર કે વૃદ્ધે કહ્યું તે તેણે સાંભળ્યું હશે કે કેમ? કે "દીનોના દ્વારે દીનબંધુના સિવાય બીજું કોણ આવશે?"

રથ જેવી રીતે આવ્યો હતો તેવી જ રીતે પાછો ચાલ્યો ગયો.

ગરુડધ્વજ દૃષ્ટિગોચર થયો. કોલાહલ થવા લાગ્યો. સર્વ લોકો દોડધામ કરવા લાગ્યા. સ્વયં મહારાજ પણ પૂજાનો થાળ લઈ આગળ આગળ બાળકની જેમ દોડી રહ્યા હતા. પણ આ શું? રથ તો બીજી બાજુ વળી ગયો. ભગવાન એ બાજુ ક્યાં જઈ રહ્યા છે? માનવ સમુદાય આશ્ચર્યપૂર્વક એ દિશામાં ધસવા લાગ્યો.

"થોભો દારુક" પ્રભુએ સારથીને આજ્ઞા કરી અને ચારે ય કર્પૂરવર્ણ અશ્વ ત્યાં જ સ્થિર થઈ ગયા.

વૃદ્ધ સુધ્ધાં કોઈપણ કલ્પના કરી શકે તે પહેલાં તો રથમાંથી કૂદીને મોરમુકુટધારી એક નીલોજ્જ્વલ જ્યોતિ એની સન્મુખ આવી ઊભી રહી. એકવાર મુખ ઊંચું કરીને જોયું, ઊભા થવાનો પણ અવકાશ ન રહ્યો એ જ રીતે મસ્તક એ કમલાકાર લલિત ચરણો પર ઢળી પડ્યું.

મહારાજ, મંત્રી, સામન્ત, સેનાપતિ સર્વ ધીરે ધીરે ત્યાં પહોંચી ગયા. સર્વ આશ્ચર્ય અને સંકોચથી પ્રભુ પાસે જ ઊભા હતા. દીનબંધુ દીનના દ્વાર પર ઊભા હતા અને દીન એમના ચરણોમાં પડ્યો હતો. પૂજાની સામગ્રી કેળના પાનમાં જેમની તેમજ પડી હતી. એ અર્પણ કરવાની સ્મૃતિ પણ કોને રહી હતી?

ઘણો સમય વીતી ગયો. ન તો ભગવાન ઉઠ્યા ન તો ભક્ત વૃદ્ધ ઉઠ્યો. અત્યંત સંકોચપૂર્વક નમ્રતાથી દારુકે કહ્યું. 'ભગવન્-પ્રભુ મધ્યાહ્ન સંધ્યા માટેનો સમય વીતી જાય છે'!

"દારુક, સંધ્યા તો થઈ"! એ કમળનયનમાંથી બે અશ્રુબિંદુ એ વૃદ્ધના મસ્તક પર પડ્યાં. જીવ અને બ્રહ્મની એકતા એ જ સંધ્યા છે ને? એ સંધ્યા સંપૂર્ણ થઈ ગઈ હતી.

પ્રભુના પાદપંકજમાં વૃદ્ધનું માત્ર માનવ ખોળિયું જ પડ્યું હતું. એનો આત્મા તો સ્વામીની સાથે ક્યારનોય ઐક્ય પામી ચૂક્યો હતો.　　સંપૂર્ણ.

## દીપોત્સવી

[ઉપજાતિ છંદ.]　　　　—ધીરુભાઈ વી. પુરોહિત.

દીવાળી આવી શુચિ, સૌમ્ય, શાણી,
આનંદ કેરા ઉભરા ભરીને;
લોકો ચડ્યા છે સહુ હર્ષ હેલે,
વ્યથા વિસારી, વિચરે ઉમંગે. ૧

દીપોત્સવી નામ યથાર્થ લાસે,
ગૃહે ગૃહે જ્યાં દીપ ઉલ્લસે છે!
જનો તણાં દ્વાર અને ગૃહોમાં,
દીપ્તિ દિસે કૈં નવધા પ્રકારે! ૨

ને વાયુથી આ સહુ દીપ ડોલે,
જણાવતા ગૂઢ હસી જનોને;
"સંતાન ભોળાં, પ્રિય સાથીનાં!
ઘમંડ શાને દીપ—ઉત્સવોના? ૩

દીવાળી દીપો પ્રગટ્યા દિલે માં,
જુઓ દિસે અંતરમાં પ્રકાશ?
ન હોય તો ત્યાં જલદી જલાવો,
દીવો અને નૂતન તેજ લાવો. ૪



# કાવ્યકુંજ

આ માસની પાદપૂર્તિ

## જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે

મંથન એ જ્ઞાનાડંબરનું,
મુખમાંથી વિષ પ્રકટાવે છે;
વાણી–વર્તનમાં ભેદ કરી,
મુકો ઉપદેશ અપાવે છે.

નિર્મલ મનથી દિલ શુદ્ધ કરી,
વિશ્વંભરને સ્નેહે સ્મરજે;
ને આડંબરથી દૂર રહી,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

નહિં પૂર્ણ ઘડો છલકાય કદી,
અધીં કરતો બકવાદ વદી; રો
બહુ વાદથકી તું દૂર થજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

'મગન'

શું શોચ કરે તું રજેરજના?
કર વંદન એને નવભજના;
ધરણીધર પર શ્રદ્ધા ધરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

કંઈ લાખ ગુફાઓમાં ભટક્યો,
અજ્ઞાન થકી અવળો અટક્યો;
નિજ માનવ જન્મ સફલ કરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

શ્રી 'ગગનવિહારી'

ભવ–જંગલમાં ભટક્યો ભયથી,
ને ખૂબ તપ્યો તાપત્રયથી;
ગુરુ શાસ્ત્ર સુવાક્યો આચરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

જે સમજે છે તે ઓછું છે;
જે સૂક્ષ્મ રહ્યું, તે મોટું છે;
મનથી સ્થિર તત્ત્વ વિષે ઠરજે;
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

શ્રી. શ્યામ્

અંધાર વિષે અટવાઈ પડયો,
પેસેન્જર સાથે ખૂબ લડયો;
તજી દ્વેષ ધૈર્ય ધારણ કરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

થઈ આજ મુસાફર તું ફરતો,
પણ કષ્ટ ન કાંઈ સહન કરતો;
કરી કાર્ય પૂર્ણ પાછો વળજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

'મુસાફર'

બન્યો 'બી. એ.'છતાં બીતો ફરતો,
'એમ. એ.' થઇ 'એમ ને એમ' હતો!;
ભણ નિર્મલ પ્રેમ દ્વિ–અક્ષર જે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

કંઇ કૃત્ય–સુકૃત્ય કરી મરજે,
નહિં તો નહિં ભાર વહન કરજે;
વિભુની લઈ વાટ ડગો ભરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

'શ્રી વિજય'

ધરી ધર્મ ધજાને સંચરજે,
સન્માર્ગ મહિં ડગલાં ભરજે;
દીનોનાં દુઃખો પરહરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે,

મન–મેલ બધા નિર્મલ કરજે,
પ્રભુ–પ્રેમ સદા હૈયે ભરજે;
સત્સંગ – બગીચે વિહરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;

'શ્રી પુનિત'

ફરતાં ફરતાં હરિને રટજે,
પ્રભુની પ્રતિમા ઉરમાં ધરજે;
હરિનો રસ પી મદમસ્ત બને,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

શ્રી. મણિલાલ દેસાઈ.

લઈ જીવનદોર પ્રભુ – ચરણે,
સહુ ભાવથકી અતિ નમ્ર પણે;

થી ચરણોમાં થઈ સ્થિર અને,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
શ્રી હેમન્તકુમાર નીલકંઠ.

જનતા તણું શ્રેય ચઢી હૃદયે,
જગ તેજ ભરી હૃદપ્રેમ વડે;
નિજ જીવન ફોરમ અર્પી જગે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
શ્રી પ્રબોધચંદ્ર કાપડીઆ

એ જીવ થવા શિવરૂપ અરે,
નિજ આત્માની ઓળખ કરજે;
સર્વે ખલ્વિદં બ્રહ્મ ગણી,
બ્રહ્માસ્મિ કહી તું વિચરજે;
એ જ્ઞાનમહિં તદ્રૂપ બની,
પછી મોક્ષપદે જઈને ઠરજે,
એ પૂર્ણ પ્રકાશિત ધામ તણા,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
શ્રી અંબિશંકર ઉપાધ્યાય

સુખમાં દુઃખમાં સમતા કરજે,
નિજ આત્મા પ્રભુચરણે ધરજે;
મન અંધકૂપે ન પડી રહીને,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
સૌ. પ્રભાવતી બ્હેન કાપડીઆ

જઈ કૈંક દીપોત્સવીઓ સરતી,
ધરતી પરથી ત્વરિતા ધરતી;
ઝળક્યાં ગૃહમંદિર સુંદર હા,
પણ ના ઝળક્યું મનમંદિર આ;
ન અસત્ય પ્રકાશથી કાંઈ વળે,
તમ ઘોર અનાદિ તણું ન ટળે
પરબ્રહ્મ પથે પગલાં ભરજે;
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે,
ભક્તકવિ શ્રી ગોવિંદજી રામેશ્વર

દુઃખ વાદળ આવી છવાઈ રહે;
સુખપ્રાપ્તિ તણો ન ઉપાય જડે,
બધું વિશ્વ ભલેને જાય ત્યજી;
નહિં લેશ ઉદાસ થનો તું કદી,
મદ મોહ તને નવ ઘેરી વળે,
કર્તવ્ય તણું નહિં ભાન રહે,
પ્રભુની સ્તુતિ સારથી કરજે;
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
શ્રી ઉ. વે. મહેતા.

બની મસ્ત ફકીરી તું ધરજે,
પૂર ભાવ તણાં ઉરમાં ભરજે;
હરિ-નામ નહિ પળ તું ભૂલજે.
પ્રભુ સંનિધિમાં જઈને ઠરજે;
અજવાળાં આતમ પાથરજે,
તિમિરો અંતરનાં સંહરજે;
સ્વાત્માનન્દે સંયુક્ત થઈ,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
ભલે વાદળ વિપદનાં ગરજે,
પણ અંતર શોક નહિ ધરજે;
પરિપૂરણ શાન્તિ સદા વરજે,
તજી રાગ પ્રભુ-અનુરાગી થજે;
મહાજ્યોત સ્વરૂપે સમાઈ જજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
દલસુખરામ કાપડીઆ

રહીને ઝૂકી સંતતણા ચરણે,
શીખ શાસ્ત્રપથી પ્રીછતાં સતને;
નવ રે' વળગી કહિયે મતને,
સહજે વિન શોચથી આફતને.
નથી કોઈ અહીં તવ આલમમાં,
નવ ખાલી ટિચાઈ રહે ભ્રમમાં;
સમદૃષ્ટિ ધરી જગ વિચરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
સજવાઈ રહ્યા જગ-તાલ નવા,
કંઈ ભિન્ન પ્રકારની લાગી હવા;
દુઃખી નાદ બધે જ સુણાઈ રહે,
નવ વર્ષ તણાં કંઈ નીર વહે;
જગમાં ભરિયા વિષકુંડ મહા,
જન કોઈક હાસ્યથી રે' છલક્યાં;
અઘ-ઓઘ ભર્યા તમથી છુટીને,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
શ્રુંગાર સાંકળચંદ ભુલાભાઈ

સત્સંગ સુ સાધુ તણો કરીને,
હૃદયે શુભ જ્ઞાન વડો ભરજે;
મતિહીન ભલે કદી હોય છતાં,
મનમાં વિભુનામ સદા સ્મરજે;
તજી મોહ સંબંધ જુઠા જગના,
ભવસાગર પાર સુખે તરજે;
મહી ચિત્ત બધું પરબ્રહ્મ વિષે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
સૌ. શ્રી બાલજોષી સારવાર

મધુરા ફૂલમાં રસગુચ્છ અને,
શુક ! પંજર બંધન ચીક પડી

સુખ મુક્તવિહાર તણું સ્મરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
શ્રી "કાવ્યપ્રેમી"

નય-નીતિ પથે પદ તું ધરજે,
થઈ સજ્જ સદા રણ સંચરજે;
પ્રિય! સધ હણી રિપુ મુક્ત થજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે !;
કવિચિત્રકાર 'મસ્તમયૂર'

સમરાંગમાં શહિદી સજે,
પરલોક કે પ્રિય! પોઢી લેજે;
થઈ કાળનો કાળ, વિમુક્ત બને,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
કવિ શ્રી. ગોવિંદરામ વ્યાસ

સવૈયા:—
ચળળ સત્યનું કરી કોડીયું,
વિવેકની ત્યાં વાટ ધરે;
ઘોર તિમિર બંધનનું હરવા,
જ્ઞાન-તેલ ભરપૂર ભરે;
ચેતન-ચિનગારી પ્રકટાવી,
જ્ઞાન દીપ દિલમાં ધરજે;
જગ બંધનમાંથી નીકળી,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે,
શ્રી. 'વિશ્વામિત્ર'

દિન રાત જેમ સુખદુઃખ સરજે,
માયા-મૃગજળ અવનિ પર જે;
જિજ્ઞાસા જ્યોત પ્રગટ કરજે,
ગુરુબોધ ઉરે અનુભવ ભરજે;
વૈરાગ્ય ખડગ કરમાં ધરજે,
શમદમ સાધન સૂહ વિચરજે;
આતમ સૂર્યે તમ સૌ હરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

પીતાં જ્યમ ભાંગ સ્વભાન સરે,
ધપ્પડ એ નિજ ગાલે જ ધરે;
ત્યમ મોહ વારુણી – અંધારે,
માનવ સર્જન સંહાર કરે;
સૌ એક વિભૂતી વિભાજિત જે;
અંતે એકજ બનનાર જ છે;
એ જ્ઞાન – પ્રભા ઉર ઉર ભરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
'સંતશ્રી સીતારામજી'

રવિ ને વિધુ વ્યોમ વિષે વિલસે,
કરવા પૂર્ણપાવન એ જગને;
બન સૂર્યશશાંક જગે ઝળકી,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.

તજી દે અવ, ધૂર્ત! મલિનાકૃતિઓ,
શિર-કેશ સફેદ થયા જરી જો!
જગહિત હવે ઉરમાં ધરજે,
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે;
શ્રી. ધીરુભાઈ વિ. પુરોહિત

અરે પામર બાળ સુણ આ જગના,
મૂકી દે કૂડ કપટ મનનાં;
મત સત્ય તણું તું આચરજે
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે.
નર્મદાશંકર ઇ. પાઠક.

તુજ ચેતનધર્મ ભૂલીશ નહિ,
જડવાદ કરી વિરમીશ નહિ;
શુભ સાધન હોઈ સુખે કરજે
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે
રહી સાવધ કર્મ રૂડાં કરજે
કહી કૃષ્ણ તવાસ્મિ બહી બનજે
થઈ દઢ દુરાગ્રહથી ડરજે
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે
નવ-વર્ષ વિષે ગત ભૂલી જજે
નવ-મંગલ સાધવને સ્મરજે
નવ નિધિ નવોદયને વરજે
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે
શ્રી બાલશાસ્ત્રી

ઘનઘોર ભલે ય છવાઈ રહે
દિન કેંક, છતાં રવિરાજ જીતે.
નિજ પ્રકૃતિને ત્યમ તું જીતીને
જઈ પૂર્ણ પ્રકાશ વિષે ફરજે
સૌ. જયાકુંવર બહેન.

——આવતા માસની પાદપૂર્તિ——

"આનંદની ઉર્મિઓ"

તા. ૨૦-૧૧-૪૧ સુધીમાં જ કાર્યાલયમાં મળી જવું જોઇએ.



લેખક—શ્રી વજુકોટક.

હમણાં હમણાં થોડા વખતથી તમે સમાજમાં કામ કરી રહ્યા છો, એટલે તમે તમારી જાતને એમજ માની બેઠા છો કે તમે એક મહાન નેતા છો. બીજાનો ઉદ્ધાર કરવાનો જેમ જાણે તમે ઈજારો લીધો હોય એવી તમારી વાણી છે. ક્યાંય પણ સભામાં તક મળી કે તરતજ તમે લાંબા હાથ કરી ભાષણબાજી શરૂ કરી દો છો અને પછી ગંભીર મુખ રાખી મુંગા બેસી જાઓ છો. દેખાવ ઉપરથી એમજ લાગે કે તમારા અંત:કરણમાં બીજાઓનું દુ:ખ જોઈને આગ લાગી ગઈ છે. ગરીબોના દુખની તમે મળગળે સ્વ.દે વાત કરો છો અને પછી ઘેર આવીને દૂધપાક ઉડાવો છો! મોટરમાં બેઠાં બેઠાં તમે પગે ચાલતા માણસોની દયા ખાઓ છો, સીનેમા કે નાટકમાં ઠંડીમાં ધ્રુજતા બાળકોને જોઈને તમે ત્યાં રડી પડો છો; પણ બહાર તમારો ડ્રાઈવર ઠંડીમાં ધ્રુજતો હોય એની તમને પડી નથી!

આવું છે તમારૂં જીવન: અને તમે તમારી જાતને સમાજ–સેવામાં ખપાવી રહ્યા છો! હાથીના દાંત ચાવવાના જુદા અને દેખાડવાના જુદા. આમ તો મોટી સુધારવાની વાત કરો છો. સ્વતંત્રતાની વાત કરો છો અને તમારા ઘરમાં શું છે એ મારા સિવાય કોઈ જાણતું નથી. ઘરની બહાર તમે વીસમી સદીના માનવી ગણાવો છો અને જેવો તમે ઘરમાં પગ મૂકો છો કે તરત જ અઢારમી સદીના થઈ જાઓ છો. જે જુની રૂઢિઓનો નાશ કરવો જોઈએ એ જ વસ્તુઓ તમારા ઘરમાં ચાલી રહી છે. બહાર એમ કહો છો કે આપણા સમાજમાંથી લાજનો રિવાજ કાઢી નાખવો જોઈએ અને ઘરમાં તમારા દીકરાની વહુ લાજ ન કાઢે તો તમારૂં મગજ ફરી જાય છે!

એક વખત મેં આ બાબતમાં તમારૂં ધ્યાન ખેંચ્યું તો તમે જવાબ આપ્યો, "હું શું કરૂં? ઘરમાં બા જુના વિચારની છે એટલે મારે એમ કરવું પડે છે," પણ આ બ્હાનું છે. એમ શા માટે નથી કહેતા કે તમે જે બોલો છો એને આચારમાં મૂકવાની તમારામાં હિંમત નથી! એમ શા માટે નથી કહેતા કે તમે દંભીમાં અને દંભમાં રહેવા માગો છો? બહાર યુવાનોના સંસર્ગમાં આવતી વખતે તમે નવા જમાનાની વાત કરો છો અને મુરબ્બીઓ સાથે તમે રૂઢિચુસ્ત બની રહો છો. એમ શા માટે કબુલ નથી કરતા કે જુના રીતરીવાજો જે તમને ખરાબ લાગે છે એને તોડી પાડવાની તમારામાં તાકાત નથી. આવું જીવન જીવીને જો તમે તમારી જાતને વ્યાવહારિક ગણાવતા હો તો મારે તમને સ્પષ્ટ જણાવવું જોઈએ કે આ વ્યવહાર નથી પણ દંભ છે અને દંભની હું દુશ્મન છું.

તમે જો એમ માનતા હો કે જમાના પ્રમાણે બોલવાથી તમે સુધારક ગણાશો તો એ તમારી ભૂલ છે. નવા જમાનાનો સ્વભાવ બહુજ વિચિત્ર છે. નવો જમાનો કાર્યને જુએ છે, શબ્દોને નહિ; તમારા મુખમાંથી નીકળતા શબ્દોથી કોઈપણ સુધારો નહિ થાય, પણ જો તમારૂં વર્તન એવું હશે તો જરૂર પરિણામ આવશે અને વર્તનમાં તો તમે એક પણ વસ્તુ મૂકી શકો એમ નથી; કારણ કે તમારી બાનો સ્વભાવ એવો છે. એની પાસે તમારૂં કંઈ ચાલતું નથી.

છટકી જવાની આ બજબ નુસખો શોધી કાઢ્યો છે. જો તમે ઘરમાં કંઈપણ કરી શકવાને અશક્તિમાન હો પછી બહાર આવીને બણગાં ફુંકવાનું વહેલી તકે બંધ કરો, કારણ કે તેથી બહુ નુકશાન થાય છે. જે

તમારું અનુકરણ બીજા માણસો કરતાં શીખી ગયા છે, આ લોકો પણ તમારા જેવી મોટી મોટી વાતો કરે છે અને કરતા નથી કંઈ!

ભાષણો કરવાથી જો સમાજમાં સુધારો થવાનો છે તો ચોક્કસ માનજો કે કંઈ નહિ થાય. શ્રોતાજનો ઉપર સદા ભાષણકારના વર્તનની જ અસર થાય છે, ગરીબોના દુઃખની વાત કરીને તમે માલમલીદા ઉડાવતા જ રહેશો તો ગરીબાઈ દૂર નહિ થાય. એને માટે ભોગ આપવો જોઈએ, ત્યાગ જોઈએ અને કંઈ કરી બતાવવાની તમન્ના જોઈએ.

તમારે તો તીજોરીનાં તળીયાં સાબુત રાખવાં છે અને ગરીબોના બેલી ગણાવું છે. સેવા કરવી નથી અને સેવક ગણાવું છે. અને મર્યા વિના તમારે અમર બનવું છે. જો તમારે ખરેખર કંઈ કરવું જ હોય તો તમારા શબ્દોનો પડઘો વર્તનમાં મૂકવો જોઈએ. આમ નહિ થાય તો પાણીના પરપોટાની જેમ તમારાં ભાષણો હવામાં ફુટી જશે!

જીંદગીમાં મોટી મોટી વાતો કરનારા તો ઘણા મળે છે પણ તે પ્રમાણે કરનારા હજારમાંથી એક જ મળે છે. અને આવો માણસ કીર્તિ મેળવી જાય છે. હું શું કરું, મારી સ્ત્રીને માઠું લાગે છે અથવા તો મારા પિતાની વિરૂદ્ધ મારાથી જઈ શકાય એમ નથી.' આવી વાતો કરનારા કદિ પણ કોઈનો ઉદ્ધાર કરી શકતા નથી.

જીવનના પહેલે જ પગથીયે જે લોકો પાવા માગે છે એ કદિ પણ ટોચ જોઈ શકતા નથી. તમારા સંસર્ગમાં આવ્યા પછી હું એટલું જાણી શક્યો છું કે તમારામાં કોઈનો વિરોધ સહન કરવાની તાકાત નથી. તમારે તો બધાને ખુશ રાખવા છે. જુવાનોની સાથે જુવાન બનવું છે અને વૃદ્ધોની સાથે વૃદ્ધ બનવું છે!

આ નહિ ચાલે; જુવાન બનવું હોય તો પછી વર્તન પણ એવું જ રાખો અને વૃદ્ધ બનવું હોય તો પછી જુવાનો સાથે મળવાની ખોટી વાતો ન કરો.

નરો જમાનો નીરતા માગે છે. આ વસ્તુ તમારામાં હોય તો જ આગળ ડગલું માંડો અને ભાષણ કરો.



## પાત્ર ભજવી લ્યો



જગત આ રંગભૂમિ છે,
ઘડી બે ભાઈ! ગજવી લ્યો;
બનીને કુશળ નટ હોંસે,
ત્હમારાં પાત્ર ભજવી લ્યો.
નચાવે સૂત્રધાર અહીં,
બધાં શેતરંજ પર પ્યાદાં;
હો આલેશાન કે સાદાં,
ત્હમારાં પાત્ર ભજવી લ્યો.
ધનિકનો વેશ જો સોંપે,
અગર કંગાલિયત કોપે;
ઉભય પદ્દિ ચહો ચોપે,
ત્હમારાં પાત્ર ભજવી લ્યો.
મળે ગાડી અગર ઘોડા,
પગે ફરવા પડે દોડા;
છે વેશ ઘણા વખત થોડા,
ત્હમારાં પાત્ર ભજવી લ્યો.
ત્હમારી હોય જે પૂંજી,
કદર એની રહો બૂજી;
રહો પ્રભુ ગીતને ગુંજી, ત્હમારાં પાત્ર ભજવી લ્યો.



—શ્રી ચંદ્રકાન્ત ઓઝા

# જીવનમુક્તિવિવેક (સંવાદ)

લે: શ્રી પદ્મનાભ શાસ્ત્રી

જીવતાં મુક્તિ કે જીવનકાળ પૂરો થયા પછી મુક્તિ એવી ચર્ચા આશ્રમના વિદ્યાર્થીઓમાં થતી સાંભળી તે આ નીચે ઉતારવા પ્રયત્ન કરવામાં આવે છે. મંડનમિશ્ર સાથે શ્રી શંકરાચાર્યે અનેકપ્રકારની કર્મકાંડની ચર્ચાઓ ચલાવી મંડનમિશ્રને સુરેશ્વર બનાવ્યા હતા. અને કર્મવાદ એ જડવાદનો એક ઉત્તમ પ્રકાર છે તથા જ્ઞાનમાર્ગ એ જ સાચું શાશ્વત શાંતિનું રહસ્ય જણાવે છે એમ સિદ્ધ કરી મંડનમિશ્રની જડવાદમૂલક વૃત્તિ જ્ઞાનપ્રધાન બની શકે છે કે કેમ તેની ખાત્રી કરવા વેદાન્તસિદ્ધાન્તમૂલક નૈષ્કર્મ્યસિદ્ધિ જેવો એક લઘુલેખ લખાવ્યો હતો અને ત્યારપછી બધા શિષ્યોની અનુમતિથી સુરેશ્વરે વાર્તિકગ્રંથો રચ્યા; જે સૂત્રભાષ્યને સમજવામાં બહુ જ ઉપકારક થઈ પડ્યા છે.

આપણે પણ મુક્તિનું પરમ રહસ્ય જાણવા આશ્રમવાસી વિદ્યાર્થિવર્ગની લાક્ષણિક ચર્ચા તપાસીએઃ—

૧ વિદ્યાર્થી—ભાઈઓ તથા બહેનો! આજના વિષયને ન્યાય આપવા માટે શ્રીમતી બેન ભારતી પ્રમુખસ્થાન લેશે એવી હું આપ સર્વ પાસે દરખાસ્ત મૂકું છું.

૨ દમયન્તી—ઉમેશ ભાઈની દરખાસ્તને હું ટેકો આપું છું.

પ્રમુખ—સુજ્ઞ ભાઈઓ તથા બહેનો!

આપણી આ સંવાદસમિતિમાં આપે સહુએ મળી જે સ્થાન મને આપવા જણાવ્યું છે તે માટે હું આપ સર્વનો આભાર માનું છું. પરમાત્મા આપ ભાઈ બહેનોની ચર્ચામાં મને નિયામકરૂપે યોગ્ય નિર્ણયો આપવાનું સામર્થ્ય આપે એમ પ્રાર્થના કરી વક્તાને પોતાનો વિષય વાંચી સંભળાવવા હું વિજ્ઞપ્તિ કરું છું.

વક્તા—સજ્જનો તથા સન્નારીઓ! મારા જેવા બાળક અને અલ્પમતિ વિદ્યાર્થી માટે જગત્ શાશ્વત છે કે ક્ષણભંગુર તથા તેનો નિર્માપક કોણ હોઈ શકે વગેરે બાબતે એવી છે કે તેમાં કાંઈપણ નિશ્ચયપૂર્વક કહેવું એ એક પ્રકારનું સાહસ જ ગણાય. તથાપિ યથામતિ એ બાબતમાં હું મારા ભાંગ્યા તૂટ્યા વિચારો જણાવવા રજા લઉં છું.

વેદરાશિમાં એક નાસદીય સૂક્ત છે. જે મૂલ તથા ગુજરાતી ભાષાંતર સહિત લોકમાન્ય તિલક મહારાજ રચિત ગીતારહસ્ય નામક ગ્રંથમાં ગુજરાતી અનુવાદમાં પ્રગટ થયું છે એ સૂક્તમાં જગત્‌ની ઉત્પત્તિ વિષે પ્રારંભિક ચર્ચા આપેલી છે. વળી છાન્દોગ્ય ઉપનિષદમાં પણ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, દૈવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પજનદેવવિદ્યા, વગેરે ભણીને નારદજી સનત્કુમાર પાસે આવ્યા અને એ પ્રસંગે સનત્કુમારે તેમના અધિકાર પ્રમાણે તેમને નામથી શરૂ કરીને ઉત્તરોત્તર ભૂમાને બ્રહ્મસ્વરૂપ જણાવેલ છે. વળી એ જ ઉપનિષદમાં ઉદ્દાલક આરુણિએ પોતાના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ આપતાં અનેક દૃષ્ટાંતો આપી પરમકારણ પરમાત્માનો ઉપદેશ કર્યો છે. ત્યાં એક જ્ઞાનથી સર્વજ્ઞાનની સિદ્ધિ છે એવું સમજાવવાની ચર્ચા ઉપાડી છે. જેમાં કેટલાઓનું એવું કહેવાનું થાય છે કે શરૂઆતમાં બધું અસત્-રૂપ એક અદ્વિતીય તત્ત્વ હતું. અર્થાત્ બૌદ્ધમત મુજબ બધું શૂન્ય હતું. પરન્તુ nothing comes out of nothing એ ન્યાયે અસત્‌માંથી સત્‌ની રીતે થાય એવી શંકા ઉઠાવીને નિર્ણય બાંધ્યો છે કે सदेव सोम्ये दमग्र आसीत् । तदैक्षत बहु स्यां प्रजायेय इति । અર્થાત્ ઉત્પત્તિપૂર્વે બધું સદ્રૂપ જ હતું અને એ સત્ એક અદ્વિતીય હતું. અને એ સદ્રૂપ વસ્તુ—પરમાત્માએ ચિંતન કરી વિચાર કર્યો 'હું' જાતે એકરૂપ છું તે જ અનેકરૂપે થાઉં. અને ત્યારપછી અગ્નિ, જળ અને પૃથ્વીરૂપ તત્ત્વોમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ જણાવવા માટે ત્રિવૃત્કરણની પ્રક્રિયા સમજાવે છે. જેમાં જગમશહૂર પંચીકરણ સમજાવવામાં આવે છે. આમ્નાયતથી વ્યાકૃત તત્ત્વોને જુદાં પાડી પ્રત્યક્ષ બોધ કરાવવા માટે અગ્નિ, જળ અને પૃથ્વી એ તત્ત્વોથી વસ્તુ સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેથી પ્રથમનાં બે તત્ત્વો આકાશ ને વાયુને ઉમેરી દેવામાં આવતાં નથી. પરન્તુ એ તત્ત્વો અવ્યાકૃત જેવાં હોવાથી ત્રણ તત્ત્વોને લઈને જ ત્રિવૃત્કરણની પ્રક્રિયા સમજાવી છે. એ રીતે બ્રહ્મસૂત્રમાં પણ जन्माद्यस्य यतः । તથા शास्त्रयोनित्वात् । અને तत्तु समन्वयात् । એ ત્રણ સૂત્રો જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ સમજાવી શ્રુતિનો સમન્વય પરમાત્મા સાથે નક્કી કરવામાં આવ્યો છે. અધિકારી વર્ગ પોતાના નિશ્ચય પ્રમાણે यावदधिकारम् નિયામક થાય છે. તેમને જગદ્વ્યાપાર સુપ્રત કરવામાં

આવતો નથી. એવી હકીકત આપણને जगद्व्यापार वर्जम् એ સૂત્રમાંથી જાણવા મળે છે.

આવી રીતે यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति । એ શ્રુતિથી આ પણે પરમાત્માને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ જાણી શકીએ છીએ માટે એ પરમ કારણને જાણવાથી પછી કંઇ જાણવાનું બાકી રહેતું નથી એ વાત तत्त्वमसि એ મહાવાક્ય નવ વખત વાપરી શ્વેતકેતુને તેમના પિતા આરુણિએ દૃષ્ટાન્તો આપીને સમજાવી છે. આટલી હકીકત પણ જો આપણે ધ્યાનમાં રાખી તેનું મનન કરીએ તો શાસ્ત્રતાત્પર્યનું ફળ આપણને અવશ્ય મળે. એટલું કહી મારું વિવેચન પૂરું કરવાની રજા લઉં છું.

પ્રમુખ—બંધુઓ તથા બહેનો! આજનો વિષય શાસ્ત્રતાત્પર્ય જે ઘણો જ કઠિન અને ગહન ગણાય છે તે આપણા આ બાલવક્તાએ સુંદર રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે માટે તેને મારા તરફથી તથા તમારા સર્વ તરફથી અનેક ધન્યવાદ આપું છું બીજા ભાઈઓ તથા બહેનોને આ વિષયમાં બોલવાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે. પરંતુ આ રહસ્યપૂર્ણ નિબંધનું વારંવાર મનન કરવાથી વધારે લાભ થવા સંભવ છે એમ ધારી આપ સર્વ ભાઈઓ તથા બહેનો એ વિષયમાં જણાવવામાં આવેલી હકીકતોનો પુનઃ પુનઃ વિચાર કરો એ વધારે હિતકર છે.

આ બાબત ઘણીખરી શ્રુતિ તથા બ્રહ્મસૂત્રોના પ્રમાણો આપી સુંદર રીતે સમજાવવામાં આવી છે, તેથી તે બાબતમાં મારે પણ વિશેષ કહેવા જેવું કંઇ રહેતું નથી તો પણ यावदधिकारम् એ સૂત્ર જે ટાંકવામાં આવ્યું છે તેના ઉપર થોડો વધારે પ્રકાશ પડે તો ઠીક એમ ધારી જણાવવાનું કે એ અધ્યાયમાં મુક્ત, પુરુષોને જન્મ લેવો પડતો નથી. છતાં વસિષ્ઠ, બ્રહ્મા, વાલ્મીકિ, ધ્રુવ, ચંદ્ર, અપાન્તરતમા, નારદ વગેરે મહાત્માઓ જેઓને પુરાણોમાં મુક્તકોટિમાં ગણવામાં આવ્યા છે તેઓના જન્મ કહેવામાં આવ્યા છે માટે તેના ખુલાસા સારૂ આ સૂત્ર છે તેમાં આ પુરુષોમાં અવિદ્યાનો લેશ રહી જવાથી અધિકારી પુરુષો તરીકે તેમનો છેલ્લો જન્મ હોય છે. કારણ કે અવિદ્યાનો લેશ પણ જન્મનું કારણ થઈ પડે છે. એમ કહ્યું છે: કપૂર ભરેલા ડબ્બામાંથી કપૂર કાઢી લીધા પછી પણ કપૂરની વાસ જતી નથી તેવી રીતે તીવ્ર શુભ વાસનાના બળે તેનો કપૂરના ગંધ જેવો લેશ બાકી રહે છે અને તે જન્મ-મરણનું કારણ બને છે. અને એ જન્મ તેમનો છેલ્લો હોય છે. કારણ કે ત્યાર પછી તેમની મુક્તિ થવાથી તેમને જન્મ ધારણ કરવો પડતો નથી.

વળી મુક્તિ સંબંધમાં પણ એટલી એક વાત સમજવાની છે કે જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ એવા બે ભેદ પ્રસિદ્ધ છે. આ પ્રસંગમાં કેટલાએક વિદ્યારણ્ય મુનિ વગેરે બન્ને ભેદ માને છે જ્યારે સંક્ષેપ શારીરકકાર સર્વજ્ઞ મુનિ વગેરે વિદેહમુક્તિને જ મુક્તિ માને છે. અને જીવન્મુક્તિને સંન્યાસીઓનો મત મનાવવા પૂરતો અર્થવાદ માને છે અને એ પક્ષ વાજબી પણ છે.

જન્મધારી જીવન્મુક્ત પુરુષોમાં અવિદ્યાનો લેશ કાયમ હોવાથી તે ખરી મુક્તિ ગણી શકાય નહિ. વળી શરીર છે. ત્યાંસુધી પ્રારબ્ધ કર્મ શેષ છે અને મુક્ત પુરુષોને કર્મનો સંબંધ સંભવે નહિ. એ રીતે પણ જીવન્મુક્તિ ખરી મુક્તિ નથી. અર્થાત્ અજાતવાદના સિદ્ધાન્ત પ્રમાણે તે અર્થવાદ ગણાય, માટે વિદેહમુક્તિ એ જ ખરી મુક્તિ છે. ભગવાન ગૌડપાદ કહે છે કે પરમાર્થ સત્ય કોઈ વિલક્ષણ વસ્તુ છે. તેઓ જણાવે છે કે.

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥

અર્થાત્ જે બદ્ધ હોય તે મુક્ત થાય. જે બંધમાં પડયો હોય તેને છુટવાનું હોય પણ નિત્ય મુક્તમાં એ પ્રસંગો શોભતા નથી.

માટે સ્વસ્વરૂપસ્થિતિના સંબંધમાં જીવનથી મુક્તિ જ ખરી મુક્તિ કહેવાય તેથી વિદેહમુક્તિ એ જ સાચી મુક્તિ છે એમ સમજાય છે.

આટલી વાત સ્પષ્ટ કરી આપણે આજનું કામ આટોપી લેવું જોઈએ.

૧ વિદ્યાર્થી—બંધુઓ અને બહેનો! આજ રોજ આપણા વિદ્વાન બંધુએ શાસ્ત્રતાત્પર્ય ઉપર જે નિર્ણાયક નિબંધ વાંચ્યો અને તેના ઉપર પ્રમુખ સાહેબે વિદ્વત્તાપૂર્ણ સમાલોચન કરીને ગહન વિષયને ન્યાય આપી આપણને સમજાવવા અગાધ પ્રયત્ન કર્યો છે તેમને, તથા આજ રોજ આવા ગહન વિષયમાં એક ધ્યાનથી આપ સર્વેએ ચિત્ત પરોવી તેને સાંભળવા ભાગ લીધો છે તે માટે આપ સર્વનો હું આભાર માનું છું.

એક બેન—આપણા વિદ્વાન બંધુએ જે ઉપકાર માન્યો તેને હું મારા અંતઃકરણપૂર્વક ટેકો આપું છું.

પ્રમુખ—આજની સભાનું કામકાજ સંતોષપૂર્વક સમાપ્ત થવાથી આપણે સહુ હવે છુટાં પડી શકીએ એ માટે હું સભા વિસર્જન થએલી જાહેર કરું છું.

(સહુ જાય છે.)



# પતિવ્રત ધર્મનો પ્રભાવ

લેખકઃ શ્રી. "સ્નેહકુંજ" ખેડા.

( ગતાંક પૃ. ૫૫૯ થી ચાલુ )



...એ પ્રશ્નોના અનેક પ્રશ્નો મારા મગજમાં ઊઠવા લાગ્યા. ત્યારે તે તેજસ્વિની મારો હાથ પકડી ઉપરના મજલે લઈ ગઈ. અને એક રાજશાહી ઠાઠથી શણગારેલા ઓરડામાં લઈ જઈ મને એક મોટા સિંહાસન પર બેસાડ્યો તથા તે મારી સામેના આસન પર બેઠી. હું એ ઓરડાની ભવ્યતાને અવલોકી રહ્યો હતો. ભારતની કળાના નમૂનારૂપ કારીગર તેમાં ગોઠવેલું હતું. પાંચેક મીનિટમાં તો એ ઓરડામાં એક ત્રીસેક વર્ષની યૌવના ઉપસ્થિત થઈ. આછા સૌભાગ્ય સૂચક ઝીણા અને પરિધાન કરેલાં સાદાં વસ્ત્રોમાંથી બહાર નીકળી આવતું તે યુવતિનું અપ્રતીમ સૌન્દર્ય ગમે તેવા અરસિક પુરુષને પણ આકર્ષણ સમું હતું. છતાં એ અદ્ભુત સૌન્દર્યમાં તેના વિશાળ નયનોનું તેજ કામુક પુરુષોની કામુકતાને ડારતું હોય તેવું લાગતું હતું. હું અપ્રતીમ સૌન્દર્યની માનસિક પૂજા અને વંદન કરતો અમીટ નયને જોઈ રહ્યો હતો ત્યારે તે પણ મારી સ્હામું ક્ષણેક જોઈ રહ્યા બાદ તેના પાતળા રક્ત પ્રવાલ સરીખડા અધરોમાં સ્મિત ફરકાવતી બોલી–"ઓહ! તું એ જ મુસાફર કે? ઘણાં વર્ષે આવ્યો હોં! આજ તો તું અમારો અતિથિ છે. બેસ હું ત.ર. માટે અલ્પાહાર લઈ આવું." એમ કહી એ તરુણી ત્યાંથી ચાલી ગઈ. મારા આશ્ચર્યની અવધિ હતીઃ અરે! આ સ્ત્રી-પુરુષ બેઉ મને ક્યાંથી ઓળખતાં હશે! અને મારા હૃદયની એ મીઠી મુંઝવણ વચ્ચે કેટલો ટાઈમ પસાર થઈ ગયો તેની મને કશી જ ખબર ના પડી, પણ જ્યારે પેલી તરુણી એક મોટા સુવર્ણ થાળમાં મીઠાં ફળ, મેવા-મીઠાઈ અને ગરમ દૂધના કટોરા સાથે [illegible] મારી સામે મૂકી બોલી–

"હે મુસાફર! તને ક્ષુધા લાગી હશે. તું આ અલ્પાહાર કરી લે પછી આપણે શાંતિથી વાતો કરીશું." અને ત્યારે જ મારી વિચારતંદ્રામાંથી હું જાગૃત થયો. રહ્યું નહિ પરંતુ તેની સૂચનાનુસાર અલ્પાહારની વાનીઓને મારા ઉદરમાં પધરાવવા લાગ્યો. છેલ્લે દૂધ પી, હાથ મ્હોં ધોઈ બોલ્યો–"હે સુભગી યુગ્મ! અવિનય માટે હું પ્રથમથી જ આપની ક્ષમા માગી લઉં છું. પણ મારા હૃદયમાં સાનંદાશ્ચર્ય સાથે પ્રબળ આકાંક્ષા જન્મી છે કે જેમનો મને કુદરતે પરિચય નથી તે દંપતી મને કેવી રીતે ઓળખી મારો ભાવભીનો આતિથ્ય સત્કાર કરે છે!" અને ત્યાં તો મારું ઉપલું વાક્ય પૂર્ણ થતાંની સાથે જ પેલી અપ્રતીમ સૌન્દર્યશાલીની તરુણી કિલકિલાટ હસતી બોલી ઊઠીઃ–

"હે મુસાફર! તું મને ન ઓળખી શક્યો! ઠીક, પરંતુ એ તો કહે કે અત્યારે તું ક્યા હેતુ પુરઃસર આ પર્વત પ્રદેશમાં આવ્યો છે?"

મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાના બદલે મને સામો પ્રશ્ન કરવામાં આવ્યો. 'મને ન ઓળખી શક્યો!' એ પ્રશ્ને મને વિચાર કરતો કરી મૂક્યો. ભૂતકાળની સ્મૃતિને તાજી કરી જોઈ; અને હૃદયમાં કંઈક સંશય પેદા થયો. એ તો ન હોય! અને મેં કહ્યું–'હે આર્ય રમણી! આ સ્થળે મારા આગમનનું કારણ એ છે કે આજથી પાંચેક વર્ષ પહેલાં સ્હામે જણાતા સરોવરના કિનારે સિંહ-રમણી સાથે મારી પ્રથમ મુલાકાત થઈ હતી, અને તે વખતે એ રમણીની જીવનકહાણીએ મારા હૃદય પર ભારત સંસ્કૃતિની જે ન ભૂસાય તેવી છાપ પાડી હતી તે રમણીની યાદને હું મારા વતનમાં એક દિવસ પણ ભૂલી શક્યો નથી; એ રમણીના વર્તમાન જીવનને જાણવા અને એ તપસ્વિનીના પુનઃ દર્શન કરી મારી ચર્મચક્ષુઓને પાવન કરવાના હેતુસર મારું અત્રે આગમન થયું છે. 'હે મુસાફર! મને ન ઓળખી શક્યો!' આપના એ પ્રશ્ને મારા હૃદયને શંકાશીલ બનાવ્યું છે. પૂર્વ પરિચિત રમણી આપ છો કે નહિ?"

"મુસાફર! હું એ જ છું કે જેના ભૂતકાળના જીવનને જાણવાની તારા હૃદયમાં તે ટાઈમે પ્રબળ આકાંક્ષા જન્મી હતી, અને આ તારી સ્હામે બેઠા છે તે, તે વખતના શાર્દૂલસિંહ, મારા સૌભાગ્યનાથ."

અને એ રમણીના આ પ્રત્યુત્તર પછી મારા હૃદયને અત્યાનંદ થયો. હર્ષાન્વિત હૃદયે મેં પૂછ્યું–"ત્યારે તો હવે મને આપની તે પછીની અધૂરી રહેલી જીવનકહાણી કહી સંભળાવવાની કૃપા કરશો અને મારી જિજ્ઞાસા વૃત્તિને સંતોષશો." (અપૂર્ણ)

# શીખવા યોગ્ય

**મહાત્માનો સ્વભાવ** — અનુ: 'સિન્ધુમિ'

એક મહાત્મા નદીમાં સ્નાન કરતા હતા. એ સમયે એમણે એક વીંછીને કાંઠા ઉપરથી નદીમાં જતો જોયો એટલે મહાત્માએ વીંછીનો પ્રાણ બચાવવા માટે વીંછીને હાથમાં લઈ લીધો. પરન્તુ વીંછીએ ડંખ માર્યો એટલે મહાત્માનો હાથ ધ્રુજી ગયો જેથી વીંછી પાણીમાં પડી ગયો. મહાત્માએ ફરીથી તેને ઉઠાવી લીધો જેથી વીંછીએ તેમને બીજો ડંખ માર્યો અને હાથ ધ્રૂજતાં ફરી પણ તે વીંછી પાણીમાં પડી ગયો. મહાત્માએ પુનઃ ઉઠાવી બહાર કાઢયો. આથી પાસે જ સ્નાન કરી રહેલ એક સદ્‌ગૃહસ્થે મહાત્માજીને કહ્યું, "આપ આ શું કરી રહ્યા છો!" મહાત્માએ જવાબ આપ્યો, "ભાઈ! એનો સ્વભાવ ડંખ મારવાનો છે અને મારો સ્વભાવ બચાવવાનો છે." હવે જો તે કેનો સ્વભાવ છોડતો નથી તો મારે શા માટે મારો સ્વભાવ છોડવો જોઈએ.

**જરા–મૃત્યુથી વિમુક્ત રહી શકાતું નથી.**

રાજા જનકે પંચશિખ મુનિને વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી બચવા માટે ઉપાય પૂછ્યો ત્યારે પંચશિખે કહ્યું કોઈ પણ મનુષ્ય વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી અલિપ્ત રહી શકતો નથી. અજ્ઞાની મનુષ્ય જરામૃત્યુરૂપી જલચરોથી ઘેરેલ છે અને તે કાલરૂપી સાગરમાં હમેશાં નાવ વિના ડૂબકાં ખાઈ રહ્યો છે. એને કોઈ બચાવી શકતું નથી. સંસારમાં કોઈ કોઈનું નથી. જેવી રીતે માર્ગમાં ચાલનારાં વટેમાર્ગુઓનો એક બીજાની સાથે સંપર્ક સધાય છે. સંસારમાં સ્ત્રી, પુત્ર અને ભાઈનો સમ્બંધ પણ એવો જ છે. જેવી રીતે ગર્જના કરતી વાદળીઓને લઈ અનિલ એક જગ્યાએથી બીજી જગ્યાએ સ્થળાંતર કરે છે, એ જ પ્રમાણે આ જગતનાં પ્રાણીઓ કાળથી કેરાઈ-હાય હાય કરતાં મરણ પામે છે અને જન્મે છે. જરા અને મૃત્યુ બેઠીવાની માફક દુર્બલ અને બળવાન તથા ઉગ્ર અને નમ્ર સર્વને ખાઈ જાય છે. એથી જ નશ્વર શરીરનો શોક કરવો જોઈએ નહિ.

**કોઈ મૃત્યુથી બચી શકતું નથી.**

કીશા ગૌતમીનો પ્રાણપ્રિય એકનો એક પુત્ર મૃત્યુ પામેલો; આથી એનું કોમળ હૃદય ઘવાઈ ગયું; જેથી તે પાગલ બની ગઈ અને પુત્રના મૃતદેહને પોતાની છાતી ઉપર ચિપકાવી કોઈ ઔષધિ આપો!! કોઈ મારા બાળકને સજીવન કરો!! એમ આક્રંદ કરતી અહીં તહીં દોડધામ કરવા લાગી. રસ્તામાં માનવીઓએ તેને ઘણું સમજાવી પરંતુ તેની અત્યંત દયાજનક સ્થિતિ જોઈને એક સજ્જને ભગવાન બુદ્ધની પાસે જવા માટે કહ્યું, "જો બાઈ! તું સામેના મઠમાં ભગવાન છે તેમની પાસે જઈને દયા માગ એ જરૂર તારું દુઃખ દૂર કરવા શક્તિશાળી બનશે જ."

કિશા તુરત જ ત્યાંથી પલાયન થઈ ગઈ અને બાળકને બચાવવા માટે ભગવાન બુદ્ધના શરણમાં જઈ અને રડતાં રડતાં પ્રાર્થના કરવા લાગી. ભગવાને કહ્યું, "બહુ સારું કર્યું કે તું અત્રે આવી. બાળકને હું સજીવન કરીશ. તું ગામમાં જા જેના ઘરમાં કોઈ આજ દિવસ સુધી મૃત્યુ ન પામ્યું હોય એને ત્યાંથી સરસવના થોડા દાણા માગી લાવ.

કિસા બાળકની લાશને છાતી સરસી ચાંપી લોકો પાસે સરસવના દાણા માગવા લાગી. કોઈએ આપવા માંડ્યા ત્યારે કિસાએ કહ્યું. "તમારા ઘરમાં કોઈ મૃત્યુ પામ્યું નથી ને! મારે તો એવાની પાસેથી સરસવ મેળવવાના છે જેના ઘરમાં આજ સુધી કોઈ મર્યું જ ન હોય.' આ સાંભળી ઘરવાળાઓએ કહ્યું "અરે બાઈ એવું કોઈ ઘર નહિ હોય કે જેમાં કોઈ મનુષ્ય મર્યો નહિ હોય મનુષ્યો તો પ્રત્યેક ઘરમાં મરે જ છે."

તે એક ઘેરથી બીજા ઘેર ફરી; પરંતુ દરેક જગ્યાએથી પ્રત્યુત્તર એવો જ મળ્યો. ત્યારે તેની સમજમાં આવ્યું કે મરવું એ તો દરેક ઘરનો રિવાજ છે. જે જન્મે છે તે મરે છે. મૃત્યુ હજારો ઉપાયો કરવા છતાં કોઈને છોડતું નથી, અને જો એમ હોય તો સૌ પોતાના પ્રાણપ્યારાને કેમ મરવા દે! ઘરમાં તો શું પણ આખી દુનિયામાં મરણ પ્રવેશ છે. આમ તેને શાન્તિ થઈ ત્યારે તેણીએ સ્મશાનમાં બાળકની લાશને લઈ જઈ દહન કરી અને પાછા ફરી ભગવાન બુદ્ધને બધી હકીકત કહી. આથી ભગવાને એને સમજાવ્યું કે જુઓ અહીંયા જે જન્મે છે તેને મરવું જ પડે છે. એવી રીતે હું પણ મરણ પામીશ. આથી મૃત્યુનો શોક કરવો નહિ પરંતુ અમરતત્ત્વ વિષે ચિંતન કરવું જેથી ફરીથી જન્મ ન થાય. જન્મ નહિ થાય તો મરણ પણ થશે નહિ આથી જ સમજુ મનુષ્યે ઉપર પ્રમાણે કરવું જોઈએ. પૂર્ણ.

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

## લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઇ.

૧ મેસ. એમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય—કાલબાદેવીરોડ
૩ શ્રી ઠા. રામજી ખીમજી કેસરવાળા ૧૦૭ ગુલાલવાડી.
૪ શ્રી. જમનાદાસ માધવજી ઝવેરીબજાર ખાંગકુવાપાસે.
૫ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૬ શાહ બુક ડેપો, —પ્રિન્સેસ સ્ટ્રીટ.
૭ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી ફણસવાડી, પારસીની અગીયારી સામે ફરનીચરની દુકાન.
૮ નાયક સોપ ડીપો, ભુલેશ્વર
૯ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૧૦ શ્રી. મૂળશંકરભાઇ, દવે સોપ ડેપો.
કેપ્રેલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઇ ૨
૧૧ શ્રી. વિઠ્ઠલદાસ વીરચંદ,
શાહ મનસુખલાલ નારાયણદાસ
૧૨૮, કંસારા ચાલ, પહેલે માળ, મુંબાઇ નં. ૨
૧ કાળાભાઇ વલ્લવભાઇ -દહાણુરોડ
૧ પ્રભુદાસ હરગોવનદાસ બુકસેલર્સ—નવસારી
૧ ગજેન્દ્ર દ શુક્લ, સસ્તુ ઔષધાલય બાલાજીરોડસુરત
૧ બુકસેલર્સ દેસાઇ બ્રધર્સ, કનોપોર બજાર—ભરૂચ
૧ પટેલ ચન્દુભાઇ દેવાભાઇ-શ્રી રામકબીર મન્દિર—કોર્ટની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ નર્મદાશંકર પ્રભુરામ પાઠક જોગીદાસ વિઠ્ઠલની પોળ
૩ બુકસેલર જગજીવનદાસ હરગોવનદાસ વડોદરા
૧ મધુસુદન ભાઇલાલભાઇ બુકસેલર પાદરા
૨ પોપટલાલ ચોખજીદાસ, પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ વીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ-ડભોઇ
૧ શાન્તિલાલ છોટાલાલ—ઝાલોદ
ચંદનસિંહજી ગુમાનસિંહજી રાઓલજી, રાઓલજી. C/O રાજપૂત હોટેલ—ગોધરા
૧ અંબાલાલ દલસુખરામ ઉપાધ્યાય મોદીનીવાડી ગોધરા
૧ ચરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ—આણંદ
૧ શ્રી. રમણલાલ ભૈરારામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
પં. દુર્ગાપ્રસાદ શર્મા પખાલીશેરી ભારદ્વાજભુવન-મોરબી
૧ ચીમનલાલ છોટાલાલ, કાંટાવાળાલટાકપોળ—ઉમરેઠ
૧ શ્રી. રામુભાઇ શંકરલાલ ભટ, ખડકપોળ, ડાકોર
તલાટી બ્રધર્સ ટેમ્પલરોડ—ડાકોર ૨
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઇ વલ્લવભાઇ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઇ હરિરામ રાવલ—મુ. ખાંધલી
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે—સારસા
૧ કૃષ્ણા પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઇ કાશીભાઇ બજારમાં—મુ વીરસદ
૧ શ્રી. ભાદરણ સત્સંગ મંડળ, ભાદરણ
કાળાભાઇ મંગળદાસ પટેલ, મોટી ખડકી, ,,
૨ શ્રી. સુણાવ ભજન મંડળ, C/O પટેલ ચતુરભાઇ ભાઇલાલભાઇ, સરકારની ખડકી સુણાવ
પટેલ છગનભાઇ નાથાભાઇ, નાવલી
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઇ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ કાળાભાઇ લખાવાડ ,,
૩ શ્રી શક્તિ સાહિત્ય મંદીર ગાઇનગર ,,
૪ શ્રીસાઇ-બાલ-મંડળ મોટકણીયા ગાયચોક ,,
૫ શ્રી સૌભાગ્ય ફેંન્સી સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૭ શ્રી. નડીઆદ ભજન મંડળ, - ,,
શાહ મધુસુદન ગોરધનદાસ, ડોયલા પોળ.
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી—ચકલાસી
૧ કાશીદાસ લલ્લુભાઇ પટેલ વસો કોપરેટીવબેંક—વસો
૨ કાછીઆ મોતિભાઇ જેઠાભાઇ, વડકુવા પાસે, પીપલાગ
૧ શ્રી. વસો ભજન મંડળ,
પા. પરસોતમદાસ મગનલાલ, ચોક, વસો
૧ કાળાભાઇ વલ્લવભાઇ. દહાણુરોડ
૨ વીઠ્ઠલદાસ નાગરદાસ પટેલ ખેડા
૧ શ્રી. મહુધા ભજન મંડળ
ગા, સાઃ ચંદુલાલ ગણપતરામ દેસાઇ, મહુધા
૧ શ્રી. મનસુખલાલ એમ. ત્રિવેદી,
કેડીયા કોટેજ, ૭/૩૭, તીલકનગર કાનપુર
૧ શ્રી. પીજ ભજન મંડળ, શ્રી. મગનભાઇ બી પટેલ પટેલ મેડીકલ સ્ટોર્સ, પીજ
૧ નવનીતલાલ ઓછવલાલ દેસાઇ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ
૧ સ્વ. શ્રી. બહેચરદાસ સુખરામ દીક્ષીત
સાર્વજનિક લાયબ્રેરી, મુ. ગામડી

## અમદાવાદ

૧ મહારાજશ્રી શીતારામજી શર્મા માંડવીની પોળમાં શોનીની પોળના મેડા ઉપર
૨ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સંચાલિત સાર્વજનિક દવાખાનું, આસ્ટોડીયારોડ નારાયણ નીવાસ
૩ શાસ્ત્રી ચહાવિ રામચંદ્ર ભાઉએ ત્રણ દરવાજા
૪ ઠકર હુક કંપ, રામરાહ, પુલ નીચે
૫ શ્રી પ્રભુદાસ મહારાજ સારંગપુર તળીયાની પોળ
૬ શાહ સોમચંદ અંબાલાલ પડીયાળી દાદની પોળમાં કમાનવાળી પોળ
૭ નર્મદાશંકર મુળશંકર પંડ્યા રાયપુર કાપડીવાડ
૮ પરમાર પ્રીન્ટીંગ પ્રેસ ભાલાહનુમાન પાસે
૯ ધીરજલાલ ભીમજી ભાણદેવ, ગિરધરનગર નં. ૧૪
૧૦ પટેલ મોહનલાલ જહેશ્વરદાસ મહેતા મદ્યીનીશ્વર શાહપુર-વનમાળી વાંકાની પોળ.
૧૧ ભાવસાર હીંમતલાલ મંગળદાસ શાહપુર-વડીઆદ્રીની પોળ પાસે, વેણીચંદના ડહેલામાં.
૧૨ શંકરરાવ માધવરાવ ગાયકવાડ મીરજાપુર અમદાવાદ ગેરેજ
૧૩ વિનોદચંદ્ર રામજીભાઈ ગીરધરનગર બંગલા નં. ૬
૧૪ વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ ઘુમાવાડ કુંભારવાડ
૧૫ ચીમનલાલ છોટાલાલ દલાલ જુના શાકમાર્કેટ જશવંતલાલ એન્ડ કું.
૧૬ ધાર્મિક પુસ્તકાલય, ઘીકાંટા રોડ
૧૭ અનાર બુક ડેપો, ભાલાહનુમાન પાસે
૧૮ દેસાઈ બધર્સ, લક્ષ્મી વિલાસ હોટલ સામે
૧૯ વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૯૧ કરવિવારપેઠ પૂના સીટી
૨૦ મણીલાલ અમથાલાલ, માધવપુર-અમદાવાદ
૨૧ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા વાડજ „
૨૨ મહંત માધવદાસજી ગુરુ મોહનદાસજી પીતાંબર અંબા વિષ્ણુમંદિર
૧ પટેલ છોટાભાઈ લલ્લુભાઈ મુ. ધરમજ
૧ શંકરલાલ ભોળાનાથ દીક્ષિત રામકથા સત્સંગ મંડળ છત્રપુરા-કઠલાલ
૧ માધવલાલ કેવળદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ
૧ ઠકર કાનદાસ ગોરધનદાસ-ભકુભાઈ
૧ ગુજરાત જનરલ ટ્રે. કંપની-મહેમદાવાદ
૧ કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ શ્રી. પટેલ નાથાભાઈ નરસીભાઈ, આખરસા
૧ રવિશંકર શીવેશ્વર વ્યાસ દેસાઈ પોળ-વીરમગામ
૧ શ્રી. નારણભાઈ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ શ્રી. ભવાનભાઈ મગનલાલ દરજી, ભાણગઢ (ધોળકા તાલુકા)
૧ ગોરધનદાસ ઉકાલાલ, મોહનાકા શેરી-ધંધુકા
૧ હર્ષદરાય મણીલાલ શાહ ગુડાલવાડા-મોડાસા.

### જુનાગઢ

૧ રતિલાલ ગુલાબચંદ દોશી, દોશી પ્રિ. પ્રેસ સરદારચોક
૨ ઈશ્વરલાલ છ. રાજ, હવેલી લેન
૧ કીશનચંદ એન્ડ કો.-સ્ટેશનરી, (મુમ્બાસા)
૧ હનુમાન આશ્રમ બોક્સ નં. ૧૧૫૧ નૈરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ ગોકળદાસ પી. ભગત ન્યુઝપેપર એજન્ટ-જામનગર
૧ શ્રી રમણિકલાલ કાળીદાસ ઉપાધ્યાય, લોજરાજપુરા, ગોંડલ
૧ ડા. કાનજીભાઈ દામજીભાઈ, કાપડ માર્કેટ-રાજકોટ
૧ મધુસુદન નારણદાસ ગુલેશ્વર-વેરાવળ.
૨ શ્રી. કાનજીભાઈ રામજીભાઈ હોટલવાળા, સ્ટેશન સામે, „
૩ મહંતશ્રી રામનાથદાસજી પ્રભુદાસજી, ધ્રાંગધ્રા
શ્રી. હરજીવનદાસ પ્રાગજીભાઈ ઠક્કર, બજારમાં, શાજલીતાપુર (ધ્રાંગધ્રા)
૧ દોશી પ્રવીણચંદ્ર જીવલાલ, વઢવાણ કેમ્પ
૨ જગજીવન ગુલ્ફીપી, દાળીયાની-વઢવાણ કેમ્પ.
૧ નટવરલાલ નરસીભાઈ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા, ગુજ. પ્રાથ. સ્કૂલ અમરાવતી (બીરાર)
૧ ત્રિવેદી પ્રભાશંકર જયશંકર શીહોર
૧ ગોરધનલાલ એમ. ધીમાવાળા દેવગાણારીઆ
૧ માધવજી લક્ષ્મણ C/o. ડાહ્યાભાઈ મેડીકલ સ્ટોર, ડાયાભાઈ-ભાવનગર
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનાવાડા-કરાંચી
૧ મેઘજી નાગુભાઈ નરસિંહભાઈ કચ્છ-ભુજ



# સનાતન સત્ય

કર્મ-અનુસાર વહેંચાયલો સુખનો એક સમૂહ છે. તમે બીજાના સુખમાંથી બળાત્કારે જેટલો ભાગ પડાવ્યો છે, તેટલા સુખની ખામી બીજાને આપી છે, એના પ્રત્યાઘાતરૂપે તમને દુઃખ જ મળવાનું છે:

એના સામે કર્મ-અનુસાર વહેંચાયેલો દુઃખનો એક સમૂહ છે, બીજાના દુઃખમાં તમે પ્રેમથી અને સહકારથી ભાગ પડાવશો, એટલું એનું દુઃખ ઓછું થશે, એના પ્રત્યાઘાતરૂપે તમને સુખ જ મળવાનું છે

જેને દુઃખનો અનુભવ છે,-જેણે હર્ષથી સંકટોનો સામનો કર્યો છે તેને થોડા ઘણા પ્રમાણમાં સંયોગવશાત્ આવી પડેલું દુઃખ દુઃખરૂપ લાગવાનું નથી:

અને જેઓ એકલા સુખના જ દીકરાઓ છે, તેમને સહેજ પણ દુઃખ મહા ભયંકર દુઃખ જેવું લાગશે:

સંયોગાનુસાર આવી પડેલાં સુખ-દુઃખોને કેળવીને-સમજીને ભોગવો, એને ભોગવ્યા વિના છૂટકો પણ નથી, બીજાના સુખપર તરાપ મારીને સુખી થવા ઇચ્છશો તો સુખીને બદલે દુઃખી જ થવાના છો અને બીજાના દુઃખને દૂર કરવા માટે એના દુઃખમાં ભાગીદારી કરશો તો દુઃખીને બદલે સુખી થવાના છો એ ભૂલશો નહિં.

-અને દુઃખના ઝાડને સુખના મૂળ હોય છે, તેવી જ રીતે સુખનાં ઝાડને દુઃખનાં મૂળ હોય છે એ સનાતન સત્યને પણ ભૂલશો નહિ

'शरण्य'

ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે, હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

અધિપતિ–પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. :: સહતંત્રી : મગનભાઇ છોટાભાઇ દેસાઇ
સહિત્યાલંકાર.] વ્યવસ્થાપકો–શાન્તિલાલ વિ. ત્રિવેદી અને ઇશ્વરલાલ રાજા
'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ : રૂ. ૪–૩–૦ | હિંદ બહાર : રૂ. ૬–૮–૦

## વિષય સૂચિ


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | તારે ભરોસે | શ્રી 'પુનિત' | ૬૦૧ |
| ૨ | સમ્પાદકીય | ... | ૬૦૨ |
| ૩ | પં. શ્રી માલવીયાજી [કાવ્ય] | શ્રી જયનારાયણ ભટ્ટ | ૬૦૪ |
| ૪ | હિન્દુ–ધર્મોપદેશ ,, | અનુઃ શ્રી ડાહ્યાલાલ હ. જાની | ૬૦૫ |
| ૫ | પ્રભાતનાં પુષ્પો | શ્રી વજુ કોટક | ૬૦૬ |
| ૬ | અંગરખું અને પોતિયું | શ્રી હીરાલાલ ર. કાપડીઆ | ૬૦૮ |
| ૭ | અધ્યાત્મ ભાગવત | સ્વામી શ્રી આધતીર્થજી | ૬૦૯ |
| ૮ | ભારતની વિભૂતિ. | શ્રી વિમનશંકર શાસ્ત્રી | ૬૧૭ |
| ૯ | કંબોજમાં પ્રાચીન ભારતીય સભ્યતા | શાસ્ત્રી શ્રી રેવાશંકર મેઘજી દેસવાકાકર | ૬૧૯ |
| ૧૦ | જગતનાથ [કાવ્ય] | શ્રી 'राजेन्द्र' | ૬૨૦ |
| ૧૧ | સંસ્કાર | શ્રી જયેન્દ્રરાય દૂરકાલ | ૬૨૧ |
| ૧૨ | રત્ન પરીક્ષા | શ્રી શંકર શાસ્ત્રી | ૬૨૨ |
| ૧૩ | ભારતીય સંસ્કૃતિનાં પ્રધાન અંગો, | શાસ્ત્રી કેશવલાલ વિઠ્ઠલજી મહેતા | ૬૨૫ |
| ૧૪ | ગુરુભક્તિ | સ્વામી આનંદાનંદ સરસ્વતી | ૬૨૮ |
| ૧૫ | પુનિત ગાથા | અનુઃ શ્રી રમણલાલ એ. ભટ્ટ | ૬૩૦ |
| ૧૬ | કાવ્યકુંજ | ... | ૬૩૩ |
| ૧૭ | મંગળ પ્રભાતે | શ્રી જહાંગીર અરદેશર ડોક્ટર | ૬૩૬ |
| ૧૮ | ભાડાની ગાડી [કાવ્ય] | શ્રી નટવરલાલ પંચાલ | ૬૩૭ |
| ૧૯ | અદાલતે ગીતા | શ્રી મુકુન્દરાય પંડ્યા. | ૬૩૮ |


**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ–સરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં મહ વિલંબ થાય છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે–અધિપતિઃ 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ એ સિરનામાથી કરવાં જોઈએ

પ્રકાશક : પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય, હવેલી લેન–જુનાગઢ

મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ, સરદારપરા, જુનાગઢ

થી હારે:



અધિપતિ 'વિશ્વમંગલ.
C/o શ્રી શક્તિમાર્ગ કાર્યાલય P. Box. 6 અમદાવાદ, તા.

હું ગયા વર્ષમાં વિશ્વમંગલ માસીકનો ગ્રાહક નંબર ______ થી ગ્રાહક હતો નવા વર્ષમાં હું વિશ્વમંગલ માસીકના ગ્રાહક તરીકે ચાલુ રહેવા માગું છું હું મારૂં લવાજમ મ. ઓ.થી રૂ. ૫-૩-૦ મોકલ્યા છે.

આ સાથે મારા તરફથી નવો ગ્રાહક ______ વધારી આપું છું તો મને આપની યોજના મુજબ શ્રી મહાલક્ષ્મીનો સોનેરી ફોટો (પૂજનમાં મુકવા લાયક) મોકલી આપવા કૃપા કરશો. તેનું લવાજમ મ. ઓ.થી મોકલ્યું છે.

નવા ગ્રાહકનું શીરનામું.

નામ ______

મુ ______

પો. ______

જી ______

(૧) સદર ફોર્મ ઉપર પોતાનો ગ્રા.નં. તથા પોતાનું નામ જરૂર લખેલાં હોવાંજ જોઇએ.

(૨) નવા થનાર ગ્રાહકનું શીરનામું પૂરેપૂરૂં સાફ લખવું.

(૩) લવાજમ મ.ઓ.થી મોકલી આપવું. વી. પી. થશે નહિ

(૪) નવો ગ્રાહક જે વધારી મોકલ્યો હોય તે વિશ્વમંગલનો જુનો ગ્રાહક ન જ હોય યા બીજા કોઇથી તે ગ્રાહક બનેલ ન હોય તે ખાસ ધ્યાન આપી લખવું.

ઉપર પ્રમાણેની વિગતો બરાબર ધ્યાનમાં લઇ ફોર્મ ભરી મોકલવું સ્પષ્ટ હકીકત સારા અક્ષરથી લખેલ હશે તેને શ્રી મહાલક્ષ્મીનો સોનેરી ફોટો (પૂજનમાં મુકવા લાયક) મોકલાશે.

અધુરૂં કે ગરબડીયું એડ્રેસ હશે તો અમલ થશે નહિજ.

ઉપરનું ફોર્મ ભરી બુકપોસ્ટથી મોકલી આપવું. આ ફોર્મ જેમ બને તેમ જલ્દી મોકલી આપવું. લવાજમ મ.ઓથી મોકલવા ગ્રાહકોને સુચના છે. જેથી કાર્યાલયને કામનો ભાર હળવો થાય.

લી. ______

મુ. ______

પો. ______ જી ______

તા. ક. શ્રી મહાલક્ષ્મીનો સોનેરી ફોટો મેળવવા માટે ગ્રાહકનું લવાજમ મનીઓર્ડરથીજ મોકલી આપવું વી. પીથી મંગાવનારને ફોટો મોકલવામાં આવશે નહિ.

નોંધ. જે ગામમાં એજન્ટો છે ત્યાંના વતનીઓ સગવડતા મુજબ એજન્ટને જ લવાજમ પોતાનું તથા પોતે કરેલા ગ્રાહકનું ભરી દે ને ગ્રાહક કરનાર પોતે છાપેલું ફોરમ લવાજમની રકમ સાથેજ એજન્ટને આપીને ફોટો મેળવી લે.




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुत्कर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं ननु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૮ મું. માર્ગશીર્ષ—૨૦૦૩ ડીસેમ્બર-૧૯૪૬ અંક ૯ મો.




# ભગવાનને ભરોસે

( મારું રજુ તમે બોલાવો રે, રમજો ગયા રામ )

મેં હાથ ઊઠાવી લીધો રે, ત્હારે ભરૂસે,
સૌ બોજ ઊતારી દીધો રે, ત્હારે ભરૂસે....મેં (૧)

કઈ પેર હું જાણું કે કાલે શું થાશે ?
જે થાવાનું તે થાશે રે, ત્હારે ભરૂસે....મેં (૨)

ખાલી હાથે આવ્યો ને ખાલી જવાનો,
એથી તો બેઠો છાનો રે, ત્હારે ભરૂસે....મેં (૩)

હૈયે સૌના બેઠી, ઉચરજે તારી વાણી,
મેં લાંબી સોડ્યો તાણી રે, ત્હારે ભરૂસે....મેં (૪)

'પુનિત' હવે , હારૂં, ગમેથી ખોટા ચાળા,
મેં હાથે લીધી માળા રે, ત્હારે ભરૂસે...મેં (૫)



શ્રી 'પુનિત'




## શ્રીમદ્ ભાગવતાંક સંબંધે

શ્રીહરિકૃપાથી અને પ્રેમી પાઠકોદ્વારા સમ્માનિત બનેલું વિશ્વમંગલ આજે દશમા વર્ષમાં પ્રગતિ કરે છે હવે પછીના ત્રણ અંકો પ્રકાશિત થયા બાદ અગીઆરમા વર્ષના પ્રથમાંક તરીકે શ્રીમદ્ ભાગવતાંક પ્રકાશિત કરવાની અમારી યોજના સજ્જનો, વિદ્વાન્ લેખકો અને કૃપાલુ મહાત્માઓના સહકારથી સિદ્ધ થશે એવો અમોને સમ્પૂર્ણ વિશ્વાસ છે.

આ વિશેષાંક આશરે ૩૦૦ પૃષ્ઠ ઉપરાંતનો સચિત્ર દળદાર થશે. શ્રીમદ્ ભાગવતાંકની આખ્યાયિકાઓ, એ સંબંધનાં ગેય કાવ્યો અને સુંદર મનનીય લેખોથી આ અંક સંગ્રહ કરવા યોગ્ય બનશે. શ્રીમદ્ ભાગવતના અનેક ધર્મજ્ઞ વિદ્વાન મહાનુભાવોએ આ અંકના પ્રકાશન માટે અમોને અનુમતિ આપી છે, અનેક સજ્જનોએ એ અંકને કઈ રીતે સંપાદિત કરવો તેની સલાહ-સૂચનાઓ આપી છે એ સર્વેને લક્ષ્યમાં લઇને દેશકાલાનુસાર શ્રીમદ્ ભાગવતાંક માટે અમો ખુબ જ પ્રયત્નશીલ રહીશું અને અત્યાર સુધીના વિશેષાંકો કરતાં પણ અધિક મનન કરવા યોગ્ય અને સરસ થાય તેમ કરવા તત્પર રહીશું: આને અંગેની વિષયસૂચિ તૈયાર થઈ રહી છે જે હવે પછીના અંકમાં આપવામાં આવશે કૃપાલુ મહાત્માઓ અને વિદ્વાન લેખકબંધુઓ અમોને આપણા આ કાર્યમા સંપૂર્ણ સહકાર આપશે એવો અમોને વિશ્વાસ છે

## એક નમ્ર નિવેદન

'વિશ્વમંગલ' માસિકે આજે ૧૦ વર્ષ થયાં આ કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. ગુજરાત-કાઠીઆવાડના ગુણજ્ઞ ગ્રાહકબંધુઓએ આને પોતાનું માન્યું અને એ પ્રગતિમાન્ બન્યું: અમો એ સર્વે શુભેચ્છકોના હાર્દિક રીતે કૃતજ્ઞ છીએ.

છતા 'વિશ્વમંગલ'ને સ્થાનાન્તરેથી પ્રસિદ્ધ કરવામાં અને કાળાબજારમાં જે પરિશ્રમ પડે છે—જે આર્થિક અથડામણોમાં આવવુ પડે છે તે કહી બતાવીને પ્રેમી પાઠકોના હૃદયને આઘાત પહોંચાડવાની અમારી ઇચ્છા નથી, છતાં જે કાંઇ ઇચ્છાથી કે અનિચ્છાથી બની રહ્યું છે તે ગુણજ્ઞ સજ્જનોથી છુપું રહી શકતું નથી; 'વિશ્વમંગલ' માસિકે છેલ્લા ૩-૪ વર્ષમાં જે પ્રસિદ્ધિ મેળવી છે તેની પાછળના આર્થિક ભોગોનું આખ્યાન બહુ વિસ્તૃત છે અને એ આર્થિક અથડામણો સામે માત્ર આંખો મીંચીને ઝઝૂમી જ રહેવું એ આવા લોકપ્રિય અને જનહૃદયમાં સારા સંસ્કારો આપનારા માસિકપત્રના જીવનમાં કુઠારાઘાત કર્યા જેવું જ ગણાય.

## વાર્ષિક લવાજમ વધારવું

આના સંબંધમા અમારા હિતૈષીઓએ અમોને જુદી જુદી સૂચનાઓ આપી છે, તેમાંની એક એ સૂચના અમોને યોગ્ય જણાઈ છે કે જ્યારે 'कल्याण' જેવા અતિ પ્રસિધ્ધ અને લોકપ્રિય માસિક પત્રને પણ લવાજમ વધારવાની આવશ્યકતા પડી, ત્યારે આવા નાના ક્ષેત્રમાં કાર્ય કરતા આ માસિકને વાર્ષિક લવાજમ વધારવામાં શું હાનિ છે?

દુ:ખી દીલે પણ અમો આ સૂચનાને અમલમાં મૂકીએ છીએ. એમ કરવામાં વિશ્વમંગલના જીવનને વિશેષ પોષણ મળી શકતું હોય, લોકસેવા કરવા માટે જોઇતાં જીવનતત્ત્વો મળી રહેતાં હોય તો કોઇ સમજુ ગ્રાહક એમ કરવામાં કચવાશે નહિં, અને પ્રેમપૂર્વક અમારી યોજનાને સ્વીકારી લેશે એમ અમોને સમ્પૂર્ણ વિશ્વાસ છે.

આથી આવતા અગીઆરમા વર્ષની શરૂઆતથી વિશ્વમંગલનું વાર્ષિક લવાજમ રૂા ૫-૩-૦ એટલે રૂા. ૧-૦-૦ વધારવામાં આવે છે. અમો શ્રદ્ધા રાખીએ છીએ કે અમારા શુભેચ્છી ગ્રાહકો અમારા આ કાર્યને સહર્ષ સ્વીકારીને આવતા વર્ષનું લવાજમ રૂા. ૫-૩-૦ મ. ઓ. દ્વારા મોકલી આપશો. વી. પી. પી. થી મંગાવનારને રૂા. ૫-૬-૦ થી વી. પી. પી. થશે. ચાલુ ગ્રાહકોએ પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો.

## ધર્માંક જલદી મેળવો

ચાલુ વર્ષના ધર્માંકની હવે બહુ થોડી નકલો શિલકમાં છે, ફરીવાર આ અંક પ્રસિદ્ધ થાય તેવા સંયોગો નથી, નવા ગ્રાહક બનનારે તાત્કાલિક ચાલુ વર્ષના રૂા. ૪-૩-૦ મોકલીને આખા વર્ષના અંકો સહિત ધર્માંક મેળવી લેવો જોઈએ

## કલ્યાણ ગ્રન્થમાળાના સંબંધમાં

કલ્યાણ ગ્રન્થમાળાનું પ્રથમ વર્ષનું છેલ્લું પુસ્તક 'મંગલ મંદિર' મુંબઈના કુલ્લકની આવૃતિ બની ગયા બાદ એ પુસ્તકના પ્રકાશનમાં અસાધારણ વિલંબ થઈ જવા પામ્યો છે. હવે એ જ પુસ્તક એકાદ અઠવાડીઆમાં તૈયાર થઈ જશે. એટલે પ્રત્યેક ગ્રન્થમાળાના ગ્રાહકોને પહોંચાડી દેવામાં આવશે.

## ગ્રન્થમાલાનું નવું વર્ષ

ગ્રન્થમાળાના નવા વર્ષનું પ્રથમ પુસ્તક તું કોણ? પણ તૈયાર જ છે. આ પુસ્તકના લેખક સ્વામી શ્રી સાધુતીર્થજીથી કોઈ વાચક અજાણ નથી, ગ્રન્થમાળાના નવા વર્ષના ગ્રાહક બનીને આ પુસ્તક વસાવવામાં નહિં આવે તો પાછળથી પસ્તાવો થશે એવું અદ્વિતીય આ પુસ્તક છે.

ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે ન રહેવું હોય તેઓએ તુરતમાં જ પોસ્ટકાર્ડ લખીને ખબર આપવી જોઈએ કે જેથી કાર્યાલયને ખોટો પોસ્ટખર્ચ કરવો ન પડે.

ગ્રન્થમાળાના નવા વર્ષમાં બહુ ઉપયોગી અને વાચન-મનનને યોગ્ય પુસ્તકો ચૂંટાયેલાં છે. એટલે સહુથી સરળ ઉપાય તો એ જ છે કે ગ્રન્થમાળાના ગ્રાહક બની જઈ ને આ પુસ્તકો વસાવી લેવાં

વિનમ્ર નિવેદકો

પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
તંત્રી : વિશ્વમંગલ

દેસાઈ મગનભાઈ છોટાભાઈ
સહતંત્રી : વિશ્વમંગલ.

અક્ષર લોક નિવાસી

# પં. મદનમોહન માલવીયાજી







ઓ હિંદના અમરઆત્મ પવિત્ર તીર્થ !
તારા ગુણો પુનિત સૌ જનને કરે છે.
તારા મનોરથ મહોજ્જ્વલ-ભર્ગ-ભાવિ
સૌ ભારતીય જનને નયને ધરે છે.

ઊઠ્યો તું દિવ્ય સ્ફુરણા લઇ, ઊછરેલો
બાલ્યે સુમંગલ સુધા ગ્રહી સંસ્કૃતિની,
તેં દ્યોતના જ્વલતી સૌ જનદર્શને ધરી
અત્યન્ત ગૂઢ પરમોત્તમ વેદધર્મની.
આર્યત્વને નહિ ભૂલ્યો નહિ ધર્મક્ષેત્રને
તેં કોઇ દી મલિનતા જરી લાગવા દીધી,
ને અન્ય ધર્મ પ્રતિ તું-દિલમાં વારી સદા
સદ્ભાવના સકલલોકહિતાનુશાસિની.
આજીવન પ્રબલ પૌરુષ તું ધરીને
સેવાર્થ ઉદ્યત રહ્યો તું સુપુત્ર ભોમનોઃ
તેં માતૃભૂમિ-જનમંડલમાં ઉતારી
શિક્ષા સ્વદેશ-પરિરક્ષણ રાષ્ટ્રભાવની.
તારા સુકોમલ દયાર્દ્ર દિલે દુઃખ્યું રે
કોમી કુસંપ-પ્રકટ્યું દુઃખ દુઃખીઓનું,
એ આસુરી હીન મતિ ત્યજવા સહુને
દે [1]દેશના, પરમ માર્ગ ગ્રહી ગયો તું.
તેં જીંદગી દઇ દીધી નિજ દેશ કાજે
સેવા-વ્રતે તું નિત દીક્ષિત ભારતીની.
તું એક નિશ્ચલ રહ્યો વિષમે પ્રસંગે
એકાન્ત સેવક સનાતન ધર્મ કેરા.

ઓ ! હિંદના અમર-આત્મ પવિત્ર તીર્થ !
તારા ગુણો પુનિત સૌ જનને કરે છે.
ઓ ! બ્રહ્મના પરમ તેજ-પથે પળેલા !
તારાં સુરમ્ય સ્મરણો હૃદયે રમે છે !

—શ્રી જયનારાયણ ભટ્ટ :

1 આદેશ.

# हिन्दु–धर्मोपदेशः ।

(भारतभूषण पं. मदनमोहन मालवीयजीकृत )

संघे शक्तिः कलौ युगे

हिताय सर्वलोकानां निग्रहाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय प्रणम्य परमेश्वरम् ॥१॥

ग्रामे ग्रामे सभा कार्या ग्रामे ग्रामे कथा शुभा ।
पाठशाला मल्लशाला प्रतिपर्वमहोत्सवः ॥२॥

अनाथा विधवा रक्ष्या मन्दिराणि तथा च गौः ।
धर्म्यं संघटनं कृत्वा देयं दानं च तद्धितम् ॥३॥

स्त्रीणां समादरः कार्यो दुःखितेषु दया तथा ।
अहिंसका न हन्तव्या आततायी वधार्हणः ॥४॥

अभयं सत्यमस्तेयं ब्रह्मचर्यं धृतिः क्षमा ।
सेव्या सदामृतमिव स्त्रीभिश्च पुरुषैस्तथा ॥५॥

कर्मणां फलमस्त्येव विस्मर्तव्यं न जातुचित् ।
भवेत्पुनः पुनर्जन्म मोक्षस्तदनुसारतः ॥६॥

स्मर्तव्यः सततं विष्णुः सर्वभूतेष्ववस्थितः ।
एक एवाद्वितीयो यः शोकपापहरः शिवः ॥७॥

पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ।
दैवतं देवतानां च लोकानां योऽव्ययः पिता ॥८॥

सनातनीयाः सामाजाः सिक्खा जैनाश्च सौगताः ।
स्वे स्वे कर्मण्यभिरता भावयेयुः परस्परम् ॥९॥

विश्वासे दृढता स्वीये परनिन्दाविवर्जनम् ।
तितिक्षा मतभेदेषु प्राणिमात्रेषु मित्रता ॥१०॥

श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चाप्यवधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥११॥

यद्यन्यैर्विहितं नेच्छेदात्मनः कर्म पूरुषः ।
न तत्परस्य कुर्वीत जानन्नप्रियमात्मनः ॥१२॥

जीवितं यः स्वयं चेच्छेत्कथं सोऽन्यं प्रघातयेत् ।
यद्यदात्मनि चेच्छेच्चेत्तत्परस्यापि चिन्तयेत् ॥१३॥

न कदाचिद्बिभेत्वन्यान्न कंचन बिभीषयेत् ।
आर्यवृत्तिं समालम्ब्य जीवेत्सज्जनजीवनम् ॥१४॥

सर्वे च सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखभाग्भवेत् ॥१५॥

इत्युक्तलक्षणः प्राणी दुःखध्वंसनतत्परः ।
दया बलवतां शोभा न त्याज्या धर्मचारिभिः ॥१६॥

શરણમાગુ પુ ભા.ભૂ.પં. મ.મો. માલવીયાજીને।

# હિન્દુ–ધર્મોપદેશ

( સંસ્કૃતમાંથી અનુવાદક: શ્રી. ડાહ્યાલાલ ઉ. જાની)

સર્વલોકહિતાર્થે ને દુષ્ટઅંકુશકારણે,
ધર્મને સ્થાપવા સારુ વંદીને પરમેશ્વર. ૧

ગામે ગામે સભા સ્થાપો, ગામે ગામે કથા કરો;
અખાડા પાઠશાળા ને પર્વે પર્વે મહોત્સવો. ૨

અનાથો, વિધવા, ગાયો તથા મંદિર રક્ષવા;
ધર્મ્ય સંગઠનો સાધો ને તેમાં બહુ દાન દો. ૩

સ્ત્રીસન્માન કરો ખૂબ, દુઃખી પર દયા કરો;
અહિંસક ન કો હન્ય, હન્ય તો આતતાયીઓ. ૪

અભય, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, ધૃતિ, ક્ષમા;
અમૃત શાં સદા સેવો સૌ નારીઓ અને નરો. ૫

કર્મફળો મળે નિશ્ચે એ તો ના ભૂલવું ઘટે;
ફરી થાય પુનર્જન્મ આખરે મોક્ષ સાંપડે. ૬

સતત સ્મરવા વિષ્ણુ વસે જે સર્વ ભૂતમાં.
અદ્વિતીય જ એ એક શોક પાપ હરે શિવ. ૭

તે પવિત્ર પવિત્રોમાં મંગળ મંગળો મહીં;
દેવતા દૈવતો કેરો પિતા અવ્યય લોકનો. ૮

સનાતની, સમાજીઓ, બુદ્ધો, જૈનો અને શિખો;
રહે પોતા તણા કાર્યે સંપીને સૌ પરસ્પર. ૯

પરનિંદા ત્યજી હેને પૂર્ણ શ્રદ્ધા સ્વમાં ધરો;
સૌ જીવના બની મિત્ર સહી લો મતભેદને. ૧૦

સાંભળો ધર્મસર્વસ્વ સાંભળી હૃદયમાં ધરો:
જે પ્રતિકૂળ પોતાને બીજાને કરવું નહિ ૧૧

જે જે અપ્રિય પોતાને તે તો અપ્રિય અન્યને;
અપ્રિય કોઈને જે કૈં કદી ન આપ આચરો. ૧૨

સૌ કોઈ જીવવા ઇચ્છે તો શેં એ અન્યને હણે?
જેવું નિજ તણું ઇચ્છો અન્યનું એમ ઇચ્છવું. ૧૩

કદી ડરો ન બીજાથી ડરાવો અન્યને નહિ;
આર્યવૃત્તિ ગ્રહી આપ જીવો જીવન, સજ્જન! ૧૪

સુખિયા સહુ કો થાય ને સૌ આરોગ્ય ભોગવે;
સહુ કલ્યાણને પામે દુઃખ પામે ન કોઈએ ૧૫

નરો સુલક્ષણા થાઓ તત્પર દુઃખ ટાળવા;
દયા સમર્થની શોભા ધર્મીએ ધારવી ઘટે. ૧૬

पारसीयैर्मुसल्मानैरीसाईयैर्यहूदिभिः ।
देशभक्तैर्मिलित्वा च कार्या देशसमुन्नतिः ॥१७॥

पुण्योऽयं भारतो वर्षो हिन्दुस्थानः प्रकीर्तितः ।
वरिष्ठः सर्वदेशानां धनधर्मसुखप्रदः ॥१८॥

गायन्ति देवाः किल गीतकानि
धन्यास्तु ये भारतभूमिभागे ।
स्वर्गस्य मोक्षस्य च हेतुभूते
भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥१९॥

मातृभूमिः पितृभूमिः कर्मभूमिः सुजन्मनाम् ।
भक्तिमर्हति देशोऽयं सेव्यः प्राणैर्धनैरपि ॥२०॥

चातुर्वर्ण्यमत्र सृष्टं गुणकर्मविभागशः ।
चत्वार आश्रमाः पुण्याश्चतुर्वर्गस्य साधकाः ॥२१॥

उत्तमः सर्वधर्माणां हिन्दुधर्मोऽयमुच्यते ।
रक्ष्यः प्रचारणीयश्च सर्वलोकहितैषिभिः ॥२२॥

इति श्रीभारतभूषण-पंडितवर्य-मदनमोहन
मालवीयजीकृत-हिन्दुधर्मोपदेशः ।

મુસ્લીમ, પારસી, ખ્રીસ્તી, યહુદી આદિ કોમ સૌ;
સાથે મળી વધારે આ દેશ કેરી સમુન્નતિ ૧૭

ભારત ધન્ય ને પુણ્ય આ હિંદુસ્થાન આપણો;
માન્ય જે સર્વ દેવોને ધન ધર્મ સુખપ્રદ. ૧૮

દેવો જ સાચે યશ ગાય છે કે,
તે ધન્ય જે ભારતભૂમિ મધ્યે;
સ્વર્ગીય જીવો અવતાર ધારી,
આ કર્મલોકે વિલસે સુભાગી . ૧૯

માતૃ ને પિતૃની ભૂમિ કર્મભૂમિ સુભાગિની;
ભક્તિને યોગ્ય આ દેશ સેવો પ્રાણધનાદિથી. ૨૦

ચાર વર્ણ અહીં સર્જ્યાં પ્રમાણી ગુણકર્મને;
પવિત્ર આશ્રમો ચાર સાધક ચાર વર્ગના. ૨૧

ઉત્તમ સર્વ ધર્મોમાં ગણાય હિંદુ ધર્મ આ;
લોકહિતેષી સૌને છે રક્ષાપ્રચાર–યોગ્ય આ. ૨૨

o

# પ્રભાતનાં પુષ્પો



લે: શ્રી વજુકોટક.

**મારા** અવસાન પછી મેં શું શું જોયું એની આ હકીકત છે.

હું ઘણો જ ધનવાન માણસ હતો, એક મહાન પુરુષ તરીકે ચારે બાજુ મારી કીર્તિ ફેલાઇ ગઇ હતી અને દેશપરદેશમાં મારો વેપાર જામી પડ્યો હતો. અલબત્ત, આજે પણ ચારેબાજુ મારી દોલત પથરાયેલી પડી છે પણ એના ઉપર મારો હક્ક નથી કારણ કે જે શરીર ધારણ કરીને હું જન્મ પામ્યો હતો તે તો બળીને ખાખ થઇ ગયું છે. ખૂબ મોજ–શોખમાં જીવન ગાળ્યા પછી હું માંદો પડ્યો અને આ વખતે તો વાતો થવા લાગી કે હું હવે જીવી નહિ શકું. મુરબ્બીઓ અને સ્નેહીઓ મને વીલ કરવાનું કહેવા લાગ્યા; વકીલો બોલાવીને મેં વીલ કર્યું અને મારી નવી પત્નીને મેં ઘણા પૈસા આપ્યા. હા, આ વાત મારી જુની પત્નીથી થયેલા એક પુત્રને જરાપણ ન ગમી, પણ તે કંઇ બોલ્યો નહિ, બાજુના ઓરડામાં મારો એક મિત્ર, મારા આ પુત્રને કહી રહ્યો હતો કે 'તું ગભરાઇશ નહિ, તારી નવી માને સમજાવી ફોસલાવીને પૈસા પડાવી લઇશું '

અને, અને થોડા વખતમાં જ હું છેલ્લા શ્વાસ લેવા માંડ્યો; જુવાન પત્ની છાનાંછાટ રડવા લાગી, આ જોઇને મરતી વખતે મને ખૂબ જ દુઃખ થયું. શ્વાસ ક્યાં સુધી ચાલે ? આખરે હૃદય કામ કરતું બંધ થયું અને હું મરી ગયો છું એમ જાહેર કરવામાં આવ્યું. આમ મારો પ્રાણ પંચભૂતથી બનેલા દેહમાંથી આખરે ઊડી ગયો. જે શરીરને ડોક્ટરો જાળવી રાખવાનો પ્રયત્ન કરતા હતા એને બાંધવામાં આવ્યું અને અનેક માણસો સ્મશાન તરફ ચાલ્યા. આમ મને ઉપાડીને લઇ જતા હતા ત્યાં એક સદ્ગૃહસ્થે બીજાને કહ્યું, 'પેલા શેઠ તો કંઇ ખભ્ભો આપતા જ નથી. હું 'તો થાકી ગયો છું ' આ એ જ સદ્ગૃહસ્થ હતા કે જેના કુટુંબનું મેં જીવન-ભર પોષણ કર્યું હતું, આજે મારા મૃતદેહને પાંચ કદમ સુધી ઉપાડતાં એને થાક લાગી ગયો. સ્મશાનમાં જ્યારે શબ બળતું હતું ત્યારે બે જણા એક ખુણામાં બેસીને વાતો કરતા હતા. એક જણ કહે, "સારું થયું કે શેઠ જલ્દી મરી ગયા. હવે આપણે એના છોકરાને શીશામાં ઊતારીશું અને આપણું કામ પાર પાડીશું." આ બંને જણા મારા પુત્રને ખૂબ આશ્વાસન આપતા હતા અને જાણે એમને મારા અવસાનથી અતિશય દુ:ખ થયું હોય એમ દર્શાવવાનો પ્રયત્ન કરતા હતા. મારા બળતા શરીરને જોઇને મારા પુત્રને દુઃખ તો ખૂબ જ થતું હતું પણ ઊંડે ઊંડે એક જાતનો એના

અંતરમાં આનંદ હતો, કારણ કે ઘણી નાની ઉંમરે એ મારી અઢળક લક્ષ્મીનો વારસદાર બન્યો હતો.

મારા મૃત્યુ પછી થોડો વખત તો ઘરમાં ગમગીન વાતાવરણ ફેલાઈ ગયું. મારી નવી પત્ની મારા ફોટા ઉપર રોજ પુષ્પનો હાર ચડાવતી અને એકાદ બે આંસુડાં સારતી; મારાં વસ્ત્રો અને વસ્તુઓ જોઈને તે રડી પડતી. હું જીવતો હતો ત્યારે મારા પુત્રને અને મારી નવી પત્નીને જરાપણ બનતું નહિ; પણ મારા અવસાન પછી એ પુત્રનો સ્નેહ એની નવી મા તરફ વધતો ચાલ્યો; થોડો વખત ગયો અને આજે હું જોઉં છું તો મારા ફોટા ઉપર ધૂળ ચડી છે અને મારી જૂની વસ્તુઓ તથા વસ્ત્રો વેચી નાખીને વ્યવહારિક ગણાતી મારી પત્નીએ એમાંથી પૈસા ઉપજાવ્યા છે.

દુનિયા કેવી સ્વાર્થી છે! હવે મને સમજાય છે કે જેમને હું મારાં ગણતો હતો એ કોઈ દિવસ મારાં હતાં જ નહિ. આજે મને ખ્યાલ આવે છે કે આ જગતની રંગભૂમિ ઉપર હું માત્ર અભિનય જ કરી રહ્યો હતો. એ અભિનય પૂરો થયો કે પત્ની, પત્ની મટી ગઈ અને પુત્ર, પુત્ર મટી ગયો. એમાંથી કોઈ યાદ કરતું નથી. કબીરનું પેલું વાક્ય મને યાદ આવે છે કે 'આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા.'

મેં કંઈ થોડા પૈસા દાનમાં આપેલા એટલે સમાજના થોડા માણસોએ મારું બાવલું એક બગીચામાં મૂકવું એમ નક્કી કર્યું. થોડા વખતમાં એ કામ પણ પૂરું થયું. મારું સ્મરણ જાગતી રાખવા માટે એક જલાશ્રય બાંધવામાં આવ્યું અને ત્યાં બાવલું ખુલ્લું મુકાયું. એ વાતને પણ દિવસો વીતી ગયા, આજે મારું બાવલું બગીચામાં ઊભું છે અને રોજ બપોરે એના માથા ઉપર કાગડા બેસે છે. ગઈકાલે જ એક કાગડો, બીજા કાગડાને કહેતો હતો કે —

'બેલા, આ માણસની જાત કેવી મૂર્ખ છે! મરી તો ગયો પણ પાછળથી એને પત્થર બનાવ્યો, તને ખબર છે કોણ મૂર્ખ આ પત્થર બનીને બેઠો છે?'

બીજાએ જવાબ આપ્યો, "ભાઈ, મને તો આ લોકોના રિવાજ જ સમજાતા નથી. મેં તો ઘણાં માણસો એવાં જોયાં છે કે જેઓ જીવતાં છતાં પણ પત્થર જેવાં હોય છે; ખરી રીતે તો આવા લોકોને જ જીવતા જાગતા જમીનમાં ખોડી દેવા જોઈએ પણ માણસોની જાત કરવાનું છે તે કરે નહિ અને ન કરવાનું કર્યા કરે; એમની જાતમાં કોઈવાર મહાપુરુષો થાય છે. આ દેવપુરુષો જ્યારે જીવતા હોય ત્યારે એમના ઉપર પત્થરો ફેંકે, ગાળો દે અથવા તો ઝેર પાઈ પીવડા-વીને મારી નાખે અને મર્યા પછી એમની પત્થરની મૂર્તિ બનાવીને પૂજા કરે.'

પહેલા કાગડાએ પૂછ્યું, "ત્યારે શું આ મૂર્તિ મહાપુરુષની છે?"

બીજાએ જવાબ આપ્યો, "ના રે ના, આ તો એક સાધારણ શેઠીયાની છે. લાખોને ચૂસીને એ લખપતિ બન્યો. અને પછી કર્યું થોડું દાન; કંઈ ખાસ કામ નથી. જીવતો હતો ત્યારે પણ પત્થર જ હતો. જોયું પેલું જળાશય? એ એનું નામ અમર કરવા માટે બનાવ્યું છે.'

પહેલાએ કહ્યું, 'હા, જોયું રોજ માણસો અહીં એના નામનું નાહી નાખતા લાગે છે!'

આવી છે મારા બાવલાની દશા! પગાર આપીને એક મવાલી રાખ્યો છે; એ રોજ, એને સાફ કરે છે. બિચારા મવાલીને ભાન પણ નથી આ બાવલું કોનું છે! આ જોઈને મને વિચાર આવે છે કે મંદિરોના પગારદાર પૂજારીઓ પણ મવાલી જેવા જ હોવા જોઈએ.

થોડા દિવસ પહેલાં કોઈ ગરીબ માણસ આવ્યો અને ગુસ્સામાં બોલી ઊઠ્યો.

"શેઠ, તું જીવનભર છૂપી રીતે વ્યભિચારી હતો પણ એના સંસ્કાર તારા પુત્રમાં ઉતર્યા છે. તારા પુત્રે મારું ઘર ભાંગી નાખ્યું છે અને જાહેર રીતે મારી બેટીને ઘરમાં રખાત તરીકે રાખી છે. તારા પુત્રને તું લાખો રૂપીયાનો વારસો આપી ગયો એના કરતાં જો બે ચાર સારા સંસ્કારનો વારસો એને આપ્યો હોત તો હું આજે તારા બાવલાની પૂજા કરત."

આટલું કહીને એ બાવલા ઉપર થૂંક્યો અને ચાલ્યો ગયો.

આમ વાત છે. કહેવા બેઠો છું એટલે સાચી જ વાત જણાવું: મારી નવી પત્ની નાસી ગઈ છે અને મારો પુત્ર તદ્દન વંઠી ગયો છે. ખરેખર હવે મને એમ લાગે છે કે લક્ષ્મી કરતાં બાળકોને સંસ્કારનો સારો વારસો આપવો એ જ જીવનનું પરમ કર્તવ્ય છે. ધન મેળવવાની ધૂનમાં મેં મારા પુત્ર તરફ જરા પણ ધ્યાન આપ્યું ન હતું. હું એવું જીવન પણ ન જીવી શક્યો કે એના ઉપર સારા સંસ્કાર પડે!

લક્ષ્મીને મેં જીવનનું સર્વસ્વ માન્યું હતું પણ હું જોઈ શક્યો છું કે એ જ લક્ષ્મીએ મને જીવતાં પત્થર તો બનાવ્યો પણ મર્યા પછી પણ મને પત્થર બનાવ્યો. જીવતાં જે જીવનમાંથી સુવાસ ન પ્રગટી તે શું આ પત્થરમાંથી પ્રગટવાની છે?



# શરીરરૂપી અંગરખું અને મનરૂપી ધોતિયું

લેખક—પ્રા૦ હીરાલાલ ર. કાપડિયા

આપણા શરીરને-લાજને ઢાંકવાને માટે આ શરીરનું ઠંડી વગેરેથી રક્ષણ કરવા માટે તેમજ એને શણગારવા માટે અત્યાર સુધીમાં જાતજાતના ઉપાયો યોજાયા છે. આ સંબંધમાં વિચાર કરતાં હું કેટલીક માહિતી મેળવી શક્યો છું અને પ્રસંગાનુસાર મેં એમાંની થોડીક પ્રસિદ્ધિમાં મૂકી છે. જેમકે "પ્રાચીન અને અર્વાચીન સમયની સ્ત્રીઓનો પહેરવેશ" (સચિત્ર) ઇ. સ. ૧૯૩૯માં પ્રકાશિત થયેલી છે. આ ઉપરાંત બીજી સામગ્રી પુસ્તકાકારે હજી સુધી પ્રસિદ્ધ થઈ શકી નથી, જો કે એ અંગેના મારા બે લેખો નામે "પાઘડી અને ટોપી" તેમજ "ધોતિયાં અને અબોટિયાં" અનુક્રમે "ગુજરાતી" (સાપ્તાહિક) તા. ૮-૧૧-૪૬ના દીપોત્સવી અંકમાં અને "પ્રતાપ" (સાપ્તાહિક)ના વિ. સં ૧૯૯૪ના દીપોત્સવી અંકમાં પ્રસિદ્ધ થયા છે. વિશેષમાં 'તિલક' નામનો લેખ (સચિત્ર) "પ્રતાપ"ના વિ. સં. ૧૯૯૩ના દીપોત્સવી અંકમાં પ્રસિદ્ધ થયો છે. "અંગરખો અને બેસ" એ લેખ આગળ ઉપર પ્રકાશિત થશે. આજે તો શરીરને અંગરખાની ઉપમા આપી રણછોડે (વિ સં. ૧૯૦૪) જે 'કાફી' રાગમાં આને અંગે 'પદ' રચ્યું છે અને જે ગુજરાતી કાવ્યદોહન (ત્રીજી આવૃત્તિ પૃ. ૪૩૧-૨)માં છપાયું છે તે હું રજૂ કરું છું

(૧)

" અંગરખું એક તારૂં રે, બનાવ્યું બહુ જુગતિ કરી,
શિવનારો દરજી ડાહ્યો રે, કીધી છે મહા કારીગરી.
કારીગરી માંહિ કેવી રે કીધી તેનો, કહેતાં નાવે પાર;ટેક.
બારિક કામ કીધું ઝીણું, તેના ઉપર તાણ્યા છે તાર;
ટાંકો તો નજરે નાવે રે, દેખોને સર્વે સૂરત ધરી,અંગ૦-૧

બાંય બનાવી દોરીવાળી રે બખિયા મૂક્યા છે બહુ સાર
વાણું વળે છે અક્કડ નથી એ તાણા નથી એક તાર,
સારું શિવ્યું સંગે રે, આવ્યું છે અંગે બરાબરી;અંગ૦-૨

કમરપટો કોટો ને ફૂણી, પુઠેથી પાની પ્રમાણ,
તેમાં કલોચડી કાંઈ નથી વળી, શિવનારો ચતુર સુજાણ,
પ્રમાણ કેવું કીધું રે, બેસતું છે, બરાબરી; અંગ૦-૩

અંગરખું બહુરંગી બનાવ્યું, પૂરણ પ્રેમ પ્રકાશ;
ચોપ દેખો ને દરજીની કેવી! શિવતાં કર્યો નવ માસ;
દાસ રણછોડને રે; પહેરાવ્યું પ્રભુ પરાખરી; અંગ૦-૪

મનને ધોતિયાની ઉપમા આપી સમયસુન્દરે ધોબીડાની સજ્ઝાય રચી છે. અને એ જૈન લેખકની કૃતિઓ વિ. સં. ૧૬૪૧થી વિ. સં ૧૭૦૦ સુધીની મળે છે. આ સજ્ઝાય સૌ. કમળાબ્હેન અગીચે? નીચે મુજબ **શ્રીસજ્ઝાયમાળા** (પૃ. ૩૪૦)માં છપાવી પ્રસિદ્ધ કરી છે.—

(૨)

"ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે,રખે રાખતો મેલ લગાર રે;
એણે રે મેલે જગ મેલો કર્યો રે, અણધોયું ન રાખે લગાર રે-ધો.૧

જ્ઞાન-સરોવર સોહામણું રે, ભક્તિ તણી રૂડીપાળ રે;
દાનાદિક ચારે બારણાં રે, માંહી તત્ત્વનું જળ વિશાળ રે.ધો.૨

તિહાં ઝીલે મુનિવર હંસલા રે, પીયે છે તપ જપ નીર રે;
શમ દમ આદે જે શિલા રે, તિહાં પખાળે આતમચીર રે-ધો.૩

તપવજે તપ તડકે કરી રે, બાળવજે વાસના જાળ રે;
છાંટા ઉડાડે પાપના રે, એમ ઉજળું થશે તતકાળ રે.-ધો.૪

જડતા સાબુડો શુધ્ધ કરે રે, રખે આવે માયા શેવાળ રે;
નિશ્ચય પવિત્રપણું રાખજે રે, યમ નિયમ સંભાળ રે.-ધો.૫

રખે મૂકતો મન મોકળું રે, પડ મેલીને સંકેલ રે,
સમયસુંદર શીખડી રે, સુખડી અમૃતવેલ રે-ધો.।

★




( અંક ૫૪ ૫૭૪ થી ચાલુ )

# અજામિલનું ચરિત્ર

માણસના શરીરનું આયુષ્ય બહુ ટુંકું છે, છતાં એટલા ટુંકા વખતમાં જીવનના અઘરામાં અઘરા પ્રશ્નોનું સંતોષકારક સમાધાન કરી આપવું એ આર્યોની વિદ્વાનો મહિમા છે. કેટલીક આધ્યાત્મિક બાબતો જાણી શકાય તેવી નથી એમ માની પશ્ચિમના માણસો છોડી દે છે તેમાં આર્યોની વિદ્યા પ્રવેશ કરીને સારા ખુલાસા આપી શકે છે એ આંહીની વિદ્યાકળાની અદ્ભુત શક્તિ છે.

શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે આપે નિવૃત્તિમાર્ગનો ઉપદેશ આપ્યો તેમજ પ્રવૃત્તિમાર્ગનું પણ સારી રીતે વર્ણન કર્યું, તે ઉપરાંત આપે નરકોનું વર્ણન કર્યું. અને ભૂમંડળની સ્થિતિ, નક્ષત્રો વગેરેની રચના ભગવાને જે પ્રકારે કરી છે તે પણ સંભળાવ્યું. હવે જે પ્રકારે માણસો ઘણા પ્રકારના ભયંકર નરકના દુઃખમાં ન પડે તેવા ઉપાય મને બતાવો. વળી પ્રત્યક્ષ અનુભવમાં આવનાર રાજ્યના દંડ અને શાસ્ત્રોમાં સાંભળેલા નરકનાં દુઃખના કારણરૂપ જે પાપ છે તે માણસનો શત્રુ છે એમ જાણવા છતાં પણ જે માણસ વારંવાર પાપ-કર્મમાં પડે છે તેનું પ્રાયશ્ચિત્ત પણ કેવી રીતે થઈ શકે છે અને કોઈ પ્રાયશ્ચિત્ત તો હાથીના સ્નાનની માફક નકામાં થઇ પડે છે એટલે કે હાથીને નવરાવીએ તો તે પછી તે તરત પોતાના શરીર ઉપર ખૂબ ધૂળ ઊડાડીને પાછું શરીર જેમ મેલું કરી નાખે છે તેમ માણસો ફરી ભૂલ ન કરવાની પ્રતિજ્ઞા લે છે છતાં તે પછી તેવી જ ભૂલ કરવા લાગે છે; તો એ કેવા પ્રકારની માયા છે અને તેને તરવાનો શો ઉપાય છે ? આવી જાતના પ્રશ્નો પરીક્ષિત રાજાએ શુકદેવજીની પાસે મૂકયા.

શુકદેવજી કહે છે કે-હે રાજા ! ઉગ્ર તપ વગેરે પ્રાયશ્ચિત્તથી પાપકર્મનો અત્યન્તિક નાશ થઈ શકતો નથી; કારણ કે તેનો અધિકારી અજ્ઞાની માણસ છે એટલે જ્યાંસુધી અવિદ્યાનો નાશ થશે નહિ ત્યાં સુધી પાપકર્મ થતાં રહેશે. તેથી સાચું પ્રાયશ્ચિત્ત તો ભગવત્સ્વરૂપનું જ્ઞાન જ છે.(૬-૧-૧૧). જે પુરુષ માત્ર પથ્ય અન્નનું ભોજન કરે છે તે રોગમાં સપડાતો નથી; તેજ પ્રમાણે જે પુરુષ નિયમ પ્રમાણે રહે છે તે ભગવત્સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જેમ વાંસના વનમાં પ્રગટ થયેલ દાવાનળ વાંસોને ભસ્મ કરી નાખે છે તે જ પ્રમાણે ધર્મજ્ઞ અને શ્રદ્ધાવાન ધીર પુરુષ, તપ બ્રહ્મચર્ય, શમ, દમ, દાન, સત્ય, શૌચ અને યમ, નિયમ એ નવ સાધનોથી મન, વાણી અને શરીરથી કરેલા પાપને નષ્ટ કરી દે છે. વળી જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ કોઈ કોઈ પુરુષ પણ પોતાનાં સંપૂર્ણ પાપનો નાશ કરી શકે છે. પાપી પુરુષ પણ પોતાની સંપૂર્ણ ઇંદ્રિયો ભગવાનમાં લગાવીને અને ભક્તોનો સંગ કરીને જેવો શુદ્ધ થાય છે તેવો તપ વગેરે અન્ય ઉપાયથી થતો નથી. તેથી સંસારમાં ભક્તિમાર્ગ જ સર્વથી શ્રેષ્ઠ છે, કલ્યાણમય છે અને ભય રહિત છે. એ માર્ગમાં નારાયણપરાયણ સુશીલ સાધુજન ચાલે છે. દારૂના ઘડાને જેમ નદી પવિત્ર કરી શકતી નથી તેમ જે માણસ ભગવાનથી વિમુખ છે તેને પ્રાયશ્ચિત્ત શુદ્ધ કરી શકતું નથી. જેઓનું ચિત્ત એકવાર પણ ભગવાનમાં આસક્ત થઈ જાય તો તેઓ યમરાજને તેમજ યમના દૂતોને સ્વપ્નમાં પણ દેખાતા નથી; કારણ કે તેમ કરવાથી સંપૂર્ણ પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ જાય છે. (૬-૧-૧૯)

આટલું કહી શુકદેવ પરીક્ષિત રાજાને અજામિલ નામના એક કુમાર્ગી અને દાસીપતિ બ્રાહ્મણની કથા સંભળાવે છે. આંહી અધ્યાત્મ ભાવે અર્થ કરીએ તો અજા એટલે માયા અને માયામાં રચ્યો-પચ્યો રહેલ દાસીરૂપી પ્રકૃતિને વશ રહેલ જીવ, એ અજામિલ સમજવાનો છે. એવા અજામિલ હાલના કાળમાં ઘણા નજરે પડે તેવું છે. અજામિલ દાસીના સંસર્ગથી

દૂષિત થઈ જવાથી હંમેશાં અપવિત્ર રહેતો હતો. તે નિન્દનીય વૃત્તિનો આશ્રય કરી રસ્તા ઉપર ચાલનાર માણસોને બાંધી લેતો, જુગાર ખેલતો, ચોરી કરતો અને બીજા પ્રાણીઓને પીડા આપીને પોતાના કુટુંબનું પાલન કરતો હતો.

હાલના કાળમાં પણ ઠેકાણે ઠેકાણે રમખાણો મચી રહેલ છે અને ઘણા લોકો એવા અજામિલોથી ત્રાસ પામી ગયેલ છે. તેનું મુખ્ય કારણ એ છે કે ગયા ૧૫૦ વર્ષમાં લોકોને ધર્મનું જ્ઞાન મળેલ નથી, સામાન્ય રીતે કેળવાયેલા લોકો બહુ ઓછા છે. અને તેઓએ પણ વેપારી ઢબની કેળવણી લીધેલી હોય છે. તે એમ બતાવે છે કે અંગ્રેજ સરકારે ઘણા માણસોને જાણી જોઇને કેળવણી આપેલ નથી અને જેમને કેળવણી મળેલ છે તેઓમાં પણ ઘણાને ઊંધી કેળવણી મળેલ છે; હવે થોડા વખત થયાં અમારા સાંભળવામાં આવેલ છે કે ઇગ્લાંડની નિશાળોમાં ધાર્મિક કેળવણી શરૂ કરવામાં આવેલ છે. આંહિ પણ એવી કેળવણીની ખાસ જરૂર છે. પણ નિશાળમાં ધાર્મિક પાઠ્યપુસ્તકો બહુ થોડાં છે તેમાં એક બાબુ ભગવાનદાસનું Essential unity of all religions છે. તે પુસ્તક હાઈસ્કુલો અને કોલેજોમાં ચલાવી શકાય તેવું છે. એવા પુસ્તકનો અભ્યાસ હિંદુઓ અને મુસલમાનો અને બીજા પણ સાથે રહીને કરી શકે તેવું છે.

માયા વગર સંસારના વ્યવહારનાં કામ થઈ શકતાં નથી, તેથી જ્યારે માયાનો ઉપયોગ કરવાનો વખત આવે ત્યારે અગ્નિની માફક સાવચેતીથી કરવો જોઇએ. અગ્નિથી પણ આપણે વ્યવહાર કરવો પડે છે, તેનાથી રસોઈ પકાવી શકાય છે, ટ્રેન અને વિમાન ચાલે છે અને બીજાં ઘણાં કામ થાય છે પણ અગ્નિને અડીએ તો દાઝી જઈએ, તેથી સાંડસી અથવા કપડાનો ઉપયોગ કરવો પડે છે. તેવી જ રીતે માયા સાથે યુક્તિથી વ્યવહાર કરતાં શીખવું જોઈએ.

"આપણા સંસારમાં અનાદિ કાળથી પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ ચાલ્યા આવે છે. પ્રવૃત્તિમાં રહેલ માણસોને નીચે પ્રમાણે, બે પ્રકારની માયા નડે છે.—

૧. રાગદ્વેષવાળી માયા અથવા ત્રણ ગુણવાળી માયા. આ માયામાં રહેલ માણસો માટે નીતિ અને અનીતિ વચ્ચેનો ઝગડો રહે છે.

૨. દેશકાળવાળી માયા. આ માયામાં રહેલ માણસો માટે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચે ઝગડો રહે છે.

'નિવૃત્તિમાર્ગ'વાળા માટે રાગદ્વેષના બહુ પ્રસંગ આવતા નથી, તેમને અજ્ઞાનમાંથી નીકળીને જ્ઞાનમાં કેમ આવવું એ તરફ લક્ષ આપવાનું રહે છે. હાલના કાળમાં અતિશય પ્રવૃત્તિને લઇને અનીતિ અને અજ્ઞાન બહુ વધી ગયેલ છે. લોકો કાળાં બજાર કરવામાં નીતિ માની રહેલ છે અને અજામિલ જેવા ક્રૂર માણસો નિર્દોષ માણસોને મારી તેમના જાન-માલનો નાશ કરવા લાગ્યા છે. એવી અનીતિ કેવી રીતે અટકાવવી તેને માટે બધા દેશના ડાહ્યા માણસો વિચાર ચલાવી રહેલ છે.

કોઈ એક માણસ બીજા માણસને મારી નાખે તો સમાજમાં એ કર્મ બહુ ઘાતકી ગણાય છે. છતાં જ્યારે દેશને નામે અથવા કોમને નામે એવું ઘાતકીપણું કરવામાં આવે છે ત્યારે તે દેશના માણસો અથવા તે કોમના કેટલાક માણસો એવા ખૂનીનાં વખાણ કરે છે. એ એક મુશ્કેલી હાલના સમાજમાં ઉત્પન્ન થયેલ છે અને તેથી અનીતિને ટેકો મળે છે.

વળી પહેલાંના કાળમાં માત્ર ક્ષત્રિયો જ લડતા હતા. હાલના કાળમાં એક દેશની આખી પ્રજા બીજા દેશની આખી પ્રજા સામે લડે છે તેથી દરેક માણસે પોતાના બચાવ માટે તૈયાર થઈને રહેવું પડે છે. તેથી દરેક માણસ માટે નીચેનું ૪ પ્રકારનું શિક્ષણ લેવાનું કામ જરૂરનું થઈ પડ્યું છે:—

૧. બ્રાહ્મણના જેવું જ્ઞાન.
૨. ક્ષત્રિયના જેવી વીરતા.
૩. વૈશ્યની પેઠે કમાવાની શક્તિ
૪. બીજાની સેવા.

એ ચારે વસ્તુ એક માણસમાં હોવી બહુ મુશ્કેલ છે. તેથી માણસના જીવનમાં એક જ વખતે ઘણી ફરજ ઉત્પન્ન થાય છે અને તેમાંથી કેમ નીકળવું એ તેને સૂઝતું નથી.

માણસના જીવનનો હેતુ સુખ મેળવવાનો છે પણ સુખ કેટલા પ્રકારનાં છે, તેનાં સાધન કયાં કયાં છે તેની ચોકખી સમજણ જ્યારે સમાજમાં હોતી નથી ત્યારે દેહને આત્મા માની માત્ર દેહના સુખને આત્માનું સુખ માની લેવામાં આવે છે. તેને પરિણામે નીચે પ્રમાણે ૩ ઇચ્છા બહુ જોરથી નીકળે છે.—

૧. સ્ત્રી-પુત્રની ઇચ્છા.
૨. ધનની ઇચ્છા.
૩. લોકોમાં પ્રખ્યાત થવાની ઇચ્છા.

એ ત્રણે ઇચ્છાને નિયમમાં રાખવી એ ઘણું મુશ્કેલ કામ છે. એ ઇચ્છાઓને નિયમમાં રાખવી હોય તો નીચે પ્રમાણે ઉપાયો લેવા જોઈએ:—

૧. વસ્તી વધવા ઉપર અંકુશ જોઇએ અને બ્રહ્મચર્ય પાળવું જોઈએ.
૨. સીનેમા, રેડીઓ, પ્રેસ અને કેળવણીમાં ફેરફાર કરવો જોઇએ.
૩. ઇતિહાસ અને ભૂગોળનું શિક્ષણ ફેરવવું જોઇએ.
૪. બધા દેશોનું એક રાજ્ય બનાવવું જોઇએ.
૫. કોમી તકરારના નિવેડા માટે પંચ નીમવાં જોઈએ.
૬. ધાર્મિક કેળવણી આપવી જોઈએ.
૭. સાધુઓ અને રાજ્યકર્તાઓએ ભેગા મળીને ઉપરની બાબતોમાં સારી યોજના ઘડવી જોઇએ.
૮. દરેક સારા કામની શરૂઆતમાં ભગવાનની પ્રાર્થના કરવી જોઇએ

રાગદ્વેષ ઉત્પન્ન થવાનું કારણ અજ્ઞાન છે. એ જ માયા છે. એવી માયાની અસર નીચે રહેનાર બધા અજામિલ છે. હાલ જે અજામિલની વાત ચાલે છે તે સ્ત્રી-પુત્રનું પાલન કરતાં કરતાં ૮૦ વર્ષનો થઈ ગયો. તેને ૧૦ દિકરા હતા. તેમાં સૌથી જે નાનો હતો તેનું નામ નારાયણ હતું તે દિકરા મા-બાપને અત્યન્ત પ્રિય હતો. અજામિલ પણ એ નાના દિકરાની વાતોમાં આસક્ત થઇ ગયો હતો. પોતે ખાતો-પીતો ત્યારે તે દિકરાને પણ સાથે ખવરાવતો. આવા મોહમાં ફસી જવાથી તે પોતાની નજીક આવતા મૃત્યુને પણ ભૂલી ગયો. આવી દશા ઘણા માણસોની થાય છે. કોઇ ને કોઇ આસક્તિમાં પડીને માણસો પોતાનો મૃત્યુકાળ ભૂલી જાય છે.

વખત જતાં અજામિલનો મૃત્યુકાળ પાસે આવ્યો. તે વખતે તેને નારાયણ નામનો સૌથી નાનો પુત્ર યાદ આવ્યો. તે વખતે અજામિલના જોવામાં આવ્યું કે ત્યાં ત્રણ અત્યન્ત ભયાનક પુરુષ (યમના દૂત) હાથમાં પાશ લઇ આવ્યા. તેમનાં મોઢાં વિકરાળ હતાં અને વાળ ખડા થઇ ગયા હતા. એમને દેખી અજામિલ વિહ્વળ થઈ ગયો અને નારાયણ નામના પુત્રને મોટે સાદે બોલાવ્યો.

આ વખતે ત્યાં પોતાના સ્વામીનું નામ સાંભળી એકદમ વિષ્ણુના પાર્ષદ કીર્તન કરતા આવી પહોંચ્યા. તે પાર્ષદોએ યમના દૂતોને અજામિલનો જીવ લઇ જતા રોકયા. યમદૂતોએ વિષ્ણુના દૂતોને કહ્યું કે અરે! ધર્મરાજાની આજ્ઞાનો ભંગ કરનાર તમે કોણ છો? તમે કોના દૂત છો અને કયાંથી આવો છો? તમે શું કોઇ દેવ, ઉપદેવ અથવા સિદ્ધશ્રેષ્ઠ છો? વિષ્ણુના દૂતોએ યમના દૂતોને કહ્યું કે "જો તમે ધર્મરાજાની આજ્ઞાનું પાલન કરતા હો તો અમને સમજાવો કે ધર્મનું લક્ષણ શું છે અને ધર્મનું તત્ત્વ શું છે? દંડ કેવા સંજોગોમાં આપી શકાય અને દંડને પાત્ર કોણ હોઇ શકે? વળી બધા પાપી દંડને યોગ્ય છે કે તેમાંથી કોઇક જ દંડને યોગ્ય હોય છે?

યમદૂતે કહ્યું :— વેદમાં ઉપદેશ છે તે પ્રમાણે રહેવું તે જ ધર્મ છે. તેનાથી જે વિપરીત હોય તે અધર્મ છે. વેદ સાક્ષાત્ ભગવાનના શ્વાસમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી નારાયણસ્વરૂપ છે. વેદના પ્રમાણદ્વારા જ સત્ત્વ, રજ અને તમોમય પ્રાણીઓના ગુણ, નામ, કર્મ અને રૂપ પ્રમાણે યથાયોગ્ય વિભાગ થયેલ છે. દરેક પ્રાણીને તેમના કર્મ પ્રમાણે દંડ મળવો જોઇએ. દેહધારી કોઈપણ જીવ કર્મવગર રહી શકતા નથી, બધા માયાના ગુણમાં બંધાયેલા છે. તેઓ શુભ અને અશુભ કર્મ કર્યા કરે છે. આ લોકમાં જે પ્રમાણે ત્રણ પ્રકારના જીવ જોવામાં આવે છે તે જ પ્રમાણે પરલોકમાં પણ જીવના ત્રણ પ્રકાર હોવા જોઇએ. ભગવાન યમ તો બધાના અંતઃકરણમાં બિરાજમાન હોવાથી પોતાના મનથી તેનું પૂર્વરૂપ જોઈ લે છે તથા તેના અપૂર્વનો પણ એ અજન્મા ભગવાન મનથી વિચાર કરી લે છે. (૬. ૧. ૪૮.)

આ ઉપરથી જણાય છે કે યમ એ કોઈ જુદા દેવ નથી પણ સર્વ જીવોના અંતર્યામી તરીકે અંતઃકરણમાં રહેલા જ છે. એ જ શક્તિ જીવને કર્મ પ્રમાણે બીજા લોકમાં ફળ આપે છે. હવે જીવ પોતાના પહેલાંના જન્મને કેવી રીતે ભૂલી જાય છે તે કહે છે.

यथाज्ञस्तमसा युक्त उपास्ते व्यक्तमेव हि।
न वेद पूर्वमपरं नष्टजन्मस्मृतिस्तथा।

(૬-૧-૪૯)

અર્થ—જેમ નિદ્રાવશ થયેલ અજ્ઞાની પુરુષ સ્વપ્નમાં દેખાતા પોતાના કલ્પિત શરીરને પોતાનો વાસ્તવિક દેહ સમજે છે તે પ્રકારે જીવને પોતાના પૂર્વજન્મોની સ્મૃતિ નષ્ટ થવાથી વર્તમાન શરીરના સિવાય બીજા (એટલે પહેલાંના અને પછીના) જન્મ બાબતનું જ્ઞાન રહેતું નથી.

આવી ભૂલ થવાનું મુખ્ય કારણ અધ્યાસ છે. અધ્યાસનું કારણ આત્માનું અજ્ઞાન છે. અજ્ઞાનને લઈને આત્માના ધર્મ અંતઃકરણમાં લાગે છે અને અંતઃકરણના ધર્મ આત્મામાં લાગે છે. જ્યારે અંતઃકરણને વિષયો સાથે સંબંધ થાય છે ત્યારે અંતઃકરણના ત્રણ ભાગ નીચે પ્રમાણે થાય છે.—

૧. દેહમાં રહેલો અંતઃકરણનો પહેલો ભાગ છે તેને અહંકાર અથવા પ્રમાતા કહે છે.

૨. અંતઃકરણનો બીજો ભાગ દેહ અને વિષયની મધ્યમાં રહે છે તેને વૃત્તિ અથવા પ્રમાણચૈતન્ય કહે છે

૩. અંતઃકરણનો ત્રીજો ભાગ ઘટ વગેરે વિષયમાં રહે છે તેને પ્રમેયચૈતન્ય અથવા વિષયચૈતન્ય કહે છે.

જ્યારે વિષયનું જ્ઞાન થાય ત્યારે તે જ્ઞાનને પ્રમા અથવા પ્રમિતિ કહે છે. જાગ્રત્ અવસ્થામાં વિષય જડ સ્વભાવવાળો દેખાય છે છતાં તે પ્રકારની અંતઃકરણની વૃત્તિ થાય છે ત્યારે જ વિષયનું જ્ઞાન થાય છે. તે અંતઃકરણનો ત્રીજો ભાગ છે તેથી સ્વપ્નની માફક જાગ્રત્‌માં પણ આ બધી રમત અંતઃકરણની છે. માત્ર ઉપાધિભેદથી ભેદ જેવું જણાય છે. જ્યારે ઉપાધિ એક દેશમાં હોય ત્યારે ઉપધેય વસ્તુમાં ભેદ દેખાતો નથી. તેથી પ્રમેયચૈતન્ય અને પ્રમિતિચૈતન્ય એક જ છે. છતાં તેમાં આટલો વિશેષ છે: અજ્ઞાત–અવસ્થામાં તે ચૈતન્ય પ્રમેય કહેવાય છે અને જ્ઞાન અવસ્થામાં પ્રમિતિ કહેવાય છે અને પ્રમાતૃચૈતન્ય તેનાથી અભિન્ન છે. જ્ઞાનકાળે પ્રમાતૃચૈતન્ય, પ્રમેયચૈતન્ય અને પ્રમિતિચૈતન્ય એક જ છે. વાસ્તવમાં એક જ ચૈતન્ય ઉપાધિભેદથી ભિન્ન જેવું દેખાય છે ઉપાધિના જેવો આકાર ધારણ કરવાથી ચૈતન્ય ભિન્ન જેવું પ્રતીત થાય છે એ ભેદ પ્રત્યક્ષ જ્ઞાનકાળે રહેતો નથી; કારણ કે ત્રણે ચૈતન્ય એકાકાર થઈ ગયાં હોય છે.

પણ અજ્ઞાનદશા હોય ત્યારે અંતઃકરણની વૃત્તિ વિષયાકાર થાય છે અને તેથી પ્રમિતિચૈતન્ય ઘટાકાર થાય છે. તે વખતે પ્રમાતૃચૈતન્ય પણ ઘટાકાર થાય છે; કારણ કે અંતઃકરણથી અવચ્છિન્ન થયેલ ચૈતન્યને જ પ્રમાતૃચૈતન્ય કહે છે અને તે વખતે અંતઃકરણ ઘટરૂપ ઉપાધિને આકારે થાય છે. વાસ્તવમાં ચૈતન્ય એક જ છે. ચૈતન્યનો ભેદ તો ઉપાધિને લઈને છે. જ્યારે ઉપાધિ ભિન્ન દેશમાં હોય ત્યારે ઉપહિતનો ભેદ બતાવે છે. ઉપાધિઓ એક દેશમાં હોય ત્યારે ઉપહિતનું તાદાત્મ્ય રહે છે. સ્વપ્નમાંથી જાગ્યા પછી તરત એ બાબતની ખાત્રી થાય છે.

આ બધનો સાર એ છે કે જીવ–પદનું વાચ્ય પ્રમાતૃચૈતન્ય જ્યારે પ્રમેયચૈતન્યથી અભિન્ન થઈ જાય છે ત્યારે વિષયાકારના જેવો જીવ જણાય છે. એટલે તે કર્મને આધીન થઈ જાય છે અને તેને કર્મનાં ફળ ભોગવવાં પડે છે. તેથી જીવને વારંવાર હર્ષ, શોક, ભય અને પીડા કરનાર જન્મમરણનાં દુઃખ ભોગવવાં પડે છે. કોઈ પણ જીવ કર્મ કર્યા વગર રહી શકતો નથી. પ્રકૃતિના સંસર્ગથી અથવા વેદાન્તની ભાષામાં ઉપાધિના અધ્યાસથી પુરુષને આવી વિપરીત ભાવના થાય છે. હવે જ્યારે તે જીવ ભગવાનના ભજનથી ભગવાનનો સંગ કરે એટલે શુદ્ધ ચૈતન્યનો સંગ કરે ત્યારે તે વિપરીત ભાવના દૂર થાય છે. (૬. ૧. ૫૫).

વળી હાલના સાયન્સથી પણ એમ સિદ્ધ થયું છે કે દેશ અને કાળ કલ્પિત છે, તેથી ભિન્ન દેશમાં રહેલી ઉપાધિઓ પણ કલ્પિત છે અને તેથી વાસ્તવમાં એક જ ચૈતન્ય બધે વ્યાપી રહેલ છે. અજ્ઞાનદશા ઉપાધિઓને વધારે છે અને જ્ઞાનદશા ઉપાધિઓને બાધ કરે છે. અજ્ઞાનદશાનું પરિણામ શું આવે છે તે બાબત શુકદેવજી હવે પરીક્ષિત રાજાને સમજાવે છે.

પહેલી અવસ્થામાં અજામિલ બહુ શાસ્ત્ર જાણનારો હતો અને સદાચારી હતો. તે વ્રત પાળતો હતો, જિતેન્દ્રિય હતો, સત્યપરાયણ, અહંકારશૂન્ય, બધા જીવોનું હિત કરવાવાળો અને ઓછું બોલવાવાળો હતો. એક દિવસે તે પિતાની આજ્ઞા પ્રમાણે ફળ–ફૂલ અને લાકડાં લેવા માટે વનમાં ગયો. તે લઈ ને પાછો ઘેર આવતો હતો ત્યાં માર્ગમાં તેણે એક કામી, નિર્લજ્જ અને આચારભ્રષ્ટ શૂદ્રને જોયો, તે શૂદ્ર એક વ્યભિ-

ચારી દાસીની સાથે દારૂ પીને માતો અને હસતો ક્રીડા કરી રહેલ હતો. તે વેશ્યાની આંખો પણ દારૂના નિશાવાળી હતી અને નિશામાં ઉન્મત્ત થવાથી તેની સાડી થોડીક ખસી ગઇ હતી. આવો દેખાવ જોઈને અજામિલ મોહવશ થઈ ગયો. તેના હૃદયમાં મજા એટલે માયા પેસી ગઈ. તેણે ધૈર્ય અને જ્ઞાન પ્રમાણે કામવેગથી કંપિત પોતાના ચિત્તને રોકવાની ઇચ્છા કરી પણ તે ચિત્તને શાંત કરી શક્યો નહિ. આ પ્રકારે સ્ત્રીના નિમિત્તથી એ અજામિલ કામથી ગ્રસ્ત થવાથી સ્મૃતિશૂન્ય થઈ ગયો અને મનમાં તેનું ચિંતન કરતો ધર્મથી વિમુખ થઈ ગયો. (૬ ૧. ૬૩).

હાલના કાળમાં એવા દૃશ્યથી કેટલા માણસો પોતાનું જીવન ખરાબ કરતા હશે! સીનેમાના પડદા ઉપર સીનેમાની કંપનીઓ એવા શૃંગાર રસના ઘણા બનાવ, જોનારાને આકર્ષવા માટે અને પૈસા કમાવા માટે મૂકે છે અને તેનાથી ઘણાંના જીવન બગાડે છે. માબાપો પણ વિચાર કર્યા વગર નાનાં છોકરાંઓને એવાં સીનેમા જોવા સાથે તેડી જાય છે અને પછી જ્યારે છોકરાંનાં મન કાબુમાં રહેતાં નથી ત્યારે માબાપને જ મુશ્કેલી ઊભી થાય છે. જ્યાં શૃંગારના ઘણા દેખાવ રોજ નજરે આવતા હોય ત્યાં અજ્ઞાની માણસો પોતાનું મન શી રીતે વશ રાખી શકે? તેથી આવા શઠોને અસ્પૃશ્ય માનવામાં આવેલ છે. એવા શઠો સમાજમાં જાહ રહે તો સમાજને બગાડી નાખે છે. હાલના કાળમાં ગુંડાઓને એવા શઠ માનવા જોઈએ અને તેમને અંદામાન જેવા બેટમાં અલગ રાખવા જોઈએ કે જેથી તેઓ સમાજને બગાડે નહિ. અજામિલ સારો હતો, પાછળથી ભક્ત થયો હતો પણ વચમાં તેને સંજોગ થયો હતો.

અજામિલે તે વેશ્યાનો સંગ કરવા માંડ્યો અને પિતાના સંપૂર્ણ ધનથી તેને ખુશી કરવા લાગ્યો. વેશ્યાના હાવભાવથી વશ થઈને તેણે પોતાની પરણેલી સતીસ્ત્રીનો પણ ત્યાગ કર્યો. પછી જ્યાં-ત્યાંથી અન્યાયથી ધન ભેગું કરી તે વેશ્યાનું ઘર ચલાવવા લાગ્યો. યમના દૂતો વિષ્ણુના દૂતોને કહે છે કે આ પાપીએ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરેલ છે અને તે અનાચરણમાં પડી ગયેલ છે. તેનું જીવન પાપમય થઈ ગયું છે અને વેશ્યાનું અન્ન તેણે ભક્ષણ કરેલ હોવાથી તે અપવિત્ર થયેલ છે. તેથી અમે તેને યમરાજની પાસે લઇ જવા આવ્યા છીએ. તેણે પોતાના પાપોનું પ્રાયશ્ચિત્ત કરેલ નથી તેથી યમપુરીમાં દંડ ભોગવીને તે શુદ્ધ થશે. (૬. ૧. ૬૮).

વિષ્ણુના દૂતોએ યમના દૂતોને જવાબ આપ્યો કે :— બહુ દુઃખની વાત તો એ છે કે ધર્મરાજની સભાના સભ્યોમાં અધર્મનો પ્રવેશ થઈ ગયો છે. જેને દંડ ન દેવો જોઇએ તેને તમે દંડ દેવા તૈયાર થયા છો. આ અજામિલે પરાધીન દશામાં શ્રીહરિનું મંગલમય નામ લીધું છે, તેથી તેના કરોડો જન્મનું પ્રાયશ્ચિત્ત થઈ ગયું છે. (૬-૨-૭) જે વખતે તેણે "નારાયણ" એવા ચાર અક્ષરવાળું નામ લીધું તેજ વખતે તે પાપીનાં સમસ્ત પાપોનું પ્રાયશ્ચિત્ત થઇ ગયું છે. ગમે તેવાં પાપ કોઇએ કર્યાં હોય પણ જો તે ભગવાન વિષ્ણુનું નામ લે તો તે બધાથી મોટું પ્રાયશ્ચિત છે; કારણકે તેમ કરવાથી ભગવાનના ગુણ તેની લીલા અને તેમનું સ્વરૂપ જાણવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. બીજા વ્રત કે તપથી પાપી પુરુષ એવો શુદ્ધ થતો નથી, હરિનાં નામ હરિના ગુણનું જ્ઞાન કરાવે છે. જે પ્રાયશ્ચિત્ત કર્યા પછી ચિત્ત ફરીથી અસત્-માર્ગમાં દોડે તે પ્રાયશ્ચિત્ત ચિત્તની આત્યન્તિક શુદ્ધિ કરવાવાળું નથી. તેથી પાપકર્મની આત્યન્તિક નિવૃત્તિ જોઈતી હોય તો ભગવાનનો ગુણાનુવાદ કરવો જોઈએ; કારણ કે તે નિશ્ચય શુદ્ધ કરવાવાળો છે. ૬-૨-૧૨

કેટલાક માણસો એમ માને છે કે અમે જીંદગીભર ગમે તેવાં પાપ કરીએ અને પછી છેવટે મરતી વખતે "નારાયણ" નું નામ લઈશું તેથી મુક્તિ થઈ જશે, પણ તે વાત સાચી નથી. અજામિલની મુક્તિ "નારાયણ" નું નામ લેવાથી થઈ નથી પણ તેનાં પાપનું પ્રાયશ્ચિત્ત થયું છે. વળી ભગવાનનું નામ લીધા પછી ભગવાનના ગુણ સાંભળવાની અને સમજવાની રુચિ થવી જોઈએ. અજામિલ પણ સાજો થઈને ભક્તિ કરવા અને જ્ઞાન મેળવવા હરદ્વાર ગયેલ છે એ વાત હવે પછી આવશે. કોઈપાપી માણસ છેલ્લી વખતે ભગવાનનું નામ લે અને પછી તેનો દેહ તરત છૂટી જાય તો તેના પાપનું પ્રાયશ્ચિત્ત થાય છે પણ મુક્તિ માટે જે ભક્તિ અને જ્ઞાનની જરૂર છે તે માટે તેને વખત રહેતો નથી તેથી ડાહ્યા પુરુષોએ જીવતાં જ ભક્તિ અને જ્ઞાન વધે તેવી રીતે રહેવું જોઈએ.

વિષ્ણુના દૂત યમદૂતોને કહે છે કે, સર્વેનથી,

હસીને, ગાયન ગાતાં, વાતો કરતાં કે મશ્કરીમાં પણ ભગવાનનું નામ લેવાથી માણસનાં બધાં પાપનું પ્રાયશ્ચિત્ત થાય છે. જે માણસ ઊંચેથી પડતી વખતે અથવા કોઈ લાઠી અથવા ખંજર મારવા આવે ત્યારે વિવશ થઈ 'હરિ' 'હરિ' એવું બોલે તો તે માણસ યમપુરીની યાતનાનો અધિકારી નથી. (૬-૨-૧૫)

મહર્ષિઓએ નાનાં મોટાં પાપોનાં જુદાં જુદાં પ્રાયશ્ચિત્ત શાસ્ત્રોમાં વર્ણવેલાં છે. પણ તે તે પ્રાયશ્ચિત્તથી તે તે પાપ નાશ થાય છે. પણ તેનાથી પાપીનું ચિત્ત શુદ્ધ થતું નથી પણ ભગવાનના ચરણની સેવાથી ચિત્ત શુદ્ધ થાય છે. ઔષધના ગુણ જાણ્યા ન હોય તો યે સ્વેચ્છાથી સેવન કરનારને જેમ લાભ થાય છે તેમ હરિના નામ-રૂપ-મંત્ર (તેનો પ્રભાવ જાણીને અથવા જાણ્યા વગર) જપાય તો પોતાનું ફળ જરૂર ઉત્પન્ન કરે છે.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે આ પ્રમાણે વિષ્ણુના દૂતોએ યમના દૂતોને ભાગવત ધર્મ સારીરીતે સમજાવ્યો અને અજામિલને મૃત્યુના મુખથી છોડાવ્યો.

પ્લેટો નામનો તત્ત્વવેત્તા પોતાના "રીપબ્લીક" નામના જગવિખ્યાત પુસ્તકમાં કહે છે કે પ્રપંચી, રાગદ્વેષી અને કામવાસનાઓથી બળબળતો, સત્તાવાંચ્છુ, અહંકારી આ પૃથ્વીલોકનો માનવી, સામાજિક નિયમોથી નહિ સુધરે, રાજતંત્રની શિક્ષાપ્રણાલિકાથી નહિ સુધરે પરન્તુ જો તેનામાં પરલોકનો ભય જાગે; માનવજીવનની ક્ષુદ્ર મર્યાદાની પેલીપાર ગૂઢ રહેલું, અનંત અવતારોમાં વિસ્તરતું જીવન જો તે સમજે, અને તેની દૃષ્ટિ જો વિશાળ થાય તો જ માનવ સુધારણા શક્ય બનશે અને સમાજમાં નૈતિક જીવનનું ગૌરવ વધશે. બીજા એક પાદરી લખે છે કે પરલોકના જ્ઞાનથી જ માનવતાનો ઉદ્ધાર શક્ય બને છે; ત્રીજા એક જ્ઞાની પુરુષ કહે છે કે દિવ્ય જીવન સમજ્યા વગર તમને માનવ જીવનનો કોયડો સમજવાનો જ નથી.

વિષ્ણુના દૂતોના મુખથી નિર્ગુણ ભાગવત ધર્મ અને યમદૂતોના મુખથી ત્રણ વેદવાળો સગુણ ધર્મ સાંભળી અજામિલને શ્રીહરિમાં ભક્તિ ઉત્પન્ન થઈ અને પોતાનાં દુષ્કર્મોનું સ્મરણ કરી તેને બહુ પશ્ચાત્તાપ થયો. તેને લાગ્યું કે "મેં કોઈ પૂર્વજન્મમાં મહાન પુણ્ય કર્યું હશે. નહિંતર મારા જેવા પાપીને છેલ્લી વખતે શ્રી ભગવાન વિષ્ણુનું નામ શી રીતે યાદ આવે? હું મહા કપટી પાપી નિર્લજ્જ ક્યાં અને ભગવાનનું "નારાયણ" જેવું મંગળમય નામ ક્યાં! હવે હું મારા મન, ઇંદ્રિય અને પ્રાણને વશ કરી એવો પ્રયત્ન કરીશ કે જેથી હું ઘોર અંધકારવાળા નરકમાં પડું નહિ. અને આ સ્ત્રીરૂપ ભગવાનની માયાથી હું મને મુક્ત કરીશ (૬-૨-૩૭)

અહીં અધ્યાત્મ ભાવે જોઈએ તો માયાને સ્ત્રીનું રૂપક આપેલ છે. તેથી જે વેશ્યાના પાશમાં અજામિલ ફસી ગયો હતો તે માયાનું સ્વરૂપ છે. અજામિલ શબ્દમાં અજાને સંસ્કૃત ભાષામાં માયા કહે છે. તેથી માયામાં પડેલા બધા માણસો અજામિલ સમજવાના છે.

અજામિલ પોતાના મનને કહે છે કે "હવે દેહ વગેરેમાં હું અને મારું એવી અસત્ બુદ્ધિને છોડીને હું ભગવાનનું કીર્તન કરી ભગવાનમાં બુદ્ધિને જોડીશ. આ પ્રમાણે ક્ષણવારના સત્સંગથી તેને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી બધો મોહ છોડી તે હરિદ્વાર ચાલી ગયો. ત્યાં સ્થિર આસનથી બેસી યોગમાર્ગનો આશ્રય લઈ, પોતાની બધી ઇંદ્રિયોને વિષયોથી હઠાવી લઇ, મનમાં લીન કરી દીધી અને મનને બુદ્ધિમાં લીન કરી દીધું (૬-૨-૪૦) પછી અધ્યાત્મ યોગદ્વારા આત્માને શરીર વગેરે દૃશ્યવર્ગથી પૃથક્ કરીને જ્ઞાનમય ભગવદ્-સ્વરૂપ પરબ્રહ્મમાં તે લીન થઈ ગયો. (૬-૨-૪૧)

મન અને ઇંદ્રિયોનો સ્વભાવ સાધારણ રીતે બહાર દોડવાનો છે અને જ્યાંસુધી જગત સાચું લાગે છે ત્યાં સુધી તે બહાર જ દોડયા કરશે તેથી વૈરાગ્યની જરૂર છે. તેની સાથે અભ્યાસ પણ જોઈએ. ગીતામાં પણ ભગવાને કહેલ છે કે અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ કરી શકાય છે. જેઓનું મન માયાના નામ અને રૂપમાં આસક્ત થઈ ગયું હોય છે તેમણે મનને ભગવાનના નામમાં અને ભગવાનના (સગુણ) રૂપમાં આસક્ત કરવું જોઈએ. જેમ જમીન ઉપર પડી ગયેલો માણસ જમીનનો આધાર લઇને ઊઠે છે તેમ નામરૂપની માયામાં પડેલ જીવ ભગવાનના નામ અને રૂપનો આધાર લઈને ઊઠી શકે છે. વૈરાગ્યની કેટલીક હકીકત પાંચમા સ્કંધમાં જડ ભારતના આખ્યાનમાં આવી ગયેલ છે. અભ્યાસ માટે અને પાપના પ્રાયશ્ચિત્ત તરીકે ભગવાનનું નામ લેવું એ શરૂઆતમાં જરૂરી સાધન છે. વેદાન્તમાં પણ કહેલું છે કે જે કૃતોપાસ્તિ હોય છે (એટલે જેણે ઉપાસના સિદ્ધ કરેલ હોય છે તેને) જ્ઞાન

જલદી થાય છે અને તેનો મનોનાશ અને વાસનાક્ષય પણ તરત થાય છે. જેણે ઉપાસના કરી હોતી નથી તેના ચિત્તમાં વિક્ષેપ રહ્યા કરે છે અને તેથી મનોનાશ અને વાસનાક્ષયને વાર લાગે છે. તેથી બહારની શુદ્ધિ માટે નિષ્કામ કર્મ અને અંતઃકરણની શુદ્ધિ માટે ઉપાસના એ જરૂરી સાધન માનવામાં આવેલ છે. એટલું કામ થયા પછી આત્મજ્ઞાન જલદી થાય છે અને નિષ્ઠા પણ તરત થાય છે. આત્મજ્ઞાન થયા પછી વ્યાવહારિક સત્તા પ્રાતિભાસિક થાય છે, તેમાં અંતઃકરણની વૃત્તિ ઉપર ઘણો આધાર છે. વૃત્તિનો આધાર અંતઃકરણની શુદ્ધિ ઉપર છે અને શુદ્ધિનો આધાર ઉપાસના ઉપર છે.

જ્યાંસુધી અજ્ઞાન હોય ત્યાંસુધી અંતઃકરણના ધર્મ આત્મામાં લાગ્યા કરે છે. જેમ કોઈ વખત લાલ પુષ્પની પાસે રહેલ સ્ફટિકને જોઈ, કોઈ કારણથી લાલ પુષ્પ ન દેખાય તો સ્ફટિકમાં લાલપણાની બુદ્ધિ થઈ જાય છે તેમ અંતઃકરણનું પૃથક્ દર્શન ન થાય ત્યારે કર્તા-ભોક્તાવાળા ધર્મ આત્મામાં પ્રતીત થવા લાગે છે. પણ એ ધર્મ આરોપિત છે. તેથી જ્ઞાનથી આરોપનો અપવાદ થાય ત્યારે જીવ-બ્રહ્મની એકતા થઈ શકે છે, એ નિર્ગુણ સ્વરૂપના સાક્ષાત્કારનો માર્ગ છે, તેની વધારે હકીકત એકાદશ સ્કંધમાં આપેલ છે.

પણ અજામિલે ભક્તિયોગદ્વારા પોતાની બુદ્ધિ ભગવત્સ્વરૂપમાં લીન કરી દીધી હતી. તે વખતે વિષ્ણુના દૂતોએ જોયું કે તે એ જ અજામિલ છે. તેથી તે દૂતોએ અજામિલને પ્રણામ કર્યા. તે પછી તરત અજામિલે પોતાનું શરીર ગંગાને કિનારે છોડી દીધું અને તેણે ભગવાનના પાર્ષદનું રૂપ ધારણ કર્યું. પછી તે બીજા પાર્ષદોની સાથે આકાશમાર્ગે વૈકુંઠધામમાં ચાલ્યો ગયો.

કેટલાક માણસોના મનમાં એવી શંકા થાય છે કે જો જય-વિજય જેવાને વૈકુંઠમાંથી પડવું પડયું તો વૈકુંઠમાં જવાથી ફળ શું? તેના જવાબમાં વૈષ્ણવો એમ કહે છે કે વૈકુંઠ ત્રણ પ્રકારનાં છે. ૧. રમા વૈકુંઠ. ૨. વ્યાપી વૈકુંઠ અને ૩. ગોલોક. પહેલા વૈકુંઠમાં ભેદબુદ્ધિ રહી ગઇ હોય તો ટકી શકાતું નથી અને ત્યાંથી પડવું પડે છે અજામિલ પહેલા વૈકુંઠમાં ગયો હતો પણ તેની નિષ્ઠા આત્મામાં ઠીક થઈ હતી. જય-વિજયમાં ભેદબુદ્ધિ રહી ગઈ હતી તેથી તે પડયા હતા.

અધ્યાત્મભાવે વિચાર કરીએ તો ભીષ્મસ્તુતિમાં કહેલ છે કે બધાં ધર્મ-કર્મ કરતાં છતાં જેની બુદ્ધિ વૈકુંઠ એટલે અવિકારી રહી શકે તેને વૈકુંઠ કહે છે. એવા વૈકુંઠમાંથી જીવ પડી શકે નહિ.

આ પ્રમાણે અજામિલ જેવો પાપી માણસ પણ ભગવાનનું નામ લેવાથી અંતઃકરણ શુદ્ધ થયા પછી અધ્યાત્મયોગદ્વારા મુક્ત થયો. તેથી શ્રીહરિના નામસંકીર્તનથી વધારે સારૂં સાધન મુમુક્ષુને માટે નથી. તે બરાબર કરવામાં આવ્યું હોય તો માણસનું મન ફરીથી કર્મમાં આસક્ત થતું નથી. બીજાં પ્રાયશ્ચિત્ત કરવાથી ચિત્ત રજોગુણ અને તમોગુણમાં ઘેરાયેલું રહે છે (૬. ૨. ૪૬.)

પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે યમદેવના કાયદાનો ભંગ કોઇ કરી શકે એવું સાંભળવામાં આવેલ નથી; છતાં અજામિલની બાબતમાં આમ કેમ બન્યું?

શુકદેવજી—યમના દૂત ત્યાંથી વળીને પોતાના સ્વામી સંયમની પુરીના અધિપતિ યમ પાસે ગયા અને યમને પૂછયું કે "સંસારમાં પુણ્ય, પાપ અને મિશ્ર એ ત્રણ પ્રકારનાં કર્મ કરવાવાળા જીવોના કર્મનાં ફળ દેવાવાળા શાસક ખરેખરા કેટલા છે? જો જગતમાં ઘણા શાસક હોય તો કોને સુખદુઃખ પ્રાપ્ત થશે અને કોને નહિ થાય? જો જગતમાં ઘણા ઈશ્વર હોય તો જગત શી રીતે ચાલી શકે? અમે તો એમ સમજીએ છીએ: આ જગતમાં જીવોને કર્મ પ્રમાણે ફળ દેનાર તમે એકલા જ છો, છતાં હાલના કાળમાં આપનો દંડ ચાલતો નથી એમ લાગે છે અમે અજામિલનો જીવ લેવા ગયા ત્યાં જ વિચિત્ર પ્રકારના સિદ્ધ દૂતોએ આવીને અમને રોકીને પાછા કાઢ્યા. એ કોણ હતા? અજામિલે તો ફકત "નારાયણ" એટલું નામ લીધું તેટલામાં એ જ પાર્ષદોએ હાજર થઈને અમને દૂર કાઢ્યા." (૬-૩-૧૦)

યમરાજે જવાબ આપ્યો કે "મારા સિવાય એક સ્થાવર-જંગમના મુખ્ય અધીશ્વર છે. તેમનામાં આ આખું વિશ્વ તંતુમાં પટની સમાન ઓતપ્રોત છે, તેમના અંશ (બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ)ની અંદર ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે અને બધા લોક નાથેલા બળદની માફક તેમને આધીન છે. હું અને બીજા દેવો તેમની લીલાનો કાંઇ મર્મ સમજી શકતા નથી. જેમ ઘડો પોતાના પ્રકાશક નેત્રને જાણી શકતો નથી તેમ જીવોના અંતઃકરણમાં સાક્ષિરૂપે રહેલ પરમાત્માને ઇંદ્રિય,

મન, પ્રાણ અને હૃદય કે વાણી જાણી શકતાં નથી. માયાપતિ જગદીશ્વર શ્રીહરિના દૂત તેમના સમાનરૂપ અને ગુણવાળા હોય છે અને તેઓ આ લોકમાં વિચર્યા કરે છે. એવા દૂત ભક્તિ કરનાર મનુષ્યોને તેમના શત્રુઓથી બચાવે છે. (૬–૩–૧૮).

અહીં ભગવાનના દૂતનો અર્થ સાધુ–સંતો એવો કરીએ તો સાધુ–સંતો ભક્તિ કરનારને સત્સંગ કરાવી આગળ ચલાવે છે એવો અર્થ પણ નીકળી શકે છે. ખાસ કરીને જેઓ ભગવાનનું નામ લેતા હોય તેમને ઘેર સાધુ-સંતોને જવાનું ગમે છે. પછી તેમના સત્સંગથી ભક્તો આગળ વધી શકે છે.

યમરાજ કહે છે કે;—

एतावानेव लोकेऽस्मिन्पुंसां धर्मः परः स्मृतः।
भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः॥

૬–૩–૨૨

અર્થ—આ લોકમાં ભગવાનનું નામ લેવાથી જે ભક્તિયોગ થાય છે તેને માણસનો સર્વશ્રેષ્ઠ ધર્મ માનવામાં આવે છે.

જુઓ! ભગવાનના નામનો પ્રભાવ કેવો છે! અજામિલ પણ એ પ્રભાવના બળથી મૃત્યુના પંજામાંથી બચી ગયો. મનુષ્યોના પાપોનો સમૂળ નાશ કરવા માટે ભગવાનના ગુણ સંબંધી નામ–કીર્તન એ મહાન સાધન છે. તેથી એવા પુરુષો મારા દંડને પાત્ર નથી. તેઓ પાપ કરતા નથી છતાં કોઈ પાપ તેમનાથી થઈ જાય તો ભગવાનના ગુણ ગાવાથી તે પાપ નષ્ટ થઈ જાય છે. જેઓ શ્રીહરિની ગદાથી રક્ષિત છે તેમની પાસે તમારે જવું નહિ. યમ કહે છે કે :—તેમને દંડ દેવામાં હું તથા સાક્ષાત્ કાળ પણ સમર્થ નથી. તમારે તો નીચેના સ્વભાવવાળા માણસોને જ મારી પાસે લાવવા.–

૧. જેઓ શ્રીહરિના ચરણકમળથી વિમુખ હોય અને નરકના દ્વારરૂપ પોતાના ઘરમાં આસક્ત હોય.

૨. જેમની જીભ ભગવાનનું નામ કદાપિ લેતી ન હોય, જેમનું મન ભગવાનનું સ્મરણ કરતું ન હોય, એવા અધમ પુરુષોને તમારે મારી પાસે લાવવા.

૩. મારા દૂતો!—તમે જે અપરાધ કર્યો છે તેની ભગવાન ક્ષમા કરે એવું હું ઇચ્છું છું.

શુકદેવજી કહે છે કે આ પ્રમાણે યમરાજે તેમના દૂતોને ભક્તિનો પ્રભાવ સમજાવ્યો. શ્રીહરિના ઉદાર ચરિત્રોનું વારંવાર શ્રવણ અને કીર્તન કરવાવાળા પુરુષોનું અંતઃકરણ ભક્તિથી અનાયાસે જેવું શુદ્ધ થાય છે તેવું વ્રત વગેરેથી શુદ્ધ થતું નથી આવો પુરુષ માયાના ગુણોમાં ફરીથી ફસાઈ જતો નથી. (૬–૩–૩૩).

ભક્તિમાર્ગનો સિદ્ધાંત એવો છે કે જે ઇંદ્રિયો વિષયો તરફ દોડીને જીવનું અંતઃકરણ બગાડે છે તેમને જો ભગવાનના ઉપયોગમાં લગાડી હોય તો તે ઇંદ્રિયોને કામ મળે અને અંતઃકરણની શુદ્ધિ થાય. જે વાણીથી માયાની વાતો બહુ થાય તે અંતઃકરણને દૂષિત કરે છે પણ તે વાણીથી ભગવાનનું નામ લેવાય અને ભગવાનના ગુણનું કીર્તન થાય તો અંતઃકરણ શુદ્ધ થાય છે. કાનથી માયાની વાતો સાંભળીએ તો અંતઃકરણને બગાડે છે પણ તે જ કાનથી જો ભગવાનનાં ચરિત્રો સાંભળીએ તો અંતઃકરણ શુદ્ધ થાય છે. મનથી અનાત્માનું ચિંતન કરીએ તો તે બગડે છે પણ તેને જો આત્માના ચિંતનમાં લગાડીએ તો તે શુદ્ધ થાય છે. તેવી જ રીતે આંખ, જીભ વગેરે બીજી ઇંદ્રિયોને પણ ભગવાનનું કામ આપીએ તો અંતઃકરણને શુદ્ધ કરે છે. આ બાબત દશમ સ્કંધમાં શુકદેવજીએ પરીક્ષિત રાજાને વારંવાર કહેલ છે.

જ્ઞાનમાર્ગમાં વૈરાગ્યથી વ્યવહાર ઓછો કરવાની સૂચના વારંવાર આપવામાં આવે છે અને જે થોડો વ્યવહાર બાકી રહે તેનાથી આત્માનું અસંગપણું વારંવાર જણાવવામાં આવે છે. અંતઃકરણના ધર્મો આત્મામાં જણાય એ એક પ્રકારનું અજ્ઞાન હોવાથી જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે. પણ તે વ્યવહાર વધારે હોય તો એ ભૂલ દૂર થઈ શકતી નથી. જેમનો વ્યવહાર વધારે હોય તેમને માટે નામસ્મરણ અને નામ સંકીર્તન એ ઉત્તમ સાધન છે અને બધાં પાપનો નાશ કરનાર છે. બની શકે તો દિવસમાં પાંચ સાત વખત અર્ધો કલાક નામસ્મરણ કરવું કે જેથી માયાના સંસ્કારો જોર કરે નહિ. આવા અભ્યાસની સાથે વૈરાગ્ય પણ જોઈએ. હવે નારદજી દક્ષના પુત્રોને સંન્યાસી બનાવશે એવી કથા આવશે. (અપૂર્ણ)

# ભારતની વિભૂતિ: વેદ, ઉપવેદ, વેદાંગ, સ્મૃતિ, પુરાણ અને દર્શનો

આલેખક:—શ્રી વિમલશંકર શાસ્ત્રી.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એમ ચાર વેદ છે. શુક્લ યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદ એમ યજુર્વેદમાં બે ભેદ છે. સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, અને ઉપનિષદોનો વેદમાં જ સમાવેશ છે. બ્રહ્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનો સાક્ષાત્ ઉપદેશ કરવો એ વેદની પ્રમુખ પ્રવૃત્તિ છે. તેમજ અંતઃકરણની શુદ્ધિનાં અને તેની એકાગ્રતાનાં સાધનોનો ઉપદેશ કરવો એ વેદની ગૌણ પ્રવૃત્તિ છે.

વેદમાં અનેક ઠેકાણે સકામ કર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે તેમજ કેટલેક ઠેકાણે 'યજમાનના શત્રુઓનો વિનાશ કરનાર અભિચાર કર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અને એ અંગે વેદમાં અમુક પ્રકરણોમાં આપણને ન ગમે એવું તેમજ વાંચતાં સંકોચ થાય એવું આલેખન નજરે ચઢે છે. અને એથી અનેક વિદ્વાન ભાઈઓ પોતાની શ્રદ્ધાને વેદ પરથી ચલિત કરે છે.'

મને લાગે છે કે આવા વિષયના વિશિષ્ટ ગ્રન્થોને-ભારતના સાચા ખજાનાને પ્રૌઢ અને ગંભીર દૃષ્ટિથી જોવો અને વિચારવો જોઈએ. જે જમાનામાં એનો ઉદ્‌ગમ થયો છે, એ જમાના તરફ નજર કરી એમાં વર્ણવેલા વિષયોનો ઠીક સમન્વય કરવો જોઈએ અને નહિં તો વેદને વખોડવા કરતાં તમારે તમારી બુદ્ધિશક્તિને વખોડવી જોઈએ; કારણ કે એ એ વિષયનું તથ્ય મંથન કરી તારતમ્ય કાઢી શકવા સમર્થ નથી.

પોતાનું અને પોતાના સમાંવહાલાંઓનું શરીર નીરોગ અને દૃઢ હોય, તેમજ નિવાસસ્થાન, અન્નવસ્ત્ર, આભૂષણો, ગૌ વગેરે ઉપયોગી પશુઓ પોતાના અને અતિથિઓના ઉપયોગ પુરતાં મળ્યાં હોય, શત્રુઓ તેમજ હિંસક પ્રાણીઓ કે જે પોતાના પર સતત હુમલો કરનારાં હોય તેમને પોતે શાન્ત કરી નાખ્યાં હોય તો જ જિજ્ઞાસુ મનુષ્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનો અભ્યાસ પ્રશમ અને શાન્ત મને કરી શકે. એ માટે ખેતી વિગેરે સકામ લૌકિક કર્મોની માફક યજ્ઞાદિ સકામ અલૌકિક કર્મોનો ઉપદેશ વેદમાં અનેક સ્થળે કરવામાં આવ્યો છે.

વિશેષમાં આવાં સકામ કર્મોની સફળતાથી એની વેદ પરની શ્રદ્ધા મજબુત બને અને વેદે પ્રતિપાદનં કરેલાં અંતઃકરણની એકાગ્રતાનાં અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોમાં કામ કરવાની એની અભિરુચિ થાય.

જેમનાં અંતઃકરણો તીવ્ર દ્વેષ—રોષથી ભરેલાં હોવાને કારણે જેઓ પોતાના શત્રુઓને ક્ષમા આપી શકતા નથી અથવા જેઓ શત્રુઓ પર પ્રેમ રાખવાની વૃત્તિને કેળવી શકતા નથી અને બની શકે એટલું શત્રુનું અનિષ્ટ કરવા રાતદિન ઝંખતા હોય છે, તેમને પણ શાસ્ત્રની મર્યાદામાં લાવવા અને પોતાના કર્મના પરિણામનો વિચાર કરાવી તેમના અંતઃકરણમાં રહેલા તીવ્ર દ્વેષના સંસ્કારોને શિથિલ કરવા વેદમાં અભિચાર કર્મનો ઉપદેશ કર્યો છે.

જેથી એ પોતાના શત્રુને વિષ આપીને, અથવા એના નિવાસસ્થાનને બાળીને, અથવા એકાન્તમાં એને શસ્ત્રાદિ મારીને ન મારતાં અભિચાર કર્મથી જ શત્રુ મારવાની ઇચ્છા કરે છે. એકાદ વારના અનુભવથી વેદમાં એને અતૂટ શ્રદ્ધા જામે છે. અને એ એના પ્રત્યેક વચનને વિશ્વાસની લાગણીથી જુએ છે. એની નજર જ્યારે એ વચનનું મનન કરતી થાય છે, કે "અભિચાર કર્મનું ફળ નરકપ્રાપ્તિ છે." ત્યારે શત્રુને મારી નાખવાની વૃત્તિને વેગ આપનાર દ્વેષ શિથિલ થવા માંડે છે. અને અંતઃકરણ એ જ વિધ્વસ્ત ગ્રન્થમાંથી કલ્યાણનો રાહ શોધવાનો પ્રયત્ન કરે છે.

એટલે વેદમાં વિહિત અભિચાર કર્મોનું પણ મારી નજરે આ રીતે સાફલ્ય દેખાય છે.

અંતઃકરણની શુદ્ધિ વિના એની એકાગ્રતા સંભવિત નથી એ તો સામાન્ય વાત છે. તેમજ અંતઃકરણની એકાગ્રતા વિના બ્રહ્મસાક્ષાત્કાર ન થઈ શકે એ પણ

નેપાલમાં એક હસ્તલિખિત પુસ્તક મળ્યું છે. તેમાં લખ્યું છે કે "બુદ્ધની પૂજા કરવી, એ શિવની પૂજા કરવા બરોબર છે." "સ્વયંભૂ પુરાણ" નામના બુદ્ધ પુસ્તકમાં "પશુપતિ" (નેપાલના શિવજી)ની પૂજા કરવા આજ્ઞા કરી છે. ટુંકમાં "જૈનધર્મ" અને "બૌદ્ધ ધર્મ"ના લોકોને શિવ-પાર્વતી તરફ દ્વેષભાવ ન હતો, અને આજે પણ નથી. ઉલટાં કેટલાંક શિવનાં તથા દેવીના સ્તોત્રો સુદ્ધાંએ બંને ધર્મમાં મળી આવે છે. નામો પણ તેઓમાં પ્રાયઃ શંભુ, શંકર, મહાદેવ સંબંધી અને દેવીનાં નામવાળાં જણાય છે. જ્યારે આધુનિક વૈષ્ણવી વાડાવાળાઓ શિવ અને દેવી સંબંધી નામ તરફ પણ સુગ ધરાવી હરિશંકરને ઠેકાણે હરિકૃષ્ણ અને જૈન ધર્મીને વૈષ્ણવી દીક્ષા આપ્યા પછી પૂર્વના તેના શિવદાસ નામને બદલી શ્યામદાસ વિગેરે ફેરફાર કરે છે એ કેવલ દ્વેષમૂલક જ છે.

કંબોડીયામાં જે પ્રાચીન શિલાલેખો મળ્યા છે તે બધાયની ભાષા સંસ્કૃત જ છે—ભવવર્મન અને પૂર્ણવર્મનના શિલાલેખ તો શુદ્ધ સંસ્કૃત ભાષાના જ છે. સંસ્કૃતના આ શિલાલેખોની સમાનતા ભારત વર્ષના પ્રાચીન શિલાલેખો જોડે પૂર્ણ રીતે કરી શકાય છે. કંબોડીયાની ભાષા દેવનાગરી જેવી તો નહિ પણ બંગાલી ભાષાની સમાન છે. કંબોડીયામાં પાણિનિ, પતંજલિનાં વ્યાકરણ, તથા વાત્સ્યાયનનું "કામસૂત્ર", અને "રામાયણ" "મહાભારત" "વેદાન્ત" પુરાણાદિનું ત્યાંના લોકોને જ્ઞાન હતું અને આ રીતે ત્યાં પ્રાચીન કાળમાં હિન્દુ સભ્યતા પ્રસરી હતી, અને વૈદિક, પૌરાણિક દેવોને પૂજનારી તેમાં પણ ખાસ "હરિહર"માં એકતા માનનારી પ્રજા હતી.

હિન્દુધર્મમાં પણ લખ્યું છે કે,

यो हरे च हरौ साक्षात् मेदं पश्यन्ति मूढधीः ।
स वर्णसंकरो नूनं विज्ञेयो मायिसात्मभि ॥

જે મનુષ્ય હરિહરમાં ભેદ બુદ્ધિથી જુએ છે તેને વિદ્વાનોએ અવશ્ય કરીને વર્ણસંકર જાણવો. हरि हरं भिन्नरूपं भावयत्यधमो नरः। હરિહરમાં ભિન્ન રૂપે અધમ નર જ ભાવના કરે છે. કેટલાક વૈષ્ણવી વાડાવાળા શિવને જીવકોટિમાં માની તેને વૈષ્ણવ માને છે. કિન્તુ વૈષ્ણવ તરીકે પણ તેને વન્દન કરતા નથી. શિવરાત્રિને દિવસે પુરણપોળી ઈરાદાપૂર્વક ખાય છે. કેટલાક કપડું "શિવ" કહેવામાં આવતા શિવ નામથી અભડાઈ જવાથી 'શિવી આપ'ને બદલે બીલી આપ કહે છે. શિવનાં દર્શન ન થાય એ માટે તેમના દેવળ આગળથી નીકળતાં ઓની માફક લાજ કાઢે છે. એવા બધા શિવદ્વેષ કુસચ્છેદ કરનારો યા વાડીયા રાખનારો છે. "શિવ" નામ જ કલ્યાણકારી છે.

## જગતનાથ—

( પૃથ્વી )

વસંતસુપ્રભાતનો પવન મંદ વાયે, અને
ભરે મધુર કૂજને ક્વન કર્ણમાં કોકિલા;
ઉષા મૃદુલ હાસ્યથી સકલ વિશ્વ ઉજાળતી
નિહાળી તવ રમ્ય મૂર્તિ, મુજ હૈડું ત્યાં નાચતું.

વહે જીવનબોજ માનવ સળે—કડાં કાંગલાં,
ક્ષુધાતુર જનો કહીં કરુણ આર્તનાદો કરે;
જહીં કરત નાચ ભીષણ દરિદ્રતા કાળ શી,
દયામય! મુખારવિંદ તવ ભાળતો ત્યાં ય હું.

પરાગ—વનપુષ્પમાં, ધનુષમેઘના વર્ણમાં,
ગુહા, શિખર, કંદરા, ઉદધિના મહાગાનમાં,
પ્રભા અરુણની અને ધવલ ચંદ્રનાં રશ્મિમાં
પ્રભો! નીરખતો તને, જીવનના નવ સ્પંદને.

ન ભાળું જડ મૂર્તિમાં જગતના પાષાણની
વને, સકલ વિશ્વમાં તવ નિવાસ રહ્યો અહા..

'राजेन्द्र'

# કંબોજ—કંબોડિયામાં પ્રાચીન ભારતીય સભ્યતા

## "હરિહર સંપ્રદાય"

લે: શાસ્ત્રી શ્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર

પ્રાચીન ભારતીય સભ્યતાનો પ્રચાર લંકા, બ્રહ્મદેશ, સીયામ, કંબોડીયા, મલાયા, જાવા, સુમાત્રા, બાલી, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ચીન, જાપાન, વિગેરેમાં હતો.

વર્તમાન કંબોડીયા હિન્દી—ચીનના દક્ષિણ ભાગનું નામ છે. રઘુવંશમાં રઘુના દિગ્વિજયમાં કાંબોજ દેશનું નામ છે. હાલ ત્યાં બૌદ્ધ ધર્મ છે ઇ. ૪૭૮ થી ૫૦૧ માં એક જયવર્મન રાજાએ રાજ્ય કર્યું હતું. તે કૌડિન્ય ગોત્રનો હતો. તે પછીના ત્રીજા ઇશાનવર્માએ એક મંદિરમાં એક મૂર્તિની સ્થાપના કરાવી કે જે અર્ધી વિષ્ણુ અને અર્ધી શિવ હતી. અને તેની સાબીતીમાં કંબોડીયામા "હરિહર સંપ્રદાય" નો પ્રચાર હતો; કારણ કે અન્ય-સ્થાનોમાં પણ એવી જ હરિહરની મૂર્તિઓ મળી આવી છે. મહીસુર પ્રાન્તમાં "હરિહર" નામે એક ગામ છે અને ત્યાં હરિહરની મૂર્તિવાળું દેવાલય છે. શાસ્ત્રમાં પ્રાચીન સમયથી હરિહરમાં એકતા જ મનાય છે; કિન્તુ પાછળના વૈષ્ણવી વાડાવાળાઓએ "હરિહર"માં ભેદની દીવાલ ઊભી કરી હર—શંકરની નિન્દા કરી છે. કિન્તુ નરસિંહ મહેતા જેવા અનન્ય વૈષ્ણવ કહે છે, કે:—

" ગંગાધર ને ગોકુલપતિમાં જે કોઈ માને ભેદ,
કહે નરસિંહ તે વૈષ્ણવ નહિ પણ અધમ જાતિ કહે વેદ "

એ યોગ્ય જ કહ્યું છે. એવા વૈષ્ણવ આજે જવલ્લે જ મળશે.

### કંબોડીયામાં શૈવ ધર્મ

ઇ. ૧૩મી સદીના મધ્ય ભાગ સુધી કંબોડીયામાં હિન્દુ રાજાઓનું રાજ્ય હતું. ઇ. સ. આઠમી સદી સુધી કંબોડીયામાં "મહેશ્વર" ધર્મનો પ્રચાર હતો. કંબોડીયાના રાજાઓ પહેલાં શિવની પૂજા કરતા હતા. વર્તમાન "અંગકૂર્મનિક" જેનું પ્રાચીન નામ "અધ્યાપુર" હતું. તેમાં સિંહદત્તે એક શિવમંદિર બંધાવેલ. તેમાં શિવલિંગની સાથે દુર્ગા, શંભુ, તથા વિષ્ણુની મૂર્તિઓ પણ સ્થાપન કરાવી હતી. તે પછી તે સ્થાનપર બીજું "ત્રૈલોકયેશ્વર"નું દેવાલય સ્થાપન કર્યું હતું.

ભવવર્મન્ રાજાએ એક "ભદ્રેશ્વર" શિવલિંગની સ્થાપના કરી હતી. "વ્રાઉમાબોન"માં મહેન્દ્રવર્માએ પોતાના વિજયની ખુશાલીમાં એક "ગિરીશ" શિવલિંગની સ્થાપના કરી હતી.

"કર્માંગ"ના શિલાલેખમાં ઇ. ૬૦૪ ને ૬૨૪ની સાલ છે, તેમાં "શંભુપદ"નું વર્ણન છે. શિવજીની પાદુકાની પૂજા ભારતમાં નથી, પણ કંબોડીયામાં તેનો ઉલ્લેખ મળી આવે છે. આમ કંબોડીયામાં શિવનાં મંદિરો મોટી સંખ્યામાં ખોદકામ કરતાં મળ્યાં છે. યશોવર્મા રાજાએ પોતાની રાજધાની "યશોધામપુર" ચાલુ નામ "અંગકોરથોમ"માં શિવલિંગની સ્થાપના કરી હતી. તેનું નામ "દેવરાજ" રાખ્યું હતું. કંબોડિયાના પ્રાચીન રાજાઓના સમયમાં શિવધર્મ જ રાજધર્મ હતો. યશોવર્માએ "યશોધામપુર"માં એક વિશાળ શિવમંદિર બનાવરાવ્યું હતું. તે દેવાલયની વિશાલતાનો પરિચય આજે પણ તેનાં ખંડેરોથી જણાઈ આવે છે. યશોધામપુરમાં મધ્યમાં "બેયોન" સ્થંભની ઉપર શિવની મૂર્તિની સ્થાપના કરી હતી. આ સ્થંભના મધ્યની ઊંચાઈ ૧૫૦ ફૂટ છે. તે સિવાય બીજા ૪૦ જેટલા નાના સ્થંભો છે, જેની ઉપર ૪ મુખવાળા બ્રહ્માની મૂર્તિઓ છે વર્તમાન "વૈન્તીયાય ચમર" નગરનું પ્રાચીન નામ "હરિહરલય" હતું.

### બૌદ્ધો અને શૈવોને અન્યોન્ય દ્વેષ ન હતો.

આધુનિક કેટલાક વિદ્વાનોનો મત એ છે કે, બંગાલથી બૌદ્ધ ધર્મ, જાવા, સુમાત્રા થઇ કાંબોડીયામાં ફેલાઇ ગયો; કિન્તુ થોડાક સમય પછી બૌદ્ધ ધર્મની સાથે તાંત્રિક ધર્મ પણ પ્રચલિત થયો, અને બુદ્ધની મૂર્તિ સાથે શિવની મૂર્તિ પણ પૂજાવા લાગી. બંગાલમાં પણ તે વખતે "લોકેશ્વર" અને "તારા" શિવ અને ઉમાનું રૂપ થઈ રહ્યા હતા. કંબોડીયાના "અંગકોરથોમ"ની શિવમૂર્તિમાં આજે પણ બુદ્ધની મૂર્તિ મળતી જોવામાં આવે છે. કંબોડીયામાં એક સ્થાનમાં એક જ મૂર્તિમાં બ્રહ્મા, વિષ્ણુ તથા બુદ્ધ બનેલા મળી આવે છે. આથી જણાય છે કે, તે વખતે લોકો બુદ્ધને શિવનો અવતાર માનતા હતા. અથવા બધા સમાન માનતા હતા. કોઈ દેવોમાં તેમને ભેદ ન હતો.

નેપાલમાં એક હસ્તલિખિત પુસ્તક મળ્યું છે. તેમાં લખ્યું છે કે "બુદ્ધની પૂજા કરવી, એ શિવની પૂજા કરવા બરોબર છે." "સ્વયંભૂ પુરાણ" નામના બુદ્ધ પુસ્તકમાં "પશુપતિ" (નેપાલના શિવજી)ની પૂજા કરવા આજ્ઞા કરી છે. ટુંકમાં "જૈનધર્મ" અને "બૌદ્ધ ધર્મ"ના લોકોને શિવ-પાર્વતી તરફ દ્વેષભાવ ન હતો, અને આજે પણ નથી. ઉલટાં કેટલાંક શિવનાં તથા દેવીના સ્તોત્રો સુદ્ધાંએ બંને ધર્મમાં મળી આવે છે. નામો પણ તેઓમાં પ્રાયઃ શંભુ, શંકર, મહાદેવ સંબંધી અને દેવીનાં નામવાળાં જણાય છે. જ્યારે આધુનિક વૈષ્ણવી વાડાવાળાઓ શિવ અને દેવી સંબંધી નામ તરફ પણ સુગ ધરાવી હરિશંકરને ઠેકાણે હરિકૃષ્ણ અને જૈન ધર્મીને વૈષ્ણવી દીક્ષા આપ્યા પછી પૂર્વોના તેના શિવદાસ નામને બદલી શ્યામદાસ વિગેરે ફેરફાર કરે છે એ કેવલ દ્વેષમૂલક જ છે.

કંબોડીયામાં જે પ્રાચીન શિલાલેખો મળ્યા છે તે બધાયની ભાષા સંસ્કૃત જ છે—ભવવર્મન અને પૂર્ણવર્મનના શિલાલેખ તો શુદ્ધ સંસ્કૃત ભાષાના જ છે. સંસ્કૃતના આ શિલાલેખોની સમાનતા ભારત વર્ષના પ્રાચીન શિલાલેખો જોડે પૂર્ણ રીતે કરી શકાય છે. બોડીયાની ભાષા દેવનાગરી જેવી તો નહિ પણ …ારસી ભાષાની સમાન છે. કંબોડીયામાં પાણિનિ, પતંજલિનાં વ્યાકરણ, તથા વાત્સ્યાયનનું "કામસૂત્ર", અને "રામાયણ" "મહાભારત" "વેદાન્ત" પુરાણાદિનું ત્યાંના લોકોને જ્ઞાન હતું અને આ રીતે ત્યાં પ્રાચીન કાળમાં હિન્દુ સભ્યતા પ્રસરી હતી, અને વૈદિક, પૌરાણિક દેવોને પૂજનારી તેમાં પણ ખાસ "હરિહર"માં એકતા માનનારી પ્રજા હતી.

હિન્દુધર્મમાં પણ લખ્યું છે કે,

यो हरे च हरौ साक्षात् भेदं पश्यन्ति मूढधी:।<br>
स च वर्णसंकरो नूनं विज्ञेयो ज्ञायितात्मभि॥

જે મનુષ્ય હરિહરમાં ભેદ બુદ્ધિથી જુએ છે તેને વિદ્વાનોએ અવશ્ય કરીને વર્ણસંકર જાણવો. हरि हरं भिन्नरूपं भावयत्यधमो नरः। હરિહરમાં ભિન્નરૂપે અધમ નર જ ભાવના કરે છે. કેટલાક વૈષ્ણવી વાડાવાળા શિવને જીવકોટિમાં માની તેને વૈષ્ણવ માને છે. કિન્તુ વૈષ્ણવ તરીકે પણ તેને વન્દન કરતા નથી. શિવરાત્રિને દિવસે પુરણપોળી ઇરાદાપૂર્વક ખાય છે. કેટલાક કપડું "શિવ" કહેવાતાં આવતા શિવ નામથી અભડાઈ જવાથી 'શિવી આપ'ને બદલે બીવી આપ કહે છે. શિવનાં દર્શન ન થાય એ માટે તેમના દેવળ આગળથી નીકળતાં આંખો આડા હાથ કાઢે છે. એવો બધો શિવદ્વેષ કુલચ્છેદ કરનારો યા વાંઝીયા રાખનારો છે. "શિવ" નામજ કલ્યાણકારી છે.

# જગતનાથ—

( પૃથ્વી )

વસંતસુપ્રભાતનો પવન મંદ વાયે, અને<br>
ભરે મધુર કૂજને કવન કર્ણમાં કોકિલા;<br>
ઉષા મૃદુલ હાસ્યથી સકલ વિશ્વ ઉજાળતી<br>
નિહાળી તવ રમ્ય મૂર્તિ, મુજ હૈડું ત્યાં નાચતું.

વહે જીવનબોજ માનવ સહે-કડાં કાંગલાં,<br>
ક્ષુધાતુર જનો કહીં કરુણ આર્તનાદો કરે;<br>
જહીં કરત નાચ ભીષણ દરિદ્રતા કાળ શી,<br>
દયામય! મુખારવિંદ તવ ભાળતો ત્યાં ય હું.

પરાગ-વનપુષ્પમાં, ધનુષમેઘના વર્ણમાં,<br>
ગુફા, શિખર, કંદરા, ઉદધિના મહાગાનમાં,<br>
પ્રભા અરુણની અને ધવલ ચંદ્રનાં રશ્મિમાં<br>
પ્રભો! નીરખતો તને, જીવનના નવ સ્પંદને.

ન ભાળું જડ મૂર્તિમાં જગતના પાપાઘ્નની<br>
તને, સકલ વિશ્વમાં તવ નિવાસ રહ્યો સદા

'राजेन्द्र'



# ! ! ! ! ! ! ! ! ! ! ! સંસ્કાર ! ! ! ! ! ! ! ! ! ! !

લેખક: શ્રી જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ
"એમ. એ. વિદ્યાવારિધિ"

શબ્દ એ અપ્રમેય વસ્તુ છે. શબ્દબ્રહ્મરૂપે શ્રુતિ ભગવતી એને સ્તવે છે. નાદ એ શબ્દ છે, પ્રણવ એ શબ્દ છે અને અખિલ વિશ્વમાં પ્રસરી રહેલો નિનાદ એ પણ શબ્દ છે. એટલેજ વિદ્વાનો કહે છે કે એક શબ્દના પણ પરિપૂર્ણ જ્ઞાનથી બ્રહ્મજ્ઞાનની અને પરમ પદની પ્રાપ્તિ કરી શકાય છે.

દેવભાષાને આપણે સંસ્કૃત ભાષા કહિયે છિયે. એની મહિમા–શક્તિ એ છે કે એના બધા શબ્દો યૌગિક મૌલિક શબ્દો અથવા ધાતુઓમાંથી ઉદ્‌ભૂત થયા છે. અને એ મૌલિક ધાતુઓ વા શબ્દો પ્રકૃતિથી પોતાની મેળે જ, સાર્થ અને અન્વર્થ થાય છે. જેમકે ૐ રૂપ શબ્દ અકાર, ઉકાર અને મકારનો છે. આ એ શબ્દ માત્રનું આદિ રૂપ છે. ઉ એ મધ્યસ્થાનીય છે અને મ એ ઓષ્ઠ્યરૂપે શબ્દોચ્ચારની અન્તિમ કલારૂપ છે. આથી શબ્દશક્તિના આદિ મધ્ય અને અંત રૂપ હોઈ ૐકાર એ અખિલ વિશ્વરૂપ છે.

આ ત્રણ અક્ષરોની મધ્યમાં ઉકારરૂપી સ્વર છે. તે જાડો થઈ જાય, સ્થૂલ થઈ જાય, મહાપ્રાણ 'હ' રૂપ થઈ જાય એટલે ઓમ્‌માંથી 'અહમ્ થઈ જાય છે, અહમ્ એટલે થયો જીવ: અહંકારવાળો આત્મા. મૂળે એ જે સર્વવ્યાપી પ્રણવરૂપ આત્મા એ જ મહાપ્રાણવાન મધ્યમાં થયો એટલે જીવ, 'પ્રણવ' અને 'પ્રાણ' શબ્દોનો સંબન્ધ પણ સહજ દેખાઈ આવે એવો છે. વળી 'પ્રણવ' એ પણ પરમાત્મતત્ત્વનું નિરન્તર નવ (નવીન) સ્વરૂપ છે.

આવી જ રીતે સંસ્કાર શબ્દ પણ સહજસિદ્ધ અર્થવાળો શબ્દ છે. ધાતુ અને તેને લાગતા સમ્ ઉપસર્ગમાંથી તે ઉત્પન્ન થાય છે. કંઠમાંથી મૂળમાંથી જે વ્યંજનો ઉત્પન્ન થાય છે તેનો પ્રથમ વ્યંજન ક છે. અર્થાત્ પરમ સ્વરૂપ પરબ્રહ્મ. વ્યંજના કરનાર પ્રથમ ઉત્પન્ન થનાર 'ક' એ અક્ષરક્રિયાનો અને બ્રહ્માનો વાચક છે. 'કામ'નો પણ પ્રથમાક્ષર ક છે. ભગવાન મનુ કહે છે એમ સર્વ ક્રિયાઓ કામમૂલક છે. વળી ઋ પણ એક મૌલિક ધાતુ છે. જેમાંથી ઋષિ, આર્ય ઋત્ ઋતુ ઈ. શબ્દો થયા છે. અને આ 'ઋ' ધાતુ ગતિ થવાના અર્થમાં પ્રવર્તે છે. કામના બીજથી પ્રવૃત્તિ એ કૃ ધાતુનું આ રીતે તાત્ત્વિક અર્થ બીજ છે. ઈશ્વરને આ રીતે આપણે વિશ્વના કર્તા કહિયે છિયે અને પરમાત્મા રૂપે તેને જ આપણે અકર્તા કહિયે છિયે; કેમ કે આ વિશ્વ એની લીલારૂપ–લીલા જેવું છે. વેદાન્તની દૃષ્ટિએ માયારૂપ–ભ્રાન્તિરૂપ–મૃગતૃષ્ણિકાના જળ જેવું મનઃસંકલ્પનારૂપ મિથ્યા છે. આ બધું દેખાતું વિશ્વમાત્ર એક અદ્વિતીય બ્રહ્મ જ છે. અહીં કંઈ બીજું વાસ્તવિક છે જ નહીં.

હવે વિચારવાનો રહ્યો 'સમ્' ઉપસર્ગનો ભાવાર્થ. 'સમ્' ઉપસર્ગ 'સઘળી તરફથી'ના ભાવાર્થમાં વપરાય છે. આમ સઘળી તરફથી સરતો હોય, વહન ચાલ્યા કરતું હોય તેને સંસાર કહેવાય છે, ચારે તરફ ચાલવા–ફરવાનું હોય તેને સંચાર કહે છે. એટલે આ રીતે વસ્તુનું 'સર્વતોમુખીકરણ' અથવા 'સઘળી તરફથી બનાવવું' એવો અર્થ સંસ્કાર શબ્દમાંથી નીકળે છે.

સામાન્ય રીતે તો આપણે સારા સંસ્કાર, ખોટા સંસ્કાર, એવા શબ્દોનો ઉપયોગ કરિયે છિયે. પણ સંસ્કારનો વધારે રૂઢ અર્થ શુભ સંસ્કારના ભાવમાં છે; કેમકે સારૂ કર્યું એને જ આપણે 'કર્યું' કહિયે છિયે. બાકી તો કર્યું ને ન કર્યું સરખું જ ગણાય છે. એટલે સંસ્કારનો અર્થ સઘળી તરફથી સાર' બનાવવાની ક્રિયા એ બાજુ તરફ જાય છે. આ રીતે સર્વતોમુખથી સારી બનેલી ભાષાને આપણે સંસ્કૃત ભાષા કહિયે છિયે, સર્વતોમુખ સુયોગ્યતા વાળી જીવનચર્યાને આપણે

સંસ્કૃત કહિયે છિયે. પોતાના જીવનને ઉદાત્ત ભાવનાઓ અને આચાર વડે જેણે સરસ બનાવ્યું હોય એને આપણે સંસ્કારી કહિયે છિયે.

વિશેષે કરીને સંસ્કાર શબ્દ આ રીતે શરીરને-સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરને લાગુ થાય છે. આત્મા સ્વત નિર્ગુણ નિષ્ક્રિય હોવાથી વાસ્તવિક રીતે એને એ માત્ર ઔપચારિક રૂપે જ લાગુ કરાય છે. આ રીતે શરીરના ગર્ભાધાનથી અંત્યેષ્ટિ સુધીના સંસ્કારો ઋષિમુનિઓએ યોજ્યા છે જેથી આ તનુ (શરીર) આર્યત્વ, બ્રાહ્મણત્વ, વિપ્રત્વ આદિને પ્રાપ્ત થાય છે. પુરુષ તેમજ સ્ત્રી-શરીરને પણ સંસ્કારવાન કરવાનું હોય છે અને તે બન્નેના પ્રકૃતિભિન્ન ભેદો અને ભાવોને અંગે બન્નેના સંસ્કારમાં ભિન્ન ભિન્ન વિધિઓ છે. પ્રકૃતિકૃત ભિન્નતાને દૃષ્ટિમાં રાખી સમજીને આર્ય શાસ્ત્રોએ વ્યવસ્થા કરેલી હોવાથી તેમાં અધિકારભેદે ભિન્નતા દેખાય છે. આ ભિન્નતા વડે જ પ્રકૃતિમૂલ જગતમાં પ્રકૃતિનિયમને અનુસરતી સંસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. ગુણ, કર્મ, સ્વભાવ અને શક્તિ વડે જે જ્યાં હોય ત્યાંથી તેનો અધિકાર નિશ્ચિત થાય છે.

આ ઉપરથી 'સંસ્કાર'એ વિશુદ્ધિ અને ઉન્નતિનું એક પ્રધાન સાધન છે એમ સૂચિત થાય છે. 'તપ' એ વિશુદ્ધિનું એક પ્રધાન સાધન હોવાથી યમનિયમાદિ તપધર્મો એ સંસ્કારની એક આવશ્યક પ્રણાલી છે. અને સંયમનો મહામાર્ગ જે ધર્મ, એ સંસ્કારનો પણ મહામાર્ગ છે. આ રીતે પરિણામે ધાર્મિકતા અને સંસ્કારિતા બંનેનું વાસ્તવિક ઐક્ય બની જાય છે. સર્વતોમુખ સર્વતોભદ્ર સંસ્કાર એ જીવનને સર્વતઃ સુખમય, સદાચારમય અને સંસિદ્ધિમય બનાવે છે અને તેથી જ તે સર્વને સાધ્ય અને ઉપાસ્ય છે.

## રત્ન-પરીક્ષા

લે. પ્ર. શ્રી . શંકરશાસ્ત્રી

* * *

રાજા-સભ્યો! પરદુઃખભંજન વીર વિક્રમના પુરાણા ભંડારમાંથી આ તેજસ્વી મણિ મળ્યો છે, એનું મૂલ્ય આંકવું છે.

પારેખ- મહામોઘું નંગ છે ભાઈ પાણીદાર છે.

રાજા-પણ તેનું મૂલ્ય?

પારેખ-ચમક જેટલું.

રાજા-અને ચમક?

પારેખ-આપના જેટલી.

રાજા-તો પછી મારું મૂલ્ય શું?

પારેખ-સભાને જ આંકો. જેવી સભા તેવો જ સભાપતિ.

રાજા-એ બધી મમાંળી ભાષા છે. નામ્રા સાથે મશ્કરી કરો.

પારેખ-ન તો અમે જીંદગીમાં આવું નંગ ભાળ્યું છે, ન તો કદી ખરીદું છે; વેચવું તો દૂર રહ્યું.

સભા-રત્નો ધીરભોગ્ય છે, શૌર્યથી મેળવાય છે, શક્તિથી રક્ષાય છે. સંભળાય છે કે વિક્રમને કોઈએ પૂછેલું, 'આ મણિનું મૂલ્ય શું?' તો એ વીરે કહેલું યવનરાજને કાપ એક ખાડું. મારીને પડાવ્યો છે.

રાજા-તો પછી મારવાનું મૂલ્ય કેટલું?

સભા-એ તો મારનાર પોતે જ જાણે. બાકી એ કથા હોઠે ચડે છે. ભરવાડને હીરો જડ્યો. બકરીને ગળે બાંધ્યો. બકાલી કહે છોડી દે, પાંચ શેર મૂળા આપું. કંદોઈ કહે તેને નહિ મને. હું તેટલા પેંડા આપીશ. કાપડિયો કહે એક સોનેરી ગેલું આપું. એવે રીએ જ મૂલ્ય કર્યું.

રાજા-તો પછી ઝવેરીનું મૂલ્ય કેટલું?

સભા-એના ઘરની મૂડી જેટલું.

રાજા-એ ખોટી વાત છે, પરખ એ તો કલા છે. હૃદયમાં એ રહે છે, મૂડી સાથે તેને કશો સંબંધ નથી.

સભા-તો પછી કલા અને કલાધરની કીમતકલાવંત જ આંકી શકે.

રાજા-આંકી જ નહિ ખોલી શકે. વાલીના ભયથી સુગ્રીવ નાસતો ત્યારે સાથે હનુમાન પણ તેમ તેમ ભાગતો, રામચંદ્રે જ તેને મુદ્રિકા આપી મહાવીર બનાવ્યો.

સભા-સાવ સાચી વાત છે. સોના સંગે કાચ પણ હીરા જેવો ચમકે છે. જેસલની લૂંટારુ શક્તિ સતી તોરલના સંગ પછી જ દીપ્ય કરતી થઈ છે. પ્રભાકરની મીમાંસાએ જેને બાપો ગણ્યો, એ જ કોરાને ગંગાએ હસ્તામલક બનાવ્યો તો,

રાજા—વિષયાન્તર બની ગયું છે. મણિનું મૂલ્ય એ પ્રકૃત વિષય છે. (સભા મૌન બેસે છે. કોઇ જુવાન આવે છે) જુવાન—(સ્વગત) મણિનુ મૂલ્ય માપી મારે મૂલ્યવંતા થવું છે. કીંમત કળવી એ એક કીંમતી કળા છે. કળા માગે છે પ્રયોગ, પ્રયોગ ચાહે છે સાધનો, સાધનોને જોઇયે સંપત્તિ, સંપત્તિ વસે છે શ્રીમંતો પાસે. કળા વસે છે ગરીબો પાસે. શ્રીમંતોને હોય છે શ્રીનો મદ, કલાધરને રહે છે કલાનું ગૌરવ. ચુંબક સામે ચુંબક ધરો બન્ને છેડા ફરી જશે. શક્તિ શક્તિને આકર્ષતી નથી ઉલટો વિરોધ કરે છે. મદ વિરુદ્ધ ગૌરવ દૂર દૂર જાય છે. શ્રી-કલાના સુમેળ વિના કોનો ઉદય થાય છે! કેમ? શ્રીમંતોનો તો ઉદય જ છે. ત્યારે કલાધરને શું અસ્ત છે? અસ્ત ના બોલાય, તંગી ના ના. જેનું હૃદય કલાના પ્રદેશમાં રમે છે તેને બાહ્ય સ્થિતિનો ખ્યાલ જ નથી. કલાધાર આ દુન્યવી સૃષ્ટિનો જીવ નથી. એ તો ઉચ્ચ અતિ ઉચ્ચ દિવ્ય દેશમાં વસે છે આ ભૂમિકાને ભોગવવા માટે માનવી મંથન કરે છે. કલા પરોપકારી છે. પરોપકાર સાચું સન્માન ચાહે છે. કલાધરને રહેતું કલાનું ગૌરવ એ દૂષણ નહિ પણ ભૂષણ છે. જે પોતાને તુચ્છ લેખે છે તે ઉચ્ચને ન તો પેખે છે ન તો માપી શકે છે. તો પછી શું કલાધરે શ્રી-મદને આધીન થવું? આધીન નહિ આશ્ચર્યકારક. સોદાગરે કહ્યું હજૂર ઘોડો પવનપંથી છે. જ્યાં સવાર આવે ત્યાં ઘોડો ઝાડ થાય. રાજા કહે જડ છે. કાઠીની યે કીંમત નથી. કુંવરે જોયું સાચે પાણીદાર છે અજાણ્યનો પડછાયો યે સહેતો નથી. મોઢું ફેરવી સવાર થયો. અશ્વ સાચે એ રત્ન નીવડ્યો. પરીક્ષા દેવા કરતાં લેવી અઘરી છે. બેવકૂફ પરીક્ષકો કસાઇ કરતાંયે ક્રૂર છે. परीक्षा कठिना देवी छात्राणां प्राणहारिणी ॥

સોનાને અગ્નિ મહીં, નાખ્યો જ્યાં સોનાર,
મૂછને પાણી થયો, દેખ પરીક્ષાકાળ.

છતાં મારે પારેખ બની નિજનું પાણી દાખવવું રહ્યું. કેમકે—

પાત્ર કથે નહિ પાત્રતા, પાત્ર ચહે નહિ દાસ્ય,
સોનું રણકો ના કરે, રણકે એ તો કાંસ્ય.

જય થાઓ સભા અને સભાસદોનો, જય થાઓ. આ સભાના સભ્યપદની આ દાસને પણ એક ઇચ્છા છે.

રાજા—રંગીનનું મૂલ્ય રસિક જ આંકી શકે એ. સિદ્ધાન્ત છે. આપ આ મણિનું મૂલ્ય કહી શકશો?

કલાધર—રમત વાતમાં, સાધન અને સમય અપાય તો.

સભા—તમારા આશ્ચર્યે એટલો વિશ્વાસ તો અવશ્ય પેદા કર્યો છે.

સભા—ચિત્તાકર્ષક દશ્ય છે. સુરમ્ય એક બાજઠ ઉપર જરીયાનની ગાદી છે. વચ્ચે મણિ મૂકયો છે. ફરતાં નવ મોતી છે. નવે નવ એક થઇને મણિને કાંતિ અર્પે છે. અથવા તો મણિની કાંતિ નવેને આકર્ષી બધું એકાંતિ કરે છે. મણિ-મોતીની એકત્ર પ્રભા ગાદીને શોભાવે છે.

રાજા—સુંદરતી સૌન્દર્ય છટામાં ભોક્તૃવર્ગ ગોઠાય છે ખરીદનારનું ધ્યાન તો કેવળ પાણી ઉપર જાય છે.

સભા—ભોક્તા સિવાય સૌન્દર્યનો પછી ગ્રાહક નર પણ કોણ છે?

રાજા—ઉપયોગ અને ઉપભોગ બન્ને કૃતિ ભિન્ન છે ઉપયોગમાં વિવેક હોય છે, ઉપભોગમાં મોહ જ છે. માણના પાણીનો તેથી પૃથક્ વિવેક જરૂરી છે.

સભા—આ શંભુમેળામાં અકળ એક મણિ છે. બાજઠ સાથે જરીયાન ગાદી ખાલી બારદાન છે. 'જર-જર હો વા જરીયાન, બારદાન મુદ્દા સાથે જાય છે.' મોતી એક, એકનું છે. હવે મણિનું માપ જ કહો.

કલાધર—અંક ચડયે નવાણું છે

રાજા—અને એકલાનું?

કલાધર—એકલો એકનો એક છે. સાથે જ નવાણું છે, બાંધી મૂઠી લાખની ઉઘાડી વા ખાય, એ કીંમતની કુંચી છે.

સભા—આપનું કથન સ્પષ્ટીકરણ માગે છે.

કલાધર—સજ્જનો! સઘરીનું એ કામ છે. મણિ-મોતીને એક કરનાર રાગે સમજી શકે છે.

પ્રધાન—મિત્રો! તમારું અમારું રાજાધિરાજનું, ટૂંકમાં સમગ્ર રાષ્ટ્રનું પાણી ત્યાં પરખાય છે. મણિ એક નંગ છે, નંગ એકનું હોય નહિ; એકનું હોય તે નંગ નહિ નંગ જોડ માગે છે જોડ લાખ લાખની છે. બધાની કાંતિને મણિ, પોતામાં સમાવે છે. નવ કાંતિ સમાવી છે, દશમી વેરાઇ જાય છે. જે જેટલાને સમાવી શકે, તેટલું તેનું મૂલ્ય છે. હીરનો કળશ, નવ મોતીના બધવાણું એ બધું કાર્યથી કહી શકાય છે.

સભા—તો પછી રત્નો નવનાં નવ છે, મણિ મધ્યે નવ છે; નવને નવ અઢાર છે.

કલાધર—ઉપરનીચે હોય તો અઢાર સંખ્યા થાય છે, તે જ પડખે પડખ થતાં નવાણું બની જાય છે.

સભા—નીચે છે કે પડખે છે એ શા પ્રમાણે ઓળખાય છે ?

કલાધર—સભાપતિ તે કહી શકે હૃદય તમારાં કબુલી શકે; એક આખા નંગ સાથે સભા આવી જાય છે. જુઓ ! સેવ્યસેવક ભાવમાં સેવા, ઇચ્છા અને ચાહના વિષયો ભિન્ન ભિન્ન છે. સેવક સેવે છે સ્વામીને, ઇચ્છે છે દ્રવ્યને અને ચાહે છે ખ્યાતિ. તેથી ઉપર-નીચે રહે છે. પત્નીમાં સાધ્ય-સાધનનો અભેદ છે: સેવે છે પતિને, ઇચ્છે છે પતિને ને ચાહે છે પતિને: તેથી પડખો પડખ છે. તેથી અંગાંગી ભાવ છે. અહીં જુઓ રત્નો એ પોતે જ પોતાની કાંતિ મણિમાં સમર્પી છે, મણિની પ્રભા તે સૌને લઈને માદી સુધી વ્યાપી છે. માલવ દેશના ઉત્કર્ષ સારુ તમે સર્વેએ વિદ્યાકલા માલવપતિને સમર્પી છે. સભાપતિની ગુણગ્રાહકતા માલવભરમાં વ્યાપી છે. તેથી આપણું માલવ નવાણું લાખ થાય છે. એ એનું મૂલ્ય છે. હું તો આટલું જાણું છું.

રાજા—છતાં મણિનું તત્ત્વ ગહન છે. આઠમાંથી ત્રણ ત્રણની ચાર હાર મનાય છે. નવમાંથી તો વળી આઠ કરી શકાય છે. પ્રેરકની ચાતુરી છે. એકની એક ત્રણ થવા ચઢાય છે, થવી જ જોઈએ.

પ્રધાન—સત્ય વાત છે. મુખ સાથે દર્પણ મળતાં પ્રતિબિંબ ત્રીજું થાય છે. પતિ પત્નીનો અભેદ ગ્રન્થિ ત્રીજું બાલક લાવે છે એમ થવું જ જોઈએ. નહિ તો પુરુષ નપુંસક છે વા પત્ની પોતે વન્ધ્યા છે. વેણુપ્રવાહ એક છે, ભદ્રાપ્રવાહ ભિન્ન છે. બન્નેનો સાથ મળતાં વેણુભદ્રા ત્રીજી છે.

રાજા—તો પછી સમસ્તનું મૂલ્ય નવાણું નહિ પણ એક કરોડ થાય છે. સંપૂર્ણ એ અંક છે.

સભા—મહારાજાનો હિસાબ મહારાજ જ સમજાવે.

રાજા—નવ મોતી નવ છે, એક મણિ એક છે. એક મળીને દશ છે. બાકી બીજું શૂન્ય છે. શૂન્ય અંકની ઉપર છે દેશ સમસ્ત ને અમાત્યમંડલ માલવપતિને હૃદયે છે, હું તો કેવલ એક છું તમારાથી રૂડો લાગું છું.

સભા—આ કલાધરે પણ સભાને ઠીક ઠીક અકળાવી. આપનું શુભ નામ ?

કલાધર—આ દીન દાસનું નામ છે ઘટ્ખર્પર.

સભા—પતિ તો તમે પણ માલવ દેશના અર્ધ તંત્રને ઘટ કરવા આ સભામાં જ બિરાજો. તમે મળતાં સભાનો આંક નવ થશે. સદા નવનો નવ રહેશે.

સભા— જય હો નવાણું લાખ માલવનો ! જય હો કરોડ માલવપતિનો—

નિશાથી ચંદ્રમા રાજે, શોભે છે ચંદ્રથી રાત્રિ,
ચન્દ્ર-રાત્રિ મળી બન્ને, દીપાવે આભની કાંતિ.
પંડિતોથી સભા શોભે, સભાથી છાજે પંડિતો;
સભાને પંડિતો સાથે, મળીને રાજવી રાજે.

—શ્રી વેણુભદ્ર

★

## વિદ્યાર્થીની પ્રાર્થના

અધ્યયન જીવનનું પ્રથમ અંગ છે. ઋગ્વેદ જગતનો પ્રથમ ગ્રન્થ છે. બ્રહ્મચારી વિદ્યા માટે કેટલી ઝંખના કરે છે તે આ પ્રાર્થનાથી જણાય છે. પચ્યા વિનાનું અન્ન અને વર્તન વિનાનું ભણતર કેવલ વિષ થાય છે. તેથી જીવન ઘડવાની આ ઉચ્ચ પ્રાર્થના છે:—

ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता। मनो मे वाचि प्रतिष्ठितम्। आविर् आविर् म एधि। वेदस्य म आणीस्थः। श्रुतं मे मा प्रहासीः। अनेन अधीतेन अहोरात्रान् अनुसंदधामि। ऋतं वदिष्यामि। सत्यं वदिष्यामि। तन्मामवतु। तद् वक्तारमवतु। अवतु माम्। अवतु वक्तारम्॥

વાણી મારી મનમાં રહી છે, મન મારું વાણીમાં રહ્યું છે. હું મનમાં છે તેવું બોલું છું, જેવું બોલું છું તેવું પાળું છું. હવે હે વેદવિદ્યા ! મારામાં આપ સ્પષ્ટ પ્રકટ થાઓ. હે મારાં વાણી અને મન ! મારા માટે વેદવિદ્યા લાવો. હે બ્રહ્મન્ ! ભણેલું ભૂલાય નહિ એવી મેધાશક્તિ મને આપો. હું આ અધ્યયનનું રાત્રિ-દિવસ ચિન્તન કરું છું. હું ઋત (મનમાં હશે તેવું) બોલીશ, હું સત્ય વદીશ. અને જેવું બોલીશ તેવું આચરીશ. હવે મને મેધાદાન આપી બચાવો, આચાર્યને અધ્યાપનકલા આપી બચાવો, બચાવો મને શિષ્યને, બચાવો મારા ગુરુને !

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ

★

## ધર્મ—સત્ય

હું મટી તું થવું એજ અજ્ઞાનતા,
તું મટી હું થવું જ્ઞાન જાણો;
તું-પણું વિશ્વને હું-પણું બ્રહ્મને,
મર્મમાં ધર્મનું સ્થાન જાણો.

—મોદી શ્રી પ્રભુદાસ લીલાધર



# ભારતીય સંસ્કૃતિનાં પ્રધાન અંગોની સામાજિક તુલના

લેખક—શાસ્ત્રી કેશવલાલ વિઠ્ઠલજી મહેતા.



સૌ માનવી સુખને ઇચ્છે છે એથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ વર્ણચતુષ્ટય, અથવા દરેક સંસ્થા, અથવા એવાં બીજાં કોઈ ન્હાનાં મ્હોટાં મંડલોના અન્તર્ગર્ભિત બાધારણીય લક્ષણો, 'સર્વોદય'ને લક્ષ્ય બનાવી રહેલાં હોય છે.

આ 'સર્વોદય'નો અર્થ આપણી પરિભાષાનુસાર, 'ભારતીય સંસ્કૃતિના ભક્ષ્યાન્ન સમી પોષક અને આદર્શ સમાજને દિવ્ય સાથ આપતી એક શક્તિ'—એમ કહી શકાય; કારણ કે સર્વોદયનું પ્રથમ સોપાન જ સમાજ-સુધારણાની સંસ્કૃતિપોષક દેશ—કાલાનુસાર સાધન સામગ્રીની જ ભવ્ય ઇમારતથી સુદૃઢ રીતે ચણાયેલ હોઈ દુન્યવી દરેક જરૂરિયાતોને પહોંચી વળવા અને આધ્યાત્મિક સાધન—પૂર્તિ કરવા માટે તત્પર જ હોય!

...સમાજસુધારણાની સભાઓ, મંડલો શાખાઓ, આદિ પણ જગત્‌ની પેઠેજ ફરતાં ફરતાં રહે છે; કારણ કે એ બન્નેનો સંબંધ અતૂટ છે. બન્નેનો સમન્વય કરીએ તો સૂક્ષ્મ દૃષ્ટિએ બન્નેને દેહ છે, મન છે અને ગતિ છે. બન્ને પરિવર્તનશીલ છે—આદિથી સંકલના થઈ છે.

નવા વિચાર, નવું કલાકૌશલ્ય, નવો આવિષ્કાર અને નવો વિજ્ઞાનવિકાસ પ્રતિદિન સમાજસુધારણા સ્વરૂપે જગતમાં પ્રવર્તી રહ્યાં છે. આજથી સો વર્ષ પહેલાં વાર્તમાનિક વિજ્ઞાનવિકાસની કલ્પના ન્હોતી અને ભાવિ વિજ્ઞાનસમૃદ્ધિની આજેય કલ્પના નથી. એટલે ટૂંકમાં હાલમાં સંસાર—સમાજ કહેવાતી રીતે, ખૂબ જ આગળ વધી રહ્યો છે, તો પણ આજે એ સંસાર સમાજને શાન્તિ કેમ નથી? એ જ એક મ્હોટો મહત્ત્વનો પ્રશ્ન બની રહે છે. આજનો સમાજ આપણને શા માટે કહી રહ્યો કે 'મારો દેહ મલિન થઈ ગયો છે. મને કુવાસનાઓએ ઘેરી લીધો છે, મ્હારા હાથ પગ હેઠા પડી ગયા છે," "મને ભૂખ છે કાળજૂની...મિટાવો કોઈ?...

આજ એના સુસંદ પૂકાર ને હૃદયમાં સુદૃઢ સ્થાન આપી આપણી સંસ્કૃતિનાં સર્વ અંગો વિકસાવવા અને સુદૃઢ કરવા માટે, એને સામુહિક વિવેકપ્રથા અને દેશ કાલાનુસાર સ્વાતન્ત્ર્ય પ્રણાલી સમર્પણ કરી, સ્વચ્છન્દતા રોકવા આપણે કટિબદ્ધ થવું જોઈએ, એજ આ લેખનો ઉદ્દેશ છે. દરેક માનવીની આ મહામૂલી ફરજ છે. એથી જ આપણો આત્મા કૃતકૃત્ય બનશે અને આપણે એથી જ 'સર્વોદય'ની સીમાએ પહોંચી શકીશું અધ્યાત્મ-સ્વરૂપે મહાલી, શારીરિક સમ્પતિ પણ નૈસર્ગિક પ્રાપ્ત કરી, સુસંસ્કાર—આર્ય સંસ્કૃતિના એક પુનિત આરે પ્રયાણાધિકારી બની, પરમ તુષ્ટિ સમ્પાદન કરીશું.

આપણું આધુનિક કર્તવ્ય છે—ધ્યેય છે!...પ્રાચીન કાળમાં આપણા ઋષિ—મુનિઓએ આપેલા પ્રાણ સમી આ સંસ્કૃતિને વિકસાવવા દૃઢ કરવા એનાં દરેક અંગો ઉપર પોતાના વિચારો સારી રીતે દર્શાવ્યા છે. હજુ સુધી એ પરમ પુનિત મહાત્માઓની વિચાર-ધારા જગતને સન્માર્ગે પ્રયાણ કરાવી રહી છે, તો પણ હવે એ વૃદ્ધ થઈ ગઈ છે!...(વૃદ્ધ જેવી દેખાય છે) આપણું જ માનસ અવિશ્વાસ ગ્રસ્ત હોવાથી એ વિચાર-ધારા સંસ્કૃતિપોષક થતાં પણ આપણને દોરવા અ-સમર્થ બની રહેલ છે. આપણો જ એમાં દોષ છે. આપણે જ એમાં પૂરા જવાબદાર છીએ. કારણ કે આપણાં માનસ બિલકુલ સંકુચિત અને નબળાં થઈ ગયાં છે. એથી આપણે આપણું વર્ચસ્વ ગુમાવી બેઠા છીએ... છતાંય હારી જવું આપણને પાલવે નહિ! હજુય આપણે એ માટે પુનઃ પ્રયાણ કરવું જોઈએ, એ આપણી ફરજ છે.

એ માટે સૌથી પ્રધાન કારણ 'મનને વશ કરવું' એ છે. મન વશ થયા પછી એનો ક્રમિક વિકાસ શરૂ થશે. પછી મનોબલથી આપણે બધું કરી શકીશું આત્મબલ સર્વવસ્તુસંપાદક છે જ.

આપણી ઋષિપ્રદર્શિત દરેક સ્થૂલ સૂક્ષ્મ ક્રિયાઓમાં સંસ્કૃતિ પ્રધાન અધ્યાત્મવાદ પૂર્ણ ઝળકી રહ્યો છે. એથી સંસ્કૃતિપ્રોત અધ્યાત્મવાદ જ આપણા જીવનનું કેન્દ્ર બિન્દુ છે. આપણી દરેક વસ્તુઓ અધ્યાત્મતત્ત્વની સુસજ્જવક્ષ ભૂમિકા પર જ પ્રતિષ્ઠિત રહે છે.

આપણા ઋષિમુનિઓએ ઇહલૌકિક અને પારલૌકિક એમ દરેક વિષય ઉપર આજીવન-જીવનની બધી ઘટના ઉપર આહાર, નિદ્રા, મૈથુન, અરે! મલમૂત્ર સામાદિક સ્થૂલ ક્રિયાઓમાં પણ અધ્યાત્મ દૃષ્ટિથી વિચાર કર્યો છે. એઓની દૃષ્ટિએ બધુંય આત્મમય હતું. તેઓ પરમ પુનિત મહાત્માઓને અધ્યાત્મ જ 'સત્ સ્વરૂપ' અને બીજું બધું જ 'અસત્' હતું વળી સ્વીય સંસ્કૃતિનાં પ્રધાનઅંગ જેવાં કે આર્યોની વર્ણાશ્રમ વ્યવસ્થા. ધાર્મિક સંસ્કારો આર્યોની દિનચર્યા જગત્ અને જગતનાં સાધનો સાથેનો સંબંધ ઇત્યાદિ સર્વ અધ્યાત્માવલમ્બિત છે. ભારતીય સંસ્કૃતિ અધ્યાત્મમય છે.

પ્રાચીન કાળમાં જેવો અધ્યાત્મવિકાસ થયો હતો. એની આજે આપણા મસ્તિષ્કમાં કલ્પના પે ઊગી શકતી નથી, એથી આજે અધ્યાત્મજ્ઞાનથી વિહીન અને નબળા થઈ ગયેલા આપણા માનસમાં સત્યાસત્યનો વિચાર સુદ્ધાં કરવાની શક્તિ રહી નથી.

આપણા મહાન્ મંત્રદ્રષ્ટા મહર્ષિઓએ તો કોઈ અનોખી રીતે જ અધ્યાત્મવાદને સમાજવાદની સાથે સાંકળ્યો હતો એની સ્થૂલ ક્રિયાઓમાં પણ આત્મવાદને સુદૃઢ સ્થાન હતું.

એઓનું જીવનસૂત્ર—'ન તત્ર સૂર્યો भाति (કઠ ૩-૨-૧૬) नित्योऽनित्यानाम् चेतनश्चेतनानाम् (કઠ ૨।૨।૧૬) ઇત્યાદિ હતું. તેઓના દરેક જીવનના પ્રસંગો એ સૂત્રમાં સમ્પ્રોત રહેતા.

ખરે! કેટલી વિસ્તૃત છે ભારતીય સંસ્કૃતિ. વારંવાર કહેવાં ઇચ્છા થાય છે કે એ અનેરી ઉજ્જવલ સંસ્કૃતિએ તદાધિન સમગ્ર માનવ જીવનની પ્રસ્થૂલ ક્રિયાઓને પણ અધ્યાત્મમય બનાવી સમાજની અધ્યાત્મવાદ સાથે સંકલના કરી. આજે કરોડો વર્ષ થયાં પણ એ અમર છે. સૂર્ય સમું એનું તેજ છે. ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરતું એવું અવિચ્છિન્ન તેજોરમ્ય સ્વરૂપ મહાલી રહ્યું છે.

ગ્રીસ રોમ ને એશીય પ્રાચીન અમેરિકા; બેબિલોન અને મિશ્ર આદિ દેશોની સભ્યતા આજે કેવલ કથાવશેષ રહી છે; પરન્તુ ભારતની તો અધ્યાત્મપ્રધાન અધ્યાત્મમૂલક સંસ્કૃતિ આજેય લાખો-કરોડો વર્ષો વીતાં છતાં અદ્દર જીવંત ને જાગતી બેઠી છે, છતાં આજે એની શક્તિ ક્યાં ગઈ? એ નથી સમજી શકાતું કારણ કે—

આદર્શ વૈજ્ઞાનિક સમાજસૃષ્ટિ ભારતીય સંસ્કૃતિની વિધાતક બની છે. ઋષિ પ્રણીત અધ્યાત્મ ભૂમિકાને તોડી નાખવા તત્પર બની છે. સ્વચ્છન્દતા તરફ સવેગ દોડી જાય છે. વેદનિર્ણીત કુદરતી નિયમોનું પણ સમુલ્લંઘન કરવા જઈ રહ્યો છે. આ બધું જોવાં છતાં દરેક સંસ્કૃતિપ્રિય માનવો કિંકર્તવ્યતા વિમૂઢ બને અને નિષ્ક્રિય બેસી રહે, એ આશ્ચર્યજનક નહિ તો બીજું શું!

આજનો સમાજ ચારે તરફથી કેવલ ભૌતિક સુખનો જ વિસ્તાર કરેવાવાળો અને એથી જ કલિકલુષિત મલિન બુદ્ધિવાળો અને લોભાવવા વાળી વિદેશી નીતિથી આક્રાન્તબનેલ ભયંકર ખડ્ગ સમૂહથી આપણી આર્ય સંસ્કૃતિને ખૂબ જ ઊંડા ઘા કરી રહેલ છે, અને એથી આપણી સંસ્કૃતિ જર્જરિત બની પીડા અનુભવી રહી છે... છતાં હજુય અમર રહી છે. પાશ્ચાત્યો સામે હજુય-સેંકડો વર્ષો થયાં આપણી સંસ્કૃતિ અધ્યાત્મમૂલક સમગ્ર તત્ત્વોની સાથે રહી ભૌતિકતામૂલક સમગ્ર તત્ત્વોથી ભરેલી વિદેશી સભ્યતા સામે મહાયુદ્ધ ખેલી રહી છે.

ટૂંકમાં બહુધા બધું ય આધુનિક જગત્ ભૌતિકતાની નિર્દય ચક્કીમાં પીસાઈ રહ્યું છે, પણ જો એને શાશ્વત શાન્તિની પ્રાપ્તિ કરવી હશે, તો એ માટે ભારતવર્ષની ઉચ્ચતમ અધ્યાત્મમૂલક, સંસ્કૃતિનો જ આશ્રય કરવો પડશે—પડ્યો છે. એવાં પણ ઘણાં દૃષ્ટાન્તો મોજુદ છે.

પહેલાં અન્ય સંસ્કૃતિનો આશ્રય કરી કેવલ ભૌતિકતા પ્રધાન એજ સિદ્ધાન્તો ધારણ કરી અત્યન્ત દુઃખદ પ્રસંગે આશા રહિત એ સાંસારિક મરુમરીચિકાનો બ્રાન્તિ ત્યાગ કરવા માટે એ ભારતના અધ્યાત્મ સંદેશ સાંભળે છે અને શાશ્વત શાન્તિનો અનુભવ કરે છે.

ઉપર કહેવા પ્રમાણે કાલક્રમથી કલુષિત મલિન બુદ્ધિએ સમાજે આપણી સંસ્કૃતિને જર્જરિત બનાવી દીધી છે. એથી આપણી સંસ્કૃતિનાં રૂપાન્તરો થઇ ગયાં છે. અને સમયપ્રાબલ્યથી એની ધારા મલિન થઇ ગઈ છે તે એમાં ઘણા દોષો નજરે પડે છે. અને જાણે એની જીવનશક્તિ ક્ષીણ થઇ હોય એમ ભાસે છે. તેનો ઉપાય શું?

અત્યારનો સમાજવાદ રોગી માણસને ઔષધ આપવાને બદલે એને મારી નાખવા જેવી ભયંકર ભૂલમાં ભમી રહ્યો છે. કહેવું જોઇએ કે આપણી આર્ય સંસ્કૃતિ ભલે અત્યારે જર્જરિત— દોષયુક્ત ભાસતી હોય, પણ મૂલસ્વરૂપે તો એ અત્યન્ત નિર્મલ છે—ઓજસ્વી છે. અન્ય નદીઓ અને ગટરના જલથી મિશ્રિત થયેલ પતિતપાવની ગંગાજીનું જલ, કલકત્તાની નજીક ઘણુંજ મલિન સ્થામાં છે, પણ તોએ છે તો ગંગાજી જ! બસ ! એ જ પ્રમાણે અમારી આ અનાદિ કાલીન, ત્રિકાલજ્ઞ, રાગ-દ્વેષશૂન્ય, ઋષિમુનિઓથી આવિષ્કૃત, સનાતન સિદ્ધાન્તોથી અવલમ્બિત, અધ્યાત્મપ્રધાન—સંસ્કૃતિનું બહાર દેખાતું સ્થૂલ ક્રિયાત્મક સ્વરૂપ ભલે ગમે એટલું મલિન હશે પણ એ મૂલત : સદાય નિર્મલ અને નિર્દોષજ છે, એના ઉપર ગમે એટલા ઘાતક પ્રહારો કેમ નથી પડતા ! છતાં એ અમર રહેશે; એનો વિનાશ ન જ થાય !

આપણી સંસ્કૃતિનાં મુખ્ય પ્રમાણ બે છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બન્ને પ્રમાણો આ સંસ્કૃતિની અગાધતા સિદ્ધ કરે છે. પ્રવૃત્તિ વિભાગમાં આપણી વર્ણાશ્રમવ્યવસ્થા આદિનો સમાવેશ થાય છે. અને નિવૃત્તિ વિભાગમાં જગતની સર્વ વસ્તુઓનું આધ્યાત્મ નિરૂપણ સારી રીતે પ્રસિદ્ધ છે. અને સર્વ કોઈ ભારતીય સંસ્કૃતિનો કેવા ઉદ્દેશથી કઇ રીતથી સ્વીકાર કરી શકે એ પણ બતાવવામાં આવ્યું છે. ઋષિમુનિઓનો સિદ્ધાન્ત કેટલો ઉચ્ચ છે એ એમાંથીજ કુદરતી રીતે પૂરવાર થઈ શકશે.

ભારતીય સંસ્કૃતિ એ એક મ્હોટી નદી છે. કાલતટ ઉપર નિર્ભયપણે વિચરતી એક કામધેનુ જ છે. આ સંસ્કૃતિમાં અનેક સંસ્કૃતિઓનું સુમિલન થયું છે. કાશ્મીરથી કન્યાકુમારી અને બંગાળથી ગુજરાત સુધી આ એક જ સંસ્કૃતિનો ઓધ વહે છે. ભેદ દેખાય છે એ માત્ર દેખાવ પૂરતો જ છે. ભૂતકાળની આપણી ભવ્ય સંસ્કૃતિ, કલાકૌશલ્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ અને સમાજશાસ્ત્રના ગૌરવનો ખ્યાલ કરીને ભાવીની નવી ઈમારત ઉભી કરવી એ આપણી સૌની ફરજ છે, વસ્તુત. અખિલ પ્રવૃત્તિનિવૃત્યાત્મક પ્રમાણદ્વયનો મધુર સંગમ એક આર્યાવર્તમાં જ થયો છે. ભિન્ન ભિન્ન સંસ્કૃતિનું સુંદર મિલન કેવી રીતે કરવું, એ એક ભારત વર્ષ જ જાણું છે. જાણે છે. ઇંગ્લાંડ અને બીજા દેશોએ એશિયા અને આફ્રિકા વાસીઓનો મેળ પોતાની સાથે કેવી દુષ્ટ રીતે કર્યો છે એ બધા જાણે છે, પણ ભારતના દરેક ઇતિહાસના પાનાં ઉથલાવી જાઓ ! ક્યાય ભારતની ધૃષ્ટતા નજરમાં આવે છે, ! ન જ આવે ! એ જ ભારતની અમોઘી સંસ્કૃતિનુ ગૌરવ છે

એ અધ્યાત્મ સંસ્કૃતિના પુનરુદ્ધાર માટે દરેક કટિબદ્ધ બની તનમન ધનથી તત્પર રહેવા વિનંતી કરતો વિરમીશ.

## દર્શન દે

નોટક

રખડયો અહીં–તહીં બહુ
આપને શોધવાને.
જેમ પ્યાસી અધીર થાતો.
નીહાળવા તુજને.

આશો થૈડે અડિયો
દૂર દૂર કહીં ભટકતો
ક્યાંયે ન તુજને દેખું
દિલ દઈ પ્યાસ બુઝાવો !!

—શ્રી નટવરલાલ પંચાલ








# ગુરુભક્તિ

લે. સ્વામી આનંદાનંદ સરસ્વતી.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिम् ।
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥१॥

શિષ્યે અવસ્ય ગુરુની ભક્તિભાવ અને પ્રેમપૂર્વક સેવા કરવી જોઇયે. અને સેવા કરવાથી જ સદ્‌ગુરુની કૃપા સંપાદન થાય છે ગુરુનીસેવા કરવી એ શિષ્યનો પ્રથમ ધર્મ છે. ગુરુ સેવામાં આળસ કરનાર શિષ્યને કદાપિ ( જો કે ગુરુ, સેવા કરાવવાની ઇચ્છા ન કરતા હોય તો પણ ગુરુસેવા કર્યો વગર ) ઇચ્છિત પરાવિદ્યા સત્‌જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી ગુરુ સેવ્ય અને શિષ્ય સેવક છે. ગુરુને કોઇપણ જાતનો કિંચિત્ પણ શ્રમ પડવા ન દેતાં તેમનુ ઇચ્છિત કાર્ય કરવુ અને તેમને સતુષ્ટ રાખવા એ તેની સેવા કહેવાય. અને સેવા–પ્રમાદિ શિષ્યને બહુ હાનિ થાય છે.

પૂર્વે હસ્તિનાપુર વિષે નિર્મળયશ નામનો એક રાજા રાજ્ય કરતો હતો તેને બે રાણીયો હતી. જુની કરતાં નવી સ્રી પર વિષયાભિલાષી પુરુષની પ્રીતિ વિશેષ હોય છે. અને તેમાં પણ આ રાજાને જુની સ્રી સાથે કંઇક કારણસર અણબનાવ હોવાથી તેણે તેનો ત્યાગ કર્યો હતો. પણ જે વખતે રાજાએ તેને ત્યજી તે સમયે તે ગર્ભવતી હતી. ગર્ભને આઠેક માસ થયા હતા. ગમે તેટલી અણમાનીતી તો યે પણ રાજાની રાણી એટલે તેને રાજમહેલના એકાંત ભવનમાં રાખી હતી. પૂરે માસે તેને એક સુંદર પુત્ર જન્મ્યો.

પટરાણીને સંતતિ થયા પહેલાં એક પછી એક એમ બેબે વરસને અંતરે બે પુત્રો થયા હતા. એ ત્રણે રાજપુત્રો મોટા થયા ત્યારે તેમને રાજાએ વિદ્યાભ્યાસ કરાવવા એક ઋષિને આશ્રમે મૂક્યા. ઋષિ મહાસમર્થ હતા અને એકાંતવાસ કરનારા હતા. તે પોતાની સાથે ઝાઝા શિષ્યો રાખતા ન હોતા, પણ રાજાની સાથે લાંબા સમયથી પ્રીતિ હોવાને લીધે કુંવરોને અધ્યયન કરાવવાનું સ્વીકાર્યું હતું. પ્રભુસેવન કરી સતત આનંદમાં રહેનારા તે ઋષિ તથા ઋષિપત્ની પૂર્ણ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં હતાં અને અપુત્ર હોવાથી રાજકુંવરોને પોતાની સંતતિ સમાન જ ગણતાં હતાં. ત્રણે રાજપુત્રો જેઓ પરસ્પર સાવકા ભાઇયો હતા. તેમાંના મોટા બેને આ ભગવત્ સ્વરૂપ ગુરુ અને લક્ષ્મીરૂપ ગુરુપત્નીની કૃપા સંપાદન કરતાં આવડી નહીં. એ બે મોટા ભાઇયો નવી રાણીના દિકરા હતા. એટલે તેમની મા રાજાની માનીતી હોવાથી સ્વાભાવિક રીતે જ પોતે પણ રાજાના માનીતા હતા

વિમળમતિની મા સુશીલ, પતિવ્રતા, ડાહી અને સાધ્વી હતી. તેણે પોતાના પુત્રને ભણવા મોકલતી વેળાએ કહ્યું હતું કે ભાઈ કુમાર ! તારૂં કલ્યાણ થાઓ. તને સરસ્વતી તથા ગુરુ પ્રસન્ન થાઓ, એવી મારી આશિષ છે પરંતુ તને શુભ અને સર્વથા હિતરૂપ થઇ પડનારૂં એક વચન હું કહું છું તે કદી વિસરતો નહીં. સરસ્વતી સંપાદન કરવાનું મુખ્ય સાધન ગુરુની કૃપા એ જ છે. અને તે તેમની સેવા કરવાથી આપોઆપ પ્રાપ્ત થાય છે. માટે તને પુનઃ પુનઃ એટલું જ કહું છુ કે તારા અધ્યયન ઉપરાંતનો સઘળો કાળ તું તારા ગુરુની સેવા કરવામાં જ ગાળ. ગુરુસેવામાં કદી પ્રમાદ–આળસ કે અનાદર કરતો નહિં. ગુરુસેવાપરાયણ થવાથી તને અભ્યાસ કરવાનો સમય ન મળી શકે તો પણ ચિંતા નહિ, પરંતુ નિરંતર શુદ્ધ મનથી ગુરુની સેવા કરજે. જેમ ગુરુની સેવા વિશુદ્ધ મનથી કરવાની છે તેમ ગુરુપત્નીની સેવા પણ વિશુદ્ધ અને જેમ પુત્ર માતાની કરે તેમ કરવાની છે. શિષ્યને માટે–

'ગુરુ એ જ બ્રહ્મા છે, એ જ વિષ્ણુ છે, એ જ દેવ મહેશ્વર છે, એ જ સાક્ષાત્પરબ્રહ્મ છે તેથી સદા ગુરુને નમસ્કાર હો.'

ગુરુમૂર્તિનું જ ધ્યાન, ગુરુના પાદારવિન્દની પૂજા,

ગુરુનું વાક્ય એ જ મંત્ર અને ગુરુની કૃપા એ જ મોક્ષનું સાધન છે. વળી કહ્યું છે કે–

જે પુરુષ પ્રમાદથી ગુરુને બીજા સાધારણ માણસની માફક જુવે છે તેને આ લોકમાં તથા પરલોકમાં સુખની પ્રાપ્તિ થતી નથી પરંતુ દુઃખ જ પ્રાપ્ત થાય છે.

જે પુરુષ કર્મથી, મનથી કે વાણીથી ગુરુની અવજ્ઞા કરે છે તે મહાન ઘોર રૌરવ નરકને પ્રાપ્ત થાય છે.

જે ગુરુ શિષ્યને એક અક્ષરનું પણ જ્ઞાન આપે છે. તેનો ઉપકાર વાળવા માટે આ પૃથ્વીમાં એટલું ધન નથી કે જે આપવાથી ગુરુના ઋણથી મુક્ત થવાય. એવા બ્રહ્મવિદ્યાના એક અક્ષરનો પણ ઉપદેશ કરવાવાળા ગુરુને જે પુરુષ નથી માનતો તે મૂઢ, જગતના પ્રલય પર્યંત નરકમાં નિવાસ કરે છે. કૃતઘ્ની અને બ્રહ્મહત્યારો મરીને જે ઘોર નરકાદિ લોકોને પ્રાપ્ત થાય છે, તે જ લોકોને ગુરુદ્રોહી પ્રાપ્ત થાય છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશ કરવાવાળા ગુરુની સાથે જે દ્રોહ કરે છે તેને મહાપાતકી તથા ઉપપાતકી જાણવો જોઈએ એવા ગુરુદ્રોહી રૌરવાદિ નરકને પ્રાપ્ત થઈને ત્યાં હજાર કલ્પ સુધી વાસ કરે છે અને અંતે વિષ્ટાનો કૃમી થાય છે.

સર્વ વિદ્યાઓની પ્રાપ્તિમાં ગુરુ જ કારણ છે તેથી અધિકારીઓએ મહાદેવ સમાન ગુરુનુ પૂજન કરવું જોઈએ અથવા શિવના પૂજનથી પણ ગુરુનુ પુજન અધિક કરવું જોઈએ.

જે પુરુષ અભિમાનથી પોતાના ગુરુની અવજ્ઞા કરે છે તેના પાપની નિવૃત્તિ કરવાવાળું કોઈપણ પ્રાયશ્ચિત નથી. બ્રહ્મહત્યાદિ પાપોની નિવૃત્તિ કરવાવાળા પ્રાયશ્ચિત ધર્મશાસ્ત્રોમાં જોવામાં આવે છે પણ, ગુરુદ્રોહીના પાપની નિવૃત્તિ કરવાનું પ્રાયશ્ચિત કોઈપણ શાસ્ત્રમાં મળતું નથી.

यस्य देवे परामक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

જે પુરુષની દેવમાં પરાભક્તિ છે અને તેવી જ પરમભક્તિ ગુરુમાં છે તેજ ભક્તની બુદ્ધિમાં વેદાંત શાસ્ત્ર મહાત્માઓ પ્રકાશિત કરે છે. અર્થાત્ ગુરુદ્રોહી શિષ્યનું કોઈપણ વિધિથી કલ્યાણ થઈ શકતુ નથી.

માટે હે પુત્ર, તું પ્રેમથી ગુરુને ત્યાં જઈ અધ્યયન કરવામાં વધુ વખત ન મળે તો કોઈ ચિંતા નહીં, પણ ગુરુની સેવા કરવામાં, તેમના વચનનું પાલન કરવામાં અને હરો પ્રકારે ગુરુની પ્રસન્નતા સંપાદન કરવામાં પ્રમાદ કે આળસ કરીશ નહિ. તારું કલ્યાણ થાઓ એ જ મારો આશીર્વાદ છે.

હવે મુનિએ તેમને અનુક્રમે વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો, અને થોડા સમયમાં વ્યાકરણ, વેદ, ધર્મશાસ્ત્ર, સાંખ્ય ઇત્યાદિ શાસ્ત્રોમાં તેમને કુશળ કરી ત્યારપછી ક્ષાત્રધર્મને ઉપયોગી ધનુર્વેદને ભણાવવાનો આરંભ કર્યો.

હવે અધ્યયન કરતી વખતે એ ત્રણે ભાઈઓ પરસ્પર કેવી રીતે વર્ત્યા તે પણ જાણવું જરૂરનું છે. એ ત્રણેને રહેવા માટે ગુરુના આશ્રમ નજીક એક પર્ણકુટી હતી. તેમાં અધ્યયનથી નિવૃત્ત થઈ તેઓ નિદ્રા લેતા હતા. અભ્યાસ કરવામાં વિમળમતિ સૌ કરતાં વધુ આગળ પડતો દેખાતો હતો. કારણ કે તે બહુ બુદ્ધિમાન અને ગુરુભક્ત હતો. ગુરુજી જે વચન કહેતા તે એકચિત્તે શ્રવણ કરી પોતાના લક્ષ્યમાં લેતો હતો અને આગળનું અધ્યયન સંપાદન કરવા ગુરુને વિનંતિ કરતો, ત્યારે માનીની રાણીના બન્ને પુત્રો પાછળના પાઠમાં જ ગોથા ખાધા કરતા, આથી તે બન્ને ભાઈઓ તેની ઈર્ષ્યા કરવા લાગ્યા. ગુરુજી પાસેથી છૂટા પડવા કે તરત પોતાની પર્ણશાળામાં જઈ વિમળમતિને નવાં નવા કૌતક કરીને ચીડવે અને અનેક પ્રકારે સતાવે. પ્રતિદિન ઈર્ષ્યા વધતી જવાથી ગુરુ પાસેથી પાઠ લેતા પણ તેઓ તેને અડચણ કરવા લાગ્યા. કંઈને કંઈ કારણસર તેને ગુરુ પાસેથી ખસેડી પોતે પાઠ લેતા હતા. વિમળમતિ તેમને કંઈ શીખામણની વાત કહે અથવા સમજાવે કે "ભાઈઓ! આપણે એક પિતાના પુત્ર છિયે, એક ગુરુના શિષ્ય છિયે અને સહાધ્યાયી છિયે તો આપણે સહુએ પરસ્પર સંપ અને પ્રીતિથી વર્તવુ જોઈએ, છતા તમે આમ કરો છો એ ઠીક નહિ." એ ઉપદેશ સાંભળી તેઓ ઉલટા તેના પર કોપે ભરાઈ તેને શિક્ષા કરવાની ધમકી આપતા હતા. અને સમય પર ઝપાટો પણ લગાવી દેતા. વિમળમતિ તેઓ કરતા નાનો અને એકલો એટલે પહોંચી વળે તેમ નહોતું. અને પોતાની મા અણમાનીતી હોવાથી તેને કોઈના તરફથી કંઈ મદદની આશા નહોતી. તેથી જેમ તેમ કરી સુખેદુઃખે દિવસ નિર્ગમન કરી અભ્યાસ કર્યો કરતો હતો. એટલું દુઃખ છતાં પણ તેઓ કરતાં તે આગળનો આગળ જ રહેતો. તેથી તેઓ તેને દિન-પ્રતિદિન વધુને વધુ હેરાન કરવા લાગ્યા. આવું દુઃખ કેટલા દિવસ સહન થાય! આખરે વિમળમતિએ તેઓને કહ્યું કે જો તમારે નિરંતર આમ જ કરવું હોય તો હું તમારી પર્ણકુટીમાંથી નિકળી જઈશ. તેઓએ તે વાત માન્ય રાખી એટલે ગુરુની આજ્ઞા લઈ ગુરુના મઠમાં જ રાત્રે સૂવાનું રાખ્યું. અપૂર્ણ




# ધનનો ઉન્માદ



અનુવાદક :—શ્રી રમણલાલ એ. ભટ્ટ

તે લોકોમાં ભગતજીના નામથી પ્રસિદ્ધ હતો. પરંતુ તેનું ખરૂં નામ એ ન્હોતું તેનું અસલ નામ તો નિત્યાનંદ હતું. નિત્યાનંદ ઘણું કરીને એ ગામમાં સૌથી વધુ દરિદ્રી હતો. લોકો કહેતા કે દરિદ્રતા તેને વારસામાં મળી છે. જુના ઘરડા લોકો પાસેથી સાંભળ્યું છે કે તેના બાપદાદા અને બાપના દાદા પણ આ રીતે ટુકડા રોટલા માટે દુખિત અવસ્થામાં મરણ પામ્યા હતા.

સવારથી સાંજ સુધી અથાગ પરિશ્રમ કરવા છતાં પણ બિચારા ભગતજી વખતસર પેટને માટે અન્ન અને શરીરને માટે વસ્ત્ર ન્હોતા મેળવી શકતા. આ બધી કર્મની ગતિ છે. સવારમાં સૂર્યોદય થતાં ઊઠીને મંદિરમાં જતા અને ત્યાં ભગવાનનું ભજન ધ્યાન થઈ ગયા બાદ ઘેર આવી બે રોટલા બનાવી ખાતા. ભગતજી સૌથી પહેલા મંદિર જતા અને સૌની પછીથી આવતા. બે ઘડી લોકો દેવનું દર્શન કરી ચાલ્યા જતા, પણ ભગતજી ત્યાં સ્થિર આસન જમાવી કલાકો સુધી ધ્યાનમાં બેસી રહેતા. જે મંદિરમાં બે મિનીટ પણ ન રોકાય, તે ચાર ચાર શાક સાથે રોટી ખાય, ચાઈનાસિલ્કનો કોટ પહેરે, મોજમઝા ઉડાવે અને કલાકો સુધી ભગવાનની ભક્તિમાં નિષ્કપટ ભાવથી લીન રહેનાર સાધક બે રોટીના ટુકડા સારૂ ઘેર ઘેર ભટકતો ફરે, આ વાત જોઈને તાર્કિક લોક મન ફાવે તેમ કલ્પના કરતા. પરંતુ નિત્યાનંદનું ધ્યાન તે તરફ હતું જ નહિ. તે તો સર્વ વિધાતાનો ખેલ છે તેમ માનતા.

આ પ્રમાણે સાધારણ આદમી અથવા કાચા વિચારના યુવકો માટે નિત્યાનંદ એક ઉપહાસની વસ્તુ બની ગયો હતો. તે લોકો કોઈ કોઈ વખત તેને કહેતા કે આખો દિવસ ધ્યાનમાં પડી રહેવાથી શો લાભ છે? કંઈ ભગવાન પાસે ખજાનો નથી પડી રહ્યો કે તે તને સોંપી દે, કમાવાનો સમય છે તેને તો તું આવી રીતે બરબાદ કરી દે છે. આ વખતે કામ પર બેસે, તોએ બે ચાર આના મળી જાય; પણ તું તો બહુ અજબ આદમી છે જ્યારે જુઓ ત્યારે મંદિર જ મંદિર સૂઝે છે. જો તેમાં કંઈ માલ હોત તો અમે લોકો શું મૂર્ખા છીએ કે આ તરફ ધ્યાન ન દઈએ. તમે અમને એ તો બતાવો કે કલાકોના કલાકો મંદિરમાં ગાળવાવાળાને પેટ ભરીને ખાવા પણ કેમ મળતું નથી?

નિત્યાનંદ આવી વાતોનો કંઈપણ જવાબ દેતો નહિ. આ તેના માટે એક જાતની કસોટી હતી. તે તેને ઝેરનો ઘુંટડો માની પી જતો. આ ઉપરાંત બીજું થઈ પણ શું શકે? જ્યારે તે આવા લોકોની વાતો સાંભળી સાંભળી તપી જતો ત્યારે તે કયારેક કયારેક ફક્ત એટલું જ કહી દેતો કે 'તમારી વાતો વ્યર્થ છે' હું તે સાંભળવા માગતો નથી; ધન-સંપત્તિમાં મનુષ્યની મહત્તા નથી તે તો વેશ્યાની પાસે પણ હોય છે. શું હું ભગવદ્-ભજન એટલાં માટે કરૂં છું? ભક્તિમાં જે આનંદ છે તેને તમે 'બિચારા શી રીતે જાણી શકો? લોકો તેની વાતો સાંભળી વિશેષ મશ્કરી કરતા.

આજે નિત્યાનંદ પાછલા દિવસનો ભૂખ્યો પથારીમાંથી ઊઠયો છે. અન્ન ન મળવાથી શરીરમાં કંઈક થાક જેવું લાગે છે. તેની પાસેના જ એક દવાખાનામાં જઈને નાડી બતાવી તો વૈદજી બોલ્યા તાવ છે, આજે ન્હાશો નહિ. ભગતજીએ કહ્યું—એ કેમ બનશે! ભલે મરી જાઉં પરંતુ પૂજા કરવાની નહિ છોડું અને ન્હાયા સિવાય તે થઈ પણ ન શકે. વૈદે કહ્યું કે એક દિવસ સહન કરી લે. નિત્યાનંદે વૈદની વાતોનો કંઈપણ જવાબ ન આપતાં દવા લઈને ચાલવા માંડયું અને નદી પર જઈને ન્હાયો.

× × ×

ભગતજી સ્થિર આસન લગાવી મંદિરમાં બેઠા છે. એવું માલૂમ પડતું હતું કે જાણે પરબ્રહ્મમાં લીન થવા માટે કોઈ યોગી બેઠા હોય. કલાકોના કલાકો વીતી ગયા પણ તેમની સ્થિરતામાં કંઈપણ ફરક ન પડયો. છેવટે ધ્યાનમાં બેઠેલા ભગતજીને અકસ્માત એક દિવ્ય મૂર્તિ દેખાવા લાગી. ભગતજીએ તેને પૂછયું કે તમે કોણ છો?

'જેની તું પૂજા કરે છે તે.'

'તમે અહીં કેમ આવ્યા છો?'

'તારી સંભાળ લેવા અને ઇચ્છાઓ પૂરી કરવા માટે. મારી શી સંભાળ રાખશો અને મારી શી ઇચ્છાઓ છે તેની તમને શી ખબર?'

'હું તારા મનની વાતો જાણું છું. તારે મારી સાથે પૂછપરછ કરવાની જરૂર નથી. હું તારી ભક્તિથી પ્રસન્ન થઇ આજે તને ધનવાનોનો રાજા થવાનુ વરદાન આપું છું.'

આમ કહીને તે દિવ્ય પુરુષ અંતર્ધાન થઇ ગયા. નિત્યાનંદે ધ્યાનની સમાપ્તિ બાદ આંખો ખોલી તો પોતાની આ વિચિત્ર ઘટના પર તેને આશ્ચર્ય થવા લાગ્યું. આ વિકટ માર્ગ તેની સમજમાં ન આવ્યો. વિચાર કર્યો કે ચંચળ મન એક જગાએ નથી રહેતું જ્યારે તેને વાસનાઓ ઉઠાવીને લઈ જાય છે ત્યારે એમજ થાય છે, આ એક સ્વપ્નવત્ બીના હતી. પણ આથી નિત્યાનંદના શરીર અને મનમાં કંઇક શક્તિ આવી ગઈ હતી તે દિવસનો આનંદ એવો હતો કે જે અત્યારસુધીમાં તેના હૃદયમાં ક્યારે પણ પેદા થયો ન્હોતો. મંદિરમાંથી ઊઠીને ઘેર ગયો તો ત્યાં ઘરનો દરવાજો ખોલતાં જ તેના આશ્ચર્યનો પાર ન રહ્યો ત્યાં સોનું, રૂપું અને હીરા–મોતીના ઢગલા પડેલા હતા.

× × ×

આ સમયે અજય નગરમાં નિત્યાનંદસિંહ એક મહાન વ્યાપારી ગણાતા અને કરોડપતિઓમાં તેમની ગણત્રી થતી હતી. દશ મિલોના તો પોતે માલિક હતા. જેમની સાથે પહેલાં કોઈ સહાનુભૂતિથી વાત પણ ન્હોતા કરતા જે અજય નગરનો સૌથી અધિક દરિદ્રી અને દુ:ખી પ્રાણી મનાતો હતો. તે નિત્યાનંદ આજે નિત્યાનંદસિંહ બની ગયો છે. જે થોડા સમય પૂર્વે ભક્તિ અને ઉપાસનાનું પુતળું બનેલ હતો. પોતાનો વધુમાં વધુ સમય જે ભગવદ્ ભજનમાં ગાળતો હતો, તેને હવે ભગવાનનું નામ લેવાની પણ ફુરસદ મળતી નથી. જેમ જેમ લક્ષ્મીની કૃપા વધતી ગઈ તેમ તેમ ધર્મ ઉપરનો પ્રેમ ઘટતો ગયો. ધનના આ વિચિત્ર ઉત્પાતે તેનામાં મસ્તકથી તે પગના તળીયાં સુધી પૂરેપૂરું પરિવર્તન કરી દીધું. હવે આ સંબંધમાં પહેલાનાં ભગતજી અને આજના નિત્યાનંદસિંહ શેઠ કોઈની સાથે વાત કરતા તો પોતે હુકમ કરતા કે ભાઇ શું કરું ફુરસદ નથી, શું આખો દિવસ મંદિરમાં જ બેસી રહું ! કંઇક ઘરનાં કામ કાજ તરફ તો જોવું ને? ગુમાસ્તાના ભરોસા પર રહીએ તો કારોબારનો સત્યાનાશ થઈ જાય છે. હું તો વ્યાપારના સંબંધમાં 'ધણી વિના ધણ સુનું' એ કહેવતને માનનારો છું.

આ વખતે નિત્યાનંદસિંહની ઉમ્મર લગભગ ૪૫ વર્ષની હતી. એક વર્ષમાં જ તેનો વેપાર એટલો બધો વધી ગયો કે લોકો આ એકદમ પરિવર્તન જોઈને આશ્ચર્યચકિત થયા હતા. આ વખતે આ દેશનો બધો વેપાર તેના પોતાના હાથમાં હતો, જાણે પોતે વેપારના દેવતા હતા. લોકો તેમને પૃથ્વીનો કુબેર ભંડારી કહેતા હતા પોતાના આલીશાન મહેલની સરખામણીમાં રાજમહેલની કંઇ કિંમત નહોતી. સર્વેના મુખમાં ચર્ચાનો વિષય એક ફક્ત શેઠ નિત્યાનંદસિંહનો જ હતો.

એક દિવસ એક આધેડ અવસ્થાના આદમીએ આવીને કહ્યું કમલાપતિ શેઠની પુત્રી સુભદ્રા એક સુયોગ્ય અને અતિ સુંદર કન્યા છે શેઠજીએ મને આપની પાસે મોકલીને કહેવડાવ્યું છે કે આપ આ સંબંધનો સ્વીકાર કરો. એ આદમીની આ વાતનો જવાબ દેતા શેઠજી બોલ્યા—ભાઇ શું કહું "પાંચસો જન્મપત્રિકાઓ આવી છે. જોશીઓને બતાવી આ સબંધી નિર્ણય કરીશ. હાલમાં હું કાંઇ જવાબ નથી આપી શકતો. તમો પણ જન્મપત્રિકા લઇ આવો. આ બાબત ઉતાવળ કરવામાં કંઇ લાભ નથી. તમો હાલમાં જાઓ જરૂર હશે તો હું તમને બોલાવી લઇશ." આ વાત સાંભળીને આવનાર માણસ ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી એક ગરીબ આદમીએ આવીને શેઠજીને કહ્યું—શેઠ સાહેબ ! હું બે દિવસથી ભૂખ્યો છું. કંઇક ખાવાનું મળી જાય તો મારો પ્રાણ બચી જાય અને સાથે સાથે એક ઓઢવાનું વસ્ત્ર આપવાની કૃપા કરવામાં આવે તો આપનો ગુણ હું ક્યારે પણ નહિ ભૂલું આપ તો ઇશ્વરના પ્યારા છો. શેઠજી કામમાં એટલા બધા મશગુલ હતા કે આ ભૂખ્યા આદમીની વાતો પર તેમણે કંઇપણ ધ્યાન ન દીધું જ્યારે તેણે શેઠજીને સંભળાવવા માટે બહુ જ જોરથી બોલવા માંડયું. ત્યારે શેઠ ક્રોધાયમાન થઇને એક નોકરને કહેવા લાગ્યા આ બહુ જ નાલાયક આદમી છે. તેને કહીદો તુરત અહીંથી ચાલ્યો જાય. તે ન માને તો ધક્કા મારીને કાઢી મૂકો. આવા હૃષ્ટપુષ્ટ આદમી કમાઇને કેમ નથી

ખાતા ! શેઠજીની આ વાતો સાંભળીને ત્યાંથી પોતાની જાતે જ હસતા એ ભિખારીએ કહ્યું અરે શું એક જ વર્ષમાં તમારા એ વાતો ભૂલી ગયા શું ! તમને યાદ નથી કે કંઈક થોડા જ સમય પહેલા મારા જેવી જ તમારી અવસ્થા હતી. ભલા આદમી તે તારા પુરાણા દિવસો સંભાળ. મારે તારી રોટી નથી જોઈતી આજે મને આખા દિવસમાં કહીંથી રોટી મળી નથી. એટલા માટે તારા દ્વાર પર આવ્યો છું નહિં તો અહીં આવવાની જરૂર જ શી હતી ! અગર તારી પાસે મારા માટે કંઈપણ નથી તો ઈશ્વર કરે કે તારા માટે કંઈ પણ ન રહે.

× × ×

નિત્યાનંદસિંહ શય્યા પર સુઇ રહ્યા હતા. જાણે એકાએક કોઇએ તેમના હાથ પકડીને જોરથી કહ્યું મારા વરદાનનો દુરૂપયોગ ! આ તો મેં બહુ ખરાબ સોદો કર્યો કે જેથી ગાંઠની પુંજી ગુમાવીને ભકત વગરનો બની ગયો.

નિત્યાનંદે કહ્યું—તું કોણ છે ? અને આ શી વાત કરી રહ્યો છે ? મારા સમજવામાં કાંઈ આવતુ નથી.

'હું તે છું જેણે તને દરિદ્ર નિત્યાનંદમાંથી શેઠ નિત્યાનંદ સિંહ બનાવ્યો છે.'

"તમે તો બહુ જ મોટી મોટી વાતો બનાવો છો. હું તો મારી જાતે જ મારા પરિશ્રમથી આટલો મોટો બન્યો છું, આવી મૂર્ખતાની વાતો તો મેં આજ સુધી (મારા સંબંધમાં) કોઇ પાસેથી પણ સાંભળી નથી. તું અહીંથી ચાલ્યો જા, મને તારીસાથે વાત કરવા અવકાશ નથી. જેની આંખોના ઈશારાથી દેશનો આખો વ્યાપારી સમાજ નાચી રહ્યો છે તેની આગળ આવી વાતો ! આવી રીતે છુટ લેશો તો ધક્કા ખાશો ચાલી જાઓ અહીંથી !"

"શું હું મારી માયા સમેટી લઉં ?"

"મારી સમજમાં નથી આવતુ તમે શું કહો છો ! કેવી માયા ? કંઈ સ્પષ્ટ તો કહો ! અરે તારો અવાજ તો કાલના ભિખારીના જેવો માલુમ પડે છે શું તું ભૂખ્યો છે ! રોટી મંગાવી આપું ?"

હા હું તે જ છું. હવે મને રોટીની જરૂર નથી. શું તને આ વખતે મારૂં રૂપ નથી દેખાતું ! હું મૂલ્યવાન હીરાથી જડેલ મુગટને શિર પર ધારણ કરી તારી સામે ઊભો છું. સારૂં, હું જાઉં છું. ધનના ઉન્માદમાં તું કેટલો બધો બદલાઇ ગયો તે વિચાર કરતો કરતો જાઉં છું. નિત્યાનંદસિંહ આનો જવાબ દેવા જાય છે કે ઘડીયાળનો એલાર્મ વાગ્યો. પોતે તુરત ઉઠી ઊભો થઈ ગયો. આ સ્વપ્ન પર વિચાર કરતાં કરતાં થોડી વાર નિસ્તબ્ધ થઈ શય્યા ઉપર બેસી રહ્યો. થોડીક વારૂ પછી એક નોકરે આવીને કહ્યું—આપ બહાર પધારો, કોઠી પર સેંકડો આદમી ભેગા થઈ ગયા છે.

ત્યાં જતાં જ નિત્યાનંદસિંહે જે સમાચાર સાંભળ્યા તેથી તે બેહોશ થઇને ધડાક દઈને જમીન પર પડી ગયો.

* * *

રૂણ, સોનું અને ચીઠાનો ભાવ એકદમ ગગડી જવાથી, વખતસર તેનું વેચાણ ન થઈ શકવાથી આપનો બધો કારોબાર ઠંડો થઇ ગયો. કાલ સાંજ સુધી જે વેપારીઓનો રાજા હતો તે આજે બે રોટીની શોધમાં ફરવાવાળો તે જ પહેલા જેવો નિત્યાનંદ બની ગયો. ધનનો ઉન્માદ મનુષ્યમાં કેટલું પરિવર્તન કરી દે છે તે સર્વે લોકોએ પોતાની આંખોથી પ્રત્યક્ષ જોયું. નિત્યાનંદ 'પુનર્મિક્ષુકોભવ'ની માફક પહેલાં જેવો જ કંગાલ થઈ ગયો. પછીથી તેનો બધો સમય ભગવાનની ભક્તિમાં મંદિરમાં જ જવા લાગ્યો અને તે જ ભગતજીના નામથી લોકો તેને બોલાવવા લાગ્યા.

ધ્યાનમાં બેઠેલા ભગતજીને ફરી એકવાર પરિચિત આકૃતિ દેખાવા લાગી, તે જોઈ ને આનંદ પામતાં નિત્યાનંદ બોલ્યો–' ભગવન હવે આવી ભૂલ કયારે પણ નહિ કરૂં, આ વખતે તો મને ક્ષમા આપો. પણ પરિચિત આકૃતિએ કહ્યું–હવે હું વારંવાર તારી ચુંગાલમાં ફસાવાનો નથી જે મારી માયા હતી તે મેં સમેટી લીધી છે. આટલું કહીને તે આકૃતિ અંતર્ધાન થઈ ગઈ. "

---

હાર્યો હું અતિ શ્રમથી,<br>
હૈયું ન ધીર ધરતું,<br>
દર્શ દે હવે તો...<br>
છેલ્લા શ્વાસ ભરતું !

—શ્રી નટવરલાલ પંચાલ



# કાવ્યકુંજ

—આ માસની પાદપૂર્તિ—

## આનંદની ઊર્મિઓ

ઊંચા આર્તસ્વરે પુકાર પ્રભુને, પ્યારા પ્રભુના કહે,
જંજાળી જગથી જુદાઈ જેને આંસુ નયનથી સરે;
રોમે રોમ ભરી દીસે વિકળતા, છે પ્રેમની પૂર્તિઓ
એના 'પુનિત' ઉરમાં ઉલટતી આનંદની ઊર્મિઓ.

શ્રી. 'પુનિત'

જે જે મેળવશે ઉતાવળ થકી, ને વ્યગ્રતા વાપરી,
તે ચાલ્યું ય જશે ઉતાવળ કરી ચિન્તા દઈ આકરી;
શાન્તિ ને સમતા નથી જીવનમાં તો મેળવ્યું વ્યર્થ છે,
સ્વપ્નામાં યં ન સાંપડે કદિ તને આનંદની ઊર્મિઓ

'મીઠી સાકર'–શબ્દથી કદી તને ના શર્કરા સાંપડે,
બોલેલું સઘળું નકામું નિવડે, અંધારમાં આથડે;
જ્ઞાનો ભાષણીયાં ભણી બહુ ભલે વિદ્વાનમાં તું ખપે,
સત્કર્તવ્ય વિના નહિં કદિ મળે આનંદની ઊર્મિઓ.

—'મંગલ'

નિત્યે ભોજનમાં ભલે મળી શકે ભાજી અને ભાખરી,
ચિન્તામુક્ત બની ગુફા મહિં કરૂં સ્વાધ્યાયની ચાકરી;
ક્લેશોથી થઈ મુક્ત આપ્તજનની સાથે રહું સ્નેહથી,
આવે જંગલમાં ય મંગલ બની આનંદની ઊર્મિઓ.

સ્વપ્નામાં ય ભલે નહિં સુખ મળે, તો યે નિજાનંદમાં,
ના'વે કોઇ વિરોધપૂર્ણ જનતા એ દંભના ફંદમાં;
આત્મારામ બની સહી સહુ વિષે પ્રીતિ કરે સર્વદા,
અર્પે અંતરમાં ભરેલ ઉદધિ આનંદની ઊર્મિઓ.

મો. ગગનવિહારી

સ્હેજે 'શૂન્ય' સમાન હોય પણ એ મૂર્ખો ગને હાથથી,
આંકે લાખગણું સદા નિજ સુખે છે મૂલ્ય એ વાતથી;
એવા અક્કલના બનેલ બહુધા એ 'બારદાનો' વિષે,
આવી કેમ શકે કહો કદિ ય એ આનંદની ઊર્મિઓ?

મોહું પૂર્ણ ખીલેલ ચંદ્ર સરખું સારૂં રહે સ્વાર્થમાં,
આવે જ્યાં પરમાર્થ ત્યાં બની રહે, પીધેલ એરંડીયું!
એવા દંભતણા ગુલામ થઇને રાચી રહે ગર્વમાં,
આવે અંતરમાં કહો કઈ રીતે આનંદની ઊર્મિઓ?

શ્રી '૦ શૂન્યમ્'

કંઠે ઝેર ભર્યું હલાહલ સમુ આંખો વિષે આગ છે,
સર્પો સર્વ શરીરમાં ફરી અને વીંટાઈ બેસી ગયા!,
રાખ્યું સ્થાન સ્મશાનમાં પણ અરે! એ સચ્ચિદાનંદના,
શોભે છે સ્મિતપૂર્ણ એ મુખ વિષે આનંદની ઊર્મિઓ.

વેચાતી મળતી નથી, ન બદલામાં કોઈ રીતે મળે,
માગ્યાથી ન મળે અને કુસમયે એ ટાળતાં ના ટળે;
મુક્તાહાર વિહારથી વધી જતી: ના ક્ષીણ કો 'દી' થતી,
સંસ્કારે સ્ફુરતી સુભાગી જનને આનંદની ઊર્મિઓ.

શ્રી 'શરણ્ય'

ચાલુ ટ્રેઈનમાં બે મુસાફરો વાર્તાલાપ કરે છે:–

પ્રશ્નઃ—બોલો કેમ ન બોલતા કંઈ તમે?—

ઉત્તરઃ—શું બોલ બોલું કહો!,

પ્રશ્નઃ—સર્વે તો હસતા મુસાફર અહીં
શું આપ મૂંગા રહો?

ઉત્તરઃ–

દીધા ડબ્બલ દામ મેં ટિકીટના તોયે નહીં સીટ છે!
આવે અંતરમાં કયા સુખ થકી આનંદની ઊર્મિઓ'

"મુસાફર"

આરાધી પ્રતિમૂર્તિ દિવ્ય દીવડે ઊતારતાં આરતી.
જેના ગીત બજાવતી ગુણવતી શ્રી ભક્તની ભારતી;
જેના સંસ્મરણે મીઠાશ રસના નિત્યે નવી ધારતી,
સાક્ષાત્કાર થતાં ઉરે ઉછળતી આનંદની ઊર્મિઓ

શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા B. A.

આવ્યું યૌવન આજ એ ગત થયે,
આવી રહી છે જરા,
રોયા ઘોર સમક્ષ મૃત્યુ નિરખી,
શાને ધ્રૂજે - છે, ભલા !

જન્મે ના, નવ મૃત્યુ રે,
મહદ છે આત્મા તણી ભવ્યતા,

જન્મે ના, કદિ મૃત્યુ, વ્યાધિ,
ચિત કે સ્પર્શે નહીં ઉષ્ણતા;
વર્ણી છે નિજ વાણીથી વિભુવરે,
આત્મા તણી કીર્તિઓ,
મૃત્યુનો ભય કાં ધરો ?
ઉર ધરો આનંદની ઊર્મિઓ !

ચિંતા, ખટપટ, કાંઈ કાંઈ કલહો, ને હાડમારી, ઘૃણા,
આકંદાર્જવ, આર્દ્રતા, પ્રબલત્યાં દ્વેષો અને દૈન્યતા;
ત્રાસે ભીષણ ત્રાસથી જન બની ઉદ્વેગની મૂર્તિઓ,
ક્યાં ક્યાં હોય ! કહો નિવાસ કરશે આનંદની ઊર્મિઓ ?

શ્રી ધીરૂભાઇ વી. પુરોહિત

ઊછળતા અબ્ધિ સમું સુજન સૌ, નામે રૂપે ખળભળે,
મિથ્યા માય પ્રપંચ ખેલ જગના,
સમજાય ના શું અરે !
મહિમા આ અવિનાશી વ્યાસ વિભુનો
જાણે સહુ મર્મીઓ,
ચિદાનંદ સ્વરૂપમાં વિલસતી આનંદની ઊર્મિઓ.

હું, તું, તે, સૌ ભાવ પાર કરીને સંભાવજે ધીરતા,
ત્રણ ગુણો ત્રય ભાનને સરકરી સાક્ષિ સમા રાજતા !
તેવા પૂર્ણાનંદી ને પ્રવૃત્તિ શું ? જાણે સહધર્મીઓ,
આત્મોલ્લાસ ઉછાળતી સહજ એ આનંદની ઊર્મિઓ.

સંતશ્રી સીતારામજી

ભારતમાં નવ તેજથી ચમકતી સ્વાતંત્ર્ય ઉષા ઊગી
ત્યાં તો શોણિતપાત પ્રાત મહીં
આ - શી ' ઘેલછા છે બધી !

ભાંડુ ભાન ભૂલી બન્યા ઝઘડવા દાવાનળો વેરના
આજે તો ભભૂકી રહ્યાઃ વિસરતા માનુષ્યને માનવોઃ
કોને ઉર પ્રફુલ્લતી ઊછળશે આનંદની ઊર્મિઓ ?'

જ્યારે વૈર તણો મહાભભૂકતો અગ્નિ જશે આ શમી,
શાંતિ સ્વાર્પણ પાઠ દેશભરના સૌ માનવીમાં રમી—
રહેશે, પ્રેમ દયા અને ફરકશે ધર્મધ્વજા ત્યાં રૂડી,
આ હિંસામહીંથી પુનઃ પ્રકટશે શાંતિતણા સ્વસ્તિકોઃ
ત્યારે અંતરમાં અનંત ઊઠશે આનંદની ઊર્મિઓ.

શ્રી રમણલાલ વ્યાસ

છોને દુઃખો પડે શિરે, ,મૃત્યુ ' યે ગર્જે .ઊઠે
વશ તેને નહીં થાતાં, મર્મ ઊંડો ઉરે વહે,
દુઃખના મૂળમાં કેવું 'સુખનું ઝરણું વહે !
વીરલા સંતના હૈયે વહે આનંદ-ઊર્મિઓ.

પ્રભાવતી ચુનીલાલ સપડીઆ

પામે સૌખ્ય અધર્મીઓ અધિક ને ભૂખે મરે ધર્મીઓ!
દંડાયે મુનિ-સન્ત દુષ્ટ જનથી પૂજાય દુષ્કર્મીઓ !
પામે ઢોંગધતીંગથી ધન ઘણું જ્યાં ધૂર્ત નિષ્કર્મીઓ !
શી સ્ફુરે કલિ-નાટય જોઇ હૃદયે આનન્દની ઊર્મિઓ?

શ્રી "મસ્તમયૂર"

શાં શા તેં કરમો કીધાં જગતમાં વિચારી લે ચિત્તથી,
સ તોષ્યાં દીન કેવી રીત વરત્યો વ્હાલાં પ્રતિ પ્રીતથી,
કેવા મિત્રથી હેત તુંવરી રહ્યો, હિતસ્વી કોનો બન્યો ?
કેવાં પક્ષી પશુ અરે મનુજની, સેવા વિષે તું રહ્યો ?

દીધો લાભ વિચાર કોને જગમાં, કોથી વર્યો લાભને !
ક્યારે ધ્યાન વિષે રહ્યા પ્રભુતણા, કીધાં વિભુ ગાનને,
કોનાં અ તર પારખ્યાં રસભીનાં કોનાં કીધાં અંતરો
વિચારો ઉપજાવતા સુહૃદયે, આનંદની ઊર્મિઓ.

ચૂડગર સાંકળચંદ ભુલાભાઈ

અંતર દીપ જ્યહાં સ્ફુરે તરત ત્યાં, ભાગી તમન્ના ખરી,
ત્યાં જાગી જ સ્વતંત્ર શુદ્ધ બનતા, જ્ઞાની મુનિ થઈ જતા,
યોગ પ્રેમ સ્ફુરંત એ વહનમાં, ઘડતા પ્રવૃત્તિ નવી,
એના પ્રાણપ્રવાહમાં ભળી જતી, આનંદની ઉર્મિઓ.

રંગો જેમ અનંત વારિધિમાં, છુપા રહે સર્વદા,
તેમ પ્રેમપ્રવાહમાં ભળી નવા, વેગો જ્યહાં પામતા,
શાંતિ, શીતળતા તથા મધુરતા, આવી જ્યહાં સર્વદા,
એના પ્રાણ પ્રવાહમાં ભળી જતી, આનંદની ઉર્મિઓ.

શ્રી કંચનલાલ કાંટાવાળા

આનન્દાર્ણવ એક દ્રષ્ટા દેવ દયાળુ છે
આ દશ્યોના ભેદ છે આનન્દની ઊર્મિઓ.

બ્રહ્મજ્ઞાન થતાં જતાં ભ્રમ બધા અદ્વૈત આરાધતાં
માયા ઓળખતાં ગુણો વિરમતાં સદ્ધાસના સ્ફુરતાં
દેહાતીત થતાં સ્વરૂપ સમજે છે એમ આલેખતાં
સોઽહં શાન્તિ ભરી સદાય ઊછળે આનન્દની ઊર્મિઓ

યોગીને ધૃતલાભથી પ્રણયીને સંયોગથી પ્રેમીના
રોગીને રસ વૈદ્યથી સુખિજનને જોતા થકી માતના
ભક્તોને ભગવાનથી શ્રમિતને નિશાન્ત વિશ્રામથી
દેખાતી ઉરમાં રૂડી ઊછળતી આનન્દની ઊર્મિઓ.

શ્રી બાલયોગી

સંસારે દુઃખથી સદા ઉગરવા "श्रीकृष्णःशरणं मम"
ભક્તિભાવ ભર્યાં વિશુદ્ધ હૃદયે, ભક્તો જપે મંત્ર એ;
ભક્તિ અવ્યભિચારિણી પ્રભુ પ્રતિ, પ્રાર્થી રહે ભાવુકો,
ભક્તિના રસસાગરે ઊછળતી, આનંદની ઊર્મિઓ;

શ્રી ઉ. જે. મહેતા

યથેચ્છ યશ મેળવવા, નથી સત્કૃત્યો કંઈ કર્યાં,
દબાવી પાપના ઢગલા, પ્રભુનાં ભજનો રૂચ્યાં,
નચાવે પ્રભુ ભક્તોને, દેવા પ્રેમની વૃત્તિઓ
મળે છે દંભ-ભક્તોને, એ આનંદની ઊર્મિઓ.

શ્રી શાન્તિ કોન્ટ્રાક્ટર

સંસારે સ્થિતપ્રજ્ઞતા રચી વળી
સર્જી વિભૂતિ ઘણી,
ને સર્જ્યાં જનપ્રાણીઓ વિધવિધ
સૂર્યો શશાંકો વળી.
ને નભમંડળને વિષે ચમકતા
સપ્તર્ષિ ને તારકો.
આવે છે નિરખી દ્યુતિ વિભુ તણી
આનંદની ઊર્મિઓ.

શ્રી બાલજોષી સરઢવકર

છોડી આ જગને જઈશ નવ તું જોગી બની જંગલે,
સિદ્ધિઓ સઘળી મળે મનુજને વાંછિત ભૂમંડલે;
સેવામાર્ગ પવિત્ર છે, જગતમાં પૂજાય છે કર્મીઓ,
સેવાભાવી ઉરે સદા ઊછળતી આનંદની ઊર્મિઓ.

કવિ શ્રી બાલકૃષ્ણ એમ. વ્યાસ

આશામાં જીવતા મનુજ સહુ તે આશા તણા તન્તુઓ,
આશા–સાગરમાં તરે મનુજ સૌ આશાતણા નાવડે.
આશા સ્વપ્ન મધુરને સુખદ છે એના સુસંસ્મરણો.
સાચા જીવન જેટલો સમય રે' આનન્દની ઊર્મિઓ.

કવિ શ્રી ગોવિંદરામ વ્યાસ

માયામાં લપટાઈ કૂડે ભવમાં, સંસારમાં સ્વાર્થના,
આધ્યાત્મે કંઈ કોઈને ન સમજે, ફૂલાઈ રે' દર્પમાં;
વ્યાધિઓ ઉપજે જહીં નવ નવી, ચિન્તા વડી દિલમાં,
રે'ના ઠામ જ ચિત્ત કેમ ખીલી રે', આનંદની ઊર્મિઓ.

"મુમુક્ષુ"

—આવતા માસની પાદપૂર્તિ—

" જે રમ્ય ક્ષેત્રે "

તા. ૨૦-૧૨-૪૬ સુધીમાં જ કાર્યાલયમાં મળી જવું જોઈએ.




લે: શ્રી જહાંગીર અરદેશર ડાક્ટર

### ગુરુદ્વાર ઉપર

મહાગુરુ જીસસ ક્રાઇસ્ટે બાંધેલા એક આશ્રમના ગુપ્ત ખુણામાં આ શિલાલેખ હતો.

રહેવા દે, રહેવા દે, દયાળુ ભગવન્, ત્હારા લક્ષ્મીના ભંડારો અને મહારાજ્યો રહેવા દે. કોઇક ભગત માટે, જે ત્હારા મંદિરના ઉમરા ઉપર માથુ મૂકી, પોતાની મુરાદો ત્હને કહી સંભળાવતો હોય તેને માટે

રહેવા દે, રહેવા દે, દીક્ષિતની પદવી, પોતાના રુધિરથી પગ ધોઇ, પાવન થયેલા એકાદ ઉત્સાહી ચેલા માટે:

રહેવા દે, રહેવા દે, પ્રભુ ત્હારાં દિવ્ય જ્ઞાનનાં પુસ્તકો અને તાડપત્રો, ભવિષ્યમા અવતરનારા પયગમ્બર માટે; મ્હારે ધર્મનો ઝંડો નથી ફરકાવવો.

દઈ દે, દઈ દે, ફક્ત મ્હને જોવાને આંખ, સાંભળવાને કાન અને ગરમ લોહીવાળુ દયાળુ હૈયું.

આ અજ્ઞાન અને અંધારી પૃથ્વી ઉપર અજાણ્યા ખુણામાં કર્મ અને ન્યાય અન્યાયની મુંગી શિક્ષાએ, મુંઝાએલા અનાથ લાચારના દુઃખને દેખવા મ્હને આંખો દઇ દેઃ

જંગલમા, ઘરમા, મહોલ્લામાં, પાંજરામાં, અજ્ઞાન હાથોએ ઘવાએલા અને તરફડતાં પંખીપશુની વેદના સાંભળવા મ્હને કાન દેઃ

પ્રભુ પ્રભુ, અનાથ મનુષ્યજાતિના હૈયાંની ચણચણાટ બુઝવવા ગરમ લોહી અને હૈયાની મીઠી કુમળાશ મ્હને દઇ દે

હું શું કરૂં ત્હારા સ્વર્ગને ! ગીતા અને ગાથા, કુરાન અને બાઇબલના દિવ્ય જ્ઞાનને !

મહાત્મા અને દીક્ષિતના અવિચળ પદોને !

જગતનાં ગરમ અશ્રુ હજી મ્હને લુછવા દે, ગરમ હૈયાની લ્હાયથી ભસ્મીભૂત થવાનું મ્હને શીખવા દે. મુક્તિની શા માટે ઉતાવળ ?

★

### શહેનશાહ અને સુફી

કર્મના નિયમ પ્રમાણે એક સુંદર આરામસ્થાનમાં બે કબરો સામસામી ચણેલી હતી, બન્ને કળામય રીતે સાદી અને રૂપાળી હતી, પૂજાના ફૂલો બન્ને ઉપર વેરાયેલાં હતા. તો યે બન્ને ઉપર કોતરેલા લેખમાં ભારે ભિન્નતા હતી.

જ્યારે આ ગામ, આ તાલુકા, આ પ્રાંતના જુલમી રાજાના શિરને, મ્હારી પોતાની શૂરવીર સમશેર વડે ભોંય ભેગું કરી વિજેતા તરીકે આ પાટનગરમા દાખલ થયો, ત્યારનાં મ્હારાં યશોગાનનાં શાં મહાકાવ્ય અહીં લખવા!

રૂપાળી કુમારિકાઓએ મ્હારા પગ તળે ગુલાબ અને મોગરાના પુષ્પો બીછાવી દીધાં હતાં, કલ્લોલ અને આનંદ, ગુલાલ અને અત્તરો ભેગાં મળી મ્હને વધાવતાં હતાં.

આખા જીવન પર્યંત સ્વર્ગીય દેવતાઓને દુર્લભ એવા અનેકાનેક લાવણ્યમય ભોગો મ્હારા ચરણને ચૂમતા હતા; કિંતુ આજે હું જાઉં છું. આ મધુરાં મધ, મારા ભરપૂર ખજાના અને અતિ કોમળ રાણીઓના અંતઃપુરનો લાચારીથી ફરજિયાત ત્યાગ કરીને હું ચાલ્યો જાઉં છું ત્યારે મ્હારી આધાર વિનાની વિષમ પરિસ્થિતિ હળવી બનાવવા માટે આ લાંબી પહોળી સૃષ્ટિમાં એક જીવનસંજીવની શોધી જડતી નથી. સંખ્યાબંધ ગુલામો અને સાથીઓમાંથી એક મ્હારી જોડે થઇ શકતું નથી, તો ડરામણા મૃત્યુ પછી મ્હારો સાથી કોણ હશે ! મ્હારૂં મન મુંઝાય છે.

પરમકૃપાળુ પ્રભુ ! મ્હારા ગુન્હા માફ કર, મ્હારા દોષો પ્રત્યે આંખમીંચામણુ કર અને ત્હારી પોતાની દિવ્ય જ્યોતિ વડે મ્હારા કાદવમય માર્ગને જરી તો ઉજાળ ! રામ...... રામ...... રામ...... !

ત્યારે સામેની ટાવર ઉપર આ શબ્દો હતા "ઉનાળાના મધ્યાહ્નને, આ રમણીય પાટનગરમાં ગુરુ-ઇચ્છા પ્રમાણે દાખલ થયો છું: રાતનું ભાતું સમડીના માળામાં કદાચિત પડયું હશે."

ભિક્ષા માગવાની ગુરુની મનાઈ છે આથી આજ ત્રણ દિવસ થયાં ભાખરી કિંવા ટંકું પાણી દેખ્યું નથી.

આવી વિષમ પરિસ્થિતિમાં યે ભીચ મેદનીથી ઉભરાતા ચકલેના મધ્યભાગમાં, પ્રેમી હૈયાં વડે જ, વેદાંત અને પર જ્ઞાનની મોંઘી વાતો, સરળતાથી ટહુકી રહ્યો છું ત્યારે અનેકાનેક જડ અને બહેરા કાનો તો મ્હને સાંભળતા જ નથી; હજારો આંખો મારી મશ્કરી જ કરે છે, રખડેલ છોકરાઓ મ્હારા ભણી નાની નાની કાંકરીઓ ફેંકે છે, ત્યારે મઝાકમાં કોક દયાળુ બોલી ઊઠે છે, "હે અડપલાઓ, મહાત્માને હેરાન શીદને કરો છો ? એ ગરીબ આજ સુધી ભાખરી પણ પામ્યા હોય તો પ્રભુ જાણે–અ હા......!"

આ કોમળ શબ્દો પાછળ હૈયાને વીંધતી મજાક-મશ્કરી અને કોથળીમાં ભરવામાં આવતા ગીનીઓના સોનેરી રણકાર જ્યાં–ત્યાં સંભળાય છે. હશે ! ગુરુ-ઇચ્છા!

એ બધા મ્હારા પ્રેમી અજ્ઞાન બંધુઓ જ છે ને !

ગુરુ–આજ્ઞાની શી મહત્તા!" "વહી ગયાં વરસો વહી ગયાં એ માયાવી સ્મરણોથી!

આજે હું તો જઈશ ક્યાં ? કોઈ પૂછશો માં! અરે કોઈ રડશો મા!

પેલા મ્હારા દિવ્ય ગુરુ મૈત્રેય ભગવન્, મધુરાં અને મીઠાં હાસ્યથી મ્હને સત્કારે છે: ભૂલ્યો, એ મ્હારા ગુરુ સાથે જ બુદ્ધ ભગવાન પણ છે. મનુ મહારાજ પણ છે.

આવું છું—ગુરુ દેવો—હું આવું છું...પણ...પણ ...આ માયાવી કોલાહલાટ શો ? આ રુદન શાં ? આ મીઠી ફોરમ શાની ?

અ હા હા, આ ગરીબ બંધુ આસપાસ હજારો ગમગીન ચહેરા ઊભા છે: તેમનો સ્નેહ જ્યાં ત્યાં વેરાઈ રહ્યો છે, કોક મ્હને પવન નાખે છે; મ્હારી છેલ્લી સેવાચાકરીના લ્હાવા લેવા, ધૂપદાની સળગાવી અત્તરો છાંટે છે. અસંખ્ય નિર્દોષ બહેનોએ કેટલાંયે સુંદર અને કોમળ ફૂલ વડે, આ બીછાનું તૈયાર કર્યું હશે !

મ્હારાં ઘેલાં બાળુડાંઓ, મ્હને આ બંધનો શો મોહ હોય! હું માયા જોડે પ્રેમ કરવા રોકાવાનો નથી, મ્હારા ગુરુ મ્હને બોલાવે છે: મીઠું આમંત્રણ દેવા તેઓ જાતે પધાર્યા છે, માટે હું જઈશ. ૐ શાંતિ: પ્રભુ આ અજ્ઞાન જગતનું કલ્યાણ સાધવાનો પ્રસંગ, ગુરુકૃપાથી ફરીથી એકવાર મ્હારા ભાગે આવજો. ૐ શાંતિ: શાંતિ: શાંતિ:!

## ભાડાની ગાડી-

શ્રી નટવરલાલ પંચાલ



જગ છે ભાડાની ગાડી
એકદિન એવો આવશે મુસાફીર!
કરવી પડશે ખાલી ...જગ છે૦

જગમાં જેટલા જીવ ગણાયે
સઘળા પલ ભરના છે મુસાફીર
ઓ મુસાફીર જગત મુસાફીર! જગ છે૦

ભક્તિભાવની પૂંજી રળી લે
જેવી રળી પૂંજી નરસી–મીરાંએ
માન ઘણાં દિધાં ગાડીવાળાએ! જગ છે૦

એવી કમાણી કરીલે મુસાફીર
સફળ કરીલે મુસાફરી જગની જગ છે૦

જાવું પડશે છોડી એક દિન
માલીકને તું મલી લે મુસાફીર! જગ છે.



# અદાલતે ગીતા

લે.–શ્રી. મુકુન્દરાય. પંડ્યા બી. એ.

[ દશ્ય : અદાલતગૃહમાં વકીલો અદાથી પોતાની જગાએ બેઠા છે. પ્રેક્ષકવૃંદ પણ થોડા ઘણા માણસોથી ભરાએલું છે. એક બાજુ કેદીના પીંજરામાં કેદીને ઊભો રાખવામાં આવ્યો છે, તેની આકૃતિ પરથી જ કોઈ અભ્યાસી બ્રાહ્મણ હોય એમ લાગે છે. તેની પાસે બે સશસ્ત્ર પોલીસો ઊભા છે. ન્યાયાધીશની બેઠકની બાજુમાં શિરસ્તેદાર, કપાળે ચશ્મા ચઢાવી, કાગળિયાં ઉથલાવે છે.

તે વખતે જ ન્યાયાધીશ આવે છે. સૌ ઊભા થઈ સલામ કરે છે. ન્યાયાધીશ પહેલાં વકીલો તરફ, અને પછી કેદી તરફ નજર નાખી પોતાની જગાએ બેસે છે. શિરસ્તેદાર કેસના કાગળો તેમના ટેબલ પર મૂકે છે.

તે સૌ કાગળ ઉપર ઉપરથી વાંચી, ઉથલાવી, ન્યાયાધીશ કેદીને પૂછે છે ]

ન્યાયાધીશ૦—તમે ખૂન કર્યું છે ?

કેદી—ના, સાહેબ.

ન્યાયા૦—ડોકટર કહે છે કે મરનાર ધસમ છરીથી મર્યો છે, ને તમે ત્યાં જ લોહીવાળી છરી સાથે પકડાયેલા તેનું શું ?

કેદી—'नैनं छिन्दन्ति शस्त्राणि' (એને શસ્ત્રો છેદી શકતાં નથી.)

ન્યાયા૦—પણ તે શખ્સને તમે માર્યો ?

કેદી—ના.

ન્યાયા૦—તમારે બચાવમાં શું કહેવું છે ?

કેદી—(નમ્રતાપૂર્વક આકાશ તરફ જોઇને, અહોભાવથી) હું તો નિમિત્તમાત્ર છું. (પ્રેક્ષકો તરફ) અને 'नायं हन्ति न हन्यते' (આત્મા મરતો નથી, ને મારતો નથી.)

ન્યાયા૦—ત્યારે તેના શરીરને તમે માર્યું !

કેદી—મેં તો એને નવું વસ્ત્ર પહેરાવ્યું.

ન્યાયા૦—જુઓ, અહીં ગાંડાં કાઢવાં જવા દો. અદાલત છે તમે શું કહેવા માગો છો સ્પષ્ટ રીતે કહો.

કેદી—'वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।' (જેમ જૂનાં કપડાં કાઢીને માણસ નવા પહેરે છે તેમ) હવે તેણે નવું જ વસ્ત્ર પહેર્યું.

ન્યાયા૦—પણ તેમ કરવાનું તમારે શું કારણ ?

કેદી—(નિસ્પૃહતાથી) કારણ કશું છે જ નહિ.

ન્યાયા૦—(જરા-સમભાવથી) એમ નહિ, જુઓ સરખી રીતે બોલો. અદાલતની દૃષ્ટિએ તમે ગુનો કરો, તો તમને તે માટે સજા કરવી પડશે.

કેદી—'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाच' (કર્મમાં જ મારો અધિકાર છે, ફળમાં નહિ. કર્મ કરતી વખતે મેં ફળની આશા રાખી નહોતી અને ફળ એટલે સજા. સજા ભોગવવા જેટલો હું કું ન જ થાઉં.

ન્યાયા૦—(ગુસ્સે થઈ) એટલે એમ કે અમારે ખૂ કર્યા છતાં લોકોને છોડી દેવા, ને તેમને ફરી ખૂ કરવા તક આપવી ?'

કેદી—'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' (સૌ પોતપોતાના કામમાં જ સિદ્ધિ મેળવે છે)

ન્યાયા૦—તમે એમ કહેવા માગો છો કે ખૂન કરવાનો તો તમારો ધંધો છે ? એમ નહિ ચાલે. તમાર તત્ત્વજ્ઞાનનાં છપ્પન છપ્પન જતાં કરી સીધે સીધુ કહી દો કે તમારે આ વિષે શું કહેવું છે ?

કેદી—મે મારાં પ્રત્યેક કર્મ કૃષ્ણાર્પણ જ કર્યાં છે એટલે હું બધા પાપથી મુક્ત છું. તમે મને ખોટો કેદ કર્યો છે, પણ તે તો તમે તમારો ધર્મ બજાવ્યો !

ન્યાયા૦—તમે ધર્મ ધર્મ કહો છો; તો બીજા માણસના કામમાં વચ્ચે ન આવવું અને સમાજમાં ખરાબ છાપ પડે તેવું ન કરવું એ તમારો ધર્મ નથી?

કેદી—સર્વાન્ ધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ।
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચ. ॥'
(કૃષ્ણે કહ્યું છે કે બધા ધર્મો છોડી તું મારી પાસે આવ, હું તને બધાં પાપમાંથી મુક્ત કરીશ.) એટલે મારે કોઈ ધર્મ નથી, ને પાપથી પણ હું મુક્ત છું.

ન્યાયા૦—(કંટાળીને) પણ તમને તેની શાંતિનો ભંગ કરવાની શી જરૂર પડી?

કેદી—શાંતિ ને અશાંતિ વચ્ચે સ્થિતપ્રજ્ઞોને ભેદ હોતો નથી.

ન્યાયા૦—(ફેરવીને પૂછતાં) તેણે તમને દુઃખ આપ્યું એટલે તમે તેને મારી નાખ્યો, એમ તમે કહેવા માગો છો?

કેદી—'સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ—' (સુખ અને દુઃખ, લાભ ને ગેરલાભ, જીત ને હાર સરખા ગણીને)—

ન્યાયા૦—(કેદીને અધવચ્ચે અટકાવીને) જો સુખ-દુઃખ તમને સરખા છે તો તમે તકરાર કેમ કરી?

કેદી—તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ (માટે તું યુદ્ધ કર, તને પાપ લાગશે નહિ) એમ ગીતામાં કહ્યું છે તેથી.

ન્યાયા૦—તમે ખૂન કરો તો પરલોકમાં તમારી દુર્ગતિ થાય તે તમે જાણો છો ને?

કેદી—ન હિ કલ્યાણકૃત્ કશ્ચિદ્દુર્ગતિં તાત ગચ્છતિ (કલ્યાણમય કામ કરનાર દુર્ગતિને પામતો નથી (સમજાવતો હોય તેમ) ગીતામાં સ્પષ્ટ લખ્યું છે.

ન્યાયા૦—તમે ગીતા ગીતા કરો છો, પણ ગીતા કાયદો નથી તે જાણો છો?

કેદી—(સ્વસ્થતાથી) ઈશ્વરનું વચન એ પરમ કાયદો છે.

ન્યાયા૦—(કંટાળીને હાથમાંથી 'પેન' મૂકી દે છે અને ખુરસીની પીઠ પર ઢળીને) ત્યારે તમારે બચાવ કરવાનો નથી, એમ ને?

કેદી૦—મારી નિર્દોષતા સિદ્ધ કરવા જરૂર કરતાં પણ વધારે બચાવ મેં કર્યો છે, છતાં આપ આમ કહેશો?

ન્યાયા૦—તમારે આમ જ વાત કરવી હોય, તો પુરાવો બંધ કરીએ.

[એકાએક એક વકીલ ઊભો થાય છે. તે બીજાના કાનમાં કંઈક કહે છે, ને બોલે છે:]

વકીલ૦—નામદાર કોર્ટ પાસે મારી નમ્ર અરજ પેશ કરવાની રજા લઉં છું કે (નમતો, નમતો) મારો આ અસીલ અત્યારે કંઈક ધૂનમાં છે. તો તેનો પુરાવો આવતી મુદતે લેવો. આશા છે કે (બીજા વકીલ સામું જોઈ) મારા વિદ્વાન મિત્રને પણ કાંઈ વાંધો નહિ હોય.

બીજો વકીલ૦—નામદાર કોર્ટ તેવો ઠરાવ કરે તે પહેલાં આ 'પ્રીસીડન્ટ' વાંચી જાય એવી મારી નમ્ર અરજ છે. (તે બે ત્રણ પુસ્તકો, ઉઘાડેલાં પાનાવાળાં, ન્યાયાધીશને આપે છે.)
(ન્યાયાધીશ તે જોઈ જાય છે ને કહે છે.)

ન્યાયા૦—(આખરી નિર્ણય બહાર પાડતાં, ઊભા થઈને) આ ગુનેગાર શખ્સ બહુ જ તત્ત્વજ્ઞાની છે. (જરા અટકીને) તે આ લોકમાં રહ્યા છતાં પરલોકમાં હોય તેમ લાગે છે. એટલે તેને આની આ જિંદગીમાં જ દિવસો કાઢવા પડે છે. જૂનું ને જૂનું વસ્ત્ર પહેરી રાખવું પડે છે. તેને કંટાળો આવતો હશે, એ આપણે જાણીએ છીએ. ગરીબોને અન્નદાન કરનાર માણસની ભાવના પરલોકમાં કે આ લોકમાં પોતાને ભૂખ્યા રહેવું ન પડે એ જ હોય છે. એટલે મરનાર શખ્સને તેણે જે નવાં કપડાં પહેરાવ્યાં તે પરથી લાગે છે કે તે પોતે જ નવાં કપડાં પહેરવા ખૂબ ઉત્સુક છે. માણસોએ રચેલી અદાલતો તેમાં આડે આવી જ કેમ શકે? માટે વિના વિલંબે તેને નવા કપડા પહેરાવવાં એમ ઠરાવવામાં આવે છે.
(ન્યાયાધીશ બેસી જાય છે ને પડદો પડે છે.)

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેને ઠેકાણે 'વિશ્વમંગલ'નું

## લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

### મુંબઈ

૧ એન. એમ ઠક્કરની કમ્પની; ૧૪૦ પ્રિન્સેસસ્ટ્રીટ.
૨ પં. નારાયણ મૂળજી પુસ્તકાલય–કાલબાદેવીરોડ
૩ શ્રી. ઠા. રામજી ખીમજી કેસરવાળા ૧૦૭ ગુલાલવાડી.
૪ જયવંત પ્રી. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પહેલે માળ
૫ ત્રિકમલાલ તુલસીદાસ પહેલી ફણસવાડી, પારસીની અગીયારી સામે ફરનીચરની દુકાન.
૬ અમથાલાલ જગજીવનદાસ અનંતવાડી
૭ શ્રી. મૂળશંકરભાઇ, દવે સોપ ડેપો. કેપ્રેલ સ્ટ્રીટ – અનંતવાડીને નાકે મુંબઇ ૨
૮ શ્રી. વિઠ્ઠલદાસ વીરચંદ શાહ મનસુખલાલ નારાયણદાસ ૧૧૮, કંસારા ચાલ, પહેલે માળ, મુંબાઈ નં. ૨
૧ ડાહ્યાભાઈ વલ્લવભાઇ–દહાણુરોડ
૧ પ્રભુદાસ હરજીવનદાસ બુકસેલર્સ–નવસારી
૧ મહેન્દ્રરાય દયાશંકર શુક્લ C/o સસ્તુ ઔષધ કાર્યાલય, બાલાજીરોડ–સુરત
૧ બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ, કતોપોર બજાર–ભરૂચ
૧ પટેલ ઇન્દુભાઈ શિવાભાઇ–શ્રી રામકબીર મંદિર–કોઠીની બાજુમાં, હાથી પોળ, વડોદરા
૨ બુકસેલર જગજીવનદાસ હરજીવનદાસ વડોદરા
૧ મધુસુદન બાપાલાલભાઇ બુકસેલર પાદરા
૨ પોપટલાલ ચોભાણદાસ, પાદરા
૧ બુકસેલર તાપીશંકર જેશંકર જંબુસર
૧ વીઠલદાસ એચ. શાહ, ટાવર રોડ–ડભોઈ
૧ કાન્તિલાલ છોટાલાલ–કાલોલ
૧ ચંદનસિંહજી ગુમાનસિંહજી રાઓલજી રાઓલજી C/o રાજપૂત હોસ્ટેલ–ગોધરા
૨ અંબાલાલ દલસુખરામ ઉપાધ્યાય હેડક્વાર્ટર્સ ગોધરા
૧ ચરોતર બુક સ્ટોલ સ્ટેશન રોડ–આણંદ
૧ શ્રી. રમણલાલ જેઠારામ શાસ્ત્રી. રેંટીઆપોળ. ઉમરેઠ
૨ ચીમનલાલ છોટાલાલ, કાંટાવાળાખડકીપોળ–ઉમરેઠ
પં. દુર્ગાપ્રસાદ શર્મા પ્યાલીશેરી ભારદ્વાજભુવન–મોરબી
૧ તલાટી બ્રધર્સ ટેમ્પલરોડ– ડાકોર
૨ શ્રી. જગન્નાથ પાઠક, ન્યુઝ પેપર એજન્ટ ,,
૧ ગોરધનભાઈ વલ્લવભાઇ પટેલ (સર) મુ. કરમસદ
૧ નારાયણભાઇ હરિરામ રાવલ–મુ. ખાવડ
૧ દયાળજી પરશોતમ મસીદ પાસે–આણંદ
૧ કૃષ્ણ પ્રિન્ટરી (પારેખ બ્રધર્સ) પેટલાદ
૧ અમીન છોટાભાઈ કાશીભાઇ બજારમાં–મુ. વીરસદ
૧ પટેલ છગનભાઇ નાથાભાઈ, નાવલી
૧ વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
૧ દેસાઇ બુક ડેપો, સાંથપીપળી નડીઆદ
૨ પા. અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડ ,,
૩ શ્રીમાઈ–બાલ–મંડળ મોટફળીઆ માઇચોક ,,
૪ શ્રી સૌભાગ્ય કંચન સ્ટોર્સ, ભાવસારવાડ ,,
૧ ભવાનીશંકર ત્રિભોવનદાસ ત્રવાડી–ચલોડા
૧ કાલીદાસ લલ્લુભાઈ પટેલ વસો કોપરેટીવબેંક–વસો
૨ કાછીઆ મોતિભાઇ જેઠાભાઈ, વડકુવા પાસે, પેટલાદ
૧ ડાહ્યાભાઈ વલ્લવભાઇ દહાણુરોડ
૧ વીઠ્ઠલદાસ નાગરદાસ પટેલ ખેડા
૧ નવનીતલાલ ઓછવલાલ દેસાઇ, કપડવણજ
૨ ચીમનલાલ આર. પરીખ કપડવણજ

### અમદાવાદ

૧ મહારાજશ્રી સીતારામજી 'શર્મા' માંડવીની પોળમાં સોનીની પોળના નાકા ઉપર
૨ બુકસેલર્સ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજે
૩ શાહ સોમચંદ અંબાલાલ ધડીયાળી. હાજાની પોળમાં કમાનવાળી પોળ
૪ નર્મદાશંકર મુળશંકર પંડ્યા રાયપુર કાપડીવાડ
૫ ધીરજલાલ ખીમજી બળદેવ, ગિરધરનગર નં. ૨૪
૬ વિનોદચંદ્ર રામજીભાઈ ગીરધરનગર બંગલા નં. ૧
૭ વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ લુણસાવાડ કુંભારવાડ
૮ લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ, નવા વાડજ
૧ વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૮૧ દરવિચારપેડપૂનાસીટી
૧ પટેલ છોટાભાઈ ઉત્તમભાઇ મુ. ધરમજ
૧ શંકરલાલ જેઠતારામ દીક્ષિત ગામસભા સત્સંગ મંડળ છત્રપુરા–કલોલ
૧ માધવલાલ દેવળદાસ પટેલ મુ. રૂપાલ વાયા કલોલ

૧ ઠક્કર કાળીદાસ મોરધનદાસ-અદુમરાજી
ગુજરાત જનરલ ટ્રે. કમ્પની-મહુવાળા
૧ કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ, પાટણ
૧ રવિશંકર ઓંકારેશ્વર વ્યાસ દેસાઈ પોળ વીરમગામ
૧ મો. નારણભાઈ પ્રેમચંદ ગાંધી, બજાર, ધોળકા
૧ મોહનદાસ બેટાલાલ મોરવાડા શેરી-ધંધુકા
૧ હર્ષદરાય મણીલાલ શાહ ભુરાલવાડા-મોડાસા.
૧ નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર
૧ મધુસુદન નારણદાસ ગુલસેતર-વેરાવળ.
૨ શ્રી. કાનસીંગ રામસીંગ દોટલવાળા, સ્ટેશન સામે, „
૪ મહંતશ્રી રામબાલકદાસજી પ્રભુદાસજી, માંગરોળ
૧ દોશી પ્રતાપચંદ વ્રજલાલ, વઢવાણ કેમ્પ.
૨ જગજીવન ભુદરીયો, દરિયોળ-વઢવાણ કેમ્પ.
૧ નટવરલાલ નરસીભાઈ પટેલ, કલ્યાણપુરા
૧ કામેશ્વર પુસ્તકાલય, અમરેલી

## જુનાગઢ

૧ રતિલાલ મુળચંદ દોશી, દોશી પ્રિ. પ્રેસ મરકબ્બા
૨ જયંતીલાલ છ. રાજા, હવેલી લેન
૧ હીરાચંદ એન્ડ કો.-નૈરોબી, (કુમાન્ડા)
૧ હનુમાન આશ્રમ બોક્ષ નં. ૧૧૫૬ નૈરોબી
૧ ડી. પી. ભગત, પો. બો. ૨૪૧ મોમ્બાસા
૧ જેઠાલાલ પી. ભગત ન્યુસપેપર એજન્ટ-જામનગર
૧ મા. કાનજીભાઈ દામજીભાઈ, કાપડ માર્કેટ-રાજકોટ
૧ રતીલાલ હરજીવન. ત્રીવેદી, રાણપુર
૧ નાનાલાલ ત્રિભોવનદાસ પંડ્યા, ગુજ. પ્રાથ. સ્કૂલ
અમરાવતી (બીરાર)
૨ ત્રિવેદી પ્રભાશંકર જયશંકર ધોળ
૧ મોહનલાલ એમ. વીમાવાળા દેવગઢબારીઆ
૧ માધવજી લક્ષ્મણ C/o. હાઈકોર્ટ મેડીકલ સ્ટોર,
હરાજીનગર-ભાવનગર
૧ ગુજરાત પુસ્તક ભંડાર, નાનકવાડા-કરાંચી
૧ મેસર્સ ભાણુલાલ નરસિંહભાઈ ઠક્કર-ભુજ

# મનની બીમારી

પેટમાં દુઃખે એને તમે ચલાવી શકતા નથી, તરત જ, એ મિનિટે જ તમે એની દવા કરવા મંડી પડો છો, એક દવા લાગુ ન પડી, તો બીજી, ત્રીજી, ચોથી. . અને દવા જ લાગુ ન પડી શકે તો ?

તો તમે તરત જ વૈદ્ય, હકીમ કે ડૉક્ટરની આગળ દોડ્યા જશો, પેટની પીડા મટાડવા માટે જલદીમાં જલદી, ગમે તે ખર્ચે, દવા કરવા તમે તત્પર રહેશો.

વૈદ્ય કહેશેઃ—"તમારા પેટમાં ઘણો જ મળ ભરાયો છે, દર્દ મટાડવા માટે આટલી દવા પી જાઓ, આજે ખોરાક લેશો નહિં, આવતી કાલે જુલાબ લેવો પડશેઃ"

શું તમે એ વાતનો અસ્વીકાર કરી શકશો ?

નહીં જ. કારણ કે તમારા શરીરની બીમારી તમને હેરાન કરી રહી છે, એને દૂર કરવી એ તમારી જ ફરજ છે, વૈદ્યને એની ગરજ નથી :

હવે બીજી બાજુ તપાસો, કોઈ વિદ્વાન્, કે સંતમહાત્મા તમને વ્રત, નિયમ અને કષ્ટ સહન કરવાનું કહેશે તો તમે કબૂલ કર્યા છતાં એ સાધનો કરી શકશો નહિ. જાણે તમારે એવી ગરજ જ નથી !

એનું કારણ સમજ્યા ?

પેટનો દુઃખાવો તમે વર્તમાનમા અનુભવી શકયા હતા, અને આ મનનો દુઃખાવો તમે જોઈ શકતા નથી, એથી એવી દવાઓ ઉપર તમને શ્રદ્ધા બેસતી નથી :

શરીર સ્થૂલ વસ્તુ છે, એ જોઈ શકાય તેવી વસ્તુ હોવાથી એનો દુઃખાવો પ્રત્યક્ષ દેખી શકાય છે, અને મન સૂક્ષ્મ વસ્તુ છે, જોઈ શકાય તેવી વસ્તુ નથી, એટલે મનનું દર્દ પ્રત્યક્ષ જોઈ શકાતું નથી.

યાદ રાખજો કે તનની બીમારી કરતાં મનની બીમારી ભયંકર છે, હાલમા એ બીમારીને દૂર કરવા માટેના સાધનો નહિ કરો તો બહુ પસ્તાશો :

'शरण्य'

અધિપતિઃ-પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી. : : સહતંત્રી : મગનભાઈ છોટાભાઈ દેસાઈ
ઋદ્ધિવાગ્લંકાર ] વ્યવસ્થાપકો-શાન્તિલાલ ત્રિ. ત્રિવેદી અને ઇશ્વરલાલ રાજા
'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ.

વાર્ષિક લવાજમ : રૂા ૫-૩-૦ | હિંદ બહાર રૂા. ૭-૮-૦

## વિષય સૂચિ


| ક્રમાંક વિષય | લેખક | પૃષ્ઠ |
| --- | --- | --- |
| નમ્રનિવેદન | ... | ૭૨૧ |
| માનવ દુઃખિયાં શાથી થાય ? [ કાવ્ય ] | શ્રી. સીતારામ શાસ્ત્રી. | ૭૨૩ |
| સંપાદકીય | ... | ૭૨૪ |
| કાવ્યકુંજ | ... | ૭૨૭ |
| અભ્યર્થના [ કાવ્ય ] | ભોગીલાલ સી. શાહ. | ૭૨૮ |
| અધ્યાત્મ ભાગવત | પૂ સ્વામીશ્રી. માધવતીર્થજી | ૭૨૯ |
| મૃત્યુચક્ર [ કાવ્ય ] | શ્રી. ભાનુશંકર જોષી | ૭૪૦ |
| પુનિત આવા અનુ ... | શ્રી દીનાનાથ જે. મહેતા. | ૭૪૨ |
| ગુરુભક્તિ | શ્રી. આનંદાનંદ સરસ્વતી | ૭૪૫ |
| વિરાટ્રૂપગર્લી [ કાવ્ય ] | દલસુખરામ ત્રિવેદી | ૭૫૦ |
| હિન્દુઓનું સાચું કર્તવ્ય | પુરુષોત્તમ છ. શાહ. | ૭૫૧ |
| જીવનરથ [ કાવ્ય ] | શ્રી. ઝવેરભાઈ કૈસર | ૭૫૨ |
| પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ | પૂ સ્વામીશ્રી અદ્વૈતાનંદજી | ૭૫૩ |
| નોંધપોથીમાંથી | શ્રી. સોમચંદ ડી. શાહ | ૭૫૫ |
| મોક્ષપ્રાપ્તિ [ કાવ્ય ] | પ્રહ્‌લાદ શુકલ. | ૭૫૬ |
| ઉત્સાહ ઉદ્યોગ વત્તા ધર્મ | બ્ર શ્રી. શંકર શાસ્ત્રી. | ૭૫૭ |
| પ્રભાતનાં પુષ્પો ... | શ્રી. વજુ કોટક | ૭૬૦ |


**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-શિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે, માત્ર વી. પી મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વગેરે—અધિપતિ : 'વિશ્વમંગલ' C/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. ઓ. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવાં જોઈએ.

પ્રકાશક : પં મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી . વિશ્વમંગલ કાર્યાલય, હવેલી લેન-જુનાગઢ
મુદ્રક : રતિલાલ ગુલાબચંદ દોશી દોશી પ્રેસ, સરસચોક, જુનાગઢ



લવકુશને મળતું માતૃશિક્ષણ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मोद्वेषमनुत्सृजन् प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૮ મું. ફાગણ-૨૦૦૩ માર્ચ-૧૯૪૭ અંક ૧૨ મો.

## માનવ દુઃખિયાં થાય શાથી ?

( ભૈરવી ગઝલ )

રઘુવર દુઃખડાં હરે છતાં યે,
માનવ દુઃખીયાં થાય શાથી ?

સ્મરણ-સરિતા વહે છતાં યે,
અબુધ તરસ્યાં જાય શાથી ?

રામ રમૈયો રમે હૃદયમાં,
હર્ષ-શોક ને હાર-વિજયમાં,

સહાય આપે સાથ છતાં યે,
અધૂરિયાં અકળાય શાથી ?

માયાના મૃગજળને જોઈ,
નિરાશ પંથી પડતો રોઈ,

સમજે છે 'છે મિથ્યા' છતાં ય,
ભવરણમાં ભરમાય શાથી ?

બળતો 'દીપક' હાથ ગ્રહીને,
આંખ ઉઘાડી, તો ય ચહીને,

કૂપ ઉઘાડો જુવે છતાં યે,
મૂર્ખ બની પછડાય શાથી ?

શ્રી. સીતારામ કૈલાશંકર શાસ્ત્રી

# સાંપાદકીય

પરમકૃપાળુ પરમાત્માની અગાધ અનુકંપાથી વિશ્વમંગલના આ અંકથી દશમું વર્ષ પૂર્ણ થાય છે, બાલ્યાવસ્થામાં બાલકને માતા-પિતાની જાળવણી અને પ્રેમનું પોષણ મળવા છતાં જેમ રોગભય રહ્યા જ કરે છે, વારંવાર આપત્તિઓની સામે ઝઝૂમવું પડે છે, તેમ આપણા આ જ્ઞાનબાલ વિશ્વમંગલને વિશ્વયુદ્ધની દારુણ મોંઘવારી, વારંવારની આપત્તિઓ અને અર્થ—અર્થહીન અકસ્માતો સામે ખૂબ જ અથડામણોમાં ઊતરવું પડ્યું છે.

પરન્તુ પરમાત્મકૃપાથી એ બચ્યું છે, જીવ્યું છે અને તેના દ્વારા આજે હજારો ગ્રાહકોને જ્ઞાન-સિંચન થયા કરે છે, એ એક અમારા મહદ્‌ભાગ્યનો જ વિષય છે.

માનવ એનું નિમિત્ત હોઇ શકે, છતાં સંચાલકોની મુશ્કેલીઓ દરેક ગ્રાહકો કદાચ ન પણ સમજી શકે; એ મુશ્કેલીઓ એવી પણ હોય કે તેનું પ્રદર્શન કર્યો ન કરાય; આવી અનેક વિટંબનાઓ અમોએ ગતવર્ષમાં ખૂબ ભોગવી લીધી, એક મહિનામાં જોઈએ એટલા કાગળો ત્રણ—ત્રણ મહિનાના પ્રયત્નો છતાં જોઇએ તેવા મળ્યા નહિં, ટ્રેઇનોની પારાવાર મુશ્કેલીઓ નડતી હોવાથી પારસલો અથડાતાં-કૂટાતાં મોડાં થયાં, પોસ્ટમાં રવાના કર્યા છતાં અનેક કારણોથી ગ્રાહકોની સેવામાં વિલંબથી અંકો ગયા, હુલ્લડોના કારણે ઘણાને અંકો મળી શક્યા નહિં, ઓફીસ મહિનાઓ સુધી બંધ રાખવા પડી, કેટલાકની ઉતાવળને માન આપીને અમોએ અગાઉ અંકો મોકલ્યા હોવા છતાં બીજીવાર અંકો મોકલવા પડયા. મોડા-વહેલાનો પ્રશ્ન અમારા કૃપાળુ ગ્રાહકોને વારંવાર ખૂંચે છે, પરન્તુ ઉપરનાં કેટલાંક કારણો અમારાં ઉત્પન્ન કરેલાં નથી. અને એને તદ્દન હસી કાઢવાનો પણ અમારો આ પ્રયત્ન નથી; પરન્તુ જ્યાં સુધી દેશનું, અને માનવસમાજનું નૈતિક પરિવર્તન નહિ થાય ત્યાં સુધી આવા અવરોધો તત્કાલ દૂર પણ નહિ જ થઇ શકે. આપણે ધૈર્યપૂર્વક પરમપિતા પરમાત્માની પાસે પ્રાર્થના કરીએ કે આપણો દેશ પૂર્વવત્ શાન્તિના શ્વાસ લેતો જીવી શકે—

આ દેશનાં એ દુર્ભાગ્યની વાત છે કે આપણા આધ્યાત્મિક માર્ગોમાં આવા ભૌતિક કે દૈવી અકસ્માતો થયા કરે છે, એથી વધારે દુર્ભાગ્ય એ છે કે આપણા જ ઘણા દેશબંધુઓએ છેલ્લા વિશ્વયુદ્ધ દરમ્યાન પોતાની રહીસહી નૈતિક ભાવનાઓને દફણી નાખી છે, પરિણામે જ્યાં જેની સાધારણ સત્તા ચાલે ત્યાં તેઓ લાલચુ, સ્વાર્થી અને સત્તાનો દુરુપયોગ કરનારા બન્યા છે, એવાં અનેક કારણો આપણા ગતવર્ષમાં બાધક બન્યાં છે, છતાં પ્રેમી ગ્રાહકોની અનેક ટીકાઓ સહન કરી, આવેલા આવરણો નિવારવામાં પણ આર્થિક-શારીરિક-માનસિક શક્તિઓનો વ્યય કરીને પણ અમો દશ વર્ષો પૂર્ણ કરી શક્યા છીએ એ પરમકૃપાળુ પ્રભુની કૃપા છે.

અગીઆરમા વર્ષના પ્રવેશાંક તરીકે શ્રીમદ્‌ભાગવતાંક તૈયાર થઈ રહ્યો છે, શ્રીમદ્‌ભાગવત એ ભક્તિ, જ્ઞાન વૈરાગ્યનો નિધિ છે, આપણા એ નિધિને મેળવવાની દુર્લભ ચાવીઓ આ અંકમા આપવાની અમોએ હરિપ્રેરણાથી ઇચ્છા સેવી છે.

પ્રત્યેક ભગવતપ્રેમી ગ્રાહકોને આ અંક જરૂર ગમશે, એનો એક એક લેખ શ્રીમદ્ ભાગવતના ગહન વિષયોને પ્રત્યક્ષ કરવામા એક એક પુસ્તક જેટલું કામ કરશે, એનું એક એક ચિત્ર એના પ્રસંગોને સમજવામાં ચિત્રપટનું કામ કરશે, એની એક એક નવલિકા પ્રભુપ્રેમીઓના મન-મંદિરમાં કાયમનું સ્થાન કરી લેશે અને એમાંનું એક એક કાવ્ય અંતરના તારોને ઝણઝણાવનારૂ હશે.

આ એક જ અંકમાં પણ ગતવર્ષના ધર્માંકની જેમ ત્રણ ખંડો રાખવામાં આવશે.

પ્રથમખંડમાં—શ્રીમદ્‌ભાગવતનાં ગૂઢ રહસ્યો સંબંધી મનનીય લેખો અને નિબન્ધો આપવામાં આવશે, જેથી અનેક શંકાઓનાં સમાધાનો મળી આવશે. આ અંકના લેખકો ગુજરાતભરમાં

# જૂના અને નવા ગ્રાહકોના સેવામાં

# નમ્ર નિવેદન

૧ 'વિશ્વમંગલ'ના દશમા વર્ષનો આ બારમો અંક છે. 'ધર્માંક' (ચૈત્ર–૨૦૦૨)થી શરૂ થયેલા ગ્રાહકોનું લવાજમ આ અંકથી પૂરૂં થાય છે.

૨ આપને અગીઆરમા વર્ષનું લવાજમ રૂ. ૫–૩–૦ મ. ઓ. કરીને તુરત મોકલી આપીને નવા વર્ષના ગ્રાહક તરીકે ચાલુ રહીને તેમજ આ ધર્મ-પ્રચારક માસિકના નવા ગ્રાહકો બનાવી આપી ધાર્મિક સેવા કરવાની અમો આપને આગ્રહભરી અપીલ કરીએ છીએ.

૩ આપે અવશ્ય આવતા ૧૧ મા વર્ષના ગ્રાહક બનવાનું સ્વીકાર્યું જ હશે તો પણ અને કોઈ નિશ્ચયપર ન આવ્યા હો તો પણ આ અંકના પૃ. ૪થા થી શરૂ થતા સમ્પાદકીય ઉપર જરા દૃષ્ટિ કરી જવાની અમો નમ્ર સૂચના કરીએ છીએ.

૪ અગીઆરમા વર્ષના નવ પ્રકાશિત વિશેષાંક શ્રીમદ્ ભાગવતાંકને વાંચ્યા વિનાં આપ ચલાવી લઈ શકો નહિં, કારણ કે આપ અવશ્ય ધર્મનિષ્ઠ છો, સાંસારિક વાસનાઓમાંથી થોડી મુક્તિકથા વિના આપને ચેન પડવાનું નથી, અને શ્રીમદ્ ભાગવતાંકનું એક એક પૃષ્ઠ આપને મુક્તિમાર્ગમાં સહાયભૂત થશે.

૫ આપને ખ્યાલ હશે કે ૮મા વર્ષના ભક્તાંકને માટે પ્રકાશિત થયા બાદ ગ્રાહકોની એટલી બધી માગણીઓ આવી પડી કે જેના પરિણામે અમારે એક જ ભક્તાંકની બીજી બે આવૃત્તિઓ તૈયાર કરવી પડીઃ અને ગયા ૯મા વર્ષમાં ધર્માંકની પ્રથમાવૃત્તિની સંખ્યા એ ત્રણે આવૃત્તિઓથી દોઢી સંખ્યામા પ્રથમથી જ તૈયાર કરવી પડી.

૬ આજે યુદ્ધ પછીની મોંઘવારી અને પ્રેસનાં સાધનોની અછત એથી પણ આગળ વધી રહી છે, એટલે જોઈએ તેથી વધારે પ્રમાણમાં "શ્રીમદ્ ભાગવતાંક" છાપી શકાય કે તેની વધારાની આવૃત્તિ કાઢી શકાય તેવો એક પણ સંયોગ નથીઃ

૭ 'શ્રીમદ્ ભાગવતાંક' જેવો અંક મળી નહિ શકે તો આપને જરૂર અસંતોષ અનુભવવો પડશે, તેના કરતાં પ્રથમથી જ ગ્રાહક બનીને તેના ગ્રાહક બની જવું એ સર્વોત્તમ માર્ગ તરફ અમો આપનું લક્ષ્ય ખેંચીએ છીએ.

૮ શ્રીમદ્ ભાગવતાંકની છૂટક કિમ્મત રૂ. ૩–૩–૦ રહેશે, ઉપરાન્ત તેનો પોસ્ટ ખર્ચ પણ મંગવનારને શિર રહેશે, પરન્તુ હાલની તકે ચાલુ ગ્રાહકો સિવાય એનું છૂટક વેચાણ બંધ જ રહેશે અને ચાલુ ગ્રાહકોને આ વિશાલ સચિત્ર વિશેષાંક રૂ. ૫–૩–૦ ના લવાજમમાં વિના મૂલ્યે જ મળવાનો છે,

તે ઉપરાન્ત બાકી રહેલા બે રૂપિઆમાં જ બીજા અગીઆર અંકોનું સુંદર ધાર્મિક વાંચન આપને પ્રતિમાસે મળતું રહેશે: અને એટલા માટે જ પ્રથમથી ગ્રાહક બની જવું યોગ્ય છે:

૯ જુના ગ્રાહકોએ મનીઑર્ડર મોકલતી વખતે લખવાની જગ્યાએ " જુના ગ્રાહક નંબર " એમ જણાવીને પોતાના ગ્રા. નં. ની નોંધ કરીને પોતાનું પૂરું શિરનામું લખી જણાવવું જોઇએ અને તદ્દન નવા થનારા ગ્રાહકોએ " નવા ગ્રાહક " એ શબ્દ જરૂર લખવો જોઇએ:

૧૦ આટલી અભ્યર્થના કરવા છતાં કોઈ સંયોગોમાં આપ ગ્રાહક તરીકે રહેવા ન જ માગતા હો, તો માત્ર બે પૈસાનું એક પોસ્ટકાર્ડ લખી મોકલીને આપ માસિકના ગ્રાહક રહેવા ઇચ્છતા નથી એમ લખી જણાવવું જોઇએ. આપના એ પૈસાથી કાર્યાલયના ૦-૧૦-૦ બચી જશે: અને આપનો થોડો પ્રમાદ કાર્યાલયને બોજારૂપ બનશે:

૧૧ રામનવમી સુધીમાં જેઓના મનીઑર્ડરો આવી ગયા હશે તેઓને રજીસ્ટર્ડ બુકપોસ્ટ દ્વારા "શ્રીમદ્ ભાગવતાંક' મોકલવામાં આવશે, જેઓએ વી. પી. મંગાવવાનું કાર્યાલયમાં લખી દીધું હશે તેઓને પણ રૂા. ૫-૬-૦નું વી. પી. રવાના કરવામાં આવશે: વી. પી. નો ઑર્ડર નહિં હોય તેવા ગ્રાહકોને (જો ગ્રાહક તરીકે ન રહેવાનું પોસ્ટકાર્ડ નહીં મળ્યું હોય તો) પણ તેમનો સ્વીકાર સમજીને ચૈત્ર વદી ૯ પછીથી રૂા. ૫-૬-૦ નું વી. પી. કરવામાં આવશે: કૃપાલુ ગ્રાહકોએ વી. પી. સ્વીકારી લેવું જોઇએ:

૧૨ કદાચ સંભવ છે કે,-ગ્રાહક બંધુ પોતાના તરફથી વાર્ષિક લવાજમનો મનીઑર્ડર કરે, અને કાર્યાલય તરફથી તેજ સમયમાં (ચૈત્ર વદી ૯ પછી) તેમની સેવામાં વી. પી. રવાના કરવામાં આવે, એવા સંયોગોમાં કાર્યાલયને થતા આર્થિક વ્યયને લક્ષ્યમાં લઈને એ આવેલા વી. પી. નો સ્વીકાર કરીને કોઈ એક નવો ગ્રાહક બનાવી આપવો જોઈએ: અને એ નવા ગ્રાહકનો પૂરો એડ્રેસ કાર્યાલયમાં મોકલી આપવો જોઈએ:

૧૩ 'વિશ્વમંગલ' પ્રત્યે ધાર્મિક ફરજ સમજીને જેઓ સદ્દભાવ બતાવતા રહ્યા છે, તેઓ ભગવાનના કૃપાપાત્ર છે, અને એ રીતે જ તેઓ આ ધાર્મિક સાહિત્યને ઉન્નત બનાવવામાં સહયોગ આપતા રહેશે:

૧૪ કાર્યાલયની વ્યવસ્થા સંબંધી, લવાજમ મોકલવા સબંધી અથવા કોઈ પણ જાતની સૂચના આપવા સંબંધી પત્રવ્યવહાર વખતે પોતાનો ગ્રાહક નંબર લખી નીચેના એડ્રેસે પત્ર લખવા કૃપા કરવી:

વ્યવસ્થાપક : 'વિશ્વમંગલ'
C/o. શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય
સલાપોસ ક્રોસરોડ, P. Box No. 6. અમદાવાદ




[ આવતો અંક શ્રીમદ્ ભાગવતાંક તરીકે પ્રકટિત કરવા માટે નિશ્ચય થયો છે, એ અંકમાં પાદપૂર્તિનો વિભાગ આપી શકાય તેમ નથી, ૧૧મા વર્ષના બીજા અંકથી આ વિભાગ ચાલુ રાખવામાં અમોને સમય-સંયોગાનુસાર અનુકૂલતા મળવી અસંભવિત જણાય છે. અને કાર્યાલયનો કાર્યભાર પણ અનેકગણો વધી જાય છે. એવાં અનેક કારણોથી પાદપૂર્તિનો આ વિભાગ અચોક્કસ મુદત સુધી બંધ રાખવામાં આવે છે: અથા બાર માસમાં સહકાર આપનારા સહકારી લેખકબંધુઓના અમો ( સમ્પાદક ) ઉપકૃત છીએ.

## આ માસની પાદપૂર્તિ "કરવું ઘટે"

જે છે મદદને પાત્ર તેને તો મદદ કરવી ઘટે,
તો પણ અટકમાં ઢોંગવાની રીત ના ધરવી ઘટે.
સત્કર્મ કરતાં શ્રી હરિનું ધ્યાન પણ ધરવું ઘટે,
જે આવતી કાલે કરો તે આજથી કરવું ઘટે.

સમજણ નથી તો સમજદારોને અનુસરવું ઘટે,
સત્કાર્ય કરવામાં પડે ટકી, સહન કરવું ઘટે
કાં મનતુલા બાંધી અને નિજકાર્ય આચરવું ઘટે,
ને આત્મબળથી કાર્યને સુંદર-સફલ કરવું ઘટે

શ્રી 'ગગનવિહારી'

સંસારના વ્યવહારમાં સંતોષ ને શાન્તિ ધરી,
ઈશ્વરકૃપાથી જે મળે, સ્વીકારવું સત્કારથી;
પણ ભૂલથી ન કુમાર્ગમાં કો દિ કદી ફરવું ઘટે,
દુષ્કૃત્યને તજવું ઘટે સત્કાર્ય કંઈ કરવું ઘટે.

શ્રી 'વિજય'

કાં તો સફર પ્રોગ્રામને પડતો મૂકી છાના રહો,
ને કાં બહુ જિસ્તી વિષે શાન્તિ થકી ઊભા રહો;
બન્ને બને નહિં સાથમાં એ ધ્યાનમાં ધરવું ઘટે,
અનુકૂલ લાગે તે છતાં પણ યોગ્ય કંઈ કરવું ઘટે.

શ્રી 'મુસાફર'

મનુષ્યજન્મનું સાચું સાર્થકત્વ નિભાવવા
ભક્તિયોગ વિના બીજું કેક તો કરવું ઘટે.
ઉત્તમ જીવનને યોગ્ય સાધન કૈંક આદરવું ઘટે,
ઊભા રહ્યા જેવા સ્થળે ત્યાં તેવું આચરવું ઘટે.

મરવું ખરું માની, મુરારિનામને સ્મરવું ઘટે,
દૃષ્ટાન્તરૂપ થવા જગતને કર્મ શુભ કરવું ઘટે.
છે પ્રાજ્ઞ મર્વ પરિત્યજ દ્વૈતાદિ તો ત્યજવું ઘટે,
કે'નાર કૃષ્ણ તથાસ્મિને નિજ નાથને ભજવું ઘટે.

કુરુ કર્મના શ્રદ્ધાળુએ શમદમ સહિત કરવું ઘટે,
આ જ્ઞાન, ભક્તિ, કર્મ પેકી કૈંક તો કરવું ઘટે.

શ્રી બાલશાસ્ત્રી પીરપુર

કરવું ઘટે, કરવું ઘટે, જનદુઃખ હિત ધરવું ઘટે,
ઈર્ષ્યા અને કંકાસ ભૂલી સંપાઈ રહેવું ઘટે;
આપત્તિ કાળે દેશ કાજે ચોખલે મરવું ઘટે,
ને વિશ્વમંગલ ઈચ્છનારે એક કૈં કરવું ઘટે.

"બ્રહ્મસત્યં જગત્ મિથ્યા" તે અનુભવવું ઘટે,
સંસારનું સુખદુઃખ ગીતાજ્ઞાનથી હરવું ઘટે;
છોડી વિકારો આજના ચોરાસ પે રહેવું ઘટે,
અચ્યુત કહે છે આ તકે નિઃભેદ કૈં કરવું ઘટે.

શ્રી અચ્યુત

ભક્તિ ભરો ઉરમાં મૂકીને રાગ આ સંસારના,
આત્મા તણો ઉદ્ધાર કરવા મોહ ત્યાગો બ્હારના;
જન્મને આ મરણની ઘટમાળમાં ફરવું મટે,
સત્કાર્ય ને સત્કર્મ તો આજે શરુ કરવું ઘટે;
કૈં મનુષ્યો જન્મતા ને મૃત્યુ પામે ભૂપટે,
એ પેખીને કલ્યાણ કાયાનું અહીં કરવું ઘટે.

શ્રી રમણલાલ વ્યાસ

ભાગદાવે શ્રીજી ફાવે, સર્વ રીતે છતાં હવે,
શ્રીજી જાગે, સંપ જાગે, કાર્ય એ કરવું ઘટે.

શ્રી. જન્મશંકર પંડયા

આવી અરે સંસારમાં ભૂલી ચડયો આડે ઘટે
સુખભોગમાં આસક્ત થઇ, જર ને જુવાનીના મદે
ઇશ્વર ભજન એ અંધકાર થકી કરે છે મુક્ત તો
તે કાલ પર નહિ રાખતાં, એ આજથી કરવું ઘટે

મણિશંકર ભવાનીશંકર ઉપાધ્યાય

ખાવા પીવા ને પહેરવા, વસ્તુ મળે મન માનતી,
કેવા રૂપાળાં ઘર મળ્યાં, ત્યાં સુખ સગવડ સામગ્રી;
સુત, વિત્ત, પત્નીનાં સુખો, વળી સાંપડે વિણ ખટપટે,
ઇશ્વરકૃપા સહુ ભાળી આ, પ્રભુમય જીવન કરવું ઘટે

શ્રી ઇશ્વર પીળાડિયા

ભૂંડા ભટકતો ચીંદને કાળા બજારની ખટપટે!
દેશ જ્યારે ક્ષુધિત ત્યારે તું કમાવાનું રટે!
મિષ્ટાન્ન તું ઉડાવતો! બન્ધુ ઉભા મૃત્યુ તટે!
જો, હોય માનવ તો તને આવું નહીં કરવું ઘટે!

પં. બદ્રી

ભાષણ અગર ઉપદેશથી ભૂખ દેશની કદિ નવ મટે!
નિજ દેશજન ભૂખે મરે ને અન્ન-વસ્ત્ર ન સાંપડે!
તો આપ રોટી-વસ્ત્ર, નિવસે શરમ જો તારા ઘટે!
જો હોય દિલમાં કંઈ દયા તો આટલું કરવું ઘટે!

કવિ શ્રી ગોવિન્દરામ વ્યાસ

કોણ હું! શામાટ જન્મ્યો? આ બધું શું! ક્યાંથી છે?
મનબુદ્ધિવાળા દેહીને તો એ સમજવે શાન્તિ છે.
માયિક વિશ્વ વિલાસભાવો ટાળતાં મરવું મટે,
આત્મિકભાવે અન્યતાનું સ્વપ્ન દૂર કરવું ઘટે.

સંત શ્રી સીતારામજી





## અભ્યર્થના

(રાગ-ભૈરવી)

સાચો માર્ગ સુઝાડો, પ્રભુજી!
 સાચો માર્ગ સુઝાડો.
મોહ માયાથી રંગાયેલો હું
 પાપોની મારી માગું,
ખરડાઉ છું હું કરેલાં કર્મોથી
 ઝાલો કર તમે મ્હારો-પ્રભુજી!
વિષય પાપના કર્મોએ બાંધ્યો,
 કોનો આશરો માગું?
જીવનબેલી આપ જ એક છો,
 અભાગીને તમે તારો-પ્રભુજી!

—શ્રી ભોગીલાલ સી. શાહ



જ નહિં પરન્તુ હિંદભરમાં પ્રખ્યાતી પામેલા-પ્રભુપ્રેમી લેખકો હોવાથી આ અંકમાંના ત્રણે ખંડોનું શ્રીમદ્‌ભાગવતીય સાહિત્ય એક અમર સાહિત્ય બનશે.

દ્વિતીયખંડમાં—સર્વસુલભ-અલંકારોયુક્ત છતાં શ્રીમદ્‌ભાગવતને જ અનુલક્ષીને લખાયેલા વાર્તાઓ-ધાર્મિક નવલિકાઓ રહેશે, આવી સુંદર અને સરલ ભાષામાં આજ દિવસ સુધીમાં શ્રીમદ્‌ભાગવત ઉપરની વાર્તાઓ તો કદાચ નહિં જ લખાયેલી હોય, આબાલવૃદ્ધ ભગવતપ્રેમીઓને રુચિકર એવો આ વિભાગ પણ બહુ વાંચન-મનનને યોગ્ય બનશે.

તૃતીયખંડમાં—શ્રીમદ્ ભાગવતની મૂલ કથામાં વર્ણવાયેલા ભક્તોનાં સંક્ષિપ્ત જીવનચરિત્રો અપાશે, એ જીવનચરિત્રો વાંચીને આપને સાનંદાશ્ચર્ય થશે કે પ્રભુપ્રેમીઓ ક્યા બલપર આ જગતના ભયંકર અને સ્વાર્થમય વાતાવરણમાં પણ પ્રભુકૃપા પ્રાપ્ત કરીને ભગવત્સાક્ષાત્કાર કરી શકે છે ? આ ભક્તોની જીવનગાથાને પોતાના નિત્ય વ્યવહારમાં ઓતપ્રોત કરીને પ્રેમી પાઠકો કૃતાર્થ બનશેઃ તે ઉપરાંત કેટલાક ચાલુ સૈકામાં થઈ ગયેલા ભાગવતપ્રેમી હિન્દુ-મુસ્લીમ ભક્તોનાં જીવનવૃત્તાંતો પણ આપવાનો પ્રયત્ન થશે.

વચમાં વચમાં સુંદર અને પ્રસંગને અનુકૂલ-રંગ-બેરંગી સેંકડો ચિત્રો અને ભાવકાવ્યો પણ અપાશે. એ પણ બહુ જ વાંચન-મનનને યોગ્ય સામગ્રી હશે.

આમ જેટલો બની શકે તેટલો પરિશ્રમ આ અંકની પાછળ લેવામાં આવશે, શ્રીહરિ સૌના સહાયક છે, ભગવત્કાર્ય કરવામાં એની જ કૃપા આવશ્યક છે.

એ જ શ્રીહરિકૃપાથી શ્રીહરિના કૃપાપાત્ર અને દેશભરના પૂજ્ય, વિદ્વાન્ અને પ્રખ્યાત સંત-મહાત્માઓ, ઉપદેશકો અને લેખકોનો અમોને સહકાર સાંપડ્યો છે, કારણ કે તેઓએ એમ જ માન્યું છે કે આ હરિચર્ચામાં રોકેલો અલ્પ સમય એ જ સાચી જિંદગી છે-જિંદગીની લ્હાણ છે. આમ નિઃસ્વાર્થ ભાવનાવાળા ખાસ લેખકોની સંક્ષિપ્ત નામાવલિ આ નીચે આપીએ છીએ કે જેથી ગ્રાહક બંધુઓની ખાત્રી થશે.

પૂ. જગદ્‌ગુરુશ્રી શંકરાચાર્યજી.
પૂ. મહારાજશ્રી કૃષ્ણજીવનજી મહોદય
પૂ. મહારાજશ્રી ગજરત્નલાલજી મહોદય
પૂ. ,, શ્રી પુરુષોત્તમલાલજી મહોદય
પૂ. ,, શ્રી કૃષ્ણાનંદજી, મહામંડલેશ્વર
પૂ. ,, શ્રી ગંગેશ્વરાનંદજી મહામંડલેશ્વર
પરમ ભાગવતભક્ત બ્રહ્મચારી શ્રી પ્રભુદત્તજી
પૂ. મહારાજ શ્રી વિદ્યાનંદજી મહામંડલેશ્વર
પૂ.સ્વામીશ્રી માધવતીર્થજી-પૂ.સ્વામીશ્રી અદ્વૈતાનંદજી
પૂ. શ્રી સર્વાનન્દજી મણ્ડલેશ્વર
પૂ. સ્વામીશ્રી જ્ઞાનાનંદજી-બ્રહ્મચારી શ્રી.શંકરશાસ્ત્રી
શ્રી. જયદયાલજી ગોયન્દકા
કીર્તનાચાર્ય શ્રી. સીતારામજી શર્મા
પૂ. શ્રી પુનિત મહારાજ-સન્તશ્રી સીતારામજી
શ્રી નરહરિલાલજી શાસ્ત્રી-શ્રી સીતારામજી શાસ્ત્રી
શ્રી ચિમનલાલજી શાસ્ત્રી-પં.શ્રી.ભોલાનાથજી શર્મા
ડૉ. શ્રી. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ M. L. A.
ડૉ શ્રી. ઇન્દુલાલ સેવકલાલ દવે M. B. B. S
શ્રી. ચંદ્રવિદ્યાનંદજી પંડ્યા B. A.
શ્રી. ગોવિંદલાલ ભટ્ટ M. A.
શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી M. A.
શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી B. S. C.

શ્રી. રેવાશંકર મેઘજીભાઈ શાસ્ત્રી દેલવાડાકર
શ્રી. નિર્મલશંકર શાસ્ત્રી સાહિત્યાચાર્ય
શ્રી. દેવકૃષ્ણ શાસ્ત્રી સાહિત્યાચાર્ય
શ્રી. નાનાભાઈ ભટ્ટ
શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા તંત્રી 'શારદા'
શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી
શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈ M. A.
શ્રી. ગજેન્દ્રશંકર પંડ્યા. M. A.
શ્રી. ઇચ્છાશંકર દવે-કવિચિત્રકાર શ્રી મસ્ત મયૂર
વેદાન્ત કવિ શ્રી. હીરાલાલ જાદવરાય બુચ
વૈદરાજ શ્રી. સુંદરલાલ નાથાલાલ જોષી
પં. શ્રી. ગિરિધર શર્મા નવરત્ન-શ્રી. 'ઊર્મિલ'
શ્રી. મહેન્દ્રરાય માંકડ L. L, B.
શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી M. A.
શ્રી. જયન્તીલાલ મંગલજી ઓઝા B. A.
શ્રી. ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ, સોલીસીટર
શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા B. A.
શ્રી. ગગનવિહારી-શ્રી. 'શબ્નમ'
કુમારી નિર્મલાદેવી વિદુષી
કુમારી શકુન્તલાદેવી વિદુષી
સૌ. સ્વાતિબ્હેન-શ્રી. ભક્તિબ્હેન
શ્રી.ચંચલગૌરી પાઠક-શ્રી.મનોરમા મંગલજી શાસ્ત્રી

ઉપરની નામાવલિ સિવાયના અનેક કૃપાલુ સંત મહાત્માઓ અને વિદ્વાન્ લેખકોના લેખો અમારા પાસે આવી ગયા છે, આ બધા લેખો-કાવ્યો-ધાર્મિક વાર્તાઓનો એકત્રિત સમૂહ પ્રત્યેક

પાઠકોની જ્ઞાનત્રિવેણી બનશે, એના નિમજ્જનનો અપૂર્વ લાભ લેવામાં કોઈ પણ પ્રભુપ્રેમીએ પ્રમાદ સેવવો ન જોઈએ જે ગ્રાહક બંધુઓએ ગતવર્ષમાં તન મનથી પ્રયત્નો કરીને નવા ગ્રાહકો મેળવવામાં અમોને સહકાર આપ્યો છે, તેઓએ આ ભગવત્ કાર્યમાં તેવો જ સહકાર આપીને અમારા આ પ્રયાસને વેગ આપવો જોઈએ.

લેખકો, ગ્રાહકો અને ભગવત્પ્રેરિત ભાવનાશાળી એજન્ટોની શુભ ભાવના માટે પરમકૃપાળુ પરમાત્માને અભ્યર્થના કરીને ૐ તત્સત્

વિનમ્ર નિવેદકો

પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
તંત્રી : વિશ્વમંગલ

દેસાઈ મગનભાઈ છોટાભાઈ
સહતંત્રી : વિશ્વમંગલ

(ગતાંક પૃષ્ઠ ૧૯૮ થી ચાલુ)

# માયાનાં ચિત્રો રૂપી ચિત્રકેતુ

ઇંદ્રરૂપી જીવે વૃત્તિઓરૂપી વૃત્રાસુરને માર્યો, છતાં તેમાં લાગ્યું કે બધું ચેતન આત્મા જ હોય તેમ ઇંદ્રને બ્રહ્મહત્યાની બીક લાગી. તેથી તે ઘણા કાળ સુધી માનસ સરોવરમાં સંતાઇ ગયો. પછી મહર્ષિઓના કહેવાથી ઇંદ્રે અશ્વમેધ યજ્ઞ કર્યો. એ અશ્વમેધથી જે પુણ્ય થયું તેનાથી બ્રહ્મહત્યાના પાપનું નિવારણ થયું.

અશ્વમેધ યજ્ઞનું આધ્યાત્મિક રહસ્ય સમજવા જેવું છે. અશ્વનો અર્થ ઘોડો થાય છે અને પ્રાણ થાય છે. જ્યારે અશ્વમેધ યજ્ઞ થાય છે ત્યારે યજ્ઞના ઘોડાને છૂટો મૂકવામાં આવે છે અને તેને કોઈ રાજા બાંધે તો તેની સાથે લડાઇ કરીને તે ઘોડાને છોડાવવો પડે છે. ઉપરાંત જ્યારે કોઈ જગ્યાએ એ ઘોડો ન બંધાય ત્યારે યજ્ઞ કરનાર રાજાને ચક્રવર્તીપણું પ્રાપ્ત થાય છે અને તે બધા પાપમાંથી મુક્ત થાય છે. તેવી જ રીતે આપણો પ્રાણરૂપી ઘોડો સંસારની વાસનાઓમાં ફરે છે છતાં કોઇ રજોગુણરૂપી વાસનામાં તે ન બંધાય તો પ્રાણ શુદ્ધ થાય છે. તે પ્રાણનો પ્રાણાયામ કરીને તેને કુંભકરૂપે જ્યારે સ્થિતિ આપવામાં આવે છે ત્યારે મન વશ થઈ શકે છે. મન વશ થવાથી અહંકાર વશ થાય છે અને તેથી અહંકારે કરેલા પાપની નિવૃત્તિ થાય છે.

ઇંદ્ર પાસે મુનિજનોએ અશ્વમેધ યજ્ઞ કરાવ્યો અને યજ્ઞ વખતે જ્યારે તેણે સર્વદેવમય પરમાત્મા પુરુષોત્તમનું ભજન કર્યું ત્યારે વૃત્રવધથી ઉત્પન્ન થયેલું પાપ બળી ગયું. ઉપમા આપીને તે પ્રસંગ સમજાવતા શુકદેવજી કહે છે કે જેમ સૂર્યનો ઉદય થતાં અંધારું નાશ પામે તેમ પાપ દૂર થયું (૬-૧૩-૨૦) અહીં અંધારાનો અર્થ અજ્ઞાન પણ થઈ શકે છે. જીવનું અજ્ઞાન દૂર થાય ત્યારે તે પોતાના સ્વરૂપ તરફ વળે છે.

હવે પરીક્ષિત રાજા શુકદેવજીને એવો પ્રશ્ન પૂછે છે કે—વૃત્રાસુર રજોગુણી અને તમોગુણી સ્વભાવવાળો હતો. એવા મહાપાપી માણસની વૃત્તિ છેલ્લી વખતે નારાયણમાં આસક્ત કેમ થઈ ગઈ! પૃથ્વી ઉપર અસંખ્ય માણસો છે તેમાંથી કોઇકને જ પોતાના કલ્યાણની ઇચ્છા થાય છે. તેમાં પણ સંસારથી છૂટવાની ઇચ્છા પણ કોઇકને જ થાય છે અને તેમાં પણ કોઇકને જ મોક્ષ એટલે સિદ્ધિલાભ મળે છે. એવા સિદ્ધોમાં ભગવત્પરાયણ, અને શાંત ચિત્તવાળા પુરુષ મહાપુરુષ તો મળવા જ મુશ્કેલ છે છતાં મહાપાપી વૃત્રાસુરની ઘોર સંગ્રામ વખતે ભગવાન કૃષ્ણમાં આવી નિશ્ચલ બુદ્ધિ શી રીતે થઈ?

આ પ્રશ્નના જવાબમાં શુકદેવજી વૃત્રાસુરના પૂર્વજન્મની હકીકત પરીક્ષિત રાજાને સમજાવે છે. શ્રીમદ્ ભાગવતના લેખક વ્યાસજીની લેખનશૈલી એવી છે કે ખરી હકીકત પાછળથી કહે છે અને તે હકીકત ઉપર ધ્યાન રાખીએ તો જ અધ્યાત્મભાવ સ્પષ્ટ રીતે સમજાય છે. ટુંકામાં દરેક જીવમાં રજોગુણી અને તમોગુણી વૃત્તિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જાણવું હોય તો હવે પછીની કથા બરાબર સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ.

શુકદેવજી કહે છે—શૂરસેન દેશમાં ચિત્રકેતુ નામનો એક પ્રખ્યાત સાર્વભૌમ રાજા રહેતો હતો. તેના રાજ્યમાં પૃથ્વી સંપૂર્ણ કામના પૂર્ણ કરવાવાળી હતી. વળી તે રાજાને એક કરોડ રાણી હતી અને રાજા પોતે સંતાન ઉત્પન્ન કરવામાં સમર્થ હતો છતાં તેને કોઈ સંતાન થયું નહિ તેથી રાજાને ચિંતા થતી હતી. તેની સંપત્તિ, સ્ત્રીઓ અને પૃથ્વીના રાજ્યથી પણ તેને આ ચિંતાને લઇ આનંદ થતો નહોતો. (૬-૧૪-૧૩)

અહીં એક કરોડ રાણી ગણી તે સાચી માનવી નહિ, કારણ કે એવું હોય તો તેમની સેવા માટે દાસદાસીઓની ગણતરી કરતાં, એક રાજા ભોગવી શકે નહિ તેટલો વિસ્તાર કહેવાય. તેથી ચિત્રકેતુમાં વિષયવૃત્તિ વધારે હતી

અને તેનામાં વિષયોના રૂપનું આકર્ષણ વધારે હતું એમ અર્થ કરવો એ વધારે સારું છે. વિષયોનાં ચિત્રો જેમના દિલમાં ઘણાં હોય તે બધા ચિત્રકેતુ સમજવાના છે.

ઉપનિષદની અંદર કહેલું છે કે, માણસમાં ત્રણ ઇચ્છાઓ મુખ્ય રહે છે: ૧ પુત્રૈષણા ૨ વિત્તૈષણા, અને ૩ લોકૈષણા. એ ત્રણમાં પુત્રૈષણા સંસારી માણસોને માટે ઘણી ચિંતા ઉત્પન્ન કરે છે. પુત્રૈષણા પૂરી કરવા માટે સ્ત્રીની એષણા જોઈએ અને ધનની એષણા પણ જોઈએ અને ધન માટે લોકૈષણા પણ જોઈએ. પુત્રૈષણા એ એવી ઇચ્છા છે કે જેને પરિણામે સંસારની બીજી બધી ઇચ્છા જાગૃત થાય છે અને તે એક કરોડ રાણી કરતાં પણ વધારે રજોગુણ ઉત્પન્ન કરે છે. આ એ જ સંસાર છે, આના સુખની ઇચ્છા જીતનારને શાસ્ત્રોમાં દેવ વલ્લભ કહેલ છે. પણ એવા માણસો કેટલા હોય છે ? હાલના કાળમાં બધા દેશોમાં પ્રજાનો જે વધારો થાય છે તેના ઉપર કંટ્રોલ કરવા માટે [illegible]ઓ પાસે શા ઉપાય છે ? ઉલટું રાજ્યો એમ ઇચ્છે [illegible] કે અમારા રાજ્યમાં પ્રજા વધે તો ઠીક; પણ પ્રજા સદ્‌ગુણી તથા સંસ્કારી કેવી રીતે થાય તે તરફ ધ્યાન રહેતું નથી. તેથી રાગદ્વેષ વધે છે અને તે રાગદ્વેષને બહાર નીકળવા માટે લડાઈ જેવાં નિમિત્ત ઉત્પન્ન થાય છે.

કોઈ મકાનમાં બે ખુરશી કે બે ટેબલ વધારે લાવીએ તો તે બહુ નડતાં નથી, પણ ત્યાં તે કુટુંબમાં એક બાળક વધે તો તે બાળકને મોટી ઉંમરનો કરીને ઠેકાણે પાડવામાં માબાપે પણ બાળકના જેવું મન કરવું પડે છે અને તેમાં એટલી બધી વૃત્તિઓ રોકાય છે કે કરોડ રાણી કરતાં પણ વધી જાય છે. ચિત્રકેતુને તો પુત્ર થયા પહેલાં જ એટલી બધી ઇચ્છાઓ વધી ગઈ હતી કે તે કરોડ રાણી જેટલી થઈ હતી, તેથી તેને સુખ નહોતું. ઇગ્લાંડના રાજા આઠમા એડવર્ડને પણ બ્રીટીશ રાજ્યનું સમ્રાટપદ મળ્યું તો પણ મીસીઝ સીમ્પસનને પરણ્યા વગર તેને સુખ લાગતું નહોતું. હાલના કાળમાં ઘણા રાજાઓની એવી દશા છે. ઘણા શેઠીઆઓની અને જુવાનોની પણ એવી દશા છે. આ પુત્રની ઇચ્છા એ જ સંસારનું મૂળ છે.

એક દિવસ અંગિરા ઋષિ ફરતા ફરતા ચિત્રકેતુ રાજાને ત્યાં આવી પહોંચ્યા. રાજાએ તેમની વિધિવત્ પૂજા કરી અને સારું આસન આપ્યું. પછી ઋષિએ રાજાને પૂછ્યું કે તમારું મુખ ચિંતાગ્રસ્ત કેમ દેખાય છે ? રાજાએ કહ્યું કે "જેમ ભૂખ્યા અને તરસ્યા રહેલ માણસને અન્ન અને જળ સિવાય બીજા ભોગ પ્રસન્ન કરી શકતા નથી તે પ્રકારે હું સંતાનહીન હોવાથી મને આ સામ્રાજ્ય, ઐશ્વર્ય કે સંપત્તિ સુખ આપતાં નથી, માટે મને કોઈ રીતે સંતાન થાય એવો ઉપાય બતાવો કે જેથી મારો પરલોક સુધરે. પછી ઋષિએ ત્વાષ્ટ્રચરુ તૈયાર કરાવી ત્વષ્ટા દેવનું યજન કરાવ્યું અને ચિત્રકેતુની મોટી રાણી કૃતદ્યુતિને યજ્ઞશેષ આપ્યું. એટલું કર્યા પછી તેણે ચિત્રકેતુને કહ્યું કે તને એક પુત્ર થશે, તેનાથી તને હર્ષ અને શોક બંને પ્રાપ્ત થશે. એટલું કહી ઋષિ ત્યાંથી ચાલ્યા ગયા. પાછળથી કૃતદ્યુતિ રાણીને ગર્ભ રહ્યો અને સમય આવતાં તેણે એક કુમારને જન્મ આપ્યો, તે પ્રસંગે રાજા-પ્રજામાં બહુ આનંદ થઈ રહ્યો. રાજાએ ૬૦ કરોડ ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી. અહીં પણ ૬૦ કરોડ ગણીને સાચી માનવી નહિ, પણ ઘણી ગાયો આપી એમ સમજવું. તે બાળકમાં ચિત્રકેતુનો પ્રેમ દિવસે દિવસે વધવા લાગ્યો. આજે પણ માબાપોને બાળકોની કાલી કાલી વાતોમાં બહુ રસ આવે છે. જે બાળક જન્મે છે તેનામાં તે વખતે માયા હોતી નથી તેથી નાનાં બાળક બધાને ગમે છે; પણ ધીરે ધીરે જ્યારે છોકરામાં માયા વધવા લાગે છે ત્યારે માબાપને મોટાં છોકરાં ગમતાં નથી પણ નાનાં વધારે ગમે છે. છતાં સંસારમાં બધું સુખ કોઈને મળતું નથી. હવે ચિત્રકેતુની બીજી રાણીઓનું માન ઓછું થઈ જવાથી તેમને દ્વેષ આવ્યો. અને તે રાણીમાંથી કોઈએ એક વખત ગુપ્તપણે તે કુમારને ઝેર આપી દીધું. તેથી કુમાર મરી ગયો અને રાજકુટુંબમાં મોટો હાહાકાર મચી રહ્યો. જે રાણીએ અપરાધ કર્યો હતો તે પણ રોવા લાગી. ચિત્રકેતુને પણ શોકથી મૂર્છા આવી ગઈ. રાણી કૃતદ્યુતિ પણ વિલાપ કરવા લાગી.

બધા ભેગા થઈ વિધાતાને ગાળો દેવા લાગ્યા. રાણીઓને વિલાપ કરતી જોઈને ચિત્રકેતુ પણ વિલાપ કરવા લાગ્યો. સંસારમાં પણ સ્ત્રી દુ:ખી હોય છે ત્યારે તેના પતિને પણ દુ:ખ થાય છે અને પતિને દેખીને સ્ત્રીને દુ:ખ થાય છે; પણ સંબંધ થયા પહેલાં કોઈ દુ:ખી થાય તો બીજાને તેવું દુ:ખ લાગતું નથી, તેથી

સુખદુઃખનું કારણ સંબંધ છે અને સંસારમાં દુઃખ-સુખના પ્રસંગ ઘણા આવે છે. ચિત્રકેતુના મહેલમાં જ્યારે શોક છવાઈ ગયો હતો ત્યારે ત્યાં નારદજી સહિત અંગિરા ઋષિ આવ્યા. તેઓએ રાજાને કહ્યું કે જે બાળકને માટે તમે શોક કરો છો તેની સાથે તમારે આ જન્મમાં, પહેલા જન્મમાં અને હવેના જન્મમાં કેાે સબંધ છે ? જેમ જળના પ્રવાહથી રેતીના કણ એકત્ર થાય છે અને પાછા જુદા પડી જાય છે; અને એક બીજમાંથી બીજાં બી ઉત્પન્ન થાય છે તેમ ભગવાનની માયાથી પ્રેરિત થઈને કોઈ પ્રાણીઓથી બીજાં પ્રાણી ઉત્પન્ન થાય છે અને કોઈ નષ્ટ થાય છે. વળી

वयं च त्वं च ये चेमे तुल्यकाला श्चराचरा।
जन्ममृत्योर्यथा पश्चात्प्रागेवमधुनापि भो ॥

૬-૧૫-૫

અર્થ—અમે, તમે અને આ જેટલા ચરાચર પ્રાણી આ વખતે વર્તમાન છે તે જે પ્રકારે પોતાના જન્મથી પૂર્વે નહોતા અને મરણ પછી નથી રહેવાના તેમ હમણાં પણ નથી.

હે રાજા ! જેમ એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે દેહી (પિતા)ના દેહથી દેહી (માતા)ના દેહથી દેહી (પુત્ર)નો દેહ ઉત્પન્ન થાય છે. તેમા દેહી ઘટ વગેરે કાર્યોમાં પૃથ્વી વગેરેની માફક સમાન છે અને—

देहदेहिविभागोऽयमविवेककृत पुरा ।
जातिव्यक्तिविभागोऽयं यथा वस्तुनि कल्पित ॥

૬-૧૫-૮

અર્થ—જે પ્રકારે એક જ વસ્તુમાં ઘટ જાતિ અને ઘટ વ્યક્તિનો વિભાગ કેવળ કલ્પનામાત્ર છે; તે પ્રકારે દેહી અને દેહનો વિભાગ પણ અનાદિ અને અવિદ્યાકલ્પિત છે.

કેટલાક એમ માને છે કે બ્રહ્મની અંદર માણસની જાતિ, ઘોડાની જાતિ, ગાયની જાતિ વગેરે નિત્ય રહેલ છે અને તેથી માણસ, ઘોડા, ગાય વગેરેની ઉત્પત્તિ થાય છે. યુરોપના તત્ત્વચિંતક પ્લેટો એવું માને છે. આપણા દેશમાં શ્રી અરવિંદ એવું માને છે અને કેટલાક વૈષ્ણવો પણ એવું માને છે; પણ ઉપરના શ્લોકમાં એ વાત ખોટી બની જાય છે. એટલે જાતિ અને વ્યક્તિનો વિભાગ અવિદ્યાવાળો છે. એક ગાયનો દૃષ્ટાંત લઈએ તો તે માણસની દૃષ્ટિમાં ગાય છે પણ કુતરાની દૃષ્ટિમાં શું હશે, કે બિલાડીની દૃષ્ટિમાં અથવા ઉંદરની દૃષ્ટિમાં એ કેવું પ્રાણી લાગતું હશે તે કહી શકાય નહિ તેથી માત્ર માણસની દૃષ્ટિથી જે દેખાય તેને આધારે જાતિ અને વ્યક્તિની કલ્પના કરવી એ યોગ્ય નથી. માણસથી ગાય એ મોટું પ્રાણી છે, પણ હાથીને ગાય નાનું પ્રાણી લાગે. તેથી ક્યા જીવ નાના છે ,અને ક્યા મોટા છે તે કહી શકાય નહિ. વળી ગાયના પેટમાં જીવ હોય તેને કેવું લાગે અને તે જીવના પેટમાં જે ખાલી જગ્યા હોય તેમાં શું હોય તે બધુ માણસની દૃષ્ટિથી નક્કી થઈ શકે તેવું નથી. વેદાન્તમાં પ્રમાતાને જીવ કહે છે અને ઉપરના ૬-૧૫-૫ ના શ્લોકમાં કહ્યા પ્રમાણે બધા પ્રમાતાને તુલ્યકાળ એટલે સરખો કાળ લાગુ પડે છે એટલે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય બધું સમકાલીન પ્રતીત થાય છે; આગળ પાછળ નથી. ગાયનું જગત માણસના જ્ઞાનની અંદર છે, તે જેમ અવિદ્યાવાળું છે તેમ માણસનું જગત માણસના જ્ઞાનની અંદર છે અને તે પણ અવિદ્યાવાળું છે. પણ ગાય પોતાના પ્રમાણથી પોતાનું જગત ખોટું માની ન શકે તેમ માણસ પણ પોતાના પ્રમાણથી પોતાનું જગત ખોટું માની શકશે નહિ. દલસના સાપેક્ષ-વાળા કહે છે કે we are living in a man-sized world with a mansized time and a man-sized space એટલે આપણે માણસના કદના જગતમા રહીએ છીએ એટલે જેવું માણસનું પ્રમાણ તેવું જગત ખાય છે. તેમાં દેશ અને કાળ પણ માણસના પ્રમાણો પ્રમાણે બની જાય છે. તે કોઈ સાચી વસ્તુ નથી છતાં જેમ સ્વપ્નમાં ખોટા પ્રમાણથી વ્યવહાર ચાલે છે તેમ જાગ્રતમાં પણ ખોટા પ્રમાણથી વ્યવહાર ચાલે છે

કોઈના મનમાં એમ પ્રશ્ન થાય કે જો જીવ અથવા પ્રમાતા ક્ષણિક હોય તો રોજ એનો એ જીવ કેમ દેખાય છે ? વળી જીવ ક્ષણપરિણામી હોય તો તે બુદ્ધનો ક્ષણિકવિજ્ઞાનવાદ થયો ! તેનું સમાધાન એવું છે કે પ્રમાતા પ્રમાણને આધીન છે. જ્યાંસુધી પ્રમાણ કરશે નહિ ત્યાંસુધી પ્રમાતા કરશે નહિ ખાસ કરીને

પ્રમાણના ફેરફાર કરતા નથી ત્યાંસુધી પ્રમાતાના ફેરફાર કરતા નથી તેથી રોજ એક જ પ્રમાતા હોય તેવું જણાય છે.

ચિત્રકેતુ રાજાએ નારદજીને અને અંગિરા મુનિને કહ્યું કે આપ બંને કોણ છો! આપ જેવા કેટલાક ભગવત્પ્રિય બ્રાહ્મણો મારા જેવા વિષયાસક્ત બુદ્ધિવાળા પુરુષોને ઉપદેશ દેવાને માટે ગુપ્ત વેશમાં આ પૃથ્વી ઉપર સ્વચ્છંદ ફરતા હોય છે. હું તો મૂઢ બુદ્ધિવાળો અને પશુ જેવો છું, અને ઘોર અજ્ઞાનરૂપી અંધકારમાં ડૂબેલો છું, આપ મને કાંઈક જ્ઞાન આપો (૬-૧૫-૨૧)

અંગિરા મુનિએ રાજાને કહ્યું કે "તું ભગવાનનો ભક્ત છે તેથી તારે આવો શોક કરવો ઉચિત નથી. આ મારી સાથે આવેલ જે બીજા મુનિ છે તે નારદજી છે. (એમ કહી અંગિરા રાજાને નારદરૂપી સાક્ષીની ઓળખાણ કરાવે છે જ્યારે જીવને સાક્ષીની ઓળખાણ થતી નથી ત્યારે જ શોક થાય છે. પહેલાં હું ત્યારે તારા મનમાં પુત્રની કામના હતી તેથી તે વખતે તને જ્ઞાનનો ઉપદેશ આપ્યો નહિ. હવે તો તેં પુત્રવાળાના દુઃખનો અનુભવ કરી લીધો છે. સ્ત્રી, ધન, ઐશ્વર્ય અને સંપત્તિ વગેરે વિષયો, રાજ્યવૈભવ, પૃથ્વી, સેના, નોકર, પ્રધાન, મિત્રો વગેરે બધા ચલાયમાન છે અને અનિત્ય છે. હે રાજા આ બધાં ગન્ધર્વનગર, સ્વપ્ન, માયા અને મનઃકલ્પિત પદાર્થોની સમાન અસત્ય છે અને શોક, મોહ, ભય અને દુઃખ દેનારા છે. **दृश्यमाना विनार्थेन न दृश्यन्ते मनोभवाः** એ પદાર્થનું કોઈ વાસ્તવિક સ્વરૂપ નથી તેથી એક ક્ષણમાં દેખાતા હોવા છતાં બીજી ક્ષણમાં દેખાતા નથી. (૬-૧૫-૨૪)

આપણાં પ્રાચીન શાસ્ત્રો જોતાં આ પદ્ધતિ ચાલી આવે છે. રાજા અને જ્ઞાની માણસોએ રાજ્યના સુખને સાચું સુખ માનેલ નથી. તેથી કરીને સ્વરાજ્યની બાબતમાં આપણા દેશની આખી પ્રજા લડવાને માટે તૈયાર થઈ શકતી નથી. છતાં ખરું સુખ કોને કહેવાય અને ખરું જ્ઞાન કોને કહેવાય એ મુખ્ય બાબત ઉપર આર્યોના સંસ્કારમાં સારું ધ્યાન આપેલ છે. રાજ્યનું કામ એ છે કે પ્રજાને ખાવાપીવાની કમાઈ કરી આપવી અને બીજા ચોર અને ખૂની માણસોથી રક્ષણ કરવું. પણ એટલાથી માણસનું જીવન પૂર્ણ થતું નથી. માણસ માત્ર ખાવાપીવા માટે અને પાંચ ઇંદ્રિયોનાં સુખ ભોગવવા માટે જન્મેલો નથી. જ્યારે ચિત્રકેતુનો બીજો જન્મ વૃત્રાસુર તરીકે થાય છે અને વૃત્રાસુરને છેલ્લી વખતે ભગવાનનાં દર્શન થાય છે ત્યારે તે એમ માગે છે કે "મને બીજો જન્મ આવે તો તમારા ભક્તોનો સંગ થજો પણ જે માણસો ઘર, સ્ત્રી, કુટુંબ વગેરેમાં આસક્ત હોય તેમનો સંગ થવા દેશો નહિ." જેઓની દૃષ્ટિ આત્માના સાચા સુખ તરફ હોય છે તેઓ પાંચ ઇંદ્રિયથી મળતા સુખની દરકાર કરતા નથી. છતાં હાલના કાળમાં બધા દેશોની પ્રજાને ૫ ઇંદ્રિયનાં સુખ વધારે ગમવા માંડ્યાં છે તેથી તેની અસરથી આપણા દેશની પ્રજા પણ માયાના સુખમાં પડી ગઈ છે. એ સંશોધનનું પરિણામ છે. તેથી જ વૃત્રાસુરે સારા સંગ માટે ભગવાન પાસે માગણી કરી હતી.

અંગિરા મુનિ ચિત્રકેતુને કહે છે કે "હે રાજા! જે લોકો કર્મવાસનાથી પ્રેરિત થઈને વિષયોનું ચિંતન કરે છે તેમના મનથી ઘણા પ્રકારનાં કર્મ ઉત્પન્ન થાય છે. જીવાત્માનો આ દેહ પંચ મહાભૂત, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયનો સંઘાત છે. તેનાથી ઘણા પ્રકારના ક્લેશ અને સંતાપ થાય છે. માટે—

तस्मात्स्वस्थेन मनसा विमृश्य गतिमात्मनः ।
द्वैते ध्रुवार्थविश्रम्भं त्यजोपशममाविश ॥

(૬-૧૫-૨૬)

અર્થ—તું શાન્ત ચિત્તથી આત્મસ્વરૂપનો વિચાર કરી આ દ્વૈત ભ્રમમાં નિત્યત્વ બુદ્ધિને ત્યાગી શાન્તિ મેળવી લે.

જેટલું જેટલું દ્વૈત દેખાય છે તે બધું ભ્રાંતિવાળું છે જેમ સ્વપ્નમાં દેખાતું દ્વૈત મિથ્યા છે તેમ જાગ્રતમાં દેખાતું દ્વૈત પણ મિથ્યા છે. વળી જેમ સ્વપ્નમાં પોતાની ભૂલની ખબર પડતી નથી તેમ જાગ્રતમાં પણ પોતાની ભૂલની ખબર પડતી નથી. તેનું કારણ એ છે કે જે પ્રમાણથી જે વસ્તુની સિદ્ધિ થાય છે તે પ્રમાણથી તે વસ્તુની નિવૃત્તિ થશે નહિ. તેથી પ્રમાણનો વિચાર કરીને ખોટા પ્રમાણને દૂર કરવું હોય તો ખૂબ સત્સંગ કરવો જોઈએ. હાલના નવા સાયન્સવાળાએ પણ પ્રમાણ (એટલે measure)ની ભૂલ કાઢવા તરફ ઠીક ધ્યાન આપેલ છે. તેનાથી ૫૦ વર્ષની અંદર

આપણી કેળવણીમાં મોટો ફેરફાર થવાનો સંભવ છે. જે વાત આપણાં શાસ્ત્રો હજારો વર્ષ પહેલાં સ્પષ્ટરીતે કહી ગયાં છે તે જ વાતને હવે નવી રીતે સાયન્સવાળા સમજાવે છે. તેઓ પણ હવે કહે છે કે આપણે જે જોઈએ છીએ તે જગત નથી પણ જગત વિષે આપણી કલ્પના છે. કોઈ ઓરડામાં એક ખુરશી પડી હોય તો નાનાં બાળકને તે બહુ ઉંચી લાગે છે. તે બાળક ૩૦ વર્ષ પછી તે ખુરશીને જોવા આવે તો તે વખતે તેને તે નીચી લાગે છે. આ બન્નેમાં કઇ ખુરશી સાચી! જે પ્રમાણથી જે ખુરશી મળી હતી તે પ્રમાણથી તે ખુરશી તે વખતે સાચી લાગી હતી. તેથી પ્રમાણ પ્રમાણે પ્રમેય રહે છે અને તે વખતે ખોટું લાગતું નથી; પણ બીજે વખતે બીજા પ્રમાણથી જો પહેલો અનુભવ બાધ પામે તો પહેલો અનુભવ સાચો નથી. સ્વપ્ન સ્વપ્ન વખતે સાચું લાગે છે પણ જાગ્યા પછી સ્વપ્નનો બાધ થાય છે તેથી સ્વપ્નું સાચુ નથી. જાગ્રતનો અનુભવ પણ જાગ્રત વખતે સાચો લાગે છે પણ સ્વપ્નમાં અથવા ઉંઘમાં તેનો બાધ થાય તો જાગ્રતનો અનુભવ પણ સાચો નથી. તેથી દ્વૈત કોઈ રીતે સાચું સિદ્ધ થઇ શકતું નથી. આપણે દ્વૈતની જેટલી વાતો કરીએ તે બધી અર્થ વગરની છે. ભગવાને એક હું જ કહેલ છે પણ ખોટો હું બીજા હુંને તું કહે છે. હુંનું બહુવચન થતું નથી. હુંનું બહુવચન કરીએ તો તું અને તે હું સાથે લેવા પડે. તેથી હું એક છે. તેથી દ્વૈત મિથ્યા છે. દ્વૈતની વાતો યાદ રાખવા જેવી નથી. હજામ માણસના માથા ઉપરથી વાળ કાઢી નાખે છે પછી તેમા ધોળા વાળ કેટલા છે અને કાળા વાળ કેટલા છે. તે ગણતો નથી. કારણ કે એ બધા નાખી દેવાના છે તેવી જ રીતે બધું દ્વૈત મિથ્યા હોવાથી તેમાં કયું ઠીક છે અને કયું અઠીક છે તે ગણવાની જરૂર નથી. જય-વિજય વૈકુંઠમાં ગયા છતાં તેમનામાં દ્વૈતની બુદ્ધિ રહી ગઇ તો વૈકુંઠમાંથી પડવું પડ્યું.

હવે નારદજી ચિત્રકેતુ રાજાને કહે છે કે:—તમે ચિત્તને સાવધાન રાખીને મારી પાસેથી આ મન્ત્રોપનિષદ્ ગ્રહણ કરો. આ મન્ત્રોપનિષદ્ ધારણ કરવાથી તમને ૭ રાત્રિમાં ભગવાન સંકર્ષણનાં દર્શન પ્રાપ્ત થશે. એ સંકર્ષણનો જે આશ્રય કરે છે, તેનો ભેદ-ભ્રમ દૂર થઈ જાય છે અને તે તરત તેના જેવા મહિમાને પ્રાપ્ત થાય છે, તેના પ્રભાવથી તમને પણ તરત પરમપદની પ્રાપ્તિ થશે.

અંહી નારદજી સાક્ષિસ્વરૂપ છે અને સંકર્ષણ બ્રહ્મનું સ્વરૂપ. સાક્ષીનો અનુભવ થયા પછી બ્રહ્મનો અનુભવ થવો સહેલો છે. જ્યાં શેષનાગ ઉપર લક્ષ્મી-નારાયણનું ચિત્ર આવે છે ત્યાં પણ નારદજીને સાથે રાખેલ છે.

પછી ચિત્રકેતુના રાજમહેલમાં મરી ગયેલ રાજકુમારને નારદજીએ પોતાની શક્તિથી થોડીવાર ચેતન કર્યો અને કહ્યું કે "હે જીવ! તારું કલ્યાણ થાય, જો તારાં માતા પિતા, મિત્ર અને બન્ધુ બાંધવ વિગેરે તારા માટે શોકમાં પડેલાં છે, માટે તું આ રાજ્યના ભોગ ભોગવ અને સિંહાસન ઉપર બેસ.

જીવે કહ્યું—મે મારા કર્મ પ્રમાણે અનેક જન્મ દેવ લોકમાં, મનુષ્યલોકમાં અને તિર્યક્ યોનિમાં લીધેલા છે તેમાં કયા જન્મમાં આ મારાં માતા પિતા હતાં! દરેક જન્મમાં નવા મિત્રો-નવા શત્રુઓ થાય છે. જેમ સોનું વગેરે વેચવાના વસ્તુઓ ઘણા માણસો પાસે ફરતી રહે છે તેમ જીવ પણ જુદી જુદી યોનિયોમાં ફરતો રહે છે સોનું વગેરેનો સંબંધ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી તેમાં પણ મમતા રહે છે તેમ જીવનો જેની સાથે જેટલો વખત જેવો સંબંધ તે પ્રમાણે મમતા રહે છે. જીવને શરીરના સંબંધથી શરીરમાં મમતા રહે છે. જીવ પોતાના સાચા સ્વરૂપે નિત્ય છે, અવિનાશી છે અને જન્મમરણથી રહિત છે અને સ્વયં-પ્રકાશ હોવાથી સર્વનું અધિષ્ઠાન છે (૬-૧૬-૯) અને માયાગુણના સંબંધથી પોતે પોતાને ઉત્પન્ન કરે છે. તેને કોઈ પ્રિય નથી તેમ અપ્રિય પણ નથી, કોઇ પોતાનો નથી તેમ પારકો નથી, તે મિત્ર અને શત્રુ વાળી બુદ્ધિનો સાક્ષી માત્ર છે. તે આત્મા કાર્ય-કારણનો સાક્ષી છે અને સ્વતંત્ર છે તેથી કોઇના ગુણ-દોષ અથવા ક્રિયાના ફળને ગ્રહણ કરતો નથી અને સદા ઉદાસીન ભાવથી રહે છે. (૬-૧૬-૧૧)

(અંહી નારદરૂપી સાક્ષીના દર્શનથી જીવને પણ પોતાનું સાક્ષીપણું યાદ આવે છે.)

આટલું બોલી તે જીવ ત્યાંથી ચાલ્યો ગયો. અંહી સમજવાની મુખ્ય બાબત એ છે કે માયાની અંદર જીવો

આધાર સંબંધ ઉપર છે. એક જન્મમાં કોઈ કન્યાનું કોઈ માણસ સાથે સગપણ થયું. પછી કોઈ કારણથી તેનું સગપણ તૂટી ગયું અને બીજે સબંધ થયો તો પહેલા કુટુંબના માણસોના સુખ-દુઃખ સાથે તેને કાંઈ સંબંધ રહેશે નહિ. તેવી જ રીતે એમ માનો કે કોઈ હિંદુ મરીને તુર્કસ્થાનમાં જન્મ્યો અથવા કોઈ મુસલમાન મરીને હિંદુ થયો તો તેનો દેશ કયો ? તેને માટે વિક્રમનો સંવત્ રહેશે કે હીજરીનો સંવત્ રહેશે ? તેને કઈ કોમનું અભિમાન રાખવું. તેથી બધો આધાર સંબંધ ઉપર છે અને સંબંધ એ માયા છે. તેને નવા સાયન્સમાં Theory of Relativity કહે છે. જુદા જુદા પ્રકારના સંબંધથી જે નામ અને રૂપવાળાં ચિત્રો દરેક જીવના મનમાં ઉત્પન્ન થાય છે તે ચિત્રકેતુનું સ્વરૂપ છે. વળી ચિત્રકેતુને એક કરોડ રાણી હતી, એટલે રોજ એક કરોડ જેટલા સંબંધ યાદ આવતા હતા. આજે પણ માણસ સવારથી ઊઠીને રાત્રિ સુધી પોતાના સંકલ્પ ગણે અને સંબંધ ગણે તો અસંખ્ય થઈ શકે. જેટલા જેટલા વિષયોનાં જેટલાં જેટલાં દર્શન થાય છે બધી વૃત્તિઓ છે. દરેક વૃત્તિમાં નવો નવો સંબંધ રહેલો હોય છે. માયામાંથી છૂટવું હોય તો સાક્ષિરૂપી નારદજીની મદદથી સંકર્ષણરૂપી બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ.

ઈ. સ. ૧૯૨૯ માં એક ૮ વર્ષનો બાળક માંદો પડયો હતો અને તેની છેલ્લી ઘડી આવી પહોંચી ત્યારે તેણે તેના માબાપને કહ્યું કે " બસ હવે બસ, જીવન બધું એવું છે, બાંધવાનું છે તે બાંધી લ્યો, જુઓ ઊંચે, ઊંચી ડાળી એક છે." મરતી વખતના આ શબ્દોએ માબાપના મન ઉપર બહુ અસર કરી અને તેઓએ પોતાનું જીવન ફેરવી નાખ્યું. તે પછી તે પુત્રની પછવાડે શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ બેસાડવામાં આવી હતી. તેમાં જે વારે પુત્રનું મરણ થયું હતું તે વારે ચિત્રકેતુની આ કથા આવી અને જીવનો બોધ પણ આવ્યો. તે વખતે તે પુત્ર કોઈ બીજા બાળકના શરીરમાં પ્રવેશ કરીને તે કથા સાંભળવા આવ્યો હતો. એવો પરચો કથામાં બેઠેલા કેટલાક માણસોને મળ્યો હતો અને તે પુત્રના માબાપને પણ મળ્યો હતો. તે પુત્રના મરણ પછી ભીંત ઉપર નજર કરતાં નીચેના શબ્દો તેણે લખેલા, તેના માબાપના વાંચવામાં આવ્યા. "હું પાર, તે તું છે."

ચિત્રકેતુના પુત્રનો જીવ ચાલ્યા ગયા પછી રાજા વગેરેએ શોક અને મોહ છોડી દીધાં. નારદજીના ઉપદેશથી ચિત્રકેતુને આત્મજ્ઞાન થવાથી, હાથી જેમ કીચડમાંથી બહાર નીકળે તેમ તે ઘરરૂપી અંધારા કૂવામાંથી બહાર નીકળ્યો. પછી તેણે જમુનાજીમાં વિધિપૂર્વક સ્નાન અને તર્પણ કર્યું. અને મૌન ધારણ કરી નારદ અને અંગિરાને પ્રણામ કર્યા. તે વખતે નારદજીએ પ્રસન્ન થઈને તેને નીચે પ્રમાણે સંકર્ષણ-વિદ્યાનો ઉપદેશ આપ્યો ;—

" ૐ આપ ભગવાન વાસુદેવને હું હૃદયથી નમસ્કાર કરું છું."

नमो विज्ञानमात्राय परमानंदमूर्तये ।
आत्मारामाय शान्ताय निवृत्तद्वैतदृष्टये ॥

૬-૧૬-૧૯

અર્થ—જે વિશુદ્ધજ્ઞાનમાત્ર, પરમાનન્દસ્વરૂપ, આત્મારામ છે અને દ્વૈતદૃષ્ટિથી રહિત છે એવા શાન્ત સ્વરૂપ આપ પરમેશ્વરને નમસ્કાર છે.

વળી સ્વરૂપના આનંદના અનુભવથી માયાના રાગદ્વેષવાળા તરંગોને શાન્ત કરી દેવાવાળા, ઇંદ્રિયોના સ્વામી વિશ્વરૂપ આપને હું નમસ્કાર કરું છું. આપ કારણથી અતીત છો. જેમ માટીની વસ્તુઓમાં માટી ઓતપ્રોત છે તેમ આપ સર્વમાં ઓતપ્રોત છો. એવા બ્રહ્મસ્વરૂપને હું નમસ્કાર કરું છું. જે જાગ્રતવગેરે અવસ્થાના સાક્ષી છે તે જ જીવનું સાચું સ્વરૂપ છે. "

(૬-૧૬-૨૪)."

આ પ્રમાણે ટુંકામાં નારદજીએ રાજા ચિત્રકેતુને બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું અને તે જ જીવનું સાચું સ્વરૂપ (એટલે સાક્ષી) છે એમ પણ સમજાવ્યું. ચિત્રકેતુ શબ્દમાં કેતુનો અર્થ સાથ વગરનું શરીર થાય છે એટલે જેને પોતાના અધિષ્ઠાનની ખબર નથી એવો જીવ તે ચિત્રકેતુ સમજવાનો છે. અથવા જે જીવ જે જે રૂપ અને ચિત્ર જુએ એના અધિષ્ઠાનને જાણે નહિ તો તે બધા જીવ પણ ચિત્રકેતુ સમજવાના છે. નારદજી અને અંગિરા મુનિ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. પછી ચિત્રકેતુએ આ વિદ્યાનું ૭ દિવસ સુધી અનુષ્ઠાન કર્યું તેના પરિણામે તેને વિદ્યાધરોનું અપ્રતિહત આધિપતિપણું પ્રાપ્ત થયું. એટલે બ્રહ્મજ્ઞાનની નજીક

તે રાજા પહોંચી ગયો. એ વિદ્યાના પ્રભાવથી મનની ગતિ વધી જવાથી તે ભગવાન શેષજીના ચરણમાં પહોંચી ગયો. તેનાં દર્શન કરતાં રાજાનાં બધાં પાપ નષ્ટ થઈ ગયાં. રાજાનું અંતઃકરણ શુદ્ધ થઈ ગયું. તેણે શેષજીને નમસ્કાર કર્યા અને શેષજીની સ્તુતિ કરતાં કહ્યું કે:—

"આપ અજિત છો છતાં સમદર્શી જિતેન્દ્રિય પુરુષો આપને જીતી લે છે. કારણ કે આપ દયાળુ છો અને નિષ્કામ ભક્તોને *આપનું સ્વરૂપ પણ આપી દો છો. આ વિશ્વમાં બધી આપની લીલા છે, છતાં બ્રહ્મા વગેરે ભેદબુદ્ધિથી વ્યર્થ સ્પર્ધા કરે છે

भावाद्यन्तेऽपि च सत्त्वानां यद्ध्रुवं तदेवान्तकालेऽपि

૬-૧૬-૩૬

અસત્ સ્વરૂપથી પ્રતીત થવાવાળી વસ્તુઓમાં શરૂઆતમાં અને અંતમાં જે નિશ્ચલ તત્ત્વ છે તે જ મધ્યમાં છે. તે આપનું સ્વરૂપ છે.

(આવો શ્લોક માંડૂક્ય ઉપનિષદ્‌ની કારિકામાં પણ આવે છે.) એટલે જે પહેલાં નથી પછી નથી તે વચમાં પણ નથી. જેમકે નામ અને રૂપ પહેલાં હોતાં નથી. પછી હોતાં નથી તો વચમાં પણ સાચાં નથી. અને સત્ ચિત્ અને આનંદ પહેલાં હતું, અંતે રહે છે તો વચમાં પણ તેના સિવાય બીજું કોઈ નથી. સ્વપ્નના દૃષ્ટાંતથી તેની ખાત્રી થઈ શકે છે. સ્વપ્નમાં જે ચિત્રો દેખાય છે તે પહેલાં નથી, પછી નથી તો વચમાં પણ સાચાં નથી. એ ચિત્રોનો કોઈ આધાર તે વખતે જણાતો નથી તેથી એ ચિત્રકેતુનું સ્વરૂપ છે. જાગ્રતનાં ચિત્રો એટલે નામરૂપની પણ એવી દશા છે. પણ સ્વપ્નમાં બધાં ચિત્રોનો ખરો આધાર સાક્ષી હતો એમ જાગ્યા પછી જણાય છે તેમ જાગ્રતનાં બધાં નામરૂપનો ખરો આધાર સાક્ષી છે. એવી વિદ્યા પ્રાપ્ત કરીને હવે ચિત્રકેતુ સત્-ચિત્-આનંદરૂપ શેષજીની સ્તુતિ કરે છે.

ચિત્રકેતુ કહે છે:—આપની અંદર કરોડો બ્રહ્માંડો પરમાણુની માફક ઘૂમ્યા કરે છે તેથી આપ વાસ્તવમાં અનંત છો. આપ જ્ઞાનસ્વરૂપ છો અને નિર્ગુણ છો તેથી આપના તરફ વળેલી વાસનાઓના અંકુર ફૂટતા નથી. એટલે જેમ શેકેલાં બી ઊગતાં નથી તેમ એ વાસનાઓ વધતી નથી. જીવમાં દ્વૈતભાવ આપના ગુણથી આવે છે અને આપ નિર્ગુણ છો. (૬-૧૬-૩૯) આપે સનકાદિને ભાગવતધર્મ સમજાવ્યો હતો. એ ભાગવતધર્મ પ્રમાણે રહેવાથી 'હું' અને 'મારું' એવી ભેદબુદ્ધિ રહેતી નથી. ભેદબુદ્ધિથી કરેલા બધા ધર્મ અશુદ્ધ અને નાશવાન થઈ જાય છે. (૬-૧૬-૪૧)

આપના દર્શનમાત્રથી મનુષ્યનાં બધાં પાપ નષ્ટ થઈ જાય છે. આપનું નામ એકવાર સાંભળવાથી ચાંડાલ પણ શુદ્ધ થઈ જાય છે. અને સંસારથી મુક્ત થઈ જાય છે. આપની સત્તાથી જ બધું ચાલી રહેલ છે અને આખું ભૂમંડળ જાણે કે આપના મસ્તક ઉપર સરસવના દાણા જેવું લાગે છે."

આવો સારો ભાવ ચિત્રકેતુની સ્તુતિમાં જણાય છે તેનું કારણ માત્ર નારદજીએ તેમને સમજાવેલ બ્રહ્મવિદ્યાનો પ્રતાપ છે. હવે ભગવાન સંકર્ષણ ચિત્રકેતુને જવાબ આપતાં કહે છે કે "નારદજીએ અને અંગિરા મુનિએ મારી બાબતમાં જે ઉપદેશ આપ્યો છે તે વિદ્યાના પ્રભાવથી અને મારા દર્શનથી તમે પૂર્ણ થઈ ચૂક્યા છો. શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ બન્ને મારી સનાતન મૂર્તિઓ છે. પ્રપંચ આત્મામાં વ્યાપ્ત છે અને આત્મા પ્રપંચમાં વ્યાપ્ત છે. તથા એ બન્નેમાં કારણરૂપથી હું વ્યાપ્ત છું અને વળી એ બન્ને મારામાં કલ્પિત છે. (૬-૧૬-૫૨) જેમ કોઈ માણસને સ્વપ્ન આવ્યું હોય, તે સ્વપ્નમાં બીજું સ્વપ્ન આવેલ હોય ત્યારે બધું જગત પોતામાં દેખે છે અને સ્વપ્નમાં જાગ્યા પછી (એટલે પહેલા સ્વપ્નમાં પોતાને એક જગ્યાએ રહેલો જુએ છે. તે જ પ્રમાણે જાગ્રત વગેરે અવસ્થાઓ પણ માયામાત્ર જ છે, એમ સમજીને એ બધી અવસ્થાના સાક્ષી માયાતીત પરમાત્માનું સ્મરણ કરવું જોઈએ.

येन प्रसुप्तः पुरुषः स्वापं वेदात्मनस्तदा ।
सुखं च निर्गुणं ब्रह्म तमात्मानमवेहि माम् ॥

(૬-૧૬-૫૫)

અર્થ—સૂતેલો પુરુષ, જે ચૈતન્યની મદદથી પોતાની નિદ્રા અને અતીન્દ્રિય સુખનો અનુભવ કરે છે તે બધાના આત્મરૂપ બ્રહ્મ હું છું એમ જાણો.

આ શ્લોકમાં શ્રી સંકર્ષણ ભગવાન પોતાનું સ્વરૂપ પણ સ્પષ્ટ કરી આપે છે. વળી કહે છે કે નિદ્રા અને જાગૃતિ એ બન્ને અવસ્થાઓનું સ્મરણ કરનાર પુરુષની

એ અવસ્થાઓમાં સાક્ષીરૂપથી જે અનુગત છે અને વાસ્તવમાં તેનાથી પૃથક્ છે તે જ્ઞાન જ પરબ્રહ્મ છે. આ પરબ્રહ્મ સ્વરૂપને જ્યારે જીવ ભૂલી જાય છે ત્યારે તે પોતાના આત્માથી પણ જુદા જેવો થઇ જાય છે અને તેને સંસાર પ્રાપ્ત થાય છે તેથી તેને વારંવાર જન્મમરણ પ્રાપ્ત થાય છે. જ્ઞાન-વિજ્ઞાનની પ્રાપ્તિરૂપ મનુષ્યજન્મને પામી જે માણસ બધાના આત્મારૂપ પરમેશ્વરને જાણતો નથી તેને કોઇ જગ્યાએ શાંતિ મળતી નથી. સંસારના સુખ માટે જે પ્રવૃત્તિ થાય છે તેમાં મહેનત છે અને વિપરીત ફળ મળવાની સંભાવના પણ છે; પણ નિવૃત્તિમાર્ગમાં કોઇ પ્રકારનો ભય નથી. એવો વિચાર કરી વિવેકી પુરુષે ફળની કામનાથી નિવૃત્ત થઇ જવું જોઇએ હે રાજા! બધા સ્ત્રીપુરુષો સુખની પ્રાપ્તિ માટે અને દુઃખની નિવૃત્તિ માટે પ્રયત્ન કરે છે પણ એ કર્મોથી તેમનું દુઃખ દૂર થતું નથી, તેમ તેમને સુખ પણ મળતું નથી (૬-૧૬-૦૦ માટે ડાહ્યા પુરુષે વિવેક કરીને લૌકિક સુખથી અને સુખથી મુક્ત થવું અને જ્ઞાનવિજ્ઞાનથી થઇને મારો ભક્ત થઇ જવુ આ પ્રકારે સંપૂર્ણ દ્રિયદ્વારા એકમાત્ર પરમાત્માનું દર્શન કરવું એ જ યોગનો સાર છે અને એ જ ખરો પુરુષાર્થ છે. હે રાજા! જો તમે મારા આ ઉપદેશને સાવધાન થઇને શ્રદ્ધા સહિત ધારણ કરશો તો જ્ઞાન-વિજ્ઞાનથી સંપન્ન થઇને તરત સિદ્ધ થઇ જશો (૬-૧૬-૬૪). આટલું કહી જગદ્ગુરુ ભગવાન શ્રીહરિ ત્યાં અંતર્ધાન થઇ ગયા.

આવો અદ્વૈતનો ઉપદેશ ઘણા માણસો આજે પણ સાંભળે છે છતા તેમાં નિષ્ઠા કેમ થતી નથી. ચિત્રકેતુની માફક કરોડ ગણીઓરૂપી બીજી જંજાળ દરેકના માથા ઉપર લાગી રહી હોય છે. હવે ચિત્રકેતુની શી દશા થઇ તે જોઇએ' વિદ્યાધર ચિત્રકેતુ આકાશમાર્ગે વિચરવા લાગ્યો. તેનામાં ઘણી સિદ્ધિઓ આવી હતી, ઘણા પ્રકારના સંકલ્પોને પૂર્ણ કરવાવાળી વિદ્યાધર-સુંદરીઓની સાથે, ભગવાનના યશ ગાતો તે રમણ કરવા લાગ્યો. એક વખત વિષ્ણુ ભગવાને આપેલ તેજોમય વિમાન ઉપર ચઢીને તે જતો હતો. તે વખતે તેણે જોયું કે ભગવાન શંકર સિદ્ધ-ચારણથી ઘેરાયેલા, મુનિઓની મંડળીની વચ્ચમાં, ભગવતી પાર્વતીજીને ખોળામાં બેસાડીને એક હાથે આલિંગન આપી રહ્યા હતા. એ દેખાવ જોઇને ચિત્રકેતુ તેમની પાસે ગયો અને પાર્વતીજીના સાંભળતાં નીચેનાં વચનો બોલ્યો:-

આ બધા દેહધારીમાં શ્રેષ્ઠ, ધર્મનું વખાણ કરવાવાળા બધાના ગુરુ શંકર છે, છતાં સભાની વચમાં પોતાની સ્ત્રીને આલિંગન આપીને બેઠા છે તેમને શરમ કેમ આવતી નથી! એ તપસ્વી અને બ્રહ્મવેત્તાઓની સભામાં મોટા ગણાય છે છતાં આ વખતે સાધારણ વિષયી પુરુષોની માફક નિર્લજ્જ થઇને સ્ત્રીને ખોળામાં લઇને બેઠા છે. વિષયી પુરુષો પણ એકાંતમાં ઘણે ભાગે સ્ત્રી ખોળામાં લે છે પણ આ તો મોટા વ્રતધારી હોવા છતાં ભરી સભામાં સ્ત્રીને લઇને બેઠા છે!"

આ શબ્દો સાંભળી ભગવાન શંકરને હસવું આવ્યું અને તે કાંઇ બોલ્યા નહિ, બીજા સભાસદો પણ બોલ્યા નહિ, પણ ચિત્રકેતુના જિતેન્દ્રિયપણાનું અભિમાન જોઇ પાર્વતીજી બોલ્યાં કે "આવા દુષ્ટ અને નિર્લજ્જને દંડ આપનાર આ વખતે સંસારમાં શું કોઇ નથી! શું ભગવાન શંકરને કોઇ ઓળખી શકતું નથી! નારદ, સનક, કપિલ વગેરે શું ધર્મને જાણતા નથી! ભગવાન શંકર કે જે જગદ્ગુરુ છે તેમના માટે આવો કટાક્ષ જે કરે તેને દંડ મળવો જ જોઇએ. જેને પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન છે, તે ભગવાનના ચરણોમાં રહેવાને યોગ્ય નથી. માટે (ચિત્રકેતુને કહ્યું) હે દુર્મતિ! તું અધમ આસુરી યોનિને પ્રાપ્ત થા, એટલે ફરીથી તું મહાપુરુષોનો અપરાધ કદાપિ કરીશ નહિ."

આ શાપની અંદર ઘણા સારા સિદ્ધાંતો સમાયેલા છે. અધ્યાત્મભાવે તેનો અર્થ જોઇએ તો આજે પણ કોઇ જગ્યાએ સ્ત્રીપુરુષો બેઠા હોય ત્યાં આપણે તેમને પાર્વતી અને શંકરરૂપે જોવા જોઇએ. સ્ત્રીઓ બેઠી હોય ત્યાં બીજા પુરુષોએ તેમને પાર્વતીજી માનવાં જોઇએ અને પુરુષો બેઠા હોય તેમને સ્ત્રીઓએ શંકરરૂપ જોવા જોઇએ; પણ જો તેમ ન કોઇના અંગ ઉપર સંસારી દૃષ્ટિથી નજર જાય તો જોનારના ચિત્તમાં ખોટાં ચિત્રોરૂપી ચિત્રકેતુ ઉત્પન્ન થાય છે અને તેમાંથી પછી ખોટી વૃત્તિઓરૂપી વૃત્રાસુર ઉત્પન્ન થાય છે. માટે દરેક સ્ત્રીપુરુષોએ આવી બાબતનું ધ્યાન રાખવાનું છે. વળી સીનેમાવાળા તો એવાં મોહક ચિત્રો જોનારને આકર્ષણ કરવા માટે ખાસ મૂકે છે. જાહેર ખબરવાળા પણ પોતાની વસ્તુની જાહેરખબરની પાસે એવાં ચિત્રો બહુ મૂકે છે. ન્યુસપેપરવાળાના વાર્ષિક અંક જે નીકળે છે તેમાં પણ એવાં ચિત્રો બહુ આવે

છે. વળી હાલનાં યુગમાં જુવાન છોકરાં-છોકરીઓ સાથે નિશાળોમાં અને કોલેજોમાં ભણે છે તેઓ પણ ચિત્રકેતુના જેવાં થઈને એકબીજાના સામું જોયા કરે છે. તેમને પાર્વતીજીના શાપ રોજ મળે છે તેથી વૃત્રાસુર જેવા આજે ઘણે ઠેકાણે મળી આવે છે. વૃત્રાસુરને જ્યારે પોતાની ભૂલની ખબર પડી ત્યારે છેલ્લી વખતે ભગવાન પાસે એવું માગે છે કે મને હવે ભક્તોનો સંગ મળજો પણ સંસારી અને વિષયી માણસોનો સંગ મળજો નહિ.

ટુંકામાં સંસારી માણસોના સંગથી કોઈને લાભ થયો નથી. તેમની પાસેથી પાંચ ઇંદ્રિયોના વિષયો સિવાય બીજી વાતો નીકળતી નથી. ચિત્રકેતુને તો ભગવાનનાં દર્શન થયાં હતાં છતાં પોતાની જિતેન્દ્રિયપનાનું અભિમાન આવી ગયું હતું અને તેથી દ્વૈતની ભાવના ઉત્પન્ન થઈ હતી. ભેદબુદ્ધિથી જયવિજય પણ વૈકુંઠમાંથી પડયા હતા. શ્રીમદ્ભાગવતમાં માહાત્મ્યમાં પણ કહેલું છે કે જ્ઞાન દૃઢ ન કરી શકાય તો તેનો નાશ થાય છે. ચિત્રકેતુને શ્રી સંકર્ષણ ભગવાને બહુ ઉત્તમ જ્ઞાન આપ્યું હતું પણ કરોડ રાણીની વચ્ચે રહેવાથી તે ટકી શક્યું નહિ અને ફરીથી તે દ્વૈતભાવમાં આવી ગયો. માહાત્મ્યમાં એમ પણ કહેલું છે કે ભક્તે બીજાના ગુણદોષમાં પડવું નહિ (૪-૮૦) એકાદશ સ્કંધમાં ૨૮ મા અધ્યાયની શરૂઆતમાં પણ ભગવાન કહે છે કે જેઓ બીજાના કર્મની સ્તુતિ કે નિંદા કરે છે તે પોતાના સ્વાર્થમાંથી પડી જાય છે. આ દૃષ્ટિએ આપણી કાઉન્સીલોના મેમ્બરોની ચુંટણીનો વિચાર કરીએ તો મત આપનાર બધા લોકોને તેમના ગુણદોષમાં પડી જવું પડે છે. તેથી હિંદુસ્થાનની બ્રહ્મવિદ્યા ખીલવવા માટે એવી જાતની રાજ્યપદ્ધતિ ઉપયોગી નથી. જો માણસો માટે બ્રહ્મવિદ્યાનું લક્ષ્ય રાખવું હોય તો બધા દેશોનું એક રાજ્ય બનાવીને નવી જાતની રાજ્યવ્યવસ્થા કરવી જોઈએ. ભક્તો પણ જો દ્વૈત ભાવમાં આવી જાય તો ભગવાનના ચરણમાં રહેવાને લાયક નથી એમ પાર્વતીજીના શાપમાં કહેલું છે. ભક્તિમાર્ગમાં જેને ભગવાનનું ચરણ કહે છે તેને જ્ઞાનમાર્ગમાં અધિષ્ઠાન કહે છે; કારણ કે ચરણ ઉપર જેમ આખું શરીર ઊભું રહે છે તેમ અધિષ્ઠાનરૂપી બ્રહ્મ ઉપર જગતના શરીરની કલ્પના થી રહી છે. માટે જેમને ચરણરૂપી અધિષ્ઠાનમાં રહેવું હોય તેમણે અદ્વૈત ભાવમાં નિષ્ઠા રાખવી જોઈએ. પણ જ્યાં દ્વૈતનું શિક્ષણ બહુ ચાલતું હોય ત્યાં માણસો અદ્વૈતની નિષ્ઠા શી રીતે રાખે ! એવી મુશ્કેલી દૂર કરવા માટે હવે સાતમા સ્કંધમાં વ્યાસજી પ્રહ્લાદનું ચરિત્ર લાવશે અને તેમાં સમજાવશે કે પ્રહ્લાદે નાની ઉંમરથી દ્વૈતનું શિક્ષણ લેવાની જ ના પાડી હતી અને એ જાતનો સત્યાગ્રહ નિશાળમાં કર્યો હતો. હાલના કાળમાં એવો કોઈ હિંમતવાળો વિદ્યાર્થી જોવામાં આવતો નથી.

બીજાના ગુણદોષમાં પડી જવાની ટેવ લગભગ બધે વ્યાપી રહેલ છે અને તેમાંથી નીકળવું બહુ મુશ્કેલ છે. એક દેશમાં ૪ રાજાને વૈરાગ્ય આવ્યો તેથી તેઓ રાજ્ય છોડીને ભક્તિ કરવા બહાર નીકળી પડયા હતા. થોડા વખત પછી બીજા કોઈ ગામમાં તે ભેગા થયા. તે વખતે એક રાજાને પગે ખરજવું હોવાથી તે લાકડાના કટકાથી ખોતરતો હતો. એટલે બીજા રાજાએ એવી ટીકા કરી કે તેં રાજ્ય છોડયું તો યે લાકડાના કટકામાં તારી મમતા રહી ગઈ, એટલે પછી ત્રીજા રાજાએ બીજાને કહ્યું કે તેં પણ રાજ્ય છોડયું છે તો તારે પહેલાના કર્મની ટીકા શા માટે કરવી જોઈએ ? તે પછી ચોથા રાજાએ ત્રીજાને કહ્યું કે તેં પણ રાજ્ય છોડયું તો પહેલા બેની વચ્ચેની તકરારમાં તારે શા માટે પડવું જોઈએ ! એટલામાં ખરજવાનું કામ પૂરું થયું અને પહેલા રાજાએ લાકડાનો કટકો ફેંકી દીધો. પણ આવી ભૂલોમાં માણસો કેવી રીતે પડી જાય છે તે સમજવાનું છે.

એકવાર ૪ મુસલમાન મિત્રો મસ્જીદમાં પ્રાર્થના કરવા ગયા, પ્રાર્થના મૌન રાખીને સારી રીતે થઈ શકે તેટલા માટે ચારેએ મૌન રાખવાનું વ્રત લીધું. મસ્જીદના મોલ્વી મોડા આવ્યા તેથી બધાએ પોતાની બંદગી મુગા રહીને શરૂ કરી દીધી. થોડીવાર પછી મોલ્વી આવ્યા એટલે એક મિત્રે તેમને કહ્યું કે "તમે મોડા આવ્યા, અમે તમારી રાહ જોઈ પણ વખત થઈ ગયો હતો તેથી અમે તમારા વગર શરૂ કરી દીધું, તમે કેમ મોડા આવ્યા ! બીજા મિત્રે પહેલાને કહ્યું કે તેં તેને ઠપકો કેમ આપ્યો ! તને ખબર નથી કે આવી વાતોથી તારી પ્રાર્થના બગડી ગઈ ! ત્રીજાએ પછી બીજાને કહ્યું કે "તું મૂર્ખ છે, બીજાને તેની ફરજ બાબત કહેવામાં તારી પ્રાર્થનામાં પણ ભંગ પડી ગયો.

તું બોલ્યો શા માટે? ચોથા મિત્રે આકાશ તરફ જોઈ ખુદાને મોટેથી બોલીને કહ્યું કે "તેં મને બચાવ્યો કારણ કે મેં કોઈની સાથે બોલીને મારી પ્રાર્થના બગાડી નથી" ચોથાની વાણીમાં પણ ઘણું અભિમાન રહેલું હતું, પણ તેની તેને ખબર પડતી નહોતી. તે પણ મુંગો રહી શક્યો નહિ. બધા પ્રકારની ટીકામાં કાંઈક અહંકાર રહેલો હોય છે. હાલના ઘણા સમાજ-સેવક પણ પોતા સિવાય બીજા બધાંને સુધારવા માગે છે અને પોતે પૂર્ણ છે એમ માની બેસે છે. ચિત્રકેતુએ પણ એવી જ ભૂલ કરી હતી અને શંકરની પણ ભૂલ કાઢી હતી. તેથી તેને વૃત્રાસુરનો જન્મ આવ્યો હતો. શ્રીમદ્‌ભાગવતની કથા તો પરમહંસોની સંહિતા છે અને સાત દિવસમાં મોક્ષ મળે તેવી કથા છે તેથી નાની નાની ભૂલો પણ નિષ્ઠામાં કેવું વિઘ્ન કરે છે તે વ્યાસજીએ બારીકાઈથી બતાવેલ છે.

ચિત્રકેતુએ પાર્વતીજીને કહ્યું કે "હે મા! હું તમારો શાપ ગ્રહણ કરું છું. આપ જે કહો તે મારા કર્મનું ફળ છે. અજ્ઞાનથી જીવ સુખદુઃખને ભોગવે છે માટે મારે મારું કર્મ ભોગવવું જોઈએ. હું સમજું છું કે શ્રીહરિ સિવાય આ જગતમાં બીજું કોઈ નથી અને તે બંધનથી રહિત છે, છતાં તેની માયાશક્તિથી જીવને બંધ-મોક્ષ અને સંસાર મળે છે. તેથી હું શાપથી મુક્તિ માગતો નથી પણ મારું કથન આપને અનુચિત લાગ્યું તે માટે મને ક્ષમા કરો. આટલું કહી ચિત્રકેતુ ત્યાંથી ચાલ્યો ગયો.

પછી મહાદેવજીએ પાર્વતીજીને કહ્યું કે 'તમે ભગવાનના ભક્તનું માહાત્મ્ય જોયું? જે લોક ભગવત્પરાયણ છે તેમને કોઈ જાતનો ભય નથી છતાં કોઈ વાર ગુણ-દોષની કલ્પના થાય તેનું કારણ અજ્ઞાન છે.

अविवेककृतः पुंसो ह्यर्थभेद इवात्मनि ।
गुणदोषविकल्पश्च भिदेव स्रजिवत्कृतः ॥

(૬-૧૭-૩૦)

અર્થ—જે પ્રકારે સ્વપ્નમાં ભેદભ્રમથી સુખદુઃખની પ્રતીતિ થાય છે તથા જાગતમાં માળામાં સર્પની ભ્રાંતિ થાય છે તેમ માણસને અજ્ઞાનથી આત્મામાં દેવ, મનુષ્ય વગેરે ભેદ અને ગુણદોષની કલ્પના થાય છે. પણ જેનામાં જ્ઞાન અને વૈરાગ્યયુક્ત ભક્તિ હોય છે તેને આ સંસારમાં પોતાની બુદ્ધિના આશ્રયરૂપ કોઈ પદાર્થ જોવામાં આવતો નથી. ભગવાનની લીલાને હું પણ બરાબર જાણતો નથી, બ્રહ્માજી, સનક અને નારદ વગેરે અને દેવો પણ જાણી શકતા નથી. શ્રીહરિને તો કોઈ પ્રિય કે અપ્રિય નથી અને કોઈ પોતાનું કે પારકું નથી. એ તો બધાના અંતરાત્મા છે તેથી તે બધાને પ્રિય લાગે છે. આ ચિત્રકેતુ ભગવાનને પ્રિય છે અને હું પણ તેને પ્રિય છું માટે તેની વાણીમાં તમારે કાંઈ વિષમ-બુદ્ધિ કરવી નહિ; આ સાંભળી પાર્વતીજીની બુદ્ધિ પણ શાંત થઈ ગઈ, કારણ કે તેમનામાં પણ વિષમ બુદ્ધિ આવી ગઈ હતી.

પછી ચિત્રકેતુ ત્વષ્ટા દેવતાને ત્યાં વૃત્રાસુરરૂપે જન્મ્યો. તેના જીવનની હકીકત ગયા અંકમાં વિસ્તારથી આપેલી છે.

પ્રકૃતિમાં ગુણદોષની બુદ્ધિ આવે છે તેનું કારણ એ છે કે તેમાં ત્રણ ગુણ રહેલા છે. તેમાંથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. રાગ એ અદિતિનું સ્વરૂપ છે, અને દ્વેષ એ દિતિનું સ્વરૂપ છે. એ વાત હવે પછીના અધ્યાયમાં શુકદેવજી પરીક્ષિતરાજાને સમજાવે છે. કશ્યપ મુનિને દિતિ અને અદિતિ નામની બે સ્ત્રીઓ હતી, તેમાં દિતિના ગર્ભથી હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ ઉત્પન્ન થયા હતા. તેનું વર્ણન ત્રીજા સ્કંધમાં આવી ગયેલ છે. હિરણ્યકશિપુને ૪ પુત્ર હતા તેમાં પ્રહ્લાદ સૌથી નાનો હતો. હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુને ઇંદ્રને મદદ આપનાર વિષ્ણુએ માર્યા હતા તેથી ઇંદ્રને મારે તેવો પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા દિતિના મનમાં ઉત્પન્ન થઈ, તે ઉપરથી દિતિએ પોતાના પતિ કશ્યપને સેવા કરીને પ્રસન્ન કર્યા. પછી દિતિએ કશ્યપ પાસે એવા પુત્રની માગણી કરી. કશ્યપે તેની સેવાથી પ્રસન્ન થઈને વરદાન આપ્યું હતું તેથી કશ્યપની ઇચ્છા નહોતી છતાં દિતિની ગર્ભ માટેની માગણી સ્વીકારી, પણ સાથે સાથે દિતિને કહ્યું કે જો તું પુંસવન વ્રત એક વર્ષ સુધી ધારણ કરીશ તો તને ઉત્તમ પુત્ર પ્રાપ્ત થશે. દિતિ તેવું વ્રત પાળવા લાગી. ઇંદ્રને આ બાબતની ખબર પડી ગઈ. એક દિવસ દિતિ જમ્યા પછી હાથપગ ધોયા વગર સૂઈ ગઈ અને તેનું વ્રત ખંડિત થયું ત્યારે ઇંદ્ર પોતાના યોગબળથી તેના ઉદરમાં ઘુસી ગયો. અને તેના ગર્ભના ૭ ટુકડા કર્યા, તેમાંથી ૭ બાળક થયા. તે રોવા લાગ્યા

એટલે ઇંદ્રે તે દરેકના પાછા ૭ ટુકડા કર્યા એટલે કુલ ૪૯ બાળક થયા. તે બધા મરુત્-ગણ થયા. તે મર્યા નહિ અને ઇંદ્ર સાથે ૫૦ બાળક દિતિના ગર્ભમાંથી નીકળ્યા. તેથી દિતિને આશ્ચર્ય થયું. ઇંદ્રે માફી માગી અને જે હકીકત બની હતી તે દિતિને નિવેદન કરી. દિતિએ તેને માફી આપી અને એ ૪૯ મરુત્-ગણને ઇંદ્ર દેવલોકમાં લઇ ગયો. જેમ વેદાન્તમાં પંચ-મહાભૂતનું પંચીકરણ આવે છે તેમ આ ૭ તત્ત્વનું સપ્તીકરણ જેવું છે. પાંચ મહાભૂતની સાથે મન અને બુદ્ધિ ઉમેરીએ તો ૭ થાય. એમ મૂળ પ્રકૃતિમાંથી ૭ થયા અને એ સાતનું સપ્તીકરણ કરીએ તો ૪૯ થાય. એ બધી મૂળ પ્રકૃતિની વિકૃતિ છે. છતાં ઇંદ્રરૂપી હાથના હવે તેમને મદદ કરી દેવલોકના ઉપયોગમાં રાખ્યા. આ કથામાં મુખ્ય સમજવાનો વિષય પુંસવન વ્રતની વિધિ છે. તે છઠ્ઠા સ્કંધમાં ૧૯ મા અધ્યાયમાં વિસ્તારથી આપવામાં આવેલ છે. જેને સારી પ્રજા જોઇતી હોય તેવી સતી સ્ત્રીએ એ આખો અધ્યાય વાંચવા જેવો છે. હાલના કાળમાં સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી માબાપ થતા નથી, પણ ભૂલમાં માબાપ થઈ જાય છે તેથી સંયમ વગરની પ્રજા ઉત્પન્ન થાય છે. એક વખત હિંદુસ્થાનના વાઇસરોયે બળદની ઓલાદ સુધારવા માટે આખલા ભેટ આપવાનું શરૂ કર્યું હતું; પણ માણસની ઓલાદ બગડી જાય છે તે માટે કોઇ યોગ્ય ઉપાય લેતા નથી. સંતતિનિયમનથી પ્રજાની સંખ્યા ઉપર કંટ્રોલ રહે છે પણ જે બાળક જન્મે તેના ગુણ ઉપર કંટ્રોલ રાખવો હોય તો પુંસવન વ્રત માતાઓ માટે ખાસ ધ્યાન આપીને આચરવા જેવું છે. તે વ્રતમાં રોજ અમુક મંત્ર બોલી શ્રી લક્ષ્મીનારાયણની પૂજા કરવાની વિધિ છે. એ વ્રત બરાબર થાય તો સ્ત્રી-પુરુષને ઇચ્છિત પદાર્થ મળે છે. વળી તે કન્યાને સારો પતિ મળે છે, વિધવાને સદ્‌ગતિ મળે છે, જેના દિકરા મરી જતા હોય તે ચિરંજીવી થાય છે, અભાગિની સ્ત્રી સૌભાગ્યવતી થાય છે, કુરૂપા હોય તે સુંદર રૂપવાળી થાય છે. રોગી પુરુષ આ વ્રતનું આચરણ કરે તો રોગથી મુક્ત થાય છે. ટુંકામાં શ્રી લક્ષ્મીનારાયણ સમસ્ત મનોરથ પૂર્ણ કરે છે (૬-૧૯-૨૮) ચિત્રકેતુના આખ્યાન પછી આવા આખ્યાનની જરૂર છે. કારણ કે પ્રકૃતિને વશ કરવી હોય તો સત્ત્વગુણ રૂપી લક્ષ્મી-નારાયણની પૂજા કરવી જોઈએ. દિતિ એ રજોગુણ અને તમોગુણનું સ્વરૂપ છે. આ પ્રમાણે માયામાં રહીને પણ આગળ વધી શકાય છે. તેમાં પણ ગર્ભ રહે ત્યારે જો નારદજી જેવા સંત પુરુષ ભગવાનનો મહિમા સંભળાવે તો અસુરના કુળમાં પણ પ્રહ્લાદ જેવા ભક્ત ઉત્પન્ન થાય, એ કથા હવે પછી સાતમા સ્કંધમાં શરૂ કરવામાં આવશે.






પદ્મકાન્ત દ્વિવેદી

ત્યજી દેને બધી મમતા દિગમ્બર રાખ ચોળી થા,
દિગમ્બર! રાખ ચોળી જા.

પવન આવી ઉડાડી દે આ, અગર તો ધૂળમાં મળતાં;
નીશાની નહીં રહે તો દિગમ્બર! રાખ ચોળી થા.
દિગમ્બર! રાખ ચોળી જા.

અશ્રુપાતે ભર્યો ખોબો મહીં લે રાખ ભીની થે,
પ્રભુ બોલ ॐ બોલીને "આપો જ્યોતિ રસોમૃતં"
ભણી તે મંત્ર, ચોળી લે શીખા બાંધી કરી માર્જન,
—ફરી તું શુદ્ધ થાવા હાં દિગમ્બર રાખ ચોળી થા.
દિગમ્બર! રાખ ચોળી જા.



# મૃત્યુ

શ્રી ભાનુશંકર

( મંદાક્રાન્તા )

આવી ઊભું મરણ નજીક જોઈ ના થા દિવાનો
સુખે દુઃખે ભ્રમિત સ્વપ્નું તે જતાં શોક શાનો ?
આવાં આવાં કંઈક સ્વપનાં જોઈ લીધાં ઘણાં તેં
તેની તેં તો વિસ્મૃતિ સમી માની લીધી મરણને.

( ૨ )

એ માણ્યાથી દુઃખદ મરણું લાગતું જીવને આ
આવે આવે દ્વિતીય સ્વપ્નું લેશ સમજાઈ જ ના
એકે સોણું વ્યથિત થઈને રાત આખી જતી ના—
જોણું લીધી ઠીક ઠીક જુઓ તેવી તારી ગતિ આ

( ૩ )

આ મૃત્યુના અકળ ભયથી લેશ બ્હીવું ઘટે શું ?
"પૂરું થાશે અરર સ્વપ્નું" એમ શાને રટે તું
પાક્યાથી રે પરિપુરણ આ છોડ સૂકાઈ જાય
એ દૃષ્ટાન્તે ફળ-બીજ વડે છોડ થાયે મનાય

( ૪ )

સ્વપ્નાં સાચાં જરી ન ગણતો રાગના રંગથી તું
દેવાયો છે પરિપુરણ હા સંસૃતિ-સંગથી તું
આવી રીતે જગક્રમ બધો ચાલતો આવતો આ
અસ્તોદયનો કુદરતી સદા ના થતો હ્રાસ તે આ









# સમીપ ચક્ર

દેવકૃષ્ણ જોષી (પોરબંદર)

(૫)

પહેરેલું તેં બહુ વરસથી વસ્ત્ર જુનું થયું છે,
તે ત્યાગીને નવીન ધરવા મોત ઊભું રહ્યું છે;
જુનું છોડી નવીન ધરતાં હર્ષને પામતો તું
આ ઠેકાણે ઉઠી અતિશે શોકને લાવતો શું !

(૬)

આ સ્વપ્નાને સ્વપન ગણ તો જાગૃતિ આવવાની,
એ જાગૃતિ પુનઃ તુજને મૃત્યુ ના લાવવાની—
મૃત્યુંજય એ શિવસ્વરૂપ છે મોતનું મોત એ છે
સાધી લે તું જીવ-શિવ બની, સત્ય ઉદ્યોગ એ છે.

(૭)

વ્યક્તિ રૂપે અલગ બની ને નામ-રૂપાત્મકે તું
હાલી ફૂલી મૃગજળ વિષે મારું મારું બકે શું !
તારું સારું જગત ગણ તો પૂર્ણ પરમાર્થ થાય
એ સોપાને શુભ ક્રમવડે [illegible] ચઢાય

(અનુષ્ટુપ)

જન્મને મોત છે નક્કી
શા માટે ડરવું પડે ?
ફરે છે કાળની ચક્કી
તેમાં તો પડવું પડે.





# સેવા

અનુવાદક-શ્રી દીનાનાથ જે. મહેતા

" साधक मन जस मिले विवेका।

" સેનાપતિ ! એક વખત ત્હમે પણ રજપૂત હતા. અને હજી પણ ત્હમારામાં રાજપૂતા લોહી વહી રહ્યું છે. ત્હમે સ્હમજી શકો તેમ છો કે કોઇ પણ રજપૂત એ પ્રકારનું અપમાન ન સહન કરી શકે એમણે જે કાંઈ કર્યું હતું. તે પોતાની કુળલાજ અને મર્યાદાના રક્ષણ અર્થેજ કર્યું હતું. એમનું રક્ષણ કરવું તે ત્હમારા હાથની સત્તાની વાત છે. અને હું માનું છું કે હું પણ ત્હમારી માનેલી બ્હેન છું. તે ત્હમેં નહીં જ વિસરી ગયા હોવ. હજી પરમ દિવસે જ મ્હારાં લગ્ન થયાં છે. આટલું બધું જલદી મ્હારું સૌભાગ્યધન ન છીનવી લ્યો. મ્હને વિધવા ન બનાવો. કોઈ પણ રીતે બચાવો એમને. તમે મ્હારા ભાઈ છો. એટલે જ આટલી વિનંતિ કરું છું.- હું..... તમારી......બ્હેન !"

સેનાપતિ બહેરામખાંએ પત્રને કેટલી યે વાર વાંચ્યો. અને પછી ઘણો વિચાર કર્યો. અને છેવટે સત્તાવાહી દમામથી કહ્યું " એવું કોઇ કાળે બની શકે તેમ નથી. જાઓ, દૂત! કહેજો, કે મ્હારાથી મ્હારા માલિકની આજ્ઞાનું ઉલંઘન કોઇ પણ પ્રકારે થઈ શકે તેમ નથી. છતાંય વિચાર કરી જોઇશ." અને પછી પોતાના શિબિરની બહાર ટહેલવા લાગ્યો.

સરદાર રામસિંહને પ્રાણદંડની સજા થઈ ચૂકી હતી. જો સેનાપતિએ ધાર્યું હોત તો એક માત્ર પોતાના હુકમથી તેનો જાન બચાવી શકાત. પરંતુ સત્તાના મદમાં ચકચૂર બનેલા સેનાપતિએ એક રજપૂત રમણીની કાકલુદીઓનો તિરસ્કાર કર્યો. બેડીઓથી જકડાયેલા એ વીર રજ્પૂતને વધસ્થંભ પર ચઢાવેલો જોઇને એ બેરહમ બાદશાહ અને સેનાપતિ અત્યંત ઉલ્લાસમાં આવી ગયા. વધિકોએ એ વીર રાજપૂતનો શિરચ્છેદ કર્યો.

થોડા દિવસો પહેલાં વિવાહને માટે બાદશાહની રજા લઈને સેનાપતિ જુદો પડયો હતો. સંયોગવશાત્ પાછા ફરતાં કાંઇક વિલંબ થયો. એ દરબારમાં બાદશાહ સમક્ષ ક્ષમા માગવા ગયો, પણ તેણે કાંઇ દાદ ન આપી. પરંતુ આ ઘટનાનો આટલેથી જ અંત નથી આવતો. રામસિંહ પોતાની નોકરી પર હાજર થવા ગયો ત્યારે ઉપસેનાપતિએ અત્યંત હલકટ રીતે ગાળાગાળી વાણીમાં તેનું અપમાન કર્યું. અને એ હકીકત તો સુવિદિત છે, કે, રાજપૂત વીરો અપમાન નથી સાંખી શકતા. આ અપમાન કરવાના ફળરૂપે ઉપસેનાપતિએ મૃત્યુ વહોર્યું. રામસિંહે તેનું ખૂન કર્યું. અપરાધ તો માત્ર આટલેથી જ અતો અટકી જાત પણ બીજા બે ચાર જે સૈનિકો આવ્યા. તેમનાં પણ આત્મરક્ષણ માટે ખૂન કરવાં પડયાં અને આ પછી રામસિંહ પોતાના નિવાસસ્થાને જતો રહ્યો કદાચ તે સમયે તે સેનાપતિ પાસે જતો રહ્યો હોત તો આટલું ભયંકર-પરિણામ ન આવત.

બાદશાહને આ ઘટનાની જાણ થતાં તેણે રામસિંહનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો. સેનાપતિ બહેરામખાં નાની એવી સેના લઇને રામસિંહના ભવને ગયો અને તેને કેદ કર્યો. બીચારી નવવધુ આવા પ્રસંગે બીજું શું કરી શકે? તેણે સેનાપતિ બહેરામખાંને પત્ર લખી વિનવ્યો.

(૨)

રાજપૂત રમણી પતિની સાથે સતી ન થઇ શકી. કુળગુરુએ એને એમ કરતાં શા માટે રોકી-તે કોઇ કહી શકે તેમ નથી. થોડાક દિવસો બાદ તે રાત્રિના સમયે ક્યાંય ચાલી ગઇ. અને ત્યારબાદ ઘણા પ્રયત્નો કરવા છતાં રામસિંહની વિધવા પત્નીનો કોઈને પત્તો લાગ્યો ન હોતો. તેમ તે કોઇના જોવામાં પણ આવી નહોતી.

સ્વયં બહેરામખાંને જ થોડા સમય પછી સંજોગવશાત્ બાદશાહની વિરુદ્ધ બળવો કરવો પડયો. અને

તે બળવો દિલ્હીથી દૂર થયો. પરિણામે વિશાળ સેના યુવરાજના સેનાપતિપદ નીચે બહેરામખાનિ હરાવવા માટે મોકલવામાં આવી અને ભયંકર યુદ્ધ શરૂ થયું.

યુદ્ધસમયદરમ્યાન હંમેશાં સંધ્યાસમયે રણભૂમિમાં શ્વેતવસ્ત્રધારીઓ આવતા અને ઘાયલસૈનિકોને ઉઠાવી જતા. અને પછી તે ઘાયલ સૈનિકો જ્યારે સાજા થતા ત્યારે તેમને પાછા મૂકી જતા. તે સૈનિકોને જ્યારે પૂછવામાં આવતું ત્યારે તેઓ માત્ર આટલું જ કહેતા કે "પાસેના વનમાં એક સુંદર શિબિર છે ત્યાં દરેક પ્રકારની સાધન-સામગ્રી રોગીઓના ઉપચાર માટે રાખવામાં આવે છે. કેટલાક શ્વેતવસ્ત્રધારીઓ ઘાયલોની પ્રેમપૂર્વક સેવાસુશ્રુષા કરે છે. કોઈ સેવક સેવા કરવા માટે પોતાનો અસંતોષ વ્યક્ત નથી કરતો. આ સર્વની સ્વામિનીને "યુદ્ધની દેવી" તરીકે ઓળખવામાં આવે છે; તેના અંગેની અત્યંત તપાસ કરવા છતાં તેના વિષયમાં કોઈને કાંઇ માહિતી પ્રાપ્ત નથી થઇ. એને ઉઘાડે મોઢે કોઈએ કદી જોઇ સુદ્ધાં નથી."

ત્યાંના સેવકો આંખો પર પાટા બાંધીને ઘાયલોને સેવાસુશ્રુષા માટે લઇ જતા; અને સાજા થએલા સૈનિકોને પાટા બાંધેલી સ્થિતિમાં જ દૂર સુધી મૂકી જતા. ત્યાંના સેવકોને એક મહામંત્ર આપવામાં આવતો કે "શત્રુઓનું પણ સન્માન કરવું. પહેલાં સેવા કરવી ઘટે છે. અને એની પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફ થઇ પછી જ તેના પર ક્રોધ કરવો ઘટે છે." "યુદ્ધની દેવી" એ નામ અત્યંત શ્રદ્ધાપૂર્ણ બની ગયું હતું. કોઈ એ દેવીના અનુચરોને રોકવાનું સાહસ ન કરતું તેમજ તેમના કાર્યમાં પણ વિઘ્ન નાખવાની હિંમત ન કરતું. લોક ખરેખર તેમને "દેવ"- સમજતાં હતાં.

જે યુદ્ધ બહેરામખાં અને યુવરાજ વચ્ચે ચાલતું હતું તેમાં બહેરામખાં ઘાયલ થયો અને ઘવાયો. અને હાથીપરથી નીચે પડયો. સૈનિકો તેનો વધ કરવા તલપી રહ્યા હતા. પરંતુ તે સમયે એક અશ્વ ઉપર કોઈ શ્વેતવસ્ત્રધારી વ્યક્તિ અચાનક જ આવીને ઉભી રહી. આમ અચાનકજ યુદ્ધભૂમિમાં અજાણી બુરખાધારી વ્યક્તિને આવેલી જોઇને સર્વ સ્તંભી ગયા. તે વ્યક્તિએ કહ્યું "સહાય બંધ કરો. હું 'યુદ્ધની દેવી' છું." યુવરાજ પોતે પણ નહોતો ઇચ્છતો કે સેનાપતિ કોઈ પણ પ્રકારે બચી જવા પામે. પણ સ્થિતિ જ એવી બની ગઈ કે કોઇ સૈનિક પણ તેની આજ્ઞાનું પાલન કરી શકે તેવી સ્થિતિમાં નહોતો રહ્યો. તે સર્વ વિવશ બની ગયા હતા.

(૩)

બહેરામખાં વારંવાર વિચાર કરતો કે "હું ક્યાં છું? આ સર્વ કોણ છે? અને મ્હને બચાવનાર એ દેવી કોણ છે? એ ક્યાં રહે છે? સેનાપતિ જોતો કે એ દેવી વારંવાર આવીને સેવકોને કાંઇને કાંઈ પૂછી જઇને માહિતી મેળવી લે છે. જ્યારે સેનાપતિ કોઇને પણ તે ભેદ ભરેલી વ્યક્તિ માટે પ્રશ્ન કરતો ત્યારે, તેઓ કહેતા કે, "અમે તો સેવક છીએ. સેવા કરવી તે જ અમારૂં ધ્યેય છે, અમે ચાહિએ છીએ કે 'ત્હમે પણ શત્રુની પરિસ્થિતિ સમજવાનો પ્રયત્ન કરો અને યથાશક્તિ પીડિતોની સેવા કરો."

થોડા દિવસો પછી જડીબુટ્ટીઓ અને દવા-વિ. ના ઉપચારોથી સેનાપતિ સારો થઈ ગયો. અને ત્યાંથી આંખે પાટા બાંધીને એક પુરુષ ઘોડા પર બેસાડીને તેને દૂર સુધી મૂકી આવ્યો. જ્યારે સેનાપતિનો પાટો ખોલવામાં આવ્યો. ત્યારે તે મૂળ સ્થાનથી માઇલ દૂર હતો.

યુવરાજ સેનાપતિની સેનાને બંદીવાન બનાવીને સેનાપતિની શોધમાં હતો. બહેરામખાં આ વાતથી વંચિત ન હતો એટલે તે સીધો આ તકનો લાભ લઇ બંગાળ ગયો. સેનાપતિની થોડા દિવસ શોધ ચલાવ્યા, બાદ યુવરાજ દિલ્હી પાછો ફર્યો.

સેનાપતિએ માર્ગમાંથી સેના એકત્ર કરીને બંગાળના વિદ્રોહી નવાબને પરાજિત કર્યો અને તેની પાસેથી ખંડણી વસુલ કરી તે દિલ્હી મોકલી. બાદશાહે આ જાણ્યું ત્યારે તે ખૂબ ખુશ થયો અને બહેરામખાનિ પૂર્વવત્ પોતાના સેનાપતિપદે નિયુક્ત કર્યો.

(૪)

એક માત્ર બહેરામખાં જ બેગમના માર્ગમાં આડખીલી રૂપ હતો. બેગમ ઇચ્છતી હતી કે પોતાનો પુત્ર ખુશરૂ રાજ્યગાદીનો વારસ બને. જ્યારે સેનાપતિ ઇચ્છતો હતો કે શાહજહાં ગાદીવારસ બને. બાદશાહ યુવરાજ શાહજહાંના પક્ષનો હતો, છતાં પણ બેગમની પ્રતિભાથી તે અંજાઇ ગયો હતો. અને આ રીતે શાહજહાંને રાજ્યગાદીથી વંચિત રખાવાનો હતો.

નૂરજહાંએ એક ષડયંત્ર રચ્યું. સેનાપતિ જ્યારે

સૂતો હોય ત્યારે તેનું ખૂન કરાવવા માટે એક અત્યંત વિશ્વાસુ માણસને તેણે રોક્યો અને તેને એવી ખાત્રી આપવામાં આવી કે "તને સેનાપતિપદે નિયુક્ત કરવામાં આવશે જો તું કામ પૂર્ણીભૂત કરશે તો."

સેનાપતિ પોતાના શયનાગારમાં સૂઈ રહ્યો હતો. રાત્રિના પ્રથમ પ્રહરને બીજો પ્રહર પોતાનો ભક્ષ્ય સમજી ગળ્યે જતો હતો. દ્વારપાળ ચોકી કરી રહ્યો હતો. તેવામાં એક શ્વેતવસ્ત્રધારી વ્યક્તિ દેખાણી. દ્વારપાળે કંઈક ભયાનક રીતે પૂછ્યું "કોણ!" જવાબ મળ્યો "યુદ્ધની દેવીઃ દૂર હઠી જાઓ." અને બીચારો દ્વારપાળ ગભરાઈને દિઙ્મૂઢ બની દૂર ખસી ગયો. સેનાપતિ અચાનક ઉંઘમાંથી જગાડવાને લીધે જાગી ગયા અને જુએ છે તો એક શ્વેતવસ્ત્રધારી વ્યક્તિ! પ્રશ્ન પૂછતાં જવાબ મળ્યો કે "યુદ્ધની દેવી." આ સાંભળતાં જ સેનાપતિ તત્કાળ પલંગ પરથી ઉતરી ઘુંટણીએ પડી બોલ્યોઃ "જલ્દી ફરમાવો શું હુકમ છે! આ સેવક કોઈ પણ રીતે આજ્ઞા અદા કરવા તૈયાર છે."

યુદ્ધની દેવીએ જવાબમાં માત્ર એટલું જ કહ્યું કે "તમે તમારાં આ વસ્ત્ર અહીં મૂકી દઈને બીજા ઓરડામાં જઈ સૂઈ રહો. પ્રાતઃકાળ થતાં સુધી આ બાજુ આવશો પણ નહીં જાઓ. જલ્દી જાઓ."

સેનાપતિએ તે આજ્ઞાનું પાલન કર્યું છતાં પણ આ પ્રકારની વિચિત્ર ભેદભરી આજ્ઞાથી તે પરવશ બની ગયો. તેની ઉત્સુકતા પ્રતિક્ષણે વધ્યે જતી હતી. અને રાત તેને લાંબી લાગવા માંડી. છેવટે મહામુશ્કેલીએ તેણે રાત પસાર કરી. પ્રાતઃકાળ થતાં જ સર્વપ્રથમ એ પોતાના શયનાગારમાં પહોંચ્યો. અને જે ભયંકર દૃશ્ય તેણે રૂમમાં જોયું તે જોતાં જ તે સ્તંભિત બની ગયો. તેણે રાતે જે કપડાં એ રૂમમાં મૂક્યાં હતાં તે જ કપડાં પહેરી પલંગ ઉપર કોઈ સુતું હતું અને તેનું ખૂન કરવામાં આવ્યું હતું. તેના શરીરમાંથી હજી પણ લોહીની ધારાઓ વહે જતી હતી. તેનાં વસ્ત્ર અને આખો રૂમ લોહીથી લથપથ થઈ ગયો હતો. પાસે જઈને જોતાં જણાયું કે કોઈ સ્ત્રીનું શબ છે.

સેનાપતિ ગભરાયો. તેણે ચારે બાજુ ભયભીત દૃષ્ટિથી જોયું. તેવામાં તેની દૃષ્ટિ એક ચિઠ્ઠીપર પડી. તેમાં લખ્યું હતું કે "સેનાપતિ! રાણીએ તમારો વધ કરવાનું ષડ્યંત્ર રચ્યું હતું. તે ઘટનાની જાણ તમને હું કરી શકત. પણ મ્હારે તો ઘાતકનો મ પ્રાણ બચાવવો હતો. મારો બદલો લેવાની ઇચ્છા ન કરશો. અને કદાચ નિર્ણય કરો તો મ્હેં અખત્યાર કરેલા રાહ પરથી બદલો લેવાની રીત શીખજો. તમે મારા પતિને પ્રાણદાન નહોતું આપ્યું. અને તમારી આ બેનને લગ્નને ત્રીજે જ દિવસે વિધવા બનાવી હતી. એનો આ બદલો છે. સેવા જ સાચો બદલો છે. મ્હેં મારા ભાઈની સેવા કરી છે, તે મ્હારું કર્તવ્ય હતું."

લિ. તમારી બેન.

પત્ર હાથમાંથી સરકી ગયો. સેનાપતિ એ મૃત કંચનવર્ણી મહિલાના પાદપંકજમાં પડી ભયંકર આક્રંદ કરવા લાગ્યો. એ પશ્ચાત્તાપમાં ગરક થયો. આત્મગ્લાનિએ એની પરિસ્થિતિ વિષમ કરી મૂકી હતી. અત્યંત મુશ્કેલીએ તેણે સ્વસ્થતા અનુભવી. અને પછી બેગમને એક પત્ર લખ્યો અને તે દૂત સાથે રવાના કર્યો. દૂતે જઈને તે બેગમને આપ્યો. એ પત્ર વાંચી બેગમનું સ્ત્રી-સુલભ હૃદય દ્રવી ઊઠ્યું, અને ચુપચાપ રક્ષકો સાથે ગુપ્ત દ્વારે તે સેનાપતિને મહેલે આવી. એણે પેલી દેવીનું શબ નિહાળ્યું. પેલો પત્ર પણ દેવીનો લખેલો જોયો અને વાંચીને હૃદયફાટ રડી. અને પાગલ વૃદ્ધ બહેરામખાનને એ પવિત્ર મહીલાના ચરણોમાં ઢળી પડેલો જોયો. આ દૃશ્ય જોતાં જ તેનાથી ભયની કરુણ ચીસ નંખાઈ ગઈ; એને વિશાદના વમળે ઘેરી લીધી; અને છેવટે તે હૃદયભાર તેણે ખુબ રડીને પાડ્યો એણે બહેરામખાં પાસે ક્ષમા માગી. એ દેવીના શબનો બ્રાહ્મણો પાસે અગ્નિસંસ્કાર અને સર્વ વિધિ કરાવ્યો.

બહેરામખાં ત્યાર પછી કદી સેનાપતિ તરીકે સુંદર સેવા નહોતો બજાવી શક્યો. અને તે અંતઃકરણપૂર્વક બેગમને ક્ષમા પણ નહોતો આપી શક્યો. અને ફરી પાછો તે વિદ્રોહી બની મક્કા હજ કરવા જતો રહ્યો.

(૫)

આજ પણ દિલ્હી પાસે નૂરજહાંની બંધાવેલી એ સમાધિ "સતીના ચબુતરા" તરીકે ઓળખાય છે. સંજોગવશાત્ તે એક ખૂણામાં પડી ગઈ છે. ત્યાં હિંદુ-મુસલમાન સર્વ પોતાનાં બાળકોની ક્ષેમ કુશળતા માટે પ્રાર્થનાએ જાય છે. ત્યાં કોઈના ભેદ નથી. તે સમાધિને સર્વ કોઈ પ્રણિપાત કરે છે. કેટલીક સ્ત્રીઓ ત્યાં રૂ ઘી. ચઢાવે છે. તો કેટલીક ત્યાં ધૂપ-દીપ કરે છે. કહે છે કે બાળકોને ત્યાં પગે લગાડવાથી રોગ નષ્ટ થાય છે. કેટલાક લોકો તેને પીરની કબર પણ કહે છે. કદાચ એમ પણ હોય કે મુસલમાનોની એ સમાધિ પ્રત્યેની અખુટ શ્રદ્ધા અને સન્માનની દૃષ્ટિ જોઈને લોકોની એવી ભાવના થઈ ગઈ હોય!




લે. સ્વામી આનંદાનંદ સરસ્વતી

ગતાંક પૃ૪ ૭૦૫ થી ચાલુ

સ્વામિન્! આ વિમળમતિ સર્વંશા આપની કૃપાનું પાત્ર છે. વળી મુમુક્ષુપણું, શ્રદ્ધા, ભક્તિ, નિર્માનીપણું આદિ ગુણુ એનામાં વસેલા છે. એણે પોતાના પિતા કરતાં પણુ અધિક પ્રેમથી આપની, અને માતા કરતાં પણુ અધિક ભાવ રાખી મારી સેવા કરી છે. હું અંતઃકરણપૂર્વક કહું છું કે એનું કલ્યાણ થાઓ; એને પ્રભુ પ્રસન્ન થાઓ અને આપની કૃપાથી એ સદા જીવનમુક્ત રહો. આટલું કહી ઋષિપત્ની ગંગાતીરે બોલ્યાં. ઋષિએ વિમળમતિને કહ્યું; "વત્સ! તું તારી માતારૂપ ગુરુપત્ની સાથે જઇ જલ્દીથી ગંગાસ્નાન કરી આવ. પછી રાજપુત્રને આવશ્યક ઉપયોગી ધનુર્વિદ્યા, જે મોટા મોટા ધનુર્ધારીઓને પણ દુર્લભ છે, તે મારી પાસેથી સંપાદન કર તે પછી એકાગ્ર ચિત્તે આ સંસારાર્ણવ ટાળનારી સર્વોત્તમ અને દુષ્પ્રાપ્ય પરમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિરૂપ વિદ્યાને ગ્રહણ કર.

તુરત વિમળમતિ તથા ગુરુપત્ની સ્નાન કરી ગંગાજળ તથા ગોમય લઇ ઘરમાં આવ્યાં. તેટલામાં ગુરુએ અગ્નિહોત્રના અગ્નિને સચેત કર્યો. તેમાં ઘી, જવ, તલ ઇત્યાદિ સંયુક્ત સમિધોથી અવસાન-આહુતિ (છેલ્લી આહુતિ) આપી. તેને સ્તુતિથી સંતુષ્ટ કર્યો. અને શ્રી માને ગોમયથી લીંપી તથા ગોમુત્ર ગંગાજળ વગેરે છાંટી શુદ્ધ કરવા લાગ્યાં. એટલીવારમાં ગુરુદેવ વિમળમતિને ઉપદેશ કરવા બેઠા.

"વત્સ વિમળમતિ! મારી ડાબા બાજુએ આ દર્ભાસનપર સ્વસ્થ થઇને બેસ. પ્રથમ આચમન પ્રાણાયામ કરી દશ ગાયત્રીમંત્રનો જપ કર. હું તારી સેવાને તથા તારા સુશીલપણાને જોઈ તારાપર બહુ જ પ્રસન્ન છું. માટે તને અજેય ધનુર્વિદ્યાના મંત્રો આપું છું. તે ગ્રહણ કર. એ સર્વ શસ્ત્રોનો અભ્યાસ (એટલે તે આયુધો કેવી રીતે વાપરવાં ને કેવી રીતે ધારણ કરવાં વિગેરે સારી રીતે જાણવું તથા તેનો શુદ્ધ રીતે વ્હાવરો પાડવો તે.) તો તેં કર્યો છે; પરંતુ તેઓનો વિધાન તથા તે શસ્ત્ર કે અસ્ત્રમાં તેના તે દેવતાનું આવાહન કરવાથી તે દેવતાનું પ્રાબલ્ય આવી ધારેલું કાર્ય સિદ્ધ કરવાને જોઇતી દિવ્ય શક્તિ, તેનો તેં અભ્યાસ કર્યો નથી, જેના વગર તે શસ્ત્રો કે અસ્ત્રો કંઇ કામનાં નથી. જેમ આત્મા વિના દેહ કંઇ કામનો નથી તેમ દૈવત વિનાનાં અસ્ત્રો પણ ઘોથાં જ છે માટે તેને સતેજ કરવા માટે તને સર્વ મંત્રો આપું છું તે તું લે. જેથી તે આયુધો યુદ્ધ સમયે શીઘ્ર પ્રાપ્ત થઈ તને ધાર્યો જય અપાવશે.

વિમળમતિ એકચિત્ત થઈ ગુરુની આજ્ઞા પ્રમાણે આસન પર બેઠો. એક પછી એક એમ અનેક પ્રકારનાં ચક્ર, બાણ, શક્તિ (સાંગ) પાશ, ખડ્ગો, બ્રહ્માસ્ત્રો અને જેટલી જાતનાં બીજાં અસ્ત્રો છે, તે સર્વના પૃથક્ પૃથક્ મંત્રોનો તેના વિધાન સહિત ગુરુએ ઉપદેશ કર્યો. પછી "આ સર્વ શસ્ત્રાસ્ત્રો સફળ થાઓ તથા સમય આવ્યે તારૂં કાર્ય કરવામાં તત્પર રહો" એમ આશીર્વાદ આપીને પછી ગુરુએ કહ્યું: "હે વત્સ! આ અસ્ત્રોને અયોગ્ય સમયે અને નિરાપરાધી પર કદી વાપરતો નહીં. અપાત્રને કદી તેનો ઉપદેશ કરતો નહીં, કેમ કે તેમાંનાં ઘણાં અસ્ત્રો એક વખત આખા બ્રહ્માણ્ડને પણ ખળભળાવી મૂકે તેવાં છે. એ અસ્ત્રો ક્ષત્રિયપુત્રે માત્ર પ્રજાના રક્ષણાર્થે અને દુષ્ટનો નાશ કરવાને જ વાપરવાનાં છે માટે તું સર્વદુર્જનોનું શાસન કરી ધર્મથી સર્વ પૃથ્વીનું પાલન કરજે. અને તેવા કાર્યોમાં અને સમયાનુસાર સર્વ આયુધો તને સહાયભૂત થાઓ."

થોડી ક્ષણુ વીતા પછી ગુરુએ પુનઃ બોલવાનો આરંભ કર્યો.—

"વળી સર્વ કરતાં શ્રેષ્ઠ એક વસ્તુ મારે તને આપવાની છે. તે શ્રી હરિની પૂર્ણ કૃપા વિના બીજાને પ્રાપ્ત થઈ શકતી નથી. તું તારા બંને પગની એડીઓને બંને સાથળોના મૂલમાં મૂકી સિદ્ધાસન વાળી બેસ. બંને હાથ બંને જાંઘ પર મૂક, દષ્ટિ નાસિકાની અણી પર રાખ. મુખ બંધ કરીને માત્ર નાસિકાથી જ શ્વાસ લે. આ વૃત્તિ સ્થિર કરવા માટે પ્રાણાયમ છે. હવે તારા હૃદયમાં પ્રથમ દીવાની શિખા જેવું અને પછી સૂર્યના બિંબ જેવું તેજોમય બિંબ કલ્પી તેમાં એકાગ્ર ચિત્તે જો. તે બિંબના મધ્યમાં એક સુંદર સુકોમળ તથા ગુલાબી વર્ણની સહસ્ર પાંખડીઓવાળું સંપૂર્ણ વિકાસ પામેલું કાંતિમાન કમળ દેખાશે. તે હજાર પાંખડીના કમળના બરાબર મધ્ય ભાગમાં એક વિસ્તીર્ણ વર્તુલાકાર તપોવન જણાશે તેની પૃથ્વી કોમલ અને નવીન તૃણાંકુરોને લીધે લીલી કુંજાર થઈ રહેલી જોજે. તે દિવ્યભૂમિપર અનેક પ્રકારનાં મંગળ પુષ્પવૃક્ષો તથા આમ્રાદિ ફલવૃક્ષો જોજે. તેમાં રહેલા કદંબ વૃક્ષની નીચે છાયામાં તૃણાંકુરોને ચરતી સુંદર યુવાન હૃષ્ટપુષ્ટ શરીરવાળી ગૌર શ્વેત શ્યામ રંગની વત્સવાળી ગાયોને તું જો. તે ધેનુવૃંદના મધ્યમાં અને કદંબવૃક્ષના થડની પાસે એક ષોડશ વર્ષના સુંદર બાળકનાં તને દર્શન થશે. એ બાલકનું શરીર તેજોમય છતાં આષાઢ માસમાં ચઢી આવતા જળ ભરેલા નવીન વાદળા જેવું ઘનશ્યામ જણાશે. તેના સર્વ અંગ અતિ સુકોમલ અને ઘણી જ સુંદર આકૃતિવાળા લાલિત્યથી ભરપૂર છે. તેના મંગલમય સુમલ ચરણમાં રત્નજડિત સુવર્ણનાં નૂપુર છે. કટીએ પીતવર્ણનું અતિ પ્રકાશિત કૌશેયવસ્ત્ર દિવ્ય પીતાંબર ધારણ કરેલું છે. અને તેના પર અમૂલ્ય રત્નોથી ભૂષિત કરેલી કટી મેખલા પહેરેલી છે. તેનું હૃદય અતિ વિશાળ અને તેના પર દિવ્ય મુક્તાફળ તથા દિવ્ય મણીઓથી પરોવેલી, મધ્ય ભાગમાં કૌસ્તુભમણિના લટકણવાળી માળા વિરાજી રહેલી છે. તેના શુંડાકાર બંને કોમળ બાહુઓમાં સુંદર રત્નો તથા મોતીઓના બાજુબંધ છે. પહોંચામાં મોતીની ચોસરી લરોવાળી લીલા મણિઓથી સુશોભિત પહોંચીઓ છે. હસ્તની કોમળ આંગળીઓમાં રત્નમુદ્રિકાઓ પહેરેલી છે. એ મૂર્તિના ચંદ્ર સમાન મુખારવિંદની શોભાનું અવલોકન કરતાં તું કદી પણ તૃપ્તિ પામતો નહિં. પણ ઉલ્લાસ અને તેજ મૂર્તિ અવિચ્છિન્ન દષ્ટિથી પાંપણ હલાવ્યા વિના જોયા કરજે. જગતમાં સર્વથી સ્વરૂપવાન કામદેવ કહેવાય છે. પણ તેવા અનેક કામદેવોને પણ લજ્જીત કરે તેવા એ બાળાના અતિ મનોહર, સર્વશ્રીના પરમ સ્થાનરૂપ, મંદ મંદ હાસ્ય કરી રહેલા વદનની અનેક પ્રકારની અલૌકિક શોભાથી કોણ તૃપ્તિ પામે ! કોઈ જ નહિં. તેને તું નિરખી નિરખીને જોજે. એ શ્રી મુખારવિન્દના મસ્તક પર કેશર કસ્તુરી મિશ્રિત ઊર્ધ્વપુંડ્ર ધારણ કરેલા તેજસ્વી લલાટમાં છેક જમણી ભ્રકુટી અને કપોલ પર લહેકતો મયૂરચંદ્રિકાનો અતિ સુશોભિત મુકુટ જણાશે. તેના બંને હાથમાં રત્નથી જડેલી તથા મોતીના ઝૂમખા વાળી વેણુ ધારણ કરી મનોહર નાદ કરતા તે તને જણાશે. એ નાદથી સર્વ સ્થળે તું જ્યાં નિગાહ કરશે ત્યાં એ જ મૂર્તિ દેખાશે. અનેક રૂપે દેખાવા છતાં પણ તું તેને ઓળખી શકશે. એ જ મૂર્તિ કે જેનાં દર્શન દેવોને પણ દુર્લભ છે તેના તરફ જોયા જ કરજે અને વેણુના નાદને સાંભળ્યા કરજે. સાંભળ ! કંઈ સંભળાય છે ! વિમળમતિ નાદ સાંભળતાં સાંભળતાં તેમાં તદ્રૂપ થઈને હર્ષમાં આવી બોલવા લાગ્યો કે—

—રાગ ભીમ પલાસ—

રમ્ય મૂર્તિ નાથની, શી દૃષ્ટિએ તરી રહી<br>
દિવ્ય કાન્તિ કાંત કેરી, આ હૃદયમાં રમી રહી-રમ્ય.

જોતો વાયુમાં ઊડન્તી, દેખું વારિમાં તરન્તી<br>
આસપાસ એ હસન્તી, જ્યાં ત્યાં વિલસી રહી-રમ્ય.

વૃક્ષ માંહી વૃક્ષ રૂપ, અનલમાં અનલ સ્વરૂપ<br>
તેજ માંહી તેજ રૂપ, સર્વમાં સમી રહી-રમ્ય.

દુઃખ માંહી દુઃખ રૂપ, સુખ વિષે એ સુખ સ્વરૂપ<br>
હૃદયમાં સમાવી મને, નિજ સ્વરૂપ કરી રહી-રમ્ય.

આ વિધિ સમીપ રહિને, સહાય સર્વદા થઈને<br>
ગુરુ ગીતા આનંદાનંદ, સરસ્વતી શોભી રહી-રમ્ય.

હે ગુરુ ! આપની કૃપાથી હું આજ ધન્યભાગ્ય થયો છું. મને આજે સર્વસ્વ પ્રાપ્ત થયું છે. અહા ! અહા ! જે આપ છો તે જ "એ", અને "એ" છે તે જ "હું", બસ આનંદ આનંદ.

ફરી આગળ ગુરુ કહેવા લાગ્યા કે હે વિમળમતિ ! જે દર્શન હું તને કરાવવા માગતો હતો તેનાં દર્શન

તને આજ થઈ ગયાં તેથી મને ઘણો જ આનંદ થાય છે. હવે તે આનંદઘન મૂર્તિને પ્રેમથી મનોમય જળથી તેના ચરણારવિન્દનું પ્રક્ષાલન કર. તે મૂર્તિને સ્નિગ્ધ વસ્ત્રથી લૂછીને તેના પર મનોમય કેસર, કસ્તૂરી ઇત્યાદિનો સુગંધી લેપ કરી દિવ્ય પુષ્પો તુલસી વિગેરે અર્પણ કર. મનોમય કમળની માળા પહેરાવ. મનોમય ધૂપ, દીપ નૈવેદ્ય અર્પણ કરી મનરૂપ દીપકથી આરતી ઉતારજે. મંગળમય પુષ્પોથી તેને વધાવજે. પછી બન્ને હાથ જોડી આ પ્રમાણે તેની સ્તુતિ કરજેઃ-

"હે પરબ્રહ્મ! અદ્વિતીય પરમતત્ત્વરૂપ! શાંત! નિરંજન સર્વદા પૂર્ણ! પૂર્ણના પૂર્ણ! આનંદઘન! ચિદ્રૂપબ્રહ્મ હે કૃષ્ણ! હે ગોપાલ! હે જગત્કારણ! હે સત્સ્વરૂપ! હે સર્વસૌભાગ્ય! હે ચિત્સ્વરૂપ, હે અદ્વૈત તત્ત્વ! હે આનંદસ્વરૂપ! હે મુક્તિપ્રદ! હે સર્વવ્યાપી! હે સનાતન! હે "સચ્ચિદાનંદ! હે પરમાત્મા! હું તને નમસ્કાર કરું છું. તું જ જગતનો ઉત્પન્ન કર્તા, પાલનકર્તા અને લયકર્તા છે. તુંજ સર્વમાં પ્રકાશી રહ્યો છે. તું નિર્મલ અને નિર્વિકલ્પ છે. સર્વ લક્ષણોનો પણ લક્ષણ રૂપ છે. હું તને જ નમસ્કાર કરું છું. તને જ ભજું છું અને તારુંજ પૂજન કરું છું. આગળ પાછળ ઉપર નીચે "સર્વ દિશાઓમાં મારા આપને નમસ્કાર હો. સર્વત્ર તુંજ તુંજ અને તુંજ છે. મારા કોટી અપરાધો ક્ષમા કરી હે પ્રભુ! મને તારા શરણમાં લે, હે પ્રભુ! આજ તારાં દર્શન કરીને ગુરુની કૃપાથી મને આનંદ આનંદ થયો છે."

"હે વિમલમતિ! આ પ્રમાણે તે પરમાત્મસ્વરૂપ, પરબ્રહ્મસ્વરૂપ શ્રી કૃષ્ણચંદ્રની સ્તુતિ કરી પછી નખથી શિખા પર્યંત તે મહામંગલમૂર્તિને વારંવાર સ્થિરચિત્ત વડે અવલોકન કરી તારા કોમલ હૃદયમાં તેને સ્થિર કર. એ જ ધ્યાન અને એ જ ધ્યેય છે."

જાણવા યોગ્ય વસ્તુ તે જ છે,
જે જાણી પ્રાણીનો મોક્ષ જ થાય
અસત સત કેવાય નહિં તે,
બ્રહ્મ કહું સમજાય—જાણવા

સર્વત્ર હાથને પગ છે જેના,
નેત્ર મસ્તક ચારો કાર
જ્યાં રે જુવો ત્યાં કાન છે જેના,
વ્યાપક આ જગમાંય—જાણવા

ઇન્દ્રિયો કોઈ દિસે નહિં તેને,
ગુણ થકી થાય ભાસ
વિના આસક્તિ પોષે સહુ જીવો,
ગુણી નિર્ગુણ ગણાય—જાણવા.

ભીતર બહાર રહ્યો તે ચરાચર,
સૂક્ષ્મ કેમ જણાય
દૂર ગણે તેને દૂર અતિ છે,
પાસમાં રહે છે સદાય—જાણવા.

ભાગ થયા નથી ભૂત વિષે તેના,
છતાં વિભાગ ગણાય
ઉત્પન્ન પોષણ સંહાર કરતા,
સર્વ પ્રાણીના સદાય—જાણવા.

પ્રકાશમાં અતિ પ્રકાશ જેનો,
અંધારું આપ ગણાય
જ્ઞાન જ્ઞેય જ્ઞાન થકી જણાયે;
રહે છે તે હૃદયની માંય—જાણવા.

"એજ આદિ મહાપુરુષ છે, એ જ પરમ સીમા છે. એજ પરમ ગતિ છે. એ જ પરમ બ્રહ્મ છે. એ જ વિશ્વનું કારણ છે. એ પુરુષથી કોઈ પણ પર નથી. એ જ પરમાત્માનું નિત્ય મુક્ત સાક્ષાત સાકાર સ્વરૂપ છે. એ સાકાર તથા નિરાકાર બન્ને સ્વરૂપે રહેલો છે. જગદ્રૂપે સાકાર છે અને બ્રહ્મરૂપે નિરાકાર છે. આ સાકાર સ્વરૂપનું નિરંતર ધ્યાન અને સેવન કરવાથી આપોઆપ નિરાકાર સ્વરૂપનું જ્ઞાન થાય છે. એ જ સર્વ સાધનનું સાધન યોગીઓનો યોગ અને જ્ઞાનીનું જ્ઞાન છે. નિરંતર પ્રેમપૂર્વક તેની માનસિક સેવા કરવાથી તું દેહી છતાં વિદેહી થઈને પરમાત્મસ્વરૂપાનંદમાં મસ્ત થયો થકો જીવનમુક્ત થઈને આ જગતમાં વિચરીશ."

એટલું કહીને ગુરુજી શાંત થયા. તે વખતે વિમલમતિ ગુરુની નિકટ આસન પર ધ્યાનસ્થ થઈ ગુરુજીના ઉપદેશ પ્રમાણે એકાગ્રચિત્તથી ચિત્તવૃત્તિને સ્થિર કરતો ગયો. તેના રોમરોમમાં આનંદ આનંદ વ્યાપી ગયો. અંગે પ્રસ્વેદનાં બિંદુ છૂટ્યાં અને હર્ષનાં આંસુથી એકાએક ધ્યાનમાંજ બોલી ઉઠ્યો " અહાહાહા! પરમકૃપાળુ ગુરુદેવ! આપના કહ્યા પ્રમાણે જ હું આ મારી સન્મુખ તે આનંદના મહાસાગરરૂપ ઘનશ્યામ સુંદર અવિનાશી મદનમોહન પરબ્રહ્મ પર-

બ્રહ્મની સાક્ષાત્ છબીને જોઈ રહ્યો છું. મારા અંગ અને ઉપાંગ સર્વમાં તે દર્શન દે છે તે વિના અન્ય મારી દૃષ્ટિમાં જ નથી. તે મહામંગળ સ્વરૂપનું હું યથાર્થ દર્શન કરી રહ્યો છું પણ તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ જ નથી. હવે આ જગત ક્યાં ગયું તે પણ જણાતું નથી. આપના અનુગ્રહથી હું ભાગ્યશાળી થયો છું. કૃતાર્થ થયો છું. ધન્ય છે મારા ભાગ્યને, ધન્ય છે આપની કૃપાદૃષ્ટિને મારા જેવા પામરને પરબ્રહ્મનું દર્શન કરાવ્યાથી! એ સાંભળી ઋષિએ કહ્યું "શિષ્ય! હવે એ પરમાત્માને વારંવાર પ્રણામ કરી શાન્તિથી નેત્ર ઉઘાડ.

નેત્ર ઉઘાડતાં જ વિમળમતિ હર્ષભેર એકાએક ઊભો થયો અને દંડવત્ નમસ્કાર કરી ગુરુના ચરણમાં નમી પડ્યો અને આનંદાશ્રુથી ગુરુના ચરણને ભીંજવી દીધા. ઋષિએ તેને ઉઠાડી હૃદયસરસો ચાંપી કહ્યું, "આજથી તારું નામ દ્યુતિમાન ધરજે; તું નામનો જ દ્યુતિમાન નથી પણ પરમાત્માના જ્ઞાનરૂપ દ્યુતિમાન થયો છે. તને મ્હેં મારી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાના મૂળરૂપ ઉપદેશ દીધો છે તે સફળ થાઓ "

આ પ્રમાણે કહ્યા પછી ઋષિએ પોતાની ઓ તરફ જોયું તો તેણે સર્વ તૈયારી કરી રાખેલી માલમ પડી. મધ્યરાત્રી થવા આવી હતી. પછી ગુરુજી સ્થિર ચિત્તે ઊભા થઈને બોલ્યા, "પુત્ર દ્યુતિમાન! પેલા ઘૃતદીપકોની જ્યોતિઓ સતેજ કર, તેમાં ઘી પૂર ને હવે મારું છેલ્લું વચન સાંભળ—અમો હવે આ અસાર સંસારનો ત્યાગ કરી જેનું ત્હેં હમણાં દર્શન કર્યું તે પરમાત્માના ધામ વિષે જઈશું. માટે તારે અમારો જરાપણ શોક કરવો નહિ. તને હવે શીઘ્ર રાજ્ય અને મહારાજ્ય પ્રાપ્ત થશે. તે વડે પરમ સદ્ધર્મજ્ઞાન અને રાજનીતિ યુક્ત થઈને તારે આશ્રયે વસેલી પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરજે. દુષ્ટોને દંડ આપી સાધુજનોનું નિરંતર રક્ષણ કરજે. ઘણા લાંબા કાળ સુધી એ સુખનો અનુભવ કરી અંતે શ્રી હરિના પરમપદને પામીશ એવી મારી અંતઃકરણપૂર્વક આશિષ છે. મારો સમય થઈ ચૂક્યો છે. હું ઊઠું છું. તું દૂર બેસ.

એટલું કહી વિષ્ણવે નમઃ વિષ્ણવે નમઃ વિષ્ણવે નમઃ એમ બોલતાં બોલતા ઋષિ ઉભા થયા. અને કુંડમાં પ્રજ્વલિત થયેલા ભગવદ્ વિભૂતિ રૂપ હુતાશનને નમસ્કાર કરી દર્ભાસન પર વિરાજ્યા. ઋષિપત્ની પણ તેવી જ રીતે બિરાજ્યાં. બન્ને એ સાથે યોગમાર્ગ વડે પ્રાણાયામ સાધી સમાધિ ચઢાવી અને પરબ્રહ્મ પરમાત્માનું મંગળ ધ્યાન ધરીને આત્માને પરબ્રહ્મમાં સ્થિત કર્યો.

આકાશમાંથી સૂર્યસમાન અનેક પ્રકારના મનોહર શબ્દ કરતું વિમાન ઉતરી આવ્યું. તેમાંથી દિવ્ય બે પુરુષો (શંખ ચક્ર ગદા પદ્માદિ ચતુરાયુધધારક) નીકળી પેલા દમ્પતીના શરીરમાંથી નિકળેલી દિવ્યમૂર્તિઓને પ્રેમ સહિત વિમાનમાં બેસાડી તેમને વિમાન પર બેસતાં જ આકાશમાંથી દિવ્ય સુમનોની વૃષ્ટિ થઈ. દેવદુંદુભિ ગગડી રહ્યાં. વિમાન આકાશમાર્ગે ઉપડ્યું અને અનેક પ્રકારનાં વાજીંત્રોના ઘોષ થકી વિષ્ણુલોકને માર્ગે ચાલ્યું. તેજસ્વી આત્માઓ સ્વધામ પધારી ગયા અને પંખ જેવા મઠમાં દ્યુતિમાન એકલો જ રહ્યો. "હે ગુરુદેવ! અહા ગુરુજી! હે માતુશ્રી!" એમ ગળગળા કંઠે બોલતો અને રડતો મઠના દ્વાર આગળ પડ્યો. તેને મૂર્છા આવી ગઈ.

ઉષઃકાલ થયો. પક્ષીઓ ધીરે ધીરે જાગૃત થઈ પોતાના કામે લાગી ગયાં. બ્રાહ્મણોના આહ્નિક કર્મનો આરંભ થઈ ચૂક્યો. આ સમયે બ્રહ્મલોકનિવાસી ઋષિરાજના પેલા સેવાપ્રમાદી શિષ્યો (રાજપુત્રો) જેઓ મઠથી કેટલેક છેટે એક પર્ણકુટીમાં રહેતા હતા તેઓ હંમેશના સમયે જાગી ઉઠ્યા અને શીઘ્રતાથી શૌચાદિક ક્રિયા કરી સ્નાન કરવાને નદી પર ગયા. ઝડપથી તેઓએ સ્નાન–સંધ્યા–તર્પણ કરી લીધું. અને જળના ઘડા ભરી ઉતાવળથી પર્ણકુટી તરફ વળ્યા. ચાલતાં ચાલતાં મોટાએ નાનાને કહ્યું, "ભાઈ ઉતાવળ કર, આજે સ્વાધ્યાયનો દિવસ છે. પેલો વિમળમતિ રોજ રોજ આગળથી પાઠ લઈ લે છે. પણ આજે આપણે વ્હેલા ઉઠ્યા છીએ. માટે તેના પસ્તાથી પહેલાં જઈને આપણે ગુરુજી પાસેથી પાઠ લઈ લઈએ તો ઠીક. વિમળમતિ તો હજુ ઉઠ્યો યે નહિ હોય. અને ઉઠશે ત્યારે મઠમાંથી સંમાર્જન કરશે, સ્નાન કરવા જશે, સંધ્યા જપાદિ કરશે, જળ ભરશે, ગાયોને ચારો પાણી નિરશે, ગાય દોહશે, વનમાં ચરવા મૂકશે, ગુરુના અગ્નિહોત્રને માટે વનમાંથી દર્ભ સમિધ લાવશે, એટલી વારમાં તો આપણે પાઠ શીખી શીઘ્રતાથી પાછા આવતા રહીશું, પછી ભલેને

એકલો ભિક્ષા કરવા જાય. એના સત્તર પ્રપંચ પૂરા થતામાં તો આપણે જ ભિક્ષા લાવીશું ! ચાલ જલદી કર. ગુરુના ઘરના એક બે ઘડા પાણી પણ લાવીશું. આમ વાતો કરતા કરતા હરખભેર પાણીના ઘડા પોતાની પર્ણકુટીમાં મૂકીને મઠ તરફ ધસ્યા ધસ્યા આવ્યા. પણ જેવા તેઓ દ્વારમાં પેસવા જાય છે કે ત્યાં દ્યુતિમાન મૃતપ્રાયઃ પડેલો તેઓના જોવામાં આવ્યો. દ્યુતિમાનને જે મૂર્છા આવી હતી તેમાંથી તે સાવધ થયો ન હોતો. તેને આવી સ્થિતિમાં દ્વાર પર પડેલો જોવાથી આશ્ચર્ય સાથે એકાએક તેઓ ચમક્યા અને કહેવા લાગ્યા કે આને શું થઈ ગયું ! એ જીવતો છે કે મૂવો ! એમ કહી તેને જોરથી બૂમો મારી ઢંઢોળવા લાગ્યા. ને ઉપાડી બેઠો કર્યો. થોડી વારમાં તે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ " હે ગુરુજી! અહા ગુરુજી! ઓ ગુરુજી ! કહી કોમળ સ્વરે બોલતો ઝબકી ઉઠ્યો. જરા સાવધ થયો ત્યારે પેલા બે રાજકુંવરોના પૂછવાથી આંખમાંથી વહેતી આંસુની ધારા સાથે પોતાને થએલા ઉપદેશ સિવાય રાત્રીની સઘળી વિગત જણાવી કહ્યું, "ભાઈઓ ! આપણે મોટા ભાગ્યહીન છીએ. આપણને વનમાં એકલવાયા મૂકી ગુરુ પરલોક સિધાવ્યા છે. માટે હવે બીજાં સર્વ કાર્યો છોડી વનમાંથી ચંદન-કાષ્ઠો તથા સામગ્રી એકઠાં કરી સર્વોદય થતા પહેલાં અગ્નિસંસ્કાર કરી આપણું કર્તવ્ય પૂર્ણ કરીએ.

આ વૃત્તાંત સાંભળતાં જ બંને રાજપુત્રો પણ નિરાશ અને શોકાતુર થઈ ગયા. અને દ્યુતિમાન સાથે મઠમાં આવ્યા. ત્યાં અગ્નિહોત્રનો અગ્નિ હજી મોટી શિખાઓથી ભડભડાટ બળી રહ્યો હતોઃ દીપકોની જ્યોતિઓ અખંડ બળી રહી હતી. દર્ભાસનો પર તે મહા પુણ્યવાન પતિપત્નીનાં શરીર આગળની સ્થિતિમાં સમાધિમાં બેઠેલા યોગીની માફક—બેઠેલાં હતાં. પછી એક જણને મઠમાં મૂકી, બે જણ (દ્યુતિમાન અને મોટો રાજપુત્ર) વનમાં કાષ્ઠ ભેગાં કરવા ગયા. કાષ્ઠ આવ્યા પછી ગંગાને ઉત્તર તીરે મોટી ચિતા ખડકી આસપાસના બીજા આશ્રમમાંથી ઘણાક ઋષિઓ તથા ઋષિપુત્રોને તેડી લાવી તેઓની સમક્ષ શાસ્ત્રોક્ત વિધિથી હોત્રના અગ્નિ વડે અગ્નિસંસ્કાર કર્યો. અને પુત્રની માફક દ્યુતિમાને પોતાના માતપિતા સમાન ઋષિ તથા ઋષિપત્નિની વિધિપૂર્વક ઉત્તર-ક્રિયા કરી. અને તેમના કહ્યો પ્રમાણે સદુપયોગ કર્યો. પછી ગુરુના ગુણાનુવાદનું વારંવાર સ્મરણ કરતો દ્યુતિમાન પેલા રાજપુત્રો પ્રત્યે બોલ્યોઃ- "વડીલબંધવો ! સાક્ષાત્ પ્રભુદેવસ્વરૂપ આપણા ગુરુદેવની કૃપાથી આપણે સર્વ વિદ્યા સંપાદન કરી છે. હવે તે વિદ્યાનું પરાક્રમ જગતમાં દેખાડી ગુરુજીની કીર્તિને સર્વ સ્થળે પ્રકાશિત કરવા નગરમાં ચાલો."

'પુત્રો વિદ્યા સંપાદન કરી આવે છે' આવું સાંભળીને રાજા અતિ પ્રસન્ન થઈને તેઓને ધામધુમથી નગરમાં તેડી લાવ્યો. સર્વની પરીક્ષા લેતાં દ્યુતિમાન સર્વ કરતાં શ્રેષ્ઠ નીવડ્યો. જેથી બીજા રાજપુત્રો કરતાં રાજાની દ્યુતિમાન પર અધિક પ્રીતિ થઈ. પિતાના ચરણમાં વંદન કરી આજ્ઞા લઈ દ્યુતિમાન પોતાની માતુશ્રીની પાસે ગયો. ચરણમાં મસ્તક નમાવ્યું, ત્યારે પરસ્પર નેત્રમાંથી હર્ષાશ્રુઓ વહેવા લાગ્યાં. પછી પૂર્ણપણે આનંદથી પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. અને પૂર્ણ પ્રેમથી બોલ્યો—" માતુશ્રી ! આપના ઉપદેશને અનુસરવાથી મારા ગુરુની સેવા કરીને તેની સંપૂર્ણ કૃપાનો હું પાત્ર બન્યો છું, અને અમૂલ્ય વિદ્યા સંપાદન કરીને આવ્યો છું. હું એમ સમજું છું કે મારા જેવો અલભ્ય લાભ જગતમાં ક્વચિત જ કોઈને મળ્યો હશે. અને તે સઘળો તારા માયાળુ ચરણનો જ પ્રતાપ છે."

એ દિવસથી દ્યુતિમાન ગુરુએ કરેલા ઉપદેશનો નિરંતર અભ્યાસ કરવા લાગ્યો. કૃપાળુ ગુરુનું વારંવાર સ્મરણ કરવા લાગ્યો. અને માતુશ્રીની સેવા કરતો એકાંત મહાલયમાં જ રહેવા લાગ્યો. અને પ્રતિદિન પોતાની વિદ્યા વડે નાના પ્રકારના ચમત્કારો દેખાડી રાજાનું અધિકાધિક ચિત્ત આકર્ષવા માંડ્યું. પોતાના બાહુબળ વડે અનેક દેશાંતરોના રાજાને સ્વાધીન કરી પિતાના ચરણમાં નમાવવા માંડ્યા. એથી પ્રસન્ન થઈને પિતાએ તેને પોતાનો મુખ્ય અધિકાર સોંપ્યો. દ્યુતિમાન કનિષ્ઠ છતાં યુદ્ધમાં તથા પ્રજાનું રક્ષણ કરવામાં જ્યેષ્ઠ પુત્રો કરતાં અધિક દેખાવ આપવા લાગ્યો. તે અવસ્થામાં નાનો છતાં પણ પ્રજાની વિનતિથી અને પોતાના અંતઃકરણની પ્રીતિથી રાજાએ તેને યુવરાજ પદવર અભિષેક કર્યો. પિતા વૃદ્ધ થવાથી જ્યારે તે સિંહાસનારૂઢ થયો ત્યારે પરમધર્મ વડે પ્રજાનું પાલન કરવા લાગ્યો અને ગુરુના ઉપદેશને ગ્રહણ કરીને પરમાત્માના સ્વરૂપના સ્વાત્માનુભવાનંદમાં મગ્ન થતો પરમપદને પ્રાપ્ત થયો. એ જ ગુરુભક્તિનો પ્રતાપ છે. ૐ તત્સત્.

# વિરાટ પગલી !

આઝાદી આવી રહી, રોકી નવ રોકાય;
વિરોધના વંટોળથી, 'સંત' નહિ મુંઝાય.

'સંત'ની સાચી વાણી સમજાય, શાને ડરીએ સંતાપથી ?
કોંથી ખાળી નહિ જ ખળાય, હાવે કહીએ જ હામથી ! સંતની૦-ટેક.

ભારતીની મુક્તિનો, અવસર દેખાય છે,
ગુલામી બંધનો તડાક તૂટી જાય છે–

મૈયા ભારતી કરે છે પોકાર-શાને૦
સાચો સપૂત કરે પડકાર – હાવે૦ – સંતની૦—૧

એક ને અખંડ મોરી મૈયા વર્તાય છે,
એક ને અખંડ હિંદ આજે સર્જાય છે–

પાક્યાં સાચાં સપૂત નરનાર—શાને૦
આપ્યાં બલિદાનો નિરધાર-હાવે૦ – સંતની૦—૨

માનવ સંહાર થતાં મૈયા પીડાય છે,
આર્તનાદ સુણી 'સંત' સાચે દુભાય છે–

એણે ઉપાડી પગલી વિરાટ-શાને૦
હૈયે 'રામ-નામ' નો તલસાટ-હાવે૦ – સંતની૦—૩

શાંતિના. દૂત સર્વ પગપાળા જાય છે,
દુઃખીનાં દુઃખ દૂર કરવાને ધાય છે–

એના દિલમાં લાગી આજે લાહ્ય-શાને૦
પાછું વાળી હવે કયમ જોવાય !-હાવે૦ – સંતની૦—૪

હિંદનાં સંતાન પારાવાર દુઃખી થાય છે,
'સંત' ને 'મહંત'થી એ જોયું નવ જાય છે–

'રામ-ધૂન' લાગી ખરી દિલ માંહ્ય-શાને૦
આવી ઊભી 'શંકર'ની સહાય ! –હાવે૦ – સંતની૦...૫

દલસુખરામ ત્રિવેદી




લેખકઃ શ્રી પુરુષોત્તમ જી. શાહ, એમ. એ.

મુસલમાનનું બાળક નાનું હોય છે ત્યારથી મૌલવી પાસે જાય છે અને ઇસ્લામધર્મની બાબતોના સંસ્કાર તેના કુમળા મગજ પર નાખવામાં આવે છે. આ સંસ્કાર સમય જતાં બલવત્તર થાય છે. તે ધર્મને સમજે છે અને મોટપણે સાચો ઇસ્લામ બની શકે છે.

ખ્રિસ્તી લોકોનાં બાળકો પર પણ આવા સંસ્કારો નાનપણથી જ નાખવામાં આવે છે. તે સંસ્કારો ભુંસાઇ ન જાય પણ જાગૃત રહે તેમજ વધુ ગાઢ બનતા જાય તેટલા માટે દરેક રવિવારે પ્રાર્થના, ભાષણો વગેરે આપેલાં હોય છે. તે દિવસે ધર્મના કામકાજ સિવાય બીજું કાંઈ કામ થઈ ન શકે તેવા દઢ સંસ્કાર નાનપણથી જ તેમનામાં નાખેલા હોય છે.

હિંદુ ધર્મમાં આવી કશી વ્યવસ્થા નાનાં બાળકો માટે નથી. ઘરમાં પવિત્ર અને સંસ્કારી જીવન હોય તો ઠીક, નહીં તો મોટા ભાગનાં બાળકો ગંદા વાતાવરણમાં અશ્લિલ સંસ્કારો ઝીલે છે. સામાન્ય હિંદુ માબાપને પોતાનાં નાનાં બાળકો પર નૈતિક તેમજ ધાર્મિક સંસ્કારો નાખવાની કશી જ પડી હોતી નથી. તેમને મન તો એક જ વસ્તુ ખાસ મહત્ત્વની છે અને તે એ કે દીકરો ઝટપટ ભણીગણી કમાતો થઈ જાય અને તેનું ઘર સંભાળે એટલે બસ. સંસ્કારનો ખ્યાલ સરખો પણ તેમને હોતો નથી. પરિણામ એ આવે છે કે બાળકોપર સારા સંસ્કાર પડતા નથી, તે ધર્મ વિષે કૈં પણ જાણતો હોતો નથી. અંગ્રેજી કેળવણી લેનાં કેળવને અવશ્યે ચીસે ચડે છે, તેમાંથી ઉદ્ધતાઈ, બેપરવાઈ વગેરે અનેક દુર્ગુણો જન્મે છે. જેને માટે માબાપો શિક્ષકોને અને કેળવણીને જવાબદાર ગણે છે પરંતુ ઊંડો વિચાર કરતાં જણાશે કે માબાપ પોતે જ આને માટે જવાબદાર છે. નાની ઉંમરનાં બાળકો પર સારા સંસ્કાર નાખવા તે માબાપોની ફરજ છે અને તે ફરજ તેઓ બજાવી શકતાં નથી.

આ રીતે આખા સમાજની વસ્તુસ્થિતિ [illegible] જાય છે. જે માબાપો સમજુ હોય છે, ઇશ્વરને ઓળખતાં હોય છે તેમના ઘરમાં સામાન્ય રીતે ધાર્મિક કે સંસ્કારી વાતાવરણ જોવા મળે છે. તેની છાપ તેમનાં બાળકો પર પડે છે. કદાચ તે બાળકો ધર્મનું ઊંડું જ્ઞાન નહીં ધરાવતાં હોય પણ તેઓ વિવેકી અને વિનયી તો અવશ્ય હોય છે જ.

તેમની વૃત્તિ ઊર્ધ્વગામી હોય છે તેથી તે ભવિષ્યમાં સાચા સંસ્કારી હિંદુ થઇ શકે છે. બીજાં કેટલાંક માબાપો કે જેમના ઘરમાં ધાર્મિક વાતાવરણ હોતું નથી, જેઓ ધર્મને એક તૂત ગણે છે તેમનાં બાળકો સામાન્યતઃ સંસ્કાર વગરનાં, સ્વચ્છંદી, અને ઉદ્ધત જોવામાં આવ્યાં છે, કદાચ અપવાદ હશે પણ અપવાદને અહીં સ્થાન નથી. આ વસ્તુસ્થિતિ ટાળવા માટે બાળકો જ્યારે બહુ નાનાં હોય ત્યારથી જ તેમના મગજ પર ધાર્મિક સંસ્કારો નાખવાની ખાસ જરૂર છે. મારા એક આચાર્ય તેમની નાની બેબીના કાનમાં (બેબી વર્ષ દોઢેક વર્ષની હશે) દરરોજ 'રામનામ' કલાકો સુધી બોલ્યા કરતા, તે આ સ્થળે મને યાદ આવે છે.

હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે આ ફરજ કોની! સામાન્ય રીતે જવાબ મળે કે માબાપોની. પણ માબાપોને ફરજનું ભાન ન હોય તો! આખા સમાજની દૃષ્ટિએ વિચારીએ તો અન્ય ધર્મોમાં જે પ્રણાલિકા હોય છે તે મુજબ આ ફરજ ધર્માચાર્યોની ગણાય. પણ વર્ષોના અનુભવે આપણે જોઈ શક્યા છીએ કે આપણા ધર્માચાર્યો આ દિશામાં જોઇએ તેવું કરી શક્યા નથી. તેના પરિણામે હિંદુધર્મના કોટના કાંગરા ખરવા લાગ્યા છે, ત્યારે બીજી બાજુ મિશનરી જેવી સોસાઈટીઓ ભારતીય સંસ્કૃતિમાં છૂપું ઝેર રેડી રહી છે. એ તો ચોક્કસ છે કે હિંદુઓના સાચા દુશ્મનો મુસલમાનો નથી. ઊલટું તો તે ભાઈ ભાઈઓ 'લડે પાડે અને જમશે ભાડે' એ ન્યાયે સાથે રહ્યા વિના છૂટકો જ નથી, પરંતુ હિંદુસંસ્કૃતિના સાચા દુશ્મનો મિશનરી

સોસાયટીઓ છે, જે કેળવણી કે દવાખાનાના ઓઠા હેઠળ ધર્મપ્રચારનું છૂપું કાર્ય તેઓ આપણે પૈસે કરી રહ્યા છે.

વૈષ્ણવ ધર્મના સંસ્કારો મોટી ઉંમરનાં બાળકો પર પડે તે માટે વૈષ્ણવધર્મની પરીક્ષાઓ લેવામાં આવે છે, પરંતુ આ પ્રયત્નો ઘણા જૂજ છે. વળી તે તરફ જનતાનું ધ્યાન બહુ પ્રમાણમાં ખેંચાયું નથી. પરીક્ષાઓ પાસ કર્યાં છતાં પણ મૂળગત સંસ્કારોને અભાવે ઘણાઓને ધર્મવિમુખ થતા જોવામાં આવ્યા છે. આ બતાવી આપે છે કે આપણું કાર્ય ઘણું અધુરૂં છે અને આ એક જ કાર્યથી આપણું કર્તવ્ય સમાપ્ત થતું નથી.

આ કાર્યને વધારે સંગીન બનાવવા માટે મિશનરી પદ્ધતિને અપનાવવી પડશે. ઠેર ઠેર ગામડે ગામડે ઉઘાડેલી પ્રાથમિક શાળાઓ, જરૂરી સ્થળે ખોલેલાં દવાખાનાં, પ્રચારકો, ભાષણ કર્તાઓ, દુઃખીને મદદ કરનાર ધર્મપ્રચારકો, કેળવણીની સંસ્થાઓ—આ બધાનો આપણે ઝીણવટથી અભ્યાસ કરવો પડશે. નાનાં બાળકોમાં અને સ્ત્રીઓમાં જે સંસ્કારો નાખવામાં આવે છે તે આખા જીવનપર્યંત કાયમ રહે છે અને વારસાગત ઊતરે છે. માટે આવા સંસ્કારો નાખવા માટે નાનાં બાળકો અને બાળકીઓથી શરૂઆત કરવી જોઈએ.

મુંબાઈવાળા વૈષ્ણવ મહારાજ શ્રી ગોકુલનાથજીની સ્મૃતિમાં એકાદ વૈષ્ણવ હાઈસ્કૂલ શરૂ કરવાની વાત કાને આવી છે; પણ હું તો દૃઢ પણે માનું છું કે જ્યાં સુધી આવી હાઈસ્કૂલ એકસ્થાનીય (residential) એટલે કે રહેવાનું અને ભણવાનું એક જ સ્થળે હોય તેવી વ્યવસ્થાવાળી ન બને ત્યાં સુધી હાલની ચાલુ ધોરણની હાઈસ્કુલમાં કંઈ પણ અર્થ સરવાનો નથી. ઘણી મોટી ઉંમરનાં બાળકો જેમનું લક્ષ બહુ પ્રમાણમાં જડવાદી થઈ ગએલું હોય છે તેમનાપર સંસ્કારો નાખવાની શરુઆત કરતા પહેલાં પ્રાથમિક શાળાઓનાં નાનાં બાળકો પર સંસ્કાર નાખવાના કાર્યથી શરુઆત થાય તો ભવિષ્યમાં તેનું ફળ સારૂં જણાશે અને ભવિષ્યમાં તેને વિસ્તૃત સ્વરૂપ આપી શકાશે.

ખ્રિસ્તી મિશન સોસાઈટીઓના ધોરણે આપણે ત્યાં હિન્દુમિશન સોસાઈટીઓની જરૂર નથી? આ વિષયમાં બીજા સમજુ ભાઈઓ પણ રસ લેશે અને પોતાના પોતાના વિચારો મોકલશે તેમજ ધનિક ભાઈઓ આ દિશામાં એક વ્યવહારૂ યોજના ઘડી કાઢી આપણી બનાવશે તેવી સહૃદય આશા રાખવામાં આવે છે.

—સંપૂર્ણ

## જીવન રથ



રામ–શરણે આવ્યો જીવનના રખવાળ રે
રાધાવરનો ભરોસો હૃદયે રાખો રે
એને ભરોસે જીવન રથને હાંકો રે

કુબુદ્ધિ કાઢી સુબુદ્ધિ સારથી રાખો રે
ઇંદ્રિય—અશ્વને મનની લગામ નાખો રે

ધર્મ નિયમનો અંકુશ સારથી રાખે રે
અનુભવની લઈ ચાબુક રથને હાંકે રે
ન્યાય નીતિના ચક્રો સાથે ફરતાં રે
પ્રભુભક્તિના જીવનપંથે પળતા રે
મોહ માયા મમતાનાં ઠેકાં ભાંગે રે
કામ ક્રોધ મદ મત્સર ખાડા ત્યાગે રે

જળ કમળવત્ રહીને આ સંસારમાં રે
જીવ બને મુસાફર મસ્ત પ્રભુના ધ્યાનમાં રે

સત્ સંયમ તપ સદ્ગુરુ પુણ્ય પ્રતાપે રે
છત્ર બનીને ત્રિવિધ તાપને કાપે રે
એ જીવ આખર શિવ સ્વરૂપ થઈ જાતો રે
પુનિત ચરણે 'પામર' પાવન થાતો રે–

શ્રી ઝવેરભાઈ કેસર





# પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ

[ પૂ. સ્વામી શ્રી અદ્વૈતાનંદજી ]

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિના રવિવારના અઠવાડિક પ્રવચનમાં પૂ. સ્વામી શ્રી અદ્વૈતાનંદજીએ 'પૂર્વ-પશ્ચિમની સંસ્કૃતિ' એ વિષય પર આપેલા મનનીય વ્યાખ્યાનનો સાર ભાગ નીચે રજૂ થાય છે. સ્વામીજી જણાવે છે કે જગત પર આજે સંસ્કૃતિઓ વચ્ચે જે સંઘર્ષણ ચાલી રહ્યું છે અને જગતે વર્તમાન મહાપ્રશ્નોના ઉકેલ માટે બન્ને સંસ્કૃતિઓના મહાન સિદ્ધાન્તો અપનાવી જગતનાં સુખ અને શાંતિનો રાહ શોધી કાઢવો જોઈએ.

### છેલ્લી સદી દરમ્યાન

આપણા દેશમાં પશ્ચિમ તરફથી અનેક પ્રકારના પ્રવાહો આવી રહ્યા છે. તેમાંથી શું લેવા જેવું છે અને તજવા જેવું છે તે જાણવા માટે આપણને પૂર્વ અને પશ્ચિમના પ્રવાહોનું જ્ઞાન હોવું જોઈએ. હાલમાં અશાંતિનું પ્રચંડ મોજું સમસ્ત વિશ્વમાં પ્રસરી રહ્યું છે. તેનાં આર્થિક, રાજકીય અને ધાર્મિક કારણો છે. અરાજકતા ફેલાઈ રહી છે. તેનું કારણ શાસ્ત્રકારોના મત પ્રમાણે તો એવું છે કે, માણસ પોતાનો જન્મનો હેતુ અને તેનો ઉદ્દેશ ભૂલી ગયો છે. અને એનો વિચાર કરી આદર્શને અનુસરે નહીં ત્યાં સુધી અશાંતિ રહેવાની.

### ક્રાંતિમાંથી શાંતિનું સર્જન થશે

"મનમાં કામ, ક્રોધ, મોહ, લોભ રહ્યા હોય ત્યાં સુધી શાંતિ માટે પ્રયત્નો નિષ્ફળ જવાના છે. અશાંતિથી માણસે ગભરાવાનું નથી. રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્ર આવે છે, તેમજ કળિયુગ પછી સતયુગ આવે છે તેમ અશાંતિ પછી શાંતિ આવવાની જ છે. અશાંતિમાંથી નૂતન પ્રભાત ઊગવાનું જ છે. મૂળ કારણોની તપાસ કરીને જ માણસે યોગ્ય કર્તવ્યનો નિર્ણય કરવો જોઈએ. સંઘર્ષણમાં જ પ્રગતિ રહેલી છે. પશ્ચિમની સંસ્કૃતિએ પૂર્વ ઉપર આક્રમણ કર્યું છે, ત્યારે તેણે પણ પૂર્વના સંસર્ગથી કેટલુંયે અપનાવ્યું છે.

એશિયાઈ સંસ્કૃતિમાં હિન્દ તો તેનું હાર્દ છે. હવે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનું અંતર તાર, ટપાલ, વિમાન, રેલ્વે સ્ટીમરો વગેરેથી જગત એકબીજાની વિશેષ નજીક આવી ગયું છે. દેશ ને કાળની મર્યાદાનો ત્યાગ થઈ રહ્યો છે ત્યારે ઈશ્વરનો હેતુ અભેદવાદ ફેલાવવાનો લાગે છે.

### પૂર્વ અને પશ્ચિમ

બધા ધર્મોનું ઉદ્ભવસ્થાન પૂર્વ છે. બુદ્ધ, યહૂદી, ખ્રિસ્તી જૈન, શીખ એ બધા ધર્મો આર્ય ધર્મ છે. અને તેમનું ઉદ્ભવ સ્થાન એશિયા છે. પારસીઓનું ઈરાન છે. આ બધા ધર્મોનો ઉદ્દેશ નીતિમય જીવન છે. પૂર્વમાં નીતિ ને સદાચારનું ધોરણ હંમેશાં આગળ રહ્યું છે. પશ્ચિમે આર્થિક, રાજકીય અને વિજ્ઞાનમાં પ્રગતિ કરેલી છે અને તેની અસરો આપણે ત્યાં પણ થયેલી છે. પૂર્વ અને પશ્ચિમનું સંઘર્ષણ ચાલી રહ્યું છે. પૂર્વ ધાર્મિક અને આધ્યાત્મિક માર્ગોને અવલંબીને ચાલે છે જ્યારે પશ્ચિમ અધાર્મિક અને આધિભૌતિક માર્ગે આગળ ધપી રહ્યું છે.

ધર્મમાં આપણે જ્ઞાનકાંડ અને ક્રિયાકાંડનો સમાવેશ કરીએ છીએ. બન્ને ધર્મનાં સનાતન અંગ છે. એ ભિન્ન ભિન્ન છતાં ઉપાસનાનો હેતુ તો ચિત્તશુદ્ધિ છે, વિશાળ દૃષ્ટિ કરવાનો છે. જ્ઞાનીનું ધ્યેય આત્મસાક્ષાત્કાર છે. સૌનો હેતુ સાલોક્ય, સાયુજ્ય વગેરે પ્રકારની મુક્તિ પ્રાપ્ત કરવાનો છે:

### પૂર્વીય ધર્મોના સિદ્ધાન્ત

દશ્ય જગતની પાછળ સાકાર અને નિરાકાર એવું તત્ત્વ છે. આકાશમાં તારાઓ, નક્ષત્રો, સૂર્યો, ચંદ્રો, વગેરે છે. એ બધાનો નિયંતા કોઈ છે જ. ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનાર તે છે અને છતાં તે એ બધાથી નિર્લેપ એવું તત્ત્વ છે. તેને આપણે ગમે તે નામ આપીએ.

તે શિવ, શક્તિ, સર્વનિયંતા કોઇ પણ નામે એક તત્ત્વ છે. તેનો તો સૌ સ્વીકાર કરે છે. ને તે પૂર્ણ ને સર્વ શક્તિમાન છે. આ વાતનો સ્વીકાર કર્યા વિના દ્વંદ્વમાંથી મુક્તિ નથી. પૂર્વની સંસ્કૃતિ આ વાતનો સ્વીકાર કરે છે, જ્યારે પશ્ચિમ ઇન્દ્રિયોથી જે જાણી ને અનુભવી શકાય છે તેને જ માને છે.

ઐન્દ્રિય જ્ઞાન છે તે હમેશાં અપૂર્ણ જ રહેવાનું. એનો અંત નથી. એટલે જ નેતિ નેતિ કહીને પોકારવામાં આવે છે. આપણે મનથી તે અનુભવી શકીએ છીએ. દરેક માણસ કાયમનું સુખ ઇચ્છે છે. શરીર નાશવંત છે ને પરિવર્તનશીલ છે. બાળપણમાં ગમતી ચીજો કિશોરાવસ્થામાં ઓછી ગમે છે. યુવાવસ્થામાં જે વસ્તુ સુખદ લાગે છે. તે વૃદ્ધાવસ્થામાં દુ:ખરૂપ લાગે છે. સુખ-દુ:ખ પરિવર્તનશીલ છે ,મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે.

જ્યાંસુધી વાસના છે ત્યાંસુધી પરમ શાંતિ મળે એ શક્ય નથી. ધાર્મિક સંસ્કૃતિનો આદર્શ તો એ છે કે દરેક મનુષ્ય પોતે પરિપૂર્ણ છે.

આત્મશક્તિને નહિં જાણવાથી જ તેનો આવિર્ભાવ કરી શકતા નથી. નૈસર્ગિક આનંદ જાણવો ને અનુભવવો એ માનવીનું કર્તવ્ય છે.

## પરમ સુખનું માર્ગદર્શન

આત્માનો આવિર્ભાવ થવામાં—માનવસ્વરૂપનું દર્શન કરવામાં જે કેળવણી મદદ કરે તે જ સાચી કેળવણી, બી તો જે છે તે છે જ. તેને સૂર્યનો પ્રકાશ, પાણી, ખાતર વગેરેથી અનુકૂળતા આપવાની છે અને સ્વરૂપને જાગ્રત કરવાનું છે. આત્મજ્ઞાન થાય નહીં ત્યાંસુધી મનની અસ્થિરતા રહેવાની ને સુખદુઃખ રહેવાનાં. એકાગ્રતામાં જ સુખનો અનુભવ થાય છે. માનસિક વૈરાગ્ય કેળવો જોઇએ. બાહ્ય ત્યાગને સંબંધ નથી. આંતરિક ત્યાગ અને વૈરાગ્ય એ જ સાચી વાત છે.

પરમાત્મા સિવાય બધું નાશવંત છે. મન, શરીર વગેરેમાંથી આસક્તિનો ત્યાગ તે વૈરાગ્ય; બાહ્ય કર્મોમાં ઉદાસીનતા, ઘૃણા, બેદરકારી એ વૈરાગ્ય નથી. સ્વધર્માનુસાર બધા ધર્મોને ક્રિયાત્મક આચરણ કરવાનું જ છે. જીવન નાટક છે. તે પૂરેપૂરું ભજવવાનું છે. છતાં તે પણ કર્તવ્ય સમજી આસક્તિ છોડવાની છે. અને એની કસોટી એ છે કે ફળની પ્રાપ્તિ ન થાય ત્યારે દુઃખ ન થવું જોઇએ. હર્ષ—શોકની લાગણી ન થાય, સમત્વ અને અનાસક્ત ભાવ ખીલવવાનો હોય છે. ગાંધીજી અનાસક્ત ભાવે જ ગીતાધર્મનું આચરણ કરે છે ને સૌને તે પ્રમાણે વર્તવાનું કહી રહ્યા છે. દરેક કાર્ય પૂર્ણતાથી કરવાનું છે. પણ ફળાસક્તિ કાઢવાની છે.

## સુખી સમાજ કેવી રીતે રચાય ?

જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન શરીર છે. તેને સુદૃઢ નીરોગી અને તેજસ્વી રાખવું એ પણ કર્તવ્ય છે. ચિત્તની અને મનની સ્થિરતા પણ જરૂરી છે. વ્યક્તિ સમાજનું અંગ છે તેને સામાજિક ધર્મો પણ છે. વર્ણાશ્રમ ધર્મ એ હેતુને માટે છે. સમાજના લોકોને કેળવણી, તંદુરસ્તી, રહેઠાણ વગેરે સારાં મળી રહે અને સુખી સમાજ ઊભો થાય એ પણ કર્તવ્ય છે.

આપણી અધોગતિ થવામાં આપણે આત્મભાન ભૂલ્યા. ઉદાસીન થતા ગયા ને દુર્લક્ષ્ય રહ્યું એટલે જ અધોગતિ થઈ. ભક્તિ, જ્ઞાન, કર્મયોગ સાચા સ્વરૂપમાં ન આચર્યો એટલે જ દુ:ખ છે. .

મહાભારતના સમયમાં જ્ઞાન–ભક્તિ–કર્મસમન્વય હતો. અને તે સમાજ બલિષ્ઠ ને પ્રાણવાન હતો. તે પછી જગન્મિથ્યા અને ઇશ્વરનું ભજન એ જ કર્તવ્ય છે એમ માની બાહ્યજીવન તરફ નરી ઉદાસીનતાથી આપણે આ સ્થિતિમાં આવ્યા. પશ્ચિમની સંસ્કૃતિ સાહિત્ય, કળા વગેરેનો પરિપૂર્ણ વિકાસ માગે છે. પશ્ચિમ પ્રકૃતિનું ગુલામ છે.

ભગવાનનાં દર્શન માટે આત્મપ્રેરિત કળાનો આવિર્ભાવ કરવો જોઇએ. પશ્ચિમના લોકો કહે છે કે ઇશ્વર જેવું તત્ત્વ છે તો ખરું પણ અજ્ઞેય છે. તેઓ મૌજશોખ ને સુખશાંતિમાં રહેવામાં જ માને છે.

પૂર્વ–સંસ્કૃતિનું લક્ષ્ય આત્મજ્ઞાન છે. જ્યારે પશ્ચિમ પ્રકૃતિનું ગુલામ છે. બાહ્ય બાબતોમાં પશ્ચિમ પાસેથી ઘણું શીખવાનું છે એ પણ યાદ રાખવું જોઈએ. અને સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય નહીં ત્યાંસુધી પરમ શાંતિ મળશે નહીં. દરેક પોતાની પ્રકૃતિ પ્રમાણે આગળ વધે છે.

ભારતવર્ષે દુનિયાને જો કંઈ આપવાનું હોય તો તે સ્વામી વિવેકાનંદજીના કહેવા પ્રમાણે આધ્યાત્મિક જ્ઞાનનું દાન છે. શ્રી અરવિંદ કહે છે કે હિંદ જ જગતનો આધ્યાત્મિક ગુરુ થવાને લાયક છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ એ જ આદર્શ છે. આર્થિક, સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં પણ હિંદ સૌને આદર્શ આપશે.



# નોંધપોથીમાંથી

શ્રી ખેમચંદજી શાહ



એક વખત લખવા બેઠો હતો ત્યાં મનમાં આકસ્મિક રીતે વિચારસ્ફુરણ થયું કે, હે આત્મા! આ બધું તો અહીં મૂકીને જવાનું છે તો આ બધું કોના માટે કરે છે! જો કંઈપણ આત્મસાધન ન થયું તો થોડા દિવસનો મેમાન એવો તું પરલોકમાં કઈ ગતિ પામીશ? દુનિયાદારીનું કરેલું બધું અહીં રહી જશે, અને ખાલી હાથે પરલોક સિધાવવું પડશે.

× × × ×

જીવનની ક્ષુધિતના આત્મશાન્તિને હણે છે. જીવનમાં તૃષ્ણાઓ ઓછી થાય તો દુઃખ નથી. જીવનની જરૂરીઆતો વધારી દુઃખ વધાર્યું છે એમ ઉપકારી મહાપુરુષો જ કહે છે એમ નહિ પણ કોઈ વખત જાત અનુભવ પણ તે જ કહે છે.

× × × ×

બપોરના પોણા ત્રણ વાગે વિના પ્રવૃત્તિએ બેઠો હતો. વિચારો ઉપર વિચારો મગજ પર આવી પસાર થતા હતા. 'બહુ બોલવામાં લાભ છે કે નહિ?' તે વિચાર આવ્યો. મારો સ્વભાવ બહુ ઓછું બોલવામાં ટેવાએલો છે. બોલકણા માણસો વચ્ચે સમય પસાર કરવાનો વખત આવે ત્યારે મુશ્કેલી પણ નડે છે. વિદ્વાન માણસોનું કહેવું છે કે, 'સાંભળવું ઘણું પણ બોલવું બહુ ઓછું', એટલે કે જરૂર પુરતું; એક બાજુ પત્રકારો જા.ખ.માં લખે છે કે, 'બોલે તેના બોર વેચાય' જ્યાં ત્યાં બહુ બોલવાની અને બાધાકૂટ કરવાની ટેવ સિવાયનો માણસ બોલકણા માણસોમાં ભળી શકતો નથી તે જાત અનુભવ છે. મુશ્કેલીઓ નડતી હોવા છતાં મારી ટેવ મને વધુ પ્રિય છે. હું માન્યતા બંધાએલી છે કે, બહુ બોલવામાં લાભ કરતાં નુકશાન વધારે છે.

× × × ×

મારા લખાણમાં કોઈ માથું મારી વાંચવા પ્રયાસ કરે અથવા પડોશી ટપાલને લઈ વાંચવા માંડે તો મારું મન દુઃખાય છે. કોઈ વખત તો સારા માણસને રોકડું કહી દેવું પડે છે કે, ભાઈ કરો! કોઈનું લખાણ કે ટપાલ વગર આપ્યે વાંચવાની ઉતેજારી રાખવી તે ટેવ સારી તો નથી, મેં જોયું છે કે, ઘણાની ટેવ એવી હોય છે કે, ત્રાંસી નજરે પણ સામો માણસ શું લખે છે તે વાંચવા ખૂબ આતુર હોય છે. આવી ટેવવાળાને કોઈ વખત અપમાનિત થવું પડે છે.

× × ×

સારા ગણાતા માણસો પણ ટાઈમનો દુરુપયોગ કરતા જણાય છે. શા માટે ટાઈમને નકામો ગાળવો જોઈએ. કાંતો ગામ-ગપાટા હાંકી, કાંતો કોઈની નિંદા કુથળી કરી અથવા તો અથક-ગથકની વાતો કરી ટાઈમ પસાર કરે, પણ પોતાના જીવનવિકાસ કાજે સમયનો સદુપયોગ કરવાનું સૂઝતું નથી. કેટલીક વખત આવા માણસો બીજાને પણ અંતરાયરૂપ બને છે. કંટાળો આપે છે.

× × ×

પારકાના દોષની ટીકા કરવાનું મન ઘણાને થાય છે પણ પોતાના દોષની સામે નજર પણ કરવાની ફુરસદ હોતી નથી. કોઈનો દોષ જોઈને કે સાંભળીને આપણે ખુશ થઈએ છીએ. પારકાના દોષ જોવા કરતાં પોતાના દોષ જોવા એ પોતાના માટે વધુ હિતાવહ છે. પારકાના દોષ જોવાથી પોતાના દોષ જતા નથી બલ્કે વધે છે.

× × ×

એક વખત ભોજનશાળામાં હું જમતો હતો. મારી પંગતમાં એક શ્રીમંત લેખાતું કુટુંબ જમતું હતું. સાથે તેમનો નોકર બેઠો હતો. ભોજનશાળામાંથી રોટલી ચોપડીને આવે પણ શેઠે બે આનાના ઘીનો ઓર્ડર આપ્યો. ઘીની વાટકીમાંથી આખા કુટુંબે ઘી લઈ વાટકી ખાલી કરી પણ નોકરને આપવા જેટલી ઉદારતા શેઠમાં મેં ન જોઈ. ખરેખર મને દુઃખ થયું કે, માણસાઈના દીવા ઓલવાતા જાય છે.

× × ×

એક વખત ટ્રેઈનમાં હું સુરત જતો હતો. ટ્રેઈનમાં ભાતભાતના માણસોની ચેષ્ટા આપો

ચડઉતર થતી હતી. હું બેઠો હતો તેના પાછલા પાટીઆ પર એક બુઢો રબારી તાવ આવેલો હોવાથી સુતો હતો, તેના સામે એક નવયૌવના રબારણ બેઠી હતી. તેનામાં નિર્દોષતા અને મયાળુતા તરવતી હતી. રબારણ અને રબારી બન્ને જુદાજુદા ગામનાં હતાં છતાં બાઈના અંતરમાં પોતાના જાત ભાઇ માટેનું બહુ માન હતું. રબારણને ઊતરવા માટેનું સ્ટેશન આવ્યું. બાઈ બોલી કે, તાવ આવ્યો છે તો આજે અહીં ઊતરી જાઓ; આવતી કાલે જજો.' રબારીએ જવાબ વાળ્યો કે, 'ના બાપા!' હિંદના લાકડવાયા માનવીઓમાં હજુ માયાળુતાની લાગણી ટકી રહી છે. ઉચ્ચ કોમમાં આવું જોવા ભાગ્યે જ મળશે.'

× × ×

ટ્રેઈનમાં હું મુસાફરી કરતો હતો ત્યારે ટાઈમ પસાર કરવા છાપું વાંચતો હતો મારી સામે મુંબઈના કુલ્લકમાંથી નાશી છૂટેલા મુસાફરો બેઠા હતા. મુંબઈની કમાણીથી ખીચોખીચ ભરેલાં લાગતાં હતાં. કોઈ મોટું સ્ટેશન આવે ત્યાં ચાહ, પાન, સીગારેટ, નાસ્તો વિગેરે કરતા. ભાગ્યેજ કોઈ સ્ટેશન આ મુસાફરોના ઓર્ડર સિવાય જતું હતું. મને વિચાર આવ્યો કે, શું આ ભાઈઓ ઘડી ઘડીમાં ભૂખ્યા થઈ જતા હશે! આપણા હિંદી ભાઇઓમાં એવી ખાસીયતો હોય છે કે, ભૂખ કે તરસ ન હોય તો પણ ગમે ત્યારે અને ગમે તે આરોગવું અને સ્વાસ્થ્યને બગાડવું.



# મોક્ષપ્રાપ્તિ

હે! જીવ હું જનમથી જ અદ્યાપિ સુધી,
પ્રીતે અપાર પ્રતિની કૃતિ જેહ કીધી;
છે તે તને અધમતા અતિ અર્પનારી,
જન્મો અનેક તુજને દુઃખ સ્થાપનારી.

પંથે પ્રવૃત્તિ સુખ ચાહી સદા ચઢ્યો તું,
માયા પ્રવાહ મહીં મોહ વડે પડ્યો તું;
ઈચ્છા વિવિધ ધરી પૂર્ણ થવા મથ્યો તું;
તે છે અનંત, કદિ અંત તને મળ્યો શું?

યુક્તિ અધિક રચી દ્રવ્ય અપાર પામ્યો,
વિશ્વે ધનેશ પદ મેળવીને વિરામ્યો;
કિંવા સુરેન્દ્ર સમ વૈભવી થઈ રહ્યો તું,
કિન્તુ ન સ્વર્ગ પ્રતિ યોગ્ય જવા થયો તું.

આવો સમાજ, કુળ, ગેહ તને મળેલું,
સ્વામિત્વ પૂર્ણ ભૂમિના પતિના પતિનું;
આ જન્મ સાર્થ કરતાં સહુ વેગળું છે,
ત્યાગી સમસ્ત અહીંથી જવું એકલું છે.

પામ્યો તું જન્મ જગમાં જીવ! મુક્ત થાવા,
બાંધો અનેક પ્રકટયા કરી કર્મ નાનાં;
ચેતી સુમાર્ગ જીવ તું હમણાંથી લેજે,
છાજે તને સુકૃતિ ઉત્તમતાથી છે જે.

સંમોહ ત્યાગી, ક્રમથી નિરમોહ થાવું,
ને સત્ય, સુખ પ્રતિ નિત્ય વિશેષ ચ્હાવું;
લે તું તપાસી, કરી શી કરવી કમાઈ?
તો તું તરીશ ભવસાગર સ્હેજ ભાઈ!

ગુરુથી પ્રાપ્ત ક્રમમાં ચિત્તને દઢાવી,
મિથ્યા તમામ ત્યજી અંતર શુદ્ધિ લાવી;
કર્તવ્ય સાધી કર યત્ન પ્રપંચ છૂટે,
સંપત્તિ શુદ્ધ તુજની ન ખૂટે, ન લૂંટે.

કોઈ ક્ષણે ગુરુપદે મતિ શુદ્ધ લાગી,
ગાવા પવિત્ર પદ આ ઉર ઊર્મિ જાગી;
દેવા સુબોધ સહુને નિત ઈશ આંગે,
સોપાન મોક્ષપદનું ચઢી સુખી થાજે.

—પ્રહલાદ શુકલ



# ઉત્સાહ ઉદ્યોગ વત્તા ધર્મ

લે૦. પ્ર. શ્રી શંકરશાસ્ત્રી.

એક ખેડુત બોલે છેઃ બધા કહે છે ધર્મ કરો. શું ધર્મ કર્મથી જુદો છે? કોઈનો જીવ દુભાવવો નહિ. ચોરી કરી જવું નહિ. પારકી સ્ત્રીને છેડવી નહિ. અણહકનું ખાવું નહિ. આવી રહેણીએ રહેવું એનું જ નામ ધર્મ છે. હું તો ભાઈ! ખેડુ છું. એક દુહો જાણું છું. "પીપા પાપ જો ના કીયો, તો પુણ્ય કીયો સો વાર જો ન લીયો કાહુકો, તો દીયો લાખ હજાર." શેઠીયા હોય તે ગૌશાળા કરે. પીયાવા બંધાવે. વૃક્ષો વવરાવે. ચબુતરા ચણાવે. જીવાડીને જીવવું, ઈતો ભાઈ, અમારો ધંધો જ છે. ગાયો અમે પાળીએ છીએ. ન પાળીયે તો ખાઈએ શું? ખેડ જ અધવચ ભાંગી પડે. કુવો અમે બાંધીએ છીએ. ન બાંધીએ તો રળીએ કેમ? વૃક્ષો અમે વાવીએ છીએ ન વાવીએ તો રહીએ કયાં? ત્યારે ચબુતરા? એ શું અમારાં ખેતરોની તોલે આવે છે? ટોળાં ને ટોળાં પંખી કલ્લોલ કરતાં ઉડે છે. પણ ગોરજી ચલાવો છો એનું કેમ? ઈતો, ભાઈ બરાબરી કરાય છે. ગોરણું કયાં અલોપી છે. દેવમંદિર-વાળાઓ પણ ઝપટ ઝાપટું મારે છે. ઉજડને હરી-યાળું કરવું એ જ અમારૂં ધ્યેય છે. ઉદ્યોગ અને ઉત્સાહ એ જ અમારો ધર્મ છે. છતાં ગોર કચ કચ કરે છે, પેટાળથી વિઠાળાને જુદો તારવી કાઢે છે કેમ મીસ્ત્રી! તમારૂં શું કહેવું છે?

સુતાર—એક છે કે જુદો છે એ પરમેશ્વર તો જાણે છે. સારામાંથી સુંદર કરવું ભૂંડામાંથી ભલું કરવું. એમાં જ પ્રભુ રાજી છે હું તો એટલું જાણું છું. વેરામાંથી પૈડું કરવું પાણામાંથી દેવ ઘડવો. ઢેફામાંથી ગોખો કરવો એ જ અમારો રામ છે. બાકીનો બકવાદ છે

ગોર—તમારો જડવાદ છે. પરોપકારનો ભાસ છે. ધર્મ કર્મથી ન્યારો છે. સ્વાર્થ પરાર્થમાં ઘોડા ગધેડા જેટલું ભારે અંતર છે. શીખ અમારી લેતા રહો!

સુતાર— ભગવાન અન્તરજામી છે. ઘટઘટની એ જાણે છે. એમાં તમારો ખપ શો?

ગોર—ધરતીમાં ઘાસ થાય છે. ઢોરાં એને ખાય છે. દુધ દહીંને આપે છે. ખેડુનો તો ખપ શો!

ખેડુ-દુધે પૂરૂં થાય નહિ. દાણા વિણ જીવાય નહિ.

ગોર—ધર્મ વિનાના કર્મમાત્રથી ખરૂં સુખ જણાય નહિ. માટે તમે સૌ ઠોરુભા સાંભળો.

બન્ને—એમ કરીને તમારે વચમાં મીઠા મોદક ખાવા છે. અમારી ને ભગવાન વચ્ચે દલાલ અમને ખપે નહિ. ઉદ્યોગ અને ઉત્સાહ અમને સઘળું સાધી આપે છે.

ગોર—ઘર છાવા માટે છે. કડીયો ઘરને બાંધે છે. છતાં તગો જ તેને રહે છે. ઉદ્યોગ અને ઉત્સાહ નર્યો સૂખા અમને આપે છે. શ્રદ્ધાપંણુ વિનાનાં કર્મો નરક-વાસમાં રાખે છે. કર્મ સાથે ધર્મજ્ઞાનની સૌને પૂરી જરૂર છે.

બન્ને—જંગલમાંથી મંગલ કરવું એ જ અમારો ધર્મ છે. ઉદ્યોગ ઉત્સાહ સંગ છે તો નરક અમારે સ્વર્ગ છે.

ગોર—પણ નારકી જનના સંગમાં તમને સ્વર્ગ વસમું થઈ પડવાનું છે.

ગોર—બન્ને ગુર્જરી ગયા છે. ખરા કર્તવ્યનિષ્ઠ હતા. તેમાં જો ધર્મનિષ્ઠા આવી વસત તો પરોપકારનાં કાર્યો ટપકત. પણ સંઘર્ષમાં ઘપડાયા વિના, ઉત્સાહ ધર્મને શરણે જતો નથી. પણ ઉત્સાહ સાથે ઉદ્યોગ પણ મોળો પડે તો! તે સારૂ જ ધર્મગુરુનો ઉત્સાહ છે. કડવાં વચનો સાંખીને પણ સદા સાથે રહે છે. દુઝણી ગાયની પાટુ સારી, ઉદ્યોગીનું અપમાન ભલું. અન્ન લુખું ઘી વિના, ઘી મોળું ગોળ વિના; ઘી ગોળ અને લોટના સંનિપાતથી મીઠા મોદક બને છે, તેમ ઉદ્યોગ, ઉત્સાહ અને ધર્મનિષ્ઠાનો સંઘ થયે પરોપકાર પ્રગટે છે. એ જ ખરો ઉત્કર્ષ છે. જીવનનો એ સાર છે. ખેલવાનો ખેલ છે. લાવ સંભાળ લઉં. તેઓ ગયા

છે ક્યાં ? હન્ત હન્ત તેઓને નરક જ મળ્યું છે, તે પણ એક સાતમું મળવું જ જોઈએ. શૂરાને દારુણ સંગ્રામ વિના શું ગોઠે ! ઉદ્યોગ ઉત્સાહનું ખરું ક્ષેત્ર તો નરક જ છે. પુરુષાર્થીના પુરુષાર્થનાં પાણી ત્યાં પરખાય છે. શૂરાઓ ઘા વાગ્યાને 'ફૂલ વાગ્યાં' બોલે છે તેમ ઉત્સાહીઓ નરકવાસને હરિજનવાસ ભણે છે. એમને એમ જ શોભે છે. લાવ હું પણ પ્રબોધ દેવા ત્યાં જાઉં. ધર્મબોધનાં ખરાં પાત્રો કેવળ ઉદ્યોગ-ઉત્સાહ છે. હાશ રજા તો મળી છે. પણ શરત આકરી છે. મારે પણ ત્યાં વસવાટ કરવો–વસવું જ જોઈએ. જે જેમાં કામ કરે તેણે તેના ભેળા જ વસવું. એ પ્રચારનો નિયમ છે. પહેલાં અવલોકો, પછી અનુસરો, છેલ્લે દોરો. કેળવણીના એ ત્રણ સિદ્ધાન્તો ત્યારે જ કામ કરે છે, તો શું ધર્મગુરુને માટે પણ નરકવાસ ! હા ખચીત કરીને હા. અધ્યાપક પંડિતોથી ઘેરાયો હોય છે કે વિદ્યાર્થીઓથી, તેમ ધર્મગુરુ પણ અધર્મીથી વીંટાયેલો ભલો. મનુમહારાજ, તે તે દેશવતનીઓને ગણાવીને કહે છે કે એ લોકો મૂળે આર્યો હતા. વૈદિક માર્ગે ચાલી અગ્નિ, ગાય અને સૂર્યમાં પ્રભુને પૂજતા. કાળે કરીને બ્રાહ્મણોનાં દર્શન તેમને મળતાં અટક્યાં એટલે હલાવ્યા વિના દાઝે તેમ એ લોકો બગડીને મ્લેચ્છત્વ પામ્યા —

म्लेच्छत्वं समनुप्राप्ता ब्राह्मणानामदर्शनात् ॥

કોઈ ભીરુ અહીં સવાલ કરશે કે એમ નારકીને સ્વર્ગી કરવા તમે વિના સાધને પરદેશ જશો તો પાંડવોની જેમ બરફમાં ઓગળી જશો અથવા અમૃત પીવા સ્વર્ગે જશો. અથવા વિધર્મીઓથી ઠાર થશો. તેમને એક જ ઉત્તર છે.—

યોગબળનો જાણકાર થા. મુખને છિદ્ર એક છે. નાકને બે. જમણા છિદ્રથી યોગી પ્રાણ ખેંચી સૂર્યભેદન કરે, બરફમાં પરસેવે નીતરે. ડાબેથી ચંદ્રભેદન કરે, ગરમી તો શું અગ્નિમાં પણ શીતળતા રહે. કંઠકૂપમાં સંયમ કરતાં ક્ષુધાતૃષા અટકે છે એ તો યોગીવરની સીધી સાદી વાત છે. બાકી રહ્યા વિધર્મીઓ. એ સારૂ જ નૈષ્ઠિક બ્રહ્મચર્ય આવશ્યક છે. બ્રહ્મચર્યની સિદ્ધિ થયે ત્રાટકવિદ્યાથી શત્રુ સ્તંભિત થાય છે. પરધર્મી જિજ્ઞાસુઓને આર્યધર્મમાં લાવવાની એ જ અજબ શક્તિ છે. પણ જંગલી જાન લે તો ? તો તું ખાટલામાં સૂતો રહે. મૃત્યુ ત્યાં નહિ આવે. પાણિનિને સિંહે ખાધો, જૈમિનિને હાથીએ ચગદ્યો, મુનિ પિંગલને મગરે જેનું મૃત્યુ છે તે તો ત્યાં થવાનું જ. ઉત્થાન મા મરણ ભય, તો તે તજવો રહ્યો.

સુધારકો માટે તો તેથી નરક જ ઉત્તમ ક્ષેત્ર છે. ધર્મનિષ્ઠ નરકને શું નરક જ રહેવા દે છે ! તો શું ઉદ્યોગ અને ઉત્સાહની જોડી ત્યાં હાથ જોડીને બેસી રહી ! ખેડુત અને કારીગર જો નરકને સ્વર્ગ બનાવે છે, તો નારકી જનને સ્વર્ગી કરવા ધર્મગુરુનો ખપ છે. પણ એમ અભિમાન ધરીને શા માટે જવું ? અન્તર્યામી ઘટઘટમાં બેઠો છે. અવળી મતિને સવળી કરતાં એને શી વાર લાગે છે ? નિરુત્સાહી ને બેઠાડુની એ સફાઈની દલીલ છે. ખેલ ખેલવા જ ઈશ્વર પોતે શિવમાંથી જીવ થયો છે. પાછો પોતે પ્રેક્ષક બને છે.

ખરા ભક્તો ગાય છે. અમને ગમે છે ઈશ્વરનાં ગુણ ગાવાનું. એ જો નરકમાં મળ્યા કરે તો એ પણ સ્વર્ગસમાન છે. સુધાપાન અને અપ્સરા નાચ, એ પણ નર્યું નરક જ છે.

હા. ધિક્. હા. ધિક્, હું નરકમાર્ગે જાઉં છું. કુદૃશ્ય અને દુર્ગન્ધી. કેવું બધે બિભત્સ છે ! ભોગ મળ્યા કે અહીં આવવાની કુમતિ સૂઝી. (વિચારીને) મારગમાં જ જો મુંઝાઈ જાઉં તો પછી મારામાં પણ ઉદ્યોગ અને ઉત્સાહ ક્યાં રહ્યો ! ઉપદેશકમાં ઉત્સાહ, ઉદ્યોગ અને ધર્મનિષ્ઠા ત્રણે જોઈએ. ધર્મનિષ્ઠા શું ? પડેલાને બેઠા કરવા સારૂ ભરજ્યાત નરકવાસ પોતાના ભાઈઓ સારૂ મહારાજા યુધિષ્ઠિરે તે સ્વીકાર્યો હતો. તેમાં જ પરોપકાર છે. (જોઈને) પણ આ શું આશ્ચર્ય ! અહીં આ તો ફૂલવાડી છે ! હોય શો. નરક પણ એક દેશ. તેમાં અધિકારીઓ પણ વસે છે. અધિકાર પુણ્યે પમાય છે. પુણ્યાત્માનાં પગલાં પડતાં નરક સ્વર્ગ બની જાય છે.

લોકો—ઉતરી પડો. છેલ્લું સ્ટેશન આવી રહ્યું.

ગોર—તો પછી અહીં બાગબગીચો કોનો છે !

લોકો—હમણાં બે નવતર આવ્યા છે. એક બેડુ મુઓ છે. બીજો કારીગર ગુડાણો છે. તેમના આ કાર્ય કામો છે. નરક ટાળી દીધું છે. ઓટલો વાળી રાખ્યો છે. ઢોર બીચારાં ચરી ખાતાં, બબ્બે આડમાં સમ ખાવા યે કોઈ નહોતું, ત્યાં વસતિ જેવું કર્યું છે. ઝેરી ઝાડો વાવ્યાં છે. બકરાં ખાતાં મરે છે. કહેવાય છે કે

રાક્ષસોની રંજાડ ટાળવા સીતાએ એ રોપ્યાંતાં તેથી સીતાફળ કહેવાય છે. કશામે ખપમાં નાવે એવા બાવળ તેમણે વાવ્યા છે. રામની શોધ એ કહેવાય છે. વાડ ઝટ થઇ જાય છે. અમારે પણ હવે દશકંઠ જેવા થઈ ને તેમને સીધાચટ કરી દેવા છે. તમે વળી એમાં ત્રીજા સીતા થઇને આવ્યા છો.

ગોર—પણ તમે કોણ છો ?

લોકો—અમે માલધારીઓ છીએ. અહીંના મૂળ વતની છીએ. પડતરનું ખેડવાણ થાય એ અમે ના થવા દઈએ. નિત્ય બાખડું થાય છે. આડા ઊભવું પડે છે.

ગોર—તે સારૂં હું આવ્યો છું. તેઓને મને ઓળખાવો:

લોકો—જુઓ પેલા ચાલ્યા આવે તે. એક હાથમાં રોપલો છે. બીજે કોદાળી પાવડો છે. અમને ભડકાવે છે. (ભાગી જાય છે.)

× . × +

બન્ને—પધારો પધારો ગોરબાપા તમે તો નરકમાં યે અમારી સંભાળ લીધી. અમે તો માનતા'તા કે તમે શ્રીમંતોને જ શોધ્યા કરો છો.

ગોર—તમારી એ અવળી સમજે જ તમને નરક આપ્યું છે.

બંન્ને—આપ્યું શિર ચડાવી લીધું. તમે નરક ભાળો છો ! ઉત્સાહ ને ઉદ્યોગ આગળ નરક ફાટી પડે છે. સ્વર્ગ બની જાય છે. પણ આપ જરા સ્નાન કરો. મેલા માર્ગે આવ્યા છો. જુઓ નિર્મલ કુંડ છે. પહેલાં એ નરક ગણાતો. ડોળાં ડોળા પાણી પીતાં. હવે બાંધી લીધી છે. કેળાં પપૈયાં પાક્યાં છે. આરોગીને આરામ કરો. વાડ અમારી અધુરી છે. રબારી રંજાડે છે. ઢોરાં રેઢાં ચારે છે. રામાયણના રાક્ષસ છે. આપશ્રીના દર્શનથી આજ આનંદ ઉત્સાહ વધ્યો છે. ઉદ્યોગનો શ્રમ ફળ્યો છે........

ગોર—છોકરાઓ ! બોલો પછી તમારૂં શું થયું ?

બંને—આપનું કહેલું ખરૂં પડ્યું. યમરાજે અમને પૂછ્યું, તમે શાં શાં સુકૃત્યો કર્યાં ? અમે કહ્યું. ગોસેવા, જલાશય, વૃક્ષારોપણ અને યજ્ઞ, એવું એવું ઘણું ઘણું. જમે પૂછ્યું એમાં તમારો સ્વાર્થ નહોતો, એ વાતનો કોઈ સાક્ષી છે ? અમે કહ્યું. ગાયોને પૂછો. કેવી સેવા કરતા'તા. ગાયો કહે એ લોકો અમને ચારતા'તા ને દોતા'તા. વૃક્ષો કહે પાતા'તા ને કાપતા'તા. પક્ષીઓ કહે ઓફણ ઓળે દેતા'તા. બધાંએ સાખને બદલે ચાડી કરી. જમ- એવો જો પરમારથ ગણીએ તો સ્વારથ પછી કોને ગણવો ? જાઓ સાતમા નરકમાં. તમારા ઉદ્યોગ અને ઉત્સાહ સારૂ એ જ રૂડું સ્થળ છે. બસ અમે તો અહીં ફેંકાયા. ગોરબાપા ! શું વર્ણન કરીએ. સંભારતાં ચીતરી ચડે છે. રૂવાં બેઠાં થાય છે. આંખે અંધારાં આવે છે પણ હવે એ તો બધું સ્મરણ માત્ર જ રહ્યું છે. ગોર બાપા ! આપે માર્ગમાં જોઇ તેનાથીયે વંઠી ને વસમી આ ધરતી હતી. અહીં હતા ધગધગતા થાભલા, ગંધાતા ઉકરડા ને ખદબદતાં ખાબોચીયાં. શરૂમાં તો અમે મુંઝાઈ પડયા. પણ ઉત્સાહે અમને સાવધ કર્યા. અમને સુઝ્યું. ગભરાવા જેવું કશું નથી. જેનો અમારે ખપ છે એ જ વસ્તુ કાચે રૂપે હાજર છે. કાચામાંથી પાકું, વિકૃતમાંથી સુકૃત ઘડવું એજ અમારો કસબ છે. ઉકરડામાંથી ડાળચાં ખોળી મંડયા થાભલા છાંટવા. ટાઢા પાડી ટીપી કાઢયા. બની ગયાં મજાનાં ઓજારો, કુહાડા, કોદાળી, કોશ, કરવત ને પાવડા રોજ પકડીને નાથી દીધાં. ધરા સબળાં ખેડી નાખી. ઉકરડાને ઢોળી નાંખ્યા. કોશ જોડીને કુંડ ઉલેચ્યા, નારક બધું ખેંચી લીધું. ઉકરડામાં જ બીજ હતાં. ફળાઉ રોપા પારખી લીધા. ક્યારા કરીને રોપી દીધા. હવે ગુવાડી જ ફુલવાડી છે.

ગોર—તમારા ઉદ્યોગ ઉત્સાહને પ્રોત્સાહન સાથે ધન્યવાદ આપું છું.

બન્ને—પણ એક અમોને સંકટ છે. જંગલી ઝંઝટ વધારે છે. સુઘડ શોખ્યો જડતો નથી. ત્યાં તો વેરી જન્મ્યાં હતાં. અહીં અમને કોના સારૂ ! કોના સારૂ ! એમ વારંવાવાર થાય છે હાથ પગ ઢીલા બને છે.

મળીયા મૂઠ ધણાય, મનસાગર મળીયા નહિ,
તેનું તરસ્યું મનમાંય, રહી અમારે દેવતા.
ભલા સજ્જન આવી મળ્યે, થાયે દો દો વાત
મનની આપે મૂડી ને, ભૂલ્યા ચડાવે વાટ.

ગોર—સ્વાર્થ અને પરમાર્થ વચ્ચેનો ભેદ હવે સમજાય છે ? કર્તવ્ય સારૂ કર્તવ્ય કરે એમાં જ ખરો આનંદ છે. સ્વાર્થે ઉદ્યોગ ને ઉત્સાહ નરી નિરાશા લાવે છે. ગુવાડીમાંથી ફુલવાડી પેદા કરનારાઓને જો નંદનવન સોંપાયું હોત તો તેનું શું બનત ?

બંને—તો તો અમે તેને ધામ બનાવી દીધું હોત. અહીં તો અમને ડગલે પગલે નડતર આવી નડે છે.

ગોર—નવતરની નડતર હણવા ધર્મગુરુનો ખપ છે. ઉદ્યોગ અને ઉત્સાહ તમારા પુરે રોકડે પાસ છે, આ સ્પો તેનો પાસ છે. સ્વર્ગ તમારો વાસ છે.

બંને—અને આપ !

ધર્મગુરુ—નારકી જનને સ્વર્ગી કરવા માટે અહીં વસવાનું છે, એની પાકી કબુલાત પછી જ તમને છૂટી મળી છે.

બન્ને—ત્યાંના અતિશય ઇન્દ્રિય ઉત્સવો અમારી ઉદ્યોગ ઉત્સાહને દાબી દેશે.

ધર્મગુરુ—અરે બીકણો સ્વભાવ કોઈથી દબતો નથી.

બન્ને—તો પછી અમારે નન્દનવનનો ખપ નથી. આપના સદ્‌બોધે અમે અહીં જ વૈકુંઠ ખડું કરશું.

ધર્મગુરુ—ધન્ય છે મારા વત્સોને. કુમારોએ પણ ગાયું છે કે અમારામાં કર્યાશ હોય તો તે ટાળવા ભલે અમોને નરકવાસ મળે ત્યાં પણ અમે ભમરોની પેઠે આપના ચરણકમળમાં રમ્યા કરશું, તુલસીરસનું પાન કરી મધુર નામો ગુંજ્યા કરશું ને સર્વને કથામૃત પાશું. એનું નામ જ વૈકુંઠ છે.

# પ્રભાતનાં પુષ્પો

લેખકઃ શ્રી વજુ કોટક

હું જાણું છું કે તમારી આસપાસ ચારે બાજુ મુશ્કેલીઓના પહાડ ઊભા થયા છે અને તમે કલ્પના કરો છો કે 'ખલાસ, હવે છુટવાનો કોઈ પણ ઉપાય નથી! એવું ન કહો. આપણા અંતરમાં ઊભરાઈ ઊઠેલું દુઃખ કોઈને કહેવામાં મજા નથી. માણસ જ્યારે પડી જાય છે ત્યારે એની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા કરતાં હસનારા ઘણા હોય છે; આગ લાગે છે ત્યારે બુઝાવનારા કરતાં તમાશો જોનારા ઘણા હોય છે. આમ ભાંગેલું હૃદય લઈને ફર્યા કરશો તો કોઈ એને સાંધવા માટે દોડી નહિ આવે. નિરાશ બનીને બેસી રહેશો તો કોઈ આશાનો ભોજનથાળ તમારી પાસે લઈને નહિ આવે. મુશ્કેલીઓ તો મર્દની શોભા છે. આફત એ જીવનનો અલંકાર છે અને ચારે દિશામાં પથરાયેલા દુઃખસમાંથી માર્ગ કાઢવો એ ધીર પુરુષનો ધર્મ છે. જે યુદ્ધ ચાલુ રાખે છે એ કોઈ દિવસ જરૂર વિજય મેળવશે, પણ જે યુદ્ધથી ડરીને, દૂર ઊભો રહે છે એ તો સદા પરાજિત છે. આજે ભલે તમને એમ લાગે કે તમે બે ડગલાં પાછળ પડી ગયા છો પણ એ યાદ રાખો કે સિંહ જ્યારે શિકાર ઉપર તરાપ મારે છે ત્યારે હમેશાં બે ડગલાં પાછળ જાય છે. પરાજયના ગર્ભમાંથી જ વિજયનો સદા જન્મ થાય છે એક જ કુદકે એક જ દાવે વિજય મળી જાય તો એમાં કઈં રસ નથી હોતો; આવી જાતનો વિજય તો લોટરીની લાગેલી ટીકીટ જેવો છે'

ઇતિહાસનાં પાનાંઓ ઉથલાવો, જગતના મહા-પુરુષોનાં જીવન તપાસો અને જુઓ કે સિદ્ધિ મેળવતાં પહેલાં એ લોકોએ કેવી આકરી ઉપાસના શરૂ કરી હતી, કેવાં કેવાં દુઃખ સહન કર્યાં હતાં અને શું શું વેઠ્યું હતું. પરાજયના ફટકા ખાઈ ખાઈને એ લોકો હસતે મુખે પુરુષાર્થ જ કરતા રહ્યા છે અને આખરે વિજયી બન્યા છે. પૂરવા છતાં પણ જે પુરુષોએ ઊડવાનો પ્રયત્ન છોડ્યો નથી એમણે જીવન જીવી જાણ્યું છે. પ્રયત્નમાં જે મજા ભરી છે એ મજા સિદ્ધિમાં નથી. આ દુનિયામાં સુખી માણસો કરતાં દુઃખી ઘણાં છે. દુઃખથી ઘેરાયેલા તમે, જ્યારે કમ્મર કસીને પોકાર પાડશો કે 'ના, ના, હું દુઃખી નથી' ત્યારે ચોક્કસ માનજો કે આ દુઃખી દુનિયામાં તમે એક સુખી પુરુષનો ઉમેરો કરી રહ્યા છો. જે માણસો, એશ-આરામમાં, મોજશોખમાં, અને ખાવું પીવું તથા જલ્સા કરવા એવી જાતનું એકધારું જીવન જીવે છે એમને કદિ પણ ખ્યાલ નથી આવતો કે જીવનનો ખરો આનંદ કયાં છુપાયેલો છે. આવા સુંવાળા લોકો જરા જેટલી આફત આવતાં ભાંગી પડે છે.

પ્લેગ એક વખત દશ હજાર માણસોના જાન લઈને ચાલ્યો જતો હતો ત્યારે એક મહાત્માએ તેને પૂછ્યું, "પ્લેગ! તું પાંચ હજારને લેવા ગયો હતો, દશ હજાર કેમ લઈ આવ્યો!" પ્લેગે જવાબ આપ્યો, "મહાપુરુષ! મેં તો પાંચ જ હજાર માણસોને માર્યા છે પણ બીજા પાંચ હજાર માણસો કે જેઓ મોજશોખમાં જીવન ગાળતા હતા તે મારા આગમનના સમાચાર સાંભળીને જ મૃત્યુ પામ્યા છે."

તમારી બાબતમાં આવું ન થાય તે કૃપા કરીને ખ્યાલમાં રાખશો. દુઃખ જેટલું મહાન દેખાય છે એટલું મહાન તે હોતું નથી. સોએ નવ્વાણું ટકા તો આપણું મન જ એને પહાડ જેવડું બનાવી દે છે. આજે તમે, જરાક ઠોકર લાગતાં, ધરીયામ રસ્તા ઉપર પડી ગયા છો એ જોઈને હું તમારી પાસે દોડી આવ્યો છું અને તમારા કાનમાં જ આ વાતો કરું છું. મારી આ વાતોને કોઈપણ ધર્મપુસ્તકોના શબ્દો જેવી જ માની લેજો. શાસ્ત્રોનો મેં અભ્યાસ કર્યો નથી, હું તો એટલું જાણું છું કે જગતના શાસ્ત્રકારોએ અને મહર્ષિઓએ ઉન્નતિ સાધવાનો હુકમ કર્યો છે, પતનનો પક્ષ કોઈએ ખેંચ્યો નથી. આજે હું તમને હુકમ નથી કરતો પણ તરત જ ઊભા થવા માટે પ્રાર્થના કરું છું.

એકદમ ઊઠો, જાણે કંઈ બન્યું જ નથી એવી રીતે હસતું મુખ રાખીને ચાલવાનું શરૂ કરો. વિજય તમારી રાહ જોઈને જ બેઠો છે, દેવદૂતો તમારું સ્વાગત કરવા હાથમાં અનેક જાતનાં વાજીંત્રો લઈને ઊભા છે. તમારાથી થોડેક જ દૂર પરમ તેજ રાહ જોઈ રહ્યું છે. એ પોકાર પાડે છે કે,

"ઓ પુત્ર! તું એક જ ડગલું આગળ ભર. અંધકારની મર્યાદા ઓળંગી જા અને પછી તો હું તારા પગલે પગલે પ્રકાશના દીપ છોડી મૂકીશ."

# સુખ અનુભવવું છે?

નામ સાંભળતાં જ ઇચ્છા થઈ આવે અને થોડું દુઃખ ઓછું પણ થઈ ગયેલું જણાય, એવું સુખ અનુભવવું કોને ન ગમે? કીડીથી લઈને માનવી પર્યન્તના જીવો એની જ ઝંખનામાં જન્મતા-મરતા હોય છે. પણ બાળકના જન્મ પહેલાંની માતાની વેદના, સૂર્યોદય પહેલાંનું રાત્રિનું અંધારું અને ટ્રેઇનમાં આવનારા વ્હાલાંઓને ટ્રેઇન આવ્યા પહેલાંનો વિયોગ કેટલો કમ્પાવનારો છે? એ વિચારવું પડશે:

માતાને વેદના થાય છે, એને એ મૂંગે મોંયે સહન કરે છે તો જ તેને લાડીલા લાલનાં દર્શન થાય છે અંધકારમાં પણ પ્રકાશની આશામાં ફરનારને પ્રકાશનો લાભ મળે છે અને વિયોગ સહન કરનારને જ સંયોગનું સુખ મળે છે:

આ દૃષ્ટાન્તો તો દેહનાં સુખ માટે અપાયાં છે, આત્માનું સુખ અનુભવવા માટે પણ પ્રથમ હજારો વેદનાઓને સહન કરવી પડે છે, એમાં ધીરજ ગુમાવનાર એ આત્મસુખને સ્વપ્નમાં પણ અનુભવી શકવાનો નથી!

'સુખ ન મળેરે સમતા વિના'

એ સુવર્ણસૂત્રને બરાબર યાદ કરી રાખો:

'સારંગ'

